# માથ્થીની લખેલી સુવાર્તા

## ઈસુની વંશાવળી

૧ આ ઈસુ ખ્રિસ્તનો કૌટુંબિક ઈતિહાસ છે. તે
દાઉદના પરિવારમાંથી આવ્યો. અને દાઉદ
ઈબ્રાહિમના પરિવારમાંથી આવ્યો.

૨ ઈબ્રાહિમ ઈસહાકનો પિતા હતો.
ઈસહાક યાકૂબનો પિતા હતો.
યાકૂબ યહૂદા અને તેના ભાઈઓનો પિતા હતો.
૩ યહૂદા પેરેસ અને ઝેરાહનો પિતા હતો.
(તેઓની મા તામાર હતી.)
પેરેસ હેસ્રોનનો પિતા હતો.
હેસ્રોન આરામનો પિતા હતો.
૪ આરામ અમિનાદાબનો પિતા હતો.
અમિનાદાબ નાહશોનનો પિતા હતો.
નાહશોન સલ્મોનનો પિતા હતો.
૫ સલ્મોન બોઆઝનો પિતા હતો.
(બોઆઝની માતા રાહાબ હતી.)
બોઆઝ ઓબેદનો પિતા હતો.
(ઓબેદની માતા રૂથ હતી.)
ઓબેદ યશાઈનો પિતા હતો.
૬ યશાઈ દાઉદ રાજાનો પિતા હતો.
દાઉદ સુલેમાનનો પિતા હતો.
(સુલેમાનની મા ઊરિયાની પત્ની હતી.)
૭ સુલેમાન રહાબામનો પિતા હતો.
રહાબામ અબિયાનો પિતા હતો.
અબિયા આસાનો પિતા હતો.
૮ આસા યહોશાફાટનો પિતા હતો.
યહોશાફાટ, યોરામનો પિતા હતો.
યોરામ ઉઝિયાનો પિતા હતો.
૯ ઉઝિયા યોથામનો પિતા હતો.
યોથામ આહાઝનો પિતા હતો.
આહાઝ હિઝકિયાનો પિતા હતો.
૧૦ હિઝકિયા મનાશ્શાનો પિતા હતો.
મનાશ્શા આમોનનો પિતા હતો.
આમોન યોશિયાનો પિતા હતો.
૧૧ યખોન્યા અને તેના ભાઈઓના
પિતા યોશિયા હતો.
(યહૂદી લોકોને ગુલામ બનાવવા માટે
બાબિલ મોકલવામાં આવ્યાં તે સમય
દરમિયાન તેનો જન્મ થયો.)
૧૨ બાબિલમાં તેઓને લઈ ગયા પછી:
યખોન્યા શલથિયેલનો પિતા હતો.
શલથિયેલ ઝરુબ્બાબેલનો પિતા હતો.
૧૩ ઝરુબ્બાબેલ અબિહૂદનો પિતા હતો.
અબિહૂદ એલ્યાકીમનો પિતા હતો.
એલ્યાકીમ અઝોરનો પિતા હતો.
૧૪ અઝોર સાદોકનો પિતા હતો.
સાદોક આખીમનો પિતા હતો.
આખીમ અલિહૂદનો પિતા હતો.
૧૫ અલિહૂદ એલ્યાઝરનો પિતા હતો.
એલ્યાઝર મથ્થાનનો પિતા હતો.
મથ્થાન યાકૂબનો પિતા હતો.
૧૬ યાકૂબ યૂસફનો પિતા હતો.
યૂસફ મરિયમનો પતિ હતો.
અને મરિયમ ઈસુની મા હતી.
ઈસુ ખ્રિસ્ત* તરીકે ઓળખાવા લાગ્યો.

૧૭આમ ઈબ્રાહિમથી દાઉદ સુધીની ચૌદ પેઢીઓ
થઈ અને દાઉદથી યહૂદી લોકોને બાબિલમાં લઈ ગયા
ત્યાં સુધીની પણ ચૌદ પેઢી થઈ અને એ લોકોને
બાબિલમાં લઈ ગયા તે સમયથી ખ્રિસ્તના જન્મ સુધીની
ચૌદ પેઢી થઈ.

### ઈસુ ખ્રિસ્તનો જન્મ

૧૮ઈસુ ખ્રિસ્તની મા મરિયમ હતી. ઈસુના જન્મ
વિષેની હકીકત આ પ્રમાણે છે.

---

**ખ્રિસ્ત** "અભિષિત થએલ" (મસિહ) અથવા દેવનો પસંદ કરેલ.

તેની મા મરિયમની સગાઈ યૂસફ સાથે થઈ હતી.
લગ્ન પહેલાં મરિયમને ખબર પડી કે તે પવિત્ર આત્માથી
ગર્ભવતી થઈ છે. ૧૯મરિયમનો પતિ યૂસફ, ખૂબ જ
ભલો માણસ હતો, તે જાહેરમાં મરિયમને લજ્જિત
કરવા ઈચ્છતો ન હતો તેથી તેણે છૂટાછેડા આપવાનું
ગુપ્ત રીતે નક્કી કર્યુ.
૨૦જયારે તે આ બાબતનો વિચાર કરતો હતો ત્યારે
તેને પ્રભુનો દૂત દેખાયો. દૂતે કહ્યું કે, "યૂસફ, દાઉદના
દીકરા,* તું મરિયમને તારી પત્ની તરીકે સ્વીકારવામાં
જરા પણ અચકાઈશ નહિ કારણ કે તેને જે ગર્ભ રહેલો
છે તે પવિત્ર આત્માથી* છે. ૨૧તે દીકરાને જન્મ આપશે
અને તું તેનું નામ ઈસુ* પાડશે. તેને એવું નામ આપજે
કારણ કે તે પોતાના લોકોને તેમના પાપોમાંથી મુક્ત
કરશે."
૨૨આ બધુ તેને થશે કારણ કે પ્રબોધકો ઘ્વારા પ્રભુએ
કહેલું ભવિષ્ય કથન પરિપૂર્ણ થાય. ૨૩જુઓ, કુંવારી
ગર્ભવતી થશે, તેને એક દીકરો જનમશે અને તેનું નામ
ઈમ્માનુએલ પાડવામાં આવશે."* (ઈમ્માનુએલ એટલે
"દેવ આપણી સાથે છે.")
૨૪જયારે યૂસફ જાગ્યો, ત્યારે પ્રભુના દૂતના આદેશને
અનુસર્યો અને મરિયમને તેની પત્ની તરીકે સ્વીકારી
ઘરે તેડી લાવ્યો. ૨૫પરંતુ મરિયમે દીકરાને જન્મ આપ્યો
ત્યાં સુધી યૂસફે તેને જાણી નહિ. તેનું નામ તેણે ઈસુ
પાડ્યું.

### જ્ઞાની માણસો ઈસુની મુલાકાતે

૨ ઈસુનો જન્મ યહૂદિયાના બેથલેહેમ નગરમાં થયો
હતો. હેરોદ* રાજાના સમયમાં તેનો જન્મ થયો
હતો. ઈસુનો જન્મ થયા પછી પૂર્વના પ્રદેશમાંથી જ્ઞાની
માણસો યરૂશાલેમ આવ્યા. ૨જ્ઞાની માણસોએ લોકોને
પૂછયું કે, "નવજાત શિશુ જે યહૂદીઓનો રાજા છે તે
ક્યાં છે? અમે જે તારો જોયો છે તે બતાવે છે કે તેનો
જન્મ થઈ ચૂક્યો છે. અમે તેનો તારો પૂર્વમાં ઊગતો
જોયો અને અમે તેનું ભજન કરવા આવ્યા છીએ."
૩યહૂદીઓના આ નવા રાજા વિષે હેરોદ રાજાએ
સાંભળ્યું. આથી તે રાજા ખૂબ જ બેચેન થયો અને
યરૂશાલેમના બધા લોકો પણ ખૂબ જ ચિંતાતુર થઈ
ગયા. ૪હેરોદે યહૂદીઓના બધા જ પ્રમુખ યાજકો અને
શાસ્ત્રીઓની એક સભા બોલાવી, તેઓને પૂછયું કે
ખ્રિસ્તનો જન્મ ક્યાં થવો જોઈએ. ૫તેઓએ ઉત્તર આપ્યો
કે, "ખ્રિસ્તનો જન્મ યહૂદિયાના બેથલેહેમ નગરમાં થવો
જોઈએ. પ્રબોધકે ધર્મશાસ્ત્રોમાં આ વિષે લખ્યું છે.

૬ 'ઓ યહૂદિયા નગરના બેથલેહેમ, યહૂદિયાના
નગરોથી કોઈ પણ રીતે તું ઉતરતી કક્ષાનું નથી.
તારામાંથી એક રાજા પેદા થશે તે રાજા મારી
ઈઝરાએલની પ્રજાને દોરવણી આપશે."

*મીખાહ ૫:૨*

૭પછી હેરોદે પૂર્વમાંથી જ્ઞાની માણસોની એક ગુપ્ત
સભા બોલાવી. હેરોદે જ્ઞાની માણસો પાસેથી તારો
દેખાવાનો ચોક્કસ સમય જાણી લીધો. ૮પછી હેરોદે
જ્ઞાની માણસોને બેથલેહેમ મોકલ્યા. તેણે જ્ઞાની
માણસોને કહ્યું કે, "જાઓ અને ખૂબ જ કાળજીપૂર્વક
નવા જન્મેલા બાળકને શોધી કાઢો. જ્યારે તમને તે
બાળકનો પત્તો મળે તો મને આવીને જાણ કરો. જેથી હું
પણ તેનું ભજન કરવા જઈ શકું."
૯જ્ઞાની માણસોએ રાજાને સાંભળ્યો અને પછી ચાલી
નીકળ્યા. તેમણે પૂર્વ દિશામાં જે તારો જોયો હતો. તે જ
તારો તેમણે ફરી જોયો અને તેઓ તેને અનુસર્યા. તારો
તેમની આગળ ચાલ્યો અને આ બાળક જ્યાં હતું, તે
જગ્યાએ તારો થંભ્યો. ૧૦જ્ઞાની માણસો તારાને જોઈને
ખૂબ જ ખુશ થયા. તેઓના આનંદનો પાર ના રહ્યો.
૧૧જ્ઞાની માણસો જ્યાં બાળક હતું, તે ઘરે આવી પહોચ્યાં.
તેઓએ બાળક અને તેની મા મરિયમને જોઈ. તેઓએ
નમન કર્યુ. અને તે બાળકનું ભજન કર્યુ. તે માણસોએ
ખજાનાની પેટીઓ ઉઘાડી અને બાળકને ભેટ આપવા
માટે જે સોનું, લોબાન અને બોળ હતાં તે તેને અર્પણ
કર્યાં. ૧૨પણ દેવે તેમને હેરોદ પાસે પાછા નહિ જવા
સ્વપ્નમાં ચેતવણી આપી. આમ, જ્ઞાની માણસો તેમના
પોતાના દેશમાં બીજા રસ્તે પાછા ગયા.

### ઈસુને લઈને માતા પિતાનું મિસર જવું

૧૩જ્ઞાની માણસોના ગયા પછી, યૂસફને સ્વપ્નમાં

---

**દાઉદના દીકરા** દાઉદના કૂળનો વ્યકિત, ઈઝરાએલનો ખ્રિસ્ત પહેલા ૧૦૦૦ વર્ષ પહેલાનો રાજા.

**પવિત્ર આત્મા** દેવનો આત્મા કહેવાય છે, ખ્રિસ્તનો આત્મા અને સંબોધક વિગેરે નામથી પણ ઓળખાય છે. દેવ અને ખ્રિસ્ત સાથે જોડાએલ, તે જગતમાં લોકો મધ્યે દેવનું કાર્ય કરે છે.

**ઈસુ** ઈસુ નામનો અર્થ "તારણ."

**"જુઓ કુંવારી ... ઈમ્માનુએલ પાડવામાં આવશે"** યશા. ૭:૧૪

**હેરોદ** હેરોદ (મોટો) પહેલો ઈ.પૂર્વ ૪૦ થી ઈ.પૂર્વ ૪નો યહૂદિયાનો રાજા.

પ્રભુનો દૂત દેખાયો. દૂતે કહ્યું કે, "ઊભો થા! બાળક
અને તેની માને લઈને મિસર નાસી જા. હેરોદ બાળકની
તપાસ શરૂ કરશે. તે તેને મારી નાખવા માગે છે. હું જ્યાં
સુધી કહું કે બધું સલામત નથી, ત્યાં સુધી મિસરમાં જ
રહેજે."
૧૪તેથી યૂસફ ઊઠયો અને બાળક અને તેની માને
પોતાની સાથે લઈને મિસર જવા ચાલી નીકળ્યો. તેઓ
રાત્રીના સમયે ચાલી નીકળ્યા. ૧૫હેરોદ મરણ પામ્યો
ત્યાં સુધી યૂસફ મિસરમાં રોકાયો. પ્રભુએ પ્રબોધક દ્વારા
જણાવ્યું હતું તે સાચું પડે માટે આમ બન્યું, "મેં મારા
પુત્રને મિસરમાંથી બહાર બોલાવી લીધો."*

### હેરોદે બેથલેહેમમાં કરેલી બધા જ બાળકોની હત્યા

૧૬જયારે હેરોદે જોયું કે જ્ઞાની માણસોએ તેને મૂર્ખ
બનાવ્યો છે ત્યારે તે ખૂબ જ ગુસ્સે થયો. તેથી તેણે
હૂકમ કર્યો કે બેથલેહેમ અને તેની આસપાસના
વિસ્તારમાં બધા જ છોકરાઓને મારી નાખો. હેરોદે
જ્ઞાની માણસો પાસેથી બાળકના જન્મનો સમય જાણી
લીધો. કે જે (હાલના સમયથી) બે વર્ષ પહેલાનો સમય
હતો તેથી તેણે બે વર્ષની ઉંમરના કે તેથી નાના દરેક
બાળકને મારી નાખવાનો હુકમ કર્યો. ૧૭પ્રભુએ પ્રબોધક
યર્મિયા દ્વારા જે ભવિષ્યવાણી જણાવી હતી તે પરિપૂર્ણ
થઈ:

૧૮ "રામામાં એક અવાજ સંભળાયો. તે કારમા
રુદનનો અને અત્યંત શોકયુક્ત હતો. રાહેલ તેના
બાળકો માટે રુદન કરી રહી છે; તે દિલાસો
મેળવવાનો નકાર કરે છે, કારણ કે તેના બાળકો
મરણ પામ્યા છે."

*યર્મિયા ૩૧:૧૫*

### યૂસફ અને મરિયમનું મિસરમાંથી પુનરાગમન

૧૯હેરોદના મરણ પછી, પ્રભુનો દૂત સ્વપ્નમાં યૂસફ
પાસે આવ્યો. જ્યારે યૂસફ મિસરમાં હતો ત્યારે આમ
થયું હતું. ૨૦દૂતે કહ્યું કે, "ઊભો થા! બાળક અને તેની
માને લઈને ઈઝરાએલ ચાલ્યો જા. જે લોકો બાળકને
મારી નાખવાનો પ્રયત્ન કરતા હતા તે મરણ
પામ્યા છે."
૨૧તેથી યૂસફ બાળક અને તેની માને લઈને
ઈઝરાએલ ગયો. ૨૨પછી યૂસફે સાભળ્યું કે હેરોદના
મરણ પછી તેનો પુત્ર આર્ખિલાઉસ રાજા થયો છે ત્યારે
યૂસફને ત્યાં જતાં ડર લાગ્યો ત્યારે સ્વપ્નમાં ચેતવણી
મળી તેથી તે યહૂદિયાને બદલે ગાલીલ પ્રાંતમાં ગયો.
૨૩યૂસફ નાસરેથ ગામમાં ગયો. આમ એટલા માટે થયું,
જેથી પ્રબોધકોનું કહેલું પૂર્ણ થાય. પ્રભુએ કહ્યું કે ખ્રિસ્ત
નાઝારી* કહેવાશે.

### બાપ્તિસ્મા કરનાર યોહાનનું કાર્ય

૩ તે સમયે યોહાન બાપ્તિસ્ત આવ્યો અને તેણે
યહૂદિયાના ઉજ્જડ પ્રદેશમાં ઉપદેશ આપવાનું
શરૂ કર્યુ. ૨યોહાને કહ્યું કે, "પસ્તાવો કરો, કારણ આકાશનું
રાજય ટૂંક સમયમાં આવી રહ્યું છે." ૩યશાયા પ્રબોધકે
જેના વિષે વાત કરી છે તે આ યોહાન બાપ્તિસ્મા કરનાર
છે. યશાયા પ્રબોધકે કહ્યું છે:

"એક વ્યકિત ઉજ્જડ પ્રદેશમાં પોકાર કરે છે:
'પ્રભુ માટે માર્ગ તૈયાર કરો; અને તેના માટેનો
માર્ગ સીધો કરો.'"

*યશાયા ૪૦:૩*

૪યોહાનનાં વસ્રો ઊંટના વાળમાંથી બનાવેલાં હતાં.
તેની કમરે ચામડાનો પટ્ટો હતો. યોહાન તીડ અને
જંગલી મધ ખાતો હતો. ૫યોહાનનો ઉપદેશ સાંભળવા
લોકો યરૂશાલેમથી, યર્દન નદીની આસપાસના સમગ્ર
વિસ્તારમાંથી તથા યહૂદિયાના તમામ પ્રદેશોમાંથી
આવતા હતાં. ૬લોકોએ પોતાના પાપની કબૂલાત કરી
અને યોહાને તેઓને યર્દન નદીમાં બાપ્તિસ્મા આપ્યું.
૭ફરોશીઓ* અને સદૂકીઓ* તે સ્થળે તેના દ્વારા
બાપ્તિસ્મા પામવા માટે આવતા હતાં. યોહાને તેમને
જોયા ત્યારે તેમને કહ્યું કે: "તમે બધા સર્પો છો! પ્રભુનો
કોપ આવી રહ્યો છે તેમાંથી બચવા તમને કોણે ચેતવણી
આપી છે? ૮તમે તમારા આચરણથી બતાવી આપો કે
તમે ખરેખર પસ્તાવો કર્યો છે. ૯તમે એમ ન માનતા કે
'ઈબ્રાહિમ અમારો પિતા છે' તેથી અમે ઉગરી જઈશું.
દેવ આ પથ્થરોમાંથી પણ ઈબ્રાહિમ માટે સંતાન પેદા
કરી શકે છે. ૧૦અત્યારે પણ કુહાડી વૃક્ષોના મૂળ પાસે

---

**મે મારા ... બોલાવી લીધો"** હોશિ. ૧૧:૧.

**નાઝારી** નાઝરેથનો વતની, નાઝરેથનો અર્થ "જડ" થાય યશા. ૧૧:૧

**ફરોશીઓ** એક યહૂદી ધાર્મિક સમૂહ જે બીજા યહૂદી નિયમો અને રીત-રીવાજોનું મકકમતાથી પાલન કરવાનો દાવો કરે છે.

**સદૂકીઓ** એક મુખ્ય યહૂદી ધાર્મિક સમૂહ જે જૂના કરારનાં પહેલા પાંચ પુસ્તકોનો જ સ્વીકાર કરે છે. તેઓ માને છે કે લોકો મૃત્યુમાંથી પાછા સજીવન થતા નથી.

તૈયાર જ પડી છે. દરેક વૃક્ષ* જે સારા ફળ આપતું નથી
તેને કાપી નાંખશે, અને અગ્નિમાં ફેંકી દેશે.
૧૧"તમે તમારા હૃદય અને જીવન બદલ્યાં છે એમ
દર્શાવવા માટે હું તમને પાણીથી બાપ્તિસ્મા આપું છું.
પણ હવે મારા પછી જે માણસ આવી રહ્યો છે, તે મારા
કરતાં પણ મહાન છે જેનાં પગરખાં ઉપાડવા જેટલી
પણ હું યોગ્યતા ધરાવતો નથી. તે તમને પવિત્ર આત્માથી
અને અગ્નિથી બાપ્તિસ્મા આપશે. ૧૨તેના હાથમાં સૂપડું
છે જેના વડે અનાજને છોતરામાંથી જૂદું પાડશે* અને
સાફ કરેલ સારા અનાજના દાણાને પોતાના કોઠારમાં
ભરશે અને છોતરાંને એવા અગ્નિમાં બાળી નાખશે જે
કદીયે હોલવાશે નહિ."

## ઈસુનું યોહાન ધ્વારા બાપ્તિસ્મા

૧૩તે સમયે ઈસુ ગાલીલથી યર્દન નદીએ આવ્યો.
ઈસુ યોહાન પાસે આવ્યો અને યોહાન દ્વારા
બાપ્તિસ્મા* લેવાની પોતાની ઈચ્છા પ્રગટ કરી. ૧૪પરંતુ
યોહાન તેને રોકવાનો પ્રયત્ન કરતો હતો. યોહાને કહ્યું
કે, "તારા થકી બાપ્તિસ્મા પામવાની જરૂરીયાત વાળો
તો હું છું! તું મારી પાસે મારા થકી બાપ્તિસ્મા પામવા
શા માટે આવ્યો છે?"
૧૫ઈસુએ ઉત્તર આપ્યો, "અત્યારે આમ જ થવા દે.
દેવને જેની જરૂર છે તે બધું જ કરવું એ આપણા માટે
સારુ છે." જેથી યોહાન ઈસુને બાપ્તિસ્મા આપવા કબૂલ
થયો.
૧૬બાપ્તિસ્મા પામ્યા પછી ઈસુ સીધે સીધો જ
પાણીમાંથી બહાર આવ્યો. પછી તે વખતે આકાશ
ઊઘડાયું અને તેણે દેવના આત્માને કબૂતરની જેમ નીચે
આવતો અને પોતાની ઉપર ઊતરતો જોયો. ૧૭અને
આકાશવાણી થઈ, "આ (ઈસુ) મારો પુત્ર છે અને હું
તેને ચાહું છું. અને તેનાથી હું ખૂબ જ પ્રસન્ન છું."

## ઈસુનું પરીક્ષણ

૪ પછી શેતાન દ્વારા ઈસુનું પરીક્ષણ થાય તે માટે
પવિત્ર આત્મા તેને ઉજજડ પ્રદેશમાં લઈ ગયો.
૨ઈસુએ ચાળીસ દિવસ અને રાત કાંઈ જ ખાધુ નહિ.
આ પછી તે ખૂબ જ ભૂખ્યો થયો. ૩ઈસુ પાસે લલચાવનાર
શેતાન આવ્યો અને કહ્યું કે, "જો તું દેવનો દીકરો હોય,
તો આ પથ્થરોને કહે કે, તેઓ રોટલી થઈ જાય."
૪ઈસુએ તેને ઉત્તરમાં કહ્યું કે, "ધર્મશાસ્રમાં*
લખ્યું છે કે,

> 'માણસ ફક્ત રોટલીથી નહિ પરંતુ દેવના
> મુખમાંથી આવતા પ્રત્યેક વચનથી જીવન પામે
> છે.'"

*પુનર્નિયમ ૮:૩*

૫પછી શેતાન ઈસુને પવિત્ર શહેરમાં (યરુશાલેમ)
લઈ ગયો અને ઈસુને મંદિરના સૌથી ઊંચા સ્થળે બેસાડે
છે. ૬પછી શેતાને કહ્યું કે, "જો તું દેવનો દીકરો હોય તો
કૂદકો માર. શા માટે? કારણ કે શાસ્રમાં લખ્યું છે કે,

> 'દેવ પોતાના દૂતોને આજ્ઞા કરશે, અને તેમના
> હાથમાં તને ઝીલી લેશે, જેથી તારા પગ ખડક
> પર અથડાશે નહિ.'"

*ગીતશાસ્ર ૯૧:૧૧–૧૨*

૭ઈસુએ તેને ઉત્તર આપ્યો, "એના વિષે પણ શાસ્રમાં
કહ્યું છે કે,

> 'પ્રભુ તારા દેવની પરીક્ષા તું ન કર.'"

*પુનર્નિયમ ૬:૧૬*

૮પછી શેતાન ઈસુને ખૂબ ઊંચા પર્વત ઉપર લઈ
ગયો અને ત્યાં તેને વિશ્વના બધાં જ રાજ્યો અને તેમાં
આવેલ બધી જ ભવ્યતાનું દર્શન કરાવ્યું. ૯તેણે કહ્યું,"જો
તું પગે પડીને મારું ભજન કરીશ, તો હું આ બધી જ
વસ્તુઓ તને આપીશ."
૧૦ઈસુએ શેતાનને કહ્યુ, "શેતાન! ચાલ્યો જા,
ધર્મશાસ્રમાં લખ્યું છે કે,

> 'પ્રભુનું તારા દેવનું જ ભજન કર. ફક્ત તેની જ
> સેવા કર!'"

*પુનર્નિયમ ૬:૧૩*

૧૧પછી શેતાન ઈસુને છોડી ચાલ્યો ગયો, ત્યાર પછી
કેટલાએક દૂતો આવી તેને મદદ કરવા લાગ્યા.

---

**વૃક્ષ** જે લોકો ઈસુનો સ્વીકાર કરતા નથી તે લોકો. તેઓ કાપી નંખાનારા વૃક્ષો જેવા છે.

**અનાજને . . . જૂદું પાડશે** યોહાન સમજાવે છે કે ઈસુ સારા લોકોને દુષ્ટ લોકોથી જુદા પાડશે.

**બાપ્તિસ્મા** આ ગ્રીક શબ્દ છે. તેનો અર્થ પાણીમાં ડૂબકી મરાવી તરત બહાર નીકળવું, ઝબોળવું, અથવા દટાવું તેવો થાય છે.

**ધર્મશાસ્ર** પવિત્ર લખાણ – જૂનો કરાર.

### ગાલીલમાં ઈસુના સેવા કાર્યો

[12]ઈસુએ સાંભળ્યું કે યોહાનને જેલમાં પૂર્યો છે. તેથી તે ગાલીલ પાછો ગયો. [13]તે નાઝરેથ ન રોકાતાં ઝબુલોન અને નફતાલીની નજીકના પ્રદેશમાં ગાલીલ સરોવર પાસે કફર-નહૂમમાં જઈને રહ્યો. [14]યશાયા પ્રબોધકે* જે કહ્યું હતું તે સાચું પુરવાર કરવા માટે ઈસુએ આમ કર્યુ:

[15] "ઝબુલોનના પ્રદેશમાં, અને નફતાલીના પ્રદેશમાં,
સમુદ્ર તરફના રસ્તે ગાલીલમાં, જ્યાં વિદેશીઓ રહે છે.
[16] જેઓ અંધકારમાં (પાપ) જીવતા હતાં. પણ તેઓએ ઝળહળતો પ્રકાશ જોયો; તે પ્રકાશ જે લોકો કબર જેવી અંધકારમય ધરતી પર જીવે છે તેમના માટે આવ્યો છે."

*યશાયા ૯:૧-૨*

[17]ત્યારથી ઈસુએ ઉપદેશ આપવો શરૂ કર્યો, તેણે કહ્યું કે, "પસ્તાવો કરો, કારણ આકાશનું રાજય આવી રહ્યું છે."

### ઈસુ દ્વારા કેટલાક પ્રેરિતોની પસંદગી

[18]ઈસુ ગાલીલ સરોવર પાસેથી પસાર થતો હતો ત્યારે તેણે બે ભાઈઓ સિમોન (જે પિતર કહેવાતો) અને તેનો ભાઈ આન્દ્રિયાને જોયા. તેઓ જાળથી માછલા પકડતા હતાં. તેઓ માછીમાર હતા. [19]ઈસુએ કહ્યું, "ચાલો મારી પાછળ આવો. હું તમને જુદી જાતના માછીમાર બનાવીશ. તમારે માછલીઓ નહિ પણ લોકોને ભેગા કરવાનું કાર્ય કરવાનું છે." [20]તે બંને ભાઈઓ તેમની જાળો પડતી મૂકીને ઈસુની પાછળ ગયાં.

[21]ઈસુએ ગાલીલ સરોવર પાસે યાત્રા ચાલુ રાખી. તેણે ઝબદીના બે પુત્રો યાકૂબ અને યોહાનને જોયા. તેઓ તેમના પિતા ઝબદીની સાથે હોડીમાં બેસી માછલાં પકડવાની જાળો તૈયાર કરતાં હતા ત્યારે તેણે બીજા બે ભાઈઓને કહ્યું કે, મારી સાથે ચાલો. [22]બંને ભાઈઓ હોડી અને તેમના પિતાને પડતા મૂકી ઈસુની પાછળ ગયા.

### ઈસુ બોધ કરે છે અને લોકોને સાજા કરે છે

[23]ઈસુ ગાલીલનો બધો જ પ્રદેશ ફર્યો અને લોકોને સભાસ્થાનો* માં ઉપદેશ આપ્યો અને આકાશના રાજય વિષેની સુવાર્તાનો બોધ આપ્યો. તેણે લોકોના બધાં જ રોગો અને બીમારીઓ દૂર કર્યા. [24]ઈસુ વિષેના આ સમાચાર આખા સિરિયામાં ફેલાઈ ગયા, આથી જેઓ પીડાતા હતા અને ભૂતવળગેલાઓને, તથા જેઓ વાઈ અને લકવાથી પીડાતા હતા તેઓને તેની પાસે લાવવામાં આવ્યાં; અને ઈસુ એ તે બધાને સાજા કર્યા. [25]આથી ગાલીલથી તથા દશનગરથી* તથા યરૂશાલેમથી તથા યહૂદિયાથી અને યર્દન નદી પારનો મોટો લોકસમુદાય તેની પાછળ ગયો.

### ઈસુ લોકોને શિક્ષણ આપે છે

**૫** ઈસુએ ત્યાં ઘણા લોકોને જોયા. તેથી તે ટેકરીના ઊંચા ભાગ ઉપર જઈ બેસી ગયો, ત્યાં તેની પાસે તેના શિષ્યો આવ્યાં. [2]ઈસુએ લોકોને ઉપદેશ આપતા આ પ્રમાણે કહ્યું:

[3] "જેઓ જાણે છે કે તેઓને આધ્યાત્મિક બાબતોની જરૂરિયાતો છે તેઓને ધન્ય છે. કારણ કે આકાશનું રાજ્ય તેમના માટે છે.
[4] જેઓ શોક કરી રહ્યા છે તેઓને ધન્ય છે. કારણ કે તેઓને દેવ દિલાસો આપશે.
[5] જેઓ નમ્ર છે તેઓને પણ ધન્ય છે. તેઓ પૃથ્વીનું વતન* પામશે.
[6] બીજી કોઈ પણ બાબત કરતાં જે યોગ્ય છે તે કરવાની જેઓની વધુ ઈચ્છા છે, તેઓને ધન્ય છે. કેમ કે તેઓની ઈચ્છા દેવ પૂર્ણ કરશે અને તેમને સંતોષ આપશે.
[7] જેઓ દયાળુ છે તેઓને ધન્ય છે. કેમ કે તેઓના પ્રત્યે દયા દર્શાવવામાં આવશે.
[8] જેઓના વિચારો શુદ્ધ છે તેઓને પણ ધન્ય છે. કારણ કે તેઓને દેવના દર્શન થશે.
[9] જેઓ શાંતિ માટે કાર્ય કરે છે તેઓને પણ ધન્ય છે. કારણ કે તેઓ દેવના દીકરાં કહેવાશે.
[10] સત્કર્મો કરવાને લીધે જેઓના ઉપર જુલ્મ ગુજારવામાં આવેલો છે તેઓને ધન્ય છે. કેમ કે આકાશનું રાજ્ય તેઓનું છે.

---

**પ્રબોધક** દેવને માટે બોલનાર વ્યકિત. કેટલીક વખત ભવિષ્યમાં શું થનાર છે તે બાબતો પણ પ્રબોધક કહેતો.

**સભાસ્થાનો** યહૂદીઓનું પ્રાર્થના માટે એકઠા મળવાનું સ્થળ જયાં જાહેર સભાઓ અને પવિત્રશાસ્રના અભ્યાસ માટે પણ મળતાં.

**દશનગર** ગ્રીકમાં "દેકાપોલીસ." ગાલીલ સમુદ્રની પૂર્વમાં આ પ્રદેશ આવેલો છે. એક સમયે ત્યાં દસ મુખ્ય નગરો હતાં.

**પૃથ્વીનું વતન** ગી.શા. ૩૭:૧૧.

૧૧"તમે મારા શિષ્યો છો માટે લોકો તમારા વિષે
ખરાબ બોલે, તમારી ઉપર જુલમ ગુજારે કે તમારા વિરુદ્ધ
જુઠ્ઠાણું લાવે તો પણ તમને ધન્ય છે. ૧૨ખૂબ જ પ્રસન્ન
રહો અને આનંદમાં રહો કારણ આકાશમાં તમને ખૂબ
જ મોટો બદલો મળશે. યાદ રાખજો કે તમારી અગાઉના
પ્રબોધકો ઉપર જુલમ ગુજારાયો હતો.

### તમે મીઠા સમાન છો અને પ્રકાશ સમાન છો

૧૩"તમે જગતનું મીઠું છો. પરંતુ મીઠું જો એનો સ્વાદ
ત્યજી દેશે તો પછી તે ફરીથી ખારાશવાળું નહિ જ થઈ
શકે. જો મીઠું તેનો સ્વાદ ગુમાવી દેશે તો તે નકામું છે
એમ સમજીને તેને ફેંકી દેવાશે અને લોકો તેને પગ
તળે છુંદી નાખશે.
૧૪"તમે સ્વયં પ્રકાશ છો, જે આખા જગતને પ્રકાશિત
કરે છે. પર્વત ઉપર બાંધેલ નગરને છુપાવી શકાતું નથી,
તેને દરેક જણ જોઈ શકે છે. ૧૫અને લોકો દીવો સળગાવીને
પછી તેને વાટકા નીચે મૂકતા નથી, પણ તેઓ તેને
દીવી પર મૂકે છે પછી તે દીવો ઘરમાં જે બધા લોકો રહે
છે તેમને પ્રકાશ આપે છે. ૧૬તે રીતે તમારે પણ બીજા
લોકોને પ્રકાશ આપવો જોઈએ. જેથી તેઓ તમારી રૂડી
કરણીઓ જોઈને લોકો તમારા આકાશમાંના બાપની
સ્તુતિ કરે.

### ઈસુ અને જૂનું નિયમશાસ્ત્ર

૧૭"એવું ના માનશો કે હું મૂસાના નિયમશાસ્ત્રનો કે
પ્રબોધકોના ઉપદેશોનો નાશ કરવા આવ્યો છું. હું તેના
ઉપદેશોનો નાશ કરવા માટે નહિ પરંતુ તેનો પૂરો અર્થ
સમજાવવા આવ્યો છું. ૧૮હું તમને સત્ય કહું છું કે જ્યાં
સુધી આકાશ તથા પૃથ્વી જતાં રહે ત્યાં સુધી કશું જ
અદ્રશ્ય થઈ શકશે નહિ, આવું બનશે નહિ (વિનાશ
સર્જાશે નહિ) ત્યાં સુધી નિયમશાસ્ત્રમાંથી એક કાનો
અથવા એક માત્રા જતી રહેશે નહિ. ૧૯મનુષ્યે નિયમની
દરેક આજ્ઞાઓનું પાલન કરવું જોઈએ પછી ભલે તે
આજ્ઞાની કોઈ અગત્યતા ન જણાય. મનુષ્ય જો
આજ્ઞાઓનું પાલન કરવાની ના પાડશે અને બીજાઓને
તેમ કરવા શીખવશે તો આકાશના રાજયમાં તે મનુષ્ય
બીન મહત્વનો ગણાશે. જેઓ નિયમ અને નિયમશાસ્ત્રનું
પાલન કરશે તેમજ બીજા લોકોને તેનું પાલન કરવા
જણાવશે, તેઓ આકાશના રાજયમાં મહાન હશે. ૨૦હું
તમને જણાવું છું કે તમારે શાસ્ત્રીઓ અને ફરોશીઓ
કરતાં દેવને જેની જરૂર છે તે માટે કંઈક વધુ સારુ
કરનારા થવું જોઈએ નહિ તો તમે આકાશના રાજયમાં
દાખલ પણ થઈ શકશો નહિ.

### ઈસુ ક્રોધ વિષે શિક્ષણ આપે છે

૨૧"તમે સાંભળ્યું હશે કે ઘણાં વર્ષો પહેલા આપણા
લોકોને એવું કહેવામાં આવ્યું છે કે 'કોઈ પણ મનુષ્યની
હત્યા ન કરો,'* જે મનુષ્યની હત્યા કરે છે તેનો ન્યાય
થશે અને તે અપરાધી ઠરવાના જોખમમાં પડશે.' ૨૨પણ
હું તમને કહું છું કે, બીજા ઉપર ક્રોધીત ના થાવ, દરેક
તમારો ભાઈ છે. જો તમે બીજા કોઈ ઉપર ક્રોધ કરશો
તો તમારો ન્યાય ન્યાયસભામાં થશે. બીજી કોઈ વ્યકિત
સાથે બીજા માટે ખરાબ બોલશે તો તમારો યહૂદીના
દરબારમાં ન્યાય થશે. જો તમે બીજાને મૂર્ખ કહેશો તો
તમારે નરક (ગેહેન્ના) ની આગના ભયમાં મૂકાવું પડશે.
૨૩"તમે અર્પણવેદી ઉપર દેવને અર્પણ આપો ત્યારે
બીજા લોકોનો વિચાર કરો, અને જો તને યાદ આવે કે
તારા ભાઈને તારી વિરુદ્ધ કોઈ ફરિયાદ છે. ૨૪તો તારું
અર્પણ વેદી આગળ રહેવા દે, અને પહેલા જઈને તેની
સાથે સમાધાન કરી લે. અને પછી આવીને તારું અર્પણ
ચઢાવ.
૨૫"તારો દુશ્મન તને ન્યાયસભામાં લઈ જાય તો
ત્વરીત તેની સાથે મિત્રતા કર, આ તારે ન્યાયસભામાં
જતાં પહેલા કરવું અને જો તું તેનો મિત્ર નહિ થઈ શકે
તો તે તને ન્યાયસભામાં ઘસડી જશે. અને ન્યાયાધીશ
કદાચ તને અધિકારીને સુપ્રત કરશે અને તને જેલમાં
નાખવામાં આવશે. ૨૬હું તને સત્ય કહું છું. જ્યાં સુધી
તમે તમારું દેવું પૂરે પૂરુ ચૂકવશો નહિ ત્યાં સુધી તમે
જેલમાંથી છૂટી શકશો નહિ.

### ઈસુ વ્યભિચારના પાપ વિષે શિક્ષણ આપે છે

૨૭"તમે સાંભળ્યું છે કે એમ કહેવામાં આવ્યું હતું:,
'વ્યભિચારનું પાપ કરવું નહિ.'* ૨૮પરંતુ હું તમને જણાવું
છું કે જો તમે કોઈ સ્ત્રીને પામવાની ઈચ્છાથી તેના તરફ
નજર કરો તો તમે તમારા મનથી તેની સાથે વ્યભિચાર
કર્યો છે. ૨૯જો તમારી જમણી આંખ તમને પાપ કરવા
પ્રેરે તો તેને કાઢીને ફેંકી દો. તમારુ આખું શરીર નરકમાં
ધકેલાય તેના કરતાં તમારા શરીરનો એક ભાગ ગુમાવવો
તે વધુ હિતાવહ છે. ૩૦જો તમારો જમણો હાથ તમને
પાપ કરવા પ્રેરે તો તેને કાપીને ફેંકી દો. આખુ શરીર

---

**'કોઈ પણ ... હત્યા ન કરો'** નિ. ૨૦:૧૩; પુન. ૫:૧૭.

**'વ્યભિચારનું ... કરવું નહિ'** નિ. ૨૦:૧૪; પુન. ૫:૧૮.

નરકમાં ધકેલાય તેના કરતાં તમારા શરીરનો એક ભાગ ગુમાવવો તે તમારા માટે વધુ હિતાવહ છે.

### ઈસુ છૂટા છેડા વિષે શિક્ષણ આપે છે

[૩૧]"એમ પણ કહેવામાં આવ્યું હતું, 'જે માણસ તેની પત્નીને છૂટા છેડા આપે તેણે તેને છૂટા છેડાનું લેખિત નિવેદન આપવું જોઈએ.* [૩૨]પરંતુ હું તમને કહું છું કે જે માણસ તેની પત્નીને છૂટા છેડા આપે છે તે તેને વ્યભિચારનું પાપ કરવા પ્રેરે છે. પુરુષને માટે તેની પત્નીને છૂટા છેડા આપવા માટેનું એક માત્ર કારણ એ છે કે તેને બીજા કોઈ પુરુષ સાથે વ્યભિચાર કર્યો હોય. અને એવી છૂટા છેડા વાળી સ્રીને પરણનાર કોઈ પણ માણસ વ્યભિચારનું પાપ કરે છે.

### ઈસુ સમ વિષે શિક્ષણ આપે છે

[૩૩]"તમે સાંભળ્યું કે આપણા પૂર્વજોને એ પણ કહેવામાં આવ્યું હતું કે, 'તમે પ્રભુના નામે લીધેલા સમનો ભંગ કરશો નહિ.'* પ્રભુને જે વચન આપ્યુ છે તે હંમેશા અવશ્ય પાળો. [૩૪]પણ હું તમને કહું છું કે, કદી સમ ન ખાઓ, કદી આકાશના નામે સમ ના ખાઓ કારણ કે આકાશ તો દેવનું રાજયાસન છે. [૩૫]પૃથ્વીના નામે કદી સમ ખાઓ નહિ કારણ કે પૃથ્વી દેવનું પાયાસન છે. અને યરૂશાલેમના નામે પણ સમ ન ખાઓ કારણ એ મહાન રાજાનું (દેવ) શહેર છે. [૩૬]તમારા માથાના પણ સમ ન ખાઓ. તમે માથાના એક પણ વાળને સફેદ કે કાળો કરી શકશો નહિ. [૩૭]ફક્ત 'હા' કે 'ના' કહો એટલું પૂરતું છે. તમે તેમાં જે કંઈ ઉમેરશો તો તે ભૂંડાથી (શેતાન) આવેલું છે.

### ઈસુ વેર વિષે શિક્ષણ આપે છે

[૩૮]"તમે સાંભળ્યું કે એમ કહેવાયું હતું, 'આંખ ને બદલે આંખ અને દાંત ને બદલે દાંત.'* [૩૯]પરંતુ હું તમને કહું છું કે દુષ્ટ વ્યકિતનો પ્રતિકાર ન કરો. જો તમને કોઈ જમણા ગાલ પર તમાચો મારે, તો તમારે બીજો ગાલ ધરવો. [૪૦]જો તમારું ખમીસ લઈ લેવા માટેનો દાવો કરીને તમને કોઈ ન્યાયસભામાં લઈ જવા ઈચ્છે તો તમારો કોટ પણ તેને આપી દો. [૪૧]જો કોઈ સૈનિક તમને તેની સાથે એક માઈલ ચાલવા બળજબરી કરે તો તમે તેની સાથે બે માઈલ ચાલો. [૪૨]જો કોઈ તમારી પાસે કંઈક માગે તો તેને અવશ્ય આપો, તમારી પાસે કોઈ ઉછીનું માંગવા આવે તો ના પાડશો નહિ.

### બધાને પ્રેમ કરો

[૪૩]"તમે સાંભળ્યું કે એમ કહેવાયું હતું કે, 'તું તારા પડોશીને પ્રેમ કર અને દુશ્મનને ધિક્કાર.'* [૪૪]પણ હું તમને કહું છું કે તમારા દુશ્મનોને પ્રેમ કરો અને જેઓ તમારા ઉપર જુલમ કરે છે તેમના માટે પ્રાર્થના કરો. [૪૫]જો તમે આ પ્રમાણે કરશો તો તમે આકાશમાં રહેલા તમારા પિતાના સાચા દીકરા ગણાશો અને તમારા પિતા, સૂર્યનો પ્રકાશ ભલા અને ભૂંડા લોકો માટે મોકલે છે. વરસાદ પણ ભલું કરનાર અને ભૂંડુ કરનાર માટે મોકલે છે. [૪૬]જે તમને પ્રેમ કરે છે તેમને તમે પ્રેમ કરશો તો તમને કોઈક બદલો મળશે. દાણીઓ પણ આમ જ કરે છે. [૪૭]જો તમે તમારા મિત્રો પ્રત્યે સારા હશો તો તમે બીજા કરતા સારા નહિ ગણાવ, જે લોકો દેવ વિનાના છે તે પણ તેમના મિત્રો માટે સારા છે. [૪૮]એટલે આકાશમાં રહેલા તમારા પિતા જેટલા પરિપૂર્ણ છે તેટલા તમારે પણ પરિપૂર્ણ થવુ જોઈએ.

### ઈસુ દાન વિષે શિક્ષણ આપે છે

**૬** "સાવધાન રહો! તમે કોઈ પણ સત્તકાર્યો કરો તો તે લોકોની સમક્ષ કરશો નહિ. લોકો તમને સારા કાયા કરતાં જુએ તે રીતે ના કરો. એમ કરશો તો આકાશના પિતા તરફથી તમને કોઈ જ બદલો મળશે નહિ.

[૨]"જયારે તમે ગરીબોને આપો તો તેની જાહેરાત કરશો નહિ. દંભી લોકો દાન આપતાં પહેલાં તેનાં બણગાં ફૂંકે છે અને લોકો તેમને આપતા જુએ એ રીતે જાહેરમાં ધર્મસ્થાનો અને શેરીઓમાં આપે છે. કારણ બીજા લોકો તેમને માન આપે તેવું તેઓ ઈચ્છે છે. હું તમને સત્ય કહું છું તેમને જે બદલો મળ્યો છે તે એટલો જ છે. [૩]જેથી જ્યારે તમે ગરીબોને આપો તો ખાનગીમાં આપો, તમે શું કરો છો તેની કોઈને જાણ પણ થવા દેશો નહિ. [૪]તમારુ દાન ગુપ્ત હોવું જોઈએ. તમે જે કાંઈ ગુપ્ત રીતે કરો છો તે તમારો પિતા કે જે ગુપ્ત રીતે જે કાંઈ થાય છે તે જોઈ શકે છે. તે તમને બદલો આપશે.

### ઈસુ પ્રાર્થના વિષે શિક્ષણ આપે છે

[૫]"જ્યારે તમે પ્રાર્થના કરો, ત્યારે દંભી લોકોની માફક ના કરો. દંભી લોકો સભાસ્થાનોએ શેરીઓના ખૂણા

---

**'જે માણસ … નિવેદન આપવું જોઈએ'** પુન. ૨૪:૧.

**'તમે પ્રભુના નામે … ભંગ કરશો નહિ'** લે. ૧૯:૧૨; ગણ. ૩૦:૨; પુન.૨૩:૨૧.

**'આંખને … દાંત'** નિ. ૨૧:૨૪; લે. ૨૪:૨૦

**'તું તારા … ધિક્કાર'** લે. ૧૯:૧૮

પાસે ઉભા રહી મોટા અવાજથી પ્રાર્થના કરે છે. જેથી
લોકો તેમને જોઈ શકે. હું તમને સત્ય કહું છું કે તેમને
તેનો પૂરો બદલો મળી ગયો છે. ૬જયારે તમે પ્રાર્થના
કરો ત્યારે તમારા ઓરડામાં જાઓ અને તમારા ઓરડાના
બારણાં બંધ કરો. પછી તમારા પિતાને પ્રાર્થના કરો.
તમારો પિતા ગુપ્ત રીતે કરવામાં આવેલાં કામ જોઈ શકે
છે. અને તે તેનો તમને બદલો આપે છે.
૭"અને જ્યારે તમે પ્રાર્થના કરો, ત્યારે અધર્મીઓની
માફક પ્રાર્થના ના કરો, તેઓ માને છે કે દેવની પાસે
ઘણી વાતો કરવાથી દેવ ચોક્કસ કાંઈક તો સાંભળશે જ.
૮તમે એવા લોકો જેવા ન બનો, તમે તેની પાસે માંગણી
કરો તે પહેલા તમારા પિતા જાણે છે કે તમારે શાની
જરૂર છે. ૯તેથી જ્યારે તમે પ્રાર્થના કરો ત્યારે તમારે આ
પ્રમાણે પ્રાર્થના કરવી જોઈએ:

'ઓ આકાશમાંના અમારા બાપ, અમે પ્રાર્થના
કરીએ છીએ કે તારું નામ હંમેશા પવિત્ર રહેવું
જોઈએ.
૧૦ તારું રાજ્ય આવે અને તું ઈચ્છે છે તેવી બાબતો
જે રીતે આકાશમાં બને છે તે રીતે પૃથ્વી ઉપર
બને તે માટે અમે પ્રાર્થના કરીએ છીએ.
૧૧ અમને અમારી રોજની જરૂરિયાત પ્રમાણે અન્ન
આપ.
૧૨ જે રીતે અમે અમારું ખરાબ કરનારને માફી આપી
છે, તે રીતે તું પણ અમે કરેલા પાપોની માફી
આપ.
૧૩ અને અમને લાલચમાં પડવા દઈશ નહિ; પરંતુ
શેતાનથી અમને બચાવ.*

૧૪હા, જો તું બીજાઓનાં દુષ્કર્મો માફ કરશે, તો આકાશનો
પિતા તારાં પણ દુષ્કર્મો માફ કરશે. ૧૫પરંતુ જો તું તારું
ખરાબ કરનારને માફ નહિ કરે તો આકાશનો પિતા તને
પણ માફ નહિ કરે.

## ઈસુ ઉપવાસ વિષે શિક્ષણ આપે છે

૧૬"જ્યારે તમે ઉપવાસ કરો, ત્યારે તમારી જાતને
ઉદાસ દેખાડશો નહિ, દંભીઓ એમ કરે છે. તેઓ તેમના
ચહેરા વિચિત્ર બનાવી દે છે જેથી લોકોને બતાવી શકે
કે તેઓ ઉપવાસ કરી રહ્યા છે. હું તમને સત્ય કહું છું કે
તે દંભી લોકોને તેનો બદલો પૂરેપૂરો મળી ગયો છે.
૧૭જ્યારે તું ઉપવાસ કરે ત્યારે, તારા માથા પર તેલ
ચોપડ અને તારું મોં ધોઈ નાખ. ૧૮ત્યારે લોકોને ના
જણાવો કે તમે ઉપવાસ કર્યા છે, તમારા પિતા જેને તમે
જોઈ શકતા નથી તે બધું જ જુએ છે. તમે ગુપ્ત રીતે જે
કંઈ કરો છો તે તમારા આકાશમાંના પિતા જુએ છે.
અને તે તમને તેનો બદલો જરૂરથી આપશે.

## ધન કરતાં દેવનું વધુ મહત્વ

૧૯"તમારા માટે અહી પૃથ્વી પર ખજાનાનો સંગ્રહ
ન કરો કારણ કે પૃથ્વી પર કીડા તથા કાટ ખજાનાનો
નાશ કરે છે. ચોર ખાતર પાડીને ચોરી જાય છે.
૨૦આકાશમાં ખજાનાઓનો સંગ્રહ કરો, આકાશમાં
તમારા ખજાનાઓનો નાશ ઉધઈ કે કાટ કરી શકશે
નહિ કે તેને ચોર ચોરી જશે નહિ. ૨૧જ્યાં તમારું ધન
હશે ત્યાં જ તમારુ ચિત્ત રહેશે.
૨૨"આંખ તો શરીરનો દીવો છે. જો તારી આંખો સારી
હશે, તો તારું આખુ શરીર પ્રકાશથી પૂર્ણ રહેશે. ૨૩પણ
જો તારી આંખો ભૂંડી હશે તો તારું આખું શરીર અંધકારમય
(પાપમય) રહેશે. અને જો તારી પાસેનો એક માત્ર
પ્રકાશ હકીકતમાં અંધકાર જ હોય તો અંધકાર કેટલો
અંધકારમય હશે.
૨૪"કોઈ પણ વ્યક્તિ એક સાથે બે ધણીની સેવા કરી
શકે નહિ. તે એકને પ્રેમ કરે તો બીજાને તિરસ્કાર કરે
અથવા એક ધણીને સમર્પિત બનશે અને બીજાને
અનુસરવાની ના પાડશે. તમે એક સાથે ધન અને દેવની
સેવા કરી શકો નહિ.

## પ્રથમ દેવનું રાજય

૨૫"તેથી હું તમને કહું છું કે, તમારે જીવવા માટે
જરૂરી ખાવાપીવાની ચિંતા કરશો નહિ અને શરીરને
ઢાંકવા કપડાંની ચિંતા ના કરો. કારણ ખોરાક કરતાં
જીવન વધારે અગત્યનું છે અને કપડાં કરતાં શરીર
વધારે અગત્યનું છે. ૨૬તમે પક્ષીઓને જુઓ, તેઓ બી
વાવતાં નથી, ને કાપતાં નથી ને કોઠારોમાં ભરતાં નથી.
અને છતાંય તમારો પિતા તે પંખીઓનું ભરણપોષણ
કરે છે. તમે તો પક્ષીઓ કરતાં ઘણા જ મૂલ્યવાન છો.
૨૭એના વિષે ચિંતા કરવાથી તમારાં આયુષ્યમાં એકાદ
પળનો પણ વધારો નહિ કરી શકો.
૨૮"અને તમે તમારાં વસ્રો વિષે શા માટે ચિંતા કરો
છો? ખેતરનાં ફૂલોને નિહાળો, તેઓ કેવાં ખીલે છે,
તેઓ તેના માટે મહેનત કરતાં નથી કે પોતાને માટે

---

**કલમ ૧૩** કેટલીક ગ્રીક નકલોમાં આ ભાગ જોડેલો છે: "કેમ કે રાજય તથા પરાક્રમ તથા મહિમા સર્વકાળ સુધી તારાં છે. આમીન."

વસ્ત્રો પણ બનાવતાં નથી. ૨૯અને છતાં પણ હું તમને કહું છું કે સુલેમાને તેની પૂર્ણ ભવ્યતામાં પણ ફૂલોમાંના એકાદ ફૂલ જેવો સુંદર પોષાક ધારણ કર્યો ન હતો. ૩૦જે ઘાસ આજે છે તે આવતીકાલે કરમાઈ જશે, તો તેને અગ્નિમાં બાળી દેવામાં આવશે એવા ઘાસની કાળજી દેવ રાખે છે તો હે માનવી, એ દેવ તારી કાળજી નહિ રાખે? તેના ઉપર આટલો ઓછો વિશ્ર્વાસ રાખશો નહિ. ૩૧તેથી તમે ચિંતા રાખશો નહિ અને કહેશો નહિ, 'અમે શું ખાઈશું?' 'અમે શું પીશું?' અથવા 'અમે શું પહેરીશું?' ૩૨જે લોકો દેવને ઓળખતા નથી તેઓ આ બધી વસ્તુઓની પાછળ પડે છે. તમે આની ચિંતા ના કરો કારણ કે આકાશમાં રહેલાં તમારા પિતાને ખબર છે કે તમારે આ બધાની જરૂર છે. ૩૩પણ પહેલા તમે દેવના રાજયને તથા તેના ન્યાયીપણાને શોધો, તો તે પણ તમને આ બધી જ વસ્તુઓ આપશે. ૩૪તે માટે આવતીકાલની ચિંતા ન કરો. આજની સમસ્યાઓ આજને માટે પૂરતી છે. આવતીકાલનું દુઃખ આવતીકાલનું છે.

### ઈસુ બીજાને દોષિત ન ઠરાવવા વિષે શિક્ષણ આપે છે

૭ "બીજાઓને દોષિત ન ઠરાવો, અને દેવ તમને દોષિત ઠરાવશે નહિ. ૨તમે જે રીતે બીજાનો ન્યાય કરશો, તે જ રીતે તમારો પણ ન્યાય થશે. તમે બીજાઓનો ન્યાય કરવા જે માપનો ઉપયોગ કરો છો, તે જ માપનો ઉપયોગ તમારા ચુકાદા માટે થશે. ૩"જો તારી આંખમાં ભારોટિયો હોય તે તું જોઈ નથી શકતો તો તારા ભાઈની આંખમાંનું તણખલું શા માટે જુએ છે? ૪તું તારા ભાઈને કેવી રીતે કહી શકે, 'તારી આંખમાં જે તણખલું છે તે મને કાઢવા દે'? જ્યારે તારી આંખમાં મોટો ભારોટિયો હોય! ૫ઓ ઢોંગી, તું પહેલાં તારી આંખમાંનો મોટો ભારોટિયો દૂર કર, પછી તું સારી રીતે જોઈ શકીશ. અને તારા ભાઈની આંખમાંથી તણખલું કાઢી શકીશ.

૬"જે પવિત્ર છે તે કૂતરાઓની આગળ ના નાંખો અને ભૂંડોની આગળ મોતી ન વેરો. કદાચ તેઓને પગ નીચે કચડી નાંખે અને તમારા તરફ પાછા ફરી તમને ફાડી નાખે.

### જે જોઈએ છે તેના માટે દેવને પ્રાર્થના કરો

૭"દેવ પાસે માંગવાનું ચાલું રાખો, અને દેવ તમને આપશે, શોધવાનું ચાલું રાખો, અને તમને જડશે. ખખડાવવાનું ચાલું રાખો અને દરવાજો તમારા માટે ઉઘડી જશે. ૮કારણ કે જે માંગે છે તેને એ જરૂરથી મળે છે, જે શોધતા રહે છે તેમને જરૂરથી પ્રાપ્ત થાય છે. અને જે ખટખટાવે છે, તેમને માટે દરવાજા અવશ્ય ઉઘડી જાય છે.

૯"તમારામાંના કોઈ એકને દીકરો છે? જો તારો દીકરો તારી પાસે રોટલી માંગે તો શું તું તેને પથ્થર આપીશ? ના! ૧૦જો તારો દીકરો તારી પાસે માછલી માંગે તો તું તેને સર્પ આપશે? ના! ૧૧તમે ભૂંડા છતાં તમે પોતાના બાળકોને સારો ખોરાક આપી જાણો છો તો તમારા આકાશમાંના પિતાની પાસે માંગશો તો તમને જરૂર સારી વસ્તુઓ આપશે.

### અગત્યનો ઉપદેશ (નિયમ)

૧૨"તમે બીજા પાસે જેવા વ્યવહારની અપેક્ષા રાખતા હોય એવો જ વ્યવહાર તમે તેઓની સાથે રાખો. મૂસાના નિયમશાસ્ત્ર અને પ્રબોધકોની વાતોનો સારાંશ એ જ છે.

### આકાશ અને નરકનો માર્ગ

૧૩"સાંકડા દરવાજામાંથી દાખલ થાઓ, કારણ કે જે દરવાજો પહોળો છે અને જે રસ્તો સરળ છે, તે વિનાશ તરફ દોરે છે. ઘણા લોકો તે રસ્તેથી જાય છે. ૧૪જે દરવાજો સાંકડો છે, અને જે રસ્તો નાનો છે, તે સાચા જીવન તરફ દોરે છે. ફકત થોડા જ લોકોને તે જડે છે.

### મનુષ્યોનાં કૃત્યોને ઓળખો

૧૫"જૂઠા ઉપદેશકોથી સાવધાન રહો. તેઓ તમારી પાસે ઘેટાંના વેશમાં આવે છે, પણ તેઓ વરુઓ જેવા ભયંકર હોય છે. ૧૬તમે આવા લોકોને તેઓ જે વસ્તુઓ કરે છે તેનાથી ઓળખી શકશો. જેમ કાંટાળી ઝાડી પરથી દ્રાક્ષ અને કાંટાળી ઊંટકટારી પરથી અંજીર મળી શકતા નથી. તેમ ખરાબ લોકો પાસેથી સારી વસ્તુની અપેક્ષા રાખી શકો નહિ. ૧૭તે જ પ્રમાણે પ્રત્યેક સારુ વૃક્ષ સારાં ફળ આપે છે ને ખરાબ વૃક્ષ નઠારાં ફળ આપે છે. ૧૮તે જ પ્રમાણે સારુ ઝાડ નઠારા ફળ આપી શકતું નથી, અને ખરાબ ઝાડ સારા ફળ આપી શકતું નથી. ૧૯જે વૃક્ષ સારાં ફળ આપી શકતાં નથી તેને કાપીને અગ્નિમાં નાંખી દેવામાં આવે છે. ૨૦તેથી તમે આવા લોકોને તેઓ કેવાં ફળો આપે છે તેના પરથી ઓળખી શકશો.

૨૧"જે મને પ્રભુ, પ્રભુ કહે છે, તે દરેક વ્યક્તિ આકાશના રાજયમાં પ્રવેશ કરશે એમ તો નહિ, પણ જેઓ મારા આકાશમાંના બાપની ઈચ્છા પ્રમાણે કરે છે તેઓ જ

આકાશમાં પ્રવેશી શકશે. ૨૨એ અંતિમ દિવસે ઘણા લોકો મને કહેશે, પ્રભુ અમે તારા માટે નથી બોલ્યા? તો શું અમે તારા નામે પ્રબોધ કર્યા નથી? અને તારા નામે ભૂતોને* કાઢયાં નથી? અને તારા નામે બીજા ઘણા પરાક્રમો કર્યા નથી? ૨૩પછી હું તેઓને કહીશ, 'તમે અહીંથી ચાલ્યા જાઓ. તમે ભૂંડા છો. મેં તમને કદી પણ ઓળખ્યા નથી.'

### એક ડાહ્યો અને એક મૂર્ખ માણસ

૨૪"જે કોઈ વ્યકિત મારા વચનોને સાંભળે છે અને તે પ્રમાણે આચરણ કરે છે તે ખડક પર મકાન બાંધનાર ડાહ્યા માણસ જેવો છે. ૨૫ધોધમાર વરસાદ પડ્યો, પૂર આવ્યું અને તે ઘર પર વાવાઝોડું ફુંકાયું છતાં પણ તે ઘર તૂટી પડ્યું નહિ કારણ કે તેનો પાયો ખડક ઉપર બાંધેલો હતો. ૨૬પરંતુ જે વ્યકિત મારા આ વચનોને ધ્યાનથી સાંભળે છે પરંતુ તે પ્રમાણે વર્તતો નથી તે રેતી પર ઘર બાંધનાર મૂર્ખ માણસ જેવો છે. ૨૭ધોધમાર વરસાદ આવ્યો, પૂર આવ્યું અને વાવાઝોડાના સપાટા લાગ્યા ત્યારે તે મકાન મોટા અવાજ સાથે જમીનદોસ્ત થઈ ગયું."

૨૮ઈસુએ જ્યારે આ વચનો કહેવાનું પુરુ કર્યુ, ત્યારે તેના ઉપદેશથી લોકો અચરત પામ્યા. ૨૯કારણ કે ઈસુ અધિકાર (સામર્થ્ય) સાથે ઉપદેશ આપતો હતો, નહિ કે તેમના શાસ્રીઓની જેમ.

### ઈસુ માંદા માણસને સાજો કરે છે

૮ ઈસુ પર્વત પરથી નીચે ઉતર્યો. લોકોનો મોટો સમુદાય તેની પાછળ પાછળ ગયો. ૨પછી એક કોઢથી પીડાતો માણસ તેની પાસે આવ્યો, પગે પડ્યો અને કહ્યું, "હે પ્રભુ, તું ઈચ્છે તો મને સાજો કરવાની શકિત તારી પાસે છે."

૩ઈસુએ તે માણસને સ્પર્શ કર્યો અને કહ્યું કે, "હું તને સાજો કરવા ઈચ્છું છું, સાજો થઈ જા!" અને તરત જ તે માણસ કોઢથી સાજો થઈ ગયો. ૪ઈસુએ તેને કહ્યું કે, "જે કાંઈ બન્યું છે તે વાત કોઈને પણ કરતો નહિ. અહીંથી સીધો જ યાજક પાસે જા અને ત્યાં તારી જાતને બતાવ. મૂસાના આદેશ પ્રમાણે અર્પણ ચઢાવ જેથી લોકો જાણી શકે કે તું સાજો થયો છે."

### ઈસુ અધિકારીના નોકરને સાજો કરે છે

૫ઈસુ કફર-નહૂમ આવ્યો, ઈસુ શહેરમાં પ્રવેશ્યો કે તરત જ એક લશ્કરી અધિકારી, તેની પાસે આવ્યો અને મદદ માટે વિનંતી કરી. ૬લશ્કરી અધિકારીએ કહ્યું કે, "હે પ્રભુ, મારો નોકર ખૂબ જ બિમાર છે, તે પથારીવશ છે અને પક્ષઘાતી છે."

૭ઈસુએ લશ્કરી અધિકારીને કહ્યું કે, "હું જઈશ અને તેને સાજો કરીશ."

૮લશ્કરી અધિકારીએ કહ્યું કે, "હે પ્રભુ, તું મારા ઘરે આવે એવો હું યોગ્ય માણસ નથી. જો તું કેવળ શબ્દ કહે તો મારો નોકર સાજો થઈ જશે." ૯હું મારા અધિકારીઓને આધીન છું. મારા હાથ નીચેના સૈનિકો મારી સત્તાને આધીન છે. એકને હું કહું છું કે 'જા', તો તે જાય છે. બીજાને કહું છું કે 'આવ', તો તે આવે છે અને મારા નોકરને કહું છું કે, 'આ કર' તો તે તરત જ મારી આજ્ઞા પાળે છે. હું જાણુ છું કે આ કરવાની સત્તા તારી પાસે છે."

૧૦ઈસુ આ સાંભળી ખૂબ જ નવાઈ પામ્યો અને તેની સાથે આવતા લોકોને કહ્યું કે, "હું તમને સત્ય કહું છું, મેં ઈઝરાએલમાં પણ કદી કોઈ વ્યકિતમાં આવો વિશ્વાસ જોયો નથી. ૧૧હું તમને કહું છું કે પૂર્વ અને પશ્ચિમમાંથી ઘણા લોકો આવશે અને આકાશના રાજયમાં ઈબ્રાહિમ, ઈસહાક અને યાકૂબની સાથે બેસશે. ૧૨અને જેમના માટે આકાશી રાજ્ય તૈયાર કરવામાં આવેલું છે, તેમને બહારના અંધકારમાં ફેંકી દેવાશે. તેઓ ત્યાં રુદન કરશે પીડાથી દાંત કચકચાવશે."

૧૩પછી ઈસુએ લશ્કરી અધિકારીને કહ્યું કે, "ઘરે જા અને તારો નોકર તેં જે રીતે વિશ્વાસ કર્યો છે તે રીતે તે સાજો થઈ જશે." અને બરાબર તે જ સમયે તેનો નોકર સાજો થઈ ગયો.

### ઈસુએ ઘણા લોકોને સાજા કર્યા

૧૪જ્યારે ઈસુ પિતરને ઘેર ગયો ત્યારે તેણે તેની સાસુને તાવથી પીડાતી દીઠી. ૧૫ઈસુએ તેના હાથને સ્પર્શ કર્યો અને તેનો તાવ ઉતરી ગયો. તે ઉઠીને ઈસુની સેવા કરવા લાગી.

૧૬સાંજ પડી ત્યારે તેઓ ઘણા અશુદ્ધ આત્મા વળગેલા લોકોને ઈસુની પાસે લાવ્યા, ઈસુએ અશુદ્ધ આત્માઓને બહાર કાઢયા. તેમ જ બધા જ માંદાઓને પણ સાજા કર્યા. ૧૭ઈસુએ આ કર્યુ જેથી યશાયાએ કહેલ ભવિષ્યવાણી પૂર્ણ થાય:

"તેણે આપણા રોગો લઈ લીધા અને તેણે આપણા
મંદવાડ પોતાનામાં સ્વીકાર્યા."

*યશાયા ૫૩:૪*

---

**ભૂતો** શેતાનના દુષ્ટ આત્માઓ.

### ઈસુને અનુસરવાની ઈચ્છા

૧૮ઈસુએ જોયું કે તેની ચારે બાજુ લોકોની ભીડ
જામી છે, તેથી તેણે પોતાના શિષ્યોને સરોવરના સામા
કિનારે જવા કહ્યું. ૧૯પછી એક શાસ્રી તેની પાસે આવ્યો
અને કહ્યું કે, "ઉપદેશક, તું જ્યાં જઈશ ત્યાં હું તારી
પાછળ આવીશ."
૨૦ઈસુએ તેને કહ્યું કે, "શિયાળોને રહેવા માટે દરો
હોય છે, પંખીઓને રહેવા માટે માળા હોય છે, પણ
માણસના દીકરાને* માથું ટેકવાની પણ જગા નથી."
૨૧ઈસુના શિષ્યોમાંના બીજા એકે આવી તેને કહ્યું કે,
"હે પ્રભુ, પહેલા મને જવા દે અને મારા પિતાને દફનાવવા
દે. પછી હું તને અનુસરીશ." ૨૨પરંતુ ઈસુએ તેને કહ્યું;
"મારી પાછળ આવ. ને મૂએલાઓને પોતાના
મૂએલાઓને દાટવા દે."

### ઈસુ તોફાનને શાંત પાડે છે

૨૩ઈસુ એક હોડીમાં જઈને બેઠો. તેના શિષ્યો પણ
તેની સાથે ગયા. ૨૪એ હોડીએ કિનારો છોડયો કે તરત
જ દરિયામાં મોટું તોફાન શરૂ થયું ને ઉછળતા મોજાથી
હોડી ઢંકાઈ જવા લાગી. પરંતુ ઈસુ તો ઊંઘતો હતો.
૨૫શિષ્યો ઈસુની પાસે ગયા અને તેને જગાડ્યો અને
કહ્યું કે, "હે પ્રભુ, અમને બચાવ! અમે ડૂબી જઈશું!"
૨૬ઈસુએ કહ્યું કે, "તમે શા માટે ભયભીત થાઓ
છો? તમને પૂરતો વિશ્વાસ નથી?" પછી ઈસુ ઉભો
થયો અને પવન અને મોંજાને ધમકાવ્યા, પછી સમુદ્ર
સંપૂર્ણ શાંત થઈ ગયો.
૨૭આથી લોકો આશ્ચર્યચકિત થઈ ગયા અને બોલ્યા,
"અરે આ માણસ કેવા પ્રકારનો છે? જેની આજ્ઞાને પવન
અને સમુદ્ર પણ માને છે!"

### ઈસુ બે માણસોમાંથી ભૂતોને કાઢે છે

૨૮સમુદ્રને સામે કિનારે ગદરાનીના* દેશમાં ઈસુ
આવ્યો ત્યાં તેને અશુદ્ધ આત્માઓ વળગેલા બે માણસો
મળ્યા. તેઓ કબરોની વચમાં રહેતા હતાં તે એટલા
બધા બિહામણા હતા કે ત્યાં થઈને કોઈ જઈ શકતું ન
હતું. ૨૯તેઓ બૂમ પાડવા લાગ્યા, "ઓ દેવના દીકરા, તું
અમારી પાસે શું અપેક્ષા રાખે છે? નિશ્ચિત સમય પહેલા
અમને શિક્ષા કરવા આવ્યો છે?"
૩૦ત્યાંથી થોડેક દૂર ભૂંડનું ટોળું ચરતું હતું. ૩૧અશુદ્ધ
આત્માઓએ વિનંતી કરી કે, "જો તું અમને કાઢી જ
મૂકવાનો હોય તો, તું અમને એ ભૂંડોના ટોળામાં
જવા દે."
૩૨ઈસુએ તેઓને કહ્યું, "જાઓ" અને અશુદ્ધ
આત્માઓ ભૂંડોનાં ટોળામાં પેઠા. ભૂંડનું આખું ટોળું
ટેકરીની ધાર પરથી સમુદ્રમાં ધસી ગયું અને પાણીમાં
ડૂબી મર્યુ. ૩૩ભૂંડો ચરાવનારા ત્યાંથી શહેરમાં નાઠા
અને બધી જ બાબતો જેવી કે અશુદ્ધ આત્માઓ વળગેલા
માણસો સાથે જે બન્યું હતું તે જણાવ્યું. ૩૪આખું નગર
ઈસુને મળવા બહાર આવ્યું અને જયારે લોકોએ તેને
જોયો ત્યારે વિનંતી કરી કે, અમારા વિસ્તારમાંથી તું
ચાલ્યો જા.

### ઈસુ પક્ષઘાતીને સાજો કરે છે

૯ ઈસુ હોડીમાં બેઠો અને સરોવરને પેલે પાર ગયો
અને પોતાના શહેરમાં આવ્યો. ૨કેટલાએક લોકો
પથારીવશ પક્ષઘાતી માણસને ઈસુ પાસે લાવ્યાં. ઈસુએ
જોયું કે તેઓને વિશ્વાસ છે તેથી ઈસુએ તે પક્ષઘાતી
માણસને કહ્યું, "હે યુવાન માણસ, હિમ્મત રાખ. સુખી
થા. તારાં બધાં જ પાપ માફ કરવામાં આવે છે."
૩કેટલાએક શાસ્રીઓએ આ સાંભળ્યું અને અંદરો
અંદર વાતો કરવા લાગ્યા કે, "આ માણસ (ઈસુ) પોતે
જ દેવ હોય તેમ બોલે છે. આ રીતે તે દેવની વિરુદ્ધ
બોલે છે."
૪ઈસુએ જાણ્યું કે તેઓ શું વિચારે છે તેથી ઈસુએ
કહ્યું, "તમે તમારા મનમાં આવા ભૂંડા વિચારો શા માટે
કરો છો?" ૫-૬માણસના દીકરાને પૃથ્વી પર પાપ માફ
કરવાનો અધિકાર છે. પણ આ તમારી આગળ કેવી રીતે
સાબિત કરી શકું? તમે એમ ધારતા હશો કે, 'તારાં પાપ
માફ થયાં છે.' એમ કહેવું સહેલું છે, પણ ખરેખર એમ
થયું તે કોઈ જોઈ શકતું નથી. પણ જો હું એ માણસને
એમ કહું, 'ઊઠ, તારી પથારી લઈને ચાલતો થા,' તો
શું? તો તમે જોઈ શકશો કે ખરેખર મને અધિકાર છે."
તેથી ઈસુએ પક્ષઘાતી માણસને કહ્યું, "ઊભો થા, તારી
પથારી ઉપાડ અને તારે ઘેર જા." ૭અને તે માણસ
ઉભો થયો અને ઘેર ચાલ્યો ગયો. ૮લોકોએ આ જોયું
અને તેઓ આશ્ચર્યચકિત થઈ ગયા અને લોકોએ દેવની
સ્તુતિ કરી કારણ કે દેવે આવો અધિકાર માણસોને આપ્યો.

### ઈસુએ માથ્થીની પસંદગી કરી

૯ઈસુ તે રસ્તે થઈને જતો હતો ત્યારે, તેણે કર

---

**માણસનો દીકરો** ઈસુ પોતાના માટે આ નામ વાપરતો. દાનિ. ૭:૧૩-૧૪માં આ નામ મસિહા માટે છે જેને દેવે પોતાના લોકોને તારવાને પસંદ કર્યો છે.

**ગદરાની** ગાલીલના સરોવરના અગ્નિ ખૂણાનો પ્રદેશ.

ઉઘરાવવાની ઓફિસમાં માથ્થી નામના માણસને જોયો. ઈસુએ તેને કહ્યું, "મારી પાછળ ચાલ." અને માથ્થી ઊભો થયો અને ઈસુને અનુસર્યો.

૧૦ઈસુએ માથ્થીના ઘરે તેના શિષ્યો સાથે ભોજન લીધું. ત્યારે ત્યાં કર ઉઘરાવનારા અને પાપીઓ પણ જમતા હતાં. ૧૧ફરોશીઓએ ઈસુને આવા માણસો સાથે ખાતાં જોયો તેથી તેના શિષ્યોને કહ્યું કે, "તમારો ઉપદેશક કર ઉઘરાવનારા તથા પાપીઓ સાથે શા માટે ભોજન લે છે?"

૧૨ઈસુએ આ સાંભળીને કહ્યું, "જેઓ તંદુરસ્ત છે તેમને વૈદની જરૂર નથી. જેઓ બિમાર છે તેમને વૈદની જરૂર છે. ૧૩ઈસુએ કહ્યું, "તમે શાસ્રનો અર્થ સમજો; 'હું પશુઓના બલિદાન નથી ઈચ્છતો, હું દયા ઈચ્છું છું. હું સારા લોકોને આમંત્રણ આપવા નથી આવ્યો, પણ પાપીઓને તેડવા આવ્યો છું."*

### ઈસુ બીજા યહૂદીધર્મ-નેતાઓથી જુદા છે

૧૪પછી યોહાનના શિષ્યો ઈસુની પાસે આવ્યા. તેઓએ ઈસુને પૂછયું કે, "અમે અને ફરોશીઓ વારંવાર ઉપવાસ કરીએ છીએ તો તારા શિષ્યો શા માટે ઉપવાસ કરતા નથી?"

૧૫ઈસુએ ઉત્તર આપ્યો, જ્યાં સુધી તેમની સાથે વરરાજા હોય ત્યાં સુધી વરરાજાના મિત્રો પાસે ઉદાસીનતાની અપેક્ષા રાખી શકાય? અલબત્ત નહિ જ, પરંતુ જ્યારે તેઓની પાસેથી વરરાજા લઈ લેવાશે ત્યારે સમય આવશે પછી તેઓ ઉપવાસ કરશે.

૧૬"જો કોઈ જૂનાં કપડાં પર કોરા કપડાંનું થીંગડું મારે તો એ થીંગડાંથી કપડાંમાં કાણું વધારે મોટુ બનશે. ૧૭લોકો તાજો દ્રાક્ષારસ ભરવા માટે જૂની મશકોનો ઉપયોગ નથી કરતાં તેમ કરવાથી જૂની મશકો ફાટી જશે, ત્યાર પછી દ્રાક્ષારસ વહી જશે અને બંને દ્રાક્ષારસ અને દ્રાક્ષારસની મશકો નાશ પામશે. તેથી લોકો હંમેશા નવો દ્રાક્ષારસ ભરવા માટે નવી જ મશકોનો ઉપયોગ કરે છે. આમ કરવાથી દ્રાક્ષારસ અને મશકો બંને સારી રીતે સાચવી શકાય છે."

### ઈસુ મૃત દીકરીને જીવન આપે છે અને બિમાર સ્રીને સાજી કરે છે

૧૮ઈસુ જ્યારે આ વાતો કહેતો હતો, ત્યારે સભાસ્થાનનો એક અધિકારી આવ્યો અને તેને પગે પડ્યો અને કહ્યું કે, "મારી દીકરી હમણાં જ મરણ પામી છે. તું આવીને માત્ર તારા હાથથી તેને સ્પર્શ કર તો તે સજીવન થશે."

૧૯તેથી ઈસુ ઊભો થયો અને તેને ઘેર ગયો. તેના શિષ્યો તેની પાછળ ગયાં ૨૦એક સ્રી હતી, જે છેલ્લા બાર વર્ષથી લોહીવાના રોગથી પીડાતી હતી તેણે પાછળથી આવીને ઈસુના ઝભ્ભાની નીચલી કોરને સ્પર્શ કર્યો. ૨૧સ્રી વિચારતી હતી કે, "જો હું માત્ર તેના ઝભ્ભાને સ્પર્શ કરીશ તો હું સાજી થઈ જઈશ."

૨૨ઈસુ તેની તરફ વળ્યો અને તે સ્રીને જોઈ કહ્યું, "દીકરી, હિંમ્મત રાખ, તારા વિશ્વાસે તને સાજી કરી છે." તે જ પળે તે સ્રી સાજી થઈ ગઈ.

૨૩ઈસુ અધિકારીની સાથે તેના ઘેર આવી પહોચ્યો અને ઘરમાં ગયો ત્યારે તેણે વાંસળી વગાડનારાઓને અને ઘણા લોકોને રુદન કરતા જોયા. ૨૪ઈસુએ કહ્યું, "આઘા ખસો, કારણ કે છોકરી મરણ નથી પામી. તે ઊંઘે છે." આ સાંભળી લોકો તેના તરફ હસવા લાગ્યા. ૨૫લોકોનું ટોળું ઘરની બહાર ગયું. ઈસુ છોકરીના ઓરડામાં ગયો. ઈસુએ છોકરીનો હાથ પકડયો અને તે છોકરી ઉભી થઈ. ૨૬આ સમાચાર આજુબાજુના સમગ્ર વિસ્તારમાં પ્રસરી ગયા.

### ઈસુએ વધુ લોકોને સાજા કર્યા

૨૭જયારે ઈસુ ત્યાંથી જતો હતો ત્યારે બે આંધળા માણસો તેની પાછળ પાછળ ગયા. તેઓ જોરથી બૂમ પાડવા લાગ્યા. "ઓ દાઉદના દીકરા, અમારા પર દયા કર."

૨૮ઈસુ અંદર ઘરમાં ગયો, ત્યાં તેઓ પણ તેની પાછળ ગયા. ઈસુએ તેમને પૂછયું, "હું તમને ફરીથી દેખતા કરી શકુ એવો વિશ્વાસ છે?" આંધળા માણસોએ ઉત્તર આપ્યો કે, "હા પ્રભુ, અમે વિશ્વાસ કરીએ છીએ."

૨૯પછી તેઓની આંખોને સ્પર્શ કરી ઈસુ બોલ્યો; "તમે વિશ્વાસ રાખો છો તો તે પ્રમાણે થાઓ." ૩૦અને તરત જ તેઓ દેખતા થયા. ઈસુએ તેઓને કહ્યું, "તમે આ વિષે કોઈને વાત ન કરતા." ૩૧પરંતુ આંધળા માણસો ત્યાંથી ચાલ્યા ગયા અને ઈસુની આ કીર્તિ તેઓએ આખા વિસ્તારમાં ફેલાવી.

૩૨આગળ જતાં લોકો ઈસુની પાસે બીજા એક માણસને લઈને આવ્યા, આ માણસને અશુદ્ધ આત્મા વળગેલો હતો. તે મૂંગો હતો. ૩૩ઈસુએ અશુદ્ધ આત્માને હાંકી કાઢયો કે તરત જ તે મૂંગો માણસ બોલતો થયો, લોકો આશ્ચર્યચકિત થઈ ગયા અને બોલ્યા: "અગાઉ ઈઝરાએલમાં આવું કદાપિ જોવામાં આવ્યું નથી."

---

**'હું પશુઓના ... તેડવા આવ્યો છું'** હોશિ. ૬:૬.

૩૪પરંતુ ફરોશીઓએ કહ્યુ કે, તે (ઈસુ) અશુદ્ધ આત્માના સરદાર (શેતાન) થી જ અશુદ્ધ આત્માઓને કાઢે છે."

### ઈસુ લોકો પર ખેદીત

૩૫ઈસુએ તે વિસ્તારના તમામ શહેરો અને ગામડાઓમાં જઈને યહૂદી સભાસ્થાનોમાં દેવના રાજય વિષેની સુવાર્તા આપી. અને જે લોકો બધા જ પ્રકારના રોગો અને માંદગીથી પીડાતા હતા તેમને સાજા કર્યા. ૩૬ઈસુએ ઘણા લોકોને જોયા અને તેઓ પર તેને કરૂણા ઉપજી કારણ કે તેઓ થાકેલા અને અસહાય હતા. તેઓ પાળક વિનાના ઘેટાં જેવા હતા. ૩૭ઈસુએ પોતાના શિષ્યોને કહ્યું કે, "માણસોરૂપી ફસલ (બચાવ) પુષ્કળ છે. પણ મજૂરો ઓછા છે. ૩૮તેથી ફસલના (લોકો) ધણીને પ્રાર્થના કરો કે કાપણી કરવા વધારે મજૂરો મોકલી આપે."

### ઈસુએ પ્રેરિતોને ઉપદેશ માટે મોકલયા

**૧૦** ઈસુએ તેના બાર શિષ્યોને બોલાવ્યા. ઈસુએ તેઓને અશુદ્ધ આત્માઓને કાઢવાની તથા દરેક જાતની માંદગી અને બીમારીમાંથી સાજા કરવાની શક્તિ આપી. બાર પ્રેરિતોનાં નામ આ પ્રમાણે છે. ૨પ્રથમ સિમોન જે પિતર કહેવાય છે તેનો ભાઈ આંન્દ્રિયા, ઝબદીનો દીકરો યાકૂબ તથા તેનો ભાઈ યોહાન. ૩ફિલિપ અને બર્થોલ્મી; થોમા તથા કર ઉઘરાવનાર માથ્થી; અલ્ફીનો દીકરો યાકૂબ; થદી; ૪સિમોન કનાની* તથા યહૂદા ઈશ્કરિયોત, જે તેને દુશ્મનના હાથમાં સોપી દેનારો હતો.

૫આ બાર જણને બહાર મોકલતી વખતે ઈસુએ તેમને આજ્ઞા કરી કે જ્યાં બિનયહૂદીઓ વસે છે ત્યાં જશો નહિ અને કોઈ પણ સમરૂનીઓના નગરમાં જશો નહિ. ૬પણ ઈઝરાએલના લોકો પાસે જાઓ. તે યહૂદીઓ ખોવાયેલા ઘેટા જેવાં છે. ૭જેવા તમે જાઓ કે તરત જ તેઓને ઉપદેશ આપો કે, 'આકાશનું રાજ્ય ટૂંક સમયમાં આવી રહ્યું છે.' ૮માંદા લોકોને સાજા કરો. મરેલાને જીવતા કરો. રક્તપિત્તના રોગીઓને સાજા કરો અને અશુદ્ધ આત્માઓને કાઢો. હું તમને આ સામર્થ્ય વિના મૂલ્યે આપું છું. માટે તમે પણ દરેકને વિના મૂલ્યે આપો. ૯તમારી સાથે સોનું, રૂપું કે તાંબુ કે કોઈ પણ પ્રકારનું નાંણુ રાખશો નહિ. ૧૦મુસાફરી દરમ્યાન તમારી સાથે ફક્ત તમે જે કપડા પહેર્યા છે તે તથા જે પગરખા પહેર્યા છે તે જ રાખશો. ચાલવા માટે લાકડી પણ લેશો નહિ. વધારાનાં કપડાં કે પગરખાં પણ ના રાખશો કારણ કે કામ કરનાર ને તેની જરૂરિયાતની વસ્તુઓ આપવામાં આવશે જ.

૧૧"જયારે તમે જે નગરમાં કે ગામમાં પ્રવેશો, ત્યારે કોઈ લાયક વ્યક્તિની શોધ કરો અને બીજા સ્થળે જવાનું થાય ત્યાં સુધી તેને ઘેર જ રહો. ૧૨જે ઘરમાં તમને આવકાર મળે તેમને કહો, 'શાંતિ તમારી સાથે રહો.' ૧૩જો ઘરના લોકો લાયક હશે તો તમારા આશીર્વાદ એમની સાથે રહેશે. પણ જો તેઓ લાયક નહિ હોય તો તમે આપેલી શાંતિની આશિષ તમારી પાસે પાછી આવશે. ૧૪અને જો કોઈ શહેર અથવા ઘર તમારો સત્કાર ના કરે, તો ત્યાંથી તરત જ નીકળી જાઓ અને ત્યાંની ધૂળ તમારા પગે લાગી હોય તો તે ખંખેરી નાખો. ૧૫હું તમને સત્ય કહું છું કે, ન્યાયના દિવસે સદોમ અને ગમોરા નગરોની હાલત તે નગરના કરતાં સારી હશે. તથા તેમના તરફ વધારે ઉદારતા બતાવાશે.

### ઈસુ મુસીબતો વિષે ચેતવે છે

૧૬"સાંભળો! હું તમને એવી જગ્યાએ મોકલી રહ્યો છું કે જ્યાં વરુઓની વચ્ચે તમે ઘેટાં જેવા લાગશો. આથી તમે સાપ જેવા ચપળ અને કબૂતર જેવા સાલસ બનો અને ખોટું કરશો નહિ. ૧૭લોકોથી ચેતતા રહેજો, કારણ એ લોકો તમારી ધરપકડ કરશે. તમને ન્યાય માટે લઈ જશે અને સભાસ્થાનોમાં લઈ જઈ તમારા પર કોરડા ફટકારાશે. ૧૮તમને હાકેમો તથા રાજાઓ સમક્ષ હાજર કરવામાં આવશે. આ બધું મારા લીધે તમને કરવામાં આવશે. તમે ત્યારે મારા વિષે એ બધાને કહેજો. ૧૯જ્યારે તમને પકડવામાં આવે તો તમારે શું કહેવું અને કેવી રીતે કહેવું તેની ચિંતા કરશો નહિ. યોગ્ય ઉત્તર આપવાના શબ્દો તમને તે વખતે જ આપવામાં આવશે. ૨૦તે સમયે તમે નહિ, પરંતુ તમારા પિતાનો આત્મા તમારા દ્વારા બોલશે.

૨૧"ભાઈઓ, ભાઈઓની વિરુદ્ધ થશે અને તેમને મારી નાખશે. પિતા તેમના બાળકોની વિરુદ્ધ થશે બાળકો તેમના માતા પિતા વિરુદ્ધ થશે અને તેઓને મારી નાખવા માટે સોંપી દેશે. ૨૨જો તમે મારા શિષ્યો છો, તો લોકો તમારી પજવણી કરશે, પરંતુ જે અંત સુધી ટકશે તેમનો જ ઉદ્ધાર થશે. ૨૩જયારે તમારી એક નગરમાં પજવણી કરવામાં આવે તો તમે બીજા નગરમાં જતાં રહેજો. તમને સાચું જ કહું છું કે, માણસનો દીકરો આવે તે પહેલા તમે ઈસ્રાએલના તમામ નગરોમાં ફરી વળશો.

---

**કનાની** યહૂદી રાજકીય જૂથનું નામ જેનો તે સભ્ય હતો.

૨૪"ચેલો તેના ગુરુથી મોટો નથી કે દાસ એના શેઠ કરતાં ચડિયાતો નથી. ૨૫ચેલાએ પોતાના ગુરુ જેવા બનવામાં અને દાસે તેના શેઠ જેવા બનવામાં સંતોષ માનવો જોઈએ. જો ઘરના ધણીને જ બાલઝબુલ (શેતાન) કહેવામાં આવે તો પછી ઘરના બીજા સભ્યોને કેવા નામથી સંબોધશે!

### પ્રભુથી ડરો, લોકોથી નહિ

૨૬"આથી લોકોથી ના ડરો કારણ કે જે કંઈક છુપાવેલું છે તે જાહેર કરવામાં આવશે. જે કંઈ ગુપ્ત છે તે પ્રગટ થશે. ૨૭હું તમને અંધકારમાં જે કહું છું તે તમે અજવાળામાં જાહેર કરો, અને મેં જે તમને કાનમાં કહ્યું, તે બધું તમે બધા જ લોકોને જાહેરમાં કહો. ૨૮જેઓ તમારા દેહનો નાશ કરી શકે છે પરંતુ તમારા આત્માને મારી શકતા નથી, તેવા લોકોથી બિલકુલ ન ડરો. ફક્ત પ્રભુથી જ ડરો. કારણ કે તે તમારા આત્માને અને શરીરને નરકમાં ધકેલી શકે છે. ૨૯એક પૈસામાં બે નાનાં પક્ષીઓ વેચાય છે પરંતુ તમારા બાપની ઈચ્છા વગર કોઈ એક પણ પક્ષી ધરતી પર નહિ પડી શકે. ૩૦દેવને તો ખબર છે કે તમારા માથા ઉપર વાળ કેટલા છે." ૩૧તેથી ડરો નહિ. તમારું મૂલ્ય તો એવાં નાનાં પક્ષીઓ કરતાં અધિક છે.

### લોકોને તમારા વિશ્વાસ વિષે કહો

૩૨"જે કોઈ બીજા લોકોની સામે મારામાં વિશ્વાસની કબૂલાત કરશે તો, હું પણ આકાશમાંના બાપની આગળ એ મારો છે તેમ જાહેર કરીશ. ૩૩પરંતુ જ્યારે કોઈ માણસ બીજા લોકોની સામે મારામાં તેના વિશ્વાસને કબૂલ ન કરે, તો તેનો હું નકાર કરીશ. અને હું આકાશમાંના બાપની સમક્ષ તે મારો છે એવું જાહેર કરીશ નહિ.

૩૪"એમ ન માનતા કે હું પૃથ્વી પર શાંતિ લાવવા આવ્યો છું, શાંતિ તો નહિ, પણ હું તલવાર લઈને આવ્યો છું. ૩૫-૩૬ 'હું પુત્રને તેના પિતાની વિરુદ્ધ,

> પુત્રીને તેની મા વિરુદ્ધ, અને વહુને તેની સાસુ
> વિરુદ્ધ કરવા આવ્યો છું. મનુષ્યના શત્રુ તો તેમના
> ઘરના લોકો જ બનશે.'
>
> *મીખાહ ૭:૬*

૩૭"જે કોઈ મારા કરતાં વધારે તેના માતાપિતાને પ્રેમ કરે છે અને જે કોઈ મારા કરતાં તેમના દીકરા કે દીકરીને પ્રેમ કરે છે તે મારો શિષ્ય થવાને લાયક નથી. ૩૮જે માણસ તેને આપવામાં આવેલ વધસ્તંભ (યાતના) નો સ્વીકાર કરતો નથી તો તે મારો શિષ્ય થવા માટે યોગ્ય નથી. ૩૯જે માણસ મારા કરતાં તેના જીવનને વધારે પ્રેમ કરે છે તે સાચું જીવન ગુમાવી દેશે. પણ જે મારા માટે જીવન અર્પણ કરી શકશે તેજ સાચું જીવન પ્રાપ્ત કરી શકશે. ૪૦જે માણસ તમને સ્વીકારે છે, તે મને સ્વીકારે છે, અને જે વ્યક્તિ મને સ્વીકારે છે તે જેણે મને મોકલ્યો તેને (દેવ) સ્વીકારે છે. ૪૧જો કોઈ વ્યક્તિ પ્રબોધકને સ્વીકારે છે કારણ કે તે એક પ્રબોધક છે પછી તે પ્રબોધક જે મેળવે છે તે બદલો તે વ્યક્તિ પ્રાપ્ત કરશે. જે કોઈ વ્યક્તિ સાચા માણસને સ્વીકારે છે, તે એક સારો માણસ છે પછી જે સાચો માણસ પ્રાપ્ત કરે છે તે બદલો તે વ્યક્તિને મળશે. ૪૨હું તમને સત્ય કહું છું કે જો કોઈ વ્યક્તિ શિષ્યના નામે નાનામાંના એકને પણ ઠંડા પાણીનો પ્યાલો પીવા આપે તો તેનું ફળ મળ્યાં વગર રહેશે જ નહિ."

### ઈસુ અને યોહાન બાપ્તિસ્ત

**૧૧** ઈસુ તેના બાર શિષ્યોને સૂચનાઓ આપ્યા પછી ત્યાંથી નીકળ્યો અને ત્યાંથી ગાલીલ નામના નગરમાં ઉપદેશ અને બોધ આપવા ગયો.

૨યોહાન બાપ્તિસ્ત જેલમાં હતો. ઈસુ જે કંઈ કરતો હતો તે વિષે તેણે સાંભળ્યું એટલે યોહાને તેના શિષ્યોમાંના કેટલાએકને ઈસુ પાસે મોકલ્યાં. ૩યોહાનના શિષ્યોએ આવીને ઈસુને પૂછયુ કે, "યોહાને જે માણસ વિષે કહ્યું તે આવી રહ્યો છે તે તું છે કે અમારે બીજા માણસની રાહ જોવાની છે?"

૪ઈસુએ તેમને કહ્યું કે, "તમે યોહાન પાસે પાછા જાવ અને અહીં જે કાંઈ જોયું અને સાંભળ્યું, તે વિષે યોહાનને જાણ કરો. ૫આંધળા ફરી દેખતાં થયા છે; પાંગળા ચાલતા થયા છે; રક્તપિત્તિયા સાજા થઈ ગયા છે; બહેરા સાંભળતા થયા છે; અને મરણ પામેલા જીવનમાં ફરી બેઠા થયા છે. આ સુવાર્તા ગરીબ લોકોને જણાવવામાં આવી છે. ૬જે વ્યક્તિ મારો સ્વીકાર કરવા શક્તિમાન છે તેને ધન્ય છે."

૭યોહાનના શિષ્યો પાછા ફરવા તૈયાર થયા, ઈસુએ લોકોને શું જોવા ઈચ્છો છો તે પૂછયું અને કહ્યું; "તમે ઉજજડ પ્રદેશમાં યોહાન પાસે ગયા ત્યારે શું જોવા ગયા હતાં? શું પવનથી હાલતા બરુને જોવા ગયા હતાં? ના! ૮તો તમે ત્યાં શું જોવા ગયા હતાં? શું જેણે ખૂબ સારા વસ્રો પહેર્યા હતા તેવા માનવી ને? ના! આવા સુંદર

કપડા પહેરે છે તે તો રાજાના રાજમહેલમાં રહે છે. ૯તો
પછી તમે શું જોવા ગયા હતાં? શું દેવના પ્રબોધકને
જોવા ગયા હતાં? હા, હું તમને કહું છું, યોહાન તો
પ્રબોધક કરતાં ઘણો અધિક છે. ૧૦યોહાન વિષે લખ્યું
છે તે આ છે:

> 'ધ્યાનથી સાંભળો! હું (દેવ) મારા દૂતને તારી
> આગળ મોકલું છું. તે તમારા માટે માર્ગ તૈયાર
> કરશે.'
>
> *માલાખી ૩:૧*

૧૧હું તમને સત્ય કહું છું કે આજદિન સુધીમાં પૃથ્વી પર
જન્મ્યા છે તેમાં યોહાન જેવો કોઈ ઉત્પન્ન થયો નથી,
પણ આકાશના રાજયમાં સૌથી નાનો છે તે યોહાન
કરતાં પણ મોટો છે. ૧૨યોહાન બાપ્તિસ્તના સમયથી
આજદિન સુધી આકાશનું રાજ્ય આઘાત ઝીલતું રહ્યું
છે, અને હિંસક સાધનોથી તેને છીનવી લેવાના પ્રયત્નો
થયા છે. ૧૩બધા જ પ્રબોધકોએ અને નિયમશાસ્રે યોહાન
આવ્યો ત્યાં સુધી જે કાંઈ બનવાનું છે તે સંદેશ આપ્યો
છે. ૧૪અને જો તમે નિયમશાસ્ર અને પ્રબોધકોએ જે
કહ્યું છે તે સ્વીકારતા હો તો પછી તમારે તેનો સ્વીકાર
કરવો હોય તો તે અગાઉ જણાવ્યા પ્રમાણે આવનાર
એલિયા તે એ જ છે. ૧૫તમે લોકો મને સાંભળી શકો
છો, તો ધ્યાનથી સાંભળો!

૧૬"આજની પેઢીના વિષે શું કહું? તેઓ કોના જેવા
છે? તેઓ તો બજારમાં બેઠેલા બાળકોના જેવા છે કે જે
એકબીજાને હાંક પાડે છે, હા, તેઓ તેવા જ છે.

> ૧૭ 'અમે તમારા માટે સંગીત વગાડ્યું, પરંતુ તમે
> નૃત્ય કર્યુ નહિ; અમે તમારા માટે દર્દ ભર્યાં
> ગીતો ગાયાં, પરંતુ તમે રડ્યા નહિ.'

૧૮યોહાન બાપ્તિસ્ત બીજાની માફક ખાતો પીતો નથી
આવ્યો તેથી લોકો કહે છે કે, 'તેની અંદર ભૂત છે.'
૧૯માણસનો દીકરો જે આવ્યો છે તે બીજાઓની જેમ
ખાય છે. પીએ છે, 'એના તરફ તો જુઓ! તે કેટલું બધું
ખાય છે અને કેટલું બધું પીવે છે, ઉપરાંત કર ઉઘરાવનાર
અને પાપીઓનો મિત્ર છે.' પરંતુ તેનું શાણપણ પોતાના
કાર્યોના પરિણામથી ન્યાયી પુરવાર થાય છે."

### અવિશ્વાસીઓને ઈસુની ચેતવણી

૨૦ઈસુએ જ્યાં જ્યાં તેનાં મોટા ભાગનાં પરાક્રમી
કાર્યો કર્યાં હતાં, તે નગરોની ટીકા કરી કારણ કે લોકો
પોતાના જીવનમાં પરિવર્તન લાવ્યા નહિ. અને પાપકર્મો
કરવાનું છોડ્યું નહિ. ૨૧ઈસુએ કહ્યું, "ઓ ખોરાઝીન*
તને હાય! હાય! ઓ બેથસૈદા તને હાય! હાય! જો આ
પરાક્રમો મેં દુષ્ટ એવા તૂર અને સિદોન* ના નગરોમાં
કર્યાં હોત તો ત્યાંના લોકોએ પસ્તાવો કર્યો હોત અને
તેમના પર ટાટ તથા રાખ* નાખીને બતાવ્યું હોત કે
તેઓ તેમના પાપોને માટે દુ:ખી હતાં. ૨૨પણ હું તમને
કહું છું કે ન્યાયના દિવસે તૂર અને સિદોનને આકાશ
જેટલી ઊંચી પદવીએ પહોંચાડાશે. ૨૩ઓ કફર–નહૂમ,
શું તું એમ માને છે કે તને ઉચ્ચ પદ માટે આકાશમાં
લઈ જવામાં આવશે? ના! તને તો હાદેસના ખાડામાં
નાખવામાં આવશે. તારામાં જે ચમત્કારો થયા તે જો
સદોમમાં થયા હોત તો તે નગર આજ સુધી ટકી રહ્યું
હોત. ૨૪હું કહું છું કે, "ન્યાયના દિવસે સદોમની હાલત
તારાં કરતા સારી હશે."

### ઈસુ તેના લોકોને વિસામો આપે છે

૨૫પછી ઈસુએ કહ્યું, "ઓ બાપ, આકાશ તથા પૃથ્વીના
પ્રભુ, હું તારી સ્તુતિ કરું છું. તારો આભારી છું કારણ તેં
જ્ઞાનીઓથી આ સત્યોને ગુપ્ત રાખીને જે લોકો નાના
બાળકો જેવા છે તેમની આગળ પ્રગટ કર્યુ છે. ૨૬હા,
ઓ બાપ, આ તેં એટલા માટે કર્યુ કે તારે એ પ્રમાણે
કરવું હતું.

૨૭"મારા બાપે મને બધું જ આપ્યું છે. બાપ સિવાય
દીકરાને કોઈ ઓળખતું નથી અને બાપને દીકરા સિવાય
કોઈ ઓળખી શકતું નથી. અને એવા લોકો જે બાપને
ઓળખે છે તે એવા લોકો છે જેને દીકરો તેની પાસે
બાપને પ્રગટ કરવા પસંદ કરે છે, તેઓ જ બાપને
ઓળખે છે.

૨૮"તમારામાંના જે થાકી ગયા છે અને ભારે બોજ
વહન કરી રહ્યા છે તેઓ મારી પાસે આવો. અને હું
તમને વિસામો આપીશ. ૨૯તમે મારો બોજ ઉઠાવો અને
મારી પાસેથી શીખો. કારણ હું દીન અને નમ્ર છું તેથી
તમારા જીવમાં વિસામો પામશો. ૩૦મારું જે કાર્ય તમને

---

**ખોરાઝીન, બેથસૈદા, કફર–નહૂમ** ગાલીલ સરોવર પાસેના નગરો જયાં ઈસુ લોકોને બોધ કરતો હતો.

**તૂર અને સિદોન** લેબેનોનમાંના નગરો જયાં ખૂબ ખરાબ લોકો રહેતા હતા.

**ટાટ તથા રાખ** તે દિવસોમાં શોક વ્યકત કરવા ટાટના મોટા વસ્રો પહેરતા અને શરીર પર રાખ લગાવતા.

સ્વીકારવા કહું છું તે સહેલું છે અને તમારા પર જે બોજ મૂકુ છું તે ઊંચકવામાં હલકો છે."

### કેટલાક યહૂદીઓ ઈસુની ટીકા કરે છે

**૧૨** તે સમયે, ઈસુ વિશ્રામવારે પોતાના શિષ્યો
સાથે અનાજના ખેતરોમાંથી જતો હતો. તેના
શિષ્યો ભૂખ્યા થયા હતા. તેથી તેઓ અનાજના કણસલાં
તોડી ખાવા લાગ્યા. ૨ફરોશીઓએ આ જોયું અને તેમણે
ઈસુને કહ્યું: "જો! તારા શિષ્યો શાસ્ત્રના નિયમનો ભંગ
કરે છે. અને અનાજના કણસલાં તોડે છે જે વિશ્રામવારે
કરવાની મનાઈ છે."

૩ઈસુએ તેમને કહ્યું, "શું તમે વાંચ્યું છે કે જયારે
દાઉદ અને તેના સાથીદારો ભૂખ્યા થયા હતા ત્યારે
દાઉદે શું ર્ક્યુ હતું? ૪દાઉદ દેવના ઘરમાં ગયો હતો અને
દેવને અર્પેલી રોટલી ખાવાની છૂટ ફક્ત યાજકોને હોય
છે તે તેણે ખાધી હતી. આ નિયમશાસ્ત્રનો ભંગ ન
હતો? ૫શું મૂસાના નિયમશાસ્ત્રમાં તમે કદીયે વાંચ્યું
નથી? વિશ્રામવારે ફરજ પાલન કરનારા યાજકો
નિયમનો ભંગ કરે અને છતાં પણ તેમને દોષિત ગણાવતા
નથી? ૬હું તમને કહું છું, અહીં એવું કોઈક છે કે જે
મંદિર કરતાં પણ મોટો છે. ૭શાસ્રો કહે છે, 'મારે પ્રાણીના
યજ્ઞો નથી જોઈતા; પણ હું લોકોમાં દયા ચાહું છું.' તમે
જો શાસ્રોના આ શબ્દોના સાચા અર્થો સમજતા હોત તો
જેઓ નિર્દોષ છે, તેઓને દોષિત ન ઠરાવત.

૮"આ માણસનો દીકરો વિશ્રામવારનો પણ પ્રભુ છે."

### ઈસુ માણસના અપંગ હાથને સાજો કરે છે

૯ઈસુ ત્યાંથી નીકળીને તેઓના સભાસ્થાનમાં
આવ્યો. ૧૦ત્યાં સભાસ્થાનમાં એક વ્યક્તિ હતી જેનો
હાથ અપંગ હતો. તેથી લોકોએ ઈસુને પૂછયું, "શું
નિયમશાસ્ત્ર અનુસાર વિશ્રામવારે કોઈને સાજો કરવો
એ શું યોગ્ય ગણાય?"

૧૧ઈસુએ ઉત્તર આપ્યો, "ધારો કે તમારી પાસે એક
ઘેટું હોય અને વિશ્રામવારે તે ખાડામાં પડી ગયું હોય
તો શું તમે તેને પકડી ખાડામાંથી બહાર નહિ કાઢો?
૧૨ઘેટાં કરતાં મનુષ્ય વધારે મૂલ્યવાન છે, માટે
વિશ્રામવારે ભલાઈનાં કામ કરવાની નિયમશાસ્ત્ર
અનુસાર મંજૂરી હોય છે."

૧૩પછી ઈસુએ પેલા માણસને કહ્યું, "તારો હાથ
મને જોવા દે." તે માણસે પોતાનો હાથ ઈસુ પાસે ધર્યો
કે તરત જ તેનો હાથ બીજા હાથ જેવો થઈ ગયો.
૧૪ફરોશીઓ ત્યાંથી ચાલ્યા ગયા અને ઈસુને મારી
નાખવાની યોજના બનાવી.

### ઈસુ દેવનો પસંદ કરેલ સેવક

૧૫ફરોશીઓ શું કરવાના છે, તેની ઈસુને જાણ થઈ.
તેથી ઈસુ તે જગ્યા છોડી ચાલ્યો ગયો. ઘણા લોકો તેની
પાછળ ગયા. ઈસુએ બધા જ બિમાર લોકોને સાજા
કર્યા. ૧૬ઈસુએ લોકોને ચેતવણી આપી કે તે કોણ હતો,
તે બીજા લોકોને કહેવું નહિ. ૧૭આમ બન્યુ, જેથી યશાયા
પ્રબોધકના શબ્દો સાચા પૂરવાર થયા,

૧૮ "જુઓ, આ મારો સેવક છે; જેને મેં (દેવ)પસંદ
કર્યો છે; હું તેને પ્રેમ કરું છું અને એનાથી હું
સંતુષ્ટ છું; હું મારો આત્મા તેનામાં મૂકીશ, અને
તે બધા દેશોના લોકોનો ન્યાય કરશે.
૧૯ તે વાદવિવાદ કરશે નહિ કે બૂમો પાડશે નહિ;
લોકો તેને શેરીઓમાં ઊંચા અવાજે બોલતો
સાંભળશે નહિ.
૨૦ કારણ કે ન્યાયનો વિજય ન થાય ત્યાં સુધી બરું
જેવા કમજોરને તે કચડી નાખશે નહિ; કે મંદ
મંદ સળગતી જ્યોતને તે હોલવી નાખશે નહિં.
બધા જ દેશોનો ન્યાયનો વિજય થશે ત્યાં સુધી
પોતાનું કાર્ય ચાલુ રાખશે.
૨૧ બધા જ રાષ્ટ્રોના લોકો તેનામાં આશા રાખશે."

*યશાયા ૪૨:૧-૪*

### દેવ તરફથી પ્રાપ્ત થયેલ ઈસુનું સામર્થ્ય

૨૨પછી કેટલાએક માણસો એક માણસને ઈસુ પાસે
લાવ્યા. તે અંધ હતો અને બોલી પણ શકતો ન હતો,
કારણ તેનામાં ભૂત હતુ. ઈસુએ તેને સાજો કર્યો. તે
માણસ બોલતો થયો અને દેખતો પણ થયો. ૨૩બધા જ
લોકો આશ્ચર્યમુગ્ધ થઈ ગયા અને કહેવા લાગ્યા કે, "તે
(ઈસુ) દાઉદનો દીકરો હોય તેમ બની શકે! જેને દેવે
આપણી પાસે મોકલવાનું વચન આપ્યું છે!"

૨૪જયારે ફરોશીઓએ સાંભળ્યું ત્યારે કહેવા લાગ્યા,
"ઈસુ ભૂતોના રાજા બાલઝબૂલની મદદથી ભૂતોને હાંકી
કાઢે છે."

૨૫ઈસુને જ્યારે તેમના વિચારોની જાણ થઈ, ત્યારે
ઈસુએ કહ્યું, "દરેક રાજ્ય જયારે અંદરો અંદર લડે તો
તેનો નાશ થાય છે. દરેક શહેરમાં જયારે ભાગલા પડે
તો તે લાંબો સમય ટકી શકતું નથી. તેમ દરેક કુટુંબમાં
પણ ભાગલા પડે તો તે કુટુંબ ઊભુ રહી શકે નહિ."

૨૬તે રીતે જો શેતાન શેતાનને હાંકી કાઢે તો તેના પોતાનાથી જ છૂટો પડે તો પછી તેનું રાજ્ય કેવી રીતે ટકાવી શકે. ૨૭તમે કહો છો કે ભૂતોને કાઢી મૂકવા હું બાલઝબૂલનો ઉપયોગ કરુ છું, જો એ સાચુ હોય તો તમારા લોકો ભૂતોને હાંકી કાઢવા કઈ શકિતનો ઉપયોગ કરે છે? આથી તમારા લોકો જાતે જ સાબિત કરે છે કે, તમે ખોટા છો. ૨૮પણ હું તો ભૂતોને કાઢવા દેવના આત્માના સામર્થ્યનો ઉપયોગ કરું છું. જે બતાવે છે કે હવે દેવનું રાજય તમારી નજીક આવી રહ્યું છે.

૨૯"જો કોઈએ બળવાનના ઘરમાં પ્રવેશ કરવો હોય અને તેની વસ્તુઓ ચોરી લેવી હોય તો, પહેલા તો બળવાન માણસને તમારે બાંધી દેવો જોઈએ, પછી જ તે માણસના ઘરમાં કોઈ પણ વ્યકિત તેની વસ્તુઓની ચોરી કરી શકે છે.

૩૦"જો જે વ્યકિત મારી સાથે નથી તો તે મારી વિરુદ્ધમાં છે. જે મારી સાથે કામ કરી શકતો નથી. તે મારી વિરુદ્ધમાં કામ કરે છે. ૩૧તેથી હું કહું છું, લોકોએ કરેલું દરેક પાપ અને પ્રત્યેક દુર્ભાષણ આ બધુ જ માફ થઈ શકે છે. પણ જે કોઈ માણસ પવિત્ર આત્માની વિરુદ્ધ જે દુર્ભાષણ કરે છે તે માણસને માફ નહિ કરાશે. ૩૨કોઈ માણસના દીકરાની વિરુદ્ધ બોલે તો તેને માફ થઈ શકે, પરંતુ કોઈ પવિત્ર આત્માની વિરુદ્ધ બોલે તો તે વ્યકિતને માફ કરી શકાય નહિ. આ યુગમાં પણ નહિ, ને આવનાર યુગમાં પણ નહિ.

## કાર્યથી માણસની ઓળખાણ

૩૩"જો તમારે સારું ફળ જોઈતું હોય તો સારુ વૃક્ષ રોપવું જોઈએ, તમારું વૃક્ષ સારુ નહિ હોય તો તેને ખરાબ ફળ મળશે. વૃક્ષની ઓળખાણ તેના ફળથી જાણી શકાય છે. ૩૪ઓ સર્પોના વંશ, તમે જ ખરાબ હો તો સારી વાત કેવી રીતે કરી શકો? તમારા હૃદયમાં જે કાંઈ ભર્યુ છે તે જ મુખ બોલે છે. ૩૫સારા માણસના હૃદયમાં સારી વસ્તુ સંઘરેલી હોય તો તે સારુ જ બોલે છે. પણ જો દુષ્ટના હૃદયમાં ખરાબ વાત સંઘરેલી હોય તો તેને હોઠે ખરાબ વાત જ બોલાય છે. ૩૬પણ હું તમને કહું છું કે ન્યાયકાળે દરેક વ્યકિતએ તેણે બોલેલા પ્રત્યેક અવિચારી શબ્દ માટે ઉત્તર આપવો પડશે. ૩૭તમે બોલેલા શબ્દોના આધારે જ તમારો ન્યાય કરવામાં આવશે, તમારી કહેલી કેટલીક વાતો તમને નિર્દોષ ઠરાવશે. અને તમારી કહેલી કેટલીક વાતો તમને દોષિત ઠરાવશે."

## ઈસુની પાસે યહૂદીઓએ નિશાની માંગી

૩૮એક દિવસે કેટલાક ફરોશીઓ અને શાસ્રીઓ ઈસુની પાસે આવ્યા. તેમણે કહ્યું, "ઉપદેશક, અમને નિશાનીરૂપે કઈ ચમત્કાર કરી બતાવ."

૩૯ઈસુએ કહ્યું, "કેવળ દુષ્ટ અને અવિશ્વાસી લોકો જ નિશાની તરીકે ચમત્કારની માંગણી કરે છે. પરંતુ યૂના પ્રબોધકની નિશાની સિવાય બીજી કોઈ નિશાની અપાશે નહિ. ૪૦જેમ યૂના ત્રણ દિવસ અને ત્રણ રાત મોટી માછલીના પેટમાં રહ્યો તેમ માણસનો દીકરો પૃથ્વીના પેટમાં ત્રણ દિવસ અને ત્રણ રાત રહેશે. ૪૧ન્યાયકાળે નિનવેહના લોકો આજની પેઢીના તમારા લોકો સાથે ઊભા રહેશે, અને તમને દોષિત ઠરાવશે. કેમ કે જ્યારે યૂનાએ તેઓને ઉપદેશ આપ્યો, ત્યારે તેઓએ પસ્તાવો કર્યો અને પોતાના ખરાબ માર્ગ છોડી દઈ દેવની તરફ વળ્યા. પણ જુઓ યૂના કરતાં અહીં એક મોટો છે તો પણ તમે તેના પર વિશ્વાસ કરવાનો ઈન્કાર કરો છો. ૪૨ન્યાયના દિવસે શેબાની રાણી આજની પેઢીના તમારા લોકો સાથે ઊભી રહેશે કારણ કે ઘણે દૂરથી સુલેમાનનું જ્ઞાન સાંભળવા આવી હતી. અહીં સુલેમાન કરતાં પણ એક મોટો છે.

## લોકોમાં શેતાન

૪૩"અશુદ્ધ આત્મા માણસમાંથી નીકળ્યા પછી ઉજ્જડ સ્થળોએ વિસામો શોધતો ફરે છે પણ એને એવું કોઈ જ સ્થળ વિસામા માટે મળતું નથી. ૪૪તેથી તે કહે છે, 'જેના ઘેરથી (વ્યકિત) હું નીકળ્યો છું તેના જ ઘરે (વ્યકિત) હું પાછો જઈશ. તેથી તે પાછો આવે છે અને જુએ છે તો પેલા માણસનું ઘર ખાલી સ્વચ્છ અને સુઘડ બનાવેલું છે. ૪૫પછી તે અશુદ્ધ આત્મા જાય છે અને પોતાના કરતાં વધુ ભૂંડા એવા સાત અશુદ્ધ આત્માઓને લાવે છે. અને એ બધા જ પેલા માણસમાં પ્રવેશીને રહે છે. આ અગાઉ કરતાં તેની દશા વધારે કફોડી બને છે. આ દુષ્ટ પેઢીના લોકો જે આજે છે તેમની હાલત પણ એવી જ થશે."

## ઈસુના શિષ્યો જ તેનું કુટુંબ

૪૬ઈસુ જ્યારે લોકોને વાત કરી રહયો હતો ત્યારે તેની સાથે વાત કરવાની ઈચ્છાથી તેની મા અને ભાઈઓ ઘરની બહાર ઊભા રહ્યા હતા. ૪૭એક માણસે ઈસુને આવીને કહ્યું, "તારી મા અને ભાઈઓ તારી સાથે વાત કરવાની ઈચ્છાથી તારી રાહ જોઈને બહાર ઊભા રહ્યાં છે."

૪૮ઈસુએ ઉત્તર આપ્યો. "કોણ મારી મા અને કોણ મારા ભાઈઓ?" ૪૯પછી ઈસુએ પોતાના શિષ્યો તરફ આંગળી ચીંધી ને કહ્યું, "જુઓ! આ લોકો જ મારી મા અને મારા ભાઈઓ છે. ૫૦મારા આકાશમાંના બાપની ઈચ્છા પ્રમાણે જે વર્તે છે તે જ મારા ભાઈ, બહેન, અને મા છે."

### ઈસુ બીજ વાવનારનું દૃષ્ટાંત કહે છે

**૧૩** તે જ દિવસે ઈસુ ઘરમાંથી નીકળીને સરોવરના કિનારે જઈને બેઠો. ૨ઘણા લોકો તેની આસપાસ ભેગા થયા. તેથી તે હોડીમાં પ્રવેશ્યો અને બેઠો. લોકો કિનારે ઊભા રહ્યા. ૩ઈસુએ દૃષ્ટાંતો દ્વારા ઉપદેશ આપવાનું શરૂ કર્યુ. તેણે કહ્યું, "એક ખેડૂત ખેતરમાં વાવવા માટે બહાર ગયો. ૪જ્યારે ખેડૂત વાવણી કરતો હતો ત્યારે કેટલાંએક બી રસ્તાની બાજુએ પડયાં. પક્ષીઓ આવ્યાં અને તે ખાઈ ગયાં. ૫કેટલાંએક બી પથ્થરવાળી જમીન પર પડ્યાં. ત્યાં પૂરતી માટી નહોતી. અને માટીનું ઊંડાણ નહોતું. તેથી બી જલ્દી ઊગી નીકળ્યાં. ૬પણ સૂર્યના તાપથી બધા જ કુમળા છોડ ચીમળાઈ ગયા અને સુકાઈ ગયા. કારણ તેમનાં મૂળ ઊંડાં ન હતાં. ૭કેટલાએક બી કાંટા ઝાંખરામાં પડ્યાં. ઝાંખરા ઉગ્યાં પણ સારા બી ના છોડને ઉગતા જ દબાવી દીધા. ૮કેટલાંક સારી જમીનમાં પડયાં અને તેમાંથી છોડ ઊગ્યા, અને અનાજ ઉત્પન્ન કર્યુ. કેટલાંક છોડે સોગણાં, કેટલાંકે સાઠગણાં અને કેટલાંકે ત્રીસગણાં ફળ ઉત્પન્ન કર્યા. ૯તમે લોકો જે મને સાંભળી રહ્યાં છો, તે ધ્યાનથી સાંભળો!"

### ઈસુના ઉપદેશમાં દૃષ્ટાંતનો ઉપયોગ

૧૦પછી ઈસુના શિષ્યોએ તેને આવીને પૂછયું, "તું લોકોને દૃષ્ટાંતો દ્વારા શા માટે શીખવે છે?"

૧૧ઈસુએ શિષ્યોને કહ્યું, "આકાશના રાજ્ય અને તેના મર્મો વિષે તમને સમજવાનો અધિકાર આપવામાં આવ્યો છે પરંતુ તે બીજા લોકોને આપવામાં આવ્યો નથી. ૧૨જેની પાસે સમજ છે, તેને આપવામાં આવશે અને તેની પાસે તેની જરૂરિયાત કરતાં પણ પુષ્કળ થશે, પણ જેની પાસે સમજ નથી, તેની પાસે જે થોડી ઘણી છે તે પણ ગુમાવી બેસશે. ૧૩આથી હું દૃષ્ટાંત દ્વારા તેમને કહું છું કે તમે નજર કરશો અને તમને દેખાશે. લોકો જુએ છે પણ હકીકતમાં તેઓ જુએ છે છતાં તેઓ જોતા નથી. તેઓ સાંભળે છે, પણ હકીકતમાં તેઓ સાંભળતા નથી અને સમજતા પણ નથી. ૧૪તેથી યશાયા પ્રબોધકે ભવિષ્યવાણી કરી છે તે સાચી પડી છે:

'તમે લોકો સાંભળશો અને સાંભળતા જ રહેશો,
પણ કદી સમજશો નહિ. તમે જોઈ શકશો છતાં
પણ કદી પણ જોઈ શકશો નહિ અને તમે શું
જુઓ છો તે સમજી શકશો નહિ તેમના કિસ્સામાં
આ સાચું સાબિત થયું છે.
૧૫ કેમ કે આ લોકોનું હૃદય લાગણી વિહિન થઈ
ગયું છે. તેઓને કાન છે, પણ ભાગ્યે જ સાંભળે
છે, અને તેઓએ પોતાની આંખો બંધ કરી છે.
કારણ સત્ય જોવું નથી, નહિ તો તેઓ પોતાની
આંખોથી જુએ, પોતાના કાનથી સાંભળે, અને
પોતાના હૃદયથી સમજી પાછા ફરે તો હું તેઓને
સાજા કરુ.'

*યશાયા ૬:૯-૧૦*

૧૬પણ તમે આશીર્વાદ પામેલા છો, કારણ કે તમારી આંખો જોઈ શકે છે અને તમારા કાન સાંભળી શકે છે. ને સમજી શકે છે. ૧૭હું તમને સત્ય કહું છું કે ઘણા પ્રબોધકો અને સારા માણસો તમે જે જુઓ છો તે જોવા ઈચ્છતા હતા પરંતુ તેઓ જોઈ શકયા નહિ. અને ઘણા પ્રબોધકો અને સારા માણસો તમે જે સાંભળો છો તે સાંભળવા ઈચ્છતા હતા પરંતુ તે સાંભળી શકયા નહિ.

### ઈસુ બી નો અર્થ સમજાવે છે

૧૮"બી વાવનાર ખેડૂતનાં દૃષ્ટાંતનો અર્થ ધ્યાનથી સાંભળો. ૧૯જે બીજ રસ્તા ઉપર પડયા છે તેનો અર્થ શો? એનો અર્થ એ કે જે રાજ્ય વિષેનો સંદેશ સાંભળે છે પણ તે સમજી શકતો નથી, ત્યારે શેતાન આવીને તેના મનમાં જે વાવેલું છે તે છીનવીને લઈ જાય છે. રસ્તાની કોરે જે વાવેલું તે એ જ છે. ૨૦અને ખડકાળ પ્રદેશમાં બી પડે છે, તેનો અર્થ શો? એ બી એવા માણસ જેવું છે કે જે ઉપદેશ સાંભળે છે અને તરત જ આનંદથી સ્વીકારી લે છે. ૨૧તો પણ તેના પોતામાં જડ નહિ હોવાથી તે થોડીવાર ટકે છે અને જયારે વચનને લીધે વિપત્તિ અથવા સતાવણી આવે છે ત્યારે તે તરત ઠોકર ખાય છે તે માણસનાં હૃદય સુધી તે ઉપદેશની અસર થાય અને જ્યારે તેને સ્વીકારેલા સંદેશને લીધે સતાવણી થાય છે ત્યારે ઝડપથી સિધ્ધાંતો ત્યજી દે છે અને પાછો પડે છે. ૨૨અને જે બી કાંટા અને ઝાંખરામાં પડ્યાં છે તે એવી વ્યકિત જેવા છે કે જે ઉપદેશ સાંભળે છે પણ

જયારે દુન્યવી ચિંતાઓ અને સંપત્તિના પ્રલોભનો આવે છે ત્યારે સંદેશને ગુંગળાવી નાખે છે. અને તેને ઊગતા અટકાવે છે. અને તે કોઈ ફળ ધારણ કરી શકતા નથી. ૨૩સારી જમીન ઉપર પડેલા બી નો અર્થ એ છે કે જે વ્યક્તિ આ ઉપદેશ સાંભળે છે અને સમજે છે તે તેનાં ફળ પામે છે અને કોઈવાર તે જીવનમાં સોગણાં, કોઈવાર સાઠ ગણાં અને કોઈવાર ત્રીસગણાં ફળ ધારણ કરે છે."

### ઘઉં અને નકામા છોડ વિષે વાર્તા

૨૪ઈસુએ બીજું એક દૃષ્ટાંત કહ્યું, "આકાશનું રાજ્ય એ વ્યક્તિ જેવું છે, જેણે પોતાના ખેતરમાં સારા બીજની વાવણી કરી હતી. ૨૫એક રાત્રે, બધાં જ માણસો ઊંઘતા હતા. ત્યારે તેનો વૈરી આવ્યો અને ઘઉંમાં નકામા બી વાવી ગયો. ૨૬પણ જ્યારે છોડ ઊગ્યા અને દાણા દેખાયા ત્યારે નકામા છોડ પણ દેખાયા. ૨૭ખેડૂતનો છોકરો આવ્યો અને તેને કહ્યું, 'શું તમે ખેતરમાં સારા બી વાવ્યા ન હતાં? તો પછી ખરાબ છોડ ક્યાંથી આવ્યા?'

૨૮"તે માણસે ઉત્તર આપ્યો, 'વૈરીઓએ આ વાવ્યું છે,'

"નોકરે પૂછયું, 'તમે રજા આપો તો નકામા છોડ કાઢી નાખીએ.'

૨૯"તેણે કહ્યુ, 'ના, તેમ કરવા જશો તો નકામા છોડ સાથે ઘઉંના છોડ પણ ઉખાડી નાખશો. ૩૦પાક લણતાં સુધી ઘઉં અને નકામા દાણા ભલે સાથે ઊગે પાક લણણીના સમયે લણનારાઓને હું કહીશ પહેલા નકામા છોડને ભેગા કરો. તેમને બાળી નાખવાના હેતુથી તેમના ભારા બાંધો. અને પછી ઘઉં મારા કોઠારમાં ભેગા કરો.'"

### ઈસુ બીજી દૃષ્ટાંત કથાઓ સાથે શિક્ષણ આપે છે

૩૧પછી ઈસુએ લોકોને બીજું દૃષ્ટાંત કહ્યું, "આકાશનું રાજય રાઈના બી જેવું છે જેને માણસે લઈને તેના ખેતરમાં વાવ્યું. ૩૨બધા જ બી કરતાં તે સૌથી નાનું છે. પણ તે જ્યારે ઉગે છે ત્યારે બગીચાનાં બધા જ છોડ કરતાં વધારે મોટું બને છે અને તે વૃક્ષ બને છે. અને પક્ષીઓ ત્યાં આવીને ડાળીઓમાં માળા બાંધે છે."

૩૩પછી તેણે બીજુ દૃષ્ટાંત કહ્યું કે, "આકાશનું રાજય ખમીર જેવું છે, એક સ્ત્રીએ ત્રણ ગણાં લોટમાં ખમીર ભેળવ્યું જ્યાં સુધી બધા જ લોટને આથો આવી ખમીર તૈયાર ન થયું ત્યાં સુધી તે રહેવા દીધું."

૩૪ઈસુએ લોકોને દૃષ્ટાંત કથાઓ દ્વારા ઉપદેશ આપ્યો. તેણે દૃષ્ટાંત કથાઓનો ઉપયોગ કર્યા સિવાય કદીય ઉપદેશ આપ્યો નથી. ૩૫આમ એટલા માટે બન્યું, પ્રબોધકે જે કહ્યું હતું તે સાચું પડે:

> "હું દૃષ્ટાંતો દ્વારા જ વાત કરીશ; અને પૃથ્વીની ઉત્પત્તિથી અત્યાર સુધી ગુપ્ત રખાયેલા રહસ્યોને હું સમજાવીશ."
>
> *ગીતશાસ્ત્ર ૭૮:૨*

૩૬પછી ઈસુ લોકસમુદાયને છોડી ઘરમાં ગયો, તેના શિષ્યોએ આવીને તેને વિનંતી કરી, "અમને ખેતરના નકામા છોડવાનું દૃષ્ટાંત સમજાવો." ૩૭ઈસુએ ઉત્તર આપ્યો, "જેણે સારા બી નું વાવેતર કર્યું છે તે માણસનો દીકરો છે. ૩૮આ ખેતર પણ જગત છે જ્યાં સારા બી રાજયના સંતાન છે અને ખરાબ બી શેતાનનાં સંતાન છે. ૩૯જે વૈરીએ ખરાબ બી વાવ્યા તે શેતાન છે, કાપણી એ જગતનો અંત છે, અને પાક લણનારા એ દૂતો છે.

૪૦"આ દૃષ્ટાંતમાં જેમ નકામા છોડને જુદા કાઢી બાળી દેવામાં આવે છે તે જ પ્રમાણે જગતના અંતકાળે થશે. ૪૧માણસનો દીકરો પોતાના દૂતોને મોકલશે એ દૂતો એવા લોકો જેઓ બીજાને પાપ કરવા પ્રેરે છે અને જેઓ અનિષ્ટ કરે છે તેમને બહાર કાઢશે અને તેમને તેના રાજ્યની બહાર લઈ જશે. ૪૨તે દૂતો આવા માણસોને અગ્નિની ભઠ્ઠીમાં ફેંકી દેશે. જ્યાં લોકો વેદનાને લીધે રડશે અને દાંત પીસશે. ૪૩ત્યારે સારા લોકો જ તેના બાપના રાજ્યમાં સૂરજની માફક ચમકશે. જે સાંભળી શકતા હોય તે મારી વાત ધ્યાનથી સાંભળી લો!

### ધન ભંડાર અને મોતીની વાર્તા

૪૪"આકાશનું રાજય ખેતરમાં સંતાડેલા ખજાના જેવું છે. એક દિવસ જ્યારે માણસને તે ખજાનો મળ્યો ત્યારે ખૂબ ખુશ થયો અને તે જ ખેતરમાં ધનનો ખજાનો સંતાડી દીધો. અને તે ખેતર ખરીદવા પોતાની પાસે જે કંઈ હતું, તે બધું જ વેચી દીધું.

૪૫"વળી, આકાશનું રાજય સુંદર સાચા મોતીની શોધ કરવા નીકળેલા એક વેપારી જેવું છે. ૪૬એક દિવસે તે વેપારીએ આ વિશિષ્ટ મૂલ્યવાન મોતી જોયું ત્યારે તે ગયો અને તેની પાસે જે કંઈ હતુ તે બધુ વેચી દીધું અને તે ખરીદી લીધું.

### માછલીની જાળની વાર્તા

૪૭"અને આકાશનું રાજય એક જાળ જેવું છે. જેને સરોવરમાં નાખીને બધી જ જાતની માછલીઓ પકડી

હતી. ૪૮જયારે જાળ પૂરી માછલીઓથી ભરાઈ ગઈ ત્યારે તેણે જાળને પાણીમાંથી બહાર કાઢી સારી માછલીઓ ટોપલીઓમાં ભરી દીધી. અને ખરાબ માછલીઓને ફેંકી દીધી. ૪૯સૃષ્ટિના અંત સમયે પણ આવું જ થશે. દૂતો આવીને દુષ્ટ માણસોને સારા માણસોથી જુદા પાડશે. ૫૦દૂતો દુષ્ટ માણસોને ધગધગતા અગ્નિમાં ફેંકી દેશે જયાં એ લોકો કલ્પાંત કરશે અને દુઃખથી તેમના દાંત પીસશે અને દુઃખી થશે."

૫૧પછી ઈસુએ તેના શિષ્યોને પૂછયું; "હવે તમે આ બધી બાબતો સમજો છો?"

શિષ્યોએ કહ્યું કે, "હા, અમે સમજીએ છીએ."

૫૨પછી ઈસુએ શિષ્યોને કહ્યું, "જે શાસ્રીઓ આકાશના રાજ્ય વિષે જાણે છે એ એક એવા ઘર માલિક છે કે જે તેના કોઠારમાંથી નવી અને જુની વસ્તુઓ બહાર કાઢી નાખે છે."

### ઈસુ વતનમાં પાછો ફર્યો

૫૩જ્યારે ઈસુએ દષ્ટાંતો દ્વારા પોતાનો ઉપદેશ પૂરો કર્યા પછી ત્યાંથી ચાલી નીકળ્યો. ૫૪ઈસુ જ્યાં ઉછરીને મોટો થયો હતો ત્યાં ગયો અને લોકોને તેમના સભાસ્થાનમાં ઉપદેશ આપવા લાગ્યો. અને લોકો આશ્ચર્યમુગ્ધ થયા અને કહ્યું, "આ માણસને આવું ડહાપણ અને ચમત્કાર કરવાનું પરાક્રમ કયાંથી પ્રાપ્ત થયું?" ૫૫આ તો એક સુથારનો દીકરો છે. તેની મા મરિયમ તરીકે ઓળખાય છે. તેના ભાઈઓને યાકૂબ, યૂસફ, સિમોન અને યહૂદા તરીકે આપણે ઓળખીએ છીએ. ૫૬તેની બહેનો પણ અહીં જ રહે છે, તો આ માણસમાં આટલું બધું ડહાપણ અને આ બધું કરવાનું સામર્થ્ય કયાંથી આવ્યાં? ૫૭એથી એ લોકોએ તેનો સ્વીકાર કર્યો નહિ.

એટલે ઈસુએ લોકોને કહ્યુ, "પ્રબોધકને પોતાના ગામ કે પોતાના ઘર સિવાય બધે જ સન્માન મળે છે."

૫૮તે લોકો ઈસુમાં વિશ્ર્વાસ કરતાં ન હતા, તેથી તેણે ત્યાં ઘણાં પરાક્રમી કાર્યો બતાવ્યા નહિ.

### હેરોદે ઈસુના વિષે સાંભળ્યું

**૧૪** આ સમયે ગાલીલના રાજ્યકર્તા હેરોદે, ઈસુ વિષે સાંભળ્યું. ૨ત્યારે તેણે પોતાના ચાકરોને કહ્યું, "આ માણસ (ઈસુ) તો યોહાન બાપ્તિસ્ત છે. તે મૃત્યુમાંથી ઉઠયો છે. તેથી જ આ પરાક્રમી કામો કરવા તે સામર્થ્યવાન છે."

### યોહાનની હત્યા

૩હેરોદે આ પહેલા યોહાનને કેદ કર્યો હતો અને તેને સાંકળો વડે બાંધી જેલમાં પૂરી દીધો હતો. હેરોદના ભાઈ ફિલિપની પત્ની હરોદિયાને લીધે યોહાનની ધરપકડ થઈ હતી. ૪હેરોદે યોહાનની ધરપકડ એટલા માટે કરી હતી કે તે તેને વારંવાર કહેતો કે, "હેરોદિયાની સાથે રહેવું તારા માટે ઉચિત નથી." ૫તેથી હેરોદ તેને મારી નાંખવા માંગતો હતો પરંતુ તે લોકોથી ડરતો હતો. કારણ લોકો યોહાનને પ્રબોધક માનતા હતા.

૬પણ હેરોદના જન્મ દિવસે હેરોદિયાની દીકરીએ હેરોદ અને તેના મહેમાનોની સમક્ષ નૃત્ય કર્યુ. તેથી તે ખૂબ ખુશ થયો. ૭હેરોદે તેને વચન આપ્યું કે તારે જે જોઈએ તે માંગ હું તને આપીશ. ૮શું માંગવું તે હેરોદિયાએ તેની દીકરીને કહ્યું, તેથી તેણે હેરોદને કહ્યું, "આ થાળીમાં યોહાન બાપ્તિસ્તનું માથું મને આપ." ૯રાજા હેરોદ ખૂબ જ દિલગીર થયો પણ તેના મહેમાનોની સમક્ષ તેણે તે દીકરીને વચન આપ્યું હતું, તેથી તેની માંગ પૂરી કરવા હૂકમ કર્યો. ૧૦તેથી તેણે જેલમાં માણસોને યોહાનનો શિરચ્છેદ કરવા મોકલ્યા. ૧૧યોહાનનું માથું થાળીમાં મૂકીને છોકરીને આપ્યું. છોકરી તે માથું તેની મા પાસે લઈ ગઈ. ૧૨પછી યોહાનના શિષ્યો આવ્યા અને તેનું ધડ લીધુ અને દફનાવી દીધુ. પછી તેઓએ જઈને ઈસુને આ બધી બાબત જણાવી.

### ઈસુ ૫,૦૦૦થી વધુને જમાણે છે

૧૩ઈસુએ જ્યારે યોહાન વિષે જાણ્યું ત્યારે તે હોડીમાં એકલો એકાંત સ્થળે ચાલ્યો ગયો. લોકોએ જ્યારે જાણ્યું કે ઈસુ ચાલ્યો ગયો છે, તો લોકસમુદાય પોતાના ગામ છોડી તેની પાછળ પાછળ ચાલતો ગયો. ૧૪ઈસુ જ્યારે હોડીમાંથી બહાર આવ્યો ત્યારે તેણે લોકોની ભીડ જોઈ, તેમના પર દયા વર્ષાવી, માંદા લોકોને સાજા કર્યા.

૧૫બપોર પછી તેના શિષ્યો તેની પાસે આવ્યા અને કહ્યું, "આ સુમસાન જગ્યા છે. હવે ખૂબ મોડું થઈ ગયું છે તો લોકોને મોકલો કે જેથી તેઓ ગામડાઓમાં જાય અને તેમના માટે થોડું ખાવાનું ખરીદે."

૧૬ઈસુએ કહ્યું, "તમારે દૂર જવાની જરૂર નથી. તમે તેઓને ખાવા માટે ખોરાક આપો."

૧૭શિષ્યોએ કહ્યું, "પણ આપણી પાસે ફકત પાંચ રોટલી અને બે માછલી છે."

૧૮ઈસુએ કહ્યું, "રોટલી અને માછલી મારી પાસે લાવો," ૧૯પછી તેણે લોકોને ઘાસ પર બેસી જવા કહ્યું. ઈસુએ પાંચ રોટલી અને બે માછલી લીધી અને તેણે

આકાશ તરફ જોયું, ખોરાક માટે દેવનો આભાર માન્યો, તેણે રોટલીના ટૂકડા કર્યા અને તેના શિષ્યોને તે આપ્યા. અને તેઓએ તે લોકોને આપ્યા. ૨૦બધા જ લોકોએ ખાધુ અને ખૂબ જ સંતુષ્ટ થયા. ખોરાકના બાકીના બચેલા ટૂકડાઓ શિષ્યોએ બાર ટોપલીઓમાં ભર્યા. ૨૧જેઓએ ત્યાં ખાધું તેમા સ્રીઓ અને બાળકોને ગણતરીમાં લીધા સિવાય ૫,૦૦૦ પુરુષો હતા.

### ઈસુ સરોવરના પાણી પર ચાલ્યા

૨૨પછી ઈસુએ તેના શિષ્યોને હોડીમાં જવાનું કહ્યુ અને કહ્યું, "તમે સરોવરની પેલે પાર જાઓ, હું થોડી વારમાં આવુ છું." ઈસુ ત્યાં રોકાયો અને લોકોને કહ્યું, "તમે ઘેર જાઓ." ૨૩ઈસુએ લોકોને વિદાય આપી અને ટેકરી પર એકલો પ્રાર્થના કરવા ગયો ત્યારે ખૂબ જ મોડું થઈ ગયું હતું અને ઈસુ એકલો જ ત્યાં હતો. ૨૪આ વખતે હોડી કિનારાથી ખૂબ જ દૂર હતી અને મોજાઓથી ડામાડોળ થઈ રહી હતી કારણ કે તેની સાથે સખત પવન ફૂંકાતો હતો.

૨૫સવારના ત્રણ અને છ વાગ્યાની વચ્ચે ઈસુ સમુદ્રના પાણી પર ચાલતો ચાલતો તેમની પાસે આવ્યો. ૨૬ઈસુને પાણી પર ચાલતો આવતો જોઈને શિષ્યો ભયભીત થયા અને બૂમો પાડવા લાગ્યા કે,"આ ભૂત છે!"

૨૭ઈસુ તરત જ બોલ્યો: "ચિંતા ના કરો! એ તો હું જ છું! ડરો નહિ."

૨૮ત્યારે પિતરે તેને કહ્યું,"પ્રભુ, જો એ તું જ છે, તો તું મને પાણી પર ચાલીને તારી પાસે આવવા કહે."

૨૯ઈસુએ કહ્યું,"પિતર, તું આવ."

પછી પિતર હોડીમાંથી ઉતરી પાણી પર ચાલતો ઈસુ તરફ જવા લાગ્યો. ૩૦પણ જ્યારે પિતર પાણી પર ચાલતો હતો ત્યારે તેણે સખત પવન ફૂંકાતો જોયો અને તે ડરી ગયો. તે ડૂબવા લાગ્યો અને બૂમ પાડી ઊઠ્યો, "હે પ્રભુ, મને બચાવ!"

૩૧તરત જ ઈસુએ તેનો હાથ પકડ્યો અને કહ્યું, "તારો વિશ્વાસ ઘણો ઓછો છે. અને તેં શા માટે શંકા કરી?"

૩૨ઈસુ અને પિતર હોડીમાં ચઢયા પછી પવન શાંત થઈ ગયો. ૩૩તેના જે શિષ્યો હોડીમાં હતા તેઓએ તેને નમન કર્યુ અને કહ્યું, "તું ખરેખર દેવનો દીકરો છે."

૩૪સરોવર પાર કરી, તેઓ ગન્નેસરેતને કિનારે ઉતર્યા. ૩૫લોકોએ જાણ્યું કે ઈસુ આવ્યો છે, તો તેના આગમનના સમાચાર તેઓએ આખા પ્રદેશમાં પ્રસરાવ્યા, અને બધા જ માંદા લોકોને ઈસુ પાસે લાવવા એકબીજાને કહ્યું અને લોકો ઈસુ પાસે બધા જ માંદા માણસોને લાવ્યા. ૩૬અને માંદા લોકો ઈસુને આજીજી કરવા લાગ્યા કે ફક્ત તારા ઝભ્ભાની કિનારને અડકવા દે. જેટલા લોકોએ તેના ઝભ્ભાને સ્પર્શ કર્યો તે બધા જ સાજા થઈ ગયા.

### દેવની આજ્ઞા અને મનુષ્યએ બનાવેલ નિયમો

**૧૫** પછી કેટલાક ફરોશીઓ અને શાસ્રીઓ યરૂશાલેમથી ઈસુની પાસે આવ્યા અને તેઓએ પૂછયું. ૨"તારા શિષ્યો આપણા પૂર્વજોએ નક્કી કરેલા રીતરિવાજોનું પાલન કેમ નથી કરતાં? તેઓ ખાતા પહેલા તેમના હાથ કેમ ધોતા નથી!"

૩ઈસુએ કહ્યું, "તમારા રીતરિવાજોનું પાલન કરવા માટે તમે દેવની આજ્ઞાનું પાલન કરવાની શા માટે ના પાડો છો? ૪દેવે તો કહ્યું હતું કે, 'તું તારા પિતા તથા તારી માનું સન્માન કર.'* અને દેવે એમ પણ કહ્યું હતું કે 'જે પોતાના પિતા તથા માનું અપમાન કરે છે તેને અવશ્ય મારી નાખવો જોઈએ.'* ૫પણ તમે એમ કહો છો કે કોઈ વ્યક્તિ તેના પિતા કે માને એમ કહીં શકે; 'તમને મદદ કરવા માટે ઉપયોગમાં લઈ શકાય એવું જે કાંઈ મારી પાસે છે, તે દેવને અર્પણ કરવામાં આવ્યું છે. તેથી તમારી મદદ નહિ કરી શકુ.' ૬આમ તમે પોતાના બાપનું કે માતાનું સન્માન નહિ કરવાનું શીખવો છો. એમ તમે તમારા સંપ્રદાયથી દેવની આજ્ઞા રદ કરી છે. આ રીતે તમે બતાવો છો કે પૂર્વજોએ બનાવેલા રીતરિવાજોનું પાલન કરવું વધારે મહત્વનું છે. ૭તમે દંભી છો! તમારા વિષે યશાયાએ જે ભવિષ્યવાણી કરી છે, તે સાચી છે:

૮ 'આ લોકો પોતાના હોઠોથી મને માન આપે છે,
પરંતુ તેઓનાં હૃદય મારાથી ઘણાં દૂર છે.
૯ તેઓની મારા તરફની ભકિત નકામી છે. તેઓ
દેવની આજ્ઞાઓને બદલે માણસોએ બનાવેલા
નિયમોનો ઉપદેશ આપે છે.'"

*યશાયા ૨૯:૧૩*

૧૦પછી ઈસુએ લોકોને પાસે બોલાવીને કહ્યું, "હું જે કહું છું તે ધ્યાનથી સાંભળો અને સમજવા પ્રયત્ન કરો. ૧૧મનુષ્ય જે ખોરાક ખાય છે, તેથી તે અપવિત્ર થઈ જતો નથી, પરંતુ તેના મુખમાંથી જે કોઈ શબ્દો નીકળે

---

**'તું તારા ... માનું સન્માન કર'** નિ. ૨૦:૧૨; પુન. ૫:૧૬

**'જે પોતાના પિતા ... મારી નાખવો જોઈએ'** નિ. ૨૧:૧૭

છે તેનાથી તે અશુદ્ધ બને છે તેનાથી તે અપવિત્ર થાય
છે."
૧૨ત્યારે શિષ્યોએ આવીને ઈસુને કહ્યું કે, "શું તમને
ખબર છે કે તમારી આ વાતથી ફરોશીઓ ગુસ્સે થયા
છે?"
૧૩ઈસુએ ઉત્તર આપ્યો; "મારા આકાશમાંના બાપે
રોપ્યાં નહિ હોય એવા દરેક છોડને મૂળમાંથી ઉખાડી
નાંખવામાં આવશે. ૧૪માટે ફરોશીઓની વાત જવા દો.
જો એક આંધળો માણસ બીજા આંધળા માણસને દોરશે
તો બંન્ને જણ ખાડામાં પડશે."
૧૫પિતરે ઈસુને વિનંતી કરી કહ્યું, "અગાઉ લોકોને
આપેલ દૃષ્ટાંતનો અર્થ સમજાવો."
૧૬ઈસુએ કહ્યું: "હજુ પણ તમને સમજવામાં મુશ્કેલી
છે? ૧૭શું તમે નથી જાણતાં કે જે ખોરાક તમારા મોંમાં
જાય છે તે પેટમાં જાય છે. પછી શરીરમાંથી બહાર
નીકળી જાય છે અને તે ગટરમાં જાય છે. ૧૮પરંતુ જે
શબ્દો વ્યક્તિના મોંમાંથી નીકળે છે તે જે રીતે વ્યક્તિ
વિચારે છે તેનું પરિણામ છે. આ શબ્દો માણસને અસ્વચ્છ
બનાવે છે. ૧૯કેમ કે ખરાબ વિચાર, હત્યા, વ્યભિચાર,
દુરાચાર, જૂઠ, ચોરી, નિંદા જેવા દરેક ખરાબ વિચાર
માણસના હૃદયમાંથી નીકળે છે. ૨૦માણસને આજ વસ્તુ
અપવિત્ર બનાવે છે. હાથ ધોયા વિના ખાવાથી કંઈ
અશુદ્ધ થવાતું નથી."

## ઈસુ બીન યહૂદી સ્ત્રીને મદદ કરે છે

૨૧પછી એ વિસ્તારમાંથી ઈસુ દૂર તૂર અને સિદોનના
પ્રદેશમાં ગયો. ૨૨ત્યાં રહેતી એક કનાની સ્ત્રીએ ઈસુ
પાસે આવીને જોરથી બૂમ પાડીને વિનંતી કરી; "ઓ
પ્રભુ, દાઉદના દીકરા, મારા પર દયા કર, મારી દીકરીને
ભૂત વળગેલું છે અને તે કાયમ રિબાયા કરે છે."
૨૩પણ ઈસુએ તેને કશો જ ઉત્તર આપ્યો નહિ,
શિષ્યોએ ઈસુને વિનંતી કરતાં કહ્યું, "તેને દૂર મોકલી
દો. તે આપણી પાછળ આવે છે અને બૂમો પાડે છે."
૨૪ઈસુએ કહ્યું, "દેવે મને ઈઝરાએલના (યહૂદીઓ)
ઘરનાં ખોવાયેલાં ઘેટાં પાસે મોકલ્યો છે."
૨૫પછી તે સ્ત્રી ફરીથી ઈસુ પાસે આવી અને તેને
પગે પડી કહેવા લાગી, "પ્રભુ, મને મદદ કર!"
૨૬ઈસુએકહ્યું,"છોકરાઓની રોટલી લઈને કૂતરાંઓને
આપવી એ બરાબર નથી."
૨૭સ્ત્રીએ ઉત્તર આપ્યો, "હા પ્રભુ, એ તો ખરું છે
પરંતુ કૂતરાંઓ પોતાના માલિકના મેજ નીચે પડેલા
રોટલીના નાના ટૂકડાઓ ખાય છે."
૨૮ઈસુએ કહ્યું, "બાઈ, તારો વિશ્વાસ ઘણો છે! તારી
ઈચ્છા પ્રમાણે તને થાઓ." તેની દીકરી તે જ ઘડીએ
સાજી થઈ ગઈ.

## ઈસુએ ઘણા લોકોને સાજા કર્યા

૨૯પછી ઈસુએ તે સ્થળ છોડી દીધું. અને ગાલીલના
સરોવરના કિનારે ગયો. પછી તે એક ટેકરી પર ચઢયોં
અને ત્યાં બેઠો.
૩૦લોકોનાં ટોળેટોળાં ત્યાં આવ્યાં લંગડા, આંધળા,
ટૂંડાંઓને, મૂંગા અને બીજા ઘણા માંદા લોકોને ઈસુના
પગ આગળ લાવીને તેમને મૂક્યાં અને તેણે તે બધાને
સાજા ર્ક્યા. ૩૧લોકો આશ્ચર્ય પામ્યા. કારણ કે તેઓએ
મૂંગાઓને બોલતા જોયાં, અપંગ સાજા થયાં, લંગડા
ચાલતા થયાં અને આંધળા દેખતાં થયા છે! આથી લોકોએ
ઈઝરાએલના દેવની સ્તુતિ કરી.

## ઈસુએ ૪,૦૦૦ કરતાં વધુ લોકોને જમાડયા

૩૨પછી ઈસુએ તેના શિષ્યોને પાસે બોલાવ્યા અને
કહ્યું, "આ લોકો પર મને દયા આવે છે કારણ કે તેઓ
ત્રણ દિવસથી સતત મારી સાથે છે. હવે એમની પાસે
કંઈજ ખાવાનું નથી. હું તેમને ભૂખ્યા જવા દેવા માંગતો
નથી, કદાચ રસ્તામાં તેઓ જતાં જતાં ભૂખથી બેભાન
થઈ જાય."
૩૩પછી શિષ્યોએ કહ્યું, "આટલા બધા લોકોને
જમાડવા આપણે પૂરતી રોટલી ક્યાંથી મેળવીશું અને
આપણે કોઈ પણ ગામથી ઘણા દૂર છીએ."
૩૪ઈસુએ પૂછયું, "તમારી પાસે કેટલી રોટલી છે?"
શિષ્યોએ કહ્યું, "અમારી પાસે સાત રોટલીઓ અને
થોડીક નાની માછલીઓ છે."
૩૫ઈસુએ લોકોને જમીન પર બેસી જવા કહ્યું.
૩૬ઈસુએ રોટલી અને માછલી લઈને દેવનો આભાર
માન્યો અને તેણે રોટલીના ટૂકડા કરી શિષ્યોને આપ્યા
અને શિષ્યોએ તે ટૂકડા લોકોને આપ્યા. ૩૭દરેકે ધરાઈને
ખાધું. પછી વધેલા ટૂકડા ભેગા કર્યા અને તેની સાત
ટોપલી ભરાઈ. ૩૮ત્યાં જેઓએ ખાધું તેમાં સ્ત્રીઓ અને
બાળકો ઉપરાંત ૪,૦૦૦ પુરુષો હતા. ૩૯પછી ઈસુએ
લોકોને વિદાય કર્યા અને તેઓ હોડીમાં બેસી મગદાન
પ્રદેશમાં ગયા.

## યહૂદી આગેવાનો ધ્વારા ઈસુની કસોટી

**૧૬** ફરોશીઓ અને સદૂકીઓ ઈસુની કસોટી
કરવા આવ્યા. તેઓએ તેને પૂછયું, જો તને

દેવે મોકલ્યો છે તો અમને કોઈ પરાક્રમ કરી બતાવ. ૨ઈસુએ ઉત્તર આપ્યો; "સૂર્યાસ્ત સમયે તમે જાણો છો કે હવામાન કેવું થવાનું છે અને આકાશ રતૂમડું છે તો તમે કહેશો કે હવામાન સારુ હશે. ૩અને સુર્યોદય સમયે આકાશ લાલ અને ઘેરાયેલું હોય તો તમે કહેશો કે આજે હવામાન તોફાની હશે. તમે આકાશના ચિહ્નો સમજી શકો છો ખરા, પણ વર્તમાન સમયના ચિહ્નો તમે પારખી શકતા નથી. આજની દુષ્ટ અને વ્યભિચારી પ્રજા પરાક્રમોની નિશાની માગે છે. ૪આજની દુષ્ટ અને અવિશ્વાસી પેઢી નિશાનીની રાહ જુએ છે પણ તેઓને યૂનાના ચિહ્ન* સિવાય બીજુ કોઈ ચિહ્ન અપાશે નહિ." પછી ઈસુ તે જગ્યા છોડીને ચાલ્યો ગયો.

### ઈસુ યહૂદી આગેવાનોથી સાવધ રહેવા જણાવે છે

૫ઈસુ અને તેના શિષ્યો સરોવર (ગાલીલ) પાર કરી ગયા. પણ રોટલી લાવવાનું શિષ્યો ભૂલી ગયા. ૬ઈસુએ તેઓને કહ્યું, "ફરોશીઓ અને સદૂકીઓના ખમીરથી સાવધ રહો."

૭શિષ્યોને લાગ્યું કે, "તેઓ રોટલી લાવવાનું ભૂલી ગયા છે તેથી ઈસુ આવું કહે છે."

૮ઈસુએ શિષ્યોનો વિચાર જાણીને તેઓને કહ્યું, "ઓ અલ્પવિશ્વાસી લોકો, તમે શા માટે કોઈ રોટલી નહિ હોવાની ચર્ચા કરો છો? ૯શું તમે હજી પણ સમજતા નથી? તમને યાદ છે કે ફક્ત પાંચ રોટલીથી મેં ૫,૦૦૦ માણસોને જમાડ્યા હતા અને તેમના જમ્યા પછી કેટલી બધી રોટલી વધી હતી? ૧૦અને યાદ કરો કે, સાત જ રોટલીઓથી ૪,૦૦૦ માણસોને જમાડ્યા હતા. અને તેમના જમ્યા પછી પણ તમે કેટલી બધી ટોપલીઓમાં રોટલી ભરી હતી? ૧૧હું ખોરાક સંબંધી કહું છું એવો વિચાર જ તમને કેમ આવ્યો? તમે કેમ સમજતા નથી? પણ ફરોશીઓ અને સદૂકીઓના ખમીરથી તમે સાવધાન રહો."

૧૨આખરે શિષ્યો સમજ્યા કે ઈસુ તેમને રોટલીના ખમીરથી સાવધ રહેવાનું કહેતો ન હતો, પરંતુ ઈસુ તેમને ફરોશીઓ અને સદૂકીઓના ઉપદેશથી સાવધ રહેવાનું કહેતો હતો.

### પિતરે કહ્યુ, ઈસુ તે ખ્રિસ્ત છે

૧૩જ્યારે ઈસુ કૈસરિયા ફિલિપ્પી પ્રદેશમાં આવ્યો તો તેણે તેના શિષ્યોને પૂછયું કે, "માણસનો દીકરો કોણ છે એ વિષે લોકો શું કહે છે?"

૧૪શિષ્યોએ કહ્યું, "કેટલાક લોકો કહે છે કે તું યોહાન બાપ્તિસ્ત છે. બીજા લોકો કહે છે કે, તું એલિયા* છે. થોડા લોકો કહે છે તું યર્મિયા* અથવા બીજા પ્રબોધકોમાંનો એક છે."

૧૫પછી ઈસુએ તેના શિષ્યોને પૂછયું, "તમે શું કહો છો, હું કોણ છું?"

૧૬સિમોન પિતરે ઉત્તર આપ્યો, "તું પોતે મસીહ, જીવતા દેવનો દીકરો છે." ૧૭ઈસુએ ઉત્તર આપ્યો; યૂના પુત્ર સિમોન તને ધન્ય છે કેમ કે માંસે તથા લોહીએ નહિ, પણ મારા આકાશમાંના બાપે તને એ જણાવ્યું છે. ૧૮હું તને કહું છું કે તું પિતર છે, આ ખડક પર હું મારી મંડળી બાંધીશ, અને તે મંડળીની સામે હાદેસની સત્તાનું* જોર ચાલશે નહિ. ૧૯હું તને આકાશના રાજ્યની ચાવીઓ આપીશ. તું જેને પૃથ્વી પર બંધનકર્તા ગણશે તે જ આકાશમાં બંધનકર્તા રહેશે. અને પૃથ્વી પર તું જે બંધનકર્તા નથી તેમ જાહેર કરીશ તે આકાશમાં બંધનકર્તા થશે નહિ." ૨૦પછી તે ખ્રિસ્ત છે તેવું કોઈને પણ નહિ જણાવવા ઈસુએ તેના શિષ્યોને ચેતવણી આપી.

### ઈસુના મરણની આગાહી

૨૧પછી ઈસુ તે સમયથી તેના શિષ્યોને કહેવા લાગ્યો કે, તેણે યરૂશાલેમ જવું પડશે. ત્યાં વડીલો તથા મુખ્ય યાજકો અને શાસ્રીઓ દ્વારા ઘણી બાબતો સહન કરવી પડશે. તેણે તેઓને સમજાવ્યું કે તેને મારી નાખવામાં આવશે અને ત્રણ દિવસ પછી તે ફરીથી મરણમાંથી સજીવન થશે.

૨૨પિતર ઈસુને એક બાજુ લઈ ગયો અને કહેવા લાગ્યો, "તને દેવ બધી બાબતોથી બચાવે, પ્રભુ! તારી સાથે આવું બનશે નહિ!"

૨૩ઈસુ પિતર તરફ ફર્યો અને કહ્યું; "અરે શેતાન, તું મારાથી દૂર ચાલ્યો જા; તું દેવની રીતે નહિ પણ માણસની રીતે વિચારે છે."

૨૪પછી ઈસુએ પોતાના શિષ્યોને કહ્યું, "જો કોઈ વ્યક્તિ મારી પાછળ આવવા માંગે છે તો તેણે પોતાની જાતને ભૂલી જઈ તેણે પોતાનો વધસ્તંભ ઊઠાવીને મારી પાછળ ચાલવું પડશે. ૨૫જે માણસ પોતાનું જીવન

---

**યૂનાના ચિહ્ન** યૂના ત્રણ દિવસ મોટી માછલીના પેટમાં રહ્યો તેવી જ રીતે ઈસુ કબરમાં ત્રણ દિવસ રહ્યો. વાંચો જૂના કરારમાં યૂનાનું પુસ્તક.

**એલિયા** ઇ.પૂ. ૮૫૦ માં દેવ વિષે બોલનાર પ્રબોધક.

**યર્મિયા** ઇ.પૂ.૬૦૦ માં દેવ વિષે બોલનાર પ્રબોધક.

**હાદેસની સત્તા** શાબ્દિક અર્થ મરણનું દ્વાર

બચાવવા ઈચ્છે, તે પોતાનું જીવન ગુમાવશે, પણ મારે
લીધે જે પોતાનું જીવન ગુમાવશે, તે તેનું જીવન
બચાવશે. ૨૬જો કોઈ એક માણસ આખું જગત મેળવે,
પણ જો તેનું જીવન ગુમાવે તો તે શા કામનું? અથવા
માણસ પોતાના જીવનને બદલે શું આપશે? ૨૭માણસનો
દીકરો પોતાના બાપના મહિમાએ પોતાના દૂતો સુદ્ધાં
આવશે, તો તે સમયે તે પ્રમાણે તેનો બદલો આપશે.
૨૮હું તમને સત્ય કહું છું, અહી ઊભેલામાંથી કેટલાક
લોકો માણસના દીકરાને તેના રાજ્ય સાથે આવતો જુએ
ત્યાં સુધી જીવતા રહેશે."

### મૂસા અને એલિયાને ઈસુએ સાથે જોયા

**૧૭** છ દિવસ પછી, ઈસુ પિતરને તથા યાકૂબને
તથા તેના ભાઈ યોહાનને સાથે લઈને એક
ઊંચા પર્વત પર એકાંતમાં ચાલ્યો ગયો. ત્યાં તેઓ એકલા
જ રહ્યા. ૨અને શિષ્યો આગળ તેનું રૂપાંતર થયું. તેનો
ચહેરો સૂર્ય જેવો પ્રકાશિત થયો અને તેનાં વસ્ત્રો પ્રકાશ
જેવાં તેજસ્વી થયાં. ૩એકાએક મૂસા અને એલિયા ત્યાં
દેખાયા અને ઈસુની સાથે વાત કરવા લાગ્યાં.
૪પિતરે ઈસુને કહ્યું; "પ્રભુ, આપણે અહી રહેવું સારું
છે, જો તારી ઈચ્છા હોય તો, હું ત્રણ માંડવા અહી
ઊભા કરી દઉં, એક તારા માટે ,એક મૂસા માટે, એક
એલિયા માટે."
૫જ્યારે પિતર વાત કરતો હતો, ત્યારે એક ચમકતા
વાદળે તેઓના પર આવી તેમને ઢાંકી દીધા અને
વાદળમાંથી વાણી થઈ, "આ (ઈસુ) મારો વહાલો દીકરો
છે, જેનાથી હું ખૂબ જ પ્રસન્ન છું, તમે બધા તેને
ધ્યાનથી સાંભળો!"
૬તે શિષ્યોએ આ વાણી સાંભળી અને તેઓ ખૂબ
ભયભીત થયા. જેથી તેઓ જમીન પર પડ્યા. ૭ઈસુએ
પાસે આવીને તેમને સ્પર્શ કર્યો અને કહ્યું, "ઊઠો, બીશો
નહિ."
૮તેઓએ ઊંચે નજર કરી તો ત્યાં એકલા ઈસુ સિવાય
બીજા કોઈને જોયા નહિ.
૯ઈસુ અને તેના શિષ્યો પર્વત પરથી નીચે ઉતરતા
હતા, ત્યારે તેણે શિષ્યોને આજ્ઞા કરી, "તમે જે કાંઈ
પર્વત પર જોયું તે વિષે કોઈ પણ વ્યક્તિને વાત કરતાં
નહિ, જ્યાં સુધી માણસનો દીકરો મરણમાંથી ઊઠે નહિ
ત્યાં સુધી રાહ જુઓ. તેના પછી તમે જે કાંઈ દર્શન
કર્યાં છે તે વિષે વાત કરી શકશો."
૧૦શિષ્યોએ ઈસુને પૂછયું કે, "શાસ્રીઓ એવું શા
માટે કહે છે કે, ખ્રિસ્ત પહેલાં એલિયાએ આવવું જોઈએ?"
૧૧ઈસુએ ઉત્તર આપ્યો, તેઓ સાચુ કહે છે; "એલિયા
આવી રહ્યો છે અને તે દરેક વસ્તુને વ્યવસ્થિત કરી
દેશે. ૧૨પણ હું તમને કહું છુ કે એલિયા આવી ચૂક્યો છે.
તેઓએ તેને ઓળખ્યો નહિ પણ જેમ તેઓએ ચાહ્યું
તેમ તેઓએ તેને કર્યુ તેમજ માણસના દીકરાને પણ
દુ:ખ સહન કરવું જ પડશે."
૧૩શિષ્યો સમજ્યા કે ઈસુ યોહાન બાપ્તિસ્ત વિષે
વાત કરતો હતો.

### ઈસુ બિમાર છોકરાને સાજો કરે છે

૧૪ઈસુ અને તેના શિષ્યો લોકો પાસે પાછા ગયા.
એક માણસ ઈસુ પાસે આવ્યો અને તેને ઘૂંટણીએ પડી
પ્રણામ કર્યા. ૧૫માણસે કહ્યું, "હે પ્રભુ, મારા દીકરા પર
દયા રાખ કારણ કે તેને વાઈનો રોગ છે અને તે ખૂબ
પીડાય છે. ઘણીવાર તે અગ્નિમાં પડે છે તો ઘણીવાર તે
પાણીમાં પડે છે. ૧૬મારા દીકરાને તારા શિષ્યો પાસે
લાવ્યો પરંતુ તેઓ તેને સાજો કરી શક્યા નહિ."
૧૭ઈસુએ ઉત્તર આપ્યો, "તમે એવા લોકો છો જેમને
વિશ્વાસ નથી અને તમે ભટકેલ છો, ક્યાં સુધી તમારી
સાથે મારે રહેવું જોઈએ? ક્યાં સુધી હું તમારું સહીશ?
એ છોકરાને મારી પાસે લાવો." ૧૮પછી ઈસુએ તે ભૂતને
તેના શરીરમાંથી બહાર નીકળી જવાનો આદેશ આપ્યો
અને તરત જ તે ભૂત ચાલ્યું ગયું. અને તે જ ઘડીએ તે
છોકરો સાજો થઈ ગયો હતો.
૧૯પછી ઈસુ પાસે શિષ્યો એકલા જ આવ્યા, તેમણે
કહ્યું, "અમે એ છોકરાના શરીરમાંથી ભૂતને કાઢવાના
બધા જ પ્રયત્ન કર્યા પણ અમે તે કરી શક્યા નહિ. શા
માટે અમે તેને બહાર હાંકી કાઢી ન શક્યા?"
૨૦ઈસુએ ઉત્તર આપ્યો, "તમે ન કરી શક્યા કારણ
કે, તમારો વિશ્વાસ અલ્પ છે. હું તમને સત્ય કહું છું કે
જો તમારો વિશ્વાસ રાઈના દાણા જેટલો પણ હશે તો
પછી તમે પર્વતને પણ કહી શકશો કે,"તું અહીથી ખસીને
પેલી જગ્યાએ જા અને તે જશે, તમારા માટે કશું જ
અશક્ય હશે નહિ." ૨૧ફકત પ્રાર્થના અને ઉપવાસથી જ
એ પ્રકારનો આત્મા (ભૂત) ચાલ્યો જાય છે.

### ઈસુ તેના મરણ વિષે કહે છે

૨૨જ્યારે ઈસુ અને તેના શિષ્યો ગાલીલમાં ભેગા
મળ્યા ત્યારે ઈસુએ શિષ્યોને કહ્યું, "માણસનો દીકરો
માણસોના હાથમાં સુપ્રત કરાશે. ૨૩એ માણસો માણસના
દીકરાને મારી નાખશે, પરંતુ ત્રીજા દિવસે તે મરણમાંથી
ઊભો થશે." તે સાંભળી શિષ્યો ખૂબજ દુ:ખી થયા.

### ઈસુ કર ભરવા વિષે શીખવે છે

૨૪ઈસુ અને તેના શિષ્યો કફર–નહૂમ ગયા. જે કર ઉઘરાવતા હતા તે લોકો પિતર પાસે આવ્યા અને કહ્યું,"શું તમારા ઉપદેશક બે દ્રાકમા* જેટલો પણ મંદિરનો કર આપતા નથી?"

૨૫પિતરે ઉત્તર આપ્યો, "હા, ઈસુ તે આપે છે." પછી આ વિષે ઈસુને વાત કરવા પિતર ઘરમાં ગયો. પરંતુ તે કાંઈ કહે તે પહેલાં ઈસુએ તેને પૂછયું, "પિતર તને શું લાગે છે? રાજાઓ તેમના પોતાના લોકો પર કર નાખે છે કે પછી પરદેશીઓ પર કર નાખે છે?"

૨૬પિતરે કહ્યું, "પરદેશીઓ પર."

ઈસુએ કહ્યું, "તો પછી પોતાના દીકરાઓને કર ભરવાનો ના હોય. ૨૭પણ આપણે કર ઉઘરાવનારાઓને ગુસ્સે કરવા નથી. તું સરોવરના કાંઠે જા અને એક માછલી પકડ, પહેલી માછલી પકડી તેનું મોં ખોલજે, તેના મોઢામાંથી તને ચાર દ્રાકમા મળશે એ સિક્કો લઈને કર ઉઘરાવનાર પાસે જજે અને તારો અને મારો કર તેમને આપી દેજે."

### ઈસુ કહે છે મહાન કોણ

**૧૮** તે વખતે શિષ્યો ઈસુ પાસે આવ્યા અને પૂછયુ, "આકાશના રાજ્યમાં મોટું કોણ છે?"

૨ઈસુએ એક નાના બાળકને તેની પાસે આવવા કહ્યું અને તેમની વચ્ચે તેને ઊભો રહેવા કહ્યું, ૩પછી શિષ્યોને કહ્યું, "હું તમને સત્ય કહું છું કે જ્યાં સુધી તમે લોકો બદલાશો નહિ અને બાળક જેવા નહિ બનો ત્યાં સુધી તમે આકાશના રાજયમાં પ્રવેશ નહિ કરી શકો. ૪તેથી જે કોઈ, પોતાને આ બાળકના જેવું નમ્ર બનાવશે તે આકાશના રાજયમાં સૌથી મહાન વ્યકિત છે.

૫"જે કોઈ મારા નામે આવા બાળકનો સ્વીકાર કરે છે તે મારો સ્વીકાર કરે છે. ૬પરંતુ જે કોઈ મારા પર વિશ્વાસ કરનાર એક પણ નાનામાં નાની વ્યકિતને ઠોકર ખવડાવે તે કરતાં એવા માણસના ગળે ઘંટીનું પડ બાંધી અને તેને ઊંડા દરિયામાં ડૂબાડી દેવામાં આવે તે વધારે સારું છે. ૭જગતને અફસોસ છે, કારણ કે જે વસ્તુઓને કારણે લોકો પાપ કરે છે આવી વસ્તુઓ તો બનવાની. પણ તે વ્યકિતને અફસોસ છે કે જે ઠોકર લાવવા માટે જવાબદાર છે. ૮એટલે જો તારો હાથ કે પગ તને પાપ કરવા પ્રેરે તો તેને કાપીને ફેંકી દે. કારણ કે બંને હાથ અથવા બંને પગ સહિત અનંત અગ્નિમાં (નરક) નંખાય તે કરતા અપંગ થઈને અનંતજીવન મેળવવું તે સારું છે. ૯જો તારી આંખ પાપ કરવા પ્રેરે તો તેને કાઢીને ફેંકી દે કારણ કે બંને આંખો સહિત તને નરકની આગમાં ફેંકી દેવામાં આવે તેના કરતાં એક આંખે અનંતજીવનમાં પ્રવેશ કરવો તે ઉત્તમ છે.

### ઈસુ ખોવાયેલ ઘેટાંની વાર્તા કહે છે

૧૦"સાવધાન રહો, આ નાના બાળકોમાંથી એકનો પણ અનાદર ન થાય. કારણ કે તેઓના દૂતો આકાશમાં હંમેશા મારા બાપની આગળ હોય છે. ૧૧માણસનો દીકરો ખોવાયેલા લોકોને તારવા આવ્યો છે.

૧૨"જો માણસ પાસે ૧૦૦ ઘેટાં હોય, પણ તેમાંથી એકાદ ઘેટું ખોવાઈ ગયું, તો તે માણસ બાકીના ૯૯ ઘેટાંને ટેકરી પર છોડી એકને શોધવા નીકળશે, બરાબરને? ૧૩અને એ માણસને જો ખોવાયેલું ઘેટુ મળી જાય, તો તે એટલો બધો ખુશ થાય કારણ કે તેને ૯૯ ઘેટાં કરતાં એક ખોવાયેલું ઘેટું મળ્યું તેનો વધુ આનંદ છે, હું તમને સત્ય કહું છું. ૧૪તમારા આકાશમાંના બાપને આ નાનાઓમાંથી એકને પણ ગુમાવવું ગમશે નહિ.

### જયારે કોઈ માણસ ખરાબ કરે તો

૧૫"જો તારો ભાઈ અથવા બહેન તારું કાંઈ ખરાબ કરે તો તેની પાસે જા અને તેને સમજાવ. જો તારું સાંભળીને ભૂલ કબૂલ કરે તો જાણજે કે તેં તારા ભાઈને જીતી લીધો છે. ૧૬પણ જો એ માણસ તને સાંભળવાની સાફ ના પાડે તો તું ફરીથી એકાદ બે વધુ વ્યકિતને તારી સાથે લે. તું જે કંઈ કહે તે આ બે કે ત્રણ સાક્ષીઓથી સાબિત કરી શકાય. ૧૭આમ છતાં એ ધ્યાનથી સાંભળવાની ના પાડે તો પછી મંડળીને આ વાતની જાણ કર. અને મંડળીનો ચુકાદો પણ માન્ય ન રાખે તો પછી તેને એક એવો માન કે જે દેવમાં વિશ્વાસ કરતો નથી અને તે કર ઉઘરાવનારા જેવો જ છે.

૧૮"હું તને સત્ય કહું છું, જયારે પૃથ્વી પર તમે જે કાંઈ બાંધશો, તે આકાશમાં બંધાશે અને પૃથ્વી પર જે કાંઈ બંધન મુકત જાહેર કરશો તે આકાશમાં બંધનકર્તા નહિ હોય.

૧૯"હું તમને એ પણ કહું છું કે, તમારામાંના બે કંઈ પણ વાત સંબંધી એક ચિત્તના થઈ દેવની પ્રાર્થના કરીને જે કંઈ માગશે તે મારા આકાશમાંનો બાપ તમને અવશ્ય આપશે. ૨૦કારણ કે મારા નામ પર બે અથવા ત્રણ શિષ્યો જ્યાં ભેગા થઈને મળશે તો હું પણ ત્યાં તેમની મધ્યે હોઈશ."

---

**બે–દ્રાકમા** દરેક વર્ષે પ્રત્યેક યહૂદીએ મંદિરમાં ભરવા માટેનાં કરનું માપ.

### માફી વિષેની વાર્તા

૨૧પછી પિતર ઈસુ પાસે આવ્યો અને તેને પૂછયું, "પ્રભુ મારો ભાઈ, મારી વિરુદ્ધ અપરાધ કર્યા જ કરે તો મારે તેને કેટલી વાર માફી આપવી? શું સાત વાર?" ૨૨ઈસુએ ઉત્તર આપ્યો, "હું તમને કહુ છું, સાત વાર નહિ પણ સાત વાર કરતાં પણ વધારે અને તારી વિરુદ્ધ અપરાધ ચાલુ રાખે તો સિત્યોતેર વખત તારે તેને માફી આપવી જોઈએ."

૨૩"આકાશના રાજ્યની તુલના એવા રાજા સાથે કરવામાં આવે છે જે પોતાના સેવકોની સાથે હિસાબ ચૂકતે કરે છે. ૨૪જ્યારે રાજાએ હિસાબ લેવાનો શરૂ કર્યો, ત્યારે તેની સમક્ષ એક એવી વ્યક્તિ આવી કે જેની પાસે ચાંદીના કેટલાક પાઉન્ડ લેવાના નીકળતા હતા. ૨૫દેવું ચુકવવા માટે તેની પાસે કશું જ સાધન ન હતું, એટલે રાજાએ હુકમ કર્યો કે તેને તથા તેની પત્નીને તથા તેના બાળકોને તથા તેની માલિકીનું જે કંઈ હતું તે બધુ વેચી દેવું.

૨૬"પછી એ સેવકે એને પગે પડીને આજીજી કરી કે, 'મારા માટે ધીરજ રાખો, હું આપનું બધુ જ દેવું ચૂકવી દઈશ.' ૨૭રાજા એના નોકર માટે દિલગીર થયો અને તેનું દેવું માફ કરી દીધું અને તેને છોડી મૂક્યો.

૨૮"પછી, તે સેવક છૂટો થયો પાછળથી તેણે તેના સાથી સેવકોમાંના એકને દીઠો. તેની પાસે, તેનું નજીવું લેણું હતું તેણે જઈને તેનુ ગળુ પકડ્યું અને કહ્યુ, 'તારી પાસે મારું જે કંઈ લેણું છે તે ચૂકવી દે!'

૨૯"પેલો માણસ તેને પગે પડ્યો અને પોતાને થોડો સમય આપવા કરગરવા લાગ્યો અને કહ્યું, 'મારા માટે ધીરજ રાખો મારી પાસે નીકળતું તારું બધુ જ લેણું હું તને ચૂકવી દઈશ.'

૩૦"પણ પહેલો નોકર સંમત ન થયો, તેણે તેના સાથી સેવકની ધરપકડ કરવા માટે ગોઠવણ કરી. અને પૂરેપૂરું દેવું ચૂકવી આપે નહિ ત્યાં સુધી તેને જેલમાં પૂરાવ્યો. ૩૧બીજા નોકરોએ જે કાંઈ બન્યું તે જોયું અને ખૂબ દિલગીર થયા પછી તેઓ તેમના માલિક પાસે ગયા અને સઘળી હકીકત જણાવી.

૩૨"પછી માલિકે જેનું દેવું માફ કર્યુ હતુ તે નોકરને બોલાવ્યો અને કહ્યું, 'અરે દુષ્ટ નોકર, તારી આજીજી સાંભળી મેં તારુ જે બધું દેવું હતું તે માફ કર્યુ. ૩૩જેમ મેં તારા પ્રત્યે જે દયા બતાવી એવી દયા તારા સાથી નોકર પ્રત્યે તારે દર્શાવવી જોઈતી હતી.' ૩૪તેનો માલિક ખૂબ જ ગુસ્સે થયો અને જ્યાં સુધી તે પૂરેપૂરૂ દેવું ભરપાઈ ન કરે ત્યાં સુધી તેને સખત કેદની સજા ફરમાવી. ૩૫એ જ પ્રમાણે તમે તમારા ભાઈઓ અને બહેનોને તમારા હૃદયથી માફ કરી દો. નહિ તો જે રીતે રાજા વર્ત્યો તે રીતે મારા આકાશમાંનો બાપ તમને માફ નહિં કરે."

### છૂટાછેડા વિષે ઈસુનું શિક્ષણ

**૧૯** આ વાતોનો ઉપદેશ આપી રહ્યા પછી ઈસુ ગાલીલથી નીકળીને યર્દન નદીની બીજી બાજુ, યહૂદિયાના વિસ્તારમાં આવ્યો. ૨ઘણા લોકો ઈસુની પાછળ ગયા, ઈસુએ તેમાંના માંદા લોકોને ત્યાં સાજા કર્યા. ૩કેટલાક ફરોશીઓ ઈસુ પાસે આવ્યા. તેને વાતમાં ફસાવવા પૂછયું, "પુરુષ ગમે તે કારણે પોતાની પત્નીને છૂટાછેડા આપે એ શું યોગ્ય છે?"

૪ઈસુએ ઉત્તર આપ્યો, "જરૂર તમે શાસ્ત્રમાં આ વાચ્યું હશે કે જયારે દેવે પૃથ્વી બનાવી ત્યારે 'દેવે નરનારી ઉત્પન કર્યા.'* ૫અને કહ્યું કે, 'આના કારણે મનુષ્ય તેના પિતા અને માતાને છોડી દેશે અને તેની પત્ની સાથે જોડાશે, અને તે બે એક દેહ થશે.'* ૬એટલે એ પુરુષ અને સ્રી અલગ નહિ એક દેહ છે, જેને દેવે લાંબા સમય માટે જોડ્યા છે, કોઈ પણ વ્યક્તિએ તેઓને જુદા પાડવા જોઈએ નહિ."

૭ફરોશીઓએ પૂછયું, "તો પછી મૂસાએ એવી આજ્ઞા કેમ કરી છે કે મનુષ્ય પોતાની પત્નીને ફારગતીનું પ્રમાણપત્ર લખી આપી છૂટાછેડા આપી શકે છે?"

૮ઈસુએ ઉત્તર આપ્યો; "મૂસાએ તમને તમારી પત્નીઓને છૂટાછેડા આપવાની છૂટ આપી છે કારણ તમે દેવનો ઉપદેશ સ્વીકારવા તૈયાર ન હતા. હકીકતમાં શરૂઆતમાં છુટાછેડાની છૂટ આપી જ નહોતી. ૯હું તમને કહું છું, કે વ્યભિચારના કારણ વિના જે કોઈ પોતાની સ્રીને મૂકી દઈને બીજીને પરણે, તે વ્યભિચાર કરે છે. અને તે મૂકી દીધેલી જોડે જે લગ્ન કરે તે પણ વ્યભિચાર કરે છે. પુરુષ છૂટાછેડા આપી ફરી લગ્ન ત્યારે જ કરી શકે, જો તેની પ્રથમ પત્ની બીજા કોઈ પુરુષ સાથે વ્યભિચાર કરે છે."

૧૦શિષ્યોએ ઈસુને કહ્યું,"જો આવા જ કારણસર પુરુષ છૂટાછેડા આપે તો તેના કરતાં લગ્ન કરવાં જોઈએ નહિ એ સારું છે."

૧૧ઈસુએ ઉત્તર આપ્યો, "લગ્ન અંગેનું આ સત્ય બધા જ સ્વીકારશે નહિ. આ સત્ય સ્વીકારવા દેવે કેટલાક માણસોને ઠરાવ્યા છે. ૧૨કેટલાક માણસો લગ્ન નથી કરતાં તેનાં અહીં જુદાં કારણો છે, કેટલાક જન્મથી જ ખોજા

---

**'દેવે નરનારી ઉત્પન્ન કર્યા'** ઉત. ૧:૨૭; ૫:૨.

**'આના કારણે મનુષ્ય … એક દેહ થશે'** ઉત. ૨:૨૪.

હોય છે. કેટલાકને તો બીજા લોકો દ્વારા અશક્તિમાન
બાનાવાયા છે. છેવટે કેટલાક એવા પણ છે જેઓ
આકાશનાં રાજયને લીધે લગ્ન નહિ કરવાનું સ્વીકારે છે.
આ ઉપદેશ જે પાળી શકે તે પાળે."

### ઈસુ બાળકોને આવકારે છે

[૧૩]પછી લોકો તેમનાં બાળકોને ઈસુ પાસે લાવ્યાં
જેથી ઈસુ તેમનાં માથે હાથ મૂકી આશીર્વાદ દે અને
તેમના માટે પ્રાર્થના કરે. પરંતુ તેના શિષ્યોએ તેમને
ધમકાવ્યાં. [૧૪]પછી ઈસુએ કહ્યું, "નાના બાળકોને મારી
પાસે આવવા દો, તેમને રોકશો નહિ, કારણ કે આકાશનું
રાજય જે નાના બાળકો જેવા છે એમના માટે છે."
[૧૫]બાળકો પર હાથ મૂક્યા પછી ઈસુએ તે જગ્યા છોડી.

### ધનવાન માણસે ઈસુને અનુસરવા ના પાડી

[૧૬]એક માણસ ઈસુ પાસે આવ્યો અને પૂછયું, "હે
ઉપદેશક, અનંતજીવન પામવા માટે મારે શું કરવું
જોઈએ?"
[૧૭]ઈસુએ ઉત્તર આપ્યો, "શું સારું છે એવું મને શા
માટે પૂછે છે? ફક્ત દેવ સારો છે. પરંતુ જો તારે
અનંતજીવન જોઈતું હોય તો દેવની આજ્ઞાનું
પાલન કર."
[૧૮]માણસે પૂછયું, "કઈ આજ્ઞાઓ?" ઈસુએ ઉત્તર
આપ્યો, "તારે કોઈનુ ખૂન કરવું નહિં, તારે વ્યભિચારનું
પાપ કરવું નહિં, તારે કોઈની વસ્તુની ચોરી કરવી નહિં,
તારે કોઈનામાં જૂઠી સાક્ષી આપવી નહિ. [૧૯]'તારે તારા
માતા પિતાને માન આપવું,'* અને 'પોતાના પર જેટલો
પ્રેમ કરે છે તેટલો જ પ્રેમ બીજા લોકોને પણ કર.'*"
[૨૦]યુવાને ઈસુને કહ્યું,"મેં આ બધી જ વાતોનું પાલન
કર્યુ છે, હવે મારે શું કરવાનું બાકી છે?"
[૨૧]ઈસુએ ઉત્તર આપ્યો, "જો તારે પૂર્ણ થવું હોય તો,
પછી જા, તારી પાસે તારું પોતાનું જે કંઈ છે તે વેચી દે,
પૈસા ગરીબોને આપી દે, તું જો આ બધુ કરીશ તો
આકાશમાં તારો કિંમતી ખજાનો ભેગો થશે, પછી ચાલ,
મારી સાથે આવ!"
[૨૨]આ સાંભળીને તે યુવાન માણસ ઘણો દુઃખી થયો
હતો. કારણ કે તે ઘણો પૈસાદાર હતો. તે પૈસા તેની
પાસે જ રાખવા ઈચ્છતો હતો તેથી તે ચાલ્યો ગયો.
[૨૩]પછી ઈસુએ શિષ્યોને કહ્યું ,"હું તમને સત્ય કહું
છું, કે ધનવાનના માટે આકાશના રાજયમાં પ્રવેશ કરવો
કઠિન છે. [૨૪]હા, તેથી તો હું વારંવાર કહું છુ કે પૈસાદાર
લોકોને આકાશના રાજયમાં પ્રવેશ કરવો, એના કરતાં
સોયના નાકામાંથી ઊંટને પસાર થવું સહેલું છે."
[૨૫]જયારે શિષ્યોએ આ સાંભળ્યું ત્યારે તેમને આશ્ચર્ય
થયું અને પૂછયું, "તો પછી કોને બચાવી શકશે?"
[૨૬]ઈસુએ તેમને જોઈને કહ્યું, "લોકોને માટે આ
અશક્ય છે. ફક્ત દેવને માટે બધું જ શક્ય છે."
[૨૭]પિતરે ઈસુને કહ્યું,"અમે બધુ જ છોડીને તારી
પાછળ આવ્યા છીએ, તો અમને શું મળશે?"
[૨૮]ઈસુએ તેને કહ્યું, "હું તમને સત્ય કહું છું કે જ્યારે
નવા યુગમાં માણસનો દીકરો તેના મહિમાના રાજયાસન
પર બિરાજશે તે વખતે તમે પણ બાર રાજયાસન પર
બેસશો. અને મારી પાછળ આવનારા ઈઝરાએલના
બારે કુળનો ન્યાય કરશો. [૨૯]મારા નામને ખાતર જેઓએ
ઘરો, ભાઈઓ, માતા પિતા, બાળકો, જમીનજાગીરનો
ત્યાગ કર્યો છે તેઓ તેના કરતાં ઘણાં જ યોગ્ય છે. તેઓ
સોગણું મેળવશે અને અનંતજીવનનો વારસો પામશે.
[૩૦]પરંતુ ઘણા એવા છે જેઓનું હમણા જીવનમાં ઊંચું
સ્થાન છે પણ ભવિષ્યમાં તે નીચલી કક્ષાએ ઉતરશે
અને હમણા જે નીચલી કક્ષાએ છે તે ભવિષ્યમાં ઊંચું
સ્થાન પ્રાપ્ત કરશે.

### ઈસુ ખેત મજૂરોનું દષ્ટાંત આપે છે

**૨૦** "આકાશનું રાજય એક જમીનદાર જેવું છે.
આ માણસ તેના ખેતરમાં દ્રાક્ષ ઉગાડે છે.
એક મળસકે તે માણસ પોતાના ખેતરમાં કામ કરવા
માટે મજૂરો લેવા ગયો. [૨]અને તેણે તેઓની સાથે રોજનો
એક દીનાર નક્કી કરીને ખેતરમાં મજૂરોને મોકલ્યા."
[૩]"નવ વાગ્યાની આસપાસ તે જમીનદાર બજારમાં
ગયો ત્યારે કેટલાક માણસો કશુંય કામ કર્યા વિના ત્યાં
ઊભા હતા. [૪]તેથી તે માણસે કહ્યું, તમે મારા ખેતરમાં
જઈને કામ કરશો તો હું તમને યોગ્ય વળતર આપીશ"
[૫]તેથી લોકો ખેતરમાં કામ કરવા ગયા.
"ફરી બાર વાગે અને બીજી વાર ત્રણ વાગે બજારમાં
ગયો ત્યારે પણ લોકોને ખેતરમાં કામ કરવા માટે લઈ
આવ્યો." [૬]પછી સાંજે પાંચ વાગે તે બજારમાં ફરીથી
ગયો ત્યારે પણ કેટલાક માણસો ત્યાં ઊભા હતા, તેઓને
જમીનદારે પૂછયું, 'તમે આખો દિવસ કોઈ પણ કામ
વિના અહીં કેમ ઊભા રહ્યા છો?'
[૭]"તે લોકોએ કહ્યું, 'અમને કોઈએ કામ આપ્યું નથી.'
"તે માણસે તેઓને કહ્યું; 'તમે મારા ખેતરમાં જાવ
અને કામે લાગો,'

---

**'તારે તારા ... માન આપવું'** નિ. ૨૦:૧૨–૧૬, પુન. ૫:૧૬–૨૦
**'પોતાના પર ... લોકોને પણ કર'** લે. ૧૯:૧૮

૮"સાંજ પડી એટલે, દ્રાક્ષની વાડીના માલિકે તેના
મુખ્ય કારભારીને બોલાવીને કહ્યું કે, 'મજૂરોને બોલાવીને
તેમની મજૂરી ચૂકવી દો. પહેલાથી છેલ્લા જે મજૂરો
આવ્યા તેમને મજૂરી આપવાનું શરૂ કરો અને પહેલા
મજૂરીએ આવ્યા હતાં તેમને આપતા સુધી ચાલુ રાખો.'
૯"જે મજૂરો પાંચ વાગે આવ્યા હતા તેમાંના દરેકને
એક દીનારનો સિક્કો મળ્યો. ૧૦પછી જે સૌથી પહેલા
સવારમા કામ પર આવ્યા હતા તે તેમનું મહેનતાણું
લેવા આવ્યા. તેઓએ વિચાર્યુ તેઓ વધારે મહેનતાણું
મેળવશે પણ તે દરેકને એક જ દીનારનો સિક્કો મળ્યો.
૧૧જ્યારે તેમને એક દીનારનો સિક્કો મળ્યો ત્યાર પછી
દ્રાક્ષની વાડીના માલિકને તેમણે ફરિયાદ કરી. ૧૨જે
લોકો છેલ્લાં આવ્યા હતા અને એક કલાક જ કામ કર્યુ
તેમને તેં અમારા જેટલી જ મજૂરી આપી. જ્યારે અમે
તો આખો દિવસ સૂર્યની ગરમીમાં કામ કર્યુ છે.'
૧૩"પણ ખેતરના માલિકે તેઓમાંના એક જણને કહ્યું,
'મિત્ર, મેં તારી સાથે કોઈ જ અન્યાય કર્યો નથી. શું
તમે કબૂલ થયા ન હતા કે હું તમને એક દીનાર આપીશ?
૧૪તેથી આ તારી મજૂરી લે અને ચાલતો થા, માટે જે
છેલ્લો માણસ મજૂરી કરવા આવ્યો છે તેને આટલી જ
મજૂરી આપવાની મારી ઈચ્છા છે. ૧૫મારે મારા પૈસાનું
જે કરવું હોય તે કરું. તમને અદેખાઈ આવે છે કારણ કે
એ લોકો સાથે હું સારો છું.'
૧૬"એ પ્રમાણે જેઓ છેલ્લા છે તેને હવે ભવિષ્યમાં
પ્રથમ સ્થાન મળશે. અને જેનું પ્રથમ સ્થાન હશે તેને
ભવિષ્યમાં છેલ્લું સ્થાન મળશે."

### ઈસુના તેના મરણ વિષેનો સંકેત

૧૭ઈસુ જ્યારે પોતાના બાર શિષ્યો સાથે યરૂશાલેમ
જઈ રહ્યો હતો. ત્યારે તેણે એ બધાને એકાંતમાં એક
બાજુએ બોલાવીને કહ્યું, ૧૮"જુઓ, આપણે યરૂશાલેમ
જઈ રહ્યા છીએ. માણસનો દીકરો મુખ્ય યાજક અને
શાસ્ત્રીઓને સોંપવામાં આવશે, અને તેને મોતની સજા
ફટકારવામાં આવશે. ૧૯પછી તે લોકો માણસના દીકરાને
બીનયહૂદીઓને સોંપી દેશે જેઓ તેની ક્રૂર મશ્કરી કરશે.
તેના પર કોરડા વીંઝશે અને તેને વધસ્તંભ પર જડાવી
દેશે, પરંતુ ત્રીજા દિવસે તે સજીવન થશે."

### માતાની ખાસ માંગણી

૨૦પછી ઝબદીની પત્ની પોતાના દીકરાઓને સાથે
રાખીને ઈસુની પાસે આવી. તેણે પગે પડીને ઈસુની
પાસે માંગણી કરી.
૨૧ઈસુએ પૂછયું "તારે શું જોઈએ છીએ?" તેણે ઉત્તર
આપ્યો, "મને વચન આપ કે તારા રાજ્યમાં મારા બે
દીકરાઓમાંથી એક દીકરો તારી જમણી બાજુ અને બીજો
દીકરો તારી ડાબી બાજુએ બેસે."
૨૨ઈસુએ બે દીકરાઓને કહ્યું, "તમે શું માંગી રહ્યા
છો તે તમે જાણતા નથી. જે પ્યાલો મારે પીવાનો છે તે
તમારાથી પીવાશે?"
તેઓએ કહ્યું, "હા, અમે પી શકીશું!"
૨૩ઈસુએ તેઓને કહ્યું, "અલબત્ત હું જે કંઈ પીઉં તે
તમે પી શકશો તો ખરા. પણ મારી જમણી કે ડાબી
બાજુ કોને સ્થાન આપવું, તે મારા હાથની વાત નથી.
એ સ્થાનો મારા પિતાએ નક્કી કરેલ વ્યક્તિઓ
માટે છે."
૨૪જ્યારે આ માંગણી વિષે બાકીના દશ શિષ્યોએ
સાંભળ્યું ત્યારે તેઓ આ બે ભાઈઓ પર બહું ગુસ્સે
થયા. ૨૫પછી ઈસુએ શિષ્યોને પોતાની પાસે બોલાવીને
કહ્યું,"તમે જાણો છો કે યહૂદી રાજ્ય કર્તાઓ પોતાની
પ્રજા પર સત્તાનો પૂર્ણ અમલ કરે છે અને તેમના મોટા
માણસો તેમના અધિકારનું લોકોને ભાન કરાવવા ચાહે
છે. ૨૬પણ તમારી સાથે આ રીતે થવું ન જોઈએ. તમારામાં
જે આગેવાન થવા ઈચ્છે તે તમારો સેવક હોવો જોઈએ.
૨૭અને જે સૌથી મોટો થવા ઈચ્છે છે, તેણે એક ગુલામ
તરીકે તમારી સેવા કરવી જોઈએ. ૨૮તમારે માણસના
દીકરા જેવા થવું જોઈએ, માણસનો દીકરો સેવા કરાવવા
નહિ પણ સેવા કરવા અને ઘણા લોકોને માટે મુક્તિ
મૂલ્ય તરીકે પોતાનું જીવન સમર્પણ કરવા આવ્યો છે.

### ઈસુએ બે આંધળા માણસોને દેખતા કર્યા

૨૯જયારે ઈસુ અને તેના શિષ્યો યરીખોથી નીકળીને
જતા હતા ત્યારે ઘણા લોકો ઈસુને અનુસરતા હતા.
૩૦રસ્તાની બાજુએ બે અંધજનો બેઠા હતા. એ રસ્તે
થઈને ઈસુ પસાર થાય છે એવું સાંભળીને તેઓ
જોરશોરથી બૂમો પાડવા લાગ્યા, "હે પ્રભુ, દાઉદના દીકરા,
અમારા પર દયા કર!"
૩૧લોકોએ તેઓને ધમકાવીને શાંત રહેવા કહ્યું છતાં
તેઓ તો વધારે જોરથી બૂમો પાડતા હતા,"હે પ્રભુ,
દાઉદના દીકરા, અમારા પર દયા કર!"
૩૨તે સાંભળીને ઈસુ ઊભો રહ્યો અને તેઓને
બોલાવીને પૂછયું, "તમે મારી પાસે તમારા માટે શું
કરાવવા ઈચ્છો છો?"
૩૩તેઓએ કહ્યું, "પ્રભુ, અમારે દેખતા થવું છે."

૩૪ઈસુને તેમના પર દયા આવી અને તેઓની આંખોને સ્પર્શ કર્યો. અને તુરત જ તેઓ જોઈ શકયા. અને તેઓ ઈસુની પાછળ ચાલ્યા.

### ઈસુનો રાજાની માફક યરૂશાલેમમાં પ્રવેશ

**૨૧** ઈસુ અને તેના શિષ્યો યરૂશાલેમની નજીક જૈતૂન પહાડ પર બેથફગે ગામ સુધી આવ્યા. ત્યારે ઈસુએ બે શિષ્યોને મોકલ્યા. ૨ઈસુએ તેના શિષ્યોને કહ્યું, "જે ગામ તમે સામે જુઓ છો ત્યાં જાઓ. તમે ત્યાં પ્રવેશ કરશો, એટલે એક ગધેડાને અને તેના બચ્ચાંને બાંધેલા જોશો, તેને છોડીને અહીં લઈ આવો. ૩જો કોઈ તમને કઈં પૂંછે તો એટલું જ કહેજો કે, 'પ્રભુને તેની જરૂર છે. પછી એ તેને તરત જ મોકલી આપશે.'"

૪પ્રબોધક દ્વારા જે કહેવાયું હતું તે પૂર્ણ થાય તે માટે આમ થયુ!

૫ "સિયોનની (નગરી) દીકરી, 'જો તારો રાજા તારી
પાસે આવે છે. તે નમ્ર છે તથા એક ગધેડા પર,
એક કામ કરનાર પ્રાણીથી જન્મેલા નાના ખોલકા
પર સવાર થઈને આવે છે.'"

*ઝખાર્યા ૯:૯*

૬શિષ્યો ગયા અને ઈસુએ કહ્યું તે પ્રમાણે કર્યું. ૭શિષ્યો ગધેડી અને નાના ખોલકાને ઈસુ પાસે લાવ્યા. તેઓએ તેમના લૂગડાં ખોલકા પર મૂક્યા, ઈસુ તે પર બેઠો. ૮લોકોમાંથી ઘણાએ પોતાનાં વસ્રો ઈસુના માર્ગમાં બિછાવ્યાં. જયારે ઘણા લોકોએ વૃક્ષોની ડાળીઓ કાપીને તેના માર્ગમાં બીછાવી. ૯કેટલાક લોકો ઈસુની આગળ ચાલી રહ્યા હતા, કેટલાક ઈસુની પાછળ ચાલતા હતા. તેઓ પોકારતા હતા,

"દાઉદના દીકરાને હોસાન્ના! પ્રભુના નામે જે
આવે છે તેને ધન્ય છે. પરમ ઊંચામાં હોસાન્ના.
આકાશમાં દેવનો મહિમા થાઓ!"

*ગીતશાસ્ર ૧૧૮:૨૬*

૧૦પછી ઈસુ યરૂશાલેમમાં દાખલ થયો. શહેરના બધા જ લોકો મૂંઝાઈ ગયા. તેઓએ પૂછયું, "આ માણસ કોણ છે?"

૧૧જે ટોળામાંથી ઘણાએ ઉત્તર આપ્યો, "આ તો ગાલીલના નાસરેથમાંનો પ્રબોધક ઈસુ છે."

### ઈસુનો મંદિરમાં પ્રવેશ

૧૨ઈસુ મંદિરમાં ગયો અને જેઓ વેચાણ કરવાનો અને ખરીદવાનો ધંધો મંદિરમાં કરતા હતા. તે બધાને હાંકી કાઢયા અને શરાફોના ગલ્લા અને કબૂતર વેચનારાઓના આસનો તેણે ઊંધા વાળ્યા. ૧૩તેણે ત્યાં હાજર હતા તે બધા જ લોકોને જણાવ્યું કે,"શાસ્રમાં લખ્યું છે કે 'મારું ઘર પ્રાર્થનાના ઘર તરીકે ઓળખાશે.'* પરંતુ તમે તો તેને 'લૂંટારાની ગુફા'* બનાવી દીધી છે."

૧૪પછી કેટલાક અંધજનો અને અપંગો ઈસુની પાસે આવ્યાં. ઈસુએ તેઓને સાજા કર્યા. ૧૫મુખ્ય યાજકો અને શાસ્રીઓએ ઈસુએ કરેલા પરાક્રમો જોયા અને "દાઉદના દીકરાને હોસાન્ના," એવા બાળકોના પોકાર સાંભળ્યા. ત્યારે તેઓ ગુસ્સે થયા.

૧૬મુખ્ય યાજકો અને શાસ્રીઓએ ઈસુને પૂછયું."આ બાળકો જે કહે છે, તે શું તમે સાંભળો છો?"

ઈસુએ ઉત્તર આપ્યો, "હા, શાસ્ર કહે છે કે, 'તેં ધાવણા બાળકોના મુખે તારી સ્તુતિ કરાવી છે તે યોગ્ય સ્તુતિ છે.'* શુ શાસ્રમાં તમે વાંચ્યું નથી?" ૧૭પછી ત્યાંથી ઈસુ તે સ્થળ છોડીને યરૂશાલેમ નગરની બહાર આવ્યો અને બેથનિયા ચાલ્યો ગયો. અને ત્યાં રાત રોકાયો.

### ઈસુ વિશ્વાસનું સામર્થ્ય બતાવે છે

૧૮બીજે દિવસે વહેલી સવારે, ઈસુ શહેરમાં પાછો ફરતો હતો ત્યારે તે ખૂબ જ ભૂખ્યો થયો હતો. ૧૯ઈસુએ રસ્તાની બાજુએ એક અંજીરનું ઝાડ જોયું અને અંજીર ખાવાની આશાએ તે વૃક્ષ પાસે ગયો, પણ ઝાડ ઉપર એક પણ અંજીર નહોતું. તેના પર કેવળ પાંદડા જ હતાં તેથી તેણે વૃક્ષને કહ્યું, "ભવિષ્યમાં તારા પર કદી ફળ લાગશે નહિ!" અને અંજીરનું ઝાડ તરત જ સૂકાઈ ગયું.

૨૦શિષ્યોએ જ્યારે આ જોયું ત્યારે અચંબા સાથે ઈસુને પૂછયું, "આ અંજીરનું ઝાડ એકદમ કેમ સૂકાઈ ગયું?"

૨૧ઈસુએ તેમને ઉત્તર આપતા કહ્યું,"હું તમને સત્ય કહું છું, તમને વિશ્વાસ હોય અને મનમાં શંકા ન કરો તો તમે આના કરતાં પણ વિશેષ કરી શકશો. અરે તમે આ પર્વતને કહીં શકશો, 'અહીંથી ઊંચકાઈને સમુદ્રમાં પડ.' તો તે પ્રમાણે થશે. ૨૨જો તમને વિશ્વાસ હોય તો પ્રાર્થનામાં તમે જે કંઈ માગશો તે તમને મળશે."

---

**'મારું ઘર ... ઓળખાશે'** યશા. ૫૬:૭.

**'લૂંટારાની ગૂફા'** યર્મિ. ૭:૧૧.

**'તેં ધાવણા બાળકો ... સ્તુતિ છે'** ગી.શા. ૮:૩ (ગ્રીક અનુવાદ)

### ઈસુના અધિકાર પર યહૂદી નેતાઓની શંકા

૨૩ઈસુ મંદિરમાં દાખલ થયો અને જ્યારે બોધ આપતો
હતો ત્યારે પ્રમુખ યાજકો અને લોકોના વડીલોએ તેની
પાસે જઈને પૂછયું, "કયા અધિકારથી તું આ બાબતો
કરે છે? તને આવો અધિકાર કોણે આપ્યો?"
૨૪ઈસુએ ઉત્તર આપ્યો, "હું તમને પણ એક પ્રશ્ન
પૂછું છું, એનો ઉત્તર તમે મને આપશો, તો હું તમને
કહીશ કે કયા અધિકારથી હું એ કામો કરું છું. ૨૫મને
કહો, જ્યારે યોહાને લોકોને બાપ્તિસ્મા આપ્યું ત્યારે તે
કોના તરફથી મળ્યું હતું, દેવથી કે માણસથી?"
તેઓ અંદર અંદર એકબીજા સાથે ચર્ચા કરવા લાગ્યા
કે, "જો આપણે કહીશું, 'યોહાનનું બાપ્તિસ્મા દેવ તરફથી
હતું,' તો ઈસુ આપણને પૂછશે, 'તો તમે યોહાનમાં
વિશ્વાસ કેમ નથી કરતા?" ૨૬જો એમ કહીશું કે 'તે
મનુષ્યથી હતું,' તો એ લોકો આપણા પર ગુસ્સે થશે.
આપણે લોકોથી ડરીએ છીએ એટલે આપણને કહેશે
તમે યોહાનમાં શા માટે વિશ્વાસ કરતા નથી."
૨૭તેઓએ ઈસુને ઉત્તર આપ્યો, "અમે નથી જાણતા
કે યોહાનને અધિકાર ક્યાંથી મળ્યો."
પછી ઈસુએ કહ્યું, "તો હું તમને કાંઈ જ નહિ કહું કે
હું કયા અધિકારથી આ કરું છું!"

### ઈસુ બે દીકરાઓની વાર્તા કહે છે

૨૮"સારું, બતાવો, હું કહું છું તે બાબતમાં તમે શું
માનો છો? એક વ્યક્તિને બે દીકરા હતા, પહેલા દીકરાની
પાસે જઈને તેણે કહ્યું, 'આજે તું મારી દ્રાક્ષની વાડીમાં
કામ કરવા જા.'
૨૯"પણ દીકરાએ ઉત્તર આપ્યો, 'હું નહિ જાઉં.' પછી
એનું મન બદલાયું અને નક્કી ર્ક્યુ કે તેણે જવું જોઈએ,
અને તે ગયો.
૩૦"પછી તે પિતા બીજા છોકરા પાસે ગયો અને તેને
કહ્યું, 'દીકરા, મારી દ્રાક્ષની વાડીમાં જા અને ત્યાં ખેતરમાં
કામ કર.' દીકરાએ કહ્યું, 'હા, સાહેબ, હું જઈશ અને
કામ કરીશ.' પણ તે ગયો નહિ.
૩૧ઈસુએ પૂછયું, "કયા દીકરાએ પિતાની આજ્ઞાનું
પાલન કર્યુ?"
યહૂદી નેતાએ કહ્યું, "પહેલા દીકરાએ."
ઈસુએ તેમને કહ્યું, "હું તમને સત્ય કહું છું કે તમે
એમ માનો છો  કે કર ઉઘરાવનાર અને વેશ્યાઓ ખરાબ
લોકો છે, પરંતુ તેઓ તમારા કરતા આકાશના રાજયમાં
તમે યત્ન કરશો તેના કરતાં પહેલા પ્રવેશ કરશે. ૩૨યોહાન
તમને સાચો માર્ગ બતાવવા આવ્યો પણ તમે યોહાનમાં
વિશ્વાસ કર્યો નહિ. પણ કર ઉઘરાવનાર અને વેશ્યાઓ
તેનામાં વિશ્વાસ કરે છે એમ તમે જુઓ છો  છતાં પણ
તમે હજી પણ પસ્તાવો કરતા નથી કે નથી તેનામાં
વિશ્વાસ કરતા.

### દેવે તેના દીકરાને મોકલ્યો

૩૩"આ વાર્તા ધ્યાનથી સાંભળો: એક માણસ હતો
તેનું પોતાનું ખેતર હતું તેમા તેણે દ્રાક્ષ વાવી અને તેની
ચારે બાજુ એક દિવાલ ચણી હતી. દ્રાક્ષનો રસ કાઢવા
કુંડ બનાવ્યો, એક બૂરજ બાંધ્યા પછી કેટલાક ખેડૂતોને
તે વાડી ઈજારે આપીને તે પ્રવાસમાં ગયો. ૩૪દ્રાક્ષ
ચૂંટવાનો સમય થયો એટલે તેના નોકરોને ખેડૂતો પાસેથી
પોતાની દ્રાક્ષનો ભાગ લેવા મોકલ્યો.
૩૫"પણ ખેડૂતોએ આ નોકરોને પકડ્યા અને તેમાના
એકને ખૂબ માર્યો. અને બીજા નોકરને મારી નાખ્યો.
અને ત્રીજા નોકરને પણ પત્થર વડે મારી નાખ્યો. ૩૬તેથી
તે માણસે બીજા નોકરોને ખેડૂત પાસે મોકલ્યો. તે માણસે
પહેલા કરતાં વધુ નોકરોને મોકલ્યા તેમની સાથે પણ
ખેડૂતોએ તેવું જ વર્તન કર્યુ. ૩૭એટલે માણસે પોતાના
દીકરાને ખેડૂતો પાસે મોકલયો. તે માણસે કહ્યું, 'ખેડૂતો
મારા દીકરાને માન આપશે.'
૩૮"પણ જ્યારે ખેડૂતોએ માલિકના દીકરાને જોયો
ત્યારે તેઓ અંદર અંદર તેમનામાં વાતો કરવા લાગ્યા કે,
'આજ તે માલિકનો દીકરો છે, વારસ છે આ ખેતર તેનું
છે માટે જો આપણે તેને પણ મારી નાખીએ તો આ
ખેતર આપણું થઈ જશે!' ૩૯તેથી ખેડૂતોએ છોકરાને
પકડ્યો અને ખેતરની બહાર ફેંકી દીધો અને તેને મારી
નાખ્યો.
૪૦"આ ખેતરનો માલિક આવશે ત્યારે એ ખેડૂતોને
શું કરશે?" ૪૧યહૂદીઓના ધર્મગુરુઓ અને આગેવાનોએ
કહ્યું; "તે ચોક્કસ આ દુષ્ટ માણસોને મારી નાંખશે. અને
બીજા ખેડૂતો જે તેમનો પાક થશે ત્યારે ભાગ આપશે
તેવા ખેડૂતોને તે ખેતર ભાગે ખેડવા આપશે."
૪૨ઈસુએ તેઓને કહ્યું, "શું તમે શાસ્રમાં નથી વાંચ્યુ?

> 'બાંધનારાઓએ નકામો ગણીને પડતો મૂકેલો
> પથ્થર જ ખૂણાનો મુખ્ય પથ્થર બન્યો, એ પ્રભુથી
> બન્યું, અને આપણી નજરમાં આશ્ચર્યકારક છે.'
> *ગીતશાસ્ર ૧૧૮:૨૨-૨૩*

૪૩"એટલે જ હું તમને કહું છું કે દેવનું રાજ્ય તમારી
પાસેથી લઈ લેવામાં આવશે. અને એવા લોકોને

આપવામાં આવશે કે જેઓ દેવની ઈચ્છા પ્રમાણે રાજ્યોમાં ફળ આવશે. ૪૪જે મનુષ્ય આ પથ્થર પર પટકાશે તેના ટુકડેટુકડા થઈ જશે. અને એ પથ્થર જે વ્યક્તિ પર પડશે તેનો ભૂકો થઈ જશે."

૪૫મુખ્ય યાજકો અને ફરોશીઓએ ઈસુ પાસેથી આ દૃષ્ટાંત સાંભળ્યું અને તેઓને લાગ્યું કે ઈસુ તેમના સબંધમાં જ કહે છે. ૪૬તેઓ ઈસુને પકડવાનો રસ્તો શોધતા હતા. પણ તેઓ લોકોથી ખૂબ ડરતા હતા, કારણ લોકો ઈસુને પ્રબોધક તરીકે માનતા હતા.

### ભોજન માટે નિમંત્રણ આપેલ લોકો વિષે વાર્તા

**૨૨** ઈસુએ લોકોને સમજાવવા માટે બીજી દૃષ્ટાંત વાર્તાઓ કહીં. ૨"આકાશનું રાજય એક રાજા જેવું છે કે જેણે પોતાના દીકરાના લગ્ન પ્રસંગે ભોજન સમારંભ ગોઠવ્યો હોય. ૩રાજાએ કેટલાક માણસોને ભોજન માટે નિમંત્રણ આપ્યું. ભોજન તૈયાર થયું એટલે રાજાએ જમવા માટે લોકોને બોલાવવા તેના નોકરોને મોકલ્યા પણ લોકોએ રાજાના સમારંભમાં આવવાની ના પાડી.

૪"પછી રાજાએ બીજા વધારે નોકરો મોકલ્યા, રાજાએ નોકરોને કહ્યું, 'જે લોકોને નિમંત્રણ આપ્યું છે તેમને કહો કે ભોજન તૈયાર છે. મેં મારા સારામાં સારા બળદ અને વાછરડાંને મારીને ભોજન તૈયાર કર્યુ છે. બધુ જ તૈયાર છે માટે લગ્ન નિમિત્તેના ભોજનસમારંભમાં આવો.'

૫"નોકરો ગયા અને લોકોને ભોજન માટે આવવાનું કહ્યું, પણ લોકોએ નોકરોને સાંભળવાની ના પાડી દીધી, તેઓ પોતાના બીજા કામે ચાલ્યા ગયા. એક પોતાના ખેતરમાં કામ કરવા ચાલ્યો ગયો. જ્યારે બીજો પોતાના ધંધા પર ચાલ્યો ગયો. ૬થોડા બીજાઓએ નોકરોને પકડ્યા, તેમને માર્યા અને મારી નાંખ્યા. ૭રાજા ખૂબ ગુસ્સે થયો અને રાજાએ તેનું લશ્કર મોકલ્યું. તેઓએ પેલા લોકોને માંરી નાખ્યા. અને તેમના શહેરને બાળી નાખ્યું.

૮"પછી, રાજાએ તેના નોકરોને કહ્યું, 'લગ્નનો ભોજનસમારંભ તૈયાર છે, મેં જે લોકોને નિમંત્રણ આપ્યું છે તેઓ ભોજનસમારંભમાં આવવા માટે યોગ્ય ન હતા. ૯તેથી હવે તમે શેરીઓના ખૂણેખૂણામાં જાઓ અને જે લોકોને જુઓ તે દરેકને લગ્નના ભોજનસમારંભમાં આવવાનું કહો.' ૧૦તેથી નોકરો શેરીઓમાં ગયા. તેઓને જે લોકો મળ્યા તે દરેક સારા નરસા માણસોને લગ્નના ભોજન સમારંભમાં બોલાવી લાવ્યા. આખો ભોજનખંડ માણસોથી ભરાઈ ગયો.

૧૧"પણ જ્યારે રાજા મહેમાનોને જોવા અંદર આવ્યો ત્યારે એક માણસ તેણે જોયો કે જેણે લગ્નને લાયક કપડા પહેર્યા નહોતાં. ૧૨રાજાએ તેને પૂછયું, 'હે મિત્ર, લગ્નને લાયક વસ્ત્ર પહેર્યા વગર તું કેવી રીતે અહીંયાં આવ્યો?' પણ પેલા માણસે કાંઈ ઉત્તર આપ્યો નહિ. ૧૩એટલે રાજાએ તેના નોકરોને કહ્યું, 'આ માણસના હાથ અને પગ બાંધી દો અને તેને અંધારામાં ફેંકી દો જ્યાં લોકો રડશે અને દાંત પીસશે.'

૧૪"કેમકે આમંત્રિતો ઘણા છે પણ પસંદ કરાયેલા થોડા છે."

### ઈસુને પકડવાની કેટલાંક યહૂદી આગેવાનોની ચાલ

૧૫પછી ફરોશીઓ ઈસુ જ્યાં ઉપદેશ આપતો હતો તે જગ્યા છોડી ચાલ્યા ગયા અને એક સભા બોલાવીને ઈસુને પ્રશ્નો દ્વારા ફસાવવાનું નક્કી કર્યું. ૧૬તેથી ફરોશીઓએ કેટલાક માણસોને અને હેરોદીઓને ઈસુની પાસે મોકલ્યા. તેમણે ઈસુને પૂછયું, "ઉપદેશક, અમે જાણીએ છીએ કે, તું પ્રમાણિક છે અને કોઈની શેહશરમમાં આવ્યા વિના તું દેવના માર્ગ વિષે સાચું શિક્ષણ આપે છે. તારી પાસે બધા જ લોકો સરખા છે. ૧૭તો તું અમને કહે કે, કૈસરને કર આપવો તે શું ઉચિત છે? હા કે ના?"

૧૮ઈસુ એમનો ખરાબ ઈરાદો સમજી ગયા અને કહ્યું, "ઢોંગીઓ! તમે મને શા માટે ફસાવવા માંગો છો? ૧૯તમે જે સિક્કા દ્વારા કર ચૂકવો છો તે લાવીને મને બતાવો." તેઓએ એક દીનાર લાવીને ઈસુને બતાવ્યો. ૨૦પછી ઈસુએ તેમને પૂછયું, "આ સિક્કા પર કોનું ચિત્ર છે? અને તેના ઉપર કોનું નામ લખેલું છે?"

૨૧પછી લોકોએ કહ્યું, "આના ઉપર કૈસરનું નામ છે અને તેનું જ ચિત્ર છે."

એટલે ઈસુએ તેઓને કહ્યું, "જે કૈસરનાં છે તે કૈસરને આપી દો અને જે દેવનું છે તે દેવને આપી દો."

૨૨ઈસુની વાત સાંભળી બધા અચરત પામ્યા, અને ઈસુને છોડી ત્યાંથી ચાલ્યા ગયા.

### ઈસુને પકડવાની કેટલાંક સદૂકીઓની ચાલ

૨૩એ જ દિવસે થોડાક સદૂકીઓ ઈસુ પાસે આવ્યા (લોકો મરણમાંથી ઊભા થશે તે સદૂકીઓ માનતા નહોતા) અને સદૂકીઓએ ઈસુને પૂછયું. ૨૪"ઉપદેશક, મૂસાએ કહ્યું છે કે, જો કોઈ માણસ નિ:સંતાન મરણ પામે તો તેના ભાઈએ તેની પત્ની સાથે પરણવું જોઈએ. જેથી તેઓ બાળકો મેળવી પોતાના ભાઈ માટે વંશ

ઉપજાવે. [૨૫]એક કુટુંબમાં સાત ભાઈઓ હતા. તેમાંના મોટા ભાઈએ લગ્ન કર્યુ અને નિ:સંતાન મરણ પામ્યો, તેથી પોતાની સ્રીને બીજા ભાઈ પાસે તેડી ગયો. [૨૬]આ બીજો ભાઈ પણ નિ:સંતાન મરણ પામ્યો. પછી પેલી સ્રી ત્રીજા ભાઈની સાથે પરણી એમ સાતે ભાઈઓના સંબંધમાં આવું બન્યું. [૨૭]સૌથી છેલ્લે તે સ્રી પણ મરણ પામી. [૨૮]આ સાતે માણસો તે સ્રીને પરણ્યા, તો પછી હવે મૂએલાઓનાં પુનરુત્થાનમાં, પેલા સાતમાંથી તે કોની પત્ની થશે?"

[૨૯]ઈસુએ કહ્યું, "ધર્મલેખો અને દેવનાં પરાક્રમ વિષેના તમારા અજ્ઞાનને કારણે એ તમે સમજી શકતા નથી. [૩૦]તેઓ જ્યારે મરણમાંથી પુનરુત્થાન પામશે, ત્યારે તે બધા આકાશમાંના દૂતો જેવા હશે અને લગ્નની વાત જ નહિ હોય. [૩૧]શું પુનરુત્થાનના સંબંધમાં દેવે તમને જે કહ્યું છે તે તમે વાંચ્યું છે? [૩૨]દેવે કહ્યું, 'હું ઈબ્રાહિમનો દેવ તથા ઈસહાકનો દેવ તથા યાકૂબનો દેવ છું.'* પણ તે મૂએલાઓનો દેવ નથી. પરંતુ જીવતા લોકોનો દેવ છે."

[૩૩]ઈસુનો ઉત્તર સાંભળીને તે લોકો તેના ઉપદેશથી અચરત પામ્યા હતા.

### સહુથી મોટી આજ્ઞા કઈ છે?

[૩૪]ફરોશીઓએ જાણ્યું કે ઈસુએ પોતાના ઉત્તરથી સદૂકીઓને બોલતા બંધ કરી દીધા તેથી તેઓ એકત્ર થયા. [૩૫]એક ફરોશી જે શાસ્રી હતો. તેણે ઈસુને ફસાવવા એક પ્રશ્ન પૂછયો. [૩૬]"ઓ ઉપદેશક, નિયમશાસ્રમાં સહુથી મોટી આજ્ઞા કઈ છે?" [૩૭]ઈસુએ ઉત્તર આપ્યો; "પ્રભુ તારા દેવ પર, તું તારા પૂરા હૃદયથી, ને તારા પૂરા જીવથી અને તારા પૂરા મનથી પ્રીતી કર.'* [૩૮]આ પહેલી અને સૌથી મોટી આજ્ઞા છે. [૩૯]બીજી મોટી આજ્ઞા પણ એવી જ છે. 'તું જેવો પ્રેમ તારા પર કરે છે તેવો જ પ્રેમ તારા પડોશી પર કર.'* [૪૦]આખા નિયમશાસ્ર અને પ્રબોધકોના લખાણોનો પાયો આ બે આજ્ઞાઓમાં સમાયેલો છે. આ બે આજ્ઞાઓને પાળશો તો તમે બીજી સર્વ આજ્ઞાઓ પાળશો."

### ઈસુનો ફરોશીઓને પ્રશ્ન

[૪૧]જયારે બધા ફરોશીઓ ભેગા થયા હતા ત્યારે, ઈસુએ તેઓને પ્રશ્ન પૂછયો. [૪૨]ઈસુએ કહ્યું, "મસીહ વિષે તમે શું માનો છો? તે કોનો દીકરો છે?" તેઓએ ઉત્તર આપ્યો, "તે દાઉદનો દીકરો છે."

[૪૩]ઈસુએ તેઓને ફરીથી પ્રશ્ન કર્યો, "તો પછી પવિત્ર આત્માની પ્રેરણાથી દાઉદ તેને 'પ્રભુ' કેમ કહે છે.

[૪૪]'પ્રભુએ (દેવે) મારા પ્રભુને (ખ્રિસ્ત) કહ્યું કે: જ્યાં
સુધી તારા શત્રુઓ તારા નિયંત્રણ હેઠળ છે; ત્યાં
સુધી તું મારી જમણી બાજુ બેસ.'

*ગીતશાસ્ર ૧૧૦:૧*

[૪૫]દાઉદે તેને ખ્રિસ્ત પ્રભુ કહ્યો તો એ તેનો દીકરો કેવી રીતે હોઈ શકે?" [૪૬]ઉત્તરમાં કોઈ કશું જ બોલી શક્યા નહિ. તે સમય પછી તેઓએ બીજા પ્રશ્નો પૂછવાની કોઈએ હિંમત કરી નહિ.

### ઈસુ ધાર્મિક નેતાઓની ટીકા કરે છે

**૨૩** ઈસુએ પછી લોકોને અને તેના શિષ્યોને કહ્યું. ઈસુએ કહ્યું, [૨]"યહૂદી શાસ્રીઓને તથા ફરોશીઓને મૂસાનો ઉપદેશ તમને સમજાવવાનો અધિકાર છે. [૩]તેથી એ લોકો જે કહે તે પ્રમાણે વર્તજો અને તેમની આજ્ઞાનું પાલન કરજો. પરંતુ તે લોકો જે કરે છે તે પ્રમાણે તમે ન કરતા. હું એટલા માટે કહું છું કે, તેઓ જે ઉપદેશ આપે છે તે પ્રમાણે તેઓ પોતે વર્તતા નથી. [૪]તેઓ એવા કડક નિયમો બનાવે છે કે લોકોને પાળવા મુશ્કેલ પડે છે. તે બીજા લોકોને નિયમોનું પાલન કરવા અનુરોધ કરે છે પરંતુ તે લોકો તેમાંનો એક પણ નિયમ પાળવા પ્રયત્ન કરતા નથી.

[૫]"તેઓ સારા કામ એટલા માટે કરે છે કે લોકો તેઓને જુએ. તેઓ પવિત્ર દેખાવા માટે શાસ્ર વચનોના શબ્દો સાથેની પેટીઓ લઈ લે છે અને સ્મરણપત્રોને પહોળા બનાવે છે અને પોતાના ઝભ્ભાની ઝૂલને લાંબી કરે છે જેથી લોકો તેમને ધર્માત્મા સમજે, જુએ. [૬]આવા ફરોશીઓ અને શાસ્રીઓને જમણવારોમાં મહત્વપૂર્ણ સ્થાન પ્રાપ્ત કરવાનું ગમે છે અને સભાસ્થાનોમાં મુખ્ય સ્થાને બેસવાનુ ગમે છે. [૭]બજારમાં લોકો તેમને માન આપે તે તેમને ગમે છે અને લોકો તેમને 'ગુરુ' કહીને બોલાવે તેવુ તે ઈચ્છે છે.

[૮]"પરંતુ તમે 'ગુરુ' ન કહેવાઓ કારણ તમારો ગુરુ તો એક જ છે અને તમે બધા તો ભાઈ બહેન છો. [૯]તમારામાંથી કોઈને પણ આ પૃથ્વી પર 'પિતા' ન કહો કારણ તમારો પિતા તો એક જ છે અને તે આકાશમાં છે. [૧૦]તમે 'સ્વામી' પણ ન કહેવાઓ, કારણ તમારો

---

**'હું ઈબ્રાહિમ … દેવ છું'** નિ. ૩:૬.
**'પ્રભુ તારા દેવ … પ્રીતી કર'** પુન. ૬:૫.
**'તું જેવો … પડોશી પર કર'** લે. ૧૯:૧૮.

સ્વામી તો ફક્ત એક જ છે અને તે માત્ર ખ્રિસ્ત, જે તમારા સ્વામી છે. ૧૧તમારામાં મહત્વપૂર્ણ વ્યક્તિ એ હશે કે જે તમારો સેવક બનશે. ૧૨જે પોતાની જાતને બીજા કરતા ઊંચો કરશે તેઓને નીચા કરવામાં આવશે. અને જેઓ પોતાને નીચો કરશે તેઓને ઊંચા કરવામાં આવશે.

૧૩"હે શાસ્રીઓ અને ફરોશીઓ, તમને અફસોસ છે, તમે ઢોંગી છો, કારણ તમે આકાશના રાજયના દરવાજા લોકો માટે બંધ કરો છો. તમે પોતે આકાશના રાજયમાં પ્રવેશ કરતા નથી, અને જેઓ આકાશના રાજ્યમાં પ્રવેશ કરવા પ્રયત્ન કરે છે તેમને જવા દેતા નથી. ૧૪અરે, ઓ શાસ્રીઓ તથા ફરોશીઓ; ઢોંગીઓ, તમને અફસોસ છે! કારણ કે તમે વિધવાઓની મિલકત હડપ કરી જાઓ છો અને ઢોંગ કરીને લાંબી પ્રાર્થનાઓ કરો છો તે માટે તમને સખત સજા થશે.

૧૫"ઓ શાસ્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ છે! તમારા માર્ગોને એક વ્યકિત અનુસરે માટે તમે સમુદ્ર તથા પૃથ્વી ફરી વળો છો; જયારે તમને તે વ્યકિત મળે છે ત્યારે તમે તેને પોતા કરતાં બમણો નરકનો દીકરો બનાવો છો!

૧૬"ઓ અંધ આગેવાનો તમારી કેવી દુર્દશા થશે? તમારો નિયમ છે કે જો કોઈ પ્રભુ મંદિરના નામે સોગદ લે તો કાંઈ વાંધો નહિં, અને એ ના પાળે તો પણ ચાલે પણ મંદિરના સોનાના નામે સોગંદ લે તો પછી તેણે તેના સોગંદ પાળવા જોઈએ. ૧૭અરે ઓ અંધ મૂર્ખાઓ! વધારે મોટુ કયું સોનું કે મંદિર? 'મંદિર મોટું છે કારણ એ મંદિરને લીધે સોનું પવિત્ર બન્યું છે. ૧૮તમે એ પણ કહો છો, 'કોઈ વેદીના સોગંદ ખાય તો તે અગત્યનું નથી પરંતુ જો વેદી પર ચઢાવેલ વસ્તુના સોગંદ ખાય તો તેણે તે સોગંદ પાળવા જ જોઈએ. ૧૯અરે અંધજનો, કોણ મોટું, વેદી પર ચઢાવેલી વસ્તુ કે વેદી? જે અર્પણને પવિત્ર બનાવે છે? ૨૦તેથી જે કોઈ વેદીના સોગંદ લે છે તે તેના તથા તેના પર મૂકેલ દરેક વસ્તુના સોગંદ લે છે. ૨૧જે મંદિરના સોગંદ લે છે તે તેની સાથે મંદિરમાં રહે છે તેના પણ સોગંદ લે છે. ૨૨અને જે આકાશના સોગંદ લે છે તે દેવના રાજયાસનની સાથે એ રાજયાસન પર બેસનારના પણ સોગંદ લે છે.

૨૩"ઓ શાસ્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ છે! તમે તમારી પાસે જે કાંઈ ફુદીનાનો, સૂવાનો, તથા જીરાનો દશમો ભાગ છે તે દેવને આપો છો. પરંતુ તમે વધારે નિયમશાસ્રની મોટી વાતોનું પાલન કરતા નથી. તમે ન્યાયીકરણ, દયા અને વિશ્ર્વાસની અવગણના કરો છો. તમારે આ બીજી બાબતોની ઉપેક્ષા કર્યા વિના તમારે આ બધાનું પાલન કરવું જોઈએ. ૨૪તમે લોકોને માર્ગદર્શન આપો છો, પણ તમે પોતે જ આંધળા છો! તમે તમારા પીણામાંથી માખી દૂર કરો છો પણ ઊંટને ગળી જાઓ છો.

૨૫"અરે ઢોંગી, યહૂદી શાસ્રીઓ અને ફરોશીઓ તમને અફસોસ છે! તમે તમારી વાટકીઓ, થાળીઓ બહારથી સાફ કરી રાખો છો, પરંતુ તમે તમારા પોતાના સંતોષ માટે લોકોને છેતરીને તેની અંદર જુલમ તથા અન્યાય ભરો છો. ૨૬ઓ આંધળા ફરોશી, પહેલા તું તારા થાળી વાટકા અંદરથી સાફ કર તો તેની સાથે સાથે વાસણ બહારથી પણ સ્વચ્છ થઈ જશે.

૨૭"અરે ઢોંગી, યહૂદી શાસ્રીઓ અને ફરોશીઓ તમને અફસોસ છે! કે તમે સફેદ ધોળેલી કબર જેવા છો. કારણ કે તે બહારથી સુંદર દેખાય છે પણ અંદરથી મરણ પામેલા લોકોનાં હાડકાઓ અને બધી જ જાતનો ગંદવાડ ભરેલો છે. ૨૮એવું જ તમારા માટે છે. લોકો તમને બહારથી જુએ છે તો તમે ન્યાયી જેવા દેખાવ છો. પણ અંદરથી તો તમે ઢોંગથી ભરેલા દુષ્ટ છો.

૨૯"અરે ઢોંગી, યહૂદી શાસ્રી અને ફરોશીઓ, તમને અફસોસ છે! કે તમે પ્રબોધકો માટે કબરો બનાવો છો અને ન્યાયી લોકોની કબરો શણગારો છો. ૩૦અને કહો છો, 'જો પૂર્વજોના સમયમાં અમે હોત તો આ પ્રબોધકોને મારી નાખવા જરાપણ મદદ ન કરી હોત.' ૩૧એટલે તમે એ સ્વીકારો છો કે જે લોકોએ પ્રબોધકોને મારી નાખ્યા છે તેમના જ તમે સંતાનો છો. ૩૨તેઓના પગલે ચાલીને અને તમારા બાપદાદાઓનાં પાપ પૂરા કરશો!

૩૩"ઓ સર્પો! સર્પોના વંશ! તમે નરકના દંડમાંથી કેવી રીતે બચી શકશો! ૩૪આથી હું તમારી પાસે પ્રબોધકને તથા જ્ઞાનીઓ તથા શાસ્રીઓને મોકલું છું. તેઓમાંના કેટલાકને તમે વધસ્તંભે જડશો અને કેટલાકને મારી નાખશો. કેટલાકને તમે તમારા સભાસ્થાનોમાં કોરડા મારશો અને ગામેગામ તેઓની પાછળ પડશો. ૩૫તેથી તમે પૃથ્વી પર સારી વ્યકિતઓને મારી નાખવા માટે ગુનેગાર ઠરશો, ન્યાયી હાબેલને મારી નાખવામાં આવ્યો. તેનાથી માંડી બેરખ્યાના દીકરા ઝખરિયાને મંદિરની તથા હોમવેદીની વચ્ચે મારી નાખવામાં આવ્યો. તેથી હાબેલ અને ઝખરિયાના સમયમાં જે બધા સારા લોકો રહેતા હતા તેના મરણ માટે તમે ગુનેગાર છો. ૩૬હું તમને સાચે જ કહું છું. આ બધી વસ્તુઓ માટે આ પેઢીના લોકોને ભોગવવું જ પડશે.

### યરૂશાલેમના લોકો પર ઈસુનો ખેદ

૩૭"ઓ યરૂશાલેમ, યરૂશાલેમ! પ્રબોધકોને મારી નાખનાર અને દેવના પ્રેરિતોને પથ્થરોથી મારી નાખનાર, હું ઘણીવાર તમારાં બાળકોને ભેગા કરવા ઈચ્છતો હતો, જેમ મરઘી પોતાના બચ્ચાઓને પાંખો તળે એકઠાં કરે છે, પણ તમે એવું ઈચ્છયું નહિ. ૩૮હવે તારું મંદિર પૂરેપૂરું ઉજ્જડ થઈ જશે. ૩૯હું તને કહું છું, 'પ્રભુને નામે જે આવે છે તે આશીર્વાદિત છે'* એવું તમે નહિ કહો ત્યાં સુધી તમે મને ફરી કદી જોશો નહિ."

### મંદિરના નાશની આગાહી

**૨૪** ઈસુએ મંદિર છોડયું અને ચાલતો હતો, ત્યારે શિષ્યો તેની પાસે આવ્યા. તેઓ તેને મંદિર બતાવવા લાગ્યા. ૨ઈસુએ કહ્યું; "તમે આ બધું જુઓ છો? હું તમને સત્ય કહું છું, આ બધું તોડી પાડવામાં આવશે. એક પથ્થર પર બીજો પથ્થર રહેવા દેવામાં આવશે નહિ. અને એક એક પથ્થરને જમીનદોસ્ત કરવામાં આવશે."

૩પછી ઈસુ જૈતૂન પર્વત પર બેઠો હતો ત્યારે શિષ્યો તેની સાથે એકાંત માટે આવ્યા અને પૂછયું એ બધું ક્યારે બનશે? અને "અમને કહે કે તારા આગમનની અને જગતના અંતની નિશાનીઓ શું હશે?"

૪ઈસુએ કહ્યું, "સાવધાન રહો! તમને કોઈ ગેરમાર્ગે ન દોરે . ૫ઘણા લોકો આવશે અને મારા નામનો ઉપયોગ કરશે અને કહેશે, 'હું જ ખ્રિસ્ત છું.' અને તેઓ ઘણા લોકોને છેતરશે. ૬પણ તમે લડાઈઓ વિષે અને લડાઈઓની અફવાઓ વિષે સાંભળશો ત્યારે તમે ગભરાશો નહિ. એ બધું જ અંત પહેલા બનવાનું છે અને ભવિષ્યનો અંત હજી બાકી છે. ૭રાષ્ટ્ર બીજા રાષ્ટ્રોની સામે અને રાજ્યો બીજા રાજ્યોની વિરુદ્ધ ઊઠશે. અને એક સમય એવો આવશે કે લોકોને ખાવા માટે ખોરાક પણ નહિ હોય અને જુદા જુદા વિસ્તારોમાં ધરતીકંપ થશે. ૮પણ એ બધાં તો દુ:ખોનો આરંભ જ છે.

૯"આ સમયે તમને શિક્ષા માટે સુપ્રત કરવામાં આવશે અને તમને મારી નાંખશે કારણ કે તમે મારા શિષ્યો છો. બધા જ રાષ્ટ્રો તમારો તિરસ્કાર કરશે. ૧૦આ સમયે ઘણા લોકોનો વિશ્વાસ ડગી જશે. એકબીજાની સામે થઈ જશે અને એકબીજાનો તિરસ્કાર કરશે. ૧૧અનેક જૂઠા પ્રબોધકો નીકળી પડશે અને તેઓ ઘણાને આડે માર્ગે દોરી જશે. ૧૨અનિષ્ટ સર્વત્ર પ્રસરશે. પરિણામે ઘણાનો પ્રેમ ઠંડો પડી જશે. ૧૩પરંતુ જે કોઈ અંત સુધી ટકશે તે જ તારણ પામશે. ૧૪દેવના રાજ્યની સુવાર્તા આખા વિશ્વમાં બધી જ જાતિના લોકોને સંભળાવવામાં આવશે. ત્યારે અંત આવશે.

૧૫"જેના વિષે દાનિયેલ પ્રબોધકે કહેલું છે કે, 'એ ભયાનક વિનાશકારી વસ્તુને તમે પવિત્ર જગ્યામાં (મંદિર) ઊભેલી જુઓ." (વાંચક તેનો અર્થ સમજી લે) ૧૬"ત્યારે જેઓ યહૂદિયામાં રહે છે તેઓને પહાડો તરફ ભાગી જવું પડશે. ૧૭જેઓ ઘરના છાપરાં પર હોય તેઓએ ઘરમાં સરસામાન લેવા જવું નહિ. ૧૮જેઓ ખેતરોમાં હોય તેમણે પોતાના કપડાં લેવા પાછા ઘરે જવું નહિ. ૧૯એ દિવસોમાં જે ગર્ભવતી સ્રીઓ હશે, અને જેને ધાવણાં બાળકો હશે તેમને માટે દુ:ખદાયક દિવસ હશે. ૨૦પ્રાર્થના કરો કે તમારે શિયાળાનાં દિવસોમાં કે વિશ્રામવારે ભાગવું ના પડે. ૨૧એ દિવસોમાં એવી મોટી આપત્તિ આવશે કે સૃષ્ટિ રચી ત્યારથી અત્યાર સુધી કદી આવી નથી. અને ભવિષ્યમાં એવી આપત્તિ આવશે નહિ. ૨૨આ ભયંકર આપત્તિના દિવસો લોકોને ખાતર ઓછા કરવામાં આવશે. જો તેમ ન થયું હોત તો કોઈ માણસ બચી શકત નહિ. પરંતુ દેવના પસંદ કરાયેલા માણસો માટે જ આ દિવસો ઘટાડવામાં આવશે. ૨૩ત્યારે તમને જો કોઈ કહે કે જુઓ, અહીં 'ખ્રિસ્ત' છે અથવા તે અહીં છે તો તેનો વિશ્વાસ કરશો નહિ. ૨૪કેમ કે જૂઠા ખ્રિસ્ત તથા જૂઠા પ્રબોધકો ઊભા થશે. અને એવા અદભૂત ચમત્કારો તથા અદભૂત કૃત્યો કરી બતાવશે કે જો બની શકે તો દેવના પસંદ કરેલા લોકોને પણ તેઓ ભુલાવશે. ૨૫જુઓ, આ વાત તમને અગાઉથી બતાવું છું માટે સાવધ રહેજો.

૨૬"તેથી કોઈ તમને કહે; 'ખ્રિસ્ત પેલી ઉજ્જડ ભૂમીમાં છે!' પણ તે ઉજ્જડ પ્રદેશમાં ખ્રિસ્તને જોવા જશો નહિ. કોઈ કહે, 'ખ્રિસ્ત અમુક ઘરમાં છે તો તે તમે માનશો નહિ. ૨૭જયારે માણસનો દીકરો આવશે ત્યારે આકાશમાં પૂર્વથી પશ્ચિમે ઝબકારા જેવું થશે જે દરેક માણસ જોઈ શકશે. તે પ્રમાણે માણસનો દીકરો પ્રગટ થશે. ૨૮જ્યાં મડદાં હશે, ત્યાં ગીધો ભેગાં થશે.

૨૯"એ દિવસોમાં જયારે વિપત્તિ દૂર થશે કે તરત જ:

'સૂરજ અંધકારરૂપ થઈ જશે, અને ચંદ્ર તેનું
અજવાળું આપશે નહિ. અને તારાઓ
આકાશમાંથી ખરી પડશે. આકાશમાં બધું જ ધ્રુજી
ઊઠશે.'

*યશાયા ૧૩:૧૦; ૩૪:૪,૫*

૩૦"એ સમયે, માણસના દીકરાના આવવાના સંકેત આકાશમાં જોવા મળશે, તે વખતે પૃથ્વી પરના બધા જ

**'પ્રભુને નામે ... આશીર્વાદિત છે'** ગી.શા. ૧૧૮:૨૬.

લોકો વિલાપ કરશે અને માણસના દીકરાને પરાક્રમ અને મોટા મહિમાસહિત આકાશના વાદળોમાં આવતો જોશે. ૩૧માણસનો દીકરો પોતાના દૂતોને પૃથ્વીની ચારે બાજુ મોકલવા મોટા અવાજથી રણશિંગડું ફૂકશે. દૂતો પૃથ્વીના દરેક ભાગમાંથી પસંદ કરેલા માણસોને ભેગા કરશે.

૩૨"અંજીર પરથી બોધપાઠ લો, જ્યારે તેની ડાળી કુમળી હોય છે અને પાંદડાં ફૂટવા લાગે છે ત્યારે તમે સમજી શકો છો કે ઉનાળો પાસે આવ્યો છે. ૩૩એ જ પ્રમાણે, જ્યારે તમે આ બધા જ બનાવો બનતા જુઓ, ત્યારે જાણી લેવું કે એ સમય નજીક આવી રહ્યો છે અને આવવાની તૈયારી છે. ૩૪હું તમને સત્ય કહું છું કે આ પેઢીનાં લોકોના જીવતાં જ આ બધી જ ઘટના બનશે. ૩૫આખી દુનિયા, પૃથ્વી અને આકાશનો નાશ થશે, પણ મેં તમને જે શબ્દો કહ્યાં છે તેનો કદી વિનાશ નહિ થાય!

### સમય તો ફક્ત દેવ જાણે છે

૩૬"પણ એ દિવસ અને કલાક વિષે કોઈ જાણતું નથી. આકાશના દૂતો કે દીકરો કોઈ જાણતું નથી. ફક્ત તે બાપ જ જાણે છે. ૩૭નૂહના સમયમાં બન્યું એવું જ માણસના દીકરાના આગમન સમયે બનશે. ૩૮જળપ્રલય થયો તે પહેલા લોકો ખાતાપીતા અને પરણાવતા, આ બધુ જ નૂહ વહાણ પર ન ચઢયો ત્યાં સુધી બનતું રહ્યું. ૩૯જળપ્રલય થયો અને બધાને તાણીને લઈ ગયો, ત્યાં સુધી ખબર ન પડી, માણસના દીકરાને આવવાનું થશે, ત્યારે આવું જ બનશે. ૪૦એ સમયે ખેતરમાં કામ કરતાં બે માણસોમાંથી એકને ઉઠાવી લેવાશે અને બીજો ત્યાં જ છોડી દેવાશે. ૪૧આ સમયે ઘંટી ચલાવતી બે સ્ત્રીઓમાંથી એક સ્ત્રીને ત્યાંથી ઊઠાવી લેવામાં આવશે અને બીજીને ત્યાંજ પાછળ રહેવા દેવામાં આવશે.

૪૨"એટલે તમે લોકો સાવધ રહો, કારણ કે તમારો પ્રભુ ક્યારે આવે છે તે તમે જાણતા નથી. ૪૩યાદ રાખો કે, જો ઘરના માલિકે જાણ્યું હોત કે ચોર કયા સમયે આવશે તો તે માલિક સજાગ રહેત અને ચોરને ઘરમાં પ્રવેશ કરવા ન દેત. ૪૪એટલે તમારે પણ તૈયાર રહેવું જોઈએ કારણ માણસનો દીકરો ગમે તે સમયે આવશે, જયારે તમને ખબર પણ નહિ પડે.

૪૫"માલિક પોતાના ઘરના સર્વને નિયત સમયે ખાવાનું આપવા જેને પોતાના ઘરના સેવકો પર અધિકારી નીમે છે એવો શાણો અને વિશ્વાસુ સેવક કોણ છે? ૪૬માલિક જ્યારે આવે ત્યારે જે સેવક આ કામ કરતો દેખાશે તે માણસ સુખી થશે. ૪૭હું તમને સત્ય કહું છું. એવા વફાદાર માણસને માલિક પોતાની તમામ મિલ્કતનો કારભારી બનાવશે. ૪૮પણ જો નોકર દુષ્ટ હશે અને વિચારશે કે મારા માલિક તરત જ પાછા નથી આવવાના. ૪૯પછી તે પોતાના સાથીદાર સેવકોને મારપીટ કરશે. અને તે સેવક બીજા લોકો સાથે તેની જેમ ખાવા પીવા લાગશે. ૫૦પણ તે ચાકરનો માલિક એવો ઓચિંતો આવી પહોંચશે કે તેને તે દિવસની કદી આશા નહિં હોય અને તે સમય વિષે તે જાણતો નહિ હોય. ૫૧એનો સ્વામી એને ખરાબ રીતે સજા કરશે અને ઢોંગીઓ વચ્ચે તેનું સ્થાન નિશ્ચિત કરશે. જ્યાં લોકો રુદન કરતાં હશે. દુ:ખની પીડાથી દાંત પીસતાં થશે.

### દશ કુમારિકાઓની વાર્તા

**૨૫** "એ દિવસે આકાશનું રાજ્ય દશ કુમારિકાઓ પોતાના વરને મળવા મશાલ લઈને નીકળી હોય તેના જેવું હશે. ૨એમાંથી પાંચ મૂર્ખ હતી. અને પાંચ વિચારશીલ હતી. ૩મૂર્ખ કુમારિકાઓ જ્યારે પોતાની મશાલો લઈને આવી ત્યારે તેમની સાથે વધારાનું તેલ લીધું નહિ. ૪વિચારશીલ કુમારિકાઓ પાસે તેમની મશાલો સાથે બરણીમાં વધારાનું તેલ હતું. ૫વરને આવતાં ઘણી વાર લાગી એટલામાં બધી જ કુમારિકાઓ થાકી ગઈ અને ઊંઘવા લાગી.

૬"મધ્યરાત્રીએ કોઈકે જાહેરાત કરી કે, 'વરરાજા આવી રહ્યો છે! તો ચાલો આપણે તેને મળવા જઈએ!'

૭"પછી બધી જ કુમારિકાઓ જાગી ગઈ ને પોતાની મશાલો તૈયાર કરી. ૮પણ મૂર્ખ કુમારિકાઓએ વિચારશીલ કુમારિકાઓને કહ્યું: 'અમને તમારું થોડું તેલ આપો. અમારી મશાલો હોલવાઈ જાય છે.'

૯"સમજુ કુમારિકાઓએ કહ્યું, 'ના! કદાચ અમારી પાસે જે તેલ છે તે તમને તથા અમને પુરું નહિ પડે માટે તમે તેલ વેચનારા પાસે જાઓ અને પોતપોતાના માટે થોડું ખરીદી લાવો.'

૧૦"તેથી તે કુમારિકાઓ તેલ ખરીદવા ગઈ. એટલામાં વરરાજા આવી પહોંચ્યો. જે કુમારિકાઓ તૈયાર હતી, તેઓ તેની જોડે લગ્નનાં જમણમાં પહોંચી ગઈ અને પછી બારણાં બંધ કરવામાં આવ્યાં.

૧૧"પછી પેલી બીજી કુમારિકાઓ આવી અને બહાર ઊભી રહીને કહેવા લાગી, 'સ્વામી, હે સ્વામી, બારણાં ઉઘાડો અને અમને અંદર આવવા દો.'

૧૨"પણ વરરાજાએ ઉત્તર આપ્યો, 'હું તમને સત્ય કહું છું, હું તમને જાણતો નથી.'

૧૩"તેથી હંમેશા તૈયાર રહો, તમને ખબર નથી, માણસનો દીકરો ક્યા દિવસે અને કયા સમયે આવશે.

### ત્રણ નોકરોની વાર્તા

૧૪"આકાશનું રાજય એવી વ્યકિત જેવું છે કે કોઈ વ્યકિત બીજા દેશના પ્રવાસે જતી વખતે તેના નોકરોને બોલાવીને કહે છે કે આ મારી સંપત્તિ, હું જાઉં તે દરમિયાન તમે સાચવજો. ૧૫તેણે એકને ચાંદીના સિક્કા ભરેલી પાંચ થેલીઓ આપી, બીજાને બે અને ત્રીજા ને એક, તેણે દરેકને તેમની શકિત અનુસાર આપી; પ્રવાસ કરવા ચાલી નીકળ્યો. ૧૬જેને ચાંદીના સિક્કાની પાંચ થેલીઓ આપી હતી તે ત્યાંથી ચાલી નીકળ્યો અને એણે તરત જ તે પૈસાનું બીજે રોકાણ કર્યુ. અને બીજી પાંચ થેલી કમાયો. ૧૭જેને બે થેલીઓ મળી હતી તેણે પણ બીજે રોકાણ કર્યું અને બે થેલી કમાઈ લીધી. ૧૮પણ જે નોકરને એક જ થેલી આપી હતી તે ગયો અને જમીનમાં ખાડો ખોદી પોતાના માલિકના પૈસાની થેલી જમીનમાં દાટી દીધી.

૧૯"ઘણા સમય પછી તે માલિક પાછો આવ્યો અને નોકરોને પૂછયું કે તેઓએ તેના પૈસાનું શું કર્યુ. ૨૦જેને પાંચ થેલી આપવામાં આવી તેણે બીજી વધારાની પાંચ થેલી લાવી તેના માલિકને આપી અને કહ્યું, 'તેં મારા પર વિશ્વાસ મૂક્યો તેથી તે પાંચ થેલીઓનો બીજી પાંચ થેલીઓ કમાવવા મેં ઉપયોગ કર્યો.'

૨૧"માલિકે કહ્યું, 'તું ખૂબ સારો વિશ્વાસ રાખવા લાયક નોકર છે. તેં થોડા પૈસાનો સારો ઉપયોગ કર્યો છે, તેથી હું તને આના કરતાં પણ વધારે વસ્તુ સાચવવા આપીશ. આવ, અને મારા સુખનો ભાગીદાર બન.'

૨૨"પછી જેને બે થેલીઓ આપવામાં આવી હતી, તે માલિક પાસે આવ્યો અને નોકરે કહ્યું, 'માલિક તેં મને બે થેલી ભરેલા પૈસા આપ્યા હતા, મેં આ બંને થેલીના પૈસાનો ઉપયોગ કર્યો છે અને હું બીજી બે થેલીઓ વધારે કમાયો છું.'

૨૩"માલિકે કહ્યું, 'તેં બરાબર કર્યુ છે. તું ખૂબ જ સારો નોકર છે અને તું વિશ્વાસ રાખવા લાયક છે. તેં થોડા પૈસાનો ખૂબ સારો ઉપયોગ કર્યો એટલે હું તને આનાં કરતા પણ વધારે અધિકાર આપીશ, આવ અને મારી સાથે સુખમાં ભાગીદાર થા.'

૨૪"પછી જેને એક થેલી આપવામાં આવી હતી, તે નોકર માલિક પાસે આવ્યો અને માલિકને કહ્યું, "હું જાણું છું કે તું ખૂબ જ કડક માણસ છે. તેણે કહ્યું, 'જ્યાં તેં નથી વાવ્યું, ત્યાંથી ફસલ લણનાર, અને જ્યાં તેં નથી વેર્યુ ,ત્યાંથી એકઠું કરનાર છે. ૨૫તેથી મને ખૂબ જ બીક લાગી અને તારી પૈસાની થેલી લઈને હું ગયો અને જમીનમાં છુપાવી દીધી. તેં મને જે ચાંદીના સિક્કાની થેલી આપી હતી, તે પાછી લે.'

૨૬"માલિકે કહ્યું, 'તું દુષ્ટ અને આળસુ નોકર છે! તું કહે છે, 'જ્યાં મેં નથી વાવ્યું ત્યાંથી હું ફસલ લણું છું અને જ્યાં નથી વેર્યુ ત્યાંથી એકઠું કરુ છું.' ૨૭તો મારું ધન તેં બેન્કમાં કેમ ન મૂકયું? જો બેન્કમાં પૈસા મૂક્યાં હોત તો મને વ્યાજ સાથે પાછા મળત.'

૨૮"તેથી માલિકે બીજા નોકરોને કહ્યું આની પાસેથી પૈસાની એક થેલી લઈ લો અને જેની પાસે દશ થેલી છે તેને આપી દો. ૨૯દરેક વ્યકિતની પોતાની પાસે જે છે તેનો તે યોગ્ય ઉપયોગ કરશે તો તેને વધુ આપવામાં આવશે. અને જેને તેની જરૂરિયાત છે તેનાથી પણ અધિક પ્રાપ્ત કરશે અને જેની પાસે છે, તેનો યોગ્ય ઉપયોગ નહિ કરે તો તેની પાસેથી બધું જ છીનવી લેવામાં આવશે. ૩૦તેથી માલિકે કહ્યું, 'આ નકામા નોકરને બહારના અંધકારમાં ફેંકી દો જ્યાં લોકો રુદન કરે છે અને દાંત પીસે છે.'

### માણસનો દીકરો બધા લોકોનો ન્યાય કરશે

૩૧"માણસનો દીકરો ફરીથી આવશે. તે ભવ્ય મહિમા સાથે તેના બધા જ દૂતો સાથે આવશે અને તે રાજા તરીકે મહિમાના રાજયાસન પર બીરાજશે. ૩૨વિશ્વના બધા જ લોકો માણસના દીકરાની આગળ ભેગા થશે. માણસનો દીકરો પછી બધા જ લોકોને બે ભાગમાં વહેંચી નાખશે. જેમ ઘેટાંપાળક ઘેટાં બકરાંને જુદા પાડે છે. ૩૩માણસનો દીકરો ઘેટાંને (સારા લોકો)પોતાની જમણી બાજુ મૂકશે અને બકરાંને (ખરાબ લોકો) ડાબી બાજુ રાખશે.

૩૪"પછી તે રાજા, જમણી બાજુ બેસનારા સારા માણસોને કહેશે, આવો, મારા બાપના આશીર્વાદિતો આવો, અને જે રાજ્ય જગતનો પાયો નાખતા પહેલા તમારા માટે અગાઉથી જ તૈયાર કરવામાં આવ્યુ છે તે પ્રાપ્ત કરો. ૩૫તમને આ રાજ્ય મળ્યું છે કારણ હું ભૂખ્યો હતો ત્યારે તમે મને ખાવાનું આપ્યું હતું, તરસ્યો હતો ત્યારે તમે મને કાંઈક પીવા આપ્યું હતું. અને જ્યારે હું એકલો ભટકતો હતો ત્યારે તમે મને ઘેર બોલાવ્યો હતો. ૩૬હું વસ્ત્ર વગરનો હતો ત્યારે તમે મને કાંઈક પહેરવાં આપ્યું હતું. હું માંદો હતો ત્યારે તમે મારી

ચાકરી કરી હતી, હું જેલમાં હતો, ત્યારે તમે મને મળવા આવ્યા હતા.'

૩૭"પછી સારા માણસો ઉત્તર આપશે. 'પ્રભુ, અમે ક્યારે તને ભૂખ્યો જોયો અને ભોજન આપ્યું? અમે ક્યારે તને તરસ્યો જોયો અને તને કાંઈક પીવા આપ્યું? ૩૮અમે તને ક્યારે એકલો જોયો અને ઘરથી દૂર ફરતા જોયો? અને અમે તને અમારે ઘેર ક્યારે બોલાવ્યો? અમે તને વસ્ત્ર વગર ક્યારે જોયો અને તને કોઈક વસ્ત્ર પહેરવા આપ્યું? ૩૯અમે તને ક્યારે માંદો જોયો? અમે તને ક્યારે જેલમાં જોયો અને તારી મુલાકાત લીધી?'

૪૦"પછી રાજા ઉત્તર આપશે, 'હું તમને સત્ય કહું છું. તમે મારા લોકોમાંના એકના માટે અહીં જે બધું કર્યું તે બધું તમે મારા માટે જ કર્યુ.'

૪૧"પછી રાજા તેની ડાબી બાજુ બેઠેલા માણસોને કહેશે. મારી પાસેથી જે અગ્નિ સદાને માટે સળગે છે ત્યાં ચાલ્યા જાઓ. તમે શાપિત છો, શેતાન તથા તેના દૂતો માટે જે સર્વકાલિક અગ્નિ તૈયાર કરેલો છે તેમાં પડો અને, ૪૨આજ તમારી સજા છે. કારણ હું ભૂખ્યો હતો ત્યારે તમે મને કશું જ ખાવાનું આપ્યું નહોતું અને જ્યારે હું તરસ્યો હતો ત્યારે તમે મને કાંઈ પીવા આપ્યું નહોતું. ૪૩હું જ્યારે ઘરથી દૂર હતો અને ફરતો હતો, ત્યારે તમે મને ઘરમાં બોલાવ્યો નહોતો. વસ્ત્ર વગર નગ્ન હતો, પરંતુ તમે મને વસ્ત્ર પહેરવા આપ્યા નહોતા. હું બિમાર હતો અને કારાવાસ ભોગવતો હતો ત્યારે તમે મારી સેવા કરી નહોતી.'

૪૪"પછી લોકો પણ ઉત્તરમાં પૂછશે, 'હે પ્રભુ, અમે તને ભૂખ્યો, તરસ્યો, એકલો, વસ્ત્ર વગર, બિમાર અથવા બંદી ક્યારે જોયો? અને અમે તને મદદ ના કરી?'

૪૫"પછી રાજા ઉત્તરમાં કહેશે, 'હું તમને સત્ય કહું છું, કે તમે અહીં મારા લોકોમાંના કોઈને પણ ના પાડી તે મને ના પાડી બરાબર છે.'

૪૬"પછી તે દુષ્ટ માણસો ત્યાંથી ચાલ્યા જશે અને તેઓને સદાને માટે સજા થશે. અને પછી સારા લોકો અનંતજીવનમાં જતા રહેશે."

### યહૂદી આગેવાનોની ઈસુને મારી નાખવાની યોજના

**૨૬** ઈસુએ આ બધી બાબતો કહેવાનું પૂરુ કર્યા પછી તેણે તેના શિષ્યોને કહ્યું, ૨"તમે જાણો છો કે બે દિવસ બાદ પાસ્ખાપર્વ છે. તે દિવસે માણસના દીકરાને વધસ્તંભ પર મારી નાખવા માટે દુશ્મનોને સુપ્રત કરવામાં આવશે."

૩પ્રમુખ યાજકનું નામ કાયાફા હતું, પછી મુખ્ય યાજકો અને લોકોના વડીલો પ્રમુખ યાજકની કચેરીમાં ભેગા મળ્યા. ૪તે સભામાં તેઓએ ઈસુની ધરપકડ કરવાનો રસ્તો શોધવા પ્રયત્ન કર્યો. તેઓએ કપટનો ઉપયોગ કરીને, ઈસુને પકડવાની અને મારી નાખવાની યોજના કરી. ૫સભામાંના માણસોએ કહ્યું, "આપણે પાસ્ખાપર્વ દરમિયાન ઈસુને પકડી શકીએ નહિ, આપણા લોકો ગુસ્સે થાય અને ગરબડનું કારણ ઊભું થાય તેમ ઈચ્છતા નથી."

### એક સ્ત્રી કંઈક વિશિષ્ટ કરે છે

૬ઈસુ બેથનિયામાં હતો. તે સિમોન નામના કોઢિના ઘરમાં હતો. ૭જ્યારે ઈસુ ત્યાં હતો, એક સ્ત્રી તેની પાસે આવી. તેની પાસે સંગેમરમરની ખૂબ કિંમતી અત્તરથી ભરેલી શીશી હતી. તે સ્ત્રીએ ઈસુ જયારે જમતો હતો ત્યારે તેના માથા પર અત્તર રેડ્યું.

૮શિષ્યોએ આ જોયું અને તેઓ તે સ્ત્રી પર ગુસ્સે થયા. તે શિષ્યોએ પૂછયું, "આ અત્તરનો બગાડ શા માટે? ૯કારણ કે આ અત્તર ઘણા મૂલ્યે વેચી શકાત અને પૈસા ગરીબ લોકોને આપી શકાત."

૧૦પણ શું બન્યું છે તે ઈસુએ જાણ્યું. ઈસુએ કહ્યું, "આ સ્ત્રીને તમે શા માટે સતાવો છો? તેણીએ મારા માટે સારું કામ કર્યુ છે. ૧૧ગરીબ લોકો તમારી સાથે હંમેશા હશે પણ હું સદા તમારી સાથે નહિ હોઉં. ૧૨આ સ્ત્રીએ મારા શરીર પર અત્તર રેડ્યું. તેણીએ મારા મરણ પછી મારી દફનક્રિયાની તૈયારી માટે ર્ક્યુ છે. ૧૩હું તમને સત્ય કહું છું, આખી દુનિયાના લોકોને તે સુવાર્તા જણાવાશે. અને દરેક જગ્યાએ જ્યાં તે સુવાર્તા કહેવામાં આવશે ત્યાં આ સ્ત્રીએ જે ર્ક્યુ છે તે પણ જણાવાશે અને લોકો તેણીને યાદ કરશે."

### યહૂદા ઈસુનો દુશ્મન બને છે

૧૪પછી બાર શિષ્યોમાંનો એક મુખ્ય યાજકો પાસે કહેવા ગયો. આ ઈશ્કરિયોત નામનો યહૂદા તે શિષ્ય હતો. ૧૫યહૂદાએ કહ્યું, "હું તમને ઈસુ સુપ્રત કરીશ. તમે મને આ કરવા માટે શું આપશો?" યહૂદાને યાજકે ૩૦ ચાંદીના સિક્કાઓ આપ્યા. ૧૬તે સમય પછી યહૂદાએ ઈસુને યાજકોને સોંપવા માટેના ઉત્તમ સમયની રાહ જોવા માંડી.

### ઈસુનું પાસ્ખાપર્વનું ભોજન

૧૭બેખમીર રોટલીના પ્રથમ દિવસે શિષ્યો ઈસુ પાસે આવ્યા. તે શિષ્યોએ કહ્યું ,"અમે તારા માટે પાસ્ખા

પર્વના ભોજન માટે બધી તૈયારી કરીશું. અમે ભોજનની
તૈયારી ક્યાં કરીએ? તારી શી ઈચ્છા છે?"
૧૮ઈસુએ કહ્યું; "શહેરમાં જાવ, હું જે માણસને જાણું
છું એવા માણસ પાસે જાવ. ઉપદેશક કહે છે તે તેને
કહો. 'પસંદ કરાયેલો નિયત સમય નજીક છે. હું તારા
ઘેર મારા શિષ્યો સાથે પાસ્ખાપર્વનું ભોજન કરીશ.'"
૧૯શિષ્યોએ આજ્ઞાનું પાલન કર્યુ અને ઈસુએ તેઓને
જે કરવા માટે કહ્યું તે કર્યુ. તેઓએ પાસ્ખાપર્વનું ભોજન
તૈયાર કર્યુ.
૨૦સાંજે ઈસુ મેજ પાસે તેના બાર શિષ્યો સાથે બેઠો
હતો. ૨૧તેઓ બધા જમતા હતા. પછી ઈસુએ કહ્યું, "હું
તમને સત્ય કહું છું. તમારા બારમાંનો એક જે અહીં છે
તે મને જલ્દીથી દુશ્મનોને સુપ્રત કરશે."
૨૨શિષ્યો આ સાંભળીને ઘણા દિલગીર થયા. દરેક
શિષ્યોએ ઈસુને કહ્યું, "પ્રભુ, ખરેખર હું તે એક નથી!"
૨૩ઈસુએ કહ્યું, "જે એક જણે મારી સાથે તેનો હાથ
વાટકામાં ઘાલ્યો છે તે જ વ્યક્તિ મારી વિરુદ્ધ જશે.
૨૪પણ તે વ્યક્તિને અફસોસ છે જેની મારફતે માણસના
દીકરાને મારી નાખવા સુપ્રત કરાયો છે. શાસ્ત્રનું લખાણ
કહે છે કે આ બનશે. પરંતુ જે માણસના દીકરાને મારી
નાખવા માટે સોંપે છે. તે વ્યક્તિનું ઘણું ખરાબ થશે. જો
તે માણસ જન્મ્યો ના હોત તો તેને માટે સારું હોત."
૨૫પછી યહૂદાએ ઈસુને કહ્યું, "ઉપદેશક, ચોક્કસ હું
તારી વિરુદ્ધ જઈશ નહિ." (યહૂદા તે એક છે જે ઈસુને
તેના દુશ્મનોને સોંપશે.)
ઈસુએ ઉત્તર આપ્યો, "હા તું તે જ છું."

## પ્રભુનું ભોજન

૨૬જ્યારે તેઓ જમતા હતા ત્યારે, ઈસુએ થોડી રોટલી
લીધી અને રોટલી માટે દેવનો આભાર માની તેના
ભાગ પાડ્યા અને તેના શિષ્યોને રોટલી આપી, ઈસુએ
કહ્યું, "આ રોટલી લો અને તે ખાઓ. આ રોટલી મારું
શરીર છે."
૨૭પછી ઈસુએ એક દ્રાક્ષારસનો પ્યાલો લીધો. તે
માટે દેવનો આભાર માન્યો. અને તે તેના શિષ્યોને
આપ્યો. ઈસુએ કહ્યું, "તમારામાંના દરેક જણ આ પીઓ.
૨૮આ દ્રાક્ષારસ મારું લોહી છે. નવા કરારનું એ મારું
લોહી (મરણ) છે જે પાપીઓને માફીના અર્થે ઘણાઓને
માટે વહેવડાવામાં આવ્યું છે. ૨૯હું તમને આ કહું છું કે:
જયાં સુધી આપણે મારા પિતાના રાજયમાં ભેગા મળીશું
નહિ ત્યાં સુધી હું ફરીથી આ દ્રાક્ષારસ પીશ નહિ. તે
દ્રાક્ષારસ નવો હશે. ત્યારે હું તમારી સાથે ફરીથી પીશ."
૩૦બધા શિષ્યોએ ગીત ગાયું. પછી તેઓ જૈતુનના
પહાડ પર ગયા. ૩૧ઈસુએ શિષ્યોને કહ્યું, "આજે રાત્રે
તમે મારા કારણે તમારો વિશ્વાસ ગુમાવશો.
શાસ્ત્રલેખમાં લખેલું છે.

'હું ઘેટાંઓના પાળકને મારીશ, અને ઘેટાંઓ દૂર
ભાગી જશે.'

*ઝખાર્યા ૧૩:૭*

૩૨પણ મારા મરણ પછી, હું મરણમાંથી સજીવન
થઈશ. પછી હું ગાલીલમાં જઈશ. તમારા ત્યાં જતાં
પહેલા હું ત્યાં હોઈશ."
૩૩પિતરે ઉત્તર આપ્યો, "તારા કારણે બીજાઓ કદાચ
વિશ્વાસ ગુમાવે પણ હું મારો વિશ્વાસ કદી ગુમાવીશ
નહિ."
૩૪ઈસુએ ઉત્તર આપ્યો, "હું તને સત્ય કહું છું,
આજે રાત્રે તું કહીશ તું મને ઓળખતો નથી. મરઘાના
બોલતા પહેલા તું આ ત્રણ વાર કહીશ."
૩૫પરંતુ પિતરે ઉત્તર આપ્યો, "જો કે મારે તારી સાથે
મરવું પડે તો પણ હું તારો નકાર નહિ કરું!" અને બીજા
શિષ્યોએ પણ એમ જ કહ્યું.

## ઈસુ એકલો પ્રાર્થના કરે છે

૩૬પછી ઈસુ તેના શિષ્યો સાથે ગેથશેમા નામની
જગ્યાએ ગયો. ઈસુએ તેના શિષ્યોને કહ્યું, "જ્યારે હું
ત્યાં જાઉં અને પ્રાર્થના કરું ત્યાં સુધી તમે અહી બેસો."
૩૭ઈસુએ પિતર અને ઝબદીના બંને દીકરાઓને તેની
સાથે લીધા. પછી તે શોકાતુર અને દુ:ખી થયો. ૩૮ત્યારે
તે તેઓને કહે છે, "મારું હૃદય દુ:ખથી ભાંગી પડે છે.
મારી સાથે અહીં જાગતા રહો અને રાહ જુઓ."
૩૯પછી ઈસુ તેઓથી થોડે દૂર ચાલ્યો ગયો. અને
ઈસુએ ઊંધે મોઢે પડીને એવી પ્રાર્થના કરી કે; "ઓ
મારા બાપ, જો શક્ય હોય તો મને આ દુ:ખનો પ્યાલો
આપીશ નહિ, પરંતુ તારી ઈચ્છા પ્રમાણે કર, મારી ઈચ્છા
પ્રમાણે નહિ." ૪૦પછી ઈસુ પાછો તેના શિષ્યો પાસે
ગયો. ઈસુએ તેના શિષ્યોને ઊંઘતા દીઠા. ઈસુએ પિતરને
કહ્યું, "તમે લોકો મારી સાથે એક કલાક માટે પણ જાગતા
રહી શકતા નથી? ૪૧જાગતા રહો, અને પ્રાર્થના કરો કે
તમે પરીક્ષણમાં ન આવો. તમારો આત્મા જે સાચું છે તે
કરવા ઈચ્છે છે. પણ તમારું શરીર અબળ છે."
૪૨પછી ઈસુ બીજી વાર દૂર ગયો અને પ્રાર્થના કરી,
"મારા બાપ, મારી પાસેથી જો દર્દ ભરી સ્થિતિ દૂર ન

કરી શકાય અને જો મારે તે કરવું જોઈએ તો પછી હું પ્રાર્થના કરું છું કે તું જે ઈચ્છે છે તે પ્રમાણે થાય."

૪૩પછી ઈસુ શિષ્યો પાસે ગયો. ઈસુએ ફરીથી તેમને ઊંઘતા દીઠા. તેઓની આંખો ખૂબ થાકેલી હતી. ૪૪તેથી ઈસુ તેઓ પાસેથી ખસી ગયો અને તેમનાથી દૂર ગયો અને પહેલાંની માફક તે જ શબ્દોમાં ત્રીજી વખત પ્રાર્થના કરી. ૪૫પછી ઈસુ શિષ્યો પાસે પાછો ગયો અને કહ્યું, "હજુ પણ તમે ઊંઘો છો અને આરામ કરો છો? માણસના દીકરાને પાપી લોકોને સુપ્રત કરવાનો સમય આવ્યો છે. ૪૬ઊભા થાઓ! આપણે જવું જોઈએ. અહીં તે માણસ આવે છે જે મને મારા દુશ્મનોને સુપ્રત કરશે."

### ઈસુ પકડાય છે

૪૭ઈસુ હજી બોલતો હતો ત્યારે યહૂદા ત્યાં આવ્યો. યહૂદા બાર શિષ્યોમાંનો એક હતો. આ લોકો મુખ્ય યાજકો તથા લોકોના વડીલોમાંથી મોકલવામાં આવ્યા હતા. યહૂદાની સાથેના આ લોકો પાસે તલવારો અને લાકડીઓ હતી. ૪૮યહૂદાએ લોકોને આ માણસ ઈસુ છે તે બતાવવા કંઈક યોજના કરી હતી. યહૂદાએ કહ્યું; "હું જે માણસને ચૂમીશ તે જ ઈસુ છે; તેને પકડી લેજો." ૪૯તેથી યહૂદા ઈસુ પાસે ગયો અને કહ્યું, "રાબ્બી સલામ!" યહૂદા ઈસુને ચૂમ્યો.

૫૦ઈસુએ કહ્યું, "મિત્ર, તું જે કરવા આવ્યો છું તે કર."

પછી તે માણસો આવ્યા અને ઈસુ પર હાથ નાખીને તેને પકડી લીધો. ૫૧ઈસુની સાથેના શિષ્યોમાંના એકે લાંબો હાથ કરીને પોતાની તલવાર કાઢી. આ શિષ્યે મુખ્ય યાજકના નોકર પર હુમલો ર્ક્યો અને કાન કાપી નાખ્યો.

૫૨ઈસુએ તે માણસને કહ્યું, "તારી તલવાર પાછી તેની જગ્યાએ મૂકી દે. જે લોકો તલવારનો ઉપયોગ કરે છે તેઓ તલવાર વડે મારી નંખાશે. ૫૩તમે ખરેખર જાણો છો કે મારા બાપ પાસે માંગણી કરું તો તે દૂતોની બાર ફોજ કરતાં વધારે આપી શકે. ૫૪પરંતુ ધર્મલેખોમાં કહ્યું છે તેથી એવું જ થવું જોઈએ."

૫૫પછી ઈસુએ બધા લોકોને કહ્યું, "તમે તલવારો અને લાકડીઓ લઈને હું અપરાધી હોઉં તે રીતે મને પકડવા આવ્યા છો? હું હંમેશા મંદિરમાં બેસીને બોધ આપતો હતો. તમે ત્યાં મને પકડ્યો નહિ. ૫૬પરંતુ આ બધી ઘટનાઓ બની. તેથી પ્રબોધકોના લેખ પૂર્ણ થયા." પછી ઈસુના બધા શિષ્યો તેને છોડીને દૂર નાસી ગયા.

### યહૂદી આગેવાનો સમક્ષ ઈસુ

૫૭ઈસુને જે માણસોએ પકડ્યો હતો તેઓ તેને પ્રમુખ યાજક કાયાફા પાસે દોરી ગયા. શાસ્રીઓ અને વડીલ યહૂદી નેતાઓ ત્યાં ભેગા થયા હતા. ૫૮પિતર ઈસુ પાછળ ગયો, પણ તે ઈસુની નજીક આવ્યો નહિ. પિતર પ્રમુખ યાજકના ઘરની ઓસરી સુધી ઈસુની પાછળ આવ્યો. તે અંદર ગયો અને ચોકીદારો સાથે બેઠો. પિતર જોવા ઈચ્છતો હતો કે અંતમાં ઈસુનું શું થશે.

૫૯મુખ્ય યાજકો અને સમગ્ર ન્યાયી સભાએ ઈસુની વિરુદ્ધ કંઈ શોધવાનો પ્રયત્ન કર્યો, જેથી તેઓ તેને મારી નાખી શકે. તેઓએ લોકોને જૂઠી સાક્ષી કહેવડાવવા માટે પ્રયત્ન કર્યો કે ઈસુએ ખોટું કર્યુ છે. ૬૦ઘણા લોકો આવ્યા અને ઈસુ વિષે ખોટી વાતો કહી. પરંતુ સભાને ઈસુને મારી નાખવા માટે સાચું કારણ મળ્યું નહિ, પછી બે માણસો આવ્યા અને કહ્યું, ૬૧"આ માણસે (ઈસુએ) કહ્યું છે કે, 'હું દેવના મંદિરનો નાશ કરી શકુ છું અને ફરીથી ત્રણ દિવસમાં બાંધી શકુ છું.'"

૬૨પછીથી પ્રમુખ યાજક ઊભો થયો અને તેણે ઈસુને કહ્યું, "આ લોકોએ તારી વિરુદ્ધ કહ્યું છે. તારી વિરુદ્ધમાં મુકાયેલા આક્ષેપો વિષે તારે કંઈક કહેવું છે? શું આ લોકો સાચું કહે છે?" ૬૩પણ ઈસુએ કંઈજ કહ્યું નહિ. ફરીથી પ્રમુખ યાજકે ઈસુને કહ્યું, "હવે હું તને સોગંદ દઉં છું હું તને જીવતા દેવના અધિકારથી અમને સાચું કહેવા હુકમ કરું છું. અમને કહે, શું તું દેવનો દીકરો ખ્રિસ્ત છે?"

૬૪ઈસુએ કહ્યું, "હા, હું છું. ભવિષ્યમાં તમે માણસના દીકરાને દેવની જમણી બાજુએ બેઠેલો જોશો અને તમે માણસના દીકરાને આકાશના વાદળા પર આવતો જોશો."

૬૫જ્યારે પ્રમુખ યાજકે આ સાંભળ્યું, ત્યારે તે ઘણો ગુસ્સે થયો. તેણે તેનાં વસ્રો ફાડી નાંખ્યાં. અને કહ્યું, "હવે વધુ સાબિતીની જરૂર નથી, તમે બધાએ હમણા જ દેવ વિરુદ્ધ બોલતાં સાંભળ્યો. ૬૬તમે શું વિચારો છો?"

યહૂદીઓએ ઉત્તર આપ્યો, "તે અપરાધી છે, અને તે મરણજોગ છે."

૬૭પછી ત્યાં લોકો ઈસુના ચહેરા પર થૂંક્યા અને તેઓએ તેને મૂક્કીઓ મારી. બીજા લોકોએ ઈસુને થબડાકો મારી. ૬૮તેઓએ કહ્યું, "ઓ ખ્રિસ્ત! અમને કહે તને કોણે માર્યું!"

### પિતરનું ઈસુને હુ ઓળખું છું કહેતાં ડરવું

૬૯તે સમયે, પિતર પરસાળમાં બેઠો હતો. એક સેવિકા

પિતર પાસે આવી. તેણે કહ્યું, "તું પણ ગાલીલના ઈસુની જોડે હતો."

૭૦પણ પિતરે કહ્યું કે, તે ઈસુ સાથે કદી હતો નહિ. તેણે ત્યાં બધા લોકોને આ કહ્યું. પિતરે કહ્યું, "તમે કોના વિષે વાત કરો છો તે હું જાણતો નથી." ૭૧પછી પિતરે પરસાળ છોડી, દરવાજા આગળ બીજી એક સેવિકાએ તેને જોયો. તેણે ત્યાં લોકોને કહ્યું "આ માણસ ઈસુ નાઝારી સાથે હતો."

૭૨ફરીથી, પિતરે દેવના સોગંદ ખાઈને કહ્યું કે તે ઈસુ સાથે કદી ન હતો. પિતરે કહ્યું, "દેવના સોગંદ પૂર્વક કહું છુ કે હું આ માણસ ઈસુને ઓળખતો નથી!"

૭૩થોડીવાર પછી ત્યાં ઊભેલા કેટલાક લોકો પિતર પાસે ગયા અને કહ્યું, "અમે જાણીએ છીએ કે ઈસુને અનુસરનારા તે લોકોમાંનો તું એક છે કારણ કે તું જે રીતે વાત કરે છે તે જ બતાવે છે. તેના આધારે અમે આ કહીએ છીએ."

૭૪પછી પિતરે શાપ આપવાનું શરૂ કર્યુ. તેણે દઢતાથી કહ્યું, "હું દેવના સમ ખાઉં છું કે હું આ માણસને ઓળખતો નથી." પિતરના આમ કહ્યા પછી મરઘો બોલ્યો. ૭૫પછી ઈસુએ તેને જે કહ્યું હતું, તે પિતરને યાદ આવ્યુ, "મરઘો બોલતા પહેલા તું ત્રણ વાર કહીશ કે તું મને ઓળખતો નથી." પછી પિતર બહાર ગયો અને ધ્રુસકે ધ્રુસકે રડયો.

### ઈસુને પિલાત હાકેમ પાસે સુપ્રત કરવા લઈ જાય છે

૨૭ બીજા દિવસની વહેલી સવારે, બધા મુખ્ય યાજકો અને લોકોના વડીલો ભેગા થયા અને ઈસુને મારી નાખવાની યોજના કરી. ૨તેઓએ ઈસુને સાંકળોએ બાંધ્યો. પછી તેને લઈ જઈને પિલાત હાકેમને સુપ્રત કર્યો.

### યહૂદાનું પોતાની જાતે મરણ પામવું

૩યહૂદાએ જોયું કે તેઓએ ઈસુને મારી નાખવાનું નક્કી કર્યુ છે. યહૂદા ઈસુને તેના દુશ્મનોને સોંપનારાઓમાંનો એક હતો. જ્યારે યહૂદાએ શું બન્યું તે જોયું ત્યારે તેણે જે કંઈ કર્યું હતું તે માટે ઘણો દિલગીર થયો. તેથી તે મુખ્ય યાજકો તથા વડીલ આગેવાનો પાસે ૩૦ ચાંદીના સિક્કા પાછા લાવ્યો. ૪યહૂદાએ કહ્યું, "મેં પાપ કર્યુ છે, મેં એક નિર્દોષ માણસને મારી નાખવા આપ્યો છે."

યહૂદી આગેવાનોએ ઉત્તર આપ્યો, "અમને કોઈ ચિંતા નથી! તે પ્રશ્ન તારો છે, અમારો નથી."

૫તેથી યહૂદાએ પૈસા મંદિરમાં ફેંક્યા. પછી યહૂદાએ તે સ્થળ છોડ્યું અને પોતે જાતે લટકીને ફાંસો ખાધો.

૬મુખ્ય યાજકોએ મંદિરમાંથી ચાંદીના સિક્કા ઊંચકી લીધા. તેઓએ કહ્યું, "અમારો કાયદો આ પૈસાને મંદિરના ભંડારમાં રાખવાની પરવાનગી આપતો નથી, કારણ કે આ પૈસા માણસના મરણ માટે આપવામાં આવ્યા છે." ૭તેથી તેઓએ એક ખેતર જે કુંભારના ખેતરના નામે ઓળખાય છે તે આ પૈસાથી ખરીદવાનું નક્કી કર્યુ. જે લોકો યરૂશાલેમની મુલાકાતે આવતાં મરણ પામતાં તેઓને માટે દફનાવવાની જગ્યા તરીકે તે ખેતર ઉપયોગમાં લેવાશે. ૮તેના કારણે હજુ પણ તે લોહીના ખેતર તરીકે ઓળખાય છે. ૯તેથી પ્રબોધક યર્મિયાએ જે કહ્યું તે આ રીતે વચન પૂરું થયું:

"તેઓએ ૩૦ ચાંદીના સિક્કા લીધા. તેના જીવન માટે યહૂદી લોકોએ આ કિંમત ઠરાવેલી હતી. ૧૦તેઓએ તે ૩૦ ચાંદીના સિક્કાઓનો કુંભારનું ખેતર ખરીદવા માટે ઉપયોગ કર્યો. પ્રભુએ તેનો મને હુકમ કર્યો હતો."

### હાકેમ પિલાત ઈસુને પ્રશ્ન કરે છે

૧૧ઈસુ હાકેમ પિલાત સમક્ષ ઊભો રહ્યો. પિલાતે તેને પ્રશ્નો પૂછયાં, તેણે કહ્યું, "શું તું યહૂદીઓનો રાજા છે?"

ઈસુએ ઉત્તર આપ્યો, "હા, હું છું."

૧૨જ્યારે મુખ્ય યાજક અને વડીલ યહૂદી આગેવાનોએ ઈસુ પર આરોપો મૂક્યા. તેણે કંઈ જ કહ્યું નહિ.

૧૩તેથી પિલાતે ઈસુને કહ્યું, "તું આ લોકોને તારી આ બધી બાબતો માટે આરોપ મૂકતા સાંભળે છે, તું શા માટે ઉત્તર આપતો નથી?"

૧૪પરંતુ ઈસુએ પિલાતને ઉત્તરમાં કંઈ જ કહ્યું નહિ. આથી પિલાત ઘણો જ આશ્ચર્યચકિત થયો.

### પિલાત ઈસુને મુક્ત કરવાના પ્રયત્નમાં નિષ્ફળ

૧૫પ્રતિ વર્ષ પાસ્ખાપર્વના સમયે હાકેમ કેદમાંથી એક વ્યક્તિને મુક્ત કરતો. હંમેશા લોકો જે વ્યક્તિને ઈચ્છે તેને મુક્ત કરવામાં આવતો. ૧૬તે સમયે ત્યાં કેદમાં એક માણસ હતો જે ઘણો કુખ્યાત હતો. તેનું નામ બરબ્બાસ હતું. ૧૭બધા લોકો પિલાતને ઘરે ભેગા થયા. પિલાતે લોકોને કહ્યું, "હું તમારા માટે એક માણસને મુક્ત કરીશ. તમે કયા માણસને મારી પાસે મુક્ત કરાવવા ઈચ્છો છો? બરબ્બાસ કે, ઈસુ જે ખ્રિસ્ત કહેવાય છે

તેને?" ૧૮પિલાતે જાણ્યું કે લોકોએ ઈસુને અદેખાઈને
કારણે તેને સોંપ્યો.

૧૯પિલાત જ્યારે ન્યાયાસન પર બેઠો હતો ત્યારે તેણે
આ બાબતો કહીં. જ્યારે તે ત્યાં બેઠો હતો ત્યારે તેની
પત્નીએ તેને સંદેશો મોકલ્યો. સંદેશામાં કહ્યું, "તે માણસ
(ઈસુ) સાથે કંઈ જ કરીશ નહિ, તે માણસ નિર્દોષ છે.
આજે મને તેના વિષે સ્વપ્ન આવ્યું હતું, અને તેનાથી
મને ઘણું દુઃખ થયું."

૨૦પરંતુ મુખ્ય યાજકો અને વડીલ યહૂદી નેતાઓએ
લોકોને સમજાવ્યા કે બરબ્બાસને મુક્ત કરવો અને
ઈસુને મારી નાખવા વિનંતી કરો.

૨૧પિલાતે કહ્યું, "મારી પાસે બરબ્બાસ અને ઈસુ છે.
મારી પાસેથી આ બેમાંથી તમારા માટે કોને મુક્ત કરાવવા
ઈચ્છો છો?"

લોકોએ ઉત્તર આપ્યો, "બરબ્બાસને!"

૨૨પિલાતે પૂછયું,"તો જે એક ખ્રિસ્ત કહેવાય છે,
મારે તેની સાથે શું કરવું જોઈએ?"

પણ બધા લોકોએ ઉત્તર આપ્યો, "તેને વધસ્તંભ
પર મારી નાખો!"

૨૩પિલાતે પૂછયું, "તમે શા માટે મારી પાસે તેને
મારી નંખાવવા ઈચ્છો છો? તેણે શું ખોટું કર્યુ છે?"

પરંતુ બધા લોકોએ મોટે સાદે બૂમો પાડવાનું ચાલું
રાખ્યું, "તેને વધસ્તંભ પર મારી નાખો!"

૨૪પિલાતે જોયું કે લોકોનો વિચાર બદલવા માટે તે
કંઈ કરી શકે તેમ નથી અને તેણે જોયું કે લોકો બેચેન
થઈ રહ્યા હતા. તેથી પિલાતે થોડું પાણી લઈને હાથ
ધોયા. જેથી તે બધા લોકો જોઈ શકે. પછી પિલાતે કહ્યું,
"હું આ માણસના મરણ માટે દોષિત નથી. તમે જ
તેમાંના એક છો જે તે કરી રહ્યા છો!"

૨૫બધા લોકોએ ઉત્તર આપ્યો, "અમે તેના મરણ
માટે જવાબદાર છીએ. અમે અમારી જાત માટે, તથા
અમારા બાળકો માટે તેના મરણ માટેની કોઈ પણ
શિક્ષાનો સ્વીકાર કરીએ છીએ."

૨૬પિલાતે તેમના માટે બરબ્બાસને મુક્ત કર્યો. પિલાતે
કેટલાક સૈનિકને ઈસુને ચાબુક વડે મારવા કહ્યું. પછી
પિલાતે ઈસુને વધસ્તંભ પર મારી નાખવા માટે સૈનિકોને
સુપ્રત કર્યો.

## પિલાતના સૈનિકો ઈસુની ઠઠ્ઠા મશ્કરી કરે છે

૨૭પછી પિલાતના સૈનિકો ઈસુને હાકેમના મહેલમાં
લાવ્યા. બધા સૈનિકો ઈસુને આજુબાજુ ઘેરી વળ્યા.
૨૮સૈનિકોએ ઈસુનાં વસ્ત્રો ઉતારી નાખ્યાં અને લાલ
ઝભ્ભો તેને પહેરાવ્યો. ૨૯પછી સૈનિકો મુગટ બનાવવા
માટે કાંટાળી ડાળીઓનો ઉપયોગ કર્યો. તેઓએ આ
કાંટાનો મુગટ ઈસુનાં માથા પર મૂક્યો, અને તેના જમણાં
હાથમાં તેઓએ એક લાકડી મૂકી. પછી તે સૈનિકો ઈસુ
આગળ નમ્યા અને તેની મશ્કરી કરવા લાગ્યા. તેઓએ
કહ્યું, "ઓ યહૂદીઓના રાજા, સલામ!" ૩૦સૈનિકો ઈસુ
પર થૂંક્યા. પછી તેઓએ તેની લાકડી લીધી અને તેને
માથામાં ઘણી વાર મારી. ૩૧તેઓએ ઈસુની મશ્કરી
કરી રહ્યા પછી, સૈનિકોએ ઝભ્ભો ઉતારી લીધો અને
ફરીથી તેને તેનાં પોતાનાં કપડાં પહેરાવ્યા. પછી તેઓ
ઈસુને વધસ્તંભે જડવા માટે દૂર લઈ ગયા.

## વધસ્તંભ પર ઈસુનું મરણ

૩૨સૈનિકો ઈસુ સાથે શહેરની બહાર જતા હતા. તે
સૈનિકોએ બીજા માણસને ઈસુનો વધસ્તંભ લઈ જવા
દબાણ કર્યુ. આ માણસનું નામ કુરેનીનો સિમોન હતું.
૩૩તેઓ ગુલગુથા નામના સ્થળે આવ્યા. (ગુલગુથાનો
અર્થ ખોપરીની જગ્યા). ૩૪ગુલગુથામાં, સૈનિકોએ ઈસુને
દ્રાક્ષારસ પીવા માટે આપ્યો. તે દ્રાક્ષારસમાં સરકો
ભેળવેલો હતો. ઈસુએ દ્રાક્ષારસ ચાખ્યો પરંતુ તે પીવાની
ના પાડી. ૩૫સૈનિકોએ ઈસુને વધસ્તંભે જડ્યો. પછી
તેઓએ તેનાં લૂગડાં કોને મળે તે માટે સિક્કા ઉછાળ્યા.
૩૬સૈનિકો ત્યાં બેઠા અને ઈસુની ચોકી કરવા લાગ્યા.
૩૭સૈનિકોએ તેના વિરુદ્ધનું તહોમતનામું ઈસુના માથા
પર મૂક્યું, તેમાં લખેલું હતુ: "આ ઈસુ છે, જે યહૂદીઓનો
રાજા છે." ૩૮બે લૂટારાઓને ઈસુની બાજુમાં વધસ્તંભ
પર જડ્યા હતા. એક લૂટારાને ઈસુની જમણી બાજુએ
અને બીજાને ડાબી બાજુએ રાખ્યો હતો. ૩૯ઈસુની
બાજુમાંથી પસાર થતા લોકો તેની મશ્કરી કરતાં હતા.
લોકોએ તેમના માથાં હલાવ્યા. ૪૦અને કહ્યું, "તેં કહ્યું
હતું કે મંદિરનો નાશ કરીને તેને ત્રણ દિવસમાં બાંધી
શકે છે. તેથી તારી જાતને બચાવ! જો તું ખરેખર દેવનો
દીકરો હોય તો વધસ્તંભ પરથી નીચે ઉતર!"

૪૧મુખ્ય યાજકો, શાસ્ત્રીઓ અને વડીલો યહૂદી
આગેવાનો પણ ત્યાં હતા. આ માણસો પણ બીજા લોકોની
જેમ ઈસુની મશ્કરી કરતાં હતા. ૪૨તેઓએ કહ્યું, "તેણે
બીજા લોકોને બચાવ્યા, પણ તે તેની જાતને બચાવી
શકતો નથી. લોકો કહે છે તે ઈઝરાએલનો રાજા છે.
(યહૂદીઓનો) જો તે રાજા હોય તો તેને હવે વધસ્તંભ
પરથી નીચે આવવું જોઈએ. પછી અમે તેનામાં વિશ્વાસ
મૂકીશું. ૪૩તેણે દેવમાં વિશ્વાસ મૂકયો છે. દેવ તેને
ખરેખર ઈચ્છતો હોય તો દેવને તેનો છૂટકારો કરવા

દો. તેણે તેની જાતે કહ્યું છે કે; "હું દેવનો દીકરો છું."
૪૪અને તે જ રીતે, લૂંટારાઓ જે ઈસુની નજીક વધસ્તંભ પર મારી નંખાવા લટકાવવામાં આવ્યાં હતા તેમણે પણ ઈસુની મશ્કરી કરી.

### ઈસુ મરણ પામે છે

૪૫મધ્યાહને આખા દેશમાં અંધકાર છવાઈ ગયો. આ અંધકાર ત્રણ કલાક ચાલુ રહ્યો.
૪૬લગભગ ત્રણ વાગે ઈસુએ મોટા અવાજ સાથે બૂમ પાડી કે "એલી, એલી, લમા શબકથની?" આનો અર્થ છે, "મારા દેવ, મારા દેવ, તેં મને શા માટે એકલો છોડી દીધો?"

૪૭ત્યાં ઊભા રહેલા કેટલાક લોકોએ આ સાંભળ્યું. લોકોએ કહ્યું, "તે એલિયાને બોલાવે છે."
૪૮લોકોમાંના એકે ઝડપથી દોડીને એક વાદળી લીધી અને તેણે વાદળીને સરકાથી ભરી અને તે વાદળીને લાકડી સાથે બાંધી. પછી તેણે તે લાકડીનો ઉપયોગ કરીને ઈસુને વાદળી ચૂસવા માટે આપી.
૪૯પણ બીજા લોકોએ કહ્યું, "તેની (ઈસુ) ચિંતા કરશો નહિ. અમને જોવા દો કે એલિયા એને છોડાવવા આવે છે કે કેમ."

૫૦ફરીથી ઈસુએ મોટા સાદે બૂમ પાડી. પછી તે મરણ પામ્યો.

૫૧જ્યારે ઈસુ મરણ પામ્યો, ત્યારે મંદિરનો પડદો ઉપરથી નીચે બે ભાગમાં ફાટી ગયો. પડદો ટોચ પરથી શરૂ થઈ અને તે નીચે સુધી ફાટી ગયો અને ધરતી પણ કાંપી અને ખડકો ફાટી ગયા.
૫૨બધી કબરો ઉઘડી અને દેવના સંતોમાંના ઘણા જે મરણ પામ્યા હતા, તે ઊભા થયા.
૫૩ઈસુના મરણમાંથી ઊઠયા બાદ પેલા લોકો પવિત્ર શહેર (યરૂશાલેમ) માં ગયા અને ઘણા લોકોએ તેને જોયો.

૫૪લશ્કરના અમલદારો અને તેના માણસો જે ઈસુની ચોકી કરતા હતા તેમણે ધરતીકંપ અને આ બધું થયેલું જોયું. તે ઘણા બીહી ગયા હતા અને કહ્યું, "ખરેખર તે દેવનો દીકરો હતો!"

૫૫ઘણી સ્ત્રીઓ વધસ્તંભથી દૂર ઊભી રહીને જોતી હતી. આ સ્ત્રીઓ ઈસુ સાથે ગાલીલમાંથી આવી હતી. અને તેની સેવા કરતી હતી.
૫૬તેઓમાં મગ્દલાની મરિયમ, યાકૂબ તથા યોસેની મા મરિયમ, તથા ઝબદીના પુત્રોની મા હતી.

### પ્રભુ ઈસુનું દફન

૫૭તે સાંજે યૂસફ નામનો એક ધનવાન યરૂશાલેમમાં આવ્યો. અરિમથાઈના શહેરમાંથી યૂસફ ઈસુનો એક શિષ્ય હતો.
૫૮યૂસફ પિલાત પાસે ગયો અને ઈસુનો દેહ તેને આપવા કહ્યું. પિલાતે ઈસુનો દેહ યૂસફને આપવા માટે સૈનિકોને હુકમ કર્યો.
૫૯યૂસફે દેહ લીધા પછી શણના સફેદ વસ્ત્રોમાં વીંટાળ્યો.
૬૦યૂસફે ઈસુના દેહને એક નવી કબરમાં મૂકયો. યૂસફે એક ખડકની દિવાલમાં તે કબર ખોદી હતી. પછી તેણે એક મોટા પથ્થરને ગબડાવી પ્રવેશદ્વારને ઢાંકી દીધું. આ પ્રમાણે કર્યા પછી યૂસફ ચાલ્યો ગયો.
૬૧મગ્દલાની મરિયમ અને મરિયમ નામની બીજી સ્ત્રી કબરની નજીક બેઠી હતી.

### ઈસુની કબરની ચોકી

૬૨તે દિવસ સિદ્ધિકરણ દિવસ કહેવાતો હતો. બીજે દિવસે મુખ્ય યાજકો અને ફરોશીઓ પિલાત પાસે ગયા.
૬૩તેઓએ કહ્યું, "સાહેબ, અમે યાદ કરીએ છીએ કે, જ્યારે તે ઠગ જીવતો હતો ત્યારે તે કહેતો હતો કે ત્રણ દહાડા પછી હું મરણમાંથી સજીવન થઈશ.'
૬૪તેથી ત્રણ દહાડા સુધી કબરની ચોકી કરવાનો હુકમ કર. તેના શિષ્યો આવે અને કદાચ લાશને ચોરી જાય. પછી તેઓ લોકોને કહેશે કે તે મરણમાંથી સજીવન થયો છે. આ ભૂલ તેઓએ પહેલા તેના વિષે જે કહ્યું હતું તેનાં કરતાં વધારે ખરાબ હશે."

૬૫પિલાતે કહ્યું, "થોડાક સૈનિકો લઈ જાવ અને જાઓ અને તમે જે ઉત્તમ રીત જાણતા હોય તે રીતે કબરની ચોકી કરો."
૬૬તેથી તેઓ બધા કબર પાસે ગયા અને તેને ચોકીદારોથી સુરક્ષિત કરી. તેઓએ કબરના મુખ પર મોટો પથ્થર મૂકી સીલ માર્યું અને ત્યાં રક્ષણ માટે ચોકીદારો મૂક્યા.

### ઈસુ મરણમાંથી સજીવન થયાના સમાચાર

૨૮ વિશ્રામવાર* પૂર્ણ થયા પછી અઠવાડિયાના પ્રથમ દિવસની વહેલી સવારે મગ્દલાની મરિયમ તથા બીજી મરિયમ કબર તરફ નજર કરવા આવી.

૨તે સમયે ત્યાં ભયંકર ધરતીકંપ થયો અને પ્રભુનો એક દૂત આકાશમાંથી ઉતર્યો અને કબરના પ્રવેશદ્વાર આગળથી પથ્થર ગબડાવી તેના ઉપર બેઠો.
૩તેનો ચહેરો વીજળી જેવો ચમકતો હતો. અને તેનાં કપડાં બરફ જેવાં ઉજળાં હતાં.
૪જે સિપાઈઓ કબરનો પહેરો ભરી

---

**વિશ્રામવાર** યહૂદી સપ્તાહનો સાતમો દિવસ, યહૂદીઓ માટે આ ખાસ ધાર્મિક દિવસ છે.

રહ્યા હતા તે ભયના માર્યા કાંપવા લાગ્યા અને જાણે મરણ પામ્યા હોય તેવા થઈ ગયા.

[5]પછી દૂતે પેલી સ્ત્રીઓને કહ્યું, "ગભરાશો નહિ, હું જાણું છું કે વધસ્તંભે જડાયેલા ઈસુની તમે શોધમાં નીકળ્યા છો. [6]પણ ઈસુ અહીં નથી, તેણે કહ્યું હતું તે પ્રમાણે તે ઊઠયો છે, આવો, તેનું શરીર જ્યાં પડ્યું હતું તે જગ્યા જુઓ. [7]અને હવે જલદી જાવ અને તેના શિષ્યોને કહો: 'ઈસુ મરણમાંથી ઊઠયો છે. અને તે ગાલીલ જશે. ત્યાં તેને મળો.' મારે જે કહેવાનું હતું તે આ છે. તમારા પહેલાં એ ત્યાં હશે. તમે તેને ત્યાં ગાલીલમાં જોશો. પછી દૂતે કહ્યું: "મેં તમને કહ્યું તે યાદ રાખો."

[8]સ્ત્રીઓ તરત જ કબર પાસેથી પાછી વળી. તેઓનાં હૃદય ભય અને આનંદની લાગણી અનુભવતાં હતાં. તેના શિષ્યોને જે કાંઈ બન્યું તેનો સંદેશો આપવા દોડી ગઈ. [9]તેઓ દોડતી જતી હતી, એવામાં તેઓએ ઈસુને ઉભેલો જોયો. ઈસુએ તેઓને કુશળતા પાઠવી. તેઓએ ઈસુના પગ પકડી તેનું ભજન કર્યુ. [10]પછી ઈસુએ તેમને કહ્યું, "ગભરાશો નહિ, જાઓ અને મારા ભાઈઓને (શિષ્યો) ગાલીલ જવા કહો. તેઓ મને ત્યાં જોશે."

### યહૂદી આગેવાનોને ઘટનાની જાણ

[11]સ્ત્રીઓ (શહેરમાં) શિષ્યોને માહિતી આપવા જતી હતી ત્યારે કબરની ચોકી કરનારા સૈનિકોએ શહેરમાં મુખ્ય યાજકો પાસે જઈને જે કાંઈ બન્યું હતું તે બધું જ તેમને કહ્યું. [12]યહૂદી આગેવાનો તથા વડીલોએ એકઠા મળી એક યોજના બનાવી. અને સૈનિકોને મોટી લાંચ આપી. [13]તેઓએ સૈનિકોને કહ્યું, "લોકોને જઈને કહો કે અમે ઊંઘતા હતા ત્યારે ઈસુના શિષ્યો રાત્રે આવી ઈસુના શબને ચોરીને જતા રહ્યાં. [14]તમારી આ વાત હાકેમ જાણશે તો અમે તેને સમજાવીશું, અને તમને કશુંજ નહિ થવા દઈએ." [15]સૈનિકોએ પૈસા લઈ લીધા અને તેઓને સમજાવ્યા પ્રમાણે વાત વહેતી મૂકી. આ વાત યહૂદીઓમાં ફેલાઈ ગઈ અને આજે પણ એ વાત યહૂદીઓમાં ચાલતી આવે છે.

### ઈસુની પોતાના શિષ્યો સાથે વાતચીત

[16]પછી અગિયાર શિષ્યો ગાલીલ પહોંચ્યા અને ઈસુએ કહ્યું હતું ત્યાં પહાડ પર પહોંચી ગયા. [17]તેઓએ જ્યારે ઈસુને જોયો ત્યારે તેનું ભજન કર્યુ. પણ તે ખરેખર ઈસુ હતો કે કેમ? તે બાબતની કેટલાકને શંકા થઈ. [18]ઈસુ તેમની પાસે આવ્યો અને કહ્યું, "આકાશ અને પૃથ્વી પર સર્વ અધિકાર (સત્તા) મને આપવામાં આવ્યો છે. [19]તેથી તમે બધા જ દેશોમાં જાઓ અને સર્વ લોકોને મારા શિષ્યો બનાવો, બાપ તથા દીકરા તથા પવિત્ર આત્માના નામે તેઓને બાપ્તિસ્મા આપો. [20]મેં તમને જે જે આજ્ઞા આપી છે તે પ્રમાણે તેઓને તે આજ્ઞાઓનું પાલન કરવાનું શીખવતા જાઓ અને જુઓ, જગતના અંતકાળ પર્યંત સદાય હું તમારી સાથે છું."

# માર્કની લખેલી સુવાર્તા

### ઈસુનુ આગમન

૧ દેવના દીકરા, ઈસુ ખ્રિસ્ત વિષેની સુવાર્તાનો
આરંભ. ૨યશાયા પ્રબોધકે જે કહ્યું છે તે થશે.
યશાયાએ લખ્યું છે:

> "ધ્યાનથી સાંભળો! હું (દેવ) મારા દૂતને તારી
> આગળ મોકલીશ. તે તારા માટે માર્ગ તૈયાર કરશે."
>
> *માલાખી ૩:૧*

> ૩ "ત્યાં એક વ્યક્તિ છે જે રેતીના રણમાં પોકાર કરે
> છે: 'પ્રભુ માટે માર્ગ તૈયાર કરો. તેના રસ્તા સીધા
> કરો.'"
>
> *યશાયા ૪૦:૩*

૪તેથી યોહાન બાપ્તિસ્ત આવ્યો અને રણપ્રદેશમાં
લોકોને બાપ્તિસ્મા આપતો હતો. તેણે લોકોને કહ્યું કે જો
તેઓ તેમના જીવનમાં પરિવર્તન ઈચ્છતા હોય તો તે
બતાવવા માટે બાપ્તિસ્મા* પામો પછી તેમનાં પાપો
માફ કરવામાં આવશે. ૫યહૂદિયા દેશના અને
યરૂશાલેમના બધા લોકો યોહાન પાસે આવવા નીકળ્યા.
આ લોકોએ કરેલાં પાપોની કબૂલાત કર્યા પછી યર્દન
નદીમાં તેઓ યોહાન દ્વારા બાપ્તિસ્મા પામ્યા. ૬ઊંટના
વાળમાંથી બનાવેલાં વસ્રો યોહાન પહેરતો હતો. યોહાન
તેની કમરે એક ચામડાનો પટ્ટો બાંધતો હતો. તે તીડો
તથા જંગલી મધ ખાતો હતો. ૭યોહાન લોકોને જે ઉપદેશ
આપતો હતો તે આ છે: "મારા કરતાં જે વધારે મહાન
છે તે મારી પાછળ આવે છે. હું તો તેના ઘૂંટણે પડવા
તથા તેના જોડાની દોરી છોડવા માટે પણ યોગ્ય નથી.
૮મેં તમારું પાણીથી બાપ્તિસ્મા કર્યું. પણ જે વ્યક્તિ
આવે છે તે તમારું પવિત્ર આત્માથી બાપ્તિસ્મા કરશે."

### ઈસુનું બાપ્તિસ્માં

૯તે વખતે ઈસુ ગાલીલના નાસરેથથી જ્યાં યોહાન
હતો તે જગ્યાએ આવ્યો. યોહાને યર્દનની નદીમાં ઈસુને
બાપ્તિસ્મા આપ્યુ. ૧૦જ્યારે ઈસુ પાણીમાંથી બહાર
આવતો હતો ત્યારે તેણે આકાશ ઊઘડેલું જોયું. પવિત્ર
આત્મા ઈસુ પર કબૂતરની જેમ આવ્યો. ૧૧આકાશમાંથી
એક અવાજ આવ્યો અને કહ્યું; "તું મારો પુત્ર છે અને
હું તને ચાહું છું. હું તારા પર ઘણો પ્રસન્ન થયો છું."

### ઈસુનું પરીક્ષણ

૧૨પછીથી આત્માએ ઈસુને રણમાં મોકલ્યો. ૧૩ઈસુ
રણમાં ૪૦ દિવસો રહ્યો હતો. તે ત્યાં જંગલી પશુઓ
સાથે હતો. જ્યારે ઈસુ રણમાં હતો ત્યારે શેતાનથી તેનું
પરીક્ષણ થયું હતું. અને દૂતોએ આવીને ઈસુની સેવા
કરી.

### ઈસુ કેટલાક શિષ્યોની પસંદગી કરે છે

૧૪આ પછી, યોહાનને બંદીખાનામાં મૂકવામાં આવ્યો
હતો. ઈસુ ગાલીલમાં ગયો અને દેવ તરફથી સુવાર્તા
પ્રગટ કરી. ૧૫ઈસુએ કહ્યું, "હવે નિશ્ચિત સમય આવી
પહોચ્યો છે. દેવનું રાજ્ય નજીક છે. પસ્તાવો કરો અને
દેવની સુવાર્તામાં વિશ્વાસ કરો!"

૧૬ઈસુ ગાલીલના સરોવરની બાજુમાં ચાલતો હતો
ત્યારે ઈસુએ સિમોન* અને સિમોનના ભાઈ
આંન્દ્રિયાને જોયો. આ બંને માણસો માછીમારો હતા,
અને તેઓ માછલા પકડવા સરોવરમાં જાળ નાખતા
હતાં. ૧૭ઈસુએ તેમને કહ્યું, "મારી પાછળ આવો, ને હું
તમને એક જુદા પ્રકારના માછીમારો બનાવીશ. તમે
લોકોને ભેગા કરવાનું કામ કરશો, માછલીઓ નહિ."
૧૮તેથી સિમોન અને આંન્દ્રિયાએ તેઓની જાળો છોડી
દીધી અને ઈસુની પાછળ ગયા.

૧૯ઈસુએ ગાલીલ સરોવરની બાજુમાં ચાલવાનું ચાલું
રાખ્યું. તેણે ત્યાં બે વધારે ભાઈઓ, ઝબદીનો દીકરો

---

**બાપ્તિસ્મા** આ ગ્રીક ભાષાનો શબ્દ છે જેનો અર્થ પાણીમાં ડૂબાડવું થાય છે. આ એક ધાર્મિક ક્રિયા છે.

**સિમોન** સિમોનનું બીજુ નામ પિતર હતું.

યાકૂબ અને યોહાનને જોયા. તેઓ હોડીમાં તેમની માછલાં પકડવાની જાળો તૈયાર કરતાં હતા. ૨૦તેમનો પિતા ઝબદી અને તે માણસો કે તેમના માટે કામ કરતા હતા, તેઓ તે ભાઈઓ સાથે હોડીમાં હતા. જ્યારે ઈસુએ તે ભાઈઓને જોયા, તેણે તેઓને આવવા કહ્યું. તેઓએ તેમના પિતાને છોડ્યા અને ઈસુની પાછળ ગયા.

### ઈસુનું અશુદ્ધ આત્માવાળા માણસને સાજા કરવું

૨૧ઈસુ અને તેના શિષ્યો કફર-નહૂમમાં ગયા. વિશ્રામવારે ઈસુ સભાસ્થાનમાં ગયો અને લોકોને ઉપદેશ આપ્યો. ૨૨ત્યાં જે લોકો હતા તેઓ ઈસુના ઉપદેશથી નવાઈ પામ્યા. ઈસુએ તેમના શાસ્રીઓની જેમ શીખવ્યું નહિ. પરંતુ ઈસુએ જે વ્યક્તિ પાસે અધિકાર હોય તેવી રીતે શીખવ્યું. ૨૩જ્યારે ઈસુ સભાસ્થાનમાં હતો, ત્યારે એક અશુદ્ધ આત્મા વળગેલા માણસે બૂમ પાડી, ૨૪"નાઝરેથના ઈસુ! તારે અમારી સાથે શું છે? શું તું અમારો નાશ કરવા આવ્યો છે? હું જાણું છું તું કોણ છે-દેવનો એક પવિત્ર!"

૨૫ઈસુએ તેને ધમકાવતાં કહ્યું, "શાંત રહે! તે માણસમાંથી બહાર નીકળ!" ૨૬તે અશુદ્ધ આત્માએ તે માણસને ધ્રુજાવી નાખ્યો. પછી તે આત્માએ મોટી બૂમ પાડી અને તે માણસમાંથી બહાર નીકળી ગયો.

૨૭લોકો નવાઈ પામ્યા હતા. તેઓએ એકબીજાને પૂછયું; "અહીં શું થઈ રહ્યું છે? આ માણસ કંઈક નવું શીખવે છે. અને તે અધિકારથી શીખવે છે. તે અશુદ્ધ આત્માઓને પણ હુકમ કરે છે અને તેઓ તેનું માને છે." ૨૮તેથી ઈસુના સમાચાર ઝડપથી ગાલીલના પ્રદેશમાં સર્વત્ર પ્રસરી ગયા.

### ઈસુ ઘણા લોકોને સાજા કરે છે

૨૯ઈસુ અને તેના શિષ્યોએ સભાસ્થાન છોડ્યું. તેઓ યાકૂબ અને યોહાન સાથે સિમોન અને આંન્દ્રિયાના ઘરમાં ગયા. ૩૦સિમોનની સાસુ બિમાર હતી. તે પથારીમાં હતી અને તેને તાવ હતો. ત્યાંના લોકોએ ઈસુને તેના વિષે કહ્યું. ૩૧તેથી ઈસુ તેની પથારી પાસે ગયો. ઈસુએ તેનો હાથ પકડ્યો અને તેને ઉભા થવામાં મદદ કરી. તેનો તાવ ઉતરી ગયો અને તે સાજી થઈ ગઈ. પછીથી તેણે તેઓની સેવા કરવી શરૂ કરી.

૩૨તે રાત્રે સૂર્યાસ્ત થયા પછી લોકો ઘણાં માંદા લોકોને ઈસુ પાસે લાવ્યા તથા જેઓને ભૂતો વળગેલા હતા તેવા લોકોને પણ લાવ્યા હતા. ૩૩શહેરના બધા જ લોકો તે ઘરનાં બારણા આગળ ભેગા થયા. ૩૪ઈસુએ ઘણા લોકો કે જુદા જુદા રોગથી પીડાતા હતા તે બધાને સાજા કર્યા. ઈસુએ ઘણાં ભૂતોને કાઢયાં. પણ ઈસુએ ભૂતોને બોલવા દીધાં નહિ, કારણ કે ભૂતો જાણતા હતા કે તે કોણ હતો.

### ઈસુની સુવાર્તા આપવાની તૈયારી

૩૫બીજી સવારે, ઈસુ ઘણો વહેલો ઉઠયો. જ્યારે અંધારું હતું ત્યારે ઈસુએ ઘર છોડ્યું. તે એકાંત જગ્યાએ એકલો પ્રાર્થના કરવા ગયો. ૩૬પાછળથી, સિમોન અને તેના મિત્રો ઈસુની શોધમાં નીકળ્યા. ૩૭તેઓએ ઈસુને શોધ્યો અને કહ્યું, "બધા જ લોકો તારી રાહ જોઈ રહ્યા છે!"

૩૮ઈસુએ જવાબ આપ્યો; "આપણે બીજી કોઈ જગ્યાએ જવું જોઈએ. આપણે અહીંના આજુબાજુના બીજાં ગામોમાં જઈએ, હું તે સ્થળોએ પણ ઉપદેશ આપી શકુ તે માટે હું આવ્યો છું." ૩૯તેથી ઈસુએ ગાલીલમાં સર્વત્ર મુસાફરી કરી. સભાસ્થાનોમાં તેણે ઉપદેશ કર્યો, અને તેણે દુષ્ટાત્માઓને લોકોને છોડીને જવા ફરજ પાડી.

### ઈસુનું માંદા માણસને સાજાં કરવું

૪૦એક માણસ કે જેને કોઢ હતો તે ઈસુ પાસે આવ્યો. તે માણસે ઘૂંટણ ટેકવીને ઈસુને વિનંતી કરી. "તું ઈચ્છે તો તું મને સાજો કરવા સમર્થ છે."

૪૧ઈસુને આ માણસ માટે દયા આવી. તેથી ઈસુએ તે માણસને સ્પર્શ કર્યો અને કહ્યું, "હું તને સાજો કરવા ઈચ્છું છું, સાજો થઈ જા!" ૪૨પછી માંદગી તે માણસને છોડી ગઈ અને તે સાજો થઈ ગયો.

૪૩ઈસુએ તે માણસને જવાનું કહ્યું. પણ ઈસુએ તેને કડક ચેતવણી આપી. ઈસુએ કહ્યું, ૪૪"મેં તારા માટે જે કાંઈ કર્યુ તે વિષે તું કોઈ વ્યક્તિને કહીશ નહિ. પણ જા અને યાજકને જઈને બતાવ. અને દેવને ભેટ અર્પણ કર. કારણ કે તું સાજો થઈ ગયો છે. મૂસાએ જે ફરમાન કર્યુ છે તેની ભેટ અર્પણ કર. આથી લોકોને સાક્ષી મળશે કે તું સાજો થઈ ગયો છે." ૪૫તે માણસ ત્યાંથી વિદાય થયો અને બધા લોકોને તેણે જોયા તે સર્વને કહ્યું કે ઈસુએ તેને સાજો કર્યો છે. તેથી ઈસુ વિષેના સમાચાર પ્રસરી ગયા. અને તેથી ઈસુ ફરી શહેરમાં ઉઘાડી રીતે જઈ ન શકયો. ઈસુ એવી જગ્યાઓએ રહ્યો જ્યાં લોકો રહેતા ન હતા. પરંતુ બધા શહેરોના લોકો ઈસુ જે જગ્યાએ હતો ત્યાં આવ્યા.

### ઈસુનું પક્ષઘાતી માણસને સાજા કરવું

૨ થોડા દિવસો પછી, ઈસુ ફરી પાછો કફર–નહૂમમાં આવ્યો. તે સમાચાર પ્રસરી ગયા કે ઈસુ ઘેર પાછો ફર્યો હતો. ૨ઘણા બધા લોકો ઈસુનો ઉપદેશ સાંભળવા ભેગા થયા હતા. ઘર ભરેલું હતું. ત્યાં દરવાજા બહાર પણ ઊભા રહેવાની જગ્યા ન હતી. ઈસુ આ લોકોને ઉપદેશ આપતો હતો. ૩કેટલાક લોકો એક પક્ષઘાતી માણસને ઈસુ પાસે લાવ્યા. ચાર માણસો તે પક્ષઘાતી માણસને ઊંચકીને લાવતાં હતા. ૪પણ તેઓ તે માણસને ઈસુ પાસે લાવી શકયા નહિ કારણ કે ઘર લોકોથી ભરેલું હતું. તેથી તે માણસો ઈસુ જયાં હતો તે છાપરા પર ગયા અને છાપરામાં બાકોરું પાડયું પછી તેઓએ પક્ષઘાતી માણસ જે ખાટલામાં પડેલો હતો તે ખાટલો નીચે ઉતાર્યો. ૫ઈસુએ જોયું કે આ માણસોને ખૂબ વિશ્વાસ છે, તેથી તે પક્ષઘાતી માણસને કહ્યું, "જુવાન માણસ, તારાં પાપો માફ થયાં છે."

૬કેટલાક શાસ્રીઓ ત્યાં બેઠેલા હતા. ઈસુએ જે કર્યુ તે તેઓએ જોયું, અને તેઓએ તેઓની જાતને કહ્યું. ૭"આ માણસ આમ કેમ કહે છે? તે જે કહે છે તે દેવની વિરુદ્ધ છે. ફક્ત દેવ જ પાપોને માફ કરી શકે."

૮ઈસુએ જાણ્યું કે આ શાસ્રીઓ તેના વિષે આવી બાબતો વિચારતા હતા. તેથી ઈસુએ તેઓને કહ્યું; "તમારા મગજમાં આવા વિચારો કેમ આવે છે? આ પક્ષઘાતી માણસને શું કહેવું સરળ છે, તારા પાપ માફ થયા છે, કે તેને કહેવું, ઊભો થા, તારી પથારી લઈને ચાલ? ૯-૧૦પણ હું તમને સાબિત કરાવી આપીશ કે માણસના પુત્રને પૃથ્વી પર પાપો માફ કરવાનો અધિકાર છે." તેથી ઈસુએ પક્ષઘાતી માણસને કહ્યું. ૧૧હું તને કહું છું, "ઊભો થા, તારી પથારી ઊચકીને તારે ઘેર ચાલ્યો જા." ૧૨તે પક્ષઘાતી માણસ ઊભો થયો. તેણે તેની પથારી લીધી અને ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો. બધા લોકો તેને જોઈ શક્યા. લોકો નવાઈ પામ્યા અને દેવની સ્તુતિ કરી. તેઓએ કહ્યું, "આજ સુધી જોયેલી સૌથી આશ્ચર્યકારક બાબત આ છે."

૧૩ઈસુ ફરીથી સરોવર પાસે ગયો. ઘણા માણસો ત્યાં તેને અનુસર્યા. તેથી ઈસુએ તેમને ઉપદેશ આપ્યો. ૧૪ઈસુ સરોવરની બાજુમાંથી પસાર થતો હતો, ત્યાં અલ્ફીના દીકરા લેવીને જોયો. લેવી જકાતનાકા પર બેઠો હતો. ઈસુએ તેને કહ્યું, "મારી પાછળ આવ," પછી લેવી ઉભો થયો અને ઈસુની પાછળ ગયો.

૧૫તે દિવસે મોડેથી ઈસુએ લેવીને ઘેર ભોજન કર્યુ. ત્યાં ઘણા જકાતદારો હતા. અને બીજા ખરાબ લોકો ત્યાં ઈસુ અને તેના શિષ્યો સાથે ભોજન કરતા હતા. ત્યાં આ લોકોમાંના ઘણા હતા જેઓ ઈસુને અનુસર્યા હતા. ૧૬શાસ્રીઓએ (તેઓ ફરોશીઓ હતા) ઈસુને જકાતદારો અને બીજા ખરાબ લોકો સાથે ભોજન કરતાં જોયો. તેઓએ ઈસુના શિષ્યોને પૂછયું, "શા માટે તે (ઈસુ) જકાતદારો અને પાપીઓ સાથે ખાય છે?"

૧૭ઈસુએ આ સાંભળ્યું અને તેણે તેઓને કહ્યું, "તંદુરસ્ત માણસોને વૈદની જરૂર પડતી નથી. પણ માંદા માણસોને વૈદની જરૂર પડે છે. હું સજજન લોકોને નિમંત્રણ આપવા આવ્યો નથી, હું પાપીઓને નિમંત્રણ આપવા આવ્યો છું. "

### ઈસુનો અન્ય ધાર્મિક આગેવાનો તરફનો અણગમો

૧૮યોહાનના શિષ્યો અને ફરોશીઓ ઉપવાસ કરતા હતા. કેટલાક લોકોએ ઈસુ પાસે આવીને કહ્યું; "યોહાનના શિષ્યો ઉપવાસ કરે છે. અને ફરોશીઓના શિષ્યો પણ ઉપવાસ કરે છે. પણ તારા શિષ્યો ઉપવાસ કરતા નથી. શા માટે?"

૧૯ઈસુએ જવાબ આપ્યો, "જયારે લગ્ન સમારંભ હોય છે ત્યારે વરરાજાના મિત્રો ઉદાસ હોતા નથી. તે તેઓની સાથે હોય છે ત્યારે તેઓ ઉપવાસ કરતા નથી. ૨૦પણ જ્યારે સમય આવશે ત્યારે વરરાજાને તેમની પાસેથી લઈ લેવામાં આવશે. જ્યારે વરરાજા તેઓને છોડીને જાય છે ત્યારે તેઓ ઉદાસ હોય છે. પછી તેઓ ઉપવાસ કરશે."

૨૧"જ્યારે વ્યક્તિ જૂનાં વસ્રના કાણા પર થીંગડું મારે છે ત્યારે તે કોરા કપડાનો ઉપયોગ કરતો નથી. જો તે તેમ કરે તો થીંગડું જૂનાને સાંધવાને બદલે ખેંચી કાઢશે. અને તે કાણું વધારે ફાટે છે. ૨૨અને લોકો કદાપિ નવો દ્રાક્ષારસ જુના દ્રાક્ષારસની મશકમાં રેડતાં નથી. શા માટે? કારણ કે નવો દ્રાક્ષારસ, જૂના દ્રાક્ષારસની મશકને ફાડી નાખશે અને દ્રાક્ષારસ દ્રાક્ષારસની મશકો સાથે નાશ પામશે. લોકો હંમેશા નવો દ્રાક્ષારસ નવા દ્રાક્ષારસની મશકમાં ભરે છે."

### કેટલાક યહૂદીઓ ઈસુની ટીકા કરે છે

૨૩વિશ્રામવારના દિવસે, ઈસુ કેટલાક અનાજના ખેતરોમાંથી પસાર થતો હતો. ઈસુના શિષ્યો તેની સાથે ચાલતાં હતા. શિષ્યો કેટલાંક કણસલાં તોડી ખાવા લાગ્યા. ૨૪ફરોશીઓએ આ જોયું અને ઈસુને કહ્યું; "તારા શિષ્યો તેમ શા માટે કરે છે? વિશ્રામવારના દિવસે તેમ કરવું તે યહૂદીઓના નિયમની વિરુદ્ધ છે."

૨૫ઈસુએ જવાબ આપ્યો, "જ્યારે દાઉદ અને તેની સાથેના લોકો ભૂખ્યા હતા અને તેઓને ભોજનની જરૂર હતી ત્યારે તેઓએ શું કર્યુ હતું તે તમે વાંચ્યું છે? ૨૬તે સમય દરમિયાન મુખ્ય યાજક અબ્યાથાર હતો. દાઉદ દેવના ઘરમાં ગયો અને દેવને અર્પણ કરેલી રોટલી ખાધી. અને મૂસાનો નિયમ કહે છે, ફક્ત યાજકો જ તે રોટલી ખાઈ શકે. દાઉદે તેની સાથેના પેલા લોકોને પણ રોટલીનો થોડો ભાગ આપ્યો."

૨૭પછી ઈસુએ ફરોશીઓને કહ્યું,"વિશ્રામવાર લોકોને મદદ કરવા બનાવાયો છે. વિશ્રામવારના શાસન માટે લોકોને બનાવવામાં આવ્યા નથી. ૨૮તેથી માણસનો પુત્ર એ દરેક દિવસનો, વિશ્રામવારનો પણ પ્રભુ છે."

## ઈસુ માણસના સુકાયેલા હાથને સાજો કરે છે

૩ બીજા એક સમયે ઈસુ સભાસ્થાનમાં ગયો. ત્યાં સભાસ્થાનમાં એક સુકાયેલા હાથવાળો માણસ હતો. ૨કેટલાક યહૂદીઓ ઈસુને કંઈક ખોટું કરતાં જોવા ઈચ્છતા હતા, જેથી તેઓ તેના પર તહોમત મૂકી શકે. તેથી તે લોકો તેમની નજીકથી ચોકી કરતા હતા. ઈસુ વિશ્રામવારના દિવસે તે માણસને સાજો કરે છે કે નહિ તે તેઓ જોતા હતા. ૩ઈસુએ તે સુકાયેલા હાથવાળા માણસને કહ્યું, "અહીં ઊભો થા જેથી બધા લોકો તને જોઈ શકે."

૪પછી ઈસુએ લોકોને પૂછયું, "વિશ્રામવારના દિવસે કઈ વસ્તુ કરવી ઉચિત છે; સારું કરવું કે ખરાબ કરવું? જીવ બચાવવો કે નાશ કરવો, શું ઉચિત છે?" લોકોએ ઈસુને જવાબ આપવા કશું કહ્યું નહિ.

૫ઈસુએ લોકો તરફ જોયું. તે ગુસ્સામાં હતો પણ તેને ઘણું દુ:ખ થયું. કારણ કે તેઓ કઠણ હૃદયના હતા. ઈસુએ તે માણસને કહ્યું, "મને તારો હાથ જોવા દે." તે માણસે તેનો હાથ ઈસુ આગળ લંબાવ્યો. અને તે સાજો થઈ ગયો. ૬પછી ફરોશીઓ વિદાય થયા અને ઈસુને શી રીતે મારી નાખવો તે વિષે હેરોદીઓ સાથે યોજનાઓ કરી.

## ઘણા લોકોનું ઈસુની પાછળ જવું

૭ઈસુ તેના શિષ્યોની સાથે સરોવર તરફ ગયો. ગાલીલમાંથી ઘણા લોકો તેની પાછળ ગયા. ૮યહૂદિયામાંથી, યરૂશાલેમમાંથી, અદુમમાંથી, યર્દનને પેલે પારથી તથા તૂર તથા સિદોનની આસપાસના ઘણા લોકો તેણે જે જે કાર્યો કર્યા તે સાંભળીને તેની પાસે આવ્યા. ૯ઈસુએ ઘણા લોકોને જોયા. તેથી તેણે તેના શિષ્યોને નાની હોડી લાવીને તેને માટે તૈયાર રાખવા કહ્યું. ઈસુને હોડી જોઈતી હતી જેથી લોકોની ભીડના કારણે તે દબાઈ જાય નહિ. ૧૦ઈસુએ ઘણા લોકોને સાજાં કર્યા. તેથી બધા જ માંદા લોકો તેનો સ્પર્શ કરવા તેના તરફ ધકેલાતા હતા. ૧૧કેટલાક લોકોમાં શેતાન તરફથી અશુદ્ધ આત્મા હતો. જ્યારે અશુદ્ધ આત્માએ ઈસુને જોયો ત્યારે તેઓ તેને પગે પડીને બૂમો પાડવા લાગ્યા."તું દેવનો દીકરો છે!" ૧૨પરંતુ ઈસુએ તે આત્માઓને કડકાઈથી આજ્ઞા કરી કે તે કોણ હતો તે લોકોને કહેવું નહિ.

## ઈસુની તેના બાર પ્રેરિતોની પસંદગી

૧૩પછી ઈસુ ટેકરી પર ગયો. ઈસુએ કેટલાક માણસોને તેની પાસે આવવા કહ્યું. ઈસુને જે માણસો જોઈતા હતા તે આ હતા. આ માણસો ઈસુ પાસે ગયા. ૧૪ઈસુએ બાર માણસો પસંદ કર્યા અને તેઓને પ્રેરિતો કહ્યાં. ઈસુની ઈચ્છા આ બાર માણસો તેની સાથે રહે એવી હતી. અને તેની ઈચ્છા તેઓ બધાને જુદી જુદી જગ્યાએ ઉપદેશ માટે મોકલવાની હતી.

૧૫અને ઈસુની ઈચ્છા હતી કે આ માણસો લોકોમાંથી ભૂતોને બહાર કાઢવાનો અધિકાર પામે. ૧૬ઈસુએ પસંદ કરેલા બાર માણસોના નામ આ છે. સિમોન (ઈસુએ તેનું નામ પિતર આપ્યું). ૧૭ઝબદીનો દીકરો યાકૂબ અને યોહાન (ઈસુએ તેઓને બને-રગેસ એટલે "ગર્જનાના પુત્રો" નામ આપ્યા); ૧૮આંન્દ્રિયા, ફિલિપ, બર્થોલ્મી, માથ્થી, થોમા, અલ્ફીનો દીકરો યાકૂબ, થદી તથા સિમોન કનાની તથા ૧૯યહૂદા ઈશ્કરિયોત કે જેણે ઈસુને દગો દીધો.

## કેટલાકનો ઈસુમાં શેતાન હોવાનો આક્ષેપ

૨૦પછી ઈસુ ઘેર ગયો. પણ ફરીથી ત્યાં ઘણા લોકો ભેગા થયા. ત્યાં એટલા બધા લોકો હતા કે ઈસુ અને તેના શિષ્યો ખાઈ શક્યા નહિ. ૨૧ઈસુના કુટુંબે આ બધી બાબતો વિષે સાંભળ્યું. તેઓ તેને પકડવા ગયા. કારણ કે લોકોએ કહ્યું કે, ઈસુ ઘેલો હતો.

૨૨યરૂશાલેમના શાસ્રીઓએ કહ્યું, "તેનામાં (ઈસુ) બાલઝબૂલ (શેતાન) વસે છે ને ભૂતોના સરદારની મદદથી તે ભૂતોને કાઢે છે."

૨૩તેથી ઈસુએ લોકોને બોલાવ્યા. અને લોકોને શીખવવા વાર્તાઓનો ઉપયોગ કર્યો. ઈસુએ કહ્યું, "શેતાન તેના પોતાના અશુદ્ધ આત્માઓને લોકોમાંથી બહાર કાઢવા દબાણ કરશે નહિ. ૨૪જે રાજ્ય તેની પોતાની

વિરુદ્ધ લડે છે તે ચાલુ રહી શકતું નથી. ૨૫અને જે પરિવારમાં ભાગલા પડે છે તે સફળ થઈ શકતું નથી. ૨૬અને જો શેતાન તેની જાતની વિરુદ્ધ હોય અને તેના પોતાના લોકો વિરુદ્ધ લડે તો તે નભી શકતો નથી. તે શેતાનનો અંત હશે. ૨૭જો કોઈ વ્યક્તિની ઈચ્છા બળવાન માણસના ઘરમાં પ્રવેસવાની અને તેના ઘરમાંથી તેની વસ્તુઓની ચોરી કરવાની હોય તો તે વ્યક્તિએ પહેલાં બળવાન માણસને બાંધવો જોઈએ, પછીથી તે વ્યક્તિ ઘરમાંથી વસ્તુઓ ચોરી શકશે. ૨૮હું તમને સત્ય કહું છું કે લોકોના પાપો માફ થઈ શકે છે. અને લોકો દેવની વિરુદ્ધ જે બધી ખરાબ વાતો કહે તે પણ માફ થઈ શકે. ૨૯પણ જે કોઈ વ્યક્તિ પવિત્ર આત્માની વિરુદ્ધ ખરાબ વાતો કહે છે તે કદાપિ માફ થઈ શકશે નહિ. તે હંમેશા તે પાપ માટે દોષિત રહેશે."

૩૦ઈસુએ આ કહ્યું કારણ કે શાસ્રીઓ કહેતા હતા કે ઈસુને અશુદ્ધ આત્મા વળગેલો છે.

### ઈસુના શિષ્યો એજ તેનો સાચો પરિવાર

૩૧પછી ઈસુની મા અને તેના ભાઈઓ આવ્યાં. તેઓ બહાર ઉભાં રહીને ઈસુને બહાર આવવાનું કહેવા માટે એક માણસને મોકલ્યો. ૩૨ઈસુની આજુબાજુ ઘણા બધા લોકો બેઠા હતા. તેઓએ તેને કહ્યું, "તારી મા અને તારા ભાઈઓ બહાર તારા માટે રાહ જુએ છે."

૩૩ઈસુએ પૂછયું, "મારી મા કોણ છે? મારા ભાઈઓ કોણ છે?" ૩૪પછી ઈસુએ તેની આજુબાજુ બેઠેલા લોકો તરફ જોયું. તેણે કહ્યું; "આ લોકો મારી મા અને મારા ભાઈઓ છે! ૩૫મારા સાચા ભાઈ અને બહેન અને મા એ લોકો છે જે દેવની ઈચ્છા પ્રમાણે કરે છે."

### બી વાવનાર એક ખેડૂત વિષેની વાર્તા

૪ બીજી એક વખત ઈસુએ સરોવરની બાજુમાં ઉપદેશ શરૂ કર્યો. ઘણા બધા લોકો ઈસુની આજુબાજુ ભેગા થયા. તેથી તે હોડીમાં ચઢયો અને ત્યાં બેઠો. બધા જ લોકો પાણીની બાજુમાં સમુદ્રને કાંઠે રહ્યા. ૨ઈસુએ હોડીમાંથી જ લોકોને ઉપદેશ આપ્યો. ઈસુએ તેઓને શીખવવા માટે ઘણી વાર્તાઓનો ઉપયોગ કર્યો. તેણે કહ્યું, ૩"ધ્યાનથી સાંભળો! એક ખેડૂત તેના બી વાવવા માટે બહાર નીકળ્યો. ૪જ્યારે ખેડૂત વાવતો હતો, કેટલાંક બી રસ્તાની બાજુએ પડયા. પક્ષીઓ આવ્યાં અને પેલાં બધા બી ખાઈ ગયાં. ૫કેટલાક બી ખડકાળ જમીન પર પડ્યાં. જ્યાં પૂરતી માટી ન હતી. ત્યાં બી ઘણા ઝડપથી ઊગ્યાં કારણ કે જમીન બહુ ઊંડી ન હતી. ૬પણ સૂર્ય ઊગ્યો ત્યારે તે છોડ કરમાઈ ગયો હતો. તે અંતે સુકાઈ ગયો. કારણ કે તેને ઊંડા મૂળિયાં ન હતા. ૭બીજા કેટલાંક બી કાંટાળા જાળાંમાં પડ્યાં. કાંટાના જાળાંએ સારા છોડને ઉગતાં અટકાવ્યા. તેથી તે છોડોએ ફળ ન આપ્યું. ૮કેટલાંક બીજા બી સારી જમીન પર પડ્યાં. સારી જમીનમાં તે બી ઊગવા માંડ્યાં. તે ઊગ્યા અને ફળ આપ્યાં. કેટલાક છોડે ત્રીસગણાં, કેટલાક છોડોએ સાઠગણાં અને કેટલાક છોડોએ સોગણાં ફળ આપ્યાં."

૯પછી ઈસુએ કહ્યું, "તમે લોકો જે મને સાંભળો છો, ધ્યાનથી સાંભળો!"

### ઈસુ કહે છે તે શા માટે વાર્તાઓનો ઉપયોગ કરે છે

૧૦જયારે ઈસુ એકાંતમાં હતો ત્યારે બાર પ્રેરિતો અને ઈસુના બીજા શિષ્યોએ તેને વાર્તાઓ વિષે પૂછયું.

૧૧ઈસુએ કહ્યું, "તમે ફક્ત દેવના રાજ્ય વિષેનું સાચું રહસ્ય સમજી શકો. પણ બીજા લોકોને હું બધી વસ્તુઓ વાર્તાઓનો ઉપયોગ કરી કહું છું. ૧૨હું આ કરું છું તેથી;

> 'તેઓ જોશે અને જોયા કરશે પરંતુ કદાપિ જોઈ
> શકશે નહિ; તેઓ સાંભળશે અને સાંભળ્યાં કરશે,
> પણ કદાપિ સમજશે નહિ. જો તેઓએ જોયું હોય
> અને સમજ્યા હોય તો, તેઓ પસ્તાવો કરે, ને
> તેઓને (પાપની) માફી મળે.'"
>
> *યશાયા ૬:૯–૧૦*

### બી વાવનારની વાર્તા ઈસુ સમજાવે છે

૧૩પછી ઈસુએ શિષ્યોને કહ્યું, "તમે આ વાર્તા સમજયા? જો તમે ના સમજયા હોય તો પછી તમે બીજી કઈ વાર્તા સમજી શકશો? ૧૪ખેડૂત એ એક વ્યક્તિ છે જે લોકોમાં દેવના વચનને વાવે છે. ૧૫કેટલીક વાર તે વચન રસ્તા પર પડે છે. આ કેટલાક લોકો જેવું છે. તે લોકો દેવનું વચન સાંભળે છે. પરંતુ શેતાન આવે છે અને વચન લઈ જાય છે જે તેઓનામાં વવાયેલું હતું. ૧૬બીજા લોકો પથ્થરવાળી જમીનમાં વાવેલાં બીજ જેવા છે. તેઓ વચન સાંભળે છે અને તેનો આનંદથી તરત જ સ્વીકાર કરે છે. ૧૭પણ આ લોકો વચનને તેમના જીવનમાં ઊંડા ઉતરવા દેતા નથી. તેઓ આ વચનને ફક્ત થોડી વાર માટે રાખે છે. જ્યારે મુશ્કેલી અથવા સતાવણી વચનને કારણે આવે છે ત્યારે તેઓ તરત ઠોકર ખાય છે. ૧૮બીજા કેટલાક લોકો કાંટાળાં જાળાંમાં વાવેલાં બીજ જેવાં છે. આ લોકો વચન સાંભળે છે.

[19]પણ પછી તેમના જીવનમાં આવી બાબતો આવે છે. જેવી કે આ જીવનની ચિંતાઓ, ખૂબ પૈસાનો ખોટો મોહ, અને બીજી બધી જ જાતની વસ્તુઓની કામના. આ વસ્તુઓ વચનના વિકાસને અટકાવે છે. તેથી તે વચન તે લોકોના જીવનમાં ફળદાયી થતું નથી. [20]બીજા લોકો સારી જમીનમાં વાવેલાં બીજ જેવા છે. તેઓ ઉપદેશ સાંભળે છે, સ્વીકારે છે અને ફળ આપે છે. કેટલીક વાર ત્રીસગણાં, કેટલીક વાર સાઠગણાં અને કેટલીક વાર સોગણાં ફળ આપે છે."

### તમારી પાસે જે હોય તેનો ઉપયોગ કરવો જોઈએ

[21]પછી ઈસુએ તેઓને કહ્યું, "શું માપ તળે અથવા ખાટલા તળે મૂકવા સારું કોઈ દીવો રાખે છે? શું દીવી પર મૂકવા નહિ? [22]જે બધુ સંતાડેલું છે તે સ્પષ્ટ થશે. દરેક ગુપ્ત વસ્તુ પ્રગટ કરવામાં આવશે. [23]તમે લોકો જે મને સાંભળો છો, ધ્યાનથી સાંભળો!

[24]"તમે જે સાંભળો તે વિષે કાળજીપૂર્વક વિચારો. તમે જે માપથી આપશો તે માપથી દેવ તમને આપશે. પણ દેવ તમને, તમે જેટલું આપશો તેનાથી વધુ આપશે. [25]જે વ્યક્તિ પાસે કાંઈક છે તે વધારે પ્રાપ્ત કરશે. પણ જે વ્યક્તિ પાસે વધારે નથી, તે માણસ તેની પાસે જે કંઈ થોડું છે તે પણ ગુમાવશે."

### ઈસુની બીજની વાર્તાનો ઉપયોગ

[26]પછી ઈસુએ કહ્યું, "દેવનું રાજ્ય એક માણસ જમીનમાં બીજ વાવે છે તેના જેવું છે. [27]બીજ ઊગવાની શરૂઆત કરે છે. તે રાત અને દિવસ ઊગે છે. તે મહત્વનું નથી કે માણસ ઊંઘે છે કે જાગે છે, છતાં પણ બીજ તો ઊગે છે; પણ તે શી રીતે ઊગયું તે જાણતો નથી. [28]કોઈ પણ જાતની મદદ વિના ભોંય અનાજ ઉગાડે છે. પ્રથમ છોડ ઊગે છે. પછી કણસલું અને ત્યાર બાદ કણસલામાં બધા દાણા ભરાય છે. [29]જયારે દાણા તૈયાર થાય છે, ત્યારે માણસ તેને કાપે છે. આ સમય કાપણીનો છે."

### દેવનું રાજ્ય રાઈના દાણા જેવું છે

[30]પછી ઈસુએ કહ્યું, "દેવનું રાજ્ય શાના જેવું છે એ તમને બતાવવા હું શાનો ઉપયોગ કરી શકું? તે સમજાવવા માટે હું કઈ વાર્તાનો ઉપયોગ કરી શકું? [31]દેવનું રાજ્ય એક રાઈના બી જેવું છે જે તમે જમીનમાં વાવો છો. તે સર્વ બી કરતાં નાનામાં નાનું બી છે. [32]પણ જ્યારે તમે આ બી વાવો છો ,તે ઊગે છે અને તમારા બાગના બધા જ છોડવાઓમાં સૌથી મોટો છોડ બને છે. તેને ખૂબ મોટી ડાળીઓ હોય છે. ત્યાં આકાશનાં પક્ષીઓ આવી શકે છે અને માળાઓ બનાવી શકે છે અને સૂર્યથી રક્ષણ મેળવી શકે છે."

[33]ઈસુએ તેમને શીખવવા માટે આવી ઘણી વાર્તાઓનો ઉપયોગ કર્યો, જેથી તેઓ દરેક બાબત સમજી શકે. [34]ઈસુ હંમેશા લોકોને શીખવવા માટે વાર્તાઓનો જ ઉપયોગ કરતો. પણ જ્યારે ઈસુ અને તેના શિષ્યો એકલા ભેગા થતા ત્યારે ઈસુ તેઓને દરેક વાતોનો ખુલાસો કરતો.

### ઈસુનું તોફાનને અટકાવવું

[35]તે દિવસે સાંજે ઈસુએ તેના શિષ્યોને કહ્યું, "ચાલો, આપણે સરોવરને પેલે પાર જઈએ." [36]ઈસુ અને શિષ્યોએ લોકોને ત્યાં છોડ્યા. ઈસુ જેમાં બેઠો હતો તે જ હોડીમાં તેઓ ગયા. ત્યાં તેની સાથે બીજી હોડીઓ પણ હતી. [37]સરોવરમાં પવનનું મોટું તોફાન થયું. મોજાઓ ઉપરની બાજુઓ પર અને હોડીની અંદર આવવા લાગ્યાં. હોડી લગભગ પાણીથી ભરાઈ ગઈ હતી. [38]ઈસુ હોડીના પાછલા ભાગમા ઓસીકા પર તેનું માથું ટેકવીને ઊંઘતો હતો. શિષ્યો તેની પાસે ગયા અને તેને જગાડીને કહ્યું, "ઉપદેશક, તને અમારી ચિંતા નથી? આપણે ડૂબી જઈશું!"

[39]ઈસુ ઊભો થયો અને પવનને અને મોંજાઓને અટકી જવા આજ્ઞા કરી, ઈસુએ કહ્યું, છાનો રહે, શાંત થા!" પછી પવન અટકી ગયો અને સરોવર શાંત થઈ ગયું.

[40]ઈસુએ તેના શિષ્યોને કહ્યું, "તમે શા માટે ડરો છો? શું તમને હજુયે વિશ્વાસ નથી?"

[41]શિષ્યો ઘણા ડરી ગયા હતા અને એકબીજાને પૂછતા હતા કે, "આ માણસ કેવા પ્રકારનો છે કે પવન તથા સમુદ્ર પણ તેનું માને છે?"

### ઈસુ ભૂત વળગેલા માણસને મુક્ત કરે છે

૫ ઈસુ અને તેના શિષ્યો સરોવર પાર કરીને ગેરસાની લોકો રહેતા હતા તે પ્રદેશમાં ગયો. [2]જ્યારે ઈસુ હોડીમાંથી નીચે ઉતર્યો ત્યારે જ્યાં મરેલા માણસોને દાટવામાં આવે છે તે ગુફાઓમાંથી એક માણસ તેમની પાસે આવ્યો. આ માણસને ભૂત વળગેલ હતું. [3]તે માણસ કબરસ્તાનની ગુફાઓમાં રહેતો હતો. કોઈ માણસ તેને બાંધી શકતો ન હતો. સાંકળો પણ આ માણસને બાંધી શકતી ન હતી. [4]ઘણી વાર લોકોએ તે માણસના હાથ પગ બાંધવા સાંકળનો ઉપયોગ કર્યો.

પણ તે માણસ તેના હાથપગથી સાંકળો તોડી નાખતો. કોઈ માણસ તેને કાબુમાં રાખવા પૂરતો સમર્થ ન હતો. ૫રાત દિવસ તે માણસ કબરસ્તાનની ગુફાઓની આસપાસ અને ટેકરીઓ પર ચાલતો હતો. તે માણસ ચીસો પાડતો અને પથ્થરોથી પોતાને ઘાયલ કરતો.

૬જ્યારે ઈસુ ઘણે દૂર હતો ત્યારે તે માણસે તેને જોયો. તે માણસ ઈસુ પાસે દોડી ગયો અને તેની આગળ ઘૂંટણીએ પડ્યો. ૭-૮ઈસુએ તે માણસને કહ્યું, "ઓ અશુદ્ધ આત્મા, તે માણસમાંથી બહાર નીકળ." તેથી તે માણસે મોટા અવાજે ઘાંટો પાડયો, "ઈસુ, પરાત્પર દેવના દીકરા, તું મારી પાસે શું ઈચ્છે છે? હું તને દેવના સોગંદ દઉં છું કે, તું મને શિક્ષા નહિ કરે!"

૯પછી ઈસુએ તે માણસને પૂછયું, "તારું નામ શું છે?"

તે માણસે જવાબ આપ્યો, "મારું નામ સેના* છે. કેમ કે મારામાં ઘણા આત્માઓ છે." ૧૦તે માણસમાં રહેલા આત્માઓએ ઈસુને વારંવાર વિનંતી કરી કે તેઓને તે પ્રદેશમાંથી બહાર ન કાઢે.

૧૧ત્યાં નજીકમાં એક ભૂંડોનું મોટું ટોળું ટેકરીઓની બાજુમાં ચરતું હતું. ૧૨અશુદ્ધ આત્માઓએ ઈસુને વિનંતી કરી, "અમને ભૂંડોમાં મોકલ, અમને તેઓમાં મોકલ." ૧૩તેથી ઈસુએ તેઓને રજા આપી. અશુદ્ધ આત્માઓએ માણસને છોડયો અને તેઓ ભૂંડોમાં ગયા. પછી તે ભૂંડોનું ટોળું ટેકરીઓની કરાડો પરથી ધસી ગયું અને સરોવરમાં પડી ગયું. બધાં જ ભૂંડો ડૂબી ગયાં. તે ટોળામાં લગભગ ૨,૦૦૦ ભૂંડો હતાં.

૧૪જે માણસો ભૂંડોની સંભાળ રાખવાનું કામ કરતા હતા તે નાસી ગયા. તે માણસો ગામમાં ગયા અને ખેતરોમાં દોડી ગયા. તેઓએ બધા લોકોને જે બન્યું હતું તે કહ્યું તેથી જે બન્યું હતું તે જોવા માટે તેઓ આવ્યા. ૧૫લોકો ઈસુ પાસે આવ્યા. તેઓએ ઘણા અશુદ્ધ આત્માઓની સેના વળગેલો માણસ જોયો. તે માણસ બેઠો હતો અને વસ્રો પહેરેલો હતો. તેનું મગજ ફરીથી સ્વસ્થ હતું. લોકો ભયભીત થયા હતા. ૧૬કેટલાક લોકો ત્યાં હતા અને ઈસુએ જે કર્યુ તે જોયું હતું. તે લોકોએ બીજા લોકોને પેલો માણસ જેનામાં દુષ્ટાત્મા હતો તેનું શું થયું તે કહ્યું અને તેઓએ ભૂંડો વિષે પણ કહ્યું. ૧૭પછી તે લોકો ઈસુને તેમનો પ્રદેશ છોડી જવા વિનંતી કરવા લાગ્યા.

૧૮ઈસુ હોડીમાં બેસવા જતો હતો. અશુદ્ધ આત્માઓથી મુક્ત થયેલા માણસે ઈસુ સાથે જવા વિનંતી કરી.

૧૯પણ ઈસુએ તે માણસને સાથે આવવાની ના પાડી. ઈસુએ કહ્યું, "તારે ઘેર તારા સગાંઓ પાસે જા, પ્રભુએ તારા માટે જે બધું કર્યુ તે વિષે તેઓને કહે. તેમને જણાવ કે પ્રભુ તારા માટે દયાળુ હતો." ૨૦તેથી તે માણસે વિદાય લીધી અને તેના માટે ઈસુએ જે મહાન કાર્યો કર્યા તે વિષે દશનગર* માં લોકોને કહ્યું. બધા લોકો નવાઈ પામ્યા.

## ઈસુનું મૃત છોકરીને સજીવન કરવું અને બિમાર સ્રીને સાજી કરવી

૨૧ઈસુ હોડીમાં બેસી સરોવર ઓળંગીને તેની બીજી બાજુએ ગયો. સરોવરની બાજુમાં તેની આજુબાજુ ઘણા લોકો ભેગા થયા હતા. ૨૨સભાસ્થાનના આગેવાનોમાંનો એક ત્યાં આવ્યો. તેનું નામ યાઈર હતું. યાઈરે ઈસુને જોયો અને તેની આગળ પગે પડ્યો. ૨૩યાઈરે ઈસુને ઘણી આજીજી કરીને કહ્યું, "મારી નાની દીકરી મરણપથારી પર છે. કૃપા કરીને તારો હાથ તેના પર મૂક. પછી તે સાજી થઈ જશે અને જીવશે."

૨૪તેથી ઈસુ યાઈર સાથે ગયો. ઘણા લોકો ઈસુની પાછળ ગયા. તેઓ તેની આજુબાજુ ઘણા નજીક હોવાથી ધક્કા ધક્કી થતી હતી.

૨૫લોકો મધ્યે એક સ્રી હતી. આ સ્રીને છેલ્લા બાર વર્ષોથી લોહીવા હતો. ૨૬તે સ્રીએ ઘણું સહન કર્યુ હતું. ઘણા વૈદોએ તેનો ઈલાજ કરવા પ્રયત્ન કર્યો હતો. તેની પાસેના બધા પૈસા ખર્ચાઈ ગયા પરંતુ તેનામાં સુધારો થતો ન હતો. તેની બિમારી વધતી જતી હતી. ૨૭તે સ્રીએ ઈસુ વિષે સાંભળ્યું. તેથી તે ટોળામાંથી ઈસુની પાછળ લોકો સાથે ગઈ. અને તેના ઝભ્ભાને અડકી. ૨૮તે સ્રીએ વિચાર્યુ, "જો હું તેના કપડાંને પણ સ્પર્શ કરીશ તો તે મને સાજી કરવા પૂરતું છે." ૨૯જ્યારે તે સ્રી તેનાં ઝભ્ભાને અડકી, ત્યારે તરત તેનો લોહીવા અટકી ગયો. તે સ્રીને લાગ્યું કે તેનું શરીર દર્દમાંથી સાજું થઈ ગયું છે. ૩૦ઈસુએ જાણ્યું કે તેનામાંથી સામર્થ્ય બહાર નીકળ્યું. તેથી તે ટોળા તરફ ફર્યો અને પૂછયું, "મારા લૂગડાને કોણે સ્પર્શ કર્યો?"

---

**સેના** આનો અર્થ ઘણા થાય છે. રૂમી લશ્કરમાં ૫,૦૦૦ માણસોની સેના હોય છે.

**દશનગર** 'દીકાપોલીસ' ગાલીલના સરોવરની પૂર્વ તરફ આ પ્રદેશ આવેલો છે. એક સમયે ત્યાં મુખ્ય દશ નગરો હતાં.

૩૧શિષ્યોએ ઈસુને કહ્યું, "તું જુએ છે કે ઘણા લોકો
તારી પર પડાપડી કરે છે અને તું પૂછે છે કે, 'મને કોણે
સ્પર્શ કર્યો?'"
૩૨પરંતુ જે વ્યક્તિએ ઈસુને સ્પર્શ કર્યો તેને જોવાનું
ઈસુએ ચાલું રાખ્યું. ૩૩તે સ્ત્રીએ જાણ્યું કે તે સાજી થઈ
ગઈ હતી. તેથી તે આવી અને ઈસુના પગે પડી. તે સ્ત્રી
ભયથી ધ્રુજતી હતી. તેણે ઈસુને આખી વાત કહી.
૩૪ઈસુએ તે સ્ત્રીને કહ્યું, "તને સાજી કરવામાં આવી છે
કારણ કે તને વિશ્વાસ છે. શાંતિથી જા. હવે તારે વધારે
સહન કરવાનું નહિ રહે."
૩૫ઈસુ હજુ બોલતો હતો તેટલામાં કેટલાક માણસો
યાઈર જે સભાસ્થાનનો આગેવાન છે તેના ઘરમાંથી
આવ્યો. તે માણસોએ કહ્યું, "તારી દીકરી મૃત્યુ પામી
છે. તેથી હવે ઉપદેશકને (ઈસુ) તસ્દી આપવાની જરૂર
નથી."
૩૬માણસો શું કહે છે તેની ચિંતા પણ ઈસુએ કરી
નહિ. ઈસુએ સભાસ્થાનના આગેવાનને કહ્યું,
"ગભરાઈશ નહિ; માત્ર વિશ્વાસ રાખ."
૩૭ઈસુએ ફક્ત પિતર, યાકૂબ અને યાકૂબના ભાઈ
યોહાનને પોતાની સાથે આવવા દીધા. ૩૮ઈસુ અને આ
શિષ્યો યાઈર જે સભાસ્થાનનો આગેવાન હતો તેને ઘેર
ગયા. ઈસુએ ઘણા લોકોને મોટે સાદે રડતા જોયા. ત્યાં
ઘણી મુંઝવણ હતી. ૩૯ઈસુએ ઘરમાં પ્રવેશીને લોકોને
કહ્યું, "તમે લોકો શા માટે રડો છો અને આટલો બધો
ઘોઘાટ કરો છો? આ બાળક મરી ગયું નથી. તે તો ફક્ત
ઊંઘે છે." ૪૦પણ બધા લોકો ઈસુ તરફ હસ્યા. ઈસુએ
લોકોને ઘરની બહાર જવા કહ્યું. પછી ઈસુ બાળક જે
ઓરડામાં હતું ત્યાં ગયો. તે બાળકના માતાપિતા અને
તેના ત્રણ શિષ્યોને તેની સાથે ઓરડામાં લાવ્યા. ૪૧પછી
ઈસુએ છોકરીનો હાથ પકડ્યો અને તેને કહ્યું, "ટલિથા
કૂમ!" (આનો અર્થ, "નાની છોકરી, હું તને ઊભી થવા
કહું છું.") ૪૨તે છોકરી ઊભી થઈ અને ચાલવા લાગી.
(તે છોકરી બાર વરસની હતી.) પિતા, માતા અને શિષ્યો
ખૂબ અચરજ પામ્યા હતા. ૪૩ઈસુએ પિતા અને માતાને
કડક હુકમ કર્યો કે લોકોને આ વિષે કહેવું નહિ. પછી
ઈસુએ તે છોકરીને થોડું ખાવાનું આપવા તેઓને કહ્યું.

## ઈસુનું તેના વતનમાં ગમન

૬ ઈસુ ત્યાંથી વિદાય લઈને પાછો તેના વતનમાં
આવ્યો. તેના શિષ્યો તેની સાથે ગયા.
૨વિશ્રામવારના દિવસે ઈસુએ સભાસ્થાનમાં ઉપદેશ
આપ્યો. ઘણા લોકો તેનો ઉપદેશ સાંભળીને નવાઈ
પામ્યા. આ લોકોએ કહ્યું, "આ માણસે આ ઉપદેશ
ક્યાંથી મેળવ્યો? તેને આ ડહાપણ કેવી રીતે મળ્યું? તે
તેને કોણે આપ્યું? અને આવા પરાક્રમો કરવાની તાકાત
તેણે ક્યાંથી મેળવી? ૩તે તો ફક્ત એક સુતાર છે. અને
તેની મા મરિયમ છે. તે યાકૂબ, યોસે યહૂદા અને
સિમોનનો ભાઈ છે અને તેની બહેનો અહીં આપણી
સાથે છે." તે લોકોએ ઈસુનો સ્વીકાર કર્યો નહિ.
૪ઈસુએ લોકોને કહ્યું, "બીજા લોકો પ્રબોધકને
સન્માન આપે છે પણ તેના પોતાના ગામમાં, તેના
પોતાના લોકો સાથે અને પોતાના ઘરમાં પ્રબોધકને
સન્માન મળતું નથી." ૫ઈસુ એ તે ગામમાં વધારે
પરાક્રમી કામ કર્યા નહિ. તેણે જે પરાક્રમો કર્યા તે તો
માત્ર કેટલાક બીમાર લોકો પર તેનો હાથ મૂકી સાજાં
કર્યા હતાં. ૬ઈસુને ઘણું આશ્ચર્ય થયું હતું કારણ કે પેલા
લોકોને વિશ્વાસ ન હતો.
પછી ઈસુએ તે પ્રદેશના બીજા ગામોમાં જઈને ઉપદેશ
આપ્યો. ૭ઈસુએ બાર શિષ્યો ને સાથે બોલાવ્યા. ઈસુએ
તેઓને બબ્બે જણને બહાર મોકલ્યા. ઈસુએ તેઓને
અશુદ્ધ આત્માઓ પર અધિકાર આપ્યો. ૮ઈસુએ તેના
શિષ્યોને કહ્યું તે આ છે: "તમારી યાત્રા માટે કાંઈ લેવું
નહિ. ચાલવા માટે ફક્ત એક લાકડી સાથે લો, રોટલી
નહિ, થેલી નહિ, અને તમારા ખિસ્સામાં પૈસા નહિં.
૯જોડા પહેરો અને ફક્ત પહેરેલાં વસ્રો જ રાખો. ૧૦જ્યારે
તમે ઘરમાં પ્રવેશો ત્યારે જ્યાં સુધી તે જગ્યા છોડો ત્યાં
સુધી તે ઘરમાં જ રહો. ૧૧જો કોઈ ગામ તમને સ્વીકારવા
ના પાડે અથવા તમને સાંભળવા ના પાડે તો તે ગામ
છોડી જાઓ. તમારા પગને લાગેલી ધૂળ ખંખેરી નાખો.
આ તેઓને માટે એક ચેતવણી હશે."
૧૨તે શિષ્યો ત્યાંથી વિદાય થયા અને બીજી જગ્યાએ
ગયા. તેઓએ લોકોને ઉપદેશ આપ્યો અને તેઓને
પસ્તાવો કરવા કહ્યું. ૧૩તે શિષ્યોએ ઘણાં ભૂતોને
લોકોમાંથી કાઢયાં અને તેમણે ઘણાં માંદાં લોકોને ઓલિવ
તેલ ચોળી સાજાં કર્યા.

## હેરોદ માને છે ઈસુ એ જ બાપ્તિસ્મા કરનાર યોહાન છે

૧૪હેરોદ* રાજાએ ઈસુ વિષે સાંભળ્યું, કારણ કે હવે
ઈસુ પ્રખ્યાત થઈ ગયો હતો. કેટલાક લોકોએ કહ્યું, "તે
(ઈસુ) બાપ્તિસ્મા કરનાર યોહાન જ છે. તે મૃત્યુમાંથી
ઊઠયો છે. તેથી તે આવાં પરાક્રમો કરી શકે છે."

---

**હેરોદ** અર્થાત હેરોદ અંતિપસ, ગાલીલ અને પેરિનો રાજા તથા હેરોદ મહાનનો પુત્ર.

૧૫બીજા લોકોએ કહ્યું, "તે એલિયા* છે." બીજા લોકોએ કહ્યું, "ઈસુ એક પ્રબોધક જેવો છે. લાંબા સમય પહેલા થઈ ગયેલા પ્રબોધકો જેવો તે છે."

૧૬હેરોદે ઈસુના વિષે આ વાતો સાંભળી. તેણે કહ્યું, "મેં યોહાનને તેનું માથું કાપી નાંખી મારી નાંખ્યો. હવે તે યોહાન મૃત્યુમાંથી સજીવન થયો છે!"

### યોહાન બાપ્તિસ્તનું મૃત્યુ કેવી રીતે થયું

૧૭હેરોદે પોતે તેના સૈનિકોને યોહાનને પકડવાનો હુકમ કર્યો હતો. તેથી યોહાન બંદીખાનામાં કેદ થયો હતો. હેરોદે તેની પત્નીને ખુશ કરવા આમ કર્યું હતું. હેરોદિયા હેરોદના ભાઈ ફિલિપની પત્ની હતી. પરંતુ પાછળથી હેરોદ હેરોદિયાને પરણ્યો. ૧૮યોહાને હેરોદને કહ્યું કે તેના માટે તેના ભાઈની પત્ની સાથે પરણવું તે ઉચિત નથી. ૧૯તેથી હેરોદિયાએ યોહાનને ધિક્કાર્યો. તે તેને મારી નાખવા ઈચ્છતી હતી. પરંતુ હેરોદને યોહાનને મારી નાખવાનું સમજાવવા માટે હેરોદિયા અશક્તિમાન હતી. ૨૦હેરોદ યોહાનની હત્યા કરતાં ડરતો હતો. હેરોદે જાણ્યું કે બધા લોકો ધારતા હતા કે યોહાન એક સારો અને પવિત્ર માણસ છે. તેથી હેરોદે યોહાનનું રક્ષણ કર્યું. હેરોદને યોહાનનો ઉપદેશ સાંભળવાનો આનંદ થયો. પણ યોહાનનો ઉપદેશ હેરોદને હંમેશા ચિંતા કરાવતો.

૨૧પછી યોહાનના મૃત્યુના કારણ માટે હેરોદિયાને યોગ્ય સમય મળ્યો. તે હેરોદની વરસગાંઠને દિવસે બન્યું. હેરોદે સૌથી મહત્વના સરકારી અધિકારીઓ, તેના લશ્કરી સેનાપતિઓ અને ગાલીલના ઘણા અગત્યના લોકોને મિજબાની આપી. ૨૨હેરોદિયાની પુત્રી મિજબાનીમાં આવી અને નાચી. જયારે તે નાચી ત્યારે હેરોદ અને તેની સાથે જમતા લોકો ઘણા પ્રસન્ન થયા.

તેથી હેરોદે તે છોકરીને કહ્યું, "તારે જે જોઈએ તે તું માંગી શકે છે અને હું તને તે આપીશ." ૨૩હેરોદે તેણીને વચન આપ્યું. "તું ગમે તે માગીશ હું તને આપીશ. હું મારું અડધું રાજ્ય પણ તને આપીશ."

૨૪તે છોકરી તેની મા પાસે ગઈ અને કહ્યું, "મારે રાજા હેરોદની પાસે શું માંગવું જોઈએ?" તેની માએ કહ્યું, "યોહાન બાપ્તિસ્તનું માથું માંગ."

૨૫તે છોકરી ઝડપથી રાજા પાસે ગઈ. તે છોકરીએ રાજાને કહ્યું, "કૃપા કરીને મને યોહાન બાપ્તિસ્તનું માથું આપ. હમણાં થાળીમાં તે મારી પાસે લાવ."

૨૬રાજા હેરોદ ઘણો દિલગીર થયો. પણ તેણે છોકરીને જે ઈચ્છે તે આપવાનું વચન આપ્યું હતું. અને ત્યાં હેરોદની સાથે જમતાં લોકોએ તેનું વચન સાંભળ્યું હતું. તેથી હેરોદ તેણી જે માગે તેનો અસ્વીકાર કરવા ઈચ્છતો ન હતો. ૨૭તેથી રાજાએ યોહાનનું માથું કાપીને લાવવા માટે સૈનિકને મોકલ્યો. તેથી સૈનિકે બંદીખાનામાં જઈને યોહાનનું માથું કાપી નાખ્યું. ૨૮પછી તે સૈનિક યોહાનનું માથું થાળીમાં પાછું લાવ્યો. તેણે તે માથું છોકરીને આપ્યું. પછી તે છોકરીએ તે માથું તેની માને આપ્યું. ૨૯યોહાનના શિષ્યોએ જે બન્યું તેના વિષે સાંભળ્યું. તેથી તેઓ આવ્યા અને યોહાનનું ધડ મેળવ્યું. તેઓએ તેને કબરમાં મૂક્યું.

### ઈસુનું ૫,૦૦૦ થી વધારે માણસને જમાડવું

૩૦જે પ્રેરિતોને ઈસુએ ઉપદેશ માટે મોકલ્યા હતા, તે ઈસુ પાસે પાછા આવ્યા. તેઓ ઈસુની આજુબાજુ ભેગા થયા અને તેઓએ જે બધી વસ્તુ કરી અને શીખવ્યું તે વિષે તેને કહ્યું. ૩૧ઈસુ અને તેના શિષ્યો ઘણી ભીડવાળી જગ્યાએ હતાં. અને ત્યાં ઘણા બધા લોકો હતા. ઈસુ અને તેના શિષ્યોને ખાવાનો સમય પણ ન હતો. ઈસુએ તેના શિષ્યોને કહ્યું, "મારી સાથે આવો આપણે એકાંત માટે શાંત જગ્યાએ જઈશું. ત્યાં આપણે થોડો આરામ કરીશું."

૩૨તેથી ઈસુ અને તેના શિષ્યો એકલા દૂર ચાલ્યા ગયા. તેઓ હોડીમાં જ્યાં કોઈ લોકો ન હતા એવા નિર્જન સ્થળે ગયા. ૩૩પરંતુ ઘણા લોકોએ તેને જતા દીઠો. લોકોએ તેને ઓળખ્યો કે તે ઈસુ હતો તેથી જ્યાં ઈસુ જતો હતો તે સ્થળે બધાં ગામોમાંથી લોકો પગપાળા દોડી ગયા. ઈસુના આવતા પહેલા લોકો ત્યાં હતા. ૩૪જ્યારે ઈસુ ત્યાં આવ્યો, તેણે ઘણા માણસોને વાટ જોતા જોયા. ઈસુને તેમના માટે દુ:ખ થયું, કારણ કે તેઓ સંભાળ રાખનાર ભરવાડ વિનાના ઘેટાં જેવા હતા. ઈસુએ લોકોને ઘણી વસ્તુઓ શીખવી.

૩૫હવે દિવસનો નમતો પહોર હતો. તેથી ઈસુના શિષ્યો તેની પાસે આવ્યા. તેઓએ કહ્યું, "આ જગ્યાએ કોઈ લોકો રહેતા નથી અને અત્યારે ઘણું મોડુ થયું છે, ૩૬તેથી લોકોને દૂર મોકલો. તેઓ અહીના આસપાસના ગામોમાં અને ખેતરોમાં જઈને ખાવાનું ખરીદે."

૩૭પણ ઈસુએ જવાબ આપ્યો, "તમે તેઓને થોડું ખાવાનું આપો."

તે શિષ્યોએ ઈસુને કહ્યું, "આપણે આ બધા લોકોને ખવડાવવા માટે પૂરતી રોટલીઓ ખરીદી શકીએ તેમ નથી! આપણે બધાએ તેટલી રોટલીઓ ખરીદવા માટે એક મહીના સુધી કામ કરીને પૂરતું કમાવું પડે."

---

**એલિયા** ઈ.પૂ. ૮૫૦માં દેવ વિષે બોલનાર વ્યકિત.

૩૮ઈસુએ શિષ્યોને કહ્યું, "તમારી પાસે કેટલી રોટલીઓ છે? જાઓ અને જુઓ."

શિષ્યોએ તેઓની રોટલીઓ ગણી. તેઓએ ઈસુ પાસે આવીને કહ્યું, "આપણી પાસે પાંચ રોટલી અને બે માછલીઓ છે."

૩૯પછી ઈસુએ શિષ્યોને કહ્યું, "બધા લોકોને લીલા ઘાસ પર જૂદા જૂદા જૂથોમાં બેસવા કહો." ૪૦તેથી બધા લોકો સમુહમાં બેઠા, કેટલાક જૂથોમાં એકસો માણસો હતા તો કેટલાક જૂથોમાં પચાસ માણસો હતા. ૪૧ઈસુએ પાંચ રોટલી અને બે માછલીઓ લીધી. તેણે ઊચે આકાશમાં જોયું અને રોટલી માટે દેવનો આભાર માન્યો. પછી ઈસુએ તે રોટલીના ટુકડા કર્યા અને તે તેના શિષ્યોને આપ્યા. ઈસુએ તેના શિષ્યોને તે રોટલી લોકોને આપવા કહ્યું. પછી ઈસુએ બે માછલીના ભાગ કર્યા અને લોકોને માછલી આપી. ૪૨આમ લોકોએ ખાધું અને તૃપ્ત થયા. ૪૩લોકોએ ખાવાનું પૂરું કર્યા બાદ શિષ્યોએ છાંડેલા રોટલીના ટુકડાઓથી અને માછલીઓથી બાર ટોપલીઓ ભરી. ૪૪ત્યાં લગભગ ૫,૦૦૦ પુરુષોએ ભોજન કર્યું.

### ઈસુ પાણી પર ચાલે છે

૪૫પછી ઈસુએ શિષ્યોને હોડીમાં બેસવા માટે કહ્યું. ઈસુએ તેમને બેથસૈદાની પેલે પાર સરોવરની બીજી બાજુએ જવા માટે કહ્યું. ઈસુએ કહ્યું કે તે પાછળથી આવશે, ઈસુએ લોકોને તેમના ઘર તરફ જવાનું કહ્યું. ૪૬લોકોને શુભ વિદાય કહ્યાં પછી ઈસુ ટેકરી પર પ્રાર્થના કરવા ગયો.

૪૭તે રાત્રે, હોડી હજુ પણ સરોવરની મધ્યમાં હતી. ઈસુ ભૂમિ પર એકલો હતો. ૪૮ઈસુએ સરોવરમાં હોડીને દૂર દૂર જોઈ. તેણે શિષ્યોને હોડીના હલેસા મારવામાં સખત મહેનત કરતાં જોયા. પવન તેમની વિરુદ્ધ ફૂંકાતો હતો. સવારે ત્રણ થી છ કલાકના સમયે, ઈસુએ પાણી પર ચાલવાનું ચાલુ રાખ્યું, અને તે તેમની બાજુમાંથી પસાર થતો હતો. ને જાણે તેઓથી આગળ જવાનું તેણે કર્યુ. ૪૯પરંતુ શિષ્યોએ ઈસુને પાણી પર ચાલતો જોયો. તેઓએ ધાર્યુ કે, એ તો આભાસ છે. શિષ્યો ભયથી બૂમો પાડવા લાગ્યા. ૫૦બધા શિષ્યોએ ઈસુને જોયો અને તેઓ ઘણા ભયભીત થયા. પરંતુ ઈસુએ શિષ્યોને કહ્યું, "હિંમ્મત રાખો. તે હું જ છું, ગભરાશો નહિ," ૫૧પછી ઈસુ શિષ્યો સાથે હોડીમાં પ્રવેશ્યો અને પવન શાંત થઈ ગયો. તે શિષ્યો તો સંપૂર્ણ આશ્ચર્ય પામ્યા. ૫૨તેઓએ ઈસુને પાંચ રોટલીમાંથી વધારે રોટલી બનાવતા જોયો હતો. પણ તેઓ સમજી શક્યા ન હતા. તેનો અર્થ શું છે. તેઓ તે સમજવા માટે શક્તિમાન ન હતા.

૫૩ઈસુના શિષ્યોએ સરોવરને ઓળંગ્યું. તેઓ ગન્નેસરેતના દરિયા કિનારે આવ્યા. તેઓએ ત્યાં હોડી લાંગરી. ૫૪જયારે તેઓ હોડીની બહાર હતા. ત્યારે લોકોએ ઈસુને જોયો. તેઓએ જાણ્યું કે તે કોણ હતો. ૫૫આખા પ્રદેશમાં દોડી જઈને લોકોને જણાવ્યું કે ઈસુ ત્યાં છે. લોકો માંદા માણસોને ખાટલામાં લાવ્યા. ૫૬ઈસુ તે પ્રદેશનાં આસપાસનાં ગામો, શહેરો અને ખેતરોમાં ગયો અને દરેક જગ્યાએ ઈસુ ગયો. ત્યાં તે લોકો બિમાર લોકોને બજારના સ્થળોએ લાવ્યા. તેઓ ઈસુને તેનાં ઝભ્ભાની કીનારને પણ સ્પર્શ કરવા દેવા માટે વિનંતી કરી. અને બધા લોકોએ જેમણે સ્પર્શ કર્યો તે સર્વ સાજાં થઈ ગયા.

### દેવના નિયમો અને લોકોએ બનાવેલા કાયદાઓ

૭ કેટલાએક ફરોશીઓ અને કેટલાએક શાસ્રીઓ યરૂશાલેમમાંથી આવ્યા. તેઓ ઈસુની આજુબાજુ ભેગા થયા. ૨ફરોશીઓ અને શાસ્રીઓએ ઈસુના કેટલાએક શિષ્યોને ગંદા હાથો વડે ખાતાં જોયા. ("ચોખ્ખા નહિ" નો અર્થઃ-ફરોશીઓ લોકોને આગ્રહ કરતા કે જે અમુક રીતે તેમના હાથ ધોવા જોઈએ તે રીતે ધોયા ન હતા.) ૩ફરોશીઓ અને બધા યહૂદીઓ તેમની વિશિષ્ટ રીતે હાથ ધોયા વિના કદાપિ ખાતા નથી. તેઓ તેમની અગાઉ થઈ ગયેલા મહાન લોકોએ આપેલા ઉપદેશને અનુસરવા આ કરતા. ૪અને જ્યારે યહૂદીઓ બજારમાંથી કંઈક ખરીદે છે. ત્યારે તેઓ તેને ખાસ રીતે ધુએ નહિ ત્યા સુધી તેઓ કદી ખાતા નથી. તેઓ તેમની અગાઉ જે રહેતા હતા તે લોકોના બીજા નિયમોને પણ અનુસર્યા. તેઓ પ્યાલાઓ, ઘડાઓ અને ગાગરો ધોવા જેવા નિયમોને પણ અનુસરે છે.

૫ફરોશીઓ અને શાસ્રીઓએ ઈસુને કહ્યું, "તારા શિષ્યો અમારા મહાન લોકો જે અમારી અગાઉ જીવી ગયા તેઓએ અમને આપેલા નિયમોને અનુસરતા નથી. તારા શિષ્યો જે હાથો ચોખ્ખા નથી તેના વડે તેમનું ખાવાનું ખાય છે. તેઓ આમ શા માટે કરે છે?"

૬ઈસુએ જવાબ આપ્યો, "તમે બધા દંભી છો. યશાયા તમારા વિષે સાચું જ કહે છે. યશાયાએ લખ્યું છે,

'આ લોકો કહે છે તેઓ મને માન આપે છે, પણ
તેઓ ખરેખર મને તેમના જીવનનો મહત્વનો
ભાગ બનાવતા નથી.

> ૭ તેઓ મારી ભક્તિ વ્યર્થ કરે છે. જે વસ્તુઓનો
> તેઓ ઉપદેશ કરે છે તે તો લોકોએ બનાવેલા
> ફક્ત સાદા નિયમો છે.'
>
> *યશાયા ૨૯:૧૩*

૮તમે દેવની આજ્ઞાને અનુસરવાનું બંધ કર્યુ છે. હવે તમે માણસોના ઉપદેશો અનુસરો છો."

૯પછી ઈસુએ તેઓને કહ્યું, "તમે ધારો છો કે તમે ચાલાક છો! તમે દેવની આજ્ઞા અવગણો છો જેથી તમે તમારા પોતાના ઉપદેશને અનુસરી શકો. ૧૦મૂસાએ કહ્યું; 'તમારે તમારા માતાપિતાને માન આપવું જોઈએ.' પછી મૂસાએ કહ્યું, 'જે કોઈ વ્યક્તિ તેના પિતા કે માની નિંદા કરે તેને મારી નાખવો જોઈએ.' ૧૧પણ તમે ઉપદેશ આપો છો કે વ્યક્તિ તેના પિતા અને માને કહી શકે, 'મારી પાસે થોડુંક છે. હું તમને મદદ કરવા માટે તેનો ઉપયોગ કરી શકુ. પણ હું તમને મદદ કરવા માટે તેનો ઉપયોગ નહિ કરું. હું તે દેવને અર્પણ કરીશ.' ૧૨તમે વ્યક્તિને તેના મા કે પિતા માટે એથી વધુ કાંઈ કરવાની મંજૂરી આપતા નથી. ૧૩તેથી તમે ઉપદેશ આપો છો કે દેવે જે કહ્યું છે તે મહત્વનું નથી. તમે ધારો છો કે તમે લોકોને જે ઉપદેશ આપો છો તે નિયમોને અનુસરવું તે વધારે મહત્વનું છે અને તમે તેના જેવું ઘણું કરો છો."

૧૪ઈસુએ ફરીથી લોકોને તેમની પાસે બોલાવ્યા. તેણે કહ્યું, "પ્રત્યેક વ્યક્તિએ મને ધ્યાનથી સાંભળવો જોઈએ અને હું જે કહું છું તે સમજવું જોઈએ. ૧૫એવી કોઈ વસ્તુ નથી જે વ્યક્તિ તેના શરીરમાં મૂકે છે જે તેને અપવિત્ર બનાવે છે. તેનામાંથી જે વસ્તુઓ બહાર આવે છે તેના વડે જ વ્યક્તિ અપવિત્ર બને છે." ૧૬તમે લોકો મારા શબ્દો ધ્યાનથી સાંભળો. તમને લોકોને જો કાન હોય તો, સાંભળો.

૧૭પછી ઈસુ તે લોકોને છોડીને ઘરમાં ગયો. શિષ્યોએ ઈસુને આ વાર્તા વિષે પૂછયું. ૧૮ઈસુએ કહ્યું, "તમને સમજવામાં હજુ મુશ્કેલી છે? તમે ખાતરીપૂર્વક જાણો છો કે બહારથી વ્યક્તિમાં એવું કશું પ્રવેશતું નથી જે તેને વટાળી શકે. ૧૯ખોરાક વ્યક્તિના મગજમાં જતો નથી. ખોરાક તો પેટમાં જાય છે. પછી તે ખોરાક શરીરની બહાર નીકળી જાય છે." (જ્યારે ઈસુએ આ કહ્યું, તેનો અર્થએ છે કે એવો કોઈ ખોરાક નથી જે લોકોને ખાવા માટે ખોટો છે.)

૨૦અને ઈસુએ કહ્યું, "જે વસ્તુઓ વ્યક્તિઓમાંથી આવે છે તે જ તે વ્યક્તિને વટાળે છે. ૨૧આ બધી ખરાબ વસ્તુઓ વ્યક્તિના મનની અંદર શરૂ થાય છે. મનમાં ખોટા વિચારો, અનૈતિક પાપો, ચોરી, ખૂન, ૨૨વ્યભિચાર, સ્વાર્થ, લોકોનું ખરાબ કરવું, વ્યર્થ જીવન, પાપનાં કામો કરવાં, અદેખાઈ, લોકોની નિંદા કરવી, મિથ્યા દંભ કરવો અને મૂર્ખાઈભર્યુ જીવન. ૨૩આ બધી દુષ્ટ વસ્તુઓ વ્યક્તિની અંદરથી આવે છે. આ વસ્તુઓ વ્યક્તિને વટાળે છે."

### ઈસુની બિનયહૂદી સ્ત્રીને સહાય

૨૪ઈસુ તે જગ્યા છોડીને તૂરની આજુબાજુના પ્રદેશમાં ગયો. ઈસુ ત્યાં એક ઘરમાં ગયો. તે ત્યાં હતો એમ તે પ્રદેશના લોકો જાણે એમ ઈસુ ઈચ્છતો નહોતો. પણ ઈસુ ગુપ્ત રહી શક્યો નહિ. ૨૫એક સ્ત્રીએ સાંભળ્યું કે ઈસુ ત્યાં હતો. તેની નાની દીકરીની અંદર શેતાનનો અશુદ્ધ આત્મા હતો. તેથી તે સ્ત્રી ઈસુ પાસે આવીને તેના ચરણોમાં નમી પડી. ૨૬તે સ્ત્રી યહૂદી ન હતી. તે ગ્રીક હતી અને સિરિયા પ્રદેશના ફિનીકિયામાં જન્મી હતી. તે સ્ત્રીએ ઈસુને તેની દીકરીમાંથી ભૂત કાઢવાને વિનંતી કરી.

૨૭ઈસુએ તે સ્ત્રીને કહ્યું, "છોકરાંની રોટલી લઈને કૂતરાંઓને આપવી તે યોગ્ય નથી. પ્રથમ છોકરાંને તેઓ ઈચ્છે તેટલું બધું ખાવા દો."

૨૮તે સ્ત્રીએ જવાબ આપ્યો; "તે સાચું છે, પ્રભુ. પરંતુ છોકરાં જે ખોરાકના નાના કકડાં મેજ નીચે પડે છે તે ખાતા નથી. તે કૂતરાંઓ ખાઈ જાય છે."

૨૯પછી ઈસુએ સ્ત્રીને કહ્યું, "તે એક ઘણો સારો જવાબ છે, તું જઈ શકે છે. તે ભૂત તારી દીકરીમાંથી નીકળી ગયું છે."

૩૦તે સ્ત્રી ઘેર ગઈ અને તેની દીકરીને પથારીમાં પડેલી જોઈ. ભૂત નીકળી ગયુ હતું.

### ઈસુ બહેરા માણસને સાજો કરે છે

૩૧પછી ઈસુએ તૂરની આજુબાજુનો પ્રદેશ છોડ્યો અને સિદોન થઈને ગાલીલ સરોવર તરફ ગયો. ઈસુ દસ ગામોના પ્રદેશમાં થઈને ગયો. ૩૨જ્યારે તે ત્યાં હતો ત્યારે કેટલાક લોકો એક માણસને તેની પાસે લાવ્યા. આ માણસ બહેરો હતો અને બોબડો હતો. લોકોએ ઈસુને તેના હાથ તે માણસ પર મૂકીને તેને સાજો કરવા વિનંતી કરી. ૩૩ઈસુ તે માણસને લોકો પાસેથી દૂર તેની સાથે એકાંતમાં દોરી ગયા. પછી ઈસુએ તે માણસના કાનની અંદર તેની આંગળી મૂકી અને થૂંકીને તે માણસની જીભને સ્પર્શ કર્યો. ૩૪ઈસુએ આકાશમાં ઊંચે જોયું અને નિસાસો નાખ્યો. ઈસુએ તે માણસને કહ્યું,

"એફફથા!" (આનો અર્થ, "ઊઘડી જા.") ૩૫જ્યારે ઈસુએ આ કર્યું, ત્યારે તે માણસ સાંભળવા શક્તિમાન બન્યો. તે માણસ તેની જીભનો ઉપયોગ કરવા સમર્થ બન્યો અને સ્પષ્ટ બોલવા લાગ્યો.

૩૬ઈસુએ લોકોને આજ્ઞા કરી કે જે કંઈ બન્યું છે તે વિષે કોઈ વ્યક્તિને કહેવું નહિ. ઈસુએ હંમેશા લોકોને આજ્ઞા કરતા કહ્યું કે તેના વિષે બીજા લોકોને કહેવું નહિ. પણ જેમ જેમ તેણે તેના વિષે ન કહેવાની વધુ ને વધુ આજ્ઞા કરી તેમ લોકો તેના વિષે વધારેને વધારે કહેવા લાગ્યા. ૩૭લોકો ખરેખર નવાઈ પામ્યા. લોકોએ કહ્યું, "ઈસુ દરેક વસ્તુ સારી રીતે કરે છે. ઈસુ બહેરાં માણસોને સાંભળતાં કરે છે. અને જે લોકો વાત કરી શકતા નથી, તેઓને વાત કરવા શક્તિમાન કરે છે."

### ઈસુ ૪,૦૦૦ થી વધારે લોકોને જમાડે છે

૮ બીજી વખતે ઈસુ સાથે ત્યાં ઘણા લોકો હતા. લોકો પાસે ખાવાનું ન હતું. તેથી ઈસુએ તેના શિષ્યોને તેની પાસે બોલાવ્યા. ઈસુએ કહ્યું, ૨"મને આ લોકોની દયા આવે છે. તેઓ મારી સાથે ત્રણ દિવસથી હતા. અને હવે તેઓની પાસે કંઈ ખાવાનું નથી. ૩મારે તેઓને ઘેર ભૂખ્યા મોકલવા જોઈએ નહિ. જો તેઓ જમ્યા વિના જશે તો ઘરે જતાં તેઓ રસ્તામાં બેહોશ થઈ જશે. આ લોકોમાંના કેટલાક તો ખૂબ દૂરથી અહીં આવ્યા છે."

૪ઈસુના શિષ્યોએ જવાબ આપ્યો. "પરંતુ આપણે કોઈ પણ ગામથી ઘણા દૂર છીએ. આ બધા લોકોને ખવડાવવા માટે પૂરતી રોટલી આપણે ક્યાંથી મેળવી શકીએ?"

૫પછી ઈસુએ તેઓને પૂછયું, "તમારી પાસે કેટલી રોટલીઓ છે?" શિષ્યોએ ઉત્તર આપ્યો, "અમારી પાસે સાત રોટલીઓ છે."

૬ઈસુએ લોકોને જમીન પર બેસવા કહ્યું, પછી ઈસુએ સાત રોટલીઓ લીધી અને દેવની સ્તુતિ કરી. ઈસુએ રોટલીના ભાગ કર્યા અને તેના શિષ્યોને તે ટુકડાઓ આપ્યા. ઈસુએ તે શિષ્યોને લોકોને રોટલી આપવા કહ્યું. શિષ્યોએ તેનું માન્યુ. ૭તે શિષ્યો પાસે થોડી માછલીઓ હતી. ઈસુએ માછલી માટે સ્તુતિ કરી અને લોકોને માછલી આપવા શિષ્યોને કહ્યું. ૮બધા લોકોએ ખાધુ અને તૃપ્ત થયા. પછી શિષ્યોએ નહિ ખાધેલા ખોરાકના ટુકડાઓથી સાત ટોપલીઓ ભરી. ૯ત્યાં લગભગ ૪,૦૦૦ પુરુષોએ ખાધુ. તેઓના ખાધા પછી ઈસુએ તેઓને ઘેર જવા માટે કહ્યું. ૧૦ઈસુ તેના શિષ્યો સાથે હોડીમાં દલ્મનૂથાની હદમાં ગયો.

### ઈસુની કસોટી કરવાનો ફરોશીઓનો પ્રયત્ન

૧૧ફરોશીઓ ઈસુ પાસે આવ્યા અને તેને પ્રશ્નો પૂછયા. તેઓ ઈસુની પરીક્ષા કરવા ઈચ્છતા હતા. તેથી તેઓએ ઈસુને આકાશમાંથી નિશાની માગીને તે દેવ તરફથી આવ્યો હતો તે બતાવવા કહ્યું. ૧૨ઈસુએ નિસાસો નાખ્યો. તેણે કહ્યું, "તમે લોકો શા માટે નિશાની સાબિતી તરીકે માગો છો? હું તમને સત્ય કહું છુ. તેના જેવી કોઈ નિશાની તમને આપવામાં આવશે નહિ." ૧૩પછી ઈસુ ફરોશીઓને છોડીને હોડીમાં બેસીને પેલે પાર ગયો.

### ઈસુની યહૂદી આગેવાનો વિરુદ્ધ ચેતવણી

૧૪તે શિષ્યો પાસે હોડીમાં તેઓની પાસે ફક્ત રોટલીનો એક ટુકડો હતો. તેઓ વધારે રોટલી લાવવાનું ભૂલી ગયા. ૧૫ઈસુએ તેમને ચેતવણી આપી, "સાવધાન રહો! ફરોશીઓના ખમીર અને હેરોદના ખમીરથી સાવધ રહો." ૧૬શિષ્યોએ આના અર્થની ચર્ચા કરી. તેઓએ કહ્યું, "તેણે આ કહ્યું કારણ કે આપણી પાસે રોટલી નથી."

૧૭ઈસુએ જાણ્યું કે તે શિષ્યો આના વિષે વાતો કરતા હતા. તેથી ઈસુએ તેઓને પૂછયું, "શા માટે તમે રોટલી નહિ હોવા વિષે વાત કરો છો? તમે હજુ પણ જોઈ શકતા નથી કે સમજી શકતા નથી? શું તમે સમજવા શક્તિમાન નથી? ૧૮શું તમારી પાસે જે આંખો છે તે આ જોઈ શકતી નથી? શું તમારી પાસે જે કાન છે તે સાંભળી શકતા નથી? યાદ કરો મેં આગાઉ શું કર્યુ હતુ, જ્યારે આપણી પાસે પૂરતી રોટલી ન હતી. ૧૯મેં પાંચ રોટલીમાંથી ૫,૦૦૦ લોકોને જમાડયા હતા. યાદ કરો કે તમે નહિ ખવાયેલા ખોરાકના ટુકડાઓ વડે કેટલી ટોપલીઓ ભરી હતી?"

તે શિષ્યોએ ઉત્તર આપ્યો, "અમે બાર ટોપલીઓ ભરી હતી."

૨૦"અને યાદ કરો કે મેં સાત રોટલીમાંથી ૪,૦૦૦ લોકોને જમાડયા હતા. યાદ કરો તમે નહિ ખવાયેલા ખોરાકના ટુકડાઓથી તમે કેટલી ટોપલીઓ ભરી હતી?"

તે શિષ્યોએ ઉત્તર આપ્યો, "અમે સાત ટોપલીઓ ભરી હતી."

૨૧પછી ઈસુએ તેઓને કહ્યું, "મેં જે કર્યું તે બધું તમે યાદ કરો છો, પણ હજુ તમે સમજી શકતા નથી?"

### ઈસુનું બેથસૈદામાં આંધળા માણસને સાજા કરવું

૨૨ઈસુ અને તેના શિષ્યો બેથસૈદામાં આવ્યા.
કેટલાએક લોકો એક આંધળા માણસને ઈસુ પાસે લાવ્યા.
તેઓએ તે માણસને સ્પર્શ કરવા ઈસુને વિનંતી કરી.
૨૩તેથી ઈસુએ તે આંધળા માણસનો હાથ પકડયો અને
તેને ગામની બહાર દોરી ગયા. પછી ઈસુ તે માણસની
આંખો પર થૂંકયો. ઈસુએ તેના હાથ આંધળા માણસ
પર મૂક્યા અને તેને કહ્યું, "હવે તું જોઈ શકે છે?"
૨૪આંધળા માણસે ઊંચુ જોયું અને કહ્યું, "હા, હું
લોકોને જોઈ શકુ છું. તેઓ આજુબાજુ ચાલતા વૃક્ષો
જેવા દેખાય છે."
૨૫ફરીથી ઈસુએ તેનો હાથ આંધળા માણસની આંખો
પર મૂક્યો. પછી તે માણસે તેની આંખો પહોળી કરીને
ખોલી. તેની આંખો સાજી થઈ ગઈ, અને તે દરેક વસ્તુ
સ્પષ્ટતાપૂર્વક જોઈ શકતો હતો. ૨૬ઈસુએ તેને ઘેર જવા
કહ્યું. ઈસુએ કહ્યું, "ગામમાં જઈશ નહિ."

### પિતર કહે છે ઈસુ એ જ ખ્રિસ્ત છે

૨૭ઈસુ અને તેના શિષ્યો કૈસરિયા ફિલિપ્પીનાં
ગામડાઓમાં ગયા. જ્યારે તેઓ મુસાફરી કરતા હતા,
ઈસુએ શિષ્યોને પૂછયું, "હું કોણ છું, એ વિષે લોકો શું
કહે છે?"
૨૮શિષ્યોએ ઉત્તર આપ્યો, "કેટલાક લોકો તને યોહાન
બાપ્તિસ્ત કહે છે. બીજા કેટલાક લોકો તને એલિયા કહે
છે. અને બીજા કેટલાક લોકો કહે છે કે તું પ્રબોધકોમાંનો
એક છે."
૨૯પછી ઈસુએ પૂછયું, "હું કોણ છું એ વિષે તમે શું
કહો છો?"
પિતરે ઉત્તર આપ્યો, "તું તો ખ્રિસ્ત છે."
૩૦ઈસુએ તેના શિષ્યોને કડકાઈથી કહ્યું: "હું કોણ
છું તે કોઈને કહેવું નહિ."
૩૧પછી ઈસુએ તેમને ઉપદેશ આપવાનું શરૂ કર્યુ. કે
માણસના પુત્રે ઘણું બધું સહન કરવું જોઈએ. ઈસુએ
બોધ આપ્યો કે માણસનો પુત્ર, વડીલ યહૂદી આગેવાનો
મુખ્ય યાજકો અને શાસ્ત્રીઓ દ્વારા નાપસંદ થશે. ઈસુએ
બોધ આપ્યો કે માણસના પુત્રને મારી નંખાશે અને
પછી મૃત્યુમાંથી ત્રણ દિવસો પછી તે ઊભો થશે.
૩૨ઈસુએ તેઓને દરેક જે બનવાનું હતુ તે કહ્યુ. તેણે
કશુંય ગુપ્ત રાખ્યું નહિ. પિતર ઈસુને બાજુમાં લઈ
ગયો અને આ વાતો કહેવા માટે તેને ઠપકો આપવા
લાગ્યો. ૩૩પણ ઈસુ પાછો ફર્યો અને તેના શિષ્યો તરફ
જોયું. પછી તેણે પિતરને ઠપકો આપ્યો. ઈસુએ પિતરને
કહ્યું, "શેતાન! મારી પાસેથી દૂર જા, તું દેવની વાતોની
પરવા કરતો નથી. તું ફક્ત લોકો જેને મહત્વ આપે છે
તેની જ કાળજી રાખે છે."
૩૪પછી ઈસુએ લોકોને તેની પાસે બોલાવ્યા. તેના
શિષ્યો પણ ત્યાં હતા. પછી ઈસુએ કહ્યું, "જો કોઈ
વ્યક્તિ મને અનુસરવા ઈચ્છે તો તેણે જે વસ્તુઓ તે
ઈચ્છે છે તેની "ના" કહેવી જોઈએ. તે વ્યક્તિએ વધસ્તંભ
(પીડા) સ્વીકારવો જોઈએ જે તેને આપવામાં આવેલ
છે, અને તેણે મને અનુસરવું જોઈએ. ૩૫જે વ્યક્તિ તેનું
જીવન બચાવવા ઈચ્છે છે તે ગુમાવશે. અને પ્રત્યેક
વ્યક્તિ જે મારા માટે અને સુવાર્તા માટે તેનું જીવન
આપે છે, તે હંમેશને માટે તેનું જીવન બચાવશે. ૩૬જો
કોઈ વ્યક્તિ આખું જગત જીતે છે પણ તેનું જીવન
ગુમાવે છે તો તેને કઈ રીતે લાભદાયી છે? ૩૭વ્યક્તિ
ફરીથી તેનો જીવ ખરીદવા કદાપિ કશું પૂરતું આપી
શકતો નથી. ૩૮જે લોકો હમણા જીવે છે; તેઓ પાપી
અને દુષ્ટ સમયમાં જીવે છે. જે કોઈ મારે લીધે તથા
મારી વાતોને લીધે શરમાશે તેને લીધે હું જયારે મારા
પિતાના મહિમામાં પવિત્ર દૂતો સાથે આવીશ, ત્યારે તે
વ્યકિતથી શરમાઈશ."

૯ પછી ઈસુએ કહ્યું, "હું તમને સત્ય કહું છું
કે, તમારામાંના કેટલાએક લોકો અહીં ઊભા છે
તેઓ તેમના મૃત્યુ પહેલા દેવના રાજ્યને આવતું જોશે.
દેવનું રાજ્ય પરાક્રમ સાથે આવશે."

### ઈસુ મૂસા અને એલિયા સાથે

૨છ દિવસો પછી ઈસુ પિતર, યાકૂબ તથા યોહાનને
લઈને એક ઊંચા પર્વત પર ગયો. તેઓ બધા ત્યાં એકલા
હતા. જ્યારે શિષ્યોની નજર સમક્ષ તેનું રૂપાંતર થયું,
ત્યારે ૩ઈસુનાં કપડાં સફેદ ચમકતાં થયાં. કપડાં બીજી
વ્યક્તિ બનાવી શકે તેના કરતાં વધારે ઉજળાં હતાં.
૪પછી ત્યાં બે માણસો આવ્યા અને ઈસુ સાથે વાતો
કરવા લાગ્યા. તે માણસો મૂસા અને એલિયા હતા.
૫પિતરે ઈસુને કહ્યું, "ઉપદેશક, તે સારું છે કે આપણે
અહીં છીએ. અહીં આપણે ત્રણ માંડવા બાંધીએ. એક
તારા માટે, એક મૂસા માટે અને એક એલિયા માટે."
૬પિતરે શું કહેવું તે જાણતો ન હતો. કારણ કે તે અને
બીજા બે શિષ્યો બહુ બીધા હતા.
૭પછી એક વાદળ આવ્યું અને તેઓ પર છાયા કરી.
વાદળમાંથી એક અવાજ આવ્યો અને કહ્યું, "આ (ઈસુ)
મારો પુત્ર છે અને હું તેને ચાહું છું. તેને તાબે થાઓ!"

૮પછી પિતર, યાકૂબ, અને યોહાને જોયું, પણ તેઓ ફક્ત ત્યાં ઈસુને તેઓની સાથે એકલો જોયો.

૯ઈસુ અને તેના શિષ્યો પર્વત પરથી નીચે પાછા ઉતરતા હતા ત્યારે ઈસુએ શિષ્યોને આજ્ઞા કરી. "તમે પર્વત પર જે વસ્તુઓ જોઈ છે તે વિષે કોઈ વ્યક્તિને કહેશો નહિ. માણસનો પુત્ર મૂએલામાંથી સજીવન ન થાય ત્યાં સુધી રાહ જુઓ. પછી તમે જે જોયું છે તે લોકોને કહી શકો છો."

૧૦તેથી શિષ્યોએ ઈસુની આજ્ઞા માની, અને તેઓએ જે જોયું હતું તે વિષે કશું કહ્યું નહિ. પણ તેઓએ મૂએલામાંથી સજીવન થવા વિષે ઈસુ શું સમજે છે તેની ચર્ચા કરી. ૧૧શિષ્યોએ ઈસુને પૂછયું, "પ્રથમ એલિયાએ આવવું જોઈએ એવું શાસ્ત્રીઓ શા માટે કહે છે?"

૧૨ઈસુએ ઉત્તર આપ્યો, "એલિયાએ પ્રથમ આવવું જોઈએ એ કહેવા માટે તેઓ સાચા છે. એલિયા બધી વસ્તુઓ જે રીતે હોવી જોઈએ તેવી બનાવે છે. પણ શાસ્ત્ર એવું શા માટે કહે છે કે માણસનો પુત્ર ઘણું સહન કરશે અને લોકો તેનો અસ્વીકાર કરશે? ૧૩હું કહું છું કે એલિયા ખરેખર આવ્યો છે; અને તેના વિષે શાસ્ત્રમાં કહેલું છે તે પ્રમાણે લોકોએ જેમ ચાહ્યું તેમ તેને કર્યું."

## ઈસુનું બિમાર છોકરાને સાજા કરવું

૧૪પછી ઈસુ, પિતર, યાકૂબ અને યોહાન બીજા શિષ્યો પાસે ગયા. તેઓએ ઘણા લોકોને તેઓની આજુબાજુ જોયા. શાસ્ત્રીઓ શિષ્યો સાથે દલીલો કરતા હતા. ૧૫જયારે લોકોએ ઈસુને જોયો, તેઓ વધારે અચરત પામ્યા. તેઓ તેને આવકારવા તેની પાસે દોડી ગયા.

૧૬ઈસુએ પૂછયું, "તમે શાસ્ત્રીઓ સાથે શાના વિષે દલીલો કરો છો?"

૧૭ટોળામાંથી એક માણસે જવાબ આપ્યો, "ઉપદેશક, હું મારા પુત્રને તારી પાસે લાવ્યો છું. મારા પુત્રમાં શેતાનનો આત્મા તેની અંદર છે. આ અશુદ્ધ આત્મા મારા પુત્રને વાતો કરતા અટકાવે છે. ૧૮અશુદ્ધ આત્મા મારા પુત્ર પર હુમલો કરે છે અને તેને જમીન પર ફેંકે છે. મારો પુત્ર તેના મુખમાંથી ફીણ કાઢે છે. તેના દાંત કચકચાવે છે. અને તે તવાતો જાય છે. મેં તારા શિષ્યોને અશુદ્ધ આત્માને બહાર કાઢવા માટે કહ્યું, પણ તેઓ કાઢી શક્યા નહિ."

૧૯ઈસુએ કહ્યું, "તમે લોકો વિશ્વાસ કરતા નથી! ક્યાં સુધી હું તમારી સાથે રહીશ? ક્યાં સુધી હું તમારું સહન કરીશ? છોકરાને મારી પાસે લાવો!"

૨૦તેથી શિષ્યો તે છોકરાને ઈસુ પાસે લાવ્યા. જ્યારે દુષ્ટ આત્માએ ઈસુને જોયો, તે અશુદ્ધ આત્માએ છોકરા પર હુમલો કર્યો. તે છોકરો નીચે પડ્યો અને જમીન પર આળોટતો હતો. તેના મુખમાંથી ફીણ નીકળતું હતું.

૨૧ઈસુએ છોકરાના પિતાને કહ્યું, "કેટલા લાંબા સમયથી આ છોકરાને આવું થાય છે?"

પિતાએ જવાબ આપ્યો, "તે ઘણો નાનો હતો ત્યારથી. ૨૨તે અશુદ્ધ આત્માએ તેને ઘણી વખત મારી નાખવા માટે અગ્નિમાં તથા પાણીમાં નાખ્યો હતો. જો તું તેને માટે કશું કરી શકે તો કૃપા કરીને અમારા પર દયા કરી અને અમને મદદ કર."

૨૩ઈસુએ પિતાને કહ્યું, "તેં કહ્યું કે, 'શક્ય હોય તો મદદ કર.' જે વ્યક્તિ વિશ્વાસ કરે છે તેના માટે બધી વસ્તુઓ શક્ય છે."

૨૪પિતા ઘણો ઉત્તેજિત થયો. તેણે કહ્યું, "હું જરૂર વિશ્વાસ કરું છું. મને વધારે વિશ્વાસી બનવામાં મદદ કર!" ૨૫ઈસુએ જોયું કે બધા જે લોકો ત્યાં શું બની રહ્યું છે તે જોવા માટે દોડતા હતા તેથી ઈસુએ અશુદ્ધ આત્માને કહ્યું "ઓ અશુદ્ધ આત્મા, તું આ છોકરાને બહેરો બનાવે છે અને તેને વાત કરતાં અટકાવે છે–હું તને આ છોકરામાંથી બહાર આવવાને અને કદાપિ તેનામાં નહિ પ્રવેશવા હુકમ કરું છું!"

૨૬તે અશુદ્ધ આત્માએ ચીસ પાડી. તે આત્માએ તે છોકરાને ફરીથી જમીન પર પાડ્યો. અને પછી તે અશુદ્ધ આત્મા બહાર નીકળી ગયો. તે છોકરો મરી ગયો હતો એવું દેખાયું. ઘણાં લોકોએ કહ્યું, "તે મૃત્યુ પામ્યો છે! " ૨૭પરંતુ ઈસુએ તે છોકરાનો હાથ પકડ્યો અને તેને ઊભો થવામાં મદદ કરી.

૨૮ ઈસુ ઘરમાં ગયો. ત્યાં તેની સાથે તેના શિષ્યો એકલા હતા. તેઓએ તેને પૂછયું "અમે શા માટે અશુદ્ધ આત્માને બહાર કાઢી શક્યા નહિ?"

૨૯ઈસુએ ઉત્તર આપ્યો, "આ પ્રકારના આત્માને ફક્ત પ્રાર્થનાના ઉપયોગ દ્વારા જ બહાર કાઢી શકાય છે."

## ઈસુનું તેના મૃત્યુ વિષે કહેવું

૩૦પછી ઈસુ અને તેના શિષ્યોએ તે જગ્યા છોડી. તેઓ ગાલીલમાં થઈને ગયા. ઈસુ ક્યાં હતો તે લોકો જાણે એમ ઈચ્છતો નહોતો. ૩૧ઈસુ તેના શિષ્યોને એકલાને ઉપદેશ આપવા ઈચ્છતો હતો. ઈસુએ તેઓને કહ્યું, "માણસનો પુત્ર લોકોને સોપવામાં આવશે. તેઓ તેને મારી નાખશે. મારી નાખ્યા પછી, ત્રણ દિવસ પછી તે મૃત્યુમાંથી સજીવન થશે." ૩૨પરંતુ ઈસુ જે

કહેવા માગતો હતો તે શિષ્યો સમજ્યા નહિ, અને તેઓ તેણે શું અર્થ કર્યો છે એ પૂછતાં ડરતા હતા.

### ઈસુ કહે છે કે સૌથી મહાન કોણ છે

૩૩ઈસુ અને તેના શિષ્યો કફર-નહૂમ ગયા. તેઓ એક ઘરમાં ગયા. પછી ઈસુએ તેના શિષ્યોને કહ્યું, "મેં આજે રસ્તા પર તમને દલીલો કરતાં સાંભળ્યા. તમે શાના વિષે દલીલો કરતા હતા?" ૩૪પરંતુ શિષ્યો શાંત રહ્યાં. કારણ કે રસ્તામાં તેઓ અંદર અંદર સૌથી મોટો કોણ હતો તે અંગેનો વિવાદ કરતા હતા. ૩૫ઈસુ નીચે બેઠો અને બાર પ્રેરિતોને તેની પાસે બોલાવ્યા. ઈસુએ કહ્યું, "જો કોઈ વ્યક્તિની ઈચ્છા સૌથી વધારે મહત્વના વ્યક્તિ બનવાની હોય તો પછી તેણે બીજા દરેક લોકોને તેના કરતા વધારે મહત્વના ગણવા જોઈએ. તે વ્યક્તિએ બીજા બધા લોકોની સેવા કરવી જોઈએ."

૩૬પછી ઈસુએ એક નાનું બાળક લીધું. ઈસુએ બાળકને શિષ્યો આગળ ઊભું રાખ્યું. ઈસુએ તે બાળકને તેના ખોળામાં લીધું અને કહ્યું, ૩૭"જો કોઈ વ્યક્તિ મારા નામે આ નાના બાળકોનો સ્વીકાર કરશે તો તે વ્યક્તિ મને પણ સ્વીકારે છે. અને જો વ્યક્તિ મને સ્વીકારે છે તો પછી તે વ્યક્તિ મને મોકલનારને (દેવને) પણ સ્વીકારે છે."

### જે વ્યક્તિ આપણી વિરુદ્ધ નથી તે આપણા પક્ષનો છે

૩૮પછી યોહાને કહ્યું,"ઉપદેશક, અમે તારા નામનો ઉપયોગ કરીને એક વ્યક્તિને ભૂતને બહાર કાઢતાં દીઠો. તે આપણા જૂથનો ન હતો. તેથી અમે તેને તે બંધ કરવા કહ્યું."

૩૯ઈસુએ કહ્યું, "તેને રોકશો નહિ, જે કોઈ વ્યક્તિ પરાક્રમ કરવા મારા નામનો ઉપયોગ કરે છે તે મારા વિષે ખરાબ કહેશે નહિ. ૪૦જે વ્યક્તિ આપણી વિરુદ્ધ નથી તે આપણા પક્ષનો છે. ૪૧હું તને સત્ય કહું છું, જે કોઈ વ્યક્તિ તને પીવાનું પાણી આપીને મદદ કરે છે કારણ કે તું ખ્રિસ્તનો શિષ્ય છે, તો તે વ્યક્તિ ખરેખર તેનો બદલો પ્રાપ્ત કરશે."

૪૨"જો આ નાના બાળકોમાંનો એક મારામાં વિશ્વાસ કરે અને બીજી એક વ્યક્તિ તે બાળકને પાપ કરવા કારણરૂપ બને, તો તે વ્યક્તિ માટે તે ઘણું ખરાબ હશે. તે વ્યક્તિ તેના ગળે ઘંટીનું પડ બાંધીને દરિયામાં જાતે ડુબી જાય તે વધારે સારું છે. ૪૩જો તારો હાથ તને પાપ કરાવે તો તે કાપી નાખ. તારા માટે તારા શરીરનો ભાગ ગુમાવવો એ વધારે સારું છે, પરંતુ જીવન તો સદા માટે રહેશે. બે હાથો સાથે નરકમાં જવું તેના કરતાં તે વધારે સારું છે. તે જગ્યામાં કદાપિ અગ્નિ હોલવાતો નથી. ૪૪*
૪૫જો તારો પગ તને પાપ કરાવે, તો તેને કાપી નાખ. તારા માટે તારા શરીરનો ભાગ ગુમાવવો તે વધારે સારું છે. પણ જીવન તો સદાય રહે. બે પગો સાથે નરકમાં ફેંકવામાં આવે તેના કરતાં તે વધારે સારું છે. ૪૬* ૪૭જો તારી આંખ તને પાપ કરાવે તો તેને બહાર કાઢી નાખ, તારી પાસે ફકત એક આંખ હોવી વધારે સારું છે. પણ જીવન તો સદાય રહે. બે આંખો સાથે નરકમાં ફેંકવામાં આવે તેના કરતાં તે એક આંખ સાથે દેવના રાજ્યમાં પ્રવેશ કરવો તે વધારે સારું છે. ૪૮નરકમાં લોકોને જે જંતુઓ ખાય છે તે કદાપિ મરતા નથી. નરકમાં અગ્નિ કદાપિ હોલવાતો નથી. ૪૯પ્રત્યેક વ્યક્તિ અગ્નિ વડે શિક્ષા પામશે."

૫૦"મીઠું એ સારું છે. પરંતુ મીઠું તેનો ખારો સ્વાદ ગુમાવે પછી તમે તેને ફરીથી ખારું બનાવી શકતા નથી. તેથી ભલાઈથી પૂર્ણ બનો અને એકબીજા સાથે શાંતિ રાખો."

### ઈસુનો ફારગતીનો ઉપદેશ

૧૦ પછી ઈસુએ તે જગ્યા છોડી. તે યર્દન નદીને પેલે પાર યહૂદિયા પ્રદેશમાં ગયો. ફરીથી ઘણા લોકો તેની પાસે આવ્યા. ઈસુ હંમેશા કરતો હતો, તેવી રીતે લોકોને ઉપદેશ આપ્યો.

૨કેટલાક ફરોશીઓ ઈસુ પાસે આવ્યા. તેઓએ ઈસુ કંઈક ખોટુ કહે તે માટે પ્રયત્નો કર્યા. તેઓએ ઈસુને પૂછયું, "પોતાની પત્નીને ફારગતી આપવી તે માણસ માટે યોગ્ય છે?"

૩ઈસુએ ઉત્તર આપ્યો, "મૂસાએ તમને શું કરવા હુકમ કર્યો હતો?"

૪તે ફરોશીઓએ કહ્યું, "મૂસાએ ફારગતીનું પ્રમાણપત્ર લખ્યા પછી તેની પત્નીથી ફારગતી લેવાની માણસને પરવાનગી આપી છે."

૫ઈસુએ કહ્યું, "મૂસાએ તે આજ્ઞા તમારા માટે લખી છે કારણ કે તમે દેવના ઉપદેશને સ્વીકારવાની ના પાડી. ૬પરંતુ જ્યારે દેવે દુનિયા બનાવી, 'તેણે તેઓમાં નર અને નારીનું સર્જન કર્યુ.' ૭તેથી માણસ તેના માતાપિતાને છોડીને તેની પત્ની સાથે જોડાશે. ૮અને

---

**કલમ ૪૪** માર્કની કેટલીક ગ્રીક નકલોમાં કલમ ૪૪ જોડવામાં આવી છે, જે કલમ ૪૮ ને મળતી આવે છે.

**કલમ ૪૬** માર્કની કેટલીક ગ્રીક નકલોમાં કલમ ૪૬ જોડવામાં આવી છે, જે કલમ ૪૮ ને મળતી આવે છે.

બે જણ એક બનશે.' તેથી તેઓ બે નથી પણ એક છે.
૯દેવે તે બેને સાથે જોડ્યા છે. તેથી કોઈ વ્યક્તિએ તેઓને
છૂટા નહિ પાડવા જોઈએ."
૧૦પાછળથી તે શિષ્યો અને ઈસુ ઘરમાં હતા. તે
શિષ્યોએ ફરીથી ઈસુને ફારગતીના પ્રશ્ન વિષે પૂછયું.
૧૧ઈસુએ ઉત્તર આપ્યો, "કોઈ પણ વ્યક્તિ જે તેની
પત્નીને ફારગતી આપે છે અને બીજી સ્રીને પરણે છે.
તે તેની પત્ની વિરુદ્ધ પાપમાં દોષિત છે. તે વ્યભિચારના
પાપ માટે ગુનેગાર છે. ૧૨અને જે સ્રી પોતાના પતિને
ફારગતી આપે છે અને બીજા પુરુષને પરણે છે ત્યારે તે
પણ વ્યભિચાર માટે દોષિત છે."

### ઈસુનો બાળકોનો સ્વીકાર

૧૩લોકો તેમનાં નાનાં બાળકોને ઈસુ પાસે લાવ્યાં.
તેથી તેઓને સ્પર્શી શકે. પરંતુ શિષ્યોએ લોકોને તેમના
બાળકોને ઈસુ પાસે લાવતા અટકાવ્યા. ૧૪ઈસુએ શું
બન્યું તે જોયું. તેના શિષ્યોનું બાળકોને નહિ આવવા
માટેનું કહેવું તેને ગમ્યું નહિ. ઈસુએ તેઓને કહ્યું,"નાનાં
બાળકોને મારી પાસે આવવા દો, તેઓને રોકશો નહિ.
કારણ કે દેવનું રાજ્ય એ લોકોનું છે જેઓ આ નાનાં
બાળકો જેવાં છે. ૧૫હું તમને સાચું કહું છું, તમારે દેવના
રાજ્યનો સ્વીકાર, એક નાનું બાળક વસ્તુઓ સ્વીકારે છે
તેવી રીતે કરવો જોઈએ. નહિ તો તમે કદાપિ તેમાં
પ્રવેશ કરશો જ નહિ." ૧૬પછી ઈસુએ બાળકોને તેના
બાથમાં લીધા. ઈસુએ તેઓના પર હાથ મૂકી તેઓને
આશીર્વાદ દીધો.

### એક ધનવાનની ઈસુને અનુસરવાની ના

૧૭ઈસુએ વિદાય થવાની શરૂઆત કરી. પરંતુ એક
માણસ દોડતો આવ્યો અને ઈસુની આગળ તેનાં ઘૂંટણે
પડ્યો, તે માણસે પૂછયું, "ઉત્તમ ઉપદેશક, અનંતજીવન
મેળવવા મારે શું કરવું જોઈએ?"
૧૮ઈસુએ ઉત્તર આપ્યો; "તું મને ઉત્તમ શા માટે કહે
છે? કોઈ વ્યક્તિ ઉત્તમ નથી. ફક્ત દેવ જ ઉત્તમ છે.
૧૯પણ હું તારા પ્રશ્નનો ઉત્તર આપીશ. તું આજ્ઞાઓ
જાણે છે: 'તારે કોઈનું ખૂન કરવું જોઈએ નહિ, તારે
વ્યભિચારનું પાપ કરવું જોઈએ નહિ, તારે ચોરી કરવી
જોઈએ નહિ, તારે તારા માબાપને માન આપવું
જોઈએ.... '*"

૨૦તે માણસે કહ્યું, "ઉપદેશક, હું બાળક હતો ત્યારથી
આ બધી આજ્ઞાઓનું પાલન કરું છું."
૨૧ઈસુએ તે માણસ સામે જોયું. ઈસુને તેના પર હેત
આવ્યું. ઈસુએ કહ્યું, "તું એક વાત સબંધી અધૂરો છે.
જા અને તારી પાસે જે બધું છે તે વેચી નાખ. પૈસા
ગરીબ લોકોને આપ. તને આકાશમાં તેનો બદલો મળશે.
પછી આવ અને મને અનુસર."
૨૨ઈસુને આમ કહેતા સાંભળીને તે માણસનો ચહેરો
ફીક્કો પડી ગયો. અને તે વિદાય થયો. તે માણસ દુ:ખી
હતો કારણ કે તે ઘણો પૈસાદાર હતો અને તેના પૈસા
રાખવા ઈચ્છતો હતો.
૨૩પછી ઈસુએ તેના શિષ્યો તરફ જોયું અને તેઓને
કહ્યું, "ધનવાન વ્યક્તિઓ માટે દેવના રાજ્યમાં પ્રવેશવું
ઘણું મુશ્કેલ હશે!"
૨૪ઈસુએ જે કહ્યું તેથી શિષ્યો આશ્ચર્યચકિત થયા.
પણ ઈસુએ ફરીથી કહ્યું, "મારાં બાળકો, દેવના રાજ્યમાં
પ્રવેશવું તે ઘણું કઠિન છે! ૨૫અને પૈસાદાર માણસો માટે
દેવના રાજ્યમાં પ્રવેશવું તે ઘણું મુશ્કેલ બનશે. સોયના
નાકામાંથી પસાર થવું ઊંટના માટે વધારે સહેલું બનશે!"
૨૬તે શિષ્યો વધારે નવાઈ પામ્યા હતા અને
એકબીજાને કહ્યું, "તો કોણ તારણ પામી શકે?"
૨૭ઈસુએ શિષ્યો તરફ જોયું અને કહ્યું, "આ કંઈક
એવું છે જે લોકો તેમની જાતે કરી શકે નહિ, તે દેવ
પાસેથી આવવું જોઈએ. દેવ બધી વસ્તુઓ કરી શકે
છે." ૨૮પિતરે ઈસુને કહ્યું, "અમે તને અનુસરવા બધું
જ છોડી દીધું!"
૨૯ઈસુએ કહ્યું, "હું તમને સત્ય કહું છું, પ્રત્યેક વ્યક્તિ
જેણે તેનું ઘર, ભાઈઓ, બહેનો, મા, પિતા, બાળકો
અથવા ખેતરોને મારી સુવાર્તા માટે છોડ્યા છે, ૩૦તેઓએ
જેટલું છોડ્યું છે તેના કરતાં સોગણું વધારે મેળવશે.
અહીં આ દુનિયામાં તે વ્યક્તિ વધારે ઘરો, ભાઈઓ,
બહેનો, મા, પિતા, બાળકો અથવા ખેતરો મેળવશે અને
તે વસ્તુઓ સાથે તે વ્યક્તિની સતાવણી થશે. પણ
આવનાર દુનિયામાં તેને બદલો મળશે. તે બદલો
અનંતજીવન છે. ૩૧ઘણા લોકો જેની પાસે હાલમાં
ઊંચામાં ઊંચી જગ્યા છે, તેમની પાસે ભવિષ્યમાં
નીચામાં નીચી જગ્યા હશે. અને જે લોકો પાસે હાલમાં
નીચામાં નીચી જગ્યા છે તેઓ ભવિષ્યમાં ઊંચામાં
ઊંચી જગ્યા મેળવશે."

### ઈસુ ફરીથી તેના મૃત્યુ વિષે કહે છે

૩૨ઈસુ અને તેની સાથેના લોકો યરૂશાલેમ જતા

---

**'તારે કોઈનું ... માન આપવું જોઈએ'** નિ. ૨૦:૧૨-૧૬; પુન.
૫:૧૬-૨૦.

હતા. ઈસુ લોકોને દોરતો હતો. ઈસુના શિષ્યો
આશ્ચર્યચકિત થઈ ગયા. પણ પેલા લોકો જે તેની પાછળ
આવતા હતા તેઓ બીતાં હતા. ઈસુએ ફરીથી બાર
પ્રેરિતોને ભેગા કર્યા. અને તેઓની સાથે એકલા વાત
કરી. ઈસુએ યરૂશાલેમમાં શું થશે તે તેઓને કહ્યું.
૩૩ઈસુએ કહ્યું, "આપણે યરૂશાલેમ તરફ જઈએ છીએ.
માણસના પુત્રને મુખ્ય યાજકો અને શાસ્ત્રીઓના હાથમાં
સોંપવામાં આવશે. યાજકો અને શાસ્ત્રીઓ કહેશે કે
માણસના પુત્રે મરવું જોઈએ. તેઓ બિનયહૂદી લોકોને
માણસનો પુત્ર સોંપશે. ૩૪તે લોકો તેની મશ્કરી કરશે
અને તેના પર થૂંકશે, તેઓ તેને ચાબૂકથી મારશે અને
તેને મારી નાખશે. પરંતુ તેના મૃત્યુ પછી ત્રીજા દિવસે
તે પાછો ઊઠશે."

### યાકૂબ અને યોહાનની માગણી

૩૫પછી ઝબદીનો દીકરો યાકૂબ તથા યોહાન ઈસુની
પાસે આવે છે. તેઓએ કહ્યું, "ઉપદેશક, અમે તને અમારા
માટે કશુંક કરવાનું કહેવાની ઈચ્છા રાખીએ છીએ."
૩૬ઈસુએ પૂછ્યું, "તમે મારી પાસે શું કરાવવા ઈચ્છો
છો?"
૩૭પુત્રોએ ઉત્તર આપ્યો, "તું તારા મહિમામાં
અમારામાંના એકને તારી જમણી બાજુ બેસવા દે અને
એકને તારી ડાબી બાજુ બેસવા દે."
૩૮ઈસુએ કહ્યું, "તમે જે માગો છો તે તમે સમજી
શકતા નથી. મારે જે પીડા સહન કરવાની છે તેવી તમે
સ્વીકારી શકશો? અને જે બાપ્તિસ્મા હું લઉં છું તે
બાપ્તિસ્મા તમે લઈ શકશો?"
૩૯પુત્રોએ ઉત્તર આપ્યો, "હા અમે કરી શકીશું."
ઈસુએ પુત્રોને કહ્યું, "હું જે સહન કરીશ તે રીતે તમારે
સહન કરવું પડશે. હું જે રીતે બાપ્તિસ્મા પામીશ તેવી
જ રીતે તમારું બાપ્તિસ્મા થશે. ૪૦પણ મારી જમણી કે
ડાબી બાજુમાં બેસવાનો અધિકાર આપનાર વ્યક્તિ હું
નથી. ત્યાં કેટલાએક લોકો છે તેઓને પેલી જગ્યાઓ
મળશે. પેલી જગ્યાઓ તેમના માટે તૈયાર કરવામાં આવી
છે."
૪૧બીજા દસ શિષ્યોએ આ સાંભળ્યું. તેઓ યાકૂબ
અને યોહાન પર ગુસ્સે થયા. ૪૨ઈસુએ બધા શિષ્યોને
સાથે બોલાવ્યા. ઈસુએ કહ્યું, "બિનયહૂદી લોકો પાસે
માણસો છે તેઓ શાસકો કહેવાય છે. તું જાણે છે કે પેલા
શાસકો લોકો પર તેમનું ધણીપણું બતાવવા ઈચ્છે છે
અને તેમના આગેવાનો લોકો પર તેઓની બધી સત્તાનો
ઉપયોગ કરવા ઈચ્છે છે. ૪૩પણ તમારી સાથે તે રીતે ન
થવું જોઈએ. તમારામાંથી કોઈ મહાન થવા ઈચ્છતું
હોય તો પછી તેણે સેવકની જેમ તમારી સેવા કરવી
જોઈએ. ૪૪જો તમારામાંથી કોઈ એક સૌથી વધારે
મહત્વનો થવા ઈચ્છે તો પછી તેણે તમારા બધાની એક
દાસની જેમ સેવા કરવી. ૪૫તે જ રીતે, માણસનો પુત્ર
બીજા લોકો પાસે તેની સેવા કરાવવા આવ્યો નથી.
પરંતુ માણસનો પુત્ર બીજા લોકોની સેવા કરવા માટે
આવ્યો છે. માણસનો પુત્ર ઘણા લોકોને બચાવવા તેનું
જીવન સમર્પિત કરવા આવ્યો છે."

### એક આંધળા માણસને ઈસુનું સાજા કરવું

૪૬પછી તેઓ યરેખોના ગામમાં આવ્યા. ઈસુ તેના
શિષ્યો અને બીજા ઘણા લોકો સાથે તે ગામની વિદાય
લેતા હતા. બર્તિમાય નામનો એક આંધળો માણસ
(તિમાયનો પુત્ર) રસ્તાની બાજુમાં બેઠો હતો. આ માણસ
હંમેશા પૈસાની ભીખ માંગતો હતો. ૪૭આંધળા માણસે
સાંભળ્યું કે નાઝરેથનો ઈસુ બાજુમાંથી પસાર થતો હતો.
તે આંધળા માણસે બૂમ પાડી, "ઈસુ, દાઉદના દીકરા,
કૃપા કરીને મને મદદ કર!"
૪૮ઘણા લોકોએ આંધળા માણસની ટીકા કરી. તેઓએ
તેને નહિ બોલવા કહ્યું. પરંતુ આંધળો માણસ વધારે ને
વધારે બૂમો પાડવા લાગ્યો. "દાઉદના દીકરા, કૃપા કરીને
મને મદદ કર!"
૪૯ઈસુ ઊભો રહ્યો અને કહ્યું, "તે માણસને અહીં
આવવા કહો."
તેથી તેઓએ આંધળા માણસને બોલાવ્યો. તેઓએ
કહ્યું, "હિમ્મત રાખ! ઊભો થા! ઈસુ તને બોલાવે છે."
૫૦આંધળો માણસ ઝડપથી ઊભો થયો. તેણે તેનો ડગલો
ત્યાં મૂક્યો અને ઈસુ તરફ ગયો.
૫૧ઈસુએ માણસને પૂછ્યું, "મારી પાસે તું શું
કરાવવાની ઈચ્છા રાખે છે?"
આંધળો માણસ બોલ્યો, "ઊપદેશક, મારી ઈચ્છા
ફરી દેખતા થવાની છે."
૫૨ઈસુએ કહ્યુ, "જા, તું તારા વિશ્ર્વાસને કારણે સાજો
થઈ ગયો છે." પછી તે માણસ ફરીથી દેખતો થયો. તે
રસ્તામાં ઈસુને અનુસર્યો.

### ઈસુનો રાજાની જેમ યરૂશાલેમમાં પ્રવેશ

૧૧ ઈસુ અને તેના શિષ્યો યરૂશાલેમની નજીક
આવતા હતા. તેઓ જૈતૂનના પહાડ આગળ
બેથફગે તથા બેથનિયાના શહેરો પાસે આવ્યા. ત્યાં
ઈસુએ તેના બે શિષ્યોને આગળ મોકલ્યા. ૨ઈસુએ

શિષ્યોને કહ્યું, "તમે જે ગામ જુઓ છો તે ગામમાં જાઓ.
જ્યારે તમે ત્યાં પ્રવેશ કરશો ત્યારે, તમે એક ગધેડાના
વછેરાને ત્યાં બાંધેલો જોશો. આ વછેરા પર કોઈએ કદી
સવારી કરી નથી, તે વછેરાને છોડીને તેને અહીં મારી
પાસે લાવ. ૩જો કોઈ વ્યક્તિ તને પૂછે કે તું તે વછેરાને
શા માટે લઈ જાય છે, તો તે વ્યક્તિને કહેજે, 'માલિકને
આ વછેરાની જરૂર છે. તે જલ્દીથી તેને પાછો મોકલશે.'"
૪તે શિષ્યો ગામમાં ગયા. તેઓએ એક ઘરના દરવાજા
નજીક શેરીમાં એક વછેરાને બાંધેલો જોયો. તે શિષ્યોએ
તે વછેરાને છોડ્યો. ૫કેટલાક લોકો ત્યાં ઊભા હતા અને
તેઓએ આ જોયું, તે લોકોએ પૂછ્યું; "તમે શું કરો છો?
તમે તે વછેરાને શા માટે છોડો છો?" ૬ઈસુએ શિષ્યોને
જે જવાબ આપવા કહેલું તે રીતે શિષ્યોએ જવાબ આપ્યો.
લોકોએ શિષ્યોને વછેરું લેવા દીધું. ૭શિષ્યો ઈસુ પાસે
વછેરો લાવ્યા . શિષ્યોએ તેમના લૂગડાં વછેરા પર
મૂક્યાં. અને ઈસુ તેના પર બેઠો. ૮ઘણા લોકોએ તેમનાં
ડગલા ઈસુ માટે રસ્તા પર પાથર્યા. બીજા લોકોએ
ખેતરમાંથી ડાળીઓ કાપી અને રસ્તા પર ડાળીઓ
પાથરી.
૯કેટલાક લોકો ઈસુની આગળ આગળ ચાલતા હતા.
બીજા લોકો તેની પાછળ ચાલતા હતા. બધા લોકોએ
બૂમ પાડી,

"'તેની સ્તુતિ કરો!' 'આવકાર! પ્રભુના નામે જે
એક આવે છે તે દેવનો આશીર્વાદિત છે!'

*ગીતશાસ્ત્ર ૧૧૮:૨૫, ૨૬*

૧૦ આપણા પિતા દાઉદના રાજ્યને દેવના આશીર્વાદ
છે. તે રાજ્ય આવે છે! પરમ ઊંચામાં દેવની
સ્તુતિ કરો!"

૧૧ઈસુ યરૂશાલેમમાં દાખલ થયો અને મંદિરમાં ગયો.
ઈસુએ મંદિરમાં દરેક વસ્તુઓ તરફ જોયું. પણ સાંજ
પડી ગઈ હતી, તેથી ઈસુ બાર પ્રેરિતો સાથે બેથનિયા
ગયો.
૧૨બીજે દિવસે, જેવું તેઓએ બેથનિયા છોડયું, ઈસુ
ભૂખ્યો થયો હતો. ૧૩ઈસુએ દૂર એક અંજીરીનું ઝાડ
જેને પાંદડા આવ્યાં હતાં તે જોયું. તેથી ઈસુ તે ઝાડ
પાસે ગયો કે કદાચ તેને તે પરથી કંઈ મળે, પણ ઈસુએ
તે ઝાડ પર કોઈ અંજીર જોયા નહિ. ત્યાં ફક્ત પાંદડાઓ
હતાં. કેમ કે અંજીરોની ઋતુ ન હતી. ૧૪તેથી ઈસુએ તે
ઝાડને કહ્યું, "લોકો તારા પરથી ફરી કદી ફળ ખાશે
નહિ." ઈસુના શિષ્યોએ તેને આ કહેતા સાંભળ્યું.

## ઈસુનું મંદિરમાં જવું

૧૫ઈસુ અને તેના શિષ્યો યરૂશાલેમમાં ગયા. તે
મંદિરમાં ગયો. ઈસુએ ત્યાં જે લોકો વસ્તુઓ વેચતા
હતા અને ખરીદતા હતા તેઓને બહાર કાઢવાની શરૂઆત
કરી. ઈસુએ નાણાવટીઓની મેજો તથા કબૂતર
વેચનારાઓની પાટલીઓ ઊંધી વાળી. ૧૬ઈસુએ
મંદિરમાંથી કોઈ પણ માણસને વસ્તુઓ લઈ જવાની
પરવાનગી આપવાની ના પાડી. ૧૭પછી ઈસુએ લોકોને
ઉપદેશ આપ્યો. તેણે કહ્યું; "શાસ્ત્રોમાં તે લખેલું છે. 'મારું
ઘર બધા લોકો માટેનું પ્રાર્થનાનું ઘર કહેવાશે.' પરંતુ
તમે દેવના ઘરને 'ચોરોને છુપાવા માટેની જગ્યામાં ફેરવો
છો.'"
૧૮મુખ્ય યાજકો અને શાસ્ત્રીઓએ આ બાબતો
સાંભળી. તેઓ ઈસુને મારી નાખવાનો રસ્તો શોધવાનો
પ્રયત્ન કરવા લાગ્યા. તેઓ ઈસુથી ડરતા હતા. કારણ કે
બધા લોકો તેના ઉપદેશથી અચરત પામતા હતા. ૧૯તે
રાત્રે, ઈસુ અને તેના શિષ્યોએ તે શહેર છોડ્યું.

## ઈસુ વિશ્વાસનું સામર્થ્ય બતાવે છે

૨૦બીજી સવારે ઈસુ તેના શિષ્યો સાથે ચાલતો હતો.
તેઓએ અંજીરીનું ઝાડ જોયું. ઈસુ આગલા દિવસે જે
વિષે બોલ્યો હતો. એ અંજીરનું વૃક્ષ તેના મૂળ સાથે
સૂકાઈ ગયેલું જોયું. ૨૧પિતરે વૃક્ષનું સ્મરણ કરીને ઈસુને
કહ્યું, "ઉપદેશક, જો! ગઈકાલે, તેં કહ્યું કે અંજીરીનું વૃક્ષ
મૂળમાંથી સૂકાઈ જશે. હવે તે સૂકું અને મરેલું છે!"
૨૨ઈસુએ ઉત્તર આપ્યો; "દેવમાં વિશ્વાસ રાખો."
૨૩હું તમને સત્ય કહું છું. તમે આ પર્વતને કહી શકો
છો, 'જા, પર્વત દરિયામાં પડ.' અને જો તમને તમારા
મનમાં શંકા ના હોય અને વિશ્વાસ હોય કે તમે જે
કહેશો તે બનશે તો દેવ તે તમારા માટે કરશે. ૨૪તેથી હું
તમને કહું છું કે પ્રાર્થનામાં જે સર્વ તમે માગો છો, તે
અમે પામ્યા છીએ, એવો વિશ્વાસ રાખો, તો તે તમને
મળશે. ૨૫જયારે તમે પ્રાર્થના કરો છો, અને તમે યાદ
કરો છો કે તમે બીજા કોઈ એક વ્યક્તિ સાથે કંઈક
કારણસર ગુસ્સે થયા છો. તો તે વ્યક્તિને માફ કરો."
૨૬*

---

**કલમ ૨૬** કેટલીક પ્રાચીન ગ્રીક નકલોમાં કલમ ૨૬ જોડી છે: "પણ જો તમે બીજાઓને માફ નહિ કરો, તો તમારો પિતા જે આકાશમાં છે તે પણ તમારા અપરાધ તમને માફ કરશે નહિ."

### યહૂદી આગેવાનોની ઈસુના અધિકારની શંકા

૨૭ઈસુ અને તેના શિષ્યો ફરીથી યરૂશાલેમ ગયા. ઈસુ મંદિરમાં ચાલતો હતો. મુખ્ય યાજકો, શાસ્રીઓ અને વડીલ યહૂદી આગેવાનો ઈસુ પાસે આવ્યા. ૨૮તેઓએ ઈસુને કહ્યું, "અમને કહે! તને આવા કામો કરવાની કઈ સત્તા છે? તને આ સત્તા કોણે આપી?"

૨૯ઈસુએ ઉત્તર આપ્યો, "હું તમને એક પ્રશ્ન પૂછીશ. તમે મારા પ્રશ્નનો જવાબ આપો. પછી હું તમને કોની સત્તાથી આ કામો કરું છું તે કહીશ. ૩૦મને કહો: જ્યારે યોહાન લોકોને બાપ્તિસ્મા આપતો હતો, ત્યારે તે (સત્તા) દેવ પાસેથી આવી કે માણસો પાસેથી? મને ઉત્તર આપો!"

૩૧આ યહૂદી નેતાઓએ ઈસુના પ્રશ્ન વિષે વાતો કરી. તેઓએ એકબીજાને કહ્યું, "જો આપણે ઉત્તર આપીએ. યોહાનનું બાપ્તિસ્મા દેવ પાસેથી, તો પછી ઈસુ કહેશે, 'તો પછી તમે યોહાનમાં શા માટે વિશ્વાસ કરતા નહોતા?' ૩૨પણ જો આપણે કહીએ, 'યોહાનનું બાપ્તિસ્મા માણસ પાસેનું હતું.' તો લોકો આપણા પર ગુસ્સે થશે." (આ આગેવાનો લોકોથી બીતા હતા. બધા જ લોકોને વિશ્વાસ હતો કે યોહાન એક પ્રબોધક હતો.)

૩૩તેથી આગેવાનોએ ઈસુને ઉત્તર આપ્યો. "અમે ઉત્તર જાણતા નથી."

ઈસુએ કહ્યું, "તો પછી હું તમને કહીશ નહિ કે આ કામો હું કઈ સત્તાથી કરું છું."

### દેવ તેના પુત્રને મોકલે છે

**૧૨** ઈસુ લોકોને ઉપદેશ આપવા માટે વાર્તાઓનો ઉપયોગ કરતો. "એક માણસે એક ખેતરમાં દ્રાક્ષાવાડી રોપી અને તે માણસે ખેતરની આજુબાજુ દિવાલ બનાવી. અને એક ખાડો ખોદી દ્રાક્ષકુંડ બનાવ્યો. પછી તે માણસે બુરજ બાંધ્યો. તે માણસે કેટલાક ખેડૂતોને ખેતર ઈજારે આપ્યું. પછી તે માણસ પ્રવાસ માટે વિદાય થયો. ૨થોડા વખત પછી, દ્રાક્ષ ચૂંટવાનો સમય આવ્યો. તેથી તે માણસે તેનો દ્રાક્ષનો ભાગ લેવા માટે એક નોકરને ખેડૂત પાસે મોકલ્યો. ૩પરંતુ તે ખેડૂતોએ નોકરને પકડયો અને માર્યો. તેઓએ નોકરને ખાલી હાથે કાઢી મૂક્યો. ૪પછી તે માણસે બીજા એક નોકરને ખેડૂતો પાસે મોકલ્યો. તે ખેડૂતોએ તેનું માથું ફોડી નાખ્યું. તેઓએ તેને માટે કોઈ માન બતાવ્યું નહિ. ૫તેથી તે માણસે બીજા એક નોકરને મોકલ્યો. તે ખેડૂતોએ આ નોકરને મારી નાખ્યો. તે માણસે ઘણા બીજા નોકરોને ખેડૂતો પાસે મોકલ્યા. તે ખેડૂતોએ કેટલાક ખેડૂતોને માર્યા અને બીજાઓને મારી નાખ્યા."

૬"તે માણસ પાસે ખેડૂતોની પાસે મોકલવા એક વ્યક્તિ જ રહી. આ વ્યક્તિ તે માણસનો પુત્ર હતો. તે માણસ તેના દીકરાને ચાહતો હતો. પરંતુ તે માણસે પુત્રને ખેડૂતો પાસે મોકલવાનો નિર્ણય કર્યો. પુત્ર એ છેલ્લી વ્યક્તિ હતી જેને તે મોકલી શકે. તે માણસે કહ્યું, 'તે ખેડૂતો મારા પુત્રને માન આપશે.'

૭"પણ ખેડૂતોએ એકબીજાને કહ્યું, 'આ માલિકનો પુત્ર છે. જો આપણે તેને મારી નાખીશું. તો પછી તેનું ખેતર આપણું થશે.' ૮તેથી તે ખેડૂતોએ તે પુત્રને મારી નાખ્યો. અને તેને ખેતરની બહાર ફેંકી દીધો.

૯"તેથી તે ખેતરનો જે માલિક હતો તે શું કરશે? તે ખેતરમાં જશે અને પેલા ખેડૂતોને મારી નાખશે. પછી તે બીજા ખેડૂતોને તે ખેતર આપશે. ૧૦ખરેખર તમે આ શાસ્ર (લેખ) વાંચ્યો છે:

'જે પથ્થરનો બાંધકામ કરનારાઓએ અસ્વીકાર
કર્યો. તે ખૂણાના મથાળાનો (પથ્થર) થયો.
૧૧ દેવે આ બધુ કર્યુ છે, અને તે આપણા માટે અદભુત
છે.'"

*ગીતશાસ્ર ૧૧૮:૨૨–૨૩*

૧૨આ યહૂદી આગેવાનોએ આ વાર્તા સાંભળી જે ઈસુએ કહીં. તેઓએ જાણ્યું કે આ વાર્તા તેઓના વિષે હતી. તેથી તેઓ ઈસુને પકડવાની યુક્તિ શોધવા ઈચ્છતા હતા. પરંતુ તેઓ લોકોથી બીતા હતા. તેથી તે યહૂદી આગેવાનો ઈસુને છોડીને ચાલ્યા ગયા.

### યહૂદી આગેવાનોનો ઈસુને ફસાવવાનો પ્રયત્ન

૧૩પાછળથી, યહૂદી આગેવાનોએ કેટલાક ફરોશીઓને અને હેરોદીઓના નામે જાણીતા સમુહમાંથી કેટલાક માણસોને ઈસુ પાસે મોકલ્યા. તેઓ ઈસુને કંઈક ખોટું કહેતા પકડવા ઈચ્છતા હતા. ૧૪ફરોશીઓ અને હેરોદીઓ ઈસુ પાસે ગયા અને કહ્યું, "ઉપદેશક, અમે જાણીએ છીએ કે તું એક પ્રમાણિક માણસ છે. તું તારા વિષે બીજા લોકો જે વિચારે છે તેની જરા પણ દરકાર કરીશ નહિ. બધા માણસો તારી પાસે સરખા છે. અને તું દેવના માર્ગ વિષે સાચો ઉપદેશ આપે છે. તો અમને કહે: કૈસરને કર આપવો ઉચિત છે? હા કે ના? આપણે કર આપવો જોઈએ કે આપણે કર ન આપવો જોઈએ?"

૧૫પણ ઈસુએ જાણ્યું કે આ માણસો ખરેખર તેને ફસાવવાનો (પરીક્ષણનો) પ્રયત્ન કરતા હતા. ઈસુએ

કહ્યું, "તમે શા માટે મને કંઈક ખોટું કહેતા પકડવાનો
પ્રયત્ન કરો છો? મને એક ચાંદીનો સિક્કો લાવી આપો.
મને તે જોવા દો." ૧૬તેઓએ ઈસુને એક સિક્કો આપ્યો
અને ઈસુએ પૂછયું, "સિક્કા પર કોનું ચિત્ર છે? અને
તેના પર કોનું નામ લખેલું છે?" તેઓએ જવાબ આપ્યો,
"તે કૈસરનું ચિત્ર છે અને કૈસરનું નામ છે."

૧૭પછી ઈસુએ તેઓને કહ્યું, "કૈસરની જે વસ્તુઓ
છે તે કૈસરને આપો. અને દેવની જે વસ્તુઓ છે તે
દેવને આપો." ઈસુએ જે કહ્યું તેથી તે માણસો નવાઈ
પામ્યા.

### કેટલાક સદૂકીઓનો ઈસુને ફસાવવાનો પ્રયત્ન

૧૮પછી કેટલાક સદૂકીઓ ઈસુ પાસે આવ્યા.
(સદૂકીઓ માને છે કે કોઈ વ્યક્તિ મૂએલામાંથી ઊઠી
શકે નહિ.) સદૂકીઓએ ઈસુને એક પ્રશ્ન પૂછયો.
૧૯તેઓએ કહ્યું, "ઉપદેશક, મૂસાએ લખ્યું છે કે જો કોઈ
પરિણિત માણસ મૃત્યુ પામે અને તેને બાળકો ન હોય,
તો પછી તેના ભાઈએ તે સ્ત્રીને પરણવું જોઈએ. પછી
તેઓને તેના મૃત ભાઈ માટે બાળકો થશે. ૨૦ત્યાં સાત
ભાઈઓ હતા. પહેલો ભાઈ પરણ્યો પણ મરી ગયો.
તેને બાળકો ન હતા. ૨૧તેથી બીજો ભાઈ તે સ્ત્રીને પરણ્યો.
પણ તે પણ મૃત્યુ પામ્યો અને તેને બાળકો ન હતાં. એ
જ બાબત ત્રીજા ભાઈ સાથે બની. ૨૨બધા સાત ભાઈઓ
તે સ્ત્રીને પરણ્યા અને મૃત્યુ પામ્યા. ભાઈઓમાંના
કોઈનાથી તે સ્ત્રીને બાળકો ન થયા અને છેલ્લે તે સ્ત્રી
પણ મરી ગઈ. ૨૩પણ બધા સાત ભાઈઓ તેને પરણ્યા
હતા તેથી મૃત્યુ પછી જ્યારે પુનરુત્થાનનો સમય થશે
ત્યારે, આ સ્ત્રી કોની પત્ની થશે?"

૨૪ઈસુએ ઉત્તર આપ્યો,"તમે આ ભૂલ શા માટે કરી?
શાસ્ત્ર શું કહે છે તે તમે નથી જાણતા કારણ કે તમે
દેવના સામર્થ્ય વિષે નથી જાણતા. ૨૫જયારે લોકો
મૂએલામાંથી ઊઠશે ત્યારે ત્યાં એકબીજા સાથે લગ્ન કરશે
નહિ. તેઓ આકાશમાંના દૂતો જેવા હશે." ૨૬ખરેખર
મૃત્યુ પામેલા લોકો પાછા ઊઠે છે તે વિષે દેવે શું કહ્યું છે
તે તમે વાંચ્યું છે. જયાં મૂસાએ પુસ્તકમાં સળગતી
ઝાડી વિષે લખ્યું છે. તે કહે છે કે દેવે મૂસાને આ કહ્યું
છે, 'હું ઈબ્રાહીમનો દેવ, ઈસહાકનો દેવ અને યાકૂબનો
દેવ છું.'* ૨૭જો દેવે કહ્યું તે તેઓનો દેવ છે, તો પછી તે
માણસો ખરેખર મરેલા નથી. તે ફક્ત જીવતા લોકોનો
દેવ છે, તમે સદૂકીઓ ખોટા છો!"

---

**'હું ઈબ્રાહિમ … દેવ છું'** નિ. ૩:૬.

### કઈ આજ્ઞા સૌથી મહત્વની?

૨૮શાસ્ત્રીઓમાંનો એક ઈસુ પાસે આવ્યો. તેણે ઈસુને
સદૂકીઓ અને ફરોશીઓ સાથે દલીલો કરતા સાંભળ્યો.
તેણે જોયું કે ઈસુએ તેમના પ્રશ્નોના સારા ઉત્તર આપ્યા.
તેથી તેણે ઈસુને પૂછયું, "કઈ આજ્ઞા સૌથી મહત્વની
છે?"

૨૯ઈસુએ ઉત્તર આપ્યો, "સૌથી વધારે મહત્વની
આજ્ઞા આ છે: 'ઈઝરાએલના લોકો, ધ્યાનથી સાંભળો!
પ્રભુ આપણો દેવ છે તે જ ફક્ત પ્રભુ છે. ૩૦તારે પ્રભુ
તારા દેવને પ્રેમ કરવો જોઈએ. તારે તેને તારા પૂરા
હૃદયથી, ને તારા પૂરા જીવથી, ને તારા પૂરા મનથી, ને
તારા પૂરા સામર્થ્યથી પ્રેમ કરવો જોઈએ.'* ૩૧બીજી
સૌથી મહત્વની આજ્ઞા આ છે: 'તું તારી જાતને પ્રેમ કરે
છે તે જ રીતે તારે તારા પાડોશી પર પ્રેમ કરવો જોઈએ.'*
આ બે આજ્ઞાઓ સૌથી અગત્યની છે."

૩૨તે માણસે ઉત્તર આપ્યો. "તે એક સારો ઉત્તર
હતો. ઉપદેશક, જ્યારે તેં આ બાબતો કહીં તું સાચો
હતો. દેવ જ ફક્ત પ્રભુ છે, અને બીજો કોઈ દેવ નથી.
૩૩અને વ્યક્તિએ દેવને પૂરા હૃદયથી, પૂરા મનથી, પૂરા
સામર્થ્યથી પ્રીતિ કરવી જોઈએ. અને વ્યક્તિ તેની જાતને
પ્રેમ કરે છે તે જ રીતે પડોશીને પ્રેમ કરવો જોઈએ. આ
આજ્ઞાઓ, દેવને અર્પિત બધા જ પ્રાણીઓ અને
બલિદાનોથી પણ વધારે મહત્વની છે."

૩૪ઈસુએ જોયું કે માણસે તેને ડહાપણથી ઉત્તર
આપ્યો. તેથી ઈસુએ માણસને કહ્યું, "તું દેવના રાજ્યની
નજીક છે." અને તે પછી કોઈએ ઈસુને વધારે પ્રશ્નો
પૂછવાની હિમ્મત ન કરી.

૩૫ઈસુ મંદિરમાં ઉપદેશ આપતો હતો. ઈસુએ પૂછયું,
"શા માટે શાસ્ત્રીઓ કહે છે કે ખ્રિસ્ત એ દાઉદનો દીકરો
છે? ૩૬પવિત્ર આત્માની મદદથી, દાઉદ તેની જાતે કહે
છે:

> 'પ્રભુએ (દેવે) મારા પ્રભુને (ખ્રિસ્તને) કહ્યું: મારી
> પાસે જમણી બાજુએ બેસ, અને હું તારા દુશ્મનોને
> તારા અંકુશમાં મૂકીશ.'
>
> *ગીતશાસ્ત્ર ૧૧૦:૧*

૩૭દાઉદ તેની જાતે ખ્રિસ્તને 'પ્રભુ' કહે છે. તેથી ખ્રિસ્ત
કેવી રીતે દાઉદનો દીકરો હોઈ શકે?" ઘણા લોકોએ
ઈસુને સાંભળ્યો અને તેઓ ઘણા ખુશ થયા હતા.

---

**ઈઝરાએલનાં લોકો … પ્રેમ કરવો જોઈએ'** પુન. ૬:૪–૫

**'તું તારી જાતને … પ્રેમ કરવો જોઈએ'** લે. ૧૯:૧૮.

૩૮ઈસુએ ઉપદેશ આપવાનું ચાલુ રાખ્યું. ઈસુએ કહ્યું, "શાસ્રીઓથી સાવધાન રહો. તેઓને કપડાં પહેરીને આજુબાજુ ફરવાનું જે મહત્વનું દેખાય, તે ગમે છે. અને લોકો બજારના સ્થળોએ તેમને માન આપે તે તેઓને ગમે છે. ૩૯તેઓને સભાસ્થાનોમાં સૌથી મહત્વની બેઠકો પ્રાપ્ત થાય, તે ગમે છે. અને મિજબાનીઓમાં પણ તેઓને સૌથી મહત્વની બેઠકો મળે તે ગમે છે. ૪૦તેઓ વિધવાઓનાં સાધન અને તેમના ઘરો પડાવી લે છે. પછી તેઓ તેમની જાતે સારા દેખાવાનો પ્રયત્ન લાંબી પ્રાર્થનાઓ કરીને કરે છે. દેવ તેઓને ઘણી બધી શિક્ષા કરશે."

### વિધવા આપવાનો અર્થ બતાવે છે

૪૧ઈસુ મંદિરમાં દાનપેટી નજીક બેઠો. જ્યાં લોકો તેઓની ભેટો મૂકતા. લોકો પેટીમાં પૈસા નાખતા તે જોતા. ઘણા ધનવાન લોકો ઘણા પૈસા આપતા. ૪૨પછી એક ગરીબ વિધવા આવી અને તેણે બે ઘણા નાના તાંબાના સિક્કા આપ્યા. આ સિક્કાઓની કિંમત એક દમડી પણ ન હતી.

૪૩ઈસુએ તેના શિષ્યોને બોલાવ્યા. ઈસુએ કહ્યું; "હું તમને સાચું કહું છું. આ ગરીબ વિધવાએ ફક્ત બે નાના સિક્કા આપ્યા. પણ તેણે ખરેખર બધા ધનવાન માણસો કરતા વધારે આપ્યું છે. ૪૪આ લોકો પાસે પુષ્કળ છે. તેઓએ તો ફક્ત તેમને જેની જરૂર નથી તે જ આપ્યું. પણ તેણે તો તેના જીવન જીવવા માટે જરૂર હતું તે બધુ જ નાણું આપ્યું."

### મંદિરનું વિનાશાત્મક ભાવિ

**૧૩** ઈસુ મંદિરમાંથી વિદાય લેતો હતો તેના શિષ્યોમાંના એકે કહ્યું, "જો, ઉપદેશક! આ મંદિરમાં ઘણા આકર્ષક મકાનો અને ઘણા મોટા પથ્થરો છે."

૨ઈસુએ કહ્યું, "તમે આ મોટાં બાંધકામો જુઓ છો? આ બધાં બાંધકામોનો વિનાશ થશે. દરેક પથ્થર જમીન પર ફેંકવામાં આવશે. એક પણ પથ્થર ત્યાં રહેવા દેવામાં આવશે નહિ."

૩પાછળથી, ઈસુ જૈતૂનના પહાડ પર એક જગ્યાએ બેઠો હતો. તે પિતર, યાકૂબ, યોહાન તથા આંન્દ્રિયા સાથે એકલો હતો. તેઓ બધા મંદિરને જોઈ શકયા. પેલા શિષ્યોએ ઈસુને પૂછયું. ૪"અમને કહે, આ ક્યારે બનશે? અને આ સમય બનવા માટેનો છે તે બાબતે અમને કઈ નિશાની બતાવશે?"

૫ઈસુએ શિષ્યોને કહ્યું, "સાવધાન રહો! કોઈ વ્યક્તિ તમને મૂર્ખ ન બનાવે. ૬ઘણા લોકો આવશે અને મારા નામનો ઉપયોગ કરશે. તેઓ કહેશે, 'હું એ છું' અને તેઓ ઘણા લોકોને છેતરશે. ૭તમે યુદ્ધો વિષે સાંભળશો અને યુદ્ધોની અફવાઓ વિષે સાંભળશો. પણ ગભરાશો નહિ. આ વસ્તુઓ તેનો અંત થતા પહેલા થશે. ૮રાજ્યો બીજા રાજ્યો સામે લડશે. એવો સમય આવશે જ્યારે લોકોને માટે ખાવાનું પણ નહિ હોય. અને ત્યાં જુદા જુદા સ્થળોએ ધરતીકંપ થશે. મહા દુઃખનો આ તો આરંભ છે. બાળક જન્મતા પહેલા થતી પીડાઓ જેવી આ વસ્તુઓ છે.

૯"પોતા વિષે સાવધાન રહેવું જોઈએ. લોકો તમને પકડશે અને તમને ન્યાય માટે લઈ જશે. તેઓ તમને તેમના સભાસ્થાનમાં મારશે. તમને રાજ્યપાલ અને રાજાઓ સામે ઊભા રાખવામાં આવશે. તમે તેઓને મારા વિષે કહેશો. આ તમારા જીવનમાં બનશે કારણ કે તમે મને અનુસરો છો. ૧૦આ વસ્તુઓ બને તે પહેલા બધા લોકોને સુવાર્તા પહોંચવી જોઈએ. ૧૧તમને પકડવામાં આવશે અને ન્યાય થશે. પરંતુ તમારે શું કહેવું જોઈએ તેની ચિંતા અગાઉથી ના કરશો. તે સમયે દેવ તમને જે આપે તે કહેશો. તે વખતે ખરેખર તમે બોલશો નહિ પણ તે પવિત્ર આત્મા બોલનાર છે.

૧૨"ભાઈઓ પોતાના ભાઈઓની વિરુદ્ધ થશે અને તેઓને મારી નાખવા સોંપશે. પિતા પોતાના બાળકોની વિરુદ્ધ થશે અને તેઓને મારી નાખવા સોંપશે. બાળકો તેમના માતાપિતાની વિરુદ્ધ થશે અને તેમના માબાપને મારી નંખાવવાના રસ્તા શોધશે. ૧૩બધા લોકો તમને ધિક્કારશે. કારણ કે તમે મને અનુસરો છો. પણ જે વ્યક્તિ અંત સુધી ટકશે તેનું તારણ થશે.

૧૪"જેનાં કારણે વિનાશ થશે એવી ભયંકર વસ્તુ તમે જોશો. જ્યાં તેને ન હોવું જોઈએ, તે જગ્યાએ તે ઊભી રહેલી હશે." (જે આ વાંચે છે તેમણે સમજવુ.) "તે સમયે, યહૂદિયામાંથી લોકોએ પહાડો તરફ નાસી જવું જોઈએ. ૧૫કોઈ પણ વસ્તુ માટે રોકાયા વિના સમય બગાડ્યા વિના લોકોએ ભાગી જવું જોઈએ. જો કોઈ વ્યક્તિ તેના ઘરના છાપરા ઉપર હોય તો તેણે તેના ઘરમાંથી કંઈ પણ લેવા સારું નીચે જવું જોઈએ નહિ. ૧૬જો કોઈ વ્યક્તિ ખેતરમાં હોય તો તેણે તેનો ડગલો લેવા પાછા જવું ન જોઈએ. ૧૭તે સમયે સ્રીઓ જે ગર્ભવતી છે અથવા જેને ધાવણાં બાળકો છે, તેઓ માટે ઘણું ખરાબ હશે. ૧૮અને (તમારુ નાસવુ ) શિયાળામાં ન થાય તે માટે પ્રાર્થના કરો. ૧૯શા માટે? કારણ કે તે

દિવસો દરમિયાન ઘણી મુશ્કેલીઓ હશે. શરૂઆતમાં દેવે જ્યારે આ જગત બનાવ્યું ત્યારે જે કંઈ બન્યું હતું તેના કરતા વધારે મુશ્કેલીઓ ઊભી થશે અને આવી મુશ્કેલીઓ ફરીથી ક્યારેય બનશે નહિ. ૨૦તે ભયંકર સમયને ટૂંકો કરવાનો નિર્ણય દેવે કર્યો છે. જો તે સમયને ટૂંકો કરવામાં ન આવ્યો હોત તો પછી કોઈ વ્યક્તિ જીવતી રહી શકી ના હોત. પણ દેવે તેણે પસંદ કરેલા તેના ખાસ લોકોને માટે તે સમય ટૂંકો કર્યો છે. ૨૧તે સમયે કેટલીક વ્યક્તિઓ તમને કહેશે, 'જુઓ, અહીં ખ્રિસ્ત છે! અથવા બીજી એક વ્યક્તિ કહેશે, તે ત્યાં છે! પણ તેમનું માનશો નહિ. ૨૨જૂઠા ખ્રિસ્તો અને જૂઠા પ્રબોધકો આવશે અને મહાન કામો અને અદભૂત ચમત્કારો કરશે. તેઓ આ કામો દેવે પસંદ કરેલા લોકો આગળ કરશે, જો શકય હશે તો તેઓ આ કામો કરીને તેના લોકોને છેતરવાનો પ્રયત્ન કરશે. ૨૩તેથી સાવધાન રહો, હવે મેં તમને આ બધું બનતા પહેલા તે વિષે ચેતવણી આપી છે."

૨૪"તે દિવસો દરમિયાન આ વિપત્તિઓ પછી,

'સૂર્ય અંધકારરૂપ થઈ જશે, અને ચંદ્ર તેનો પ્રકાશ
આપશે નહિ.'
૨૫ આકાશના તારાઓ ખરવા લાગશે, અને
આકાશના પરાક્રમો હલાવાશે.'"

*યશાયા ૧૩:૧૦; ૩૪:૪*

૨૬"પછી લોકો માણસના પુત્રને ઘણાં પરાક્રમ તથા મહિમા સહિત વાદળામાં આવતો જોશે. ૨૭માણસનો પુત્ર પૃથ્વીની ચારેબાજુ તેના દૂતોને મોકલશે. દૂતો પૃથ્વી પરના દરેક ભાગોમાંથી તેના પસંદ કરેલા લોકોને ભેગા કરશે. "

૨૮"અંજીરીનું વૃક્ષ આપણને એક બોધપાઠ શીખવે છે. જ્યારે અંજીરીના વૃક્ષની ડાળીઓ લીલી અને નરમ બને છે અને નવા પાંદડાં ઊગવાની શરૂઆત થાય છે ત્યારે તમે જાણો છો કે ઉનાળો નજીક છે. ૨૯આ વસ્તુઓ સાથે એવું જ છે જે મેં તમને કહ્યું તે બનશે જ. જ્યારે તમે આ બધું બનતું જોશો, ત્યારે તમે જાણશો કે તે સમય* નજીક છે. ૩૦હું તમને સત્ય કહું છું. જ્યારે આ સમયના લોકો જીવતા હશે ત્યારે જ આ બધી વસ્તુઓ બનશે. ૩૧આખી પૃથ્વી અને આકાશનો વિનાશ થશે. પણ જે વાતો મેં કહી છે તે કદાપિ નાશ પામશે નહિ."

૩૨"કોઈ વ્યક્તિ જાણતી નથી કે કયા દિવસે કયા સમયે તે થશે. તે પુત્ર અને આકાશના દૂતો પણ તે જાણતા નથી. ફક્ત પિતા જ જાણે છે. ૩૩સાવધાન રહો! હંમેશા તૈયાર રહો! તમને ખબર નથી તે સમય ક્યારે આવશે. ૩૪એક માણસ તેનું ઘર છોડીને પ્રવાસમાં જાય છે તેના જેવું આ છે. તે માણસ તેના ઘરની સંભાળ લેવાનું તેના સેવકોને સોંપે છે. તે દરેક સેવકને ખાસ સેવા કરવાનું કામ સોપે છે. એક સેવકને દરવાજાની ચોકી કરવાનું કામ છે. તે માણસ આ સેવકને હંમેશા તૈયાર રહેવાનું કહે છે. હમણા હું તમને કહું છું તે એ જ છે. ૩૫તેથી તમારે હંમેશા તૈયાર રહેવું જોઈએ, તમે જાણતા નથી, ઘરનો માલિક સાંજે, મધરાતે કે વહેલી સવારે કે જ્યારે સૂર્ય ઊગે છે ત્યારે કદાચ આવે. ૩૬રખેને તે માલિક એકાએક પાછો ઝડપથી પણ આવે. જો તમે હંમેશા તૈયાર રહો તો પછી તે તમને ઊંઘતા જોશે નહિ. ૩૭હું તમને આ કહું છું, અને હું આ પ્રત્યેક વ્યક્તિને કહું છું: 'તૈયાર રહો!'"

## ઈસુને મારી નાખવાનું યહૂદી આગેવાનોનું કાવતરું

**૧૪** પાસ્ખા અને બેખમીર રોટલીના પર્વના* ફક્ત બે દિવસ પહેલાનો વખત હતો, મુખ્ય યાજકો અને શાસ્રીઓ ઈસુને પકડવા માટે કંઈક જુઠાણાંનો ઉપયોગ કરવાનો રસ્તો શોધવાનો પ્રયત્ન કરતાં હતા. પછી તેઓ તેને મારી નાખી શકે. ૨તેઓએ કહ્યું, "પણ અમે પર્વ દરમિયાન ઈસુને પકડી શકીએ નહિ. અમે ઈચ્છતા નથી કે લોકો ગુસ્સે થાય અને હુલ્લડનું કારણ બને."

## એક સ્રીનું કંઈક વિશિષ્ટ કાર્ય

૩ઈસુ બેથનિયામાં હતો. તે સિમોન કોઢિયાના ઘરમાં ખાતો હતો. જ્યારે ઈસુ ત્યાં હતો, ત્યારે એક સ્રી તેની પાસે આવી. તે સ્રી પાસે કીમતી અત્તરથી ભરેલી સંગેમરમરની શીશી હતી. આ અત્તર શુદ્ધ જટામાંસીમાંથી બનાવેલું હતું. તે સ્રીએ તે શીશી ભાંગી નાખી અને ઈસુના માથા પર તે અત્તર રેડ્યું.

૪ત્યાં કેટલાએક શિષ્યોએ આ જોયું. તેઓ નારાજ થયા અને એકબીજાને ફરિયાદ કરવા લાગ્યા. તેઓએ

---

**સમય** જયારે કંઈક મહત્વનું સમયમાં બનવાનું છે તેના વિષે ઈસુ કહે છે. જૂઓ લૂક. ૨૧:૩૧, જયાં ઈસુએ કહ્યું છે કે દેવનું રાજય આવવાનો આ સમય છે.

**બેખમીર રોટલીનું પર્વ** મહત્વનું યહૂદી પવિત્ર અઠવાડિયું. જૂના કરારનાં સમયમાં પાસ્ખા પછી શરૂ થતો દિવસ, પણ આ સમય દરમ્યાન બે પર્વો એક બન્યા છે.

કહ્યું, "તે અત્તરનો બગાડ શા માટે કરવો જોઈએ? ૫તે અત્તરનું મૂલ્ય આખા વર્ષની કમાણી જેટલું છે. તે વેચી શકાયું હોત અને પૈસા ગરીબ લોકોને આપી શક્યા હોત." અને તેઓએ તે સ્રીની કડક ટીકા કરી.

૬ઈસુએ કહ્યું, "તે સ્રીની ચિંતા ના કરો. તમે શા માટે તેને સતાવો છો? તેણે મારા માટે ઘણું સારું કામ કર્યુ છે. ૭તમારી સાથે સદાય ગરીબ લોકો હશે, તમે ઈચ્છો તે સમયે તેમને મદદ કરી શકો છો. પણ હું હંમેશા તમારી સાથે નથી. ૮આ સ્રીએ ફક્ત તે કામ કર્યુ, જે મારે માટે તેનાથી થઈ શકે, તેણે અત્તર મારા શરીર પર રેડ્યું. મારા મરતાં પહેલા મારા દફન માટે આગાઉથી તેણે આ કર્યુ. ૯હું તમને સત્ય કહું છું. સુવાર્તા આખી દુનિયામાં લોકોને જણાવવામાં આવશે. અને દરેક જગ્યાએ જ્યાં સુવાર્તા જણાવાશે, ત્યાં આ સ્રીએ જે કર્યુ તેની વાત પણ કહેવાશે. તેણે જે કર્યુ છે તેની વાતો થશે અને લોકો તેને યાદ કરશે."

### ઈસુના દુશ્મનોને મદદ કરવા યહૂદા સંમત

૧૦પછી બાર પ્રેરિતોમાંનો એક મુખ્ય યાજકોને કહેવા માટે ગયો. આ યહૂદા ઈશ્કરિયોત નામનો શિષ્ય હતો, તે તેઓને ઈસુને સોંપવા ઈચ્છતો હતો. ૧૧મુખ્ય યાજકો આ વિષે જાણી ઘણા પ્રસન્ન હતા. તેઓએ યહૂદાને આ કરવા માટે પૈસા આપવાનું વચન આપ્યું. તેથી યહૂદા ઈસુને સોંપવાની ઉત્તમ સમયની રાહ જોતો હતો.

### પાસ્ખાપર્વ

૧૨હવે તે બેખમીર રોટલીના પર્વનો પ્રથમ દિવસ હતો. આ સમયે યહૂદીઓ હંમેશા પાસ્ખાપર્વમાં ઘેટાંઓના બલિદાન કરતા. ઈસુના શિષ્યો તેની પાસે આવ્યા. તેઓએ કહ્યુ, "અમે જઈશું અને પાસ્ખા ભોજન જમવા તારે માટે દરેક વસ્તુઓ તૈયાર કરીશું. ભોજન માટે અમે કયાં જઈએ એ વિષે તારી ઈચ્છા શી છે?"

૧૩ઈસુએ તેના શિષ્યોમાંથી બે જણાને મોકલ્યા. ઈસુએ તેઓને કહ્યું, "શહેરમાં જાઓ, તમે એક માણસને પાણીની ગાગર લઈને જતા જોશો. તે માણસ તમારી પાસે આવશે. તે માણસની પાછળ જાઓ. ૧૪તે માણસ એક ઘરમાં જશે. તે વ્યક્તિ જે ઘરનો માલિક છે તેને કહો, 'ઉપદેશક પૂછે છે કે તમે અમને તે ઓરડો બતાવો કે જ્યાં તે અને તેના શિષ્યો પાસ્ખા ભોજન ખાઈ શકે.' ૧૫માલિક તમને મોટી ઉપલી મેડી બતાવશે. આ મેડી તમારા માટે તૈયાર છે. આપણાં માટે ત્યાં ભોજન તૈયાર કરો."

૧૬તેથી શિષ્યો વિદાય થયા ને તે શહેરમાં ગયા. ઈસુએ કહેલી દરેક બાબત એ પ્રમાણે બની. તેથી શિષ્યોએ પાસ્ખા ભોજન તૈયાર કર્યુ.

૧૭સાંજે, ઈસુ બાર પ્રેરિતો સાથે તે ઘરમાં ગયો. ૧૮જ્યારે તેઓ બધા ખાતા હતા ત્યારે ઈસુએ કહ્યું, "હું તમને સત્ય કહું છુ. તમારા બારમાંનો એક મારી વિરુદ્ધ થશે, તમારામાંનો એક હમણા મારી સાથે ખાય છે."

૧૯શિષ્યો આ સાંભળીને ઘણા દિલગીર થયા. દરેક શિષ્યે ઈસુને ખાતરી આપી, "ખરેખર તારી વિરુદ્ધ થનાર તે હું નથી!"

૨૦ઈસુએ ઉત્તર આપ્યો, "તે માણસ જે મારી વિરુદ્ધ છે તે તમારા બારમાંનો એક છે. જે તેની રોટલી મારી સાથે એક જ વાટકામાં બોળે છે તે જ તે છે. ૨૧માણસનો પુત્ર જશે અને મૃત્યુ પામશે. તે લખાણો કહે છે, 'આ બનશે પરંતુ જે માણસના પુત્રને મારી નાખવા માટે સોંપવાનો છે તે વ્યક્તિ માટે તે ઘણું ખરાબ હશે. તે વ્યક્તિ કદાપિ જન્મ્યો ન હોત તો તે તેને માટે વધારે સારું થાત."

### પ્રભુ ભોજન

૨૨જ્યારે તેઓ ખાતાં હતા, ત્યારે ઈસુએ રોટલી લીધી. ઈસુએ રોટલી માટે દેવનો આભાર માન્યો અને રોટલીના ભાગ પાડ્યા. તેણે રોટલી તેના શિષ્યોને આપી. ઈસુએ કહ્યુ, "આ રોટલી લો અને તે ખાઓ. આ રોટલી મારું શરીર છે."

૨૩પછી ઈસુએ દ્રાક્ષારસનો પ્યાલો લીધો અને તેણે તે માટે દેવનો આભાર માન્યો અને તે શિષ્યોને આપ્યો. બધા જ શિષ્યોએ તે પ્યાલામાંથી પીધું.

૨૪પછી ઈસુએ કહ્યું, "આ દ્રાક્ષારસ મારું લોહી છે. મારું લોહી (મરણ) દેવ તરફથી તેના લોકો સાથે નવા કરારનો આરંભ કરે છે. આ લોહી ઘણા લોકો માટે વહેવડાવવામાં આવ્યું છે. ૨૫હું તમને સત્ય કહું છું, હવે પછી હું આ દ્રાક્ષારસ પીનાર નથી. જ્યારે હું દેવના રાજ્યમાં તે પીશ ત્યારે તે દ્રાક્ષારસ નવો હશે."

૨૬બધા શિષ્યોએ ગીત ગાયું પછી તેઓ જૈતુનના પર્વત તરફ ગયા.

### ઈસુના બધા શિષ્યોનું તેને છોડી જવું

૨૭પછી ઈસુએ શિષ્યોને કહ્યું, "તમે બધા તમારો વિશ્વાસ ગુમાવશો. શાસ્રમાં તે લખાયેલું છે:

'હું પાળકને મારી નાખીશ, અને ઘેટાંઓ નાસી
જશે.' *ઝખાર્યા ૧૩:૭*

૨૮પરંતુ મારા મૃત્યુ પછી, મૃત્યુમાંથી સજીવન થઈને હું ગાલીલમાં જઈશ. હું ત્યાં તમારા જતાં પહેલા હોઈશ."

૨૯પિતરે કહ્યું, "બીજા બધા શિષ્યો તેમનો વિશ્વાસ કદાચ ગુમાવે પણ હું મારો વિશ્વાસ કદી ગુમાવીશ નહિ."

૩૦ઈસુએ ઉત્તર આપ્યો, "હું તને સત્ય કહું છું. આજે રાત્રે તું કહીશ કે તું મને ઓળખતો નથી. મરઘો બે વાર બોલે તે પહેલા તું આ ત્રણ વાર એવું કહીશ."

૩૧પણ પિતરે દઢતાપૂર્વક ખાતરી આપી, "હું કદીય કહીશ નહિ કે હું તને ઓળખતો નથી અને જરૂર હશે તો હું તારી સાથે મૃત્યુ પણ પામીશ!" અને બીજા બધા શિષ્યોએ પણ એમ જ કહ્યું.

## ઈસુ એકલો પ્રાર્થના કરે છે

૩૨ઈસુ અને તેના શિષ્યો ગેથશેમાને નામે એક સ્થળે ગયા. ઈસુએ તેના શિષ્યોને કહ્યું, "જ્યારે હું પ્રાર્થના કરું ત્યારે અહીં બેસો." ૩૩ઈસુએ પિતર, યાકૂબ અને યોહાનને તેની સાથે આવવા કહ્યું પછી ઈસુની વધારે મુશ્કેલીઓની શરૂઆત થઈ અને તે ઘણો ઉદાસ થયો. ૩૪ઈસુએ પિતર, યાકૂબ અને યોહાનને કહ્યું, "મારો આત્મા દુ:ખથી ભરેલો છે. મારું હદય દુ:ખથી ભાંગી પડે છે. અહીં રાહ જુઓ અને જાગતા રહો." ૩૫ઈસુ તેઓથી થોડો આગળ ગયો. પછી ઈસુ ભોંય પર પડ્યો અને પ્રાર્થના કરી. ઈસુએ પ્રાર્થના કરી કે, 'જો શક્ય હોય તો, આ પીડાની ઘડી મારાથી દૂર થાઓ.' ૩૬ઈસુએ પ્રાર્થના કરી, "અબ્બા, પિતા! તારાથી બધું થઈ શકે છે. આ પીડાનો પ્યાલો મારાથી દૂર કર પણ તારી ઈચ્છા પ્રમાણે કર. હું ઈચ્છુ તે નહિ."

૩૭પછી ઈસુ તેના શિષ્યો પાસે ગયો તેણે તેઓને ઊંઘતા જોયા. તેણે પિતરને કહ્યું, "સિમોન, તું શા માટે ઊંઘે છે? તું મારી સાથે એક કલાક જાગતો ના રહી શકે? ૩૮જાગતા રહો અને પ્રાર્થના કરો કે તમને લલચાવવામાં ન આવે. જે સાચું છે તે કરવા તમારો આત્મા ઈચ્છે છે. પણ તમારું શરીર નબળું છે."

૩૯ફરીથી ઈસુ ચાલ્યો ગયો અને એ જ શબ્દોમાં પ્રાર્થના કરી. ૪૦પછી ઈસુ શિષ્યો પાસે પાછો ગયો. ફરીથી ઈસુએ તેઓને ઊંઘતા જોયા. તેઓની આંખો ખૂબ થાકેલી હતી. શિષ્યોને ખબર નહોતી કે તેઓએ ઈસુને શું કહેવું જોઈએ.

૪૧ત્રીજી વખતની પ્રાર્થના કર્યા પછી ઈસુ તેના શિષ્યો પાસે પાછો ગયો. ઈસુએ તેઓને કહ્યું, "તમે હજુ પણ ઊંઘો છો અને આરામ કરો છો? તે પૂરતું છે! માણસના પુત્રને પાપી લોકોને આપવા માટેનો સમય આવ્યો છે. ૪૨ઊભા થાઓ! આપણે જવું જોઈએ. અહીં તે માણસ આવે છે જે મને પેલા લોકોને સોંપવાનો છે."

## ઈસુ પકડાય છે

૪૩જ્યારે ઈસુ હજુ બોલતો હતો તે જ પળે યહૂદા ત્યાં આવ્યો. યહૂદા એ બાર પ્રેરિતોમાંનો એક હતો. યહૂદા સાથે ઘણા લોકો હતા. આ લોકો મુખ્ય યાજકો, શાસ્રીઓ અને વડીલ યહૂદી આગેવાનોમાંથી મોકલવામાં આવ્યા હતા. યહૂદા સાથેના આ લોકો પાસે તલવારો અને સોટા હતા.

૪૪લોકોને કયો માણસ ઈસુ હતો તે બતાવવા કઈક કરવા માટેની યોજના યહૂદાએ કરી હતી. યહૂદાએ કહ્યું, "જે માણસને હું ચૂમીશ તે ઈસુ છે. તેને પકડો અને જ્યારે તમે તેને દૂર દોરી જાઓ ત્યારે તેની ચોકી કરો." ૪૫તેથી યહૂદા ઈસુ પાસે ગયો અને કહ્યું, "રાબ્બી!" પછી યહૂદા ઈસુને ચૂમ્યો. ૪૬પછી તે માણસોએ ઈસુને ઘેર્યો અને તેને પકડ્યો. ૪૭ઈસુની નજીક ઉભેલા શિષ્યોમાંના એકે તેની તલવાર તાણી અને ખેંચીને બહાર કાઢી.આ શિષ્યે મુખ્ય યાજકના નોકરને માર્યો અને તલવારથી તેનો કાન કાપી નાખ્યો.

૪૮પછી ઈસુએ કહ્યું, "હું એક ગુનેગાર હોઉં એમ તમે મને પકડવા તલવારો અને સોટા લઈને આવ્યા છો શું ? ૪૯પ્રતિદિન હું મંદિરમાં ઉપદેશ આપતી વખતે તમારી સાથે હતો. તમે મને ત્યાં પકડી શકયા નહિં પરંતુ આ બધી વસ્તુઓ બની જે શાસ્રમાં કહ્યા પ્રમાણે જ છે." ૫૦પછી ઈસુના બધા શિષ્યો તેને મૂકીને દૂર નાસી ગયા.

૫૧ત્યાં ઈસુની પાછળ એક જુવાન માણસ આવતો હતો. તેણે ફક્ત શણનું વસ્ર ઓઢેલું હતું. લોકોએ પણ આ માણસને પકડયો. ૫૨તેણે ઓઢેલું શણનું વસ્ર છૂટું થઈ ગયું અને તે ઉઘાડા શરીરે નાસી ગયો.

## યહૂદી આગેવાનો સમક્ષ ઈસુ

૫૩જે લોકો જેમણે ઈસુને પકડયો હતો તેઓ તેને પ્રમુખ યાજકને ઘેર લઈ ગયા. બધા આગળ પડતાં યાજકો, વડીલ યહૂદી આગેવાનો અને શાસ્રીઓ ત્યાં ભેગા થયા હતા. ૫૪પિતર ઈસુની પાછળ ગયો. પણ તે ઈસુની નજીક આવ્યો નહિ. પિતર ઈસુની પાછળ પ્રમુખ યાજકના ઘેર ચોકમાં આવ્યો. પિતર ત્યાં ચોકીદારો સાથે બેઠો હતો. તે અંગારાથી તાપતો હતો.

૫૫મુખ્ય યાજકો અને યહૂદિયોની ન્યાયની સભાએ
ઈસુને મારી નાખી શકાય તે માટે કાંઈક ખોટી સાક્ષી
ઈસુની વિરુદ્ધ શોધવા પ્રયત્ન કર્યો. પરંતુ તે શોધી શક્યા
નહિ. ૫૬ઘણા લોકો આવ્યા અને ઈસુ માટે ખોટી સાક્ષી
આપી પણ તે બધાએ જુદી જુદી વાતો કહીં. તેઓ
એકબીજા સાથે સંમત ન હતા.
૫૭પછી કેટલાએક લોકો ઊભા થયા અને ઈસુની
વિરુદ્ધ કંઈક ખોટું પ્રમાણપત્ર આપ્યું. તેઓએ કહ્યું,
૫૮"અમે આ માણસને (ઈસુ) એમ કહેતા સાંભળ્યો છે,
'હું આ મંદિરનો વિનાશ કરીશ જેને માણસોએ બનાવ્યું
છે. અને હું ત્રણ દિવસમાં બીજું એક મંદિર બાંધીશ જે
માણસોએ બનાવેલું નહિ હોય.'" ૫૯પણ આ લોકો જે
બાબતો કહેતા હતા તે એકબીજા સાથે મળતી આવતી
ન હતી.
૬૦પછી પ્રમુખ યાજક બધા લોકોની આગળ ઊભો
થયો અને ઈસુને કહ્યું, "આ લોકો તારી વિરુદ્ધ જે બાબત
કહે છે, તારી ઉપરના આ તહોમતો વિષે તારી પાસે
કંઈક કહેવાનું છે? શું આ લોકો સાચું કહે છે?" ૬૧પણ
ઈસુ કાંઈ બોલ્યો નહિ, તેણે કોઈ ઉત્તર આપ્યો નહિ.
તે પ્રમુખ યાજકે ઈસુને બીજો એક પ્રશ્ન પૂછયો: "શું
તું સ્તુતિમાન દેવનો પુત્ર ખ્રિસ્ત છે?"
૬૨ઈસુએ ઉત્તર આપ્યો, "હા, હું દેવનો પુત્ર છું અને
ભવિષ્યમાં તમે માણસના પુત્રને તેના (દેવ) પરાક્રમની
જમણી બાજુએ બેઠેલો જોશો. અને તમે માણસના પુત્રને
આકાશનાં વાદળો પર આવતો જોશો."
૬૩જ્યારે પ્રમુખ યાજકે આ સાંભળ્યું, ત્યારે તે ઘણો
ગુસ્સે થયો. તેણે તેનાં વસ્રો ફાડી નાખ્યાં અને કહ્યું,
"અમારે કોઈ વધારાના સાક્ષીઓની જરૂર નથી. ૬૪તમે
બધાએ તેને દેવની વિરુદ્ધ આ બાબત કહતાં સાંભળ્યો
છે. તમે શું વિચારો છો?"
બધા લોકોએ કહ્યું કે ઈસુ ગુનેગાર છે. તેઓએ કહ્યું
કે તે ગુનેગાર છે અને તેને મારી નાખવો જોઈએ. ૬૫ત્યાં
કેટલાએક લોકો ઈસુ પર થૂંક્યા. તેઓએ ઈસુની આંખો
ઢાંકી દીધી અને તેના પર તેમની મુઠ્ઠીઓનો પ્રહાર કર્યો
તેઓએ કહ્યું , "અમને કહી બતાવ કે તું એક પ્રબોધક
છે!" પછીથી ચોકીદારો ઈસુને દૂર દોરી ગયા અને તેને
માર્યો.

### તે ઈસુને જાણે છે તેવું કહેવામાં પિતરનો ડર

૬૬તે સમયે પિતર હજુ પણ ચોકમાં હતો. પ્રમુખ
યાજકની એક દાસી પિતર પાસે આવી. ૬૭તે દાસીએ
પિતરને અગ્નિથી તાપતા જોયો. તે પિતરને નજીકથી
જોવા લાગી.
પછીથી તે દાસીએ કહ્યું, "તું નાઝરેથના માણસ ઈસુ
સાથે હતો."
૬૮પરંતુ પિતરે કહ્યું કે તે કદી ઈસુ સાથે ન હતો. તેણે
કહ્યું, "તું શાના વિષે વાતો કરે છે તે હું જાણતો કે
સમજતો નથી." પછી પિતર વિદાય થયો અને ચોકના
પ્રવેશદ્વાર તરફ ગયો.*
૬૯દાસીએ પિતરને ત્યાં જોયો. ફરીથી તે દાસીએ
લોકોને જેઓ ત્યાં ઊભા હતા તેઓને કહ્યું, "આ માણસ
પેલા લોકોમાંનો એક છે જે ઈસુની પાછળ ગયો છે."
૭૦ફરીથી પિતરે કહ્યું, તે સાચું નથી.
થોડાક સમય પછી કેટલાક લોકો પિતરની નજીક
ઊભા હતા, તે લોકોએ કહ્યું, "તું તે લોકોમાંનો એક છે
જે ઈસુને અનુસર્યો છે. તું ગાલીલથી ઈસુની જેમ જ
આવ્યો છે."
૭૧પછી પિતરે શાપ આપવાની શરૂઆત કરી. તેણે
દ્રઢતાથી કહ્યું, "હું દેવના સોગન ખાઈને કહું છું કે આ
માણસને હું ઓળખતો નથી."
૭૨પિતરના આમ કહ્યાં પછી મરઘો બીજી વાર
બોલ્યો, પછી ઈસુએ તેને જે કહ્યું હતું તે પિતરે યાદ
કર્યું. "મરઘો બે વાર બોલ્યા અગાઉ તું ત્રણ વખત
કહીશ કે તું મને ઓળખતો નથી." પછી પિતર ઘણો
દિલગીર થયો અને તે પર મન લગાડીને રડયો.

### હાકેમ પિલાત ઈસુને પ્રશ્નો પૂછે છે

**૧૫** વહેલી સવારમાં મુખ્ય યાજકો, વડીલ યહૂદી
આગેવાનો, શાસ્રીઓ અને યહૂદીઓની
આખી ન્યાયસભાએ ઈસુનું શું કરવું તે અંગે નિર્ણય
કર્યો. તેઓએ ઈસુને બાંધ્યો અને તેને હાકેમ પિલાત
પાસે લઈ ગયા. તેઓએ ઈસુને પિલાતને સોંપ્યો.
૨પિલાતે ઈસુને પૂછયું, "શું તું યહૂદીઓનો રાજા
છે?"
ઈસુએ ઉત્તર આપ્યો, "હા, તે સાચું છે."
૩મુખ્ય યાજકોએ ઈસુ પર ઘણાં તહોમત મૂકયાં.
૪તેથી પિલાતે ઈસુને બીજો એક પ્રશ્ન પૂછયો. પિલાતે
કહ્યું, "તું જોઈ શકે છે કે આ લોકોએ કેટલાં બધાં તારા
પર તહોમત મૂકયાં છે. તું ઉત્તર કેમ આપતો નથી?"
૫પણ ઈસુએ હજી પણ ઉત્તર આપ્યો નહિ. પિલાતને
ઘણું આશ્ચર્ય થયું હતું.

---

**કલમ ૬૮** ઘણી ગ્રીક નકલોમાં ઉમેર્યુ છે: "એટલે મરઘો
બોલ્યો."

### ઈસુને મુક્તિ આપવામાં પિલાતનો નિષ્ફળ પ્રયત્ન

૬પ્રતિવર્ષ પાસ્ખાપર્વના સમયે હાકેમ એક વ્યક્તિને જેલમાંથી મુક્ત કરી શકતો હતો. લોકો જેને મુક્તિ આપવા ઈચ્છતા હોય તે વ્યક્તિને તે મુક્ત કરી શકે. ૭તે વખતે જેલમાં બરબ્બાસ નામનો માણસ હતો. તે જેલમાં હુલ્લડખોરો સાથે હતો. આ હુલ્લડખોરો હુલ્લડ દરમિયાન ખૂન માટે ગુનેગાર હતા. ૮લોકો પિલાત પાસે આવ્યા. અને તેને હંમેશા તે જેમ કરતો હતો તે પ્રમાણે એક કેદીને મુક્ત કરવા કહ્યું.

૯પિલાતે લોકોને કહ્યું, "તમે યહૂદીઓના રાજાને મારી પાસે મુક્ત કરાવવા ઈચ્છો છો?" ૧૦પિલાતે જાણ્યું કે મુખ્ય યાજકોએ તેને ઈસુને સોંપ્યો હતો કારણ કે તેઓને ઈસુની ઈર્ષા હતી. ૧૧પરંતુ મુખ્ય યાજકોએ લોકોને ઉશ્કેર્યા કે તેઓ પિલાતને બરબ્બાસને મુક્ત કરવાનું કહે, ઈસુને નહિ.

૧૨પિલાતે લોકોને ફરીથી પૂછયું; "તેથી મારે આ માણસ જેને તમે યહૂદીઓનો રાજા કહો છો તેની સાથે શું કરવું?"

૧૩તે લોકોએ ફરીથી બૂમો પાડી, "તેને વધસ્તંભ પર ચઢાવો અને મારી નાખો!"

૧૪પિલાતે પૂછયું; "શા માટે? તેણે શું કર્યુ છે?"

પરંતુ લોકોએ મોટેથી બૂમો પાડી,

"વધસ્તંભ પર તેને મારી નાખો!"

૧૫પિલાત લોકોને ખુશ કરવા ઈચ્છતો હતો. તેથી પિલાતે તેમના માટે બરબ્બાસને મુક્ત કર્યો અને પિલાતે સૈનિકોને ઈસુને ચાબખાથી મારવા કહ્યું, પછી પિલાતે ઈસુને વધસ્તંભ પર મારી નાખવા માટે સૈનિકોને હવાલે કર્યો.

૧૬પિલાતના સૈનિકો ઈસુને હાકેમના મહેલમાં લાવ્યા (પ્રૈતોર્યુમ કહેવાતા). તેઓએ બીજા બધા સૈનિકોને સાથે બોલાવ્યા. ૧૭તે સૈનિકોએ ઈસુને જાંબલી રંગનો ઝભ્ભો પહેરાવ્યો. પછી તેઓએ કાંટાનો મૂગટ ગૂંથીને તેના માથા પર મૂક્યો. ૧૮પછી તેઓએ ઈસુને બોલાવ્યો. અને કહ્યું, "હે યહૂદીઓના રાજા સલામ!" એમ કહીને તેઓ તેને પ્રણામ કરવા લાગ્યા. ૧૯સૈનિકોએ ઈસુને તેના માથા પર લાકડી વડે ઘણી વખત માર્યો. તેઓ પણ તેના પર થૂંક્યા. પછી તેઓ ઈસુને ઘૂંટણે પડ્યા. અને નીચા પડીને નમસ્કાર કરીને તેના ઠઠ્ઠા કર્યા. ૨૦તેઓએ ઈસુનાં ઠઠ્ઠા કરી રહ્યાં પછી તે સૈનિકોએ જાંબલી રંગનો ઝભ્ભો ઉતારીને તેને તેનાં કપડાં ફરીથી પહેરાવ્યાં. પછી તેઓ ઈસુને મહેલમાંથી બહાર કાઢીને વધસ્તંભ પર મારી નાખવા માટે લઈ ગયા.

### ઈસુનું વધસ્તંભ પર મૃત્યુ

૨૧ત્યાં કુરેનીનો એક માણસ શહેરમાં ચાલતો આવતો હતો. તે માણસ સિમોન આલેકસાંદર અને રૂફસનો બાપ હતો. સિમોન ખેતરોમાંથી શહેરમાં ચાલતો હતો. તે સૈનિકોએ ઈસુ માટેનો વધસ્તંભ બળાત્કારે સિમોન પાસે ઉંચકાવ્યો. ૨૨તેઓ ગુલગુથા નામની જગાએ ઈસુને દોરી ગયા. (ગુલગુથાનો અર્થ "ખોપરીની જગ્યા.") ૨૩ગુલગુથામાં સૈનિકોએ ઈસુને દ્રાક્ષારસ પીવા આપ્યો. આ દ્રાક્ષારસ બોળ સાથે ભેળવલ હતો. પરંતુ ઈસુએ તે પીવાની ના પાડી. ૨૪સૈનિકોએ ઈસુને વધસ્તંભે ખીલે જડ્યો.પછી સૈનિકોએ ઈસુના કપડાં તેમની જાતે અંદરો અંદર વહેંચી લીધા. પહેરેલા કયા કપડાંનો કયો ભાગ કયા સૈનિકે લેવો તે નક્કી કરવા માટે તેઓ પાસા વડે જુગાર રમ્યા. ૨૫જ્યારે ઈસુને તેઓએ વધસ્તંભ પર જડ્યો તે વખતે સવારના નવ વાગ્યા હતા. ૨૬ત્યાં એક લેખિત નોંધ હતી જેના પર તહોમતનામુ લખેલું હતું: **"યહૂદીઓનો રાજા."** ૨૭તેઓએ બે લૂંટારાઓને ઈસુની:બાજુમાં વધસ્તંભો પર જડયા હતા. તેઓએ એક લૂંટારાને ઈસુની જમણી બાજુ મૂક્યો હતો અને તેઓએ બીજા લૂંટારાને ઈસુની ડાબી બાજુએ મૂક્યો હતો. ૨૮તે ગુનેગારોમાં ગણાયો એવું શાસ્ર વચનમાં છે તે પૂર્ણ થયું. ૨૯બાજુમાં ચાલતા લોકોએ ઈસુની નિંદા કરી. તેઓએ તેમના માથાં હલાવ્યાં અને કહ્યું, "તેં કહ્યું, તું મંદિરનો વિનાશ કરી શકે છે અને તેને ફરીથી ત્રણ દિવસમાં બાંધી શકે છે, ૩૦તો તારી જાતને બચાવ! તું વધસ્તંભ પરથી નીચે ઉતરી આવ!"

૩૧મુખ્ય યાજકો અને શાસ્ત્રીઓ પણ ત્યાં હતા. તેઓએ પણ બીજા લોકોની જેમ જ કર્યુ. અને ઈસુની ઠઠ્ઠા મશ્કરી કરી અને કહ્યું, "તેણે બીજા લોકોને બચાવ્યા પણ તે તેની જાતને બચાવી શકતો નથી. ૩૨જો તે ખરેખર ખ્રિસ્ત ઈઝરાએલનો રાજા (યહૂદીઓ) હોય તો પછી તેણે હમણાં વધસ્તંભ પરથી નીચે આવીને તેની જાતને બચાવવી જોઈએ. આપણે આ જોઈશું અને પછી અમે તેનામાં વિશ્વાસ મૂકીશું," તે લૂંટારાઓ કે જેઓને ઈસુની બાજુમાં વધસ્તંભ પર મારી નાખવાના હતા, તેઓએ પણ તેની નિંદા કરી.

### ઈસુ મરણ પામે છે

૩૩બપોરે આખા દેશમાં અંધકાર છવાઈ ગયો. આ અંધકાર ત્રણ વાગ્યા સુધી ચાલુ રહ્યો. ૩૪ત્રણ વાગે ઈસુએ મોટા સાદે પોકાર કર્યો, "એલોઈ,એલોઈ, લમા શબક્થની." આનો અર્થ છે, "મારા દેવ, મારા દેવ, તેં

મને શા માટે એકલો મૂકી દીધો?" ૩૫ત્યાં ઊભા રહેલા કેટલાક લોકોએ આ સાંભળ્યું. તે લોકોએ કહ્યું, "ધ્યાનથી સાંભળો! તે એલિયાને બોલાવે છે."

૩૬એક માણસ ત્યાં દોડ્યો અને વાદળી લીધી. તે માણસે વાદળીને સરકાથી ભરી અને વાદળીને લાકડીએ બાંધી. પછી ઈસુને તેમાંથી પાણી પીવા તે વાદળી આપવા તેણે લાકડીનો ઉપયોગ કર્યો. તે માણસે કહ્યું, "હવે આપણે રાહ જોઈએ અને જોઈએ કે એલિયા તેને વધસ્તંભથી નીચે ઉતારવા આવે છે કે કેમ."

૩૭પછી ઈસુએ મોટે સાદેથી બૂમ પાડીને પ્રાણ છોડ્યો.

૩૮જ્યારે ઈસુ મરણ પામ્યો, તે જ વખતે મંદિરનો પડદો બે ભાગમાં ફાટી ગયો હતો. તે ઉપરથી શરૂ થયો અને છેક નીચે સુધી ફાટી ગયો. ૩૯લશ્કરનો અમલદાર જે ત્યાં વધસ્તંભ આગળ ઉભો હતો તેણે ઈસુનું મરણ થતાં શું બન્યું તે જોયુ. તે અમલદારે કહ્યું, "આ માણસ ખરેખર દેવનો પુત્ર હતો!"

૪૦કેટલીક સ્ત્રીઓ વધસ્તંભથી દૂર ઊભી રહીને જોતી હતી. આ સ્ત્રીઓમાં મરિયમ માગ્દલાની, તેનો નાનો ભાઈ યાકૂબ તથા યોસેની મા મરિયમ અને શલોમી હતી. (યાકૂબ તેનો સૌથી નાનો પુત્ર હતો.) ૪૧ગાલીલમાં ઈસુની પાછળ આવનારી અને તેની સંભાળ રાખનારી આ સ્ત્રીઓ હતી. બીજી ઘણી સ્ત્રીઓ ત્યાં હતી. આ સ્ત્રીઓ યરૂશાલેમમાં ઈસુની સાથે આવી હતી.

## ઈસુનું દફન

૪૨આ દિવસ સિદ્ધિકરણનો કહેવાય છે. (આનો અર્થ વિશ્રામવારના આગળનો દિવસ.) ત્યાં અંધારું થઈ રહ્યું હતું. ૪૩યૂસફ નામનો અરિમથાઈનો માણસ પિલાત પાસે જઈને ઈસુનો મૃતદેહ લેવા જવા માટે પૂરતો બહાદૂર હતો. યૂસફ યહૂદીઓની સભાનો સન્માનીય સભ્ય હતો. દેવના રાજ્યનું આગમન ઈચ્છનારા લોકોમાંના તે એક હતો. ૪૪પિલાતને સાંભળીને આશ્ચર્ય થયું કે ઈસુ હંમેશ માટે મરણ પામ્યો હતો. પિલાતે લશ્કરી અમલદારને બોલાવ્યો. જે ઈસુની ચોકી કરતો હતો. પિલાતે અમલદારને પૂછયું; શું ઈસુ મરણ પામ્યો છે? ૪૫તે અમલદારે પિલાતને કહ્યું કે ઈસુ મરણ પામ્યો છે તેથી પિલાતે યૂસફને કહ્યું, "તે શબ મેળવી શકશે" ૪૬યૂસફે કેટલુંક શણનું કાપડ ખરીધ્યું. તેણે વધસ્તંભ પરથી મૃતદેહ ઉતાર્યો. અને તે મૃતદેહને શણના કાપડમાં વીંટાળ્યું. પછી યૂસફે શબને કબરમાં મૂક્યું. જે ખડકની દિવાલમાં ખોદી હતી. પછી યૂસફે તે કબરના પ્રવેશદ્વારને એક મોટો પથ્થર ગબડાવી બંધ કરી. ૪૭મરિયમ મગ્દલા અને યોસેની માએ ઈસુને જે જગ્યાએ મૂક્યો હતો તે જગ્યા જોઈ.

## ઈસુના મૃત્યુમાંથી સજીવન થયાના સમાચાર

૧૬ વિશ્રામવારના વીતી ગયા પછીના બીજા દિવસે, મરિયમ મગ્દલા, શલોમી, તથા યાકૂબની મા મરિયમે કેટલાક સુગંધીદાર દ્રવ્યો તેને ચોળવા સારું વેચાતાં લીધાં. ૨તે અઠવાડિયાના પ્રથમ દિવસે, વહેલી સવારમાં તે સ્ત્રીઓ કબર તરફ જતી હતી. સૂર્યોદય પહેલા તે ઘણા વહેલા હતા. ૩તે સ્ત્રીઓએ એકબીજાને કહ્યું, "ત્યાં એક મોટો પથ્થર હતો જે કબરના પ્રવેશદ્વારને ઢાંકતો હતો. આપણા માટે તે પથ્થર કોણ ખસેડશે?"

૪પછી તે સ્ત્રીઓએ નજર કરી અને જોયું તો પથ્થર ખસેડેલો હતો. તે પથ્થર ઘણો મોટો હતો. પરંતુ તે પ્રવેશદ્વાર પાસેથી દૂર ખસેડાઈ ગયો હતો. ૫સ્ત્રીઓ કબરમાં ગઈ. તેઓએ ત્યાં એક યુવાન માણસને સફેદ ઝભ્ભો પહેરેલો જોયો. તે માણસ કબરની જમણી બાજુએ બેઠેલો હતો. તે સ્ત્રીઓ ડરતી હતી. ૬પરંતુ તે માણસે કહ્યું, "ડરશો નહિ, તમે નાઝરેથના ઈસુને શોધો છો. જેને વધસ્તંભ પર મારી નાખવામાં આવ્યો હતો. તે મૂએલામાંથી ઊઠયો છે! તે અહીં નથી; જુઓ,અહીં તે જગ્યા છે, તેઓએ તેને મૂક્યો હતો જ્યારે તે મરણ પામ્યો હતો. ૭હવે જાઓ,અને તેના શિષ્યોને કહો અને પિતરને પણ કહો કે તે (ઈસુ) તમને ત્યાં મળશે. શિષ્યોને કહો, 'ઈસુ ગાલીલમાં જાય છે. તે તમારા પહેલા ત્યાં હશે. અગાઉ તેણે કહ્યાં પ્રમાણે તમે તેને ત્યાં જોશો.'"

૮તે સ્ત્રીઓ ઘણી ડરી ગઈ હતી અને મુંઝાઈ ગઈ હતી. તેઓ કબર છોડીને દૂર દોડી ગઈ. તે સ્ત્રીઓએ જે કંઈ બન્યું હતું તે વિષે કોઈને પણ કંઈજ કહ્યું નહિ કારણ કે તેઓ ડરતી હતી.

---

*[કેટલીક જૂની ગ્રીક નકલોમાં માર્કનું પુસ્તક અહીં પૂરૂ થાય છે.]*

## કેટલાક શિષ્યો ઈસુને જુએ છે

૯ઈસુ અઠવાડિયાના પ્રથમ દિવસે મૂએલામાંથી ઊઠયો. ઈસુએ પોતાની જાતે પ્રથમ મરિયમ મગ્દલાને દર્શન આપ્યા. એક વખત ભૂતકાળમાં ઈસુએ મરિયમમાંથી સાત અશુદ્ધ આત્માઓને બહાર કાઢયા હતા. ૧૦મરિયમે ઈસુને જોયા પછી તેના શિષ્યોને જઈને

તેણે કહ્યું, તેના શિષ્યો ઘણા દુ:ખી હતા. અને રુદન
કરતા હતા. ૧૧પણ મરિયમે તેઓને કહ્યું કે ઈસુ જીવતો
છે. મરિયમે કહ્યું કે તેણે ઈસુને જોયો છે. પણ શિષ્યો
તેનું માનતા નહોતા. ૧૨પાછળથી ઈસુએ પોતાના દર્શન
આપ્યા. જયારે શિષ્યો પોતાના ખેતરમાં ચાલતા જતા
હતા ત્યારે થોડા સમય પછી ઈસુએ પોતાની જાતે તે
લોકોને દર્શન આપ્યા. પરંતુ ઈસુ મરણ પામતા પહેલા
જેવો દેખાતો નહોતો. ૧૩આ શિષ્યો બીજા શિષ્યો પાસે
પાછા ગયા અને જે બન્યું હતુ તે તેમને કહ્યું. ફરીથી
શિષ્યોએ એમાનું કોઈનું પણ માન્યું નહિ.

### ઈસુ પ્રેરિતો સાથે વાત કરે છે

૧૪પાછળથી ઈસુએ પોતાની જાતે અગિયાર શિષ્યો
જ્યારે તેઓ ખાતા હતા, ત્યારે દર્શન દીધા. ઈસુએ
શિષ્યોને ઠપકો આપ્યો, કારણ કે તેઓને ઓછો વિશ્વાસ
હતો. તેઓ કઠણ હૃદયના હતા. અને જે લોકોએ ઈસુને
મૂએલામાંથી સજીવન થયેલો જોયો તેઓનું માનવા
તેઓ તૈયાર નહોતા. ૧૫ઈસુએ શિષ્યોને કહ્યું, "દુનિયામાં
દરેક જગ્યાએ જાઓ, પ્રત્યેક વ્યક્તિને સુવાર્તા કહો.
૧૬જે કોઈ વ્યક્તિ વિશ્વાસ કરે અને બાપ્તિસ્મા લે તે
તારણ પામશે. પરંતુ જે વ્યક્તિ વિશ્વાસ ધરાવતી નથી
તે ગુનેગાર ગણાશે. ૧૭અને જે લોકો વિશ્વાસ કરે છે
તેઓ સાબિતી તરીકે આવા પ્રકારના ચમત્કારો કરવા
સમર્થ થશે. તેઓ લોકોમાંથી અશુદ્ધ આત્માઓને બહાર
કાઢવા મારા નામનો ઉપયોગ કરશે. તેઓ કદી શીખ્યા
નથી તેવી ભાષાઓમાં તેઓ બોલશે. ૧૮ઈજા પામ્યા
વગર તેઓ સર્પોને તેમના હાથમાં પકડશે. ઈજા વગર
વિષપાન કરશે. તેઓ બિમાર લોકો પર હાથ મૂકશે
અને બિમાર લોકો સાજા થશે."

૧૯પ્રભુ ઈસુએ શિષ્યોને આ વાતો કહ્યા પછી, તેને
આકાશમાં લઈ લેવાયો. ત્યાં ઈસુ દેવની જમણી બાજુએ
બેઠો. ૨૦તેના શિષ્યો જગતમાં દરેક જગ્યાએ ગયા અને
લોકોને સુવાર્તા પ્રગટ કરી. અને પ્રભુએ તેઓને મદદ
કરી. પ્રભુએ સિદ્ધ કર્યુ કે તેણે લોકોને આપેલ સુવાર્તા
સાચી હતી. તેણે શિષ્યોને ચમત્કારો કરવાનું સામર્થ્ય
આપીને આ સાબિત કર્યુ.

# લૂકની લખેલી સુવાર્તા

### ઈસુના જીવન વિષે લૂક લખે છે

૧ ઘણા લોકોએ આપણી વચ્ચે જે ઘટનાઓ બની
હતી તેનું વર્ણન કરવાનો પ્રયત્ન કર્યો છે. [૨]જેઓએ
પોતાની જાતે આરંભથી તે ઘટનાઓ નીહાળી છે અને
જેઓ પ્રભુનો સંદેશ તે લોકોને આપતા હતા. તે લોકોએ
આપણને જે રીતે કહ્યું હતું તે જ પ્રમાણે તેઓએ તે
બાબતો લખી છે. [૩]નેકનામદાર થિયોફિલ, શરૂઆતથી
જ મેં મારી જાતે આનો ચોકસાઈપૂર્વક અભ્યાસ કર્યો
અને તેથી મેં તમારા માટે પુસ્તકમાં યોગ્ય ક્રમમાં વૃતાંત
લખવા વિચાર્યુ. [૪]હું આ બધી બાબતો તારા માટે લખું
છું જેથી તને ખાતરી થશે કે તને જે કંઈ શીખવવામાં
આવ્યું છે તે સાચું છે.

### ઝખાર્યા અને એલિસાબેત

[૫]યહૂદિયાના રાજા હેરોદના સમયમાં ત્યાં અબિયાના
વર્ગ*માંનો ઝખાર્યા નામનો યાજક હતો. તેની પત્નીનું
નામ એલિસાબેત હતું. જે હારુનના પરિવારની હતી.
[૬]ઝખાર્યા અને એલિસાબેત બંન્ને દેવની આગળ ન્યાયી
હતા અને તેઓ પ્રભુની આજ્ઞાઓ અને જરૂરિયાતો પ્રમાણે
બધુ કરતા હતા. તેઓ નિર્દોષ હતા. [૭]પરંતુ ઝખાર્યા
અને એલિસાબેત નિ:સંતાન હતા. કારણ કે એલિસાબેત
મા બનવા માટે શકિતમાન ન હતી; અને તેઓ બંન્ને
ઘણાં વૃદ્ધ હતા.
[૮]તેના વર્ગના વતી દેવ સમક્ષ યાજક ઝખાર્યા સેવા
કરતો હતો. આ વખતે તેના વર્ગને સેવા કરવા માટેનો
વારો હતો. [૯]યાજકોના રિવાજ પ્રમાણે મંદિરમાં પ્રવેશવા
માટે અને દેવ સમક્ષ વેદી પર ધૂપ સળગાવવા માટે
તેની પસંદગી થઈ. તેથી ઝખાર્યા ધૂપ સળગાવવા માટે
પ્રભુના મંદિરમાં દાખલ થયો. [૧૦]તે સમયે મંદિર બહાર
પ્રાર્થના માટે ઘણા લોકો ભેગા થયા હતા. જયારે ધૂપ
સળગાવવામાં આવતો હતો ત્યારે તેઓ પ્રાર્થના કરતા
હતા. [૧૧]તે વખતે પ્રભુનો એક દૂત ઝખાર્યાની આગળ
ધૂપવેદીની જમણી બાજુએ ઊભેલો દેખાયો. [૧૨]જ્યારે
ઝખાર્યાએ દૂતને જોયો ત્યારે તે ચોંકી ઊઠ્યો અને
ગભરાયો. [૧૩]પરંતુ તે દૂતે તેને કહ્યું, "ઝખાર્યા, ગભરાઈશ
નહિ. દેવે તારી પ્રાર્થના સાંભળી છે. તારી પત્ની,
એલિસાબેત, પુત્રને જન્મ આપશે. જેનું નામ તું યોહાન
પાડશે. [૧૪]આના કારણે તને પુષ્કળ આનંદ થશે. તેના
જન્મના કારણે ઘણા લોકો પણ આનંદ પામશે. [૧૫]યોહાન
પ્રભુ માટે એક મહાન માણસ થશે. તે કદી દારૂ પીશે
નહિ કે બીજુ કોઈ કેફી પીણું લેશે નહિ. જન્મથી જ તે
પવિત્ર આત્માથી ભરપૂર હશે. [૧૬]યોહાન યહૂદીઓને
પાછા ફેરવશે પછી તેમના પ્રભુ તેમના દેવ તરફ ફેરવશે.
[૧૭]યોહાન તેની જાતે પ્રથમ દેવ આગળ ચાલશે. તે
એલિયાની જેમ સામર્થ્યવાન બનશે. એલિયા પાસે હતો
તેવો આત્મા તેની પાસે હશે. તે પિતા અને બાળકો
વચ્ચે શાંતિ લાવશે. ઘણા લોકો પ્રભુની આજ્ઞાઓનું
પાલન કરતા નથી. યોહાન તેઓને સાચા વિચારના
માર્ગે વાળશે અને પ્રભુના આગમન માટે તૈયાર કરશે."
[૧૮]ઝખાર્યાએ દૂતને પૂછયું: "હું એક ઘરડો છું, અને
મારી પત્ની પણ વૃદ્ધ છે. હું કેવી રીતે માની શકુ કે તું જે
કહે છે તે સાચું છે?"
[૧૯]દૂતે તેને ઉત્તર આપ્યો, "હું ગાબ્રિયેલ છું. હું દેવની
સમક્ષ ઊભો રહું છું. દેવે મને આ શુભ સંદેશો આપવા
માટે તારી પાસે મોકલ્યો છે. [૨૦]તેથી ધ્યાનથી સાંભળ!
જ્યાં સુધી આ બનાવ ના બને ત્યાં સુધી તું મૂંગો રહેશે.
તું તારી બોલવાની શક્તિ ગુમાવીશ. શા માટે? કારણ કે
મેં તને જે કહ્યું તેમાં તેં વિશ્વાસ કર્યો નથી. પરંતુ આ
શબ્દો ચોક્કસ સમયે સાચા ઠરશે."
[૨૧]બહાર લોકો હજુ પણ ઝખાર્યાની રાહ જોતા હતા.
તેઓ નવાઈ પામ્યા હતા કે શા માટે મંદિરમાં તે આટલા
લાંબા સમય સુધી રહ્યો. [૨૨]જ્યારે ઝખાર્યા બહાર આવ્યો.
તે તેની સાથે બોલી શક્યો નહિ. તેથી લોકોએ વિચાર્યુ કે
ઝખાર્યાને મંદિરની અંદર કોઈ દર્શન થયું છે, ઝખાર્યા
તે કંઈ બોલી શક્યો નહિ, ઝખાર્યા લોકોને ફક્ત ઈશારા
કરતો હતો. [૨૩]જયારે તેનો સેવા કરવાનો સમય પૂરો
થયો. ત્યારે ઝખાર્યા ઘેર પાછો ગયો.

---

**અબિયાનો વર્ગ** યહૂદી યાજકો ૨૪ જૂથોમાં વિભાજીત થયા હતા. જૂઓ ૧ કાળ. ૨૪.

[૨૪]થોડા સમય બાદ ઝખાર્યાની પત્ની એલિસાબેતને ગર્ભ રહ્યો. પાંચ મહીના સુધી તે ઘરની બહાર નીકળી નહિ. એલિસાબેતે કહ્યું: [૨૫]"જુઓ, પ્રભુએ (દેવ) મારા માટે શું કર્યુ છે! અગાઉ લોકો મને મહેણાં મારતા હતા. પણ હવે નિ:સંતાનનું અપમાન દૂર થયું છે."

## કુંવારી મરિયમ

[૨૬-૨૭]એલિસાબેતની સગર્ભાવસ્થાના છઠ્ઠા મહીના દરમિયાન, દેવે એક દૂતને નાસરેથ નામે ગાલીલ શહેરમાં મોકલ્યો. જેનું નામ ગાબ્રિયેલ હતું. તે દૂતને મરિયમ નામની કુંવારી કન્યા પાસે મોકલ્યો હતો. તેની સગાઈ યૂસફ નામના માણસ સાથે થઈ હતી. જે દાઉદના વંશમાથી હતો. [૨૮]દૂત તેની આગળ દેખાયો અને કહ્યું: "અભિનંદન! પ્રભુ તારી સાથે છે અને તને આશીર્વાદ આપવા ઈચ્છે છે."

[૨૯]પરંતુ મરિયમ દૂતની વાત સાંભળ્યા પછી ગભરાઈ ગઈ. તે નવાઈ પામી હતી. "આ અભિનંદનનો અર્થ શો?"

[૩૦]દૂતે કહ્યું, "ગભરાઈશ નહિ, મરિયમ, દેવ તારા પર અત્યંત પ્રસન્ન થયો છે. [૩૧]ધ્યાનથી કાળજીપૂર્વક સાંભળ! તને ગર્ભ રહેશે અને તું દીકરાને જન્મ આપશે. તેનું નામ તું ઈસુ પાડશે. [૩૨]તે બાળક એક મોટો માણસ થશે અને લોકો તેને પરાત્પરનો દીકરો કહેશે. દેવ પ્રભુ તેને તેના પિતા દાઉદનું રાજ્યાસન આપશે. [૩૩]ઈસુ હંમેશા યાકૂબના લોકો પર શાસન કરશે. ઈસુના રાજ્યનો અંત કદી આવશે નહિ."

[૩૪]મરિયમે દૂતને પૂછયું, "તે કેવી રીતે બનશે? હું તો હજી એક કુંવારી કન્યા છું!"

[૩૫]દૂતે મરિયમને ઉત્તર આપ્યો, "પવિત્ર આત્મા તારી પાસે આવશે અને પરાત્પરનું પરાક્રમ તારા પર આચ્છાદન કરશે. જે બાળકનો જન્મ થશે તે પવિત્ર થશે. તે દેવનો દીકરો કહેવાશે. [૩૬]જો એલિસાબેત જે તારી સબંધી છે તે પણ સગર્ભા છે અને તેની વૃધ્ધાવસ્થામાં તે એક દીકરાને જન્મ આપશે. દરેક વ્યક્તિ તેને વાંઝણી માનતા હતા. પણ તે છ માસથી સગર્ભા છે! [૩૭]દેવ માટે કશું જ અશક્ય નથી!"

[૩૮]મરિયમે કહ્યું, "હું તો ફક્ત પ્રભુની સેવિકા છું. તેથી તેં મારા માટે જે કહ્યું છે તે થવા દે!" પછી તે દૂત તેની પાસેથી ચાલ્યો ગયો.

## મરિયમની ઝખાર્યા અને એલિસાબેત સાથે મુલાકાત

[૩૯]પછી મરિયમ ઉઠીને ઉતાવળથી ઈઝરાએલના પહાડી પ્રદેશના શહેરમાં પહોંચી ગઈ. [૪૦]ઝખાર્યાના ઘરમાં પ્રવેશીને તેણે એલિસાબેતને શુભેચ્છા પાઠવી. [૪૧]મરિયમની શુભેચ્છા સાંભળીને એલિસાબેતના પેટમાં બાળક કૂદયું. પછી એલિસાબેત પવિત્ર આત્માથી ભરપૂર થઈ. [૪૨]પછી તેણે મોટા અવાજે કહ્યું; "બીજી સ્રીઓની સરખામણીમાં તું દેવથી વધારે આશીર્વાદિત છે. અને જે બાળક તારી કૂખમાંથી જન્મ લેશે તેને પણ ધન્ય છે. [૪૩]તું મારા પ્રભુની મા છે, અને તું મારી પાસે આવી છે! આવું સારું મારી સાથે કેવી રીતે બન્યું? [૪૪]જયારે મેં તારો અવાજ સાંભળ્યો, મારા પેટમાંનું બાળક આનંદથી કૂદ્યું. [૪૫]તને ધન્ય છે કારણ કે પ્રભુએ જે તને કહ્યું છે તે ચોક્કસ થશે જ એવું તું દઢ વિશ્વાસથી માને છે."

## મરિયમ દેવની સ્તુતિ કરે છે

[૪૬]પછી મરિયમે કહ્યું,

[૪૭]"મારો આત્મા પ્રભુની (દેવ) સ્તુતિ કરે છે મારું હદય આનંદ કરે છે કારણ કે દેવ મારો તારનાર છે.

[૪૮] દેવે તેની સામાન્ય અને દીન સેવિકા પર કૃપાદષ્ટિ કરી છે. હવે પછી, બધા લોકો કહેશે કે હું આશીર્વાદીત છું,

[૪૯] કારણ કે સર્વશક્તિમાન દેવે મારા માટે મહાન કાર્યો કર્યા છે. તેનું નામ પવિત્ર છે.

[૫૦] જે લોકો તેની સ્તુતિ કરે છે તેના ઉપર દેવ હંમેશા તેની દયા દર્શાવે છે.

[૫૧] દેવે તેના હાથોનું સામર્થ્ય બતાવ્યું છે તેણે અહંકારીઓને તેઓના મનની યોજનાઓ સાથે વેર વિખેર કરી નાખ્યા છે.

[૫૨] દેવે રાજ્યકર્તાઓને રાજ્યશાસન પરથી ઉતારી પાડ્યા છે, અને તેણે દીન માણસોને ઊંચા કર્યા છે.

[૫૩] પ્રભુએ ભૂખ્યાં લોકોને સારા વાનાંથી તૃપ્ત કર્યા છે. પણ તેણે જે લોકો ધનવાન અને સ્વાર્થી છે તેઓને ખાલી હાથે પાછા કાઢયા છે.

[૫૪] દેવ ઈઝરાએલના બચાવ માટે આવ્યો છે. દેવે તેની સેવા માટે ઈઝરાએલના લોકોને પસંદ કર્યા છે. દેવે તેમને મદદ કરી છે અને એમના પર દયા બતાવી છે.

[૫૫] દેવે આપણા પૂર્વજ ઈબ્રાહિમ અને તેનાં સંતાનોને આપેલું વચન હંમેશા પાળ્યું છે."

[૫૬]લગભગ ત્રણ માસ એલિસાબેત સાથે રહ્યા પછી મરિયમ ઘેર પાછી ફરી.

### યોહાનનો જન્મ

૫૭યોગ્ય સમયે એલિસાબેતે પુત્રને જન્મ આપ્યો.
૫૮તેણીના પડોશીઓ તથા સગાસબંધીઓએ જ્યારે
સાંભળ્યું કે પ્રભુએ તેણી પર ખૂબ દયા દર્શાવી છે ત્યારે
તેઓ તેની સાથે ખૂબ પ્રસન્ન થયા.

૫૯જ્યારે તે બાળક આઠ દિવસનો થયો ત્યારે તેઓ
તેની સુન્નત કરવા આવ્યા. તેના પિતાનું નામ ઝખાર્યા
હોવાથી તેઓની ઈચ્છા તેનું નામ ઝખાર્યા રાખવાની
હતી. ૬૦પણ તેની માતાએ કહ્યું; "ના! તેનું નામ યોહાન
રાખવામાં આવશે."

૬૧લોકોએ એલિસાબેતને કહ્યું; "પણ તમારા કુટુંબમાં
કોઈનું નામ યોહાન નથી." ૬૨પછીથી તેઓએ પિતાને
ઈશારો કરીને પૂછયું; "તને કયું નામ ગમશે?"

૬૩ઝખાર્યાએ લખવા માટે કંઈક માંગ્યુ. પછી તેણે
લખ્યું, "તેનું નામ યોહાન છે." દરેક જણને આશ્ચર્ય
થયું. ૬૪પછી ઝખાર્યા બોલવા લાગ્યો. તે દેવની સ્તુતિ
કરવા લાગ્યો. ૬૫અને તેના બધા પડોશીઓ ગભરાઈ
ગયા. યહૂદિયાના આખા પહાડી પ્રદેશમાં લોકો આ
બાબતો વિષે વાતો કરતા હતા. ૬૬આ બધા લોકો જયારે
તેઓએ આ બાબતો વિષે સાંભળ્યું. ત્યારે અચરત પામ્યા
હતા. તેઓએ વિચાર્યુ; "આ બાળક (યોહાન) કેવો થશે?"
તેઓએ આ પ્રમાણે કહ્યું કારણ કે બાળક સાથે પ્રભુનું
સામર્થ્ય હતું.

### ઝખાર્યાનું દેવને સ્તુતિગાન

૬૭પછી યોહાનનો પિતા, ઝખાર્યા પવિત્ર આત્માથી
ભરપૂર હતો. તેણે લોકોને પ્રબોધ કર્યો.

૬૮ "ઈઝરાએલના દેવ પ્રભુની સ્તુતિ કરો. તે તેમના
લોકો પાસે તેઓનો ઉદ્ધાર કરવા આવ્યો છે.
૬૯ દેવના સેવક દાઉદના કુળમાંથી સમર્થ ઉદ્ધારક
આપણા માટે આપ્યો છે.
૭૦તેના પવિત્ર પ્રબોધકો દ્વારા લાંબા સમય પહેલા
આપેલું વચન દેવે પાળ્યું છે.
૭૧ દેવ આપણને આપણા દુશ્મનો તથા આપણને
ધિક્કારનાર સર્વની સત્તામાંથી બચાવશે.
૭૨ દેવે કહ્યું છે કે, તે આપણા પૂર્વજો પ્રત્યે દયા
દર્શાવશે. અને આ રીતે તેણે તેનું પવિત્ર વચન
યાદ કર્યુ.
૭૩ દેવે આપણા પિતા ઈબ્રાહિમને વચન આપ્યું છે
કે તે આપણને આપણા
૭૪ દુશ્મનોની સત્તામાંથી બચાવશે. તેથી આપણે
નિર્ભયપણે તેની સેવા કરી શકીએ.
૭૫ જ્યાં સુધી અમે જીવીએ ત્યાં સુધી દેવ સમક્ષ
ન્યાયી અને પવિત્ર થઈશું.
૭૬ અને, ઓ! નાના છોકરા! હવે તું પરાત્પર દેવનો
પ્રબોધક કહેવાશે. તું પ્રભુની આગળ ચાલશે,
તેને માટે માર્ગ તૈયાર કરશે.
૭૭ તું લોકોને કહીશ કે તેઓને પાપોની માફી મળશે.
અને તેઓને બચાવી લેવામાં આવશે.
૭૮ "આપણા દેવની દયા વડે આકાશમાંથી નૂતન
દિવસનું પ્રભાત આપણા પર પ્રગટશે.
૭૯ જે લોકો અંધકાર અને મૃત્યુના ભય નીચે જીવી
રહ્યા છે તે લોકોને દેવ મદદ કરશે. તે આપણા
પગને શાંતિના માર્ગમાં દોરી જશે."

૮૦આમ તે નાનો છોકરો મોટો થતો ગયો અને
આત્મામાં વધારે સામર્થ્યવાન થતો ગયો. ઈઝરાએલના
યહૂદીઓ સમક્ષ જાહેર થવાનો સમય આવતા સુધી તે
બીજા લોકોથી દૂર રહ્યો.

### ઈસુનો જન્મ

૨ આ સમય દરમિયાન કૈસર ઓગસ્તસે હુકમનામું
બહાર પાડ્યું કે જે દેશો રોમન શાસન હેઠળ છે
તે સમગ્ર રાજ્યની વસતી ગણતરી કરવામાં આવે. એ
હુકમનામા અનુસાર બધા જ લોકોએ પોતપોતાના નામ
રજિસ્ટરમાં નોંધાવવાનાં હતા. ૨આ વસ્તી ગણતરી પ્રથમ
વાર જ થતી હતી. તે વખતે સિરિયા (પ્રાંત) નો હાકેમ
કુરીનિયસ હતો. ૩તેથી બધા જ લોકો પોતપોતાના
શહેરમાં નામની નોંધણી કરાવવા માટે ગયા.

૪અને યૂસફ પણ ગાલીલના નાસરેથ શહેરમાંથી
યહૂદિયા મધ્યે દાઉદનું શહેર જે બેથલેહેમ કહેવાય છે
તેમાં, ૫પોતાનું તથા પોતાની ગર્ભવતી વેવિશાળી પત્ની
મરિયમનું નામ નોંધાવવા ગયો કેમ કે દાઉદના વંશ
તથા કુળમાંનો તે હતો. ૬તેઓ ત્યાં હતાં એટલામાં તેના
દહાડા પૂરા થયા. ૭ત્યાં મરિયમે તેના પ્રથમ દીકરાને
જન્મ આપવાનો સમય હતો તેણે પ્રથમ દીકરાને જન્મ
આપ્યો. તે વખતે ધર્મશાળામાં કોઈ ઓરડો ખાલી ન
હોવાથી તેણે ગભાણમાં જ બાળકને કપડાંમાં લપેટીને
સુવાડ્યો.

### ઈસુના જન્મની ભરવાડોને જાણ

૮તે વખતે રાત્રે કેટલાક ભરવાડો ખેતરમાં તેમનાં
ઘેટાંઓની રખેવાળી કરતા હતા. ૯પ્રભુનો દૂત
ભરવાડોની સમક્ષ આવીને ઊભો રહ્યો તેમની આજુબાજુ

પ્રકાશ ચમકવા લાગ્યો. તેથી ભરવાડો ગભરાઈ ગયા.
૧૦પ્રભુના દૂતે તેઓને કહ્યું; "ગભરાશો નહિ, કેમ કે હું
તમને મોટા આનંદની સુવાર્તા આપવા આવ્યો છું. જેથી
આખા દેશના તમામ લોકોમાં આનંદ ઉભરાશે. ૧૧આજે
દાઉદના શહેરમાં તમારો તારનાર જન્મ્યો છે તે જ ખ્રિસ્ત
પ્રભુ છે. ૧૨તમે તેને ઓળખી શકો તે માટેની આ નિશાની
છે. તમે એક બાળકને કપડાંમાં લપેટેલો અને ગભાણમાં
સૂતેલો જોશો."

૧૩પછી તો આકાશમાંથી દૂતોનો મોટો સમુહ પેલા
પ્રભુના દૂત સાથે જોડાયો. અને બધા જ દૂતો દેવની
સ્તુતિ કરવા લાગ્યા.

૧૪ "પરમ ઊંચામાં દેવને મહિમા થાઓ, અને પૃથ્વી
પર દેવને પ્રસન્ન કરે છે તેવા લોકોને શાંતિ પ્રાપ્ત
થાઓ."

૧૫પ્રભુના દૂતો ભરવાડોને છોડીને આકાશમાં પાછા
ચાલ્યા ગયા. ભરવાડો એકબીજા સાથે વાતો કરવા
લાગ્યા, "આપણે બેથલેહેમ જઈને અહીં જે કંઈ ઘટના
બની છે તથા પ્રભુએ આપણને દર્શાવી છે તે જોવી
જોઈએ."

૧૬ભરવાડો તો ઝડપથી ત્યાં પહોંચી ગયા અને
મરિયમ તથા યૂસફને પણ શોધી કાઢયા. બાળક પણ
ગભાણમાં સૂતેલુ હતું. ૧૭ભરવાડોએ બાળકને જોયું અને
પછી પ્રભુના દૂતે બાળક વિષે તેઓને શું કહ્યું હતું તે
તેઓએ જણાવ્યું. ૧૮ભરવાડોએ તેઓને જે કહ્યું, તે
સાંભળીને દરેક જણ નવાઈ પામ્યા. ૧૯પરંતુ મરિયમે
આ બધી વાતો મનમાં રાખી અને વારંવાર તેના વિષે
વિચાર કરતી. ૨૦ભરવાડો પણ જે કંઈ જોયું અને સાંભળ્યું
હતું, તે બધુ તેઓને દૂતે કહી હતી તે જ થઈ હતી. તે
બધા પ્રભુનો મહિમા તથા સ્તુતિ કરતાં કરતાં ઘેર પાછા
ફર્યા.

૨૧જયારે બાળક આઠ દિવસનું થયું ત્યારે તેની સુન્નત
કરાવવામાં આવી અને તેનું નામ ઈસુ રાખવામાં આવ્યું.
પ્રભુના દૂતે માતાના ગર્ભમાં બાળક આવતા પહેલાં જ
આ નામ આપ્યું હતું

## મંદિરમાં ઈસુનું અર્પણ

૨૨મૂસાના નિયમશાસ્ત્ર પ્રમાણે શુદ્ધિકરણનો સમય
આવતા યૂસફ અને મરિયમ બાળકને પ્રભુ સમક્ષ રજૂ
કરવા માટે યરૂશાલેમ લઈ ગયા. ૨૩પ્રભુના
નિયમશાસ્ત્રમાં જે લખ્યું છે તે પ્રમાણે, "પરિવારમાં જ્યારે
પ્રથમ દીકરો જન્મ લે છે તેને પ્રભુને સારું પવિત્ર ગણવો
જોઈએ."* ૨૪વળી પ્રભુના નિયમશાસ્ત્ર પ્રમાણે લોકોએ
બલિદાન પણ આપવાનું હોય છે. તે મુજબ હોલાંની
એક જોડ અથવા કબૂતરનાં બે બચ્ચાનું બલિદાન
આપવાનું હોય છે. તેથી યૂસફ અને મરિયમ આ વિધિ
કરવા યરૂશાલેમ ગયા.

## શિમયોન ઈસુને જુએ છે

૨૫યરૂશાલેમમાં શિમયોન નામનો માણસ રહેતો
હતો. તે ઘણો ઉત્તમ ધાર્મિક નિષ્ઠાવાળો માણસ હતો. તે
ઈઝરાએલના લોકોના સુખ માટે પ્રભુના આગમનની
વાટ જોતો હતો. પવિત્ર આત્મા તેની સાથે હતો. ૨૬પવિત્ર
આત્માએ શિમયોનને કહ્યું હતું કે જ્યાં સુધી તે પ્રભુ
ખ્રિસ્તનાં દર્શન નહિ કરે ત્યાં સુધી તેનું મૃત્યુ થશે
નહિ. ૨૭પવિત્ર આત્માના માર્ગદર્શનથી તે મંદિરમાં ગયો.
યહૂદિઓના નિયમશાસ્ત્રની વિધિ કરવા માટે મરિયમ
અને યૂસફ બાળ ઈસુને લઈને મંદિરમાં આવ્યા.
૨૮શિમયોને બાળકને હાથમાં લીધું અને દેવનો આભાર
માન્યો.

૨૯ "પ્રભુ, (દેવ) હવે તેં આપેલા વચન પ્રમાણે આ
તારા સેવકને શાંતિથી મૃત્યુનું શરણ લેવા દે.
૩૦ કારણ કે મેં મારી પોતાની આંખો વડે તારા
તારણનાં દર્શન કર્યા છે.
૩૧ તમે બધા જ લોકો માટે તેને (ઈસુને) તૈયાર કર્યો
છે.
૩૨ તે (ઈસુ) જગતના લોકો માટે જ્યોતિ છે જે
બીનયહૂદીઓને તમારો માર્ગ બતાવશે. તે
ઈઝરાએલના (યહૂદીઓ) લોકોનો મહિમા
વધારશે.

૩૩શિમયોને ઈસુ વિષે જે કંઈ કહ્યું તે સાંભળીને
તેના માતાપિતા નવાઈ પામ્યા. ૩૪પછી શિમયોને
તેઓને આશીર્વાદ આપ્યો. અને ઈસુની મા મરિયમને
કહ્યું; "ઈઝરાએલના ઘણા લોકોની ચડતી પડતી આ
બાળકને કારણે થશે. તે દેવની તરફથી નિશાનીરૂપ બનશે.
જેને કેટલાક લોકો સ્વીકારવા ના પાડશે. ૩૫લોકોના
હૃદયમાં રહેલા ગુપ્ત વિચારો જાહેર થશે. જે કંઈ ઘટનાઓ
બનશે તેનાથી તારું હૃદય દુ:ખી થશે."

---

**"પરિવારમાં જયારે ... પવિત્ર ગણવો જોઈએ"** નિ. ૧૩:૨, ૧૨.

### હાન્ના ઈસુને જુએ છે

૩૬મંદિરમાં હાન્ના નામની એક પ્રબોધિકા રહેતી હતી. જે આશેરના કુળની ફનુએલની પુત્રી હતી. હાન્ના ઘણી વૃધ્ધ હતી. લગ્નજીવનના સાત વર્ષ પછી તેના પતિનું અવસાન થતાં તે એકલી રહેતી હતી. ૩૭હવે તો તે ૮૪ વર્ષની થઈ હતી અને તે વિધવા હતી. છતાં તેણે કયારેય મંદિર છોડ્યું ન હતું. તે મંદિરમાં જ રહેતી અને રાતદિવસ ઉપવાસ અને પ્રાર્થના દ્વારા પ્રભુની સ્તુતિ કરતી હતી. ૩૮તેણે ત્યાં જ તે ક્ષણે આવીને પ્રભુનો આભાર માન્યો અને જે લોકો યરૂશાલેમના ઉદ્ધારની વાટ જોતા હતા તે બધાને આ બાળક વિષે કહ્યું.

### યૂસફ અને મરિયમનું ઘર તરફ પ્રયાણ

૩૯પ્રભુની આજ્ઞાનુસાર બધી જ વિધીઓ પૂર્ણ કરીને યૂસફ અને મરિયમ ગાલીલના નાસરેથમાં પોતાને ગામ પાછા ફર્યા. ૪૦દેવની કૃપા તે નાના બાળક (ઈસુ) સાથે હતી. તેથી તે જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ વધારે પરાક્રમી અને બુદ્ધિશાળી થતો ગયો.

### બાળ ઈસુ

૪૧પ્રતિવર્ષ પાસ્ખાપર્વ વખતે ઈસુના માતાપિતા યરૂશાલેમ જતાં હતા. ૪૨જ્યારે ઈસુ બાર વર્ષનો થયો ત્યારે તેઓ પર્વમાં હંમેશા જે પ્રમાણે જતા હતા તે જ પ્રમાણે ગયા. ૪૩જ્યારે પર્વની ઉજવણી પૂરી થઈ ત્યારે તેઓ ઘેર પાછા ફર્યા. પરંતુ બાળ ઈસુ તો યરૂશાલેમમાં જ રહી ગયો. તેના માતાપિતા તેના વિષે કંઈ જ જાણતા નહોતા. ૪૪તેમણે વિચાર્યુ કે ઈસુ તે સમુહમાં હશે. એક દિવસની મુસાફરી કર્યા પછી તેની શોધમાં તેઓ નીકળ્યા. તેઓએ તેમના પરિવારમાં તથા નજીકના મિત્રમંડળમાં શોધ કરી. તે માટે યૂસફ અને મરિયમ આખો દિવસ ફર્યા. ૪૫પરંતુ યૂસફ અને મરિયમને કયાંય ઈસુ જડયો નહિ. તેથી ફરી પાછા તેની શોધમાં યરૂશાલેમ ગયા. ૪૬ત્રણ દિવસ પછી ઈસુ તેઓને જડયો. ઈસુ મંદિરમાં ધર્મગુરુઓ સાથે બેસીને પ્રશ્નોની ચર્ચા કરી રહ્યો હતો. ૪૭જે દરેક વ્યક્તિએ તેને સાંભળ્યો. તે તેના ચતુરાઈભર્યા ઉત્તરો અને સમજશક્તિ જોઈને આશ્ચર્ય પામ્યા હતા. ૪૮ઈસુના માતાપિતાએ જ્યારે તેને જોયો ત્યારે તેઓ પણ નવાઈ પામ્યા. તેની માએ તેને પૂછયું; "દીકરા, અમારી સાથે આવું તેં કેમ કર્યુ? તારા પિતા અને હું તારા માટે બહુ ચિંતા કરતા હતા. અને તારી શોધ પણ કરી રહ્યાં હતા."

૪૯ઈસુએ તેઓને કહ્યું, "તમે મારી શોધ શાં માટે કરતા હતા? તમને ખબર હોવી જોઈએ કે, હું મારા પિતાનું (દેવનું) કામ જ્યાં છે ત્યાં જ હોઈશ!" ૫૦પરંતુ ઈસુએ જે કહ્યું તેનો અર્થ તેઓ સમજી શક્યા નહિ.

૫૧ત્યારબાદ ઈસુ તેઓની સાથે નાસરેથ પાછો ફર્યો અને હંમેશા માતાપિતા જે કંઈ કહે તે બધાનું પાલન કરતો. તેની માતા હજુ પણ તે બધી બાબતો અંગે મનમાં વિચારતી હતી. ૫૨ઈસુએ વધુને વધુ અભ્યાસ કરવાનું ચાલુ રાખ્યું. તે કદમાં ઊંચો થયો અને લોકો ઈસુને ચાહતા, અને ઈસુ દેવને પ્રસન્ન કરતો.

### યોહાનનો ઉપદેશ

૩ પોંતિયુસ પિલાત તિબેરિયસ કૈસરના રાજ્યશાસનના ૧૫માં વર્ષે યહૂદિયાનો અધિપતિ હતો.

ગાલીલ પર હેરોદ; ત્રાખોનિતિયા અને યટૂરિયા પર હેરોદનો ભાઈ ફિલિપ, લુસાનિયાસ, અબિલેનીનો રાજા હતો. ૨અન્નાસ અને કાયાફા પ્રમુખ યાજકો હતા. તે સમય દરમિયાન ઝખાર્યાના દીકરા યોહાનને દેવે આજ્ઞા કરી. યોહાન તો અરણ્યમાં રહેતો હતો. ૩તેથી યોહાને યર્દન નદીની આજુબાજુના પ્રદેશમાં યાત્રા કરીને લોકોને પસ્તાવો કરવા માટે, પાપોની માફીની ખાતરી મેળવવા તથા બાપ્તિસ્મા પામીને જીવન ગુજારવાનો ઉપદેશ આપ્યો. ૪યશાયા પ્રબોધકના પુસ્તકમાં લખેલા વચનો મુજબ:

" અરણ્યમાં કોઈ વ્યક્તિનો પોકાર સંભળાય છે:
'પ્રભુને માટે માર્ગ તૈયાર કરો. તેનો માર્ગ સીધો
બનાવો.
૫ પ્રત્યેક ખીણો પૂરી દેવાશે. અને બધા જ પર્વતો
અને ટેકરીઓ સપાટ બનાવાશે. રસ્તાના વળાંક
સીધા કરવામાં આવશે. અને ખાડા ટેકરાવાળા
રસ્તાઓ સરખા કરવામાં આવશે.
૬ પ્રત્યેક વ્યકિત દેવનું તારણ જોશે!'"

*યશાયા ૪૦:૩–૫*

૭ત્યારે ઘણા લોકો તેનાથી બાપ્તિસ્મા પામવા સારુ આવ્યા. યોહાને તેઓને કહ્યું: "તમે ઝેરીલા સાપો જેવા છો, દેવનો કોપ અને જેણે તમને તેમાંથી બચવા માટે ચેતવણી આપી છે તેમાંથી ઉગારવા માટે તમને કોણે સાવધાન કર્યા? ૮તમે એવાં કામ કરો કે જે દર્શાવે કે તમે તમારું હ્રદય પરિવર્તન કર્યુ છે. તમારી જાતને તમે કહેવાનું શરુ ના કરશો. 'ઈબ્રાહિમ અમારો પિતા છે.' કારણ કે હું

તમને કહું છું કે દેવ આ પથ્થરોમાંથી પણ ઈબ્રાહિમ
માટે સંતાન ઉત્પન્ન કરી શકે છે. ૯વૃક્ષો કાપવા માટે
હવે કુહાડી તૈયાર છે. દરેક વૃક્ષ જે સારાં ફળ ન આપતાં
હોય તે બધાને કાપી નાખીને અગ્નિમાં નાખી દેવામાં
આવશે.
૧૦લોકોના ટોળાએ યોહાનને પૂછયું, "અમારે શું કરવું
જોઈએ?"
૧૧યોહાને ઉત્તર આપ્યો: "જો તમારી પાસે બે અંગરખા
હોય તો જેની પાસે એક પણ નથી તેને આપો. અને
જેની પાસે ખોરાક હોય તો તે પણ વહેંચવો જોઈએ."
૧૨જકાતનાકાના કર ઉઘરાવનારા અમલદારો પણ
બાપ્તિસ્મા પામવા તેની પાસે આવ્યા. તેઓએ યોહાનને
પૂછયું: "ઉપદેશક, અમારે શું કરવું?"
૧૩યોહાને તેમને કહ્યું: "તમને જેટલી જકાત લેવાનો
હુકમ કર્યો હોય તેનાથી વધારે જકાત લોકો પાસેથી
ઉઘરાવો નહિ."
૧૪સૈનિકોએ યોહાનને પૂછયું: "અમારું શું? અમારે
શું કરવું જોઈએ?"
યોહાને તેઓને કહ્યું: "બળજબરીથી કોઈની પાસેથી
પૈસા લેશો નહિ. કોઈને માટે જુઠું બોલશો નહિ. તમને
જે કંઈ પગારમાં મળે છે તેમાં સંતોષ રાખો".
૧૫બધા જ લોકો ખ્રિસ્તના આગમનની પ્રતિક્ષા કરી
રહ્યાં હતા અને યોહાન અંગે નવાઈ પામી વિચારતા
હતા કે, "કદાચ યોહાન એ તો ખ્રિસ્ત નહિ હોય."
૧૬યોહાને બધા લોકોને ઉત્તર આપ્યો, "મેં તો તમારું
ફક્ત પાણીથી બાપ્તિસ્મા કર્યુ પણ હું જે કરું છું, તેનાથી
વધારે શક્તિશાળી વ્યક્તિનું આગમન થઈ રહ્યું છે. હું
તો તેના પગના જોડાની દોરી ખોલવા માટે પણ યોગ્ય
નથી. તે પવિત્ર આત્માથી અને અગ્નિથી તમારું બાપ્તિસ્મા
કરશે. ૧૭તેનું સૂંપડું તેના હાથમાં છે. તે ખળીમાંથી
દાણા જુદા પાડવા તૈયાર છે. તે દાણા ભેગા કરશે અને
તેની વખારમાં મૂકશે. અને તે ભૂસાંને આગમાં બાળશે,
જે કદી હોલવાશે નહિ. ૧૮યોહાને લોકોને સુવાર્તા
આપવાનું ચાલુ રાખ્યું અને લોકોને મદદરૂપ થવા બીજી
ઘણી બાબતો કહી.

### યોહાનની કાર્યસમાપ્તિ

૧૯(યોહાને રાજા હેરોદની તેના ભાઈની પત્ની સાથેના
તેના સંબંધ માટે ટીકા કરી. તથા તેના બીજા ખરાબ
કાર્યો માટે યોહાને તેની ટીકા કરી. ૨૦તેથી હેરોદે યોહાનને
કેદ કરવાનું બીજું એક ખરાબ કામ કર્યુ. આમ હેરોદના
દુષ્કર્મોમાં એકનો વધારો થયો.)

### યોહાન દ્વારા ઈસુને બાપ્તિસ્મા

૨૧યોહાનને જેલમાં કેદ કરવામાં આવ્યો તે પહેલા,
બધા જ લોકો તેના દ્વારા બાપ્તિસ્મા પામ્યા હતા. પછી
ઈસુ પણ બાપ્તિસ્મા પામ્યો. જ્યારે ઈસુ પ્રાર્થના કરતો
હતો ત્યારે, આકાશ ઊઘડ્યું. ૨૨પવિત્ર આત્મા કબૂતર
રૂપે તેના પર ઊતર્યો. ત્યાર બાદ આકાશમાંથી
આકાશવાણી થઈ, "તું મારો વહાલો દીકરો છે અને હું
તને ચાહું છું. હું તારા પર ખૂબ પ્રસન્ન થયો છું."

### યૂસફની વંશાવળી

૨૩ઈસુએ જ્યારે સેવાની શરૂઆત કરી ત્યારે તેની
ઉંમર લગભગ ૩૦ વર્ષની હતી. લોકોના ધાર્યા પ્રમાણે
ઈસુ યૂસફનો દીકરો હતો. એલીનો દીકરો યૂસફ હતો.

૨૪ એલી મથ્થાતનો દીકરો હતો.
મથ્થાત લેવીનો દીકરો હતો.
મલ્ખીનો દીકરો લેવી હતો.
યન્નાયનો દીકરો મલ્ખી હતો.
યૂસફનો દીકરો યન્નાય હતો.
૨૫ મત્તિથ્યાનો દીકરો યૂસફ હતો.
આમોસનો દીકરો મત્તિથ્યા હતો.
નહૂમનો દીકરો આમોસ હતો.
હેસ્લીનો દીકરો નહૂમ હતો.
નગ્ગયનો દીકરો હેસ્લી હતો.
૨૬ માહથનો દીકરો નગ્ગય હતો.
મત્તિથ્યાનો દીકરો માહથ હતો.
શિમઈનો દીકરો મત્તિથ્યા હતો.
યોસેખનો દીકરો શિમઈ હતો.
યોદાનો દીકરો યોસેખ હતો.
૨૭ યોહાનાનનો દીકરો યોદા હતો.
રેસાનો દીકરો યોદા હતો.
ઝરુબ્બાબેલનો દીકરો રેસા હતો.
શઆલ્તીએલનો દીકરો ઝરુબ્બાબેલ હતો.
નેરીનો દીકરો શઆલ્તીએલ હતો.
૨૮ મલ્ખીનો દીકરો નેરી હતો.
અદ્દીનો દીકરો મલ્ખી હતો.
કોસામનો દીકરો અદ્દી હતો.
અલ્માદામનો દીકરો કોસામ હતો.
એરનો દીકરો અલ્માદામ હતો.
૨૯ યેશુનો દીકરો એર હતો.
એલીએઝેરનો દીકરો યેશુ હતો.

યોરીમનો દીકરો એલીએઝેર હતો.
મથ્થાતનો દીકરો યોરીમ હતો.
લેવીનો દીકરો મથ્થાત હતો.
૩૦ સીમેઓનનો દીકરો લેવી હતો.
યહૂદાનો દીકરો સીમેઓન હતો.
યૂસફનો દીકરો યહૂદા હતો.
યોનામનો દીકરો યૂસફ હતો.
એલ્યાકીમનો દીકરો યોનામ હતો.
૩૧ મલેયાનો દીકરો એલ્યાકીમ હતો.
મિન્નાનો દીકરો મલેયા હતો.
મત્તાથાનો દીકરો મિન્ના હતો.
નાથાનનો દીકરો મત્તાથા હતો.
દાઉદનો દીકરો નાથાન હતો.
૩૨ યશાઈનો દીકરો દાઉદ હતો.
ઓબેદનો દીકરો યશાઈ હતો.
બોઆઝનો દીકરો ઓબેદ હતો.
સલ્મોનનો દીકરો બોઆઝ હતો.
નાહશોનનો દીકરો સલ્મોન હતો.

૩૩ અમિનાદાબનો દીકરો નાહશોન હતો.
અર્નીનો દીકરો અમિનાદાબ હતો.
હેસ્રોનનો દીકરો અર્ની હતો.
પેરેસનો દીકરો હેસ્રોન હતો.
યહૂદાનો દીકરો પેરેસ હતો.
૩૪ યાકૂબનો દીકરો યહૂદા હતો.
ઈસહાકનો દીકરો યાકૂબ હતો.
ઈબ્રાહિમનો દીકરો ઈસહાક હતો.
તેરાહનો દીકરો ઈબ્રાહિમ હતો.
નાહોરનો દીકરો તેરાહ હતો.
૩૫ સરૂગનો દીકરો નાહોર હતો.
રયૂનો દીકરો સરૂગ હતો.
પેલેગનો દીકરો રયૂ હતો.
એબરનો દીકરો પેલેગ હતો.
શેલાનો દીકરો એબર હતો.
૩૬ કાઈનાનનો દીકરો શેલા હતો.
અર્પક્ષદનો દીકરો કાઈનાન હતો.
શેમનો દીકરો અર્પક્ષદ હતો.
નૂહનો દીકરો શેમ હતો.
લામેખનો દીકરો નૂહ હતો.
૩૭ મથૂશેલાનો દીકરો લામેખ હતો.
હનોખનો દીકરો મથૂશેલા હતો.
યારેદનો દીકરો હનોખ હતો.
મહાલલેલનો દીકરો યારેદ હતો.
કાઈનાનનો દીકરો મહાલલેલ હતો.
૩૮ અનોશનો દીકરો કાઈનાન હતો.
શેથનો દીકરો અનોશ હતો.
આદમનો દીકરો શેથ હતો.
આદમ, જે દેવનો દીકરો હતો.

### ઈસુનું શેતાન દ્વારા પરીક્ષણ

૪ પવિત્ર આત્માથી ભરપૂર થઈને ઈસુ યર્દન નદીથી
પાછો ફર્યો. પવિત્ર આત્મા તેને અરણ્યમાં દોરી
ગયો. ૨ત્યાં શેતાને ૪૦ દિવસ સુધી તેનું પરીક્ષણ કર્યુ.
તે સમય દરમિયાન ઈસુએ કંઈ પણ ખાધું નહિ. દિવસો
પૂરા થયા પછી ઈસુને ખૂબ ભૂખ લાગી.
૩શેતાને ઈસુને કહ્યું, "જો તું દેવનો દીકરો હોય તો
આ પથ્થરને રોટલી બની જવા કહે."
૪ઈસુએ કહ્યું, "ધર્મશાસ્રમાં લખ્યું છે કે:

'માણસને જીવવા માટે ફક્ત રોટલીની જરૂર
નથી.'"

*પુનર્નિયમ ૮:૩*

૫પછી ઈસુને શેતાન એક ઊંચી જગ્યા પર લઈ
ગયો અને એક જ પળમાં તેને જગતનાં બધા જ રાજ્યોનું
દર્શન કરાવ્યું. ૬શેતાને ઈસુને કહ્યું; "હું તને આ બધા
રાજ્યોનો અધિકાર અને મહિમા આપીશ. આ સર્વસ્વ
મારું છે. તેથી હું જેને આપવા ઈચ્છું તેને આપી શકું છું.
૭જો તું ફક્ત મારું જ ભજન કરીશ તો એ સર્વસ્વ તારું
થઈ જશે."
૮ઈસુએ ઉત્તર આપ્યો, "શાસ્રોમાં લખ્યું છે તે પ્રમાણે:

'તારે તારા દેવ પ્રભુનું ભજન કરવું જોઈએ. તારે
એકલા તેની જ સેવા કરવી!'"

*પુનર્નિયમ ૬:૧૩*

૯પછી શેતાન ઈસુને યરૂશાલેમ લઈ ગયો. અને
મંદિરની ઊંચી ટોચ પર લઈ ગયો અને તેણે ઈસુને
કહ્યું, "જો તું દેવનો દીકરો હોય, તો અહીંથી હેઠળ પડ!
૧૦શાસ્રોમાં લખ્યા મુજબ:

'દેવ તારું રક્ષણ કરવા માટે એના દૂતોને આજ્ઞા
કરશે.'

*ગીતશાસ્ર ૯૧:૧૧*

૧૧અને એમ પણ લખ્યું છે કે:

'તેઓ તને પોતાના હાથોમાં એવી રીતે ઊચકી
લેશે કે જેથી તારો પગ ખડક પર અથડાશે નહિ.'"

*ગીતશાસ્ત્ર ૯૧:૧૨*

૧૨ઈસુએ ઉત્તર આપ્યો: "એ ઉપરાંત શાસ્ત્રમાં એવું
પણ કહેલું છે કે:

'તારે પ્રભુ તારા દેવનું પરીક્ષણ કરવું જોઈએ
નહિ.'"

*પુનર્નિયમ ૬:૧૬*

૧૩શેતાને અનેક પ્રલોભનોથી દરેક રીતે ઈસુનું પરીક્ષણ
કર્યા પછી યોગ્ય સમય આવે ત્યાં સુધી ઈસુને એકલો
મૂકીને ત્યાંથી વિદાય લીધી.

## ઈસુનો લોકોને ઉપદેશ

૧૪પછી પવિત્ર આત્માના પરાક્રમે ઈસુ ગાલીલ પાછો
ફર્યો. ગાલીલની આજુબાજુના પ્રદેશમાં ઈસુની વાતો
પ્રસરતી ગઈ. ૧૫તેણે સભાસ્થાનોમાં ઉપદેશ આપવાનો
આરંભ કર્યો. બધા જ લોકો ઈસુની પ્રશંસા કરવા લાગ્યા.
૧૬ઈસુ ઉછરીને જ્યાં મોટો થયો હતો તે નાસરેથ
શહેરમાં આવ્યો. પોતાની રીત પ્રમાણે તે વિશ્રામવારે
સભાસ્થાનમાં ગયો અને વાંચવા ઊભો થયો. ૧૭તેને
યશાયા પ્રબોધકનું પુસ્તક વાંચવા માટે આપવામાં આવ્યું.
તેણે પુસ્તક ઉઘાડયું અને આ ભાગ તેને મળ્યો જયાં
આ લખ્યું હતું:

૧૮ "પ્રભુનો (દેવ) આત્મા મારામાં સમાયેલો છે.
પ્રભુએ જે લોકો પાસે કશું નથી એવા લોકોને
સુવાર્તા આપવા, કેદીઓને તેમની મુક્તિ જાહેર
કરવા, આંધળાઓને દષ્ટિ આપવા જેથી તેઓ
ફરીથી જોઈ શકે તથા કચડાયેલા લોકોને મુકત
કરવા મારો અભિષેક કર્યો છે.
૧૯ તથા તેની દયા બતાવવાનો પ્રભુનો સમય જાહેર
કરવા મને મોકલ્યો છે."

*યશાયા ૬૧:૧-૨*

૨૦ત્યારબાદ પુસ્તક બંધ કરી, સેવકને પાછુ સોંપીને
ઈસુ બેસી ગયો. સભાસ્થાનમાં બધાની નજર ઈસુ તરફ
ઠરી રહી હતી. ૨૧ઈસુએ તેમની સમક્ષ બોલવાનો આરંભ
કર્યો, તેણે કહ્યું; "તમારા સાંભળવામાં આવ્યું છે, તે
પ્રમાણે આ ધર્મલેખ આજે સત્ય થયો છે!"

૨૨આ સાંભળીને બધા જ લોકો ઈસુની પ્રશંસા કરવા
લાગ્યા, ઈસુની કૃપાથી ભરપૂર એવા શબ્દો સાંભળીને
તેઓ અજાયબી પામ્યા. તે લોકોએ પૂછયું, "તે આવું
કેવી રીતે બોલી શકે? એ તો માત્ર યૂસફનો દીકરો છે,
કેમ ખરુંને?"
૨૩ઈસુએ તેઓને કહ્યું; "હું જાણું છું કે તમે મને આ
જુની વાત જરૂરથી કહેશો: 'વૈદ તું પોતે તારી સારવાર
કર.' તમે કહેશો કે, 'અમે સાંભળ્યું છે કે જે ચમત્કારો
કફર-નહૂમમાં કર્યા છે તે તારા પોતાના વતનમાં શા
માટે બતાવતો નથી!'" ૨૪પછી ઈસુએ કહ્યું; "હું તમને
સત્ય જ કહું છું કોઈ પણ પ્રબોધક પોતાના જ શહેરમાં
સ્વીકારાતો નથી. ૨૫હું જે કહું છું તે સાચું છે. એલિયાના
સાડા ત્રણ વર્ષના સમયમાં ઈઝરાએલમાં બિલકુલ
વરસાદ પડ્યો ન હતો. સમગ્ર દેશમાં દુકાળ હતો. ખાવાને
અનાજ ક્યાંય મળતું ન હતું. ઈઝરાએલમાં તે સમયે
ઘણી વિધવાઓને સહાયની આવશ્યકતા હતી. ૨૬પરંતુ
એલિયાને એ બધામાંથી કોઈની પણ પાસે મોકલવામાં
આવ્યો નહોતો. પરંતુ સિદોનના સારફતની એક વિદેશી
વિધવાને સહાય કરવા માટે તેને મોકલવામાં આવ્યો
હતો. ૨૭અને પ્રબોધક એલિયાના સમયમાં
ઈઝરાએલમાં ઘણા કોઢના રોગીઓ હતા છતાં તેણે ફકત
આરામી નામાનની સારવાર કરીને તેને સાજો કર્યો હતો."
૨૮આ વાત સાંભળીને સભાસ્થાનમાંના શ્રોતાજનો
ગુસ્સે થઈ ગયા. ૨૯તે બધા ઊભા થઈ ગયા અને ઈસુને
ગામની બહાર હાંકી કાઢયો. તેઓનું શહેર પહાડ ઉપર
બાંધ્યું હતું, તેની ટોચ પર તેને લઈ ગયા, જેથી તેને
ધક્કો મારીને નીચે ખીણમાં હડસેલીને ગબડાવી શકાય.
૩૦છતાં ઈસુ તો ટોળાની વચમાં થઈને નીકળ્યો અને
ચાલ્યો ગયો.

## ભુત વળગેલા માણસને ઈસુ સાજો કરે છે

૩૧ત્યારબાદ ઈસુ ગાલીલના એક કફર-નહૂમ
શહેરમાં ગયો. અને વિશ્રામવારે લોકોને ઉપદેશ આપ્યો.
૩૨તેઓ ઈસુના ઉપદેશથી આશ્ચર્યચકિત થઈ ગયા કેમ
કે તેનું બોલવું અધિકારયુકત હતું. ૩૩ત્યાં સભાસ્થાનમાં
એક માણસ હતો. તેને અશુધ્ધ આત્મા વળગેલો હતો.
તેણે મોટા અવાજે બૂમો પાડી. ૩૪"ઓ ઈસુ નાઝારી!
તારે અમારી પાસેથી શું જોઈએ છે? શું તું અમારો સર્વનાશ
કરવા અહીં આવ્યો છે? હું જાણું છું તું કોણ છે? તું
દેવનો પવિત્ર છે." ૩૫પરંતુ ઈસુએ તેને ચેતવણી આપી
અને કહ્યું; "છાનો રહે! આ માણસમાંથી બહાર નીકળ."
પરંતુ અશુદ્ધ આત્માએ તે માણસને લોકોની હાજરીમાં

જ તેને નીચે ફેંકી દીધો. તેને કોઈ પણ જાતની ઈજા કર્યા વિના તે તેનામાંથી બહાર નીકળી ગયો.

૩૬આશ્ચર્યચકિત પામેલા લોકો એકબીજાને કહેવા લાગ્યા: "આનો અર્થ શું? આ માણસના શબ્દોમાં આ તે કેવો અધિકાર! અને તાકાત છે? કે અશુદ્ધ આત્માઓ પણ તેને આધીન થઈને બહાર નીકળી જાય છે." ૩૭બધા જ આજુબાજુના પ્રદેશમાં ઈસુ વિષેના સમાચાર વાયુવેગે પ્રસરી ગયા.

### પિતરની સાસુને ઈસુ સાજી કરે છે

૩૮પછી તે દિવસે ઈસુ સભાસ્થાનમાંથી સીધો સિમોનના ઘરે ગયો. ત્યાં સિમોનની સાસુ બિમાર હતી. તેને સખત તાવ હતો. તેથી તેઓએ તેને મદદરૂપ થવા ઈસુને વિનંતી કરી. ૩૯ઈસુ તેની તદન નજીક ઊભો રહ્યો, તાવને ધમકાવ્યો અને તેને છોડી જવા આજ્ઞા કરી. તેનો તાવ ઊતરી ગયો. પછી તે તરત જ ઊઠી અને ઊભી થઈને તેની સેવા કરવા લાગી.

### ઈસુ ઘણા લોકોને સાજા કરે છે

૪૦સંધ્યાકાળે ઘણા લોકો તેઓના માંદા મિત્રોને લઈને ઈસુ પાસે આવ્યા. તે બધા વિવિધ પ્રકારના રોગીઓ હતા. ઈસુએ દરેક માંદા માણસના માથે હાથ મૂક્યો અને તે સર્વને સાજા કર્યા. ૪૧ઈસુની આજ્ઞાથી ઘણા લોકોમાંથી ભૂતો નીકળ્યાં. તેઓ ઘાંટો પાડીને કહેતાં હતા કે, "તું દેવનો દીકરો છે." પરંતુ ઈસુએ તે બધાને ખૂબ ધમકાવ્યા અને તેમને બોલવા દીધા નહિ. તેઓને ખબર હતી કે ઈસુ એ ખ્રિસ્ત છે.

### અન્ય શહેરોમાં ઈસુનું પ્રયાણ

૪૨બીજે દિવસે વહેલી સવારે ઈસુ અરણ્યમાં એકાંત માટે ચાલ્યો ગયો. લોકો તેને શોધતાં શોધતાં ત્યાં પણ આવી પહોંચ્યા. અને તેઓએ તેને છોડીને નહિ જવા ઘણું દબાણ કર્યુ. ૪૩પરંતુ ઈસુએ તેઓને કહ્યું, "દેવના રાજયની સુવાર્તા મારે અન્ય શહેરોમાં પણ પહોંચાડવી જોઈએ. અને તે માટે જ મને મોકલવામા આવ્યો છે."

૪૪આમ ઈસુ યહૂદિયાના સભાસ્થાનોમાં ઉપદેશ પ્રગટ કરતો ફર્યો.

### પિતર, યાકૂબ, યોહાન ઈસુને અનુસરે છે

૫ ગન્નેસરેત ગાલીલ સરોવરને કાંઠે ઈસુ ઊભો હતો. તે દેવના વચનનો ઉપદેશ કરતો હતો. તેઓ તેનો ઉપદેશ સાંભળતા હતા. ૨ત્યારે તેણે સરોવરને કિનારે બે હોડી લાંગરેલી જોઈ. માછીમારો તેઓની જાળ પાણીમાં ધોઈ રહ્યાં હતા. ૩તેમાની એક હોડી સિમોનની હતી. ઈસુ તે હોડીમાં બેસવા ચઢી ગયો. ઈસુએ તેને કાંઠાથી થોડે દૂર હોડી હંકારવાનું કહ્યું. તેણે તેમાં બેસીને લોકોને ઉપદેશ આપ્યો.

૪ઈસુએ ઉપદેશ આપી રહ્યાં પછી સિમોનને કહ્યું, "હોડીને દૂર ઊંડા પાણીમાં લઈ જાઓ. અને માછલાં પકડવા જાળો નાખો. તમને કેટલાંક માછલાંઓ મળશે."

૫સિમોને ઉત્તર આપ્યો; "સ્વામી, અમે આખી રાત ખૂબ મહેનત કરી છે, પરંતુ અમને કશું જ પ્રાપ્ત થયું નથી. પરંતુ તું કહે છે તે કારણથી હું જાળો નાખીશ." ૬માછીમારોએ પાણીમાં જાળો નાખી અને જાળોમાં એટલી બધી માછલીઓ ભરાઈ કે તેના ભારથી જાળો તૂટવા માંડી. ૭તેથી તેઓએ બીજી હોડીમાં બેઠેલા એમના મિત્રોને ઈશારો કર્યો. તેઓ આવ્યા અને બંને હોડીઓમાં એટલી બધી માછલીઓ ભરી કે હોડીઓ ડૂબવા માંડી.

૮-૯જ્યારે સિમોન પિતરે આ જોયું ત્યારે તે ઈસુના ચરણોમાં માથું નમાવીને બોલ્યો; "પ્રભુ! હું તો એક પાપી માણસ છું. તું મારાથી દૂર રહે." તેણે આ એટલા માટે કહ્યું કારણ કે આટલી બધી માછલીઓ પકડાઈ તેથી તે અને તેના સાથીદારો ભારે આશ્ચર્ય પામ્યા. ૧૦ઝબદીનો દીકરો યાકૂબ અને યોહાન તથા પિતરના ભાગીદારો જે સિમોનના મિત્રો હતા તેઓને પણ આ જોઈને ભારે આશ્ચર્ય થયું હતું.

તેથી ઈસુએ સિમોનને કહ્યું; "ગભરાઈશ નહિ, હવે પછી તું માછલીઓ નહિ, પરંતુ માણસોને ભેગા કરીશ!"

૧૧પછી તે લોકો તેઓની હોડીઓ કિનારે લાવ્યા અને સર્વસ્વનો ત્યાગ કરીને ઈસુને અનુસર્યા.

### ઈસુ માદાં માણસને સાજો કરે છે

૧૨પછી એક વખત ઈસુ એક શહેરમાં હતો, ત્યારે આખા શરીરે રક્તપિત્તના રોગથી પીડાતો એક માણસ ત્યાં હતો. ઈસુને જોઈને તે માણસે સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા અને કહ્યું; "પ્રભુ! મને સાજો કર, તું ચાહે તો મને સાજો કરી શકવા સમર્થ છે."

૧૩ઈસુએ કહ્યું; "હું તને સાજો કરવા ઈચ્છું છું, તું સાજો થઈ જા!" ઈસુનો સ્પર્શ થતાં જ દર્દીનો રક્તપિત્તનો રોગ મટી ગયો. તે રોગ મુકત થઈ ગયો. ૧૪ઈસુએ આ વાત કોઈને પણ ન કહેવાની આજ્ઞા કરીને કહ્યું; "તું યાજક પાસે જા અને તારી જાત તેને બતાવ અને મૂસાના

આદેશ પ્રમાણે દેવને ભેટ અર્પણ કર. જેથી લોકોને ખબર પડશે કે તું સારો થઈ ગયો છે."

[૧૫]પરંતુ ઈસુના આ સમાચાર તો વધુ ને વધુ પ્રસરવા લાગ્યા. ઘણા લોકોના ટોળેટોળા ઈસુને સાંભળવા તથા પોતાના રોગમાંથી મુક્ત થવા આવવા લાગ્યા. [૧૬]તેથી ઈસુ વારંવાર એકાંત સ્થળોએ જતો જેથી એકાંતે પ્રાર્થના કરી શકતો.

### પક્ષઘાતી માણસને ઈસુ સાજો કરે છે

[૧૭]એક વખત ઈસુ ઉપદેશ આપતો હતો, ત્યારે કેટલાક ફરોશીઓ અને નિયમોપદેશકો ત્યાં આવીને બેઠા. તે બધા ગાલીલ, યહૂદિયા અને યરૂશાલેમના હતા. ઈસુ પાસે રોગીઓને સાજા કરવા પ્રભુ (દેવ) નું પરાક્રમ હતુ. [૧૮]કેટલાએક માણસો એક પક્ષઘાતી માણસને ખાટલામાં ઊંચકીને લાવ્યાં હતા. તે માણસોએ ઈસુની આગળ તેને લાવવા અને નીચે મૂકવા પ્રયત્ન કર્યો. [૧૯]પણ ત્યાં લોકોની ભીડ એટલી બધી હતી કે તેઓ તેની પાસે જવાનો માર્ગ કરી શક્યા નહિ. આખરે તેઓ છાપરા પર ચઢી ગયા અને છત પરનું છાપરું ખસેડીને પથારી સાથે જ પક્ષઘાતીને ઈસુની આગળ વચ્ચે ઉતાર્યો. [૨૦]તેઓનો વિશ્વાસ જોઈને ઈસુએ પક્ષઘાતી રોગીને કહ્યું; "મિત્ર, તારા પાપો માફ કરવામાં આવ્યા છે."

[૨૧]ફરોશીઓ અને શાસ્ત્રીઓ પણ અંદરો અંદર વિચાર કરવા લાગ્યા અને કહેવા લાગ્યા, "આ માણસ (ઈસુ) કોણ છે? આ તો દેવનું અપમાન કહેવાય! પાપમાંથી માફી આપવાનું કામ દેવના સિવાય બીજું કોણ કરી શકે?"

[૨૨]પરંતુ ઈસુને ખબર પડી ગઈ કે તેઓ શું વિચારતા હતા, તેણે કહ્યું, "તમારા મનમાં આવા વિચારો કેમ આવે છે?" [૨૩-૨૪]તારા પાપો માફ થયા છે એમ કહેવું અથવા ચાલ ઊભો થા અને તારી પથારી લઈને ચાલતો થા. એ બેમાં કયું સરળ છે, તેનો વિચાર કરો. પરંતુ તમને ખાતરી થાય તે માટે હું સાબિત કરી બતાવીશ કે પૃથ્વી પર માણસના દીકરાને પાપમાંથી માફી આપવાનો અધિકાર છે. તેથી ઈસુએ પક્ષઘાતી માણસને કહ્યું; "હું તને આજ્ઞા કરું છું ઊઠ! અને તારી પથારી ઊંચકીને ઘેર ચાલ્યો જા!"

[૨૫]પછી તરત જ તે માણસ બધા લોકોની હાજરીમાં ઊભો થયો. તે જે પથારીમાં સૂતો હતો તે ઉપાડીને દેવની સ્તુતિ કરતો કરતો પોતાને ઘેર ચાલ્યો ગયો. [૨૬]બધા જ લોકો અચરત પામી ગયા. તેઓ સ્તુતિ કરવા લાગ્યા. લોકો વિશ્વાસથી નવાઈ પામી દેવના સામર્થ્ય માટે તેઓ ખૂબ માનથી બોલ્યા, "આજે આપણે અજાયબ જેવી વાતો જોઈ છે!"

### લેવી ઈસુને અનુસરે છે

[૨૭]આ પ્રસંગ પછી ઈસુ બહાર જતો હતો ત્યારે તેણે લેવી નામના જકાતદારને જકાતનાકામાં બેઠેલો જોયો. તેથી ઈસુએ તેને કહ્યું; "આવ અને મને અનુસર!" [૨૮]આ સાંભળીને તરત જ લેવી સર્વસ્વ છોડીને ઈસુને અનુસરવા લાગ્યો.

[૨૯]અને પછી લેવીએ પોતાના ઘરે ઈસુના માનમાં ભોજનસમારંભનુંઆયોજનકર્યુ.ત્યાં ભોજનસમારંભમાં ઘણા જકાતદારો અને બીજા કેટલાએક લોકો પણ હાજર હતા. [૩૦]તે વખતે ફરોશીઓ અને શાસ્ત્રીઓએ તેના શિષ્યોને ફરીયાદ કરી; "તમે શા માટે જકાતદારો અને પાપીઓની સાથે ભોજન કરો છો અને પીઓ છો?"

[૩૧]ઈસુએ તેઓને પ્રત્યુત્તર આપ્યો, "તંદુરસ્ત માણસોને વૈદની જરૂર પડતી નથી. ફક્ત રોગીઓને જ વૈદની જરૂર પડે છે. [૩૨]હું પ્રામાણિક માણસોને નહિ પરંતુ પાપીઓને તેઓના જીવન અને હૃદય પરિવર્તન (પસ્તાવો) કરવા બોલાવવા આવ્યો છું!"

### ઉપવાસ વિષેના પ્રશ્નનો ઈસુ ઉત્તર આપે છે

[૩૩]તેઓએ ઈસુને કહ્યું; "યોહાન બાપ્તિસ્તના શિષ્યો વારંવાર ઉપવાસ અને પ્રાર્થના કરે છે, ફરોશીઓના શિષ્યો પણ એમ જ કરે છે. પરંતુ તારા શિષ્યો તો હંમેશા ખાય છે અને પીએ છે."

[૩૪]ઈસુએ તેઓને કહ્યું; "જો વરરાજા તેઓની સાથે હોય તો શું વરરાજાની જાનમાં આવેલા જાનૈયાઓ ઉપવાસી રહે તેવું શક્ય છે? [૩૫]પરંતુ એવો સમય આવશે. જ્યારે વરરાજાને તેઓની પાસેથી લઈ લેવામાં આવશે અને તેના મિત્રોને ઉપવાસ કરવો પડશે."

[૩૬]ઈસુએ લોકોને આ દૃષ્ટાંત પણ કહ્યું: "કોઈ પણ વ્યક્તિ પોતાના નવા કોટમાંથી કાપડનો ટૂકડો કાઢીને જૂના કોટને થીંગડુ મારતો નથી. કારણ કે તે જાણે છે કે આમ કરવાથી નવા કોટને નુકશાન થશે અને નવા કોટનું થીંગડુ જૂના કોટના કાપડને મળતું નહિ આવે. [૩૭]કોઈ પણ માણસ નવો દ્રાક્ષારસ જૂના દ્રાક્ષારસની મશકોમાં ભરતો નથી. કારણ કે નવો દ્રાક્ષારસ જૂની મશકને ફાડી નાખશે અને તેથી દ્રાક્ષારસ ઢોળાઈ જશે. દ્રાક્ષારસની મશકોનો નાશ થશે. [૩૮]લોકો હંમેશા નવો

દ્રાક્ષારસ નવી મશકોમાં જ ભરે છે. ૩૯જે કોઈ જૂના દ્રાક્ષારસનું પાન કરે છે તેઓ કદાપિ નવો દ્રાક્ષારસ માગતા નથી. તે કહે છે, "જૂનો દ્રાક્ષારસ જ સારો છે."

### ઈસુ વિશ્રામવારનો પ્રભુ છે

૬ એક વખત વિશ્રામવારના દિવસે ઈસુ અનાજના ખેતરોમાંથી પસાર થતો હતો. ત્યારે તેના શિષ્યો અનાજના કણસલાં તોડીને હાથમાં મસળીને ખાતા હતાં. ૨કેટલાએક ફરોશીઓએ પૂછયું; "વિશ્રામવારના દિવસે મૂસાના નિયમાનુસાર જે કાર્ય કરવું મંજૂર કરેલ નથી તે શા માટે કરો છો?"

૩ઈસુએ પ્રત્યુત્તર આપ્યો; "દાઉદે શું કર્યું જ્યારે તે અને તેની સાથેનાં માણસો ભૂખ્યા હતા. તે શું તમે વાંચ્યું નથી? ૪દાઉદ દેવના મંદિરમાં ગયો અને દેવને અર્પિત થયેલી રોટલી મૂસાના નિયમ પ્રમાણે યાજકો સિવાય બીજો કોઈ ખાઈ શકે નહિ તે રોટલી તેણે ખાધી હતી અને તેમાંથી રોટલીનો થોડો થોડો ટુકડો તેની સાથેના લોકોને આપ્યો હતો." ૫પછી ઈસુએ ફરોશીઓને કહ્યું કે; "માણસનો દીકરો વિશ્રામવારનો પણ પ્રભુ છે."

### વિશ્રામવારના દિવસે ઈસુ માંદા માણસને સાજો કરે છે

૬બીજા એક વિશ્રામવારે ઈસુ જ્યારે સભાસ્થાનમાં બોધ આપતો હતો ત્યારે જેનો જમણો હાથ સુકાઈ ગયો હતો તેવો માણસ ત્યાં હતો. ૭વિશ્રામવાર હોવાથી ઈસુ તેને સાજો કરે છે કે નહિ, તે જોવા માટે શાસ્રીઓ અને ફરોશીઓ આતુર હતા. તેઓ ધ્યાનથી જોઈ રહ્યાં હતા જેથી તેઓને ઈસુને દોષિત ઠરાવવા માટે કારણ મળે. ૮પણ ઈસુ તે લોકોના વિચારો જાણતો હતો. તેથી તેણે જેનો હાથ સુકાઈ ગયેલો હતો તે માણસને બોલાવીને કહ્યું; "ઊઠ અને વચમાં જઈને ઊભો રહે." તેથી તે ઊઠ્યો અને વચમાં જઈને ઊભો રહ્યો. ૯ત્યારે ઈસુએ તેઓને કહ્યું; "હું તમને પૂછું છું કે વિશ્રામવારના દિવસે કોઈનું, ભલું કરવું યોગ્ય છે કે માઠું કરવું, કોઈની જીંદગી બચાવવી કે તેનો નાશ કરવો, એ બેમાંથી શું યોગ્ય છે?" ૧૦ઈસુએ ત્યારબાદ ચારેબાજુ લોકો પર નજર ફેરવીને તે માણસને કહ્યું કે, "તારો હાથ લંબાવ," તેણે ઈસુની આજ્ઞાનું પાલન કર્યુ અને તેનો હાથ ફરીથી સાજો થઈ ગયો. ૧૧પરંતુ આ જોઈને શાસ્રીઓ અને ફરોશીઓ ગુસ્સે થયા. તેઓ એકબીજાને કહેવા લાગ્યા કે, "હવે ઈસુનું આપણે શું કરીએ?"

### ઈસુના બાર પ્રેરિતોની પસંદગી

૧૨તે દિવસો દરમિયાન ઈસુ પ્રાર્થના કરવા માટે પહાડ પર ગયો. અને તેણે આખી રાત દેવની પ્રાર્થનામાં વિતાવી. ૧૩અને પછી જ્યારે પ્રભાત થયું ત્યારે તેણે પોતાના શિષ્યોને બોલાવીને તેઓનામાંથી બારની પસંદગી કરી અને તેઓને "પ્રેરિતો" નામ આપ્યું. ૧૪એટલે સિમોન (ઈસુએ તેનું નામ પિતર પાડ્યું) અને તેના ભાઈ આંન્દ્રિયાને, યાકૂબ તથા યોહાનને, ફિલિપને તથા બર્થોલ્મીને, ૧૫માથ્થીને તથા થોમાને, યાકૂબને (અલ્ફીના દીકરો) તથા સિમોન, જેને ઝેલોટીસ કહેતા હતા. તેને, ૧૬યહૂદા (યાકૂબનો દીકરો) આ યહૂદા ઈશ્કરિયોત હતો જેણે ઈસુને તેના દુશ્મનોને સોંપ્યો.

### ઈસુનો ઉપદેશ અને લોકોને સાજાપણું

૧૭ઈસુ અને પ્રેરિતો પહાડ પરથી નીચે ઉતર્યાને ઈસુ સપાટ મેદાનમાં આવીને ઊભો રહ્યો. ત્યાં મોટા સમૂહમાં તેના શિષ્યો હતા. અને સમગ્ર યહૂદિયામાંના તથા યરૂશાલેમના અને તૂર તથા સિદોનના સમુદ્રકિનારાના ઘણા લોકો મોટા સમૂહમાં હતા. ૧૮જેઓ ભેગા થયા હતા તે તેનો ઉપદેશ સાંભળવા તથા તેઓના રોગોમાંથી સાજા થવા માટે આવ્યા હતા. તે લોકો અશુદ્ધ આત્માઓથી પીડાતા હતા. ઈસુએ તે બધા લોકોને સાજા કર્યા. ૧૯બધા જ લોકો ઈસુને સ્પર્શ કરવા કોશિશ કરતાં હતા, કારણ કે તેનામાંથી જે પરાક્રમ નીકળી રહ્યુ હતુ તેનાથી દરેક સાજા થયા હતા!

૨૦ ઈસુ તેના શિષ્યો તરફ જોતાં જોતાં બોલ્યો,

"તમે લોકો જે ગરીબ છો, તે સૌને ધન્ય છે,
કારણ કે દેવનું રાજ્ય તમારું છે.
૨૧ તમે જે હમણાં ભૂખ્યા છો, તેઓને પણ ધન્ય
છે, કારણ કે તમે પણ તૃપ્ત થવાના છો. આજે
તમે રડો છો, તમને પણ ધન્ય છે, કારણ કે તમે
હસશો.

૨૨"માણસના દીકરાને કારણે લોકો તમને તેમના જૂથમાંથી હાંકી કાઢશે, તમારા નામની નિંદા કરશે, તમારી બદનામી કરશે ત્યારે પણ તમને ધન્ય છે. ૨૩એવું બને તે દિવસે તમે આનંદમગ્ન બનીને નાચી ઊઠજો, કારણ કે આકાશમાં તમને મોટો બદલો પ્રાપ્ત થશે. કારણ કે તેઓના બાપદાદાઓએ પણ આ પ્રબોધકો સાથે આ જ રીતે વ્યવહાર કર્યા છે.

[24] "પણ હે ધનવાનો, તમને અફસોસ છે, કારણ કે
તમારી સુખસંપત્તિ આ જીવન માટે જ છે.
[25] અને એ લોકો અત્યારે જે સંતુષ્ટ છે તેમને પણ
અફસોસ છે, કારણ કે તમારો ભૂખે મરવાનો
સમય આવનાર છે, અને હાલમાં હસનારાઓ,
તમને અફસોસ છે, કારણ કે તમે શોક કરવાના
છો અને રડવાના છો.
[26]"જ્યારે બધા જ લોકો તમારું સારું કહેશે ત્યારે
તમને અફસોસ છે કારણ કે તેઓના બાપદાદાઓ પણ
હંમેશા જૂઠા પ્રબોધકો માટે આવી જ પ્રસંશા કરતા હતા.

### તમારા વૈરીઓ પર પ્રેમ કરો

[27]"હું જે લોકો મને ધ્યાનથી સાંભળે છે તે સૌ
સાંભળનારાઓને કહું છું, તમારા વૈરીઓને પ્રેમ કરો.
જેઓ તમારો તિરસ્કાર કરે તેઓનું પણ ભલું કરો. [28]જેઓ
તમારું ખરાબ ઈચ્છે તેઓનું પણ તમે સારું ઈચ્છો. જેઓ
તમારું અપમાન કરે છે તેઓના ભલા માટે પ્રાર્થના કરો.
[29]જો કોઈ તમારા એક ગાલ પર તમાચો મારે તો તમે
તેની આગળ બીજો ગાલ ધરો. [30]દરેક વ્યક્તિને તે જે
માગે તે આપો. જ્યારે તમારી પાસેથી કોઈ તમારો કોટ
લઈ જાય તો તમારુ ખમીસ પણ લઈ જવા દો. તેની
પાસેથી તે પાછું માગશો નહિ. [31]જેમ તમે ઈચ્છા રાખો
છો કે બીજાઓ તમારા માટે કરે તેમજ તમે પણ તેઓના
માટે તેવું કરો. [32]જો તમે, તમને જે ચાહે છે તે લોકોને
જ ચાહો તો તેમાં તમારી મહેરબાની શાની? કારણ કે
પાપીઓ પણ તેમના પર પ્રેમ કરનારાઓને ચાહે છે!
[33]જે લોકો તમારું ભલું કરે છે, ફક્ત તે લોકોનું જ તમે
ભલુ કરો તો તેમ કરવા માટે તમને વધારે પ્રશંસા મળે
ખરી? ના! પાપીઓ પણ એમ જ કરે છે! [34]હંમેશા
જેઓની પાસેથી તમે પાછું લેવાની આશા રાખો, તેઓને
જ તમે ઊછીનું આપો, તો તેમાં તમારી મહેરબાની
શાની? ના! પાપીઓ પણ પાછું લેવા માટે પાપીઓને
ઊછીનું આપે છે! [35]તેથી તમારા વૈરીઓને પણ પ્રીતિ
કરો. તેઓનું ભલું કરો. અને કંઈ પણ પાછું મેળવવાની
આશા વિના તમે ઉછીનું આપો. જો તમે આમ કરશો તો
તમને તેનો બદલો મળશે. અને તમે પરાત્પરના દીકરાઓ
થશો. હા કારણ કે દેવ, અનુપકારીઓ તથા દુષ્ટ લોકો
પર પણ માયાળું છે. [36]તેથી જેમ તમારો બાપ પ્રેમ
અને દયા આપે છે તેમ તમે પણ પ્રેમ અને દયા દર્શાવો.

### તમારી જાત તરફ જુઓ

[37]"બીજા લોકોનો ન્યાય તમે ના કરો. એટલે તમારો
ન્યાય પણ થશે નહિ. બીજા લોકોનો તિરસ્કાર ના કરો.
એટલે કોઈ તમારો તિરસ્કાર કરશે નહિ. બીજા લોકોને
માફ કરો તેથી તમને માફી મળશે. [38]બીજા લોકોને
આપો એટલે તમને મળશે. તમે તમારા હાથમાં પકડો
તેના કરતાં પણ વધુ મેળવી શકશો. તમને એટલું બધું
આપવામાં આવશે જેથી તમારો ખોળો પણ ઊભરાઈ
જશે. કારણ કે તમે જે રીતે બીજા લોકોને આપો છો તે
જ રીતે દેવ તમને આપશે."
[39]ઈસુએ તેમને આ દષ્ટાંત કહ્યું; "શું એક આંધળો
બીજા આંધળાને દોરી શકે? ના! તેઓ બંને ખાડામાં
પડશે. [40]વિદ્યાર્થી પોતાના શિક્ષક કરતા મોટો નથી.
પરંતુ જ્યારે વિદ્યાર્થી સંપૂર્ણ રીતે વિદ્વાન બનશે ત્યારે તે
તેના શિક્ષક જેવો બનશે.
[41]"શા માટે તમે તમારા ભાઈની આંખમાં પડેલા
નાના ધૂળના રજકણનું ધ્યાન રાખો છો, પણ તમે તમારી
આંખમાં પડેલા મોટા ભારોટિયાને તમે નથી જોતા?
[42]તમે તમારા ભાઈને કહો છો, "ભાઈ, તારી આંખમાંથી
મને નાની ધૂળની રજકણ કાઢી નાખવા દે. તમે આવું
શા માટે કહો છો? તમે તમારી પોતાની, આંખમાંનો
મોટો ભારોટિયો પણ જોઈ શકતા નથી. તમે એક ઢોંગી
છો. પહેલા તમે તમારી પોતાની આંખમાંથી મોટા
ભારોટિયાને બહાર કાઢો. પછી તમે તમારા ભાઈની
આંખમાંથી ધૂળ કાઢવાનું સ્પષ્ટ જોઈ શકશો.

### બે પ્રકારના ફળ

[43]"એક સારું વૃક્ષ ખરાબ ફળ આપતું નથી, તેમ
એક ખરાબ વૃક્ષ સારું ફળ આપતુ નથી. [44]પ્રત્યેક વૃક્ષ
જે પોતે જે ફળ આપે છે તેનાથી ઓળખાય છે. લોકો
કાંટાના ઝાડ પરથી અંજીર ભેગા કરતા નથી. અને
ઊંટકટા પરથી દ્રાક્ષ મેળવતા નથી! [45]સારા માણસના
હૃદયમાં સારી વસ્તુઓ સાચવેલી હોય છે તેથી તેના
હૃદયમાંથી સારી વસ્તુઓ બહાર આવે છે. પરંતુ દુષ્ટ
માણસના હૃદયમાં ખરાબ વસ્તુઓ સાચવેલી હોય છે.
તેથી તે ખરાબ વસ્તુઓ બહાર કાઢે છે. કારણ કે વ્યકિત
તેના હૃદયમાં જે કાંઈ ભરેલું હોય છે તે જ બોલે છે.

### બે પ્રકારના લોકો

[46]"તમે મને પ્રભુ, પ્રભુ, શા માટે કહો છો, અને હું
જે કહું છું તે શા માટે કરતા નથી? [47]પ્રત્યેક માણસ જે
મારી પાસે આવે છે અને મારા શબ્દો ધ્યાનથી સાંભળે
છે અને તેનું પાલન કરે છે તે કોના જેવો છે, એ હું
તમને બતાવીશ: [48]તે એક મકાન બાંધનાર માણસ

જેવો છે. જે ઊંડું ખોદે છે અને મજબૂત ખડક પર મકાન બાંધે છે જ્યારે રેલ આવે છે ત્યારે પાણી મકાનને તાણી જવા પ્રયત્ન કરે છે. પરંતુ રેલ ઘરને હલાવી શકતી નથી, કારણ કે મકાન સારી રીતે (મજબૂત) બાંધેલું હતું.
૪૯પરંતુ જે માણસ મારા શબ્દો ધ્યાનથી સાંભળે છે પરંતુ તેનું પાલન કરતો નથી તે મજબૂત ખડક પર મકાન નહિ બાંધનાર માણસ જેવો છે. જ્યારે રેલ આવે છે ત્યારે મકાન તરત જ નીચે પડી જાય છે. અને મકાન સંપૂર્ણ નાશ પામે છે."

### ઈસુનું નોકરને સાજા કરવું

૭ ઈસુએ લોકોને આ બધી બાબતો કહેવાનું પૂર્ણ કર્યું. પછી ઈસુ કફર-નહૂમ ગયો.
૨ત્યાં કફર-નહૂમમાં એક લશ્કરનો અમલદાર હતો. તે અમલદારને એક નોકર હતો જે ઘણો માંદો હતો. તે મરવાની અણી પર હતો, તે અમલદાર નોકરને ઘણો ચાહતો હતો.
૩જ્યારે અમલદારે ઈસુ વિષે સાંભળ્યું ત્યારે તેણે યહૂદીઓના વડીલોને તેની પાસે મોકલ્યો. તે અમલદારની ઈચ્છા હતી કે માણસો ઈસુને આવીને નોકરને બચાવવાનું કહે.
૪તે માણસો ઈસુ પાસે ગયા. તેઓએ ઈસુને અમલદારને મદદ કરવા વિનંતી કરી. તેઓએ કહ્યું; "આ અમલદાર તમારી મદદ માટે યોગ્ય છે.
૫તે આપણા લોકોને ચાહે છે અને આપણા માટે તેણે સભાસ્થાન બંધાવ્યું છે."

૬તેથી ઈસુ તે માણસો સાથે ગયો. જયારે ઈસુ અમલદારના ઘર નજીક આવતો હતો ત્યારે અમલદારે કેટલાએક મિત્રોને કહેવા માટે મોકલ્યા કે, "પ્રભુ મારા ઘરમાં આવવાની તકલીફ લઈશ નહિ. હું તને મારા ઘરમાં લાવવા માટે પૂરતી યોગ્યતા ધરાવતો નથી.
૭તેથી હું મારી જાતને તારી પાસે આવવા યોગ્ય ગણી શકતો નથી. તારે તો માત્ર આજ્ઞા કરવાની જ જરૂર છે અને મારો નોકર સાજો થઈ જશે.
૮હું તારી સત્તા જાણું છું. હું બીજા માણસોની સત્તાનો તાબેદાર છું. અને મારા તાબામાં સૈનિકો છે. હું એક સૈનિકને કહું છું કે જા, એટલે તે જાય છે અને બીજા સૈનિકને કહું છું, કે આવ, અને તે આવે છે; અને મારા નોકરને હું કહું છું કે આ કર અને નોકર તે કરે છે."

૯જ્યારે ઈસુએ આ સાંભળ્યું; તે આશ્ચર્યચકિત થયો. જે લોકો તેની પાછળ આવતા હતા તેઓના તરફ ઈસુ પાછો ફર્યો. ઈસુએ કહ્યું; "હું તમને કહું છું આટલો બધો વિશ્વાસ તો મેં ઈઝરાએલમાં પણ નથી જોયો."

૧૦જે લોકોને ઈસુ પાસે મોકલવામાં આવ્યા હતા. તેઓ ઘેર પાછા ફર્યા ત્યારે તેઓએ નોકરને સાજો થયેલો જોયો.

### ઈસુનું માણસને સજીવન કરવું

૧૧બીજે દિવસે ઈસુ નાઈન નામના શહેરમાં ગયો. તેના શિષ્યો અને લોકોનો મોટો સમૂહ તેની સાથે યાત્રા કરતો હતો.
૧૨જ્યારે ઈસુ શહેરની ભાગોળે આવ્યો, તેણે એક મૂએલા માણસને બહાર લઈ જતાં જોયો, એક માતા કે જે વિધવા હતી, તેનો એકનો એક દીકરો મૃત્યુ પામ્યો હતો. જ્યારે તેના પુત્રના મૃતદેહને લઈ જવાતો હતો ત્યારે માતાની સાથે શહેરના ઘણા લોકો હતા.
૧૩જ્યારે પ્રભુએ (ઈસુ) તેને જોઈ, ત્યારે તેના હૃદયમાં તેને માટે કરુણા ઉપજી. ઈસુએ તેને કહ્યું; "રડીશ નહિ,"
૧૪ઈસુ ઠાઠડીની પાસે ગયો અને તેને સ્પર્શ કર્યો. ખાંધિયા ઊભા રહ્યાં. ઈસુએ મૃત્યુ પામેલા પુત્રને કહ્યું; "હે જુવાન, હું તને કહું છું, ઊઠ."
૧૫પછી તે મૃત્યુ પામેલો માણસ બેઠો થયો અને વાતો કરવા લાગ્યો. ઈસુએ તેને તેની માને સોંપ્યો.

૧૬બધા જ લોકો ભયભીત થયા. તેઓ દેવની સ્તુતિ કરતા હતા. તેઓએ કહ્યું; "આપણી પાસે એક મોટો પ્રબોધક આવ્યો છે!" અને તેઓએ કહ્યું; "દેવ તેના લોકોની સંભાળ રાખે છે."

૧૭ઈસુ વિષેના આ સમાચાર આખા યહૂદિયામાં અને આસપાસના બધા જ પ્રદેશમાં પ્રસરી ગયા.

### યોહાનનો પ્રશ્ન

૧૮યોહાનના શિષ્યોએ આ બધી વાતો યોહાનને કહી. યોહાને પોતાના શિષ્યોમાંથી બે શિષ્યોને પોતાની પાસે બોલાવ્યા.
૧૯યોહાને તેઓને પ્રભુ (ઈસુ) ની પાસે મોકલીને પૂછાવ્યું કે, "જે આવનાર છે તે શું તું જ છે કે અમે બીજી વ્યક્તિની રાહ જોઈએ?"

૨૦તેથી તે માણસો ઈસુ પાસે આવ્યા. તેઓએ કહ્યું; "બાપ્તિસ્મા કરનાર યોહાને તારી પાસે અમને પૂછવા મોકલ્યા છે કે જે આવનાર છે તે શું તું જ છે કે પછી અમે બીજી આવનાર વ્યક્તિની રાહ જોઈએ?"
૨૧તે સમય દરમિયાન, ઈસુએ ઘણા લોકોને માંદગીમાંથી, રોગોમાંથી અને ભૂંડા આત્માઓથી પીડાતાઓને સાજા કર્યા. ઈસુએ ઘણા આંધળાઓને સાજા કર્યા જેથી તેઓ ફરીથી દેખતા થઈ શકે.
૨૨પછી ઈસુએ યોહાનના શિષ્યોને કહ્યું; "જાઓ અને તમે અહીં જે જોયું છે અને સાંભળ્યું છે તે યોહાનને કહી સંભળાવો. આંધળા લોકો

સાજા થયા છે અને જોઈ શકે છે. લૂલાં સાજા થયા છે
અને ચાલી શકે છે. રક્તપિત્તીઓને સાજા કરવામાં આવે
છે, બહેરાઓને સાજા કર્યા છે અને તેઓ સાંભળી શકે
છે. મૃત લોકોને સજીવન કરવામાં આવ્યા છે. અને
ગરીબ લોકોને દેવના રાજ્યની સુવાર્તા પ્રાપ્ત થાય છે.
૨૩અને જે કોઈ મારા સંબંધી ઠોકર નહિ ખાશે તેને
ધન્ય છે!"

૨૪યોહાનના સંદેશાવાહકો ગયા પછી ઈસુએ યોહાન
વિષે લોકોને કહેવાનું શરૂ કર્યુ: "રેતીના રણમાં તમે શું
જોવા ગયા હતા? શું પવનથી હાલતા બરુને? ૨૫તમે
બહાર શું જોવા ગયા હતા? શું સુંદર વસ્ત્ર પરિધાન
કરેલા માણસને? ના, તો શું જેઓ ભપકાદાર વસ્ત્રો પહરે
છે અને ભોગવિલાસ કરે છે કે જેઓ મહેલોમાં રહે છે.
૨૬ખરેખર, તમે શું જોવા માટે બહાર ગયા હતા? શું
પ્રબોધકને? હા, અને હું તમને કહું છું, યોહાન એ
પ્રબોધક કરતાં વધારે છે. ૨૭યોહાન વિષે આમ લખેલું
છે:

'સાંભળ! હું (દેવ) મારા દૂતને તારી આગળ
મોકલું છું.
જે તારી આગળ તારો માર્ગ સિદ્ધ કરશે.'

*માલાખી ૩:૧*

૨૮હું તમને કહું છું, આજ પર્યંત જે કોઈ જન્મ્યા છે તે
સૌના કરતાં યોહાન વધારે મોટો છે. તો પણ દેવના
રાજ્યમાં જે માત્ર નાનો છે, તે તેના કરતાં મોટો છે."

૨૯(જ્યારે લોકોએ આ સાંભળ્યું ત્યારે તે બધાએ કબૂલ
કર્યુ કે, દેવનો ઉપદેશ સારો હતો. જકાતદારો પણ સંમત
થયા. આ બધા લોકો યોહાનથી બાપ્તિસ્મા પામ્યા હતા.
૩૦પરંતુ ફરોશીઓ તથા શાસ્ત્રીઓએ તેમના માટેની
દેવની યોજનાનો સ્વીકાર કરવાની ના પાડી. અને
તેઓએ યોહાન દ્વારા બાપ્તિસ્મા પામવા ના પાડી.)

૩૧"આ સમયના લોકો માટે હું શું કહું? હું તેઓને
શાની ઉપમા આપું? તેઓ કોના જેવા છે? ૩૨આ પેઢીના
લોકો તો બજારમાં કોઈ જગ્યાએ બેઠેલા બાળકો જેવા
છે. એક બાળકોનું ટોળું બીજા બાળકોને બોલાવે છે
અને કહે છે;

'અમે તમારે માટે સંગીત વગાડ્યું, પણ તમે નાચ્યાં
નહિ; અમે કરૂણ ગીત ગાયું, પણ તમે દિલગીર
થયા નહિ.'

૩૩યોહાન બાપ્તિસ્ત આવ્યો અને બીજા લોકોની
જેમ રોટલી ખાધી નહિ કે દ્રાક્ષારસ પીધો નહિ, અને
તમે કહો છો કે, 'તેનામાં ભૂત છે.' ૩૪માણસનો દીકરો
બીજા લોકોની જેમ ખાતો અને પીતો આવ્યો છે. અને
તમે કહો છો કે 'એના તરફ જુઓ! તે વધારે પડતું ખાય
છે અને ખૂબ વધારે દ્રાક્ષારસ પીએ છે! તે જકાતદારોનો
તથા ખરાબ માણસોનો મિત્ર છે!' ૩૫પરંતુ જ્ઞાની પોતાનાં
સર્વ કાર્યોથી યથાર્થ મનાય છે."

**સિમોન ફરોશી**

૩૬ફરોશીઓમાંના કોઈ એકે ઈસુને પોતાની સાથે
જમવા માટે કહ્યું. ઈસુ ફરોશીના ઘરમાં ગયો અને મેજ
પાસે બેઠો. ૩૭તે સમયે તે શહેરમાં એક પાપી સ્ત્રી હતી;
તેણે જાણ્યું કે ઈસુ ફરોશીના ઘેર જમવા બેઠો છે. તેથી
તે અત્તરની સંગેમરમરની એક ડબ્બી લાવી. ૩૮તે ઈસુના
પગ પાસે ઊભી રહી, અને રડવા લાગી. પછી તેના
આંસુઓથી તેના પગ ધોવાનું શરૂ કર્યુ. તે પોતાના
ચોટલાથી ઈસુના પગ લૂછવા લાગી. તેણે તેના પગને
ઘણીવાર ચૂમ્યા અને પછી અત્તરથી ચોળ્યા. ૩૯ઈસુને
પોતાને ઘેર આવવા જે ફરોશીએ કહ્યું હતું, તેણે આ
જોયું. તે તેની જાતે વિચાર કરવા લાગ્યો. "જો આ માણસ
(ઈસુ) પ્રબોધક હોત તો એ જાણતો હોત કે જે સ્ત્રી તેને
સ્પર્શે છે તે પાપી છે!"

૪૦ઈસુએ ફરોશીને કહ્યું; "સિમોન, મારે તને કંઈક
કહેવું છે."

સિમોને કહ્યું, "ઉપદેશક તું શું કહેવા માગે છે?"

૪૧ઈસુએ કહ્યું, "બે માણસો હતા. બંને એક જ
લેણદારના દેવાદાર હતા, એક માણસને લેણદારનું ૫૦૦
ચાંદીના સિક્કાનું દેવું હતું. બીજાને લેણદારનું ૫૦
ચાંદીના સિક્કાનું દેવું હતું. ૪૨માણસો પાસે પૈસા ન
હતા, તેથી તેઓનું દેવું ચૂકવી શક્યા નહિ. પરંતુ લેણદારે
તે માણસોને કહ્યું; "તેઓએ તેને કશું આપવાનું નથી."
તે બે માણસોમાંથી કયો માણસ લેણદારને વધુ પ્રેમ
કરશે?

૪૩સિમોને ઉત્તર આપ્યો, "મને લાગે છે કે જે માણસને
તેનું સૌથી વધારે દેવું હતું તે."

ઈસુએ સિમોનને કહ્યું; "તું સાચો છે." ૪૪પછી ઈસુ
તે સ્ત્રી તરફ વળ્યો અને સિમોનને કહ્યું; "આ સ્ત્રીને તું
જુએ છે? જ્યારે હું તારા ઘરમાં આવ્યો ત્યારે તેં મને
મારા પગ ધોવા માટે પાણી આપ્યું નહિ. પણ તેણે મારા
પગ તેના આંસુથી ધોયા અને તેના ચોટલાથી લૂંછયા
છે. ૪૫તેં મને ચુંબન કર્યુ નથી, પણ હું જ્યારથી અંદર
આવ્યો ત્યારથી તે જરા પણ રોકાયા વગર મારા પગને
ચુંબન કર્યા કરે છે! ૪૬તેં મારા માથામાં તેલ ચોળ્યું

નથી, પણ તેણે મારા પગ પર અત્તર ચોળ્યું છે. [૪૭]તેથી હું તને કહું છું કે, "તેના ઘણાં પાપો હોવા છતાં માફ થયા છે. આ સ્પષ્ટ છે, કારણ કે તેણે ઘણો પ્રેમ દર્શાવ્યો છે. પરંતુ જેને ઓછું માફ કરવામાં આવે છે તે પ્રેમ પણ થોડોક દર્શાવે છે."

[૪૮]પછી ઈસુએ તે સ્રીને કહ્યું, "તારા પાપ માફ કરવામાં આવ્યા છે."

[૪૯]જમવાના મેજ પાસે બેઠેલા લોકો તેઓની જાતે વિચાર કરવા લાગ્યા કે, "આ માણસ (ઈસુ) કોણ છે કે જે પાપને પણ માફ કરે છે?"

[૫૦]ઈસુએ તે સ્રીને કહ્યું; "તારા વિશ્વાસે તને બચાવી છે, શાંતિથી જા."

### ઈસુ સાથેનો લોકસમુહ

૮ બીજા દિવસે, ઈસુએ કેટલાક શહેરો અને નાનાં ગામોની મુસાફરી કરી. ઈસુ ઉપદેશ આપતો અને દેવના રાજ્યની સુવાર્તા પણ આપતો. તેની સાથે બાર શિષ્યો હતા. [૨]તેની સાથે કેટલીએક સ્રીઓ પણ હતી. ઈસુએ તે સ્રીઓને ભૂંડા આત્માઓના બંધનમાંથી મુક્ત કરીને તેઓને માંદગીમાંથી સાજી કરી હતી. તે સ્રીઓમાંની એકનું નામ મરિયમ હતું, તે મગ્દલા ગામની હતી. જેનામાંથી સાત ભૂત નીકળ્યાં હતાં. [૩]આ સ્રીઓની સાથે ખૂઝાની પત્ની યોહાન્ના (હેરોદનો કારભારી) અને સુસાન્ના તથા બીજી ઘણી સ્રીઓ હતી. તે સ્રીઓ તેમના પોતાના પૈસાનો ઉપયોગ ઈસુ અને તેના પ્રેરિતોને મદદ માટે કરતી.

### ઈસુનું બી વાવનારનું દ્રષ્ટાંત

[૪]ઘણા લોકો ભેગા થવા આવ્યા. દરેક શહેરમાંથી લોકો ઈસુ પાસે આવ્યા. ઈસુએ તે લોકોને આ દ્રષ્ટાંત કહ્યુ:

[૫]"એક ખેડૂત તેનાં બી વાવવા ગયો. તે વાવતો હતો ત્યારે કેટલાંએક બી રસ્તાની ધારે પડ્યા. લોકો તે બી પર ચાલ્યા અને પક્ષીઓ આ બધા બી ખાઈ ગયાં. [૬]કેટલાંએક બી ખડક પર પડ્યાં આ બી ઊગવાની શરૂઆત થઈ, પણ પછી કરમાઈ ગયાં કારણ કે બી ને પાણી મળ્યું નહિ. [૭]કેટલાંએક બી કાંટાવાળી ઝાડી પર પડ્યાં. આ બી ઊગ્યાં પણ પછી કાંટાઓએ તેને ઊગતાં જ દાબી દીધાં. [૮]અને કેટલાંએક બી સારી જમીન પર પડ્યાં. આ બી ઊગ્યાં અને તેમાંથી ૧૦૦ ગણા દાણા પાક્યા."

ઈસુએ દ્રષ્ટાંત પૂરુ કર્યા પછી ઈસુએ કહ્યું; "તમે લોકો જે મને સાંભળો છો તે ધ્યાનથી સાંભળો!"

[૯]ઈસુના શિષ્યોએ તેને પૂછયું, "આ વાર્તાનો અર્થ શું છે?"

[૧૦]ઈસુએ કહ્યું, "દેવના રાજ્યનું રહસ્ય સમજવા માટે તમારી પસંદગી થયેલ છે. પણ બીજા લોકોને કહેવા માટે હું દ્રષ્ટાંતોનો ઉપયોગ કરુ છું. આમ કહું છું તેથી:

'તેઓ નજર કરશે, પણ તેઓ જોશે નહિ; અને
તેઓ ધ્યાનથી સાંભળશે, પણ તેઓ સમજશે
નહિ.'

*યશાયા ૬:૯*

### ઈસુ બી ના દ્રષ્ટાંતનો અર્થ સમજાવે છે

[૧૧]દ્રષ્ટાંતનો અર્થ આ છે: "બી એ તો દેવના વચન છે. [૧૨]રસ્તાની ધારે પડેલુ બી એટલે શું? તે એવા લોકો છે જે ઉપદેશ સાંભળે છે પણ પછી શેતાન આવે છે અને તેઓના હૃદયમાંથી ઉપદેશ લઈ જાય છે. તેથી એ લોકો ઉપદેશમાં માનતા નથી અને બચી શકતા નથી. [૧૩]પેલા ખડક પર પડેલા બી નો અર્થ શું? તે એવા લોકો જેવા છે જે દેવનો ઉપદેશ સાંભળે છે અને આનંદપૂર્વક સ્વીકાર કરે છે પણ આવા લોકોનાં મૂળિયાં ઊંડા હોતાં નથી. તેઓ થોડા સમય માટે સ્વીકારે છે પણ જ્યારે પરીક્ષણનો સમય આવે છે, તો વિશ્વાસ ગુમાવે છે અને દેવથી દૂર જતા રહે છે. [૧૪]કાંટાવાળી ઝાડીમાં પડેલા બી નો અર્થ શું? તે બી એવા લોકો જેવા છે જે દેવના વચન સાંભળે છે પણ આ જીવનની ચિંતાઓ, સંપત્તિ અને મોજમઝામાં તેઓનો વિકાસ અટકી જાય છે. અને તેથી તેઓને સારાં ફળ કદાપિ આવતાં નથી. [૧૫]અને જે સારી જમીન પર પડયાં હોય છે તે બી નું શું? તે બી એવા લોકો જેવા છે જે દેવના વચનો પ્રામાણિક શુદ્ધ હૃદયથી સાંભળે છે. તેઓ દેવના વચનને અનુસરે છે અને ધીરજથી સારા ફળ પ્રાપ્ત કરે છે.

### તમારી સમજશક્તિનો ઉપયોગ

[૧૬]"કોઈ પણ વ્યક્તિ દીવો સળગાવીને તેને વાસણ તળે ઢાંકતો નથી. અથવા ખાટલા નીચે છુપાવતો નથી. તે માણસ દીવો દીવી પર મૂકે છે તેથી જે લોકો અંદર આવે તેઓને જોવા માટે પૂરતો પ્રકાશ મળશે. [૧૭]દરેક વસ્તુ જે છુપાયેલી છે તે સ્પષ્ટ થશે. દરેક ગુપ્ત વસ્તુ જાહેર થઈ જશે. [૧૮]તેથી તમે કેવી રીતે ધ્યાનથી સાંભળો છો તે માટે સાવધાન બનો. જે વ્યક્તિ પાસે થોડીક

સમજશકિત હશે તે વધારે પ્રાપ્ત કરશે. પણ જે વ્યકિત
પાસે સમજશકિત નહિ હોય, તેની પાસેથી તેના ધારવા
મુજબ જે થોડી સમજશકિત હશે તે પણ તે ગુમાવશે."

### ઈસુના શિષ્યો એ જ તેનું સાચું કુટુંબ

૧૯ઈસુની મા અને તેના ભાઈઓ તેની મુલાકાતે
આવ્યા. ત્યાં બીજા લોકોની એટલી બધી ભીડ હતી કે
તેની મા તથા ભાઈઓ તેની નજીક જઈ શક્યા નહિ.
૨૦કોઈકે ઈસુને કહ્યું; "તારી મા તથા તારા ભાઈઓ
બહાર ઊભા છે. તેઓ તને મળવા ઈચ્છે છે."
૨૧ઈસુએ તેઓને ઉત્તર આપ્યો; "આ લોકો જે દેવની
વાત ધ્યાનથી સાંભળે છે અને તેનું પાલન કરે છે તેઓ
મારી મા તથા મારા ભાઈઓ છે!"

### ઈસુની સત્તાનું શિષ્યોને દર્શન

૨૨એક દિવસ ઈસુ અને તેના શિષ્યો એક હોડીમાં
ચઢયા. ઈસુએ તેઓને કહ્યું; "મારી સાથે સરોવરને પેલે
પાર આવો." અને તેથી તેઓએ હોડી હંકારવાનું શરૂ
કર્યુ. ૨૩જ્યારે તેઓ હંકારતા હતા ત્યારે ઈસુ ઊંઘી ગયા.
સરોવર પર વાવાઝોડું ફૂંકાયું. જેથી હોડીમાં પાણી ભરાવા
લાગ્યું. તેઓ જોખમમાં હતા. ૨૪તેના શિષ્યો ઈસુ પાસે
ગયા અને તેને જગાડ્યો. તેઓએ કહ્યું; "સ્વામી! સ્વામી!
આપણે ડૂબી જઈશું!"

ઈસુ ઊભો થયો. તેણે પવનને અને પાણીનાં મોજાંને
હૂકમ કર્યો. પવન અટક્યો અને સરોવર શાંત થઈ ગયું.
૨૫ઈસુએ તેના શિષ્યોને કહ્યું, "તમારો વિશ્વાસ ક્યાં
છે?"

શિષ્યો ડરીને અચરજ પામ્યા. તેઓએ એકબીજાને
કહ્યું, "આ કેવા પ્રકારનો માણસ છે? તે પવન અને
પાણીને પણ હુકમ કરે છે અને તેઓ તેનું માને છે!"

### તે માણસમાં રહેલા ભૂતો

૨૬ઈસુ અને તેના શિષ્યો ગાલીલથી સરોવરને પેલે
પાર હોડી હંકારી ગયા. તેઓ ગેરસાનીઓના લોકોના
પ્રદેશમાં આવી પહોંચ્યા. ૨૭જ્યારે ઈસુ હોડીમાંથી બહાર
નીકળ્યો ત્યારે તે શહેરમાંનો એક માણસ ઈસુ પાસે
આવ્યો. આ માણસમાં ભૂતો હતાં. તે ઘણા લાંબા સમયથી
કપડાં પહેરતો ન હતો. તે ઘરમાં નહિ પણ જ્યાં લોકોના
મૃતદેહો દાટવામાં આવતા તે ગુફાઓમાં તે રહેતો.
૨૮-૨૯અશુદ્ધ આત્મા તેને વારંવાર વળગતો. તેને
કાબુમાં રાખવા માટે તેના હાથ અને પગ સાંકળથી
બાંધવામાં આવતા. તે માણસ હંમેશા સાંકળો તોડી
નાંખતો. અને તેના અંદર રહેલા ભૂતો નિર્જન જગ્યાએ
બહાર જવા તેને દબાણ કરતા. પછી ઈસુએ તે અશુદ્ધ
આત્માને (ભૂતો) આ માણસમાંથી બહાર આવવા હુકમ
કર્યો તે માણસ ઈસુની આગળ નીચે પડયો અને મોટા
સાદેથી બૂમો પાડવા લાગ્યો; "ઓ ઈસુ,પરાત્પર દેવના
દીકરા, તું મારી પાસેથી શું ઈચ્છે છે? મહેરબાની કરીને
મને શિક્ષા કરીશ નહિ!"
૩૦ઈસુએ તેને પૂછયું; "તારું નામ શું છે?" તે માણસે
ઉત્તર આપ્યો; "સેના." (તેણે કહ્યું તેનું નામ સેના હતું
કારણ કે ઘણા ભૂતો તેનામાં પેઠાં હતા.) ૩૧ભૂતોએ ઈસુને
વિનંતી કરી કે અમને અનંતકાળના અંધકારમાં મોકલીશ
નહિ. ૩૨ત્યાં એક ટેકરીની બાજુમાં ઘણાં ભૂંડોનું ટોળું
ચરતું હતું. ભૂતોએ ઈસુને વિનંતી કરી કે, અમને ભૂંડોમાં
પ્રવેશવાની રજા આપો. તેથી ઈસુએ ભૂતોને તેમ કરવાની
રજા આપી. ૩૩પછી ભૂતો માણસમાંથી નીકળીને ભૂંડોમાં
પેઠા. પછી ભૂંડોનું ટોળું પહાડની ધાર પરથી સરોવરમાં
ધસી પડયું. બધા જ ભૂંડો ડૂબીને મરી ગયા.
૩૪ભૂંડો ચરાવનાર જે થયું હતું તે જોઈને તે પણ
ભાગી ગયો. તે માણસોએ એ વાત શહેરમાં અને
ગામડાંઓમાં જાહેર કરી. ૩૫શું બન્યું છે તે જોવા લોકો
બહાર આવ્યા. લોકો ઈસુ પાસે આવ્યા ત્યારે તે માણસને
ઈસુના પગ આગળ બેઠેલો જોયો. તે માણસે કપડાં
પહેરેલા હતાં. માનસિક રીતે તે ફરીથી સ્વસ્થ હતો.
અને અશુદ્ધ આત્માઓ જતા રહ્યાં હતા. તે લોકો ડરી
ગયા. ૩૬તે લોકો કે જેમણે આ બાબત બનતાં જોઈ હતી
તેમણે ઈસુએ આ માણસ કે જેનામાં ભૂતો હતાં તેને
કેવી રીતે સાજો કર્યો તે બીજા લોકોને કહ્યું.
૩૭ગેરસાનીઓના બધા જ લોકોએ ઈસુને દૂર ચાલ્યા
જવા કહ્યું. તેઓ બધા ડરી ગયા હતા. તેથી ઈસુ પાછો
હોડીમાં બેઠો અને ગાલીલ પાછો ફર્યો. ૩૮જે માણસ કે
જેનામાંથી ભૂતો નીકળ્યાં હતા તેણે ઈસુ સાથે જવા
વિનંતી કરી.

પણ ઈસુએ તે માણસને વિદાય કર્યો. અને કહ્યું.
૩૯"તારે ઘરે પાછો જા અને દેવે તારે માટે શું કર્યુ છે તે
લોકોને કહે."

તેથી તે માણસ ગયો અને આખા શહેરમાં કહ્યું કે,
"ઈસુએ તેને માટે શું કર્યુ છે."

### ઈસુ મૃત છોકરીને જીવનદાન આપે છે અને માંદી સ્રીને સાજી કરે છે

૪૦ઈસુ જ્યારે ગાલીલ પાછો ફર્યો ત્યારે લોકોએ તેનું
સ્વાગત કર્યુ. દરેક વ્યકિત તેની રાહ જોતી હતી. ૪૧ઈસુ

પાસે યાઈર નામનો એક માણસ આવ્યો. યાઈર
સભાસ્થાનનો અધિકારી હતો. તે ઈસુના ચરણે પડ્યો
અને ઈસુને વિનંતી કરી કે મારે ઘેર પધારો. ૪૨યાઈરને
માત્ર એક દીકરી હતી. તે બાર વર્ષની હતી, જે મરણ
પથારીએ હતી.

જ્યારે ઈસુ યાઈરને ઘરે જતો હતો તે દરમિયાન
તેની આજુબાજુ લોકોનું ટોળું તેના પર ધસારો કરતું
હતું. ૪૩ત્યાં એક સ્ત્રી હતી જેને બાર વર્ષથી લોહીવા
હતો. પોતાની પાસે જે કંઈ હતું તે બધું જ ખર્ચ્યું. પણ
કોઈ વૈદ તેને સાજી કરી શકયો ન હોતો. ૪૪તે ઈસુની
પાછળથી આવી અને તેનાં લૂગડાંની કોરને અડકી. તે
જ ક્ષણે તેનો લોહીવા બંધ થઈ ગયો. ૪૫પછી ઈસુએ
કહ્યું; "મને કોણ અડક્યું?"

બધા લોકોએ કહ્યું, તેઓએ ઈસુને સ્પર્શ કર્યો નથી.
પિતરે કહ્યું; "સ્વામી, તારી આજુબાજુ જે લોકો છે તેઓ
તારા પર ધસી રહ્યાં હતાં."

૪૬ઈસુએ કહ્યું; "મને કોઈએ સ્પર્શ કર્યો છે. કેમ કે
મને ખબર પડી છે કે પરાક્રમ મારામાંથી બહાર નીકળ્યું
છે." ૪૭જ્યારે સ્ત્રીએ જોયું કે તે છુપી રહી શકે તેમ નથી
ત્યારે ધ્રૂજતી ધ્રૂજતી આગળ આવી અને બધા જ લોકોની
સમક્ષ ઈસુના પગ આગળ પડીને બોલી કે શા માટે તે
ઈસુને સ્પર્શી હતી. પછી તેણે કહ્યું કે જ્યારે તેણે ઈસુનો
સ્પર્શ કર્યો ત્યારે તરત જ તે સાજી થઈ ગઈ હતી.
૪૮ઈસુએ તેને કહ્યું; "દીકરી, તને તારા વિશ્વાસે સાજી
કરી છે. શાંતિથી જા."

૪૯હજી ઈસુ બોલતો હતો ત્યાં તો સભાસ્થાનના
અધિકારી (યાઈર) ને ઘરેથી એક માણસ આવ્યો. અને
કહ્યું કે; "તારી પુત્રીનું અવસાન થયું છે. હવે ઉપદેશકને
(ઈસુ) તકલીફ આપીશ નહિ."

૫૦ઈસુએ આ સાંભળ્યું, તેણે યાઈરને કહ્યું, "જરાય
ગભરાઈશ નહિ. માત્ર વિશ્વાસ રાખ એટલે તારી પુત્રી
સાજી થઈ જશે."

૫૧ઈસુ ઘરે આવ્યો. ઈસુએ ફક્ત પિતર, યાકૂબ,
યોહાન તથા છોકરીના માબાપને જ તેની સાથે અંદર
આવવા દીધા. ઈસુએ બીજા કોઈ પણ માણસને અંદર
આવવા દીધા નહિ. ૫૨બધા જ લોકો રડતાં હતા અને
વિલાપ કરતાં હતાં કારણ કે તે છોકરી મૃત્યુ પામી હતી.
પણ ઈસુએ કહ્યું; "રડશો નહિ, તેનું મૃત્યુ થયું નથી,
પણ તે ઊંઘે છે."

૫૩લોકો ઈસુ તરફ હસ્યા, કારણ કે તેઓ જાણતા
હતા કે છોકરી મરી ગઈ છે. ૫૪પણ ઈસુએ તેનો હાથ
પકડીને તેને બોલાવી, "નાની છોકરી, ઊભી થા!" ૫૫તેનો
આત્મા તેનામાં પાછો આવ્યો ને તરત જ ઊભી થઈ.
ઈસુએ કહ્યું; "તેને કંઈક ખાવાનું આપો." ૫૬તે છોકરીનાં
માબાપ આશ્ચર્યચકિત થઈ ગયા. ઈસુએ તઓને કહ્યું
કે, જે કંઈ બન્યું છે તે વિષે કોઈને કહેતાં નહિ.

### ઈસુ બાર પ્રેરિતોને મોકલે છે

૯ ઈસુએ તેના શિષ્યોને બોલાવીને તેઓને બધા
ભૂતો પર, તથા રોગો ટાળવાને પરાક્રમ તથા
અધિકાર આપ્યાં. ૨તેણે તેઓને દેવના રાજ્ય વિષે કહેવા
તથા માંદાઓને સાજા કરવા મોકલ્યા. ૩તેણે તેઓને
કહ્યું; "જયારે તમે મુસાફરી કરો ત્યારે તમારી સાથે લાકડી
લેશો નહિ, ઝોળી, ખોરાક કે પૈસા પણ લઈ જશો નહિ.
પ્રવાસમાં ફક્ત તમે પહેરો છો તે જ કપડાં લેજો. ૪જ્યારે
તમે ઘરમાં જાઓ ત્યારે તે જગ્યા છોડતા સુધી ત્યાં જ
રહો. ૫જો શહેરના લોકો તમારું સ્વાગત ન કરે તો શહેરની
બહાર જઈને તમારા પગ પર લાગેલી ધૂળ ખંખેરી
નાખજો. આ તમને ચેતવણીરૂપ બનશે."

૬તેથી તે શિષ્યો બહાર નીકળ્યા. તેઓ બધા
ગામડાઓમાંથી પસાર થયા. તેઓ સુવાર્તા પ્રગટ કરતાં
અને સર્વત્ર લોકોને સાજા કરતાં ગયા.

### હેરોદની ઈસુ વિષેની મૂંઝવણ

૭જે કંઈ બનતું હતું તે બધી બાબતો વિષે રાજ્યપાલ
હેરોદે સાંભળ્યું. તે મૂંઝવણમાં પડ્યો કારણ કે કેટલાએક
લોકોએ કહ્યું; "યોહાન મૂએલાંમાંથી ઊઠયો છે." ૮બીજા
લોકોએ કહ્યું; "એલિયા આપણી પાસે આવ્યો છે." અને
બીજા કેટલાએક લોકોએ કહ્યું; "પ્રાચીન પ્રબોધકોમાંનો
એક મૂએલાંમાંથી ઊભો થયો છે." ૯હેરોદે કહ્યું; "મેં
યોહાનનું મસ્તક કાપી નંખાવ્યું, પણ જેના સંબંધી હું
આ વાતો સાંભળું છું તે કોણ છે?" હેરોદે ઈસુને મળવાના
પ્રયત્ન ચાલુ કર્યા.

### ઈસુ ૫,૦૦૦થી વધુ લોકોને ખવડાવે છે

૧૦જ્યારે પ્રેરિતો પાછા આવ્યા. તેઓએ તેમના
પ્રવાસમાં જે જે કર્યુ હતું તે ઈસુને કહ્યું અને ઈસુ
તેઓને બેથસૈદા નામના શહેરમાં લઈ ગયો. જ્યા ઈસુ
અને તેના પ્રેરિતો એકાંતમાં સાથે રહી શકે. ૧૧પણ લોકોને
ખબર પડી કે ઈસુ ક્યાં ગયો છે. તેઓ તેની પાછળ
ગયા. ઈસુએ તેઓને આવકાર્યા અને દેવના રાજ્ય સંબંધી
વાત કરી. તેણે જે માંદા લોકો હતા તેઓને સાજા કર્યા.

૧૨નમતા બપોરે, તે બાર પ્રેરિતો ઈસુ પાસે આવ્યા
અને કહ્યું; "આ જગ્યાએ કોઈ રહેતા નથી. લોકોને વિદાય
કરો. જેથી તેઓ તેમના માટે ખેતરમાં અને આજુબાજુના
ગામોમાં જઈને ખાવાની અને રહેવાની સૂવાની જગ્યાની
વ્યવસ્થા કરે."
૧૩પરંતુ ઈસુએ પ્રેરિતોને કહ્યું; "તમે તેઓને કંઈક
ખાવાનું આપો."

પ્રેરિતોએ કહ્યું; "આપણી પાસે ફક્ત પાંચ રોટલી
અને બે માછલીઓ જ છે. આ બધા લોકો માટે ખાવાનું
ખરીદી લાવીએ એમ તું ઈચ્છે છે?" ૧૪(ત્યાં લગભગ
૫,૦૦૦ માણસો હતાં.)

ઈસુએ તેના શિષ્યોને કહ્યું, "લોકોને કહો પચાસ
પચાસના સમૂહમાં બેસે."
૧૫તેઓએ તેમ કર્યુ, અને બધા જ લોકો નીચે બેસી
ગયા. ૧૬પછી ઈસુએ પાંચ રોટલી અને બે માછલીઓ
લીધી. ઈસુએ ઊચે આકાશમાં જોયું અને ખોરાક માટે
આશીર્વાદ માંગ્યો. પછી ઈસુએ ખોરાકના ભાગ પાડ્યા
અને તે શિષ્યોને આપ્યા. ઈસુએ શિષ્યોને લોકોને ભોજન
પીરસવાનું કહ્યું. ૧૭બધા જ લોકોએ ખાધું અને તૃપ્ત
થયા. છતાં ત્યાં ઘણું ખાવાનું રહ્યું હતું. અને છાંડેલા
ખોરાકના ટુકડાઓથી બાર ટોપલીઓ ભરી.

## ઈસુ જ ખ્રિસ્ત છે

૧૮એક વખત ઈસુ એકાંતમાં પ્રાર્થના કરતો હતો.
તેના શિષ્યો ભેગા થઈને ત્યાં આવ્યા. ઈસુએ તેઓને
પૂછયું, "હું કોણ છું તે વિષે લોકો શું કહે છે?"
૧૯શિષ્યોએ ઉત્તર આપ્યો, "કેટલાએક લોકો કહે છે
કે તું યોહાન બાપ્તિસ્ત છે. બીજા કેટલાએક કહે છે તું
એલિયા છે અને કેટલાએક લોકો કહે છે; તું પ્રાચીન
પ્રબોધકોમાંનો એક છે અને ફરી સજીવન થઈને આવ્યો
છે."
૨૦પછી ઈસુએ તેના શિષ્યોને કહ્યું; "અને હું કોણ
છું એ વિષે તમે શું કહો છો?"

પિતરે ઉત્તર આપ્યો, "તું દેવનો ખ્રિસ્ત છે."
૨૧ઈસુએ તેઓને કોઈને પણ નહિ કહેવા માટે
ચેતવણી આપી. પછી ઈસુએ કહ્યું; ૨૨"માણસના દીકરાએ
સહન કરવું પડશે. મોટા યહૂદી વડીલો, મુખ્ય યાજકો
અને શાસ્રીઓ તેનો અસ્વીકાર કરશે. માણસના દીકરાને
મારી નાખવામાં આવશે. પણ ત્રણ દિવસ પછી તે
મૃત્યુમાંથી ઊભો થશે."
૨૩ઈસુએ તે બધાને કહેવાનું ચાલુ રાખ્યું; "જો કોઈ
મારી પાછળ આવવા ઈચ્છતું હોય, તો તેણે પોતાની
ઈચ્છાઓ અને વસ્તુઓને 'ના' કહેવી અને દરરોજ
પોતાનો વધસ્તંભ ઊંચકીને મારી પાછળ ચાલવું. ૨૪જે
કોઈ વ્યક્તિ પોતાનો જીવ બચાવવા ઈચ્છશે તે પોતાનું
જીવન ગુમાવશે. પણ જે કોઈ વ્યક્તિ મારે ખાતર પોતાનો
જીવ ગુમાવશે, તો તેને તે બચાવશે. ૨૫કારણ કે જો કોઈ
માણસ આખું જગત પ્રાપ્ત કરે પણ પોતાનો પ્રાણ ગુમાવે
અથવા તેનો પોતાનો નાશ થાય તો તેને શો લાભ?
૨૬જો કોઈ મારા કારણે તથા મારા ઉપદેશને લીધે લજવાશે
ત્યારે માણસનો દીકરો તે વ્યક્તિથી લજવાશે. જ્યારે તે
તેના મહિમા સાથે અને બાપના મહિમા સાથે અને
પવિત્ર દૂતોના મહિમા સાથે આવશે. ૨૭હું તમને સત્ય
કહું છું, "અહીં ઊભા રહેલાઓમાંથી તમે કેટલાએક
લોકો મૃત્યુ પામતા પહેલા દેવના રાજ્યનું દર્શન કરશે."

## મૂસા, એલિયા, અને ઈસુ

૨૮ઈસુ, એ વાતો કહ્યા પછી લગભગ આઠ દિવસો
બાદ પિતર, યોહાન તથા યાકૂબને લઈને પહાડ પર
પ્રાર્થના કરવા માટે ગયો. ૨૯ઈસુ જ્યારે પ્રાર્થના કરતો
હતો ત્યારે તેનો ચહેરો બદલાયો. તેનાં વસ્રો સફેદ
ચમકતાં થયાં. ૩૦તે પછી બે માણસો ઈસુ સાથે વાતો
કરતાં હતા. તે માણસો મૂસા તથા એલિયા હતા. ૩૧મૂસા
અને એલિયા પણ તેજસ્વી અને ચમકતા દેખાતા હતા.
તેઓ ઈસુ સાથે તેના મૃત્યુ સંબંધી વાત કરતા હતા. જે
યરૂશાલેમમાં થવાનું હતું. ૩૨પિતર અને બીજા ઘસઘસાટ
ઊંઘતા હતા. પણ તેઓ જાગી ઊઠ્યા અને ઈસુનો મહિમા
જોયો. તેઓએ ઈસુ સાથે ઊભેલા બે માણસોને પણ
જોયા. ૩૩જ્યારે મૂસા અને એલિયા જ્યારે વિદાય થતા
હતા ત્યારે પિતરે કહ્યું; "સ્વામી, આપણે અહીં છીએ તે
સારુ છે અમે અહીં ત્રણ તંબૂ બનાવીશું. એક તારા માટે,
એક મૂસા માટે અને એક એલિયા માટે" (પિતર જે કંઈ
કહેતો હતો તે સમજતો નહોતો.)
૩૪જ્યારે પિતર આ બોલતો હતો ત્યારે તેઓની
આજુબાજુ એક વાદળ આવ્યું. પિતર, યાકૂબ અને યોહાન
ગભરાઈ ગયા. જ્યારે વાદળોએ તેઓને ઢાંકી દીધા.
૩૫વાદળામાંથી એક અવાજ આવ્યો. તે અવાજે કહ્યું;
"આ મારો દીકરો છે, મારો પસંદ કરેલો. તેની આજ્ઞાનું
પાલન કરો."
૩૬જ્યારે તે અવાજ પૂરો થયો ત્યારે માત્ર ઈસુ જ
ત્યાં હતો પિતર, યાકૂબ, યોહાને કંઈ કહ્યું નહિ. તે
વખતે તેઓએ જે જોયું હતું તેમાનું કશુંય કોઈને કહ્યું
નહિ.

### જેનામાં અશુદ્ધ આત્મા હતો તે છોકરાને ઈસુ સાજો કરે છે

૩૭બીજે દિવસે ઈસુ, પિતર, યાકૂબ અને યોહાન પહાડ પરથી નીચે ઉતર્યા. લોકોનો મોટો સમુદાય ઈસુને મળ્યો. ૩૮લોકોના સમુદાયમાંથી એક માણસે ઘાંટો પાડીને ઈસુને કહ્યું, "ઉપદેશક, મહેરબાની કરીને આવ અને મારા દીકરા તરફ જો. તે મારો એકનો એક દીકરો છે. ૩૯એક અશુદ્ધ આત્મા મારા પુત્રને વળગે છે, અને પછી તે બૂમો પાડે છે. તે તેની જાત પરનો કાબૂ ગુમાવે છે અને તેના મોંઢામાંથી ફીણ નીકળે છે. અશુદ્ધ આત્મા તેને ઈજા કરવાનું ચાલુ રાખે છે અને માંડ માંડ તેને છોડે છે. ૪૦મેં તમારા શિષ્યોને મારા પુત્રમાંથી દુષ્ટ આત્માઓને હાંકી કાઢવા વિનંતી કરી, પણ તેઓ તેને કાઢી શક્યા નહિ."

૪૧ઈસુએ ઉત્તર આપ્યો: "તમે લોકો જે હમણાં જીવો છો પણ તમારામાં વિશ્વાસ નથી. તમારા જીવનો બધા ખોટાં છે. હું ક્યાં સુધી તમારી સાથે હોઈશ અને તમારી સાથે ક્યાં સુધી તમારું સહન કરું? ઈસુએ તે માણસને કહ્યું, "તારા પુત્રને અહીં લાવ."

૪૨જ્યારે તે છોકરો આવતો હતો ત્યારે અશુદ્ધ આત્માએ તેને જમીન પર પછાડ્યો. છોકરાએ તેની જાત પરનો કાબૂ ગુમાવ્યો. પણ ઈસુએ અશુદ્ધ આત્માને ખૂબ ધમકાવ્યો. પછી તે છોકરો સાજો થઈ ગયો. અને ઈસુએ તે છોકરાને તેના બાપને પાછો આપ્યો. ૪૩બધા લોકો દેવના આ મહાન પરાક્રમથી આશ્ચર્યચકિત થયા.

### ઈસુ તેના મૃત્યુ વિષેની વાત કહે છે

હજુ પણ લોકો ઈસુએ જે જે બધુ કર્યુ તેનાથી વિસ્મિત થતા હતા. ઈસુએ તેના શિષ્યોને કહ્યું. ૪૪"હું હમણાં તમને જે બાબતો કહીશ તેને ભૂલશો નહિ. માણસનો દીકરો કેટલાએક માણસોના બંધનોમાં મૂકાશે." ૪૫પણ શિષ્યો ઈસુના કહેવાનો અર્થ સમજી શક્યા નહિ. તેનો અર્થ તેનાથી ગુપ્ત રખાયો જેથી તેઓ તે સમજી શક્યા નહિ. પણ શિષ્યો ઈસુએ જે કહ્યું હતું તે વિષે પૂછતાં ડરતા હતા.

### સૌથી વધારે મહત્વની વ્યક્તિ

૪૬ઈસુના શિષ્યોમાં વાદવિવાદ શરૂ થયો કે તેમનામાંનો કોણ સૌથી વધારે મહત્વનો છે. ૪૭ઈસુએ તેઓ શું વિચારતા હતા તે જાણ્યું. તેથી ઈસુએ એક નાનું બાળક લઈને પોતાની બાજુમાં ઊભું રાખ્યું. ૪૮પછી ઈસુએ તેના શિષ્યોને કહ્યું," જે કોઈ મારે નામે આ નાનાં બાળકનો અંગીકાર કરે છે તે વ્યક્તિ મારો અંગીકાર કરે છે અને જયારે કોઈ વ્યકિત મારો અંગીકાર કરે છે, ત્યારે તે મારા મોકલનારનો પણ અંગીકાર કરે છે. તમારામાંનો એ વ્યકિત સૌથી મહત્વનો વ્યકિત છે જે નમ્ર છે."

### જે કોઈ તમારી વિરુદ્ધ નથી તે તમારા પક્ષનો છે

૪૯યોહાને ઉત્તર આપ્યો, "સ્વામી, અમે એક વ્યક્તિને તારા નામનો ઉપયોગ કરીને ભૂતોને લોકોમાંથી બહાર કાઢતા જોયો. અમે તેને બંધ કરવા કહ્યું, કારણ કે તે આપણા સમુદાયનો નથી."

૫૦ઈસુએ યોહાનને કહ્યું, "તેને અટકાવશો નહિ. જે કોઈ તમારી વિરુદ્ધ નથી. તે તમારા પક્ષનો જ છે."

### સમરૂની શહેર

૫૧ઈસુને આ દુનિયા છોડીને આકાશમાં પાછા જવાનો સમય નજીક આવતો હતો ત્યારે તેણે યરૂશાલેમ જવાનો નિર્ણય કર્યો. ૫૨ઈસુએ પોતાની આગળ કેટલાએક માણસોને મોકલ્યા. તે માણસો ઈસુ માટે સંપૂર્ણ તૈયારી કરવા સમરૂનીઓના એક શહેરમાં ગયા. ૫૩પણ ત્યાના લોકોએ તેને આવકાર્યો નહિ કારણ કે તે યરૂશાલેમ જતો હતો. ૫૪યાકૂબ અને યોહાન, જે ઈસુના શિષ્યો હતા તેમણે આ જોયું. તેઓએ કહ્યું; "પ્રભુ, શું તું ઈચ્છે છે કે, અમે આજ્ઞા કરીએ કે આકાશમાંથી આગ વરસે અને એ લોકોનો નાશ કરે?"*

૫૫પણ ઈસુએ પાછા ફરીને તેઓને ઠપકો આપ્યો.* ૫૬પછી ઈસુ અને તેના શિષ્યો બીજા એક શહેરમાં ગયા

.

### ઈસુને અનુસરવુ

૫૭તેઓ રસ્તા પરથી પસાર થતા હતા ત્યારે કોઈ વ્યક્તિએ ઈસુને કહ્યું, "તું જે જગ્યાએ જશે ત્યાં હું તારી પાછળ આવીશ."

૫૮ઈસુએ ઉત્તર આપ્યો, "લોંકડાંને રહેવા માટે દર હોય છે. પક્ષીઓને રહેવા માટે માળા હોય છે પણ માણસના દીકરાને માથું મૂકવાની જગ્યા નથી."

---

**કલમ ૫૪** કેટલીક ગ્રીક નકલોમાં ઉમેર્યુ છે: "... જેમ એલિયાએ કર્યુ."

**કલમ ૫૫** કેટલીક ગ્રીક નકલોમાં ઉમેર્યુ છે: અને ઈસુએ કહ્યું, 'તમે જાણતા નથી કે કેવા પ્રકારનો આત્મા તમારી પાસે છે. ૫૬માણસનો દીકરો નાશ કરવા નહિ પણ તેઓને તારવા આવ્યો છે.'"

[૫૯]ઈસુએ બીજા એક માણસને કહ્યું; "મારી પાછળ આવ!" પણ તે માણસે કહ્યું; "પ્રભુ, મને જવા દે અને પહેલા હું મારા પિતાને દાટું."

[૬૦]પણ ઈસુએ તેને કહ્યું; "જે લોકો મરેલા છે તેઓને પોતાના મૃત્યુ પામેલાઓને દાટવા દે. તું જઈને દેવના રાજ્યની વાત પ્રગટ કર."

[૬૧]બીજા એક માણસે કહ્યું; "પ્રભુ, હું તારી પાછળ આવીશ પણ પહેલા મને મારા પરિવારમાં જઈને સલામ કરી આવવાની રજા આપ."

[૬૨]ઈસુએ કહ્યું; "જો કોઈ વ્યક્તિ ખેતર ખેડવાનું શરૂ કરે અને પાછળ જુએ તો તે દેવના રાજ્યને માટે યોગ્ય નથી."

### ઈસુ ૭૨ માણસોને મોકલે છે

**૧૦** આ પછી, પ્રભુ (ઈસુ)એ બીજા વધારે ૭૨* માણસો પસંદ કર્યા અને જે દરેક શહેર અને જગ્યાએ જવાનું તેણે આયોજન કર્યુ હતું, ત્યાં બબ્બેના સમૂહમાં પોતાના પહેલાં મોકલ્યા. [૨]ઈસુએ તેઓને કહ્યું, "ફસલ ઘણી સારી છે, પણ ફસલના કામમાં મજૂરો બહુ થોડા છે, ફસલના (લોકો) ધણીને પ્રાર્થના કરો કે તેની ફસલને ભેગી કરવામાં મદદ માટે વધારે મજૂરોને મોકલે. [૩]તમે હમણા જઈ શકો છો. પણ ધ્યાનથી સાંભળો! "હું તમને મોકલું છું અને તમે વરુઓમાં ઘેટાંનાં બચ્ચાં જેવા હશો." [૪]પૈસા, ઝોળી કે જોડાં કંઈ પણ તમારી સાથે લઈ જશો નહિ. રસ્તામાં કોઈની સાથે વાત કરવા રોકાશો નહિ. [૫]કોઈ પણ ઘરમાં પ્રવેશ કરતા પહેલા કહો કે, "આ ઘરનાંને શાંતિ થાઓ." [૬]જો શાંતિનો દીકરો ત્યાં રહેતો હોય તો તમારા આશીર્વાદની શાંતિ તેમની સાથે રહેશે. પણ જો, માણસ શાંતિ નહિ રાખતો હોય તો પછી તમારા આશીર્વાદની શાંતિ તમારી પાસે પાછી આવશે. [૭]શાંત ઘરમાં જ રહો. લોકો તમને ત્યાં જે કંઈ આપે તે ખાઓ અને પીઓ. કારણ કે મજૂર તેના વેતનને પાત્ર છે. તેથી એક ઘેરથી બીજા ઘેર જશો નહિ. [૮]જો તમે કોઈ શહેરમાં પ્રવેશો અને લોકો તમને આવકારે તો તેઓ તમને જે ખાવાનું આપે તે ખાઓ. [૯]ત્યાં રહેતા માંદા લોકોને સાજા કરો, પછી તેઓને કહો, 'દેવનું રાજ્ય જલદીથી તમારી પાસે આવે છે!' [૧૦]પણ જો તમે કોઈ શહેરમાં જાઓ અને લોકો તમને આવકારે નહિ તો પછી તે શહેરની શેરીઓમાં જાઓ. અને કહો; [૧૧]તમારા શહેરની જે ધૂળ અમારા પગ પર છે તે પણ અમે તમારી સામે ખંખેરી નાખીએ છીએ. પણ એટલું યાદ રાખજો કે દેવનું રાજ્ય જલદી આવે છે.' [૧૨]હું કહું છું કે ન્યાયના દિવસે તે શહેરના લોકોની હાલત સદોમના લોકો કરતાં વધારે ખરાબ થશે.

### ઈસુની અવિશ્વાસુ લોકોને ચેતવણી

[૧૩]"ઓ ખોરાઝીન, તે તારે માટે ખરાબ છે, ઓ બેથસૈદા, તે તારા માટે પણ ખરાબ છે. મેં તમારામાં ઘણા ચમત્કારો કર્યા છે. તે જો તૂર તથા સિદોનમાં થયા હોય તો, તે શહેરના લોકોએ તેઓનાં જીવનમાં પરિવર્તન કર્યુ હોત અને ઘણા વખત પહેલાં પાપો કરવાનું બંધ કર્યુ હોત. તેઓએ ટાટના વસ્રો પહેર્યા હોત અને તેમની જાતે રાખ ચોળીને તેઓએ તેઓનાં પાપો માટે પશ્ચાતાપ દર્શાવ્યો હોત. [૧૪]પરંતુ ન્યાયના દિવસે તૂર અને સિદોન કરતાં તમારા માટે વધારે ખરાબ થશે. [૧૫]અને ઓ કફર-નહૂમ, શું તને આકાશ સુધી ઊંચુ કરાશે? ના! તને તો નરકમાં ફેંકી દેવામાં આવશે!

[૧૬]"જ્યારે કોઈ વ્યક્તિ તમને ધ્યાનથી સાંભળે છે, તે વ્યક્તિ ખરેખર મને પણ ધ્યાનથી સાંભળે છે અને જ્યારે કોઈ વ્યક્તિ તમને સ્વીકારવાની ના પાડે, ત્યારે તે મને પણ સ્વીકારવાની ના પાડે છે. અને જે મને સ્વીકારવાની ના પાડે છે, તે જેણે મને અહીં મોકલ્યો છે તેને સ્વીકારવાની ના પાડે છે."

### શેતાનની પડતી

[૧૭]જ્યારે ૭૨ માણસો તેઓનો પ્રવાસ કરીને પાછા ફર્યા ત્યારે તેઓ ઘણા પ્રસન્ન હતા. તેઓએ કહ્યું; "પ્રભુ, જ્યારે અમે તારા નામનો ઉપયોગ કર્યો ત્યારે ભૂતો પણ અમને તાબે થયા." [૧૮]ઈસુએ તે માણસોને કહ્યું; "મેં શેતાનને આકાશમાંથી વીજળીની પેઠે પડતો જોયો. [૧૯]ધ્યાનથી સાંભળો! મેં તમને સર્પો અને વીંછીઓ પર ચાલવાનો અધિકાર આપ્યો છે. મેં તમને શત્રુની બધી જ તાકાત કરતાં વધારે તાકાત આપી છે. તમને કશાથી ઈજા થનાર નથી. [૨૦]પણ આનંદ કરો. આત્માઓ તમને તાબે થયા તેથી આનંદી થશો નહિ. એટલે નહિં કે તમારી પાસે સામર્થ્ય છે, તેને બદલે તમારા નામ આકાશમાં લખેલાં છે તેથી આનંદ પામો."

### ઈસુ બાપને પ્રાર્થના કરે છે

[૨૧]પછી પવિત્ર આત્માથી ઈસુને વધારે આનંદનો અનુભવ થયો. ઈસુએ કહ્યું; "હે બાપ આકાશ અને પૃથ્વીના ધણી, હું તારો આભાર માનુ છું. હું તારી સ્તુતિ કરું છું કારણ કે તેં ડાહ્યા અને બુદ્ધિશાળી લોકોથી આ

---

**૭૨** કેટલીક લૂકની ગ્રીક નકલોમાં ૭૦ ઉલ્લેખ કર્યો છે.

વાતો ગુપ્ત રાખી છે. પણ તેં એ વાતો એવા લોકો કે જે નાનાં બાળકો જેવા છે તેમને તેં પ્રગટ કરી છે. હા બાપ, તેં આ કર્યુ છે કારણ કે તું ખરેખર જે કરવા ઈચ્છતો હતો તે આ જ છે.

[૨૨]"મારા બાપે મને બધી વસ્તુઓ આપી છે. દીકરો કોણ છે એ માણસ જાણતો નથી. ફક્ત બાપ જ જાણે છે અને દીકરો જાણે છે કે બાપ કોણ છે. ફક્ત તે લોકો જ જાણશે કે બાપ કોણ છે. તે એ લોકો છે જેને દીકરો તેમને પ્રગટ કરવા પસંદ કરે છે."

[૨૩]ઈસુ તેના શિષ્યો સાથે પાછો ફર્યો. તેઓ ત્યાં ઈસુની સાથે એકલા જ હતાં. ઈસુએ કહ્યું; "તમે હમણા જે જુઓ છો તે જોવા તમને ધન્ય છે! [૨૪]હું તમને કહું છું કે તમે જે હમણા જુઓ છો તે જોવા માટે ઘણા પ્રબોધકો અને રાજા ઈચ્છતા હતા. પણ તેઓ આ વસ્તુઓ જોઈ શક્યા નથી. અને ઘણા પ્રબોધકો અને રાજાઓ તમે જે હમણા સાંભળો છો તે સાંભળવા ઈચ્છતા હતા, પણ તેઓ આ બાબતો સાંભળી શક્યા નહિ."

### ભલા સમરૂનીનું ઉદાહરણ

[૨૫]પછી એક કાયદાનો પંડિત ઊભો થયો. તે ઈસુનું પરીક્ષણ કરવા પ્રયત્ન કરતો હતો. તેણે કહ્યું; "ઉપદેશક, અનંતજીવનની પ્રાપ્તિ માટે મારે શું કરવું જોઈએ?"

[૨૬]ઈસુએ તેને કહ્યું; "નિયમશાસ્રમાં શું લખ્યું છે? તેમાં તું શું વાંચે છે?"

[૨૭]તે માણસે ઉત્તર આપ્યો, "તારે પ્રભુ તારા દેવ પર તારા પૂર્ણ હૃદયથી તથા તારા પૂરા જીવથી તથા તારા પૂર્ણ સામર્થ્યથી તથા તારા પૂર્ણ મનથી પ્રીતિ કરવી જોઈએ.'* તથા, 'તમે તમારી જાતને જેવો પ્રેમ કરો છો તેવો જ તમારા પાડોશી પર પ્રેમ રાખવો.'* "

[૨૮]ઈસુએ તેને કહ્યું, "તારો ઉત્તર ખરો છે. એ જ કરો તેથી તને અનંત જીવન મળશે."

[૨૯]પણ તે માણસ તેની જાતને ન્યાયી ઠરાવવા, પ્રશ્નો પૂછતો હતો. તેથી તેણે ઈસુને કહ્યું; "પણ આ બીજા લોકો કોણ છે જેમને મારે પ્રેમ કરવો જોઈએ?"

[૩૦]આ પ્રશ્નનો ઉત્તર આપતા ઈસુએ કહ્યું; "એક માણસ યરૂશાલેમથી યરેખોના રસ્તેથી જતો હતો. કેટલાએક લૂંટારાઓએ તેને ઘેર્યો. તેઓએ તેનાં વસ્રો ઉતારી લીધાં અને માર્યો. પછી તે લૂંટારાઓ તે માણસને જમીન પર પડેલો છોડીને ચાલ્યા ગયા. તે લગભગ મરી ગયો હતો. [૩૧]એવું બન્યું કે એક યહૂદી યાજક તે રસ્તા પરથી પસાર થતો હતો. જ્યારે યાજકે તે માણસને જોયો તે તેને મદદ કરવા રોકાયો નહિ, તે દૂર ચાલ્યો ગયો. [૩૨]પછી, લેવી * નજીક આવ્યો. લેવીએ ઈજાગ્રસ્ત માણસને જોયો. પણ તેને જોઈને તે પણ બીજી બાજુ ચાલ્યો ગયો. તે પણ તેને મદદ કરવા રોકાયા વગર જ ચાલ્યો ગયો. [૩૩]પછી એક સમરૂની તે રસ્તેથી પસાર થતો હતો. તે તે જગ્યાએ આવ્યો જ્યાં પેલો ઈજાગ્રસ્ત માણસ પડ્યો હતો. સમરૂનીએ તે માણસને જોયો. તે ઈજાગ્રસ્ત માણસને જોઈ તેને કરુણા ઉપજી. [૩૪]તે સમરૂની તેની પાસે ગયો અને તેના ઘા પર ઓલિવનું તેલ અને દ્રાક્ષારસ રેડ્યો. પછી તેણે તે માણસના ઘા પર પાટો બાંધ્યો. સમરૂની પાસે એક ગધેડો હતો. તેણે તે ઈજાગ્રસ્ત માણસને તેના ગધેડા પર બેસાડ્યો અને તેને ધર્મશાળામાં લઈ ગયો. ધર્મશાળામાં સમરૂનીએ તેની માવજત કરી. [૩૫]બીજે દિવસે, સમરૂની બે ચાંદીના સિક્કા લાવ્યો અને ધર્મશાળામાં જે માણસ કામ કરતો હતો તેને આપ્યા. સમરૂનીએ કહ્યું; 'આ ઈજા પામેલા માણસની માવજત કરજે. જો તેના માટે તું વધારે પૈસાનો ખર્ચ કરીશ તો હું જ્યારે ફરી પાછો આવીશ ત્યારે તે આપીશ.'"

[૩૬]પછી ઈસુએ કહ્યું; "હવે લૂંટારાઓથી ઈજા પામેલા પેલા માણસ પર આ ત્રણ માણસોમાંથી (યાજક, લેવી, સમરૂની) કયા માણસે પ્રેમ દર્શાવ્યો. તું શું વિચારે છે?"

[૩૭]કાયદાના પંડિતે ઉત્તર આપ્યો; "તે એક કે જેણે તેને મદદ કરી,"

ઈસુએ તેને કહ્યું; "તો પછી તું જા અને જઈને બીજા લોકો માટે એ પ્રમાણે કર."

### મરિયમ અને માર્થા

[૩૮]જ્યારે ઈસુ અને તેના શિષ્યો યાત્રા કરતા હતા. ત્યારે ઈસુ એક શહેરમાં ગયો. માર્થા નામની એક સ્રીએ ઈસુને પોતાને ઘેર રાખ્યો. [૩૯]માર્થાને મરિયમ નામની બહેન હતી. મરિયમ ઈસુના પગ પાસે બેઠી હતી અને તેનો ઉપદેશ ધ્યાનથી સાંભળતી હતી. પણ તેની બહેન માર્થા ઘરકામમાં વ્યસ્ત હતી. [૪૦]માર્થા ઘણા કામોમાં વ્યસ્ત હતી ઘણું કામ કરવાનું હતું, માર્થા અંદર ગઈ અને કહ્યું; "પ્રભુ, મારી બહેને મને કામ કરવાને એકલી મૂકી છે, તેની શું તને ચિંતા નથી? મને મદદ કરવા માટે તેને કહે!"

---

**'તારે પ્રભુ તારા ... પ્રીતી કરવી જોઈએ'** પુન. ૬:૫.

**તમે તમારી જાતને ... પડોશી પર પ્રેમ રાખવો'** લે. ૧૯:૧૮.

**લેવી** લેવીના કૂળનો માણસ જે મંદિરમાં યહૂદી યાજકોનો મદદકર્તા હતો.

૪૧પણ પ્રભુએ તેને ઉત્તર આપ્યો, "માર્થા, માર્થા, તું
ઘણી બધી બાબતોમાં ચિંતા કરે છે અને ગભરાય છે.
૪૨ફક્ત એક જ વાત મહત્વની છે, મરિયમે યોગ્ય
પસંદગી કરી છે; અને તે તેની પાસેથી કદાપિ લઈ
લેવામાં આવશે નહિ."

## ઈસુ પ્રાર્થના કરતાં શીખવે છે

૧૧ એક વખત ઈસુ એક જગ્યાએ પ્રાર્થના કરતો
હતો. જ્યારે ઈસુએ પ્રાર્થના કરવાની પૂરી કરી
ત્યારે તેના શિષ્યોમાંના એકે તેને કહ્યું; "યોહાને તેના
શિષ્યોને પ્રાર્થના કરતા શીખવ્યું. પ્રભુ તમે પણ અમને
પ્રાર્થના કરતા શીખવો". ૨ઈસુએ શિષ્યોને કહ્યું; "જ્યારે
તમે પ્રાર્થના કરો ત્યારે આ રીતે પ્રાર્થના કરો:

'ઓ બાપ, અમે પ્રાર્થના કરીએ છીએ કે તારું
નામ સદા પવિત્ર મનાઓ. અમે પ્રાર્થના કરીએ
છીએ કે તારું રાજ્ય આવો.
૩ દરેક દિવસે અમને જરૂરી ખોરાક આપ.
૪ અમે કરેલાં પાપ તું માફ કર, કારણ કે અમે
અમારા પ્રત્યેક અપરાધીઓને માફ કરીએ છીએ.
અને અમને પરીક્ષણમાં ના લાવો પણ ભૂંડાઈથી
અમારો છૂટકો કર.'"

## માગવાનું ચાલુ રાખો

૫-૬પછી ઈસુએ તેઓને કહ્યું; "ધારો કે તમારામાંનો
કોઈ એક મોડી રાત્રે તમારા મિત્રને ઘરે જાય અને કહે;
"મારો એક મિત્ર મારી મુલાકાતે શહેરમાં આવ્યો છે.
પરંતુ મારી પાસે તેને ખવડાવવા કંઈ નથી. કૃપા કરીને
મને ત્રણ રોટલી આપ," ૭તમારો મિત્ર ઘરમાંથી જ
ઉત્તર આપે છે, "ચાલ્યો જા, મને તકલીફ ન આપ!
હમણા બારણું બંધ છે. હું અને મારા બાળકો પથારીમાં
છીએ. હું હમણા ઊઠીને તને રોટલી આપી શકુ તેમ
નથી. ૮હું તમને કહું છું કે તમે એના મિત્ર હોવા છતાં
કદાચ તે ન ઊઠે, પણ તમારા સતત આગ્રહને કારણે તે
અવશ્ય ઊઠશે અને તમને જરૂરી બધું જ આપશે. ૯તેથી
હું તમને કહું છું. માગવાનું ચાલુ રાખો, અને દેવ તમને
આપશે. શોધવાનું ચાલુ રાખો અને તમે તે મેળવશો.
બારણું ખખડાવવાનું ચાલુ રાખો, અને બારણું તમારા
માટે ઉઘડશે. ૧૦હા, જો એક વ્યક્તિ માંગવાનું ચાલુ
રાખે છે તો તે વ્યક્તિ મેળવશે. જો વ્યક્તિ શોધવાનું
ચાલુ રાખે છે તો તે તેને મળે છે. જો વ્યક્તિ ખખડાવવાનું
ચાલુ રાખે છે, તો તે વ્યક્તિ માટે બારણું ઉઘડશે.
૧૧તમારામાંથી કોઈને દીકરો છે? જો તમારો દીકરો તમારી
પાસે એક માછલી માગશે તો તમે શું કરશો? શું કોઈ
પિતા તેના પુત્રને સર્પ આપશે? ના! તમે તેને એક
માછલી જ આપશો. ૧૨અથવા, જો તમારો દીકરો એક
ઈંડુ માંગશે તો શું તમે તેને એક વીંછી આપશો? ના!
૧૩તમે બીજા લોકો જેવા જ છો, તમે ભૂંડા છો છતાં તમે
જાણો છો કે તમારા બાળકોને સારી ભેટો કેવી રીતે
આપવી. તેથી તમારા આકાશમાંના બાપ જાણે છે. જે
લોકો તેની પાસે માગે છે તેમને તે પવિત્ર આત્મા આપશે.
તે કેટલું વિશેષ ખાતરીપૂર્વક છે."

## ઈસુનું સામર્થ્ય દેવ તરફથી

૧૪એક વખતે ઈસુ માણસમાંથી ભૂતને બહાર કાઢતો
હતો. તે માણસ વાત કરી શકતો ન હતો. જ્યારે દુષ્ટ
આત્મા બહાર આવ્યો ત્યારે તે માણસ બોલી શક્યો.
લોકો અચરત પામ્યા હતા. ૧૫કેટલાએક લોકોએ કહ્યું;
"લોકોમાંથી ભૂતોને બહાર કાઢવા ઈસુ બાલઝબૂલની
તાકાતનો ઉપયોગ કરે છે. બાલઝબૂલ ભૂતોનો સરદાર
હતો."

૧૬બીજા લોકો ઈસુનું પરીક્ષણ કરવા ઈચ્છતા હતા.
તેઓએ ઈસુની પાસેથી આકાશમાંથી નિશાની માગી.
૧૭તેઓ શું વિચારતા હતા તે જાણીને ઈસુએ લોકોને
કહ્યું; "જે કોઈ રાજ્યમાં ફૂટ પડે છે તેનો નાશ થાય છે
અને પરિવારના સભ્યો એકબીજા સાથે ઝઘડે તો તેથી
તેમા ભાગલા પડે છે. ૧૮તેથી જો શેતાન પોતાની સામે
થયેલો હોય તો તેનું રાજય કેવી રીતે ટકી શકે? તમે
કહો છો કે ભૂતોને બહાર કાઢવામાં હું બાલઝબૂલની
શક્તિનો ઉપયોગ કરું છું. ૧૯પણ જો હું બાલઝબુલની
શક્તિથી ભૂતોને બહાર કાઢતો હોઉં તો તમારા લોકો
કઈ શક્તિનો ઉપયોગ કરે છે જ્યારે તેઓ ભૂતોને બહાર
કાઢે છે? તેથી તમારા પોતાના લોકો જ સાબિત કરે છે કે
તમે ખોટા છો. ૨૦પણ હું તો ભૂતોને કાઢવા માટે દેવના
સામર્થ્યનો ઉપયોગ કરું છું, આ બતાવે છે કે દેવનું
રાજ્ય તમારી પાસે આવ્યું છે!

૨૧"જ્યારે બળવાન માણસ ઘણા હથિયારોથી પોતાનું
ઘર સાચવે છે ત્યારે તેના ઘરમાં વસ્તુઓ સલામત રહે
છે. ૨૨પણ ધારો કે બીજો મજબૂત માણસ આવે છે અને
તેને હરાવે છે, તે જેના પર પ્રથમ માણસે તેના ઘરને
સલામત રાખવા વિશ્વાસ કર્યો હતો તે હથિયારો તે
મજબૂત માણસ લઈ જશે. પછી વધારે મજબૂત માણસ
બીજા માણસોની માલમિલ્કત બાબતે તેની ઈચ્છા પ્રમાણે
કરે છે.

[23]"જે વ્યક્તિ મારા પક્ષનો નથી તે મારી વિરુદ્ધ છે. જે માણસ મારી સાથે કામ કરી શકતો નથી તે મારી વિરુદ્ધ કામ કરે છે."

### ખાલી માણસ

[24]"જ્યારે માણસમાંથી અશુદ્ધ આત્મા બહાર આવે છે, પછી નિર્જળ પ્રદેશોમાં આરામ માટેની જગાની શોધમાં તે ભટકતો ફરે છે. પણ તે આત્માને આરામ માટેની જગ્યા મળતી નથી. તેથી આત્મા કહે છે, 'જે ઘરમાંથી હું નીકળ્યો તે જ ઘરમાં (વ્યક્તિ) હું પાછો જઈશ.' [25]જ્યારે આત્મા પેલા માણસ પાસે પાછો આવે છે, ત્યારે તેનું અગાઉનું ઘર સ્વચ્છ અને સુશોભિત જુએ છે. [26]પછી તે અશુદ્ધ આત્મા બહાર જાય છે અને તેના કરતાં વધારે દુષ્ટ સાત અશુદ્ધ આત્માઓને લઈને આવે છે. પછી બધા જ અશુદ્ધ આત્માઓ તે માણસમાં પ્રવેશીને ત્યાં જ રહે છે અને પેલા માણસની હાલત પહેલાં કરતાં વધારે ભૂંડી બને છે."

### સાચા સુખી લોકો

[27]જ્યારે ઈસુએ વાતો કહી, ત્યારે એક સ્રીએ ટોળામાંથી ઈસુને મોટા અવાજે કહ્યું; "તારી માતાને ધન્ય છે, કારણ કે તેણે તને જન્મ આપ્યો અને તને ધવડાવ્યો."

[28]પણ ઈસુએ કહ્યું; "જે લોકો દેવની વાત સાંભળે છે અને પાળે છે; તેઓ સાચા સુખી લોકો છે."

### અમને સાબિતી આપો

[29]લોકોનો સમૂહ મોટો ને મોટો થતો ગયો. ઈસુએ કહ્યું; "આજે જે લોકો જીવે છે તેઓ દુષ્ટ છે, તેઓ દેવની પાસેથી નિશાનીરૂપે કોઈ ચમત્કાર માંગે છે પણ તેઓને નિશાનીરૂપે કોઈ ચમત્કાર આપવામાં આવશે નહિ. યૂનાને જે ચમત્કાર થયો તે જ ફક્ત નિશાની હશે. [30]નિનવેહમાં રહેતા લોકોને માટે યૂના જ નિશાની હતો. માણસના દીકરા સાથે પણ એમ જ છે. આ સમયના લોકો માટે માણસનો દીકરો જ નિશાની થશે. [31]ન્યાયના દિવસે દક્ષિણની રાણી* આ પેઢીના માણસો સાથે ઊભી રહેશે. તે બતાવશે કે તેઓ ખોટા છે. શા માટે? કારણ કે દૂર દૂરથી તે સુલેમાનનું જ્ઞાન ધ્યાનથી સાંભળવા આવી. અને હું તમને કહું છું કે હું સુલેમાન કરતા મોટો છું. [32]ન્યાયના દિવસે નિનવેહની આ પેઢીના માણસો લોકો સાથે ઊભા રહેશે અને તેઓ બતાવશે કે તમે દોષિત છો. શા માટે? કારણ કે જ્યારે યૂના પેલા લોકોને ઉપદેશ આપતો હતો ત્યારે તેઓએ પસ્તાવો કર્યો. હું તમને કહું છું કે, "હું યૂના કરતાં વધારે મોટો છું."

### જગત માટે પ્રકાશ બનો

[33]"કોઈ પણ વ્યક્તિ દીવો લઈને તેને વાસણ નીચે સંતાડી મૂકશે નહિ. તેને બદલે તે દીવી પર મૂકે છે તેથી ઘરમાં પ્રવેશનારા તે જોઈ શકે. [34]તારી આંખ તારા શરીર માટે દીવો છે. જો તારી આંખો સારી હશે તો તારું આખું શરીર પ્રકાશથી ભરેલું હશે. પણ જો તારી આંખો ખરાબ હશે તો તારું આખુ શરીર અંધકારથી ભરેલું હશે. [35]માટે સાવધાન રહે, તારામાં રહેલા પ્રકાશને અંધકાર થવા દઈશ નહિ. [36]જો તારું આખું શરીર પ્રકાશથી ભરેલું હશે અને તેનો કોઈ ભાગ અંધકારરૂપ નહિ હોય તો તે બધું તેજસ્વી થશે. જેમ દીવો તને પ્રકાશ આપે છે તેમ."

### ઈસુ ફરોશીઓની ટીકા કરે છે

[37]ઈસુએ બોલવાનું પૂરું કર્યા પછી ફરોશીએ ઈસુને પોતાની સાથે જમવા બોલાવ્યો તેથી ઈસુ આવ્યો અને મેજ પાસે બેઠો. [38]પણ ફરોશીને તે જોઈને આશ્ચર્ય થયું જ્યારે ઈસુએ જમતાં પહેલા તેના હાથ ધોયા નહિ. [39]પ્રભુએ (ઈસુ) તેને કહ્યું; "તમે ફરોશીઓ તો થાળી અને વાટકો બહારથી સાફ કરો છો, પરંતુ તમારા અંતરમાં તો બીજા લોકોને છેતરીને ભેગી કરેલી વસ્તુઓ અને દુષ્ટતા છે. [40]તમે મૂર્ખ છો! જેણે (દેવે) બહારનું બનાવ્યું તેણે અંદરનું પણ નથી બનાવ્યું શું? [41]તેથી તમારી થાળીમાં અને વાટકામાં જે છે તે લોકોને જરૂર છે તેમને આપો, પછી તમે સંપૂર્ણ શુદ્ધ થશો. [42]પણ તમે ફરોશીઓને અફસોસ છે. તમે દેવને તમારી પોતાની બધી વસ્તુઓનો દશમો ભાગ આપો છો, તમે તમારા બાગમાં થતી ફુદીનાનો, સિતાબનો તથા બીજા નાના છોડનો દશાંશ જ આપો છો. પણ તમે બીજા લોકો તરફ ન્યાયી થવાનું અને દેવને પ્રેમ કરવાનું ભૂલી જાઓ છો. તમારે આ પ્રમાણે કરવું જોઈએ, અને પેલી બીજી બાબતો જેવી કે દશમો ભાગ આપવાનું પણ ચાલુ રાખવું જોઈએ. [43]ફરોશીઓ તમારે માટે અફસોસની વાત છે કારણ કે તમે સભાસ્થાનોમાં માનવંત સ્થાનોને ચાહો છો, અને રસ્તે જતાં લોકો તમને સલામ કરીને માન આપે એવું તમે ચાહો છો. [44]તમને અફસોસ છે! કેમ કે તમે તો

---

**દક્ષિણની રાણી** દક્ષિણની રાણી. તે સુલેમાન પાસે ૧૦૦૦ માઈલની મૂસાફરી કરીને દેવનું જ્ઞાન (ડહાપણ) શીખવા માટે આવી. વાંચો ૧ રાજા ૧૦:૧–૩.

છુપાયેલી કબરો જેવા છો, લોકો અજાણતા તેના પરથી
ચાલે છે એવા તમે છો. ”

### ઈસુનો યહૂદી પંડિતો સાથે વાર્તાલાપ

૪૫પંડિતોમાંના એકે ઈસુને કહ્યું; “ઉપદેશક, જ્યારે
તમે ફરોશીઓ માટે આમ કહો છો, તેથી તમે અમારા
સમૂહની પણ ટીકા કરો છો.”
૪૬ઈસુએ ઉત્તર આપ્યો, “તમને અફસોસ છે! તમે
પંડિતો છો! કારણ કે તમે એવા કડક કાયદાઓ બનાવો
છો, જેનું પાલન કરવાનું પણ લોકોને માટે ઘણું કઠિન
છે. તમે બીજા લોકોને તે કાયદાનું પાલન કરવા દબાણ
કરો છો, પણ તમે તમારી જાતે તે કાયદાઓને
અનુસરવાનો જરાય પ્રયત્ન કરતા નથી. ૪૭તમને
અફસોસ છે કેમ કે તમે તમારા પૂર્વજોએ મારી નાંખેલા
પ્રબોધકો માટે કબરો બાંધો છો. ૪૮અને હવે તમે બધા
લોકોને બતાવો છો, તમે તમારા બાપ દાદાઓએ જે કર્યુ
તેની સાથે સંમત છો. તેઓએ પ્રબોધકોને મારી નાંખ્યા
છે, અને તમે પ્રબોધકો માટે કબર બાંધો છો! ૪૯તેથી
દેવના જ્ઞાને પણ કહ્યું છે; ‘હું તેઓની પાસે પ્રબોધકો
તથા પ્રેરિતોને મોકલીશ. મારા પ્રબોધકો અને પ્રેરિતોમાંના
કેટલાએકને દુષ્ટ માણસો દ્વારા મારી નાખવામાં આવશે.
બીજાઓને સતાવવામાં આવશે.’ ૫૦તેથી દુનિયાના
આરંભથી જે બધા પ્રબોધકોને મારી નાખવામાં આવ્યા
છે તે માટે તમે લોકો જે હમણાં જીવો છો તેમને શિક્ષા
થશે. ૫૧હાબેલની હત્યા માટે તમને શિક્ષા થશે. જે રીતે
ઝખાર્યા જે વેદી અને મંદિરની વચ્ચે માર્યો ગયો હતો.
હા, હું તમને કહું છું તમે લોકો જે હાલમાં જીવો છો
તેઓને તે બધા માટે શિક્ષા થશે.
૫૨“ઓ પંડિતો, તમને અફસોસ છે! કેમ કે તમે દેવ
વિષે શીખવાની ચાવી સંતાડી દીધી છે. તમે તમારી
જાતે શીખતા નથી અને બીજાઓને પણ તે શીખવામાંથી
અટકાવ્યા છે.”
૫૩જ્યારે ઈસુ ત્યાંથી જતો હતો ત્યારે શાસ્રીઓ અને
ફરોશીઓએ તેને વધારે કષ્ટ આપવા લાગ્યા. તેઓ ઘણી
બાબતો વિષે પ્રશ્નોના ઉત્તર આપવા માટે પ્રયત્ન કરીને
ઈસુને ઉશ્કેરવા લાગ્યા. ૫૪ઈસુને કંઈ ખોટું બોલતાં
પકડી શકાય તે માટે તક શોધવાનો તેઓ પ્રયત્ન કરતા
હતા.

### ફરોશીઓ જેવા ના બનો

૧૨ ઘણા હજારો લોકો ભેગા થયા. ત્યાં એટલા બધા
લોકો હતા કે તેઓ એકબીજા પર પડાપડી
કરતા હતા. ઈસુ લોકોને બોલ્યો તે પહેલા તેના શિષ્યોને
તેણે કહ્યું, “ફરોશીઓના ખમીરથી સાવધ રહો. હું સમજું
છું કે તેઓ ઢોંગી છે. ૨જે કંઈ છુપાવી રાખેલું છે તે
બતાવાશે. જે કંઈ ગુપ્ત છે તે પ્રગટ કરાશે. ૩તમે જે કંઈ
અંધારામાં કહો છો તે અજવાળામાં કહેવાશે, અને ગુપ્ત
ઓરડામાં તમે જે કંઈ કાનમાં કહ્યું હશે તે ઘરના ધાબા
પરથી પોકારાશે.”

### ફક્ત ઈસુથી ડરો

૪પછી ઈસુએ લોકોને કહ્યું,“હું તમને કહું છું, મારા
મિત્રો, લોકોથી ડરો નહિ, લોકો શરીરને મારી શકે છે,
પણ તે પછી તેઓ તમને ઈજા કરતાં વધારે કંઈ કરી
શકશે નહિ. ૫હું તમને એકથી ડરવાનું બતાવીશ. તમારે
તેનાથી (દેવ) ડરવું જોઈએ જેનામાં તમને મારી
નાખવાનો અને પછી તમને નરકમાં નાખવાનો અધિકાર
છે. હા, તે એક છે જેનાથી તારે ડરવું જોઈએ.
૬“જયારે પક્ષીઓ વેચાય છે, પાંચ નાના પક્ષીઓની
કિંમત માત્ર બે પૈસા છે. પણ દેવ તેમાંના કોઈને ભૂલી
શકતો નથી. ૭હા, દેવને એ પણ ખબર છે કે તમારા
માથાંના વાળ કેટલા છે. ડરશો નહિ. તમે ઘણા પક્ષીઓ
કરતાં વધારે મૂલ્યવાન છો.

### ઈસુથી શરમાશો નહિ

૮હું તમને કહું છું, “જો કોઈ વ્યક્તિ બીજા લોકો
આગળ ઊભો રહે અને કહે કે તેને મારામાં વિશ્વાસ
છે. પછી હું કહીશ કે તે વ્યક્તિ મારી છે. હું આ દેવના
દૂતોની આગળ કહીશ. ૯પણ જો કોઈ વ્યક્તિ લોકો
આગળ ઊભો રહીને જાહેર કરે કે તેને મારામાં વિશ્વાસ
નથી પછી હું કહીશ કે તે વ્યક્તિ મારી નથી. હું આ
દેવના દૂતોની આગળ કહીશ.
૧૦“કોઈ વ્યક્તિ માણસના દીકરાની વિરુદ્ધ કંઈક
કહે છે, તો તેને માફી આપી શકાય છે. પણ કોઈ વ્યક્તિ
પવિત્ર આત્માની વિરુદ્ધ કંઈ વાત કહેશે તો તેને માફ
કરી શકાશે નહિ.
૧૧“જ્યારે લોકો તમને સભાસ્થાનોમાં અધિપતિઓ
અને અધિકારીઓની આગળ લઈ જાય ત્યારે શું કહેવું
તેની ચિંતા ન કરો અને તમારો બચાવ કેવી રીતે કરવો
તેની પણ ચિંતા ન કરો. ૧૨તે વખતે પવિત્ર આત્મા
તમારે શું કહેવું જોઈએ તે શીખવશે.”

### ઈસુની સ્વાર્થપણા સામે ચેતવણી

૧૩ટોળામાંના એક માણસે ઈસુને કહ્યું, “ગુરુજી,

હમણા જ અમારા પિતાનું મૃત્યુ થયું છે. મારા ભાઈને
કહે કે અમારા પિતાની માલિકીની વસ્તુઓનો ભાગ
મને આપે."
૧૪પણ ઈસુએ તેઓને કહ્યું; "કોણે કહ્યું કે હું તમારો
ન્યાયાધીશ થઈશ કે તમારા પિતાની વસ્તુઓ તમારા
બંને વચ્ચે વહેંચવાનો નિર્ણય કરીશ?" ૧૫પછી ઈસુએ
તેઓને કહ્યું, "સાવધાન રહો અને બધા જ પ્રકારના
સ્વાર્થીપણા સામે જાગ્રત રહો. વ્યક્તિ તેની માલિકીની
ઘણી વસ્તુઓમાંથી જીવન પ્રાપ્ત કરી શકતો નથી."
૧૬પછી ઈસુએ આ વાર્તાનો ઉપયોગ કર્યો. "એક
ધનવાન માણસ હતો જેની પાસે કેટલીક જમીન હતી.
તેની જમીનમાં ઘણી સારી ઉપજ થઈ. ૧૭તે ધનવાન
માણસે તેની જાતે મનમાં વિચાર કર્યો, 'મારે શું કરવું?
મારી પાસે ઉપજ ભરી મૂકવાની જગ્યા નથી.' ૧૮પછી
પૈસાદાર માણસે કહ્યું; 'હું જાણું છું કે હું શું કરીશ.' હું
મારી વખારોને પાડી નાંખીને વધારે મોટી વખારો
બાંધીશ! હું ત્યાં મારા બધા જ ઘઉં અને સારી વસ્તુઓ
એક સાથે નવી વખારમાં મૂકીશ. ૧૯પછી હું મારી જાતને
કહીશ, 'મારી પાસે ઘણી સારી વસ્તુઓનો સંગ્રહ છે, મેં
ઘણાં વરસ માટે પૂરતું બચાવ્યું છે આરામ લે, ખા, પી
અને જીવનમાં આનંદ કર!' ૨૦પરંતુ દેવે તે માણસને
કહ્યું; "અરે! મૂર્ખ માણસ આજે રાત્રે તારું મૃત્યુ થશે.
તેથી તેં તારી જાત માટે તૈયાર કરેલી વસ્તુઓનું શું? હવે
તે વસ્તુઓ કોની થશે?"
૨૧"જે વ્યક્તિ તેની જાત માટે જ ફક્ત વસ્તુઓ બચાવે
છે તેનું આમ જ થશે. દેવ સમક્ષ તે વ્યક્તિ ધનવાન
નથી."

## દેવના રાજ્યને પ્રથમ સ્થાન આપવું

૨૨ઈસુએ તેના શિષ્યોને કહ્યું; "તેથી હું તમને કહું છું
કે, તમારે જીવવા માટે જે ખોરાક જોઈશે તેની ચિંતા
કરશો નહિ, તમારા શરીર માટે જરૂરી કપડાંની તમે
ચિંતા કરશો નહિ. ૨૩જીવન ખોરાક કરતાં વધારે મહત્વનું
છે અને શરીર કપડાં કરતા વધારે મહત્વનું છે. ૨૪પક્ષીઓ
તરફ જુઓ, તેઓ વાવતાં નથી કે લણતાં નથી. પક્ષીઓ
વખારમાં કે ઘરમાં અનાજ બચાવતા નથી. પરંતુ દેવ
તેમની સંભાળ રાખે છે. અને તમે તો પક્ષીઓ કરતાં
ઘણા વધારે મૂલ્યવાન છો. ૨૫તમારામાંથી કોઈ પણ
તેના અંગે ચિંતાઓ કરીને તમારા જીવનમાં થોડા
સમયનો પણ વધારો કરી શકતો નથી. ૨૬જો તમે નાની
બાબત પણ કરી શકતા નથી તો પછી બીજી બાબતોની
ચિંતા શા માટે કરો છો? ૨૭જંગલી ફૂલોને જુઓ, તેઓ
કેવી રીતે ઊગે છે. તેઓ તેમની જાત માટે નથી કપડાં
બનાવતા કે નથી કંઈ કામ કરતાં. પણ હું તમને કહું છું
કે મહાન ધનવાન રાજા સુલેમાન પણ સુંદર રીતે
શણગારાએલાં ફૂલોમાંના એક જેવો પણ પહેરેલો ન
હતો. ૨૮એ પ્રમાણે દેવ ખેતરના ઘાસને સુંદર વસ્રો
પહેરાવે છે તેમ ઘાસ આજે જીવે છે. પણ આવતીકાલે
તેને બાળી નાખવા આગમાં નંખાય છે. તેથી તું જાણ કે
દેવ તને વધારે સારું પહેરાવશે. તેથી આવો અલ્પવિશ્વાસ
ન રાખો. ૨૯તેથી હંમેશા તમે શું ખાશો અને શું પીશો
તેના વિષે વિચાર ન કરો. તેના વિષે ચિંતા ન કરો.
૩૦જગતના બધા લોકો તે વસ્તુઓ મેળવવા પ્રયત્ન કરે
છે. તમારો પિતા જાણે છે કે તમારે તે વસ્તુઓની જરૂર
છે. ૩૧જે વસ્તુઓ તમને જોઈએ છે તે દેવનું રાજ્ય છે.
પછી આ બધી જરૂરી વસ્તુઓ તમને આપવામાં આવશે.

## પૈસામાં વિશ્વાસ ન રાખો

૩૨"ઓ નાની ટોળી, તમે ડરશો નહિ, તમારા પિતા
તમને રાજ્ય આપવા ઈચ્છે છે. ૩૩તમારી પાસે જે વસ્તુઓ
છે તે વેચી દો અને જેઓને જરૂર છે તેઓને તે પૈસા
આપી દો. આ જગતની સંપત્તિ સદા રહેતી નથી. તેથી
જે સંપત્તિ સતત રહે તે મેળવો. તમારી જાત માટે
આકાશમાં ખજાનો પ્રાપ્ત કરો. તે ખજાનો સદા રહેશે.
આકાશમાંના ખજાનાને ચોરો ચોરી શકતા નથી, અને
કીડા તેનો નાશ કરી શકતા નથી. ૩૪જ્યાં તમારો ખજાનો
હશે ત્યાં જ તમારું ચિત્ત રહેશે.

## હમેશા તૈયાર રહો

૩૫"તૈયાર થાઓ, પૂર્ણ પોષાક પહેરો, તમારા દીવા
સળગતા રાખો. ૩૬લગ્ન સમારંભમાંથી ઘેર પાછા આવતા
ધણીની રાહ જોતાં સેવકો જેવા થાઓ. ધણી આવે છે
અને ટકોરા મારે છે. દાસો ધણી માંટે બારણું ઉઘાડે છે.
૩૭એ દાસોને ધન્ય છે કારણ કે જ્યારે તેઓનો ધણી ઘરે
આવે છે અને તે જુએ છે કે તેના દાસો તૈયાર છે અને
તેની વાટ જુએ છે. હું તમને સત્ય કહું છું, ધણી તેની
જાતે કામ માટે કપડાં પહેરશે અને દાસોને મેજ પાસે
બેસવા કહેશે. પછી ધણી તેમની સેવા કરશે. ૩૮પેલા
દાસોને મધરાત પછી મોડેથી તેઓના ધણીની આવવાની
રાહ જોવી પડે. તેઓનો ધણી જ્યારે આવે છે, ત્યારે
તેઓને રાહ જોતા જોઈને તે આનંદ પામે છે. ૩૯આ
યાદ રાખો, ઘરનો ધણી જો જાણતો હોત કે ક્યા સમયે
ચોર આવશે તો પછી ધણી ચોરને તેના ઘરમાં ઘૂસવા

દેત નહિ. ૪૦તેથી તમે પણ તૈયાર રહો! માણસનો દીકરો
તમે ધાર્યુ નહિ હોય તેવા સમયે આવશે."

### વિશ્વાસપાત્ર સેવક કોણ?

૪૧પિતરે કહ્યું; "પ્રભુ, તેં આ વાર્તા અમારા માટે કહી
કે બધા લોકો માટે?"
૪૨પ્રભુએ કહ્યું; "શાણો અને વિશ્વાસપાત્ર સેવક કોણ
છે? ધણી એક દાસ પર વિશ્વાસ રાખે છે જે બીજા
દાસોને સમયસર તેમનું ખાવાનું આપશે. એ દાસ કોણ
છે જેના પર ધણી તે કામ કરવાનો વિશ્વાસ રાખે છે?
૪૩જ્યારે ધણી આવે છે અને પોતે દાસને સોંપેલું કામ
કરતાં જુએ છે, ત્યારે તે દાસ ઘણો સુખી થશે. ૪૪હું
તમને સત્ય કહું છું, "ધણી તે દાસને પોતાની સર્વ
માલમિલકતની સંભાળ રાખવા પસંદ કરે છે. ૪૫પણ
જો દાસ દુષ્ટ હોય અને વિચારે કે તેનો ધણી જલદીથી
પાછો આવશે નહિ, તો પછી શું બને? પેલો દાસ બીજા
દાસો અને દાસીઓને મારવાનું શરૂ કરશે. તે ખાશે,
પીશે અને છાકટો બનશે. ૪૬પછી પેલા દાસનો ધણી
આવશે ત્યારે પેલો દાસ તૈયાર હશે નહિ. દાસે ધારણા
નહિ કરી હોય કે ધણી આવશે તેવા સમયે તે આવશે
પછી ધણી પેલા દાસને શિક્ષા કરશે. ધણી તેને બીજા
લોકો જે તેની આજ્ઞા પાળતા નથી તેમની સાથે દૂર કાઢી
મૂકશે.
૪૭"પેલા દાસે જાણ્યું, તેનો ધણી તેની પાસે શું કરાવવા
માંગતો હતો પણ તે દાસે તેની જાતને તૈયાર કરી નહિ
અથવા તેના ધણીની ઈચ્છા પ્રમાણે જે કરવાનું હતું તે
માટે પ્રયત્ન પણ કર્યો નહિ, તેથી તે દાસને ઘણી બધી
શિક્ષા થશે! ૪૮પણ તે દાસોનું શું કે જેઓ તેમના ધણી
શું ઈચ્છે છે તે જાણતા નથી? તે દાસ શિક્ષા થાય તેવાં
જ કામ કરે છે. પણ જે દાસો તેમને શું કરવાનું છે તે
જાણે છે તેના કરતા તેને ઓછી શિક્ષા થશે. જે વ્યક્તિને
વધારે આપવામાં આવ્યું હશે તે વધારે હોવા માટે પણ
જવાબદાર થશે. જે વ્યક્તિ પાસેથી વધારે અપેક્ષા
રાખવામાં આવશે ત્યારે તેની પાસેથી વધારે માંગણી
કરવામાં આવશે."

### ઈસુ વિષે લોકોનો અસ્વીકાર

૪૯ઈસુએ બોલવાનું ચાલુ રાખ્યું; "હું પૃથ્વી પર આગ
વરસાવવા આવ્યો છું. જો આગ પ્રસરી જ ગઈ હોય તો
હું બીજુ શું ઈચ્છું! ૫૦મારે જુદા જ પ્રકારના બાપ્તિસ્મા
સાથે બાપ્તિસ્મા પામવું જોઈએ અને તે પૂરું થતાં સુધી
હું ઘણી ચિંતામાં છું. ૫૧શું તમે એમ માનો છો કે હું
દુનિયાને શાંતિ આપવા આવ્યો છું? ના હું તો દુનિયાના
ભાગલા પાડવા આવ્યો છું! ૫૨કેમ કે હવે એ પરિવારના
પાંચ માણસોમાં ભાગલા પડશે. એટલે કે ત્રણ બેની
સામે, અને બે ત્રણની સામે.

૫૩પિતા અને પુત્રમાં ભાગલા પડશે: દીકરો તેના
પિતાની વિરુદ્ધ થશે. પિતા તેના પુત્રની વિરુદ્ધ
થશે. મા અને પુત્રીમાં ભાગલા પડશે: પુત્રી તેની
માની વિરોધી થશે. મા તેની પુત્રીની વિરોધી
થશે. સાસુ અને વહુમાં ભાગલા પડશે: વહુ
તેની સાસુની વિરોધી થશે. સાસુ તેની વહુની
વિરોધી થશે."

### સમયને પારખો

૫૪પછી ઈસુએ લોકોને કહ્યું; "જ્યારે તમે પશ્ચિમમાં
મોટાં વાદળ ઘેરાતાં જુઓ છો ત્યારે તમે કહો છો કે;
વર્ષાનું ઝાપટું આવશે; અને વરસાદ પડશે. અને ખરેખર
વરસાદ પડે છે. ૫૫જ્યારે તમને લાગે છે કે દક્ષિણમાંથી
પવન ફૂંકાય છે ત્યારે તમે કહો છો કે; "તે દિવસે ખૂબ
ગરમી પડશે, અને તમે સાચા છો." ૫૬ઓ ઢોંગીઓ!
તમે હવામાન સમજી શકો છો તો હમણાં જે બની રહ્યું
છે તે તમે શા માટે સમજતા નથી?

### તમારી સમસ્યા ઉકેલો

૫૭"શું સાચું છે તેનો તમે તમારી જાતે કેમ નિર્ણય
કરતા નથી? ૫૮જયારે તારા વિરોધી સાથે ફરિયાદ
નોંધાવવા માટે ન્યાયાલયમાં જતો હોય તો રસ્તામાં જ
તેની સાથે સમાધાન કરવાનો પ્રયત્ન કર. જો તું તેનો
ઉકેલ નહિ લાવે તો તે તને ન્યાયાધીશ આગળ ઘસડી
જશે. રખે ન્યાયાધીશ તને અધિકારીને સોંપે. અને તે
તને બંદીખાનામાં નાખે. ૫૯હું તને કહું છું તું પ્રત્યેક
દમડી જે તારે ચુકવવાની છે તે નહિ આપે ત્યાં સુધી તું
ત્યાંથી બહાર નીકળશે નહિ."

### પસ્તાવો કરો

૧૩ તે સમયે ત્યાં ઈસુ સાથે કેટલાએક લોકો હતા.
તે લોકોએ ગાલીલમાં કેટલાએક લોકો સાથે
જે કંઈ બન્યું તે વિષે ઈસુને કહ્યું. જ્યારે તેઓ સ્તુતિ
કરતા હતા ત્યારે પિલાતે એ લોકોને મારી નાખ્યા. પિલાતે
દેવને જે યજ્ઞો થતાં પશુઓનાં લોહીમાં તેઓનું લોહી
ભેળવી દીધું. ૨ઈસુએ ઉત્તર આપ્યો, "તેઓ પર
વિપત્તિઓ આવી પડી કારણ કે તેઓ ગાલીલના બીજા

બધા લોકો કરતાં વધારે પાપી હતા તેથી તે લોકોએ
સહન કર્યુ એમ તમે ધારો છો શું? ૩ના, તેઓ નહોતા!
પણ જો તમે બધા પસ્તાવો નહિ કરો તો તમે પણ પેલા
લોકોની જેમ નાશ પામશો! ૪પણ પેલા ૧૮ લોકોનું શું?
જ્યારે શિલોઆહનો બૂરજ તેમના પર તૂટી પડવાથી
જેઓ માર્યા ગયા? શું તમે એમ માનો છો કે એ લોકો
યરૂશાલેમમાં રહેતા બીજા બધા લોકો કરતાં વધારે પાપી
હતા? ૫તેઓ નહોતા! પણ હું તમને કહું છું, જો તમે
પસ્તાવો નહિ કરો તો તેમની જેમ તમે બધા પણ નાશ
પામશો."

### નિરુપયોગી વૃક્ષ

૬ઈસુએ આ વાર્તા કહી; "એક માણસ પાસે એક
અંજીરીનું ઝાડ હતું. તેણે તે ઝાડ તેની વાડીમાં રોપ્યું.
તે માણસ પેલા અંજીરના વૃક્ષ પર કેટલાંક ફળની શોધમાં
ત્યાં આવ્યો. પણ એકે જડ્યું નહિ. ૭તે માણસનો એક
માળી હતો. જે તેની વાડીની સંભાળ રાખતો હતો.
તેથી તે માણસે તેના માળીને કહ્યું; 'હું આ અંજીરના
વૃક્ષ પર ફળ માટે છેલ્લા ત્રણ વરસથી રાહ જોઉં છું
પણ કદીયે મને એકે મળ્યું નથી. તેને કાપી નાખો! તે
શા માટે નકામી જમીન રોકે છે? ૮પણ માળીએ ઉત્તર
આપ્યો, સાહેબ વૃક્ષને ફળ આવવા માટે એક વરસ
વધારે રહેવા દો. મને તેની આજુબાજુ ખોદવા દો અને
છોડને ખાતર નાખવા દો. ૯બીજે વરસે વૃક્ષ કદાચ ફળ
આપે, અને જો તેમ છતાં વૃક્ષ ફળ નહિ આપે તો તું તેને
કાપી નાંખજે.'"

### ઈસુનું વિશ્રામવારે એક સ્રીને સાજા કરવું

૧૦ઈસુ એક સભાસ્થાનમાં વિશ્રામવારે ઉપદેશ
આપતો હતો. ૧૧સભાસ્થાનમાં એક સ્રી હતી, જેનામાં
મંદવાડનો આત્મા હતો. આ મંદવાડના આત્માએ તેને
૧૮ વરસથી કુબડી બનાવી હતી. તેની પીઠ હંમેશા
વાંકી રહેતી. તે સીધી ઊભી થઈ શકતી નહિ. ૧૨જ્યારે
ઈસુએ તેને જોઈ, તેને બોલાવી; બાઈ, તારો મંદવાડ
તારી પાસેથી દૂર જતો રહ્યો છે! ૧૩ઈસુએ તેના પર હાથ
મૂક્યા પછી તે સીધી ઊભી થઈ શકી. તેણે દેવની સ્તુતિ
કરી.

૧૪સભાસ્થાનના આગેવાનો ગુસ્સે થયા કારણ કે
વિશ્રામવારે ઈસુએ તેને સાજી કરી. આગેવાને લોકોને
કહ્યું; "કામ કરવાના દિવસ ૬ છે. તેથી તે દિવસોમાં
કોઈ પણ દિવસે આવીને સાજા થાઓ. વિશ્રામવારના
દિવસે સાજા થવા આવવું નહિ."

૧૫પ્રભુએ (ઈસુ) ઉત્તર આપ્યો, "તમે લોકો ઢોંગી
છો! તમારામાંનો દરેક તેના બળદ તથા ગધેડાને તેના
તબેલામાંથી છોડે છે અને દરરોજ પાણી પીવડાવવા
માટે લઈ જાય છે–વિશ્રામવારે પણ! ૧૬આ સ્રી જેને મેં
સાજી કરી છે તે આપણી યહૂદી બહેન છે. પરંતુ શેતાને
તેને ૧૮ વરસથી બાંધી રાખી હતી. ખરેખર, વિશ્રામવારે
તેને મંદવાડમાંથી મુક્ત કરવી તે ખોટું નથી!" ૧૭જ્યારે
ઈસુએ આમ કહ્યું ત્યારે જે બધા માણસો તેની ટીકા
કરતાં હતા તેઓ શરમાયા અને ઈસુ જે અદભૂત કામો
કરતો હતો તેથી બધાં જ ખુશ થયા.

### દેવનું રાજ્ય શાના જેવું?

૧૮પછી ઈસુએ કહ્યું કે, "દેવનું રાજ્ય શાના જેવું છે?
હું તેને શાની સાથે સરખાવું? ૧૯દેવનું રાજ્ય રાઈના બી
જેવું છે. જેને એક માણસે આ બી લઈને પોતાની વાડીમાં
વાવ્યું. તે બી ઊગ્યું અને મોટું ઝાડ થયું. પક્ષીઓએ
તેની ડાળીઓ પર માળાઓ બાંધ્યા."

૨૦ઈસુએ ફરી કહ્યું; "હું દેવના રાજ્યને શાની સાથે
સરખાવું? ૨૧તે ખમીર જેવું છે જેને સ્રી રોટલી બનાવવા
માટે લોટના મોટા વાસણમાં ભેળવે છે. ખમીર બધા
લોટને ફુલાવે છે."

### સાંકડો દરવાજો

૨૨ઈસુ દરેક શહેર અને ગામડામાં બોધ કરતો હતો.
તેણે યરૂશાલેમ તરફથી યાત્રા ચાલુ રાખી. ૨૩કોઈકે ઈસુને
પૂછયું; "પ્રભુ! કેટલા લોકોનું તારણ થશે? ફક્ત થોડાક?"
ઈસુએ કહ્યું, ૨૪"સાંકડો દરવાજો જે આકાશના માર્ગને
ઉઘાડે છે તેમાં પ્રવેશવા સખત પ્રયત્ન કરો. ઘણા માણસો
તેમાં પ્રવેશવાનો પ્રયત્ન કરશે, પણ તેઓ પ્રવેશ પામી
શકશે નહિ. ૨૫જો માણસો તેના મકાનના બારણાને
તાળું મારે તો પછી તમે બહાર ઊભા રહી શકો અને
બારણાંને ટકોરા મારો, છતાં તે ઉઘાડશે નહિ. તમે કહેશો
કે, 'પ્રભુ, અમારે માટે બારણું ઉઘાડો!' પણ તે માણસ
ઉત્તર આપશે, 'હું તમને ઓળખતો નથી! તમે ક્યાંથી
આવ્યા છો?' ૨૬પછી તમે કહેશો, 'અમે તારી સાથે ખાધું
અને પીધું. તમે અમને અમારા શહેરની શેરીઓમાં
ઉપદેશ આપ્યો.' ૨૭પછી તે તમને કહેશે, 'હું તમને
ઓળખતો નથી! તમે ક્યાંથી આવ્યા છો? મારી પાસેથી
ચાલ્યા જાઓ! તમે બધા જ લોકો ખોટું કરો છો!' ૨૮તમે
લોકો ઈબ્રાહિમ, ઈસહાક, યાકૂબ અને બધા પ્રબોધકોને
દેવના રાજ્યમાં જોશો અને પોતાને બહાર કાઢી મૂકેલા
જોશો, ત્યારે તમે ભયથી રડશો અને દાંત પીસશો. ૨૯પૂર્વ,

પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણમાંથી લોકો આવશે. તેઓ
દેવના રાજ્યમાં મેજ પાસે બેસશે. ૩૦જે લોકો હમણા
જીવનમાં નીચામાં નીચી જગ્યાએ છે તે લોકો દેવના
રાજ્યમાં ઊંચામાં ઊંચી જગ્યાએ હશે. અને જે લોકો
હમણા ઊંચામાં ઊંચી જગ્યાએ છે તેઓ હવે દેવના
રાજ્યમાં નીચામાં નીચી જગ્યાએ હશે."

### યરૂશાલેમમાં ઈસુના મૃત્યુની આગાહી

૩૧તે સમયે કેટલાએક ફરોશીઓ ઈસુ પાસે આવ્યા
અને કહ્યું, "અહીંથી દૂર ચાલ્યો જા, અને છુપાઈ જા.
હેરોદ તને મારી નાખવા ચાહે છે!"

૩૨ઈસુએ તેઓને કહ્યું, "જાઓ, જઈને તે શિયાળવા *
ને (હેરોદ) કહો આજે અને આવતીકાલે હું લોકોમાંથી
અશુદ્ધ આત્મા બહાર કાઢું છું અને સાજા કરવાનું મારું
કામ પૂરું કરી રહ્યો છું. પછી બીજે દિવસે કામ પૂરું થઈ
જશે. ૩૩તે પછી મારે જવું જોઈએ, કારણ કે બધા
પ્રબોધકોએ યરૂશાલેમમાં મરવું પડે.

૩૪"ઓ યરૂશાલેમ! યરૂશાલેમ! તું પ્રબોધકોને મારી
નાખે છે. દેવે તારી પાસે મોકલેલા લોકોને તેં પથ્થરે
માર્યા. ઘણી વાર મેં તારાં લોકોને મદદ કરવાની ઈચ્છા
કરી. જેમ મરઘી પોતાનાં બચ્ચાઓને પાંખો તળે ભેગાં
કરે છે તેમ કેટલી વાર તારાં લોકોને ભેગા કરવાની મેં
ઈચ્છા કરી, પણ તમે મને કરવા દીધું નહિ. ૩૫હવે
તમારું ઘર સંપૂર્ણ ઉજજડ મૂકવામાં આવશે. હું તમને
કહું છું કે, પ્રભુનાં નામે જે આવે છે તેને ધન્ય છે, એમ
તમે નહિ કહો ત્યાં સુધી તમે મને ફરી જોઈ શકશો
નહિ."

### વિશ્રામવારે સાજાં કરવું યોગ્ય છે?

૧૪ ઈસુ ફરોશીઓના અધિકારીઓમાંના એકને
ઘરે વિશ્રામવારે તેમની સાથે ખાવા માટે ગયો.
ત્યાં લોકો ઈસુને ખૂબ નજીકથી તાકી રહ્યાં હતા.
૨જલંદરનો રોગવાળા માણસને ઈસુની આગળ ઊભો
રાખ્યો હતો. ૩ઈસુએ શાસ્ત્રીઓને અને ફરોશીઓને કહ્યું;
"વિશ્રામવારે સાજાં કરવું સારું છે કે ખરાબ?" ૪પણ
તેઓએ ઉત્તર આપ્યો નહિ . તેથી ઈસુએ તે માણસને
લક્ષમાં લીધો અને તેને સાજો કર્યો. પછી ઈસુએ તે
માણસને મોકલી દીધો. ૫ઈસુએ ફરોશીઓ અને
શાસ્ત્રીઓને કહ્યું, "જો તમારો દીકરો અથવા કામ કરનાર
પ્રાણી વિશ્રામવારે કૂવામાં પડે તો તમે તરત જ તેને
બહાર કાઢશો." ૬ઈસુએ જે કહ્યું તેની સામે ફરોશીઓ
અને શાસ્ત્રીઓ કંઈ જ કહી શક્યા નહિ.

### તમારી જાતને મહત્વ ન આપો

૭પછી ઈસુનું ધ્યાન કેટલાએક મહેમાનો ઉત્તમ
જગ્યાએ બેસવાની પસંદગી કરતા હતા તે તરફ ગયું,
તેથી ઈસુએ તેઓને આ વાર્તા કહી; ૮"જ્યારે કોઈ માણસ
તમને લગ્નમાં નિમંત્રણ આપે તો સૌથી મહત્વની બેઠક
પર ના બેસો. તે માણસે કદાચ તમારા કરતાં વધારે
મહત્વના માણસને નિમંત્રણ આપ્યું હોય. ૯અને જો
તમે સૌથી મહત્વની બેઠક પર બેઠા હોય અને પછી જે
માણસે તમને નિમંત્રણ આપ્યું હોય તે તમારી પાસે
આવે અને કહે, 'આ માણસને તારી બેઠક આપ.' પછી
તમે છેલ્લી જગ્યાએ જવાની શરૂઆત કરશો. અને તમે
ખૂબ શરમિંદા બનશો. ૧૦તેથી માણસ જ્યારે તમને
નિમંત્રણ આપે તો જે ઓછી મહત્વની હોય એ બેઠક
પર બેસવા માટે જાઓ. પછી જે માણસે તમને નિમંત્રણ
આપ્યું છે તે તમારી પાસે આવશે અને કહેશે; " મિત્ર,
આ તરફ વધારે મહત્વની બેઠક પર આવ. પછી બીજા
બધા મહેમાનો પણ તમને માન આપશે. ૧૧પ્રત્યેક માણસ
જે પોતાને અગત્યનો બનાવે છે. તેને નીચો કરવામાં
આવશે. પણ જે માણસ પોતાને નીચો બનાવે છે તે
મહત્વનો બને છે."

### તમને બદલો મળશે

૧૨પછી ઈસુએ જે ફરોશીઓને નિમંત્રણ આપ્યું હતું
તેને કહ્યું; "જ્યારે તું દિવસનું કે રાતનું ખાણું માટે નિમંત્રણ
આપે ત્યારે તારા મિત્રો, ભાઈઓ, સબંધીઓ તથા
પૈસાદાર પડોશીઓને જ ના આપ. કેમ કે બીજી કોઈ
વાર તેઓ તને જમવા માટે નિમંત્રણ આપશે. ત્યારે
તને તારો બદલો વાળી આપશે. ૧૩તેને બદલે જ્યારે તું
મિજબાની આપે ત્યારે કૂબડા લોકોને, અપંગોને અને
આંધળાઓને નિમંત્રણ આપ. ૧૪તેથી તું ધન્ય થશે,
કારણ કે આ લોકો તને કશું પાછું આપી શકે તેમ નથી.
તેઓની પાસે કંઈ નથી. પણ જ્યારે સારા લોકો મૃત્યુમાંથી
ઊભા થશે ત્યારે તને બદલો આપવામાં આવશે."

### મોટા ભોજન સમારંભ વિષે વાર્તા

૧૫ઈસુ સાથે મેજ પર જમવા બેઠેલાઓમાંથી કોઈ
એક માણસે આ વાત સાંભળી. તે માણસે ઈસુને કહ્યું;
"દેવના રાજ્યમાં જે ભોજન કરશે તેને ધન્ય છે!"

---

**શિયાળવા** ઈસુના મતે હેરોદ શિયાળ જેવો પ્રપંચી અને ચતુર
હતો.

૧૬ઈસુએ તેને કહ્યું, "એક માણસે રાતનું મોટું ખાણું કર્યું. તે માણસે ઘણા લોકોને નિમંત્રણ આપ્યાં. ૧૭જ્યારે જમવાનો સમય થયો ત્યારે તે માણસે તેના દાસને મહેમાનોને કહેવા મોકલ્યાં 'કૃપા કરીને ચાલો! હવે બધું જ તૈયાર છે!' ૧૮પરંતુ બધા જ મહેમાનોએ કહ્યું તેઓ આવી શકે નહિ. દરેક માણસે બહાનું કાઢયું. પહેલા માણસે કહ્યું; 'મેં હમણાં જ ખેતર ખરીદ્યું છે, તેથી મારે ત્યાં જઈને જોવું જોઈએ. કૃપા કરી મને માફ કર.' ૧૯બીજા એક માણસે કહ્યું; 'મેં હમણાં જ પાંચ જોડ બળદ ખરીદ્યા છે, તેઓને પારખવા હું હમણાં જાઉં છું. મને માફ કર.' ૨૦ત્રીજા એક માણસે કહ્યું; 'હમણા જ મારા લગ્ન થયા છે, હું આવી શકું તેમ નથી.' ૨૧તેથી દાસ પાછો ફર્યો. તેણે તેના ઘરધણીને જે કંઈ બન્યું તે કહ્યું. પછી ઘરધણી ગુસ્સે થયો અને બોલ્યો, 'જલ્દી જા! શહેરની શેરીઓ અને ગલીઓમાં જા, અપંગ, આંધળા અને લંગડા માણસોને અહીં તેડી લાવ.' ૨૨તે પછી દાસે તેને કહ્યું કે; 'સાહેબ તેં મને જેમ કરવાનું કહ્યું તેમ મેં કર્યુ છતાં પણ હજુ ઘણા લોકો માટે જગ્યાઓ છે.' ૨૩ધણીએ દાસને કહ્યું કે; 'રાજમાર્ગો અને ગામડાના રસ્તાઓ પર જા, ત્યાં જઈને લોકોને આગ્રહ કરીને આવવાનું કહે, હું ઈચ્છું છું કે મારું ઘર ભરાઈ જાય. ૨૪હું તને કહું છું કે મેં જે લોકોને પ્રથમ નિમંત્ર્યા હતા તેમાંથી કોઈ પણ ક્યારેય મારી સાથે જમશે નહિ!'"

### તારે પ્રથમ આયોજન કરવું જોઈએ

૨૫ઈસુ સાથે ઘણા લોકો જતા હતા. ઈસુએ લોકોને કહ્યું, ૨૬"જો કોઈ માણસ મારી પાસે આવે છે, પણ તેના પિતાને, માતાને, પત્નીને, બાળકોને, ભાઈઓને અથવા બહેનોને મારા કરતા વધારે પ્રેમ કરે છે, તો તે માણસ મારો શિષ્ય થઈ શકતો નથી. માણસ તેની જાતને જેટલો પ્રેમ કરે છે તેનાથી વધારે મને પ્રેમ કરતો હોવા જોઈએ! ૨૭જ્યારે તે મારી પાછળ આવે છે ત્યારે તેને આપવામાં આવેલ વધસ્તંભ ઊંચકશે નહિ તો તે મારો શિષ્ય થઈ શકશે નહિ. ૨૮જો તમે બુરજ બાંધવા ઈચ્છા રાખો તો, પહેલા બેસીને તેની કિંમત કેટલી થશે તે નક્કી કરવી જોઈએ. મારી પાસે તે કામ પૂરું કરવા પૂરતા પૈસા છે કે કેમ તે જોવું જોઈએ. ૨૯જો તમે તેમ નહિ કરો તો, તમે કામ તો શરૂ કરી શકશો, પણ તમે તે પૂરું કરી શકશો નહિ. અને જો તમે તે પૂરું નહિ કરી શકો, તો બધા લોકો જે જોતા હતા તેઓ તમારી મશ્કરી કરશે. ૩૦તેઓ કહેશે; 'આ માણસે બાંધવાનું તો શરૂ કર્યુ, પણ પૂરું કરી શકયો નહિ!'

૩૧"જો કોઈ રાજા બીજા રાજાની સામે લડાઈ કરવા જવાનો હશે તો પહેલા બેસીને આયોજન કરશે. જો રાજા પાસે ફક્ત ૧૦,૦૦૦ માણસો હશે તો તે એમ જોવાની યોજના કરશે કે તે બીજા રાજા પાસે ૨૦,૦૦૦ માણસો છે તેને હરાવી શકે તેમ છે કે કેમ? ૩૨જો તે બીજા રાજાને હરાવી શકે નહિ, અને હજી તે રાજા ખૂબ દૂર હશે તો પછી તે કેટલાક માણસોને બીજા રાજાને કહેવા મોકલશે અને સમાધાન શાંતિ માટે પૂછશે. ૩૩તે જ રીતે તમારે બધાએ પહેલા યોજના કરવી જોઈએ, તમારે સર્વ વસ્તુઓનો ત્યાગ કરવો જોઈએ અને પછી મારી પાછળ આવો. જો તમે તેમ ના કરી શકો તો તમે મારા શિષ્ય થઈ શકતા નથી.

### તમારો પ્રભાવ ના છોડો

૩૪"મીઠું એ સારું છે પણ જો મીઠું તેનો ખારો સ્વાદ ગુમાવે તો પછી તેની કશી કિંમત રહેતી નથી. તમે તેને ફરી ખારું બનાવી શકતા નથી. ૩૫તમે તેનો જમીનને માટે અથવા ખાતરને માટે પણ ઉપયોગ કરી શકતા નથી. લોકો તેને બહાર ફેંકી દે છે.

"જે લોકો મને સાંભળે છે તેમણે ધ્યાનથી સાંભળવું જોઈએ!"

### આકાશમાં આનંદ

૧૫ ઘણા કર ઉઘરાવનારાઓ અને પાપી લોકો ઈસુને ધ્યાનથી સાંભળવા આવ્યા. ૨પછી ફરોશીઓ તથા શાસ્ત્રીઓએ ફરિયાદ કરવાની શરૂઆત કરી. "જુઓ! આ માણસ (ઈસુ) પાપીઓને આવકારે છે અને તેઓની સાથે ખાય છે!"

૩પછી ઈસુએ તેઓને આ વાર્તા કહી: ૪"ધારોકે તમારામાંના કોઈ એક પાસે ૧૦૦ ઘેટાં છે, પણ તેઓમાંનું એક ખોવાઈ જાય છે. પછી તે બીજા ૯૯ ઘેટાં એકલાં મૂકીને ખોવાયેલા ઘેટાંને શોધવા નીકળશે. તે માણસ જ્યાં સુધી તે ખોવાયેલું ઘેટું પાછું નહિ મળે ત્યાં સુધી તેની શોધ ચાલુ રાખશે. ૫અને જ્યારે તે ઘેટાંને શોધી કાઢે છે ત્યારે તે ખૂબ ખુશ થાય છે. તે માણસ તે ઘેટાંને તેના ખભે બેસાડી તેને ઘેર લઈ જાય છે. ૬તે તેના મિત્રો અને પાડોશીઓ પાસે જાય છે અને તેઓને કહે છે; 'મારી સાથે આનંદ કરો, કારણ કે મને મારું ખોવાયેલું ઘેટું જડયું છે.' ૭એ જ પ્રમાણે, હું તમને કહું છું, જ્યારે એક પાપી પસ્તાવો કરે છે ત્યારે આકાશમાં વધારે આનંદ થાય છે. જે ૯૯ સારા લોકો જેમને પસ્તાવો કરવાની

જરૂર નથી તેઓનાં કરતાં જો એક પાપી પસ્તાવો કરે છે
તો તેથી વધારે આનંદ થાય છે.
૮"ધારોકે એક સ્ત્રી પાસે દસ ચાંદીના સિક્કા છે, પણ
તે તેઓમાંનો એક ખોવાઈ જાય છે. તે સ્ત્રી દીવો લઈને
ઘર સાફ કરશે. જયાં સુધી તે સિક્કો નહિ મળે ત્યાં
સુધી તે કાળજીપૂર્વક તેની શોધ કરશે. ૯અને જયારે
તેને ખોવાયેલો સિક્કો જડે છે, ત્યારે તે તેના મિત્રો અને
પાડોશીઓને બોલાવશે અને તેઓને કહેશે, 'મારી સાથે
આનંદ કરો કારણ કે મને મારો ખોવાએલો સિક્કો જડી
ગયો છે. ૧૦તે જ પ્રમાણે, જ્યારે એક પાપી પસ્તાવો કરે
છે ત્યારે દેવના દૂતો આનંદ કરે છે."

### ગૃહત્યાગ કરનારો દીકરો

૧૧પછી ઈસુએ કહ્યું કે, "એક માણસને બે દીકરા
હતા. ૧૨નાના દીકરાએ તેના પિતાને કહ્યું કે, 'પિતા, મને
મિલકતનો મારો ભાગ આપ!' તેથી પિતાએ તેના બંને
દીકરાઓને મિલકત વહેંચી આપી. ૧૩પછી તે નાનો
દીકરો તેની પાસે જે બધું હતું તે ભેગું કરીને ચાલ્યો
ગયો. તે દૂર દૂર બીજા એક દેશમાં ચાલ્યો ગયો. ત્યાં તે
દીકરાએ તેના પૈસા મૂર્ખની જેમ વેડફી નાખ્યા. ૧૪તેણે
તેની પાસે જે બધું હતું તે ખર્ચી નાખ્યું. તે પછી તરત
જ, જમીન વેરાન થઈ ગઈ અને વરસાદ પડ્યો નહિ.
તે દેશમાં કોઈ પણ જગ્યાએ પૂરતું ખાવાનું ન હતું. તે
દીકરો ભૂખ્યો હતો અને તેને પૈસાની જરૂર હતી. ૧૫તેથી
તે કામ શોધવા ગયો અને તે દેશમાં તે લોકોમાંના એક
માણસને ત્યાં તેને કામ મળ્યું. તે માણસે તે દીકરાને
ખેતરમાં ભૂંડો ચરાવવા મોકલ્યો. ૧૬તે છોકરો એટલો
બધો ભૂખ્યો હતો કે જે ખોરાક ભૂંડો ખાતા હતા તે
ખાવાની તેને ઈચ્છા થઈ. પરંતુ કોઈ પણ માણસે તેને
કંઈ પણ આપ્યું નહિ. ૧૭તે છોકરાએ અનુભવ્યું કે તે
ઘણો મૂર્ખ હતો. તેણે વિચાર્યુ, 'મારા પિતાને ઘરે બધા
નોકરો પાસે પુષ્કળ ખાવાનું છે, પણ હું અહીં ભૂખે મરું
છું કારણ કે મારી પાસે કશુંય ખાવાનું નથી. ૧૮હું અહીંથી
ઊઠીને મારા પિતા પાસે જઈશ. હું તેને કહીશ: પિતા,
મેં દેવ સામે અને તારી સામે પાપ કર્યુ છે. ૧૯હું તારો
દીકરો કહેવડાવવાને યોગ્ય નથી. પરંતુ મને તારા
નોકરોમાંનો એકના જેવો ગણ.' ૨૦પછી તે છોકરો દેશ
છોડીને તેના પિતા પાસે ગયો.

### પુત્રનું પાછા ફરવું

"જ્યારે તે દીકરો તો ઘણો દૂર હતો એટલામાં, તેના
પિતાએ તેને આવતા જોયો. તેના દીકરા માટે પિતા
દુ:ખી થયો. તેથી તે તેના તરફ દોડ્યો તે તેને ભેટ્યો
અને પુત્રને ચૂમીઓ કરી. ૨૧પુત્રએ કહ્યું, 'પિતા, મેં
આકાશ સામે અને તારી સામે પાપ કર્યુ છે. હું તારો
દીકરો કહેવાવાને જેટલો સારો નથી.' ૨૨પણ પિતાએ
નોકરોને કહ્યું, "જલદી કરો! સારામાં સારાં કપડાં લાવો
અને તેને પહેરાવો. અને તેની આંગળીએ વીંટી પહેરાવો
અને પગમાં જોડા પહેરાવો." ૨૩એક માતેલું વાછરડું
લાવો. આપણે તેને કાપીશું અને આપણી પાસે પુષ્કળ
ખોરાક થશે. પછી આપણે મિજબાની કરીશું. ૨૪મારો
દીકરો મરી ગયો હતો, પણ હવે તે ફરીથી જીવતો થયો
છે! તે ખોવાઈ ગયો હતો, પણ હમણા તે જડ્યો છે!'
તેથી તેઓએ મોટી મિજબાની કરી.

### મોટા દીકરાનું આગમન

૨૫"મોટો દીકરો ખેતરમાં હતો. તે ત્યાંથી આવતાં
ઘર નજીક આવી પહોંચ્યો. તેણે સંગીત અને નૃત્યનો
અવાજ સાંભળ્યો. ૨૬તેથી મોટા દીકરાએ નોકરમાંથી
એકને બોલાવીને પૂછયું; 'આ બધું શું છે?' ૨૭નોકરે
કહ્યું; 'તારો ભાઈ પાછો આવ્યો છે. તારા પિતાએ મોટું
વાછરડું જમવા માટે કાપ્યું છે. તારા પિતા ખુશ છે
કારણ કે તારો ભાઈ સહીસલામત ઘરે પાછો આવ્યો
છે.' ૨૮મોટો દીકરો ગુસ્સામાં હતો અને મિજબાનીમાં
જવા રાજી નહોતો. તેથી તેનો પિતા બહાર આવ્યો અને
તેને અંદર આવવા કહ્યું. ૨૯પુત્રએ તેના પિતાને કહ્યું;
'મેં ઘણા વર્ષો સુધી એક ગુલામની જેમ તારી સેવા કરી
છે! મેં હંમેશા તારી આજ્ઞાનું પાલન કર્યુ છે. પણ તેં
કદાપિ મારા માટે એક વાછરડું પણ કાપ્યું નથી. તેં
કદાપિ મને કે મારા મિત્રોને મિજબાની આપી નથી.
૩૦પણ તારા બીજા દીકરાએ કસબણો પાછળ તારા બધા
પૈસા વેડફી દીધા અને તે ઘરે આવે છે ત્યારે તું તેને
માટે એક રૂષ્ટપુષ્ટ વાછરડું કપાવે છે?' ૩૧પણ પિતાએ
તેને કહ્યું, 'દીકરા, તું હંમેશા મારી સાથે છે, મારી પાસે
જે બધું છે તે તારું જ છે. ૩૨આપણે ખુશ થવું જોઈએ
અને મિજબાની કરવી જોઈએ, કારણ કે તારો ભાઈ
મરી ગયો હતો પણ હવે તે પાછો જીવતો થયો છે. તે
ખોવાઈ ગયો હતો, પણ હવે તે પાછો જડ્યો છે.'"

### સાચુ ધન

૧૬ ઈસુએ તેના શિષ્યોને કહ્યું, "એક ધનવાન
માણસ હતો. આ ધનવાન માણસે તેના
વ્યાપારની દેખરેખ રાખવા માટે એક કારભારી રાખ્યો
હતો. પાછળથી તે ધનવાન માણસને ખાનગીમાં

જણાવવામાં આવ્યું હતું કે તેનો કારભારી તેને છેતરે છે.
૨તેથી તેણે તેને અંદર બોલાવ્યો. અને તેને કહ્યું; 'મેં
તારા વિષે ખરાબ વાતો સાંભળી છે. તેં મારા પૈસાનું શું
કર્યુ છે તેનો હિસાબ મને આપ. હવે તું મારો કારભારી
રહી શકીશ નહિ!' ૩તે કારભારીએ તેની જાતે વિચાર્યુ,
'હું શું કરું? મારો ધણી મારી પાસેથી કારભાર લઈ લે છે.
હું ખોદકામ કરી શકુ તેટલો શકિતશાળી નથી. ભીખ
માંગવામાં મને શરમ આવે છે. ૪હું જાણું છું કે હું શું
કરીશ! હું એવું કંઈ કરીશ કે જેથી હું જ્યારે મારી નોકરી
ગુમાવું ત્યારે બીજા લોકો મને તેઓના ઘરે આવકારે.'
૫તેથી કારભારીએ દરેક દેણદારને જેઓને માથે માલિકનું
દેવું હતુ તેઓને બોલાવ્યા. તેણે પહેલા માણસને કહ્યું,
'તારે મારા માલિકનું કેટલું દેવું છે?' ૬તે માણસે ઉત્તર
આપ્યો; 'મારે તેમનું ૮,૦૦૦ પૌંડ ઓલિવ તેલનું દેવું
છે.' કારભારીએ તેને કહ્યું; 'આ રહ્યું તારું બીલ, જલદી
બેસી જા, અને બીલની રકમ ઓછી કર, ૪,૦૦૦ પૌંડ
લખ.' ૭પછી કારભારીએ બીજા માણસને કહ્યું, 'તારે
મારા માલિકનું દેવું કેટલું છે? ' તે માણસ બોલ્યો; 'મારે
તેનું ૬૦,૦૦૦ પૌંડ ઘઉંનું દેવું છે.' પછી કારભારીએ
તેને કહ્યું, 'આ રહ્યું, તારું બીલ તું તેને ઓછું કરી શકે છે.
૫૦,૦૦૦પૌંડ લખ. ૮પાછળથી ધણીએ તે અપ્રામાણિક
કારભારીને કહ્યું કે તેણે ચતુરાઈથી કામ કર્યુ છે, હા,
દુન્યવી માણસો તે સમયના અજવાળાના લોકો કરતાં
તેઓના ધંધામાં વધારે ચતુર હોય છે.

૯"હું તમને કહું છું, આ દુનિયામાં અહીં તમારી
પાસે જે કંઈ છે તેનો ઉપયોગ કરી દેવ સાથે મિત્રો કરી
લો,પછી જ્યારે તે થઈ રહે ત્યારે તે ઘરમાં તેને કાયમ
આવકાર મળશે. ૧૦જે માણસ નાની વસ્તુઓમાં વિશ્વાસુ
માલૂમ પડે છે તે મોટી બાબતોમાં પણ વિશ્વાસુ રહેવાનો,
પણ જે વ્યકિત નાની વસ્તુઓમાં અપ્રામાણિક છે તે
મોટી વસ્તુઓમાં પણ અપ્રામાણિક રહેવાની. ૧૧જો તમે
જગતનાં ધન સંબંધી અવિશ્વાસુ હશો તો ખરા ધન
(સ્વર્ગીય) માટે તમારો વિશ્વાસ કેવી રીતે રાખી શકાય
૧૨અને જો તમે બીજાની માલિકીની સંપત્તિ સંબંધી
વિશ્વાસુ ન રહો તો તમને તમારું જે છે તે કેવી રીતે
સોંપી શકાય

૧૩"કોઈ પણ ચાકર એક સાથે એક જ સમયે બે
ધણીઓની સેવા કરી શકે નહિ. તે ચાકર એક ધણીનો
તિરસ્કાર કરશે અને બીજા ધણીને પ્રેમ કરશે અથવા તે
એક ધણીને વફાદાર રહેશે અને બીજાની પરવા કરશે
નહિ. તમે એક સાથે દેવ અને ધન બંનેની સેવા કરી
શકો નહિ."

## દેવનો અપરિવર્તનશીલ કાયદો

૧૪ફરોશીઓ આ બધી વાતો ધ્યાનથી સાંભળતા હતા.
ફરોશીઓએ ઈસુની ટીકા કરી કારણ કે તેઓ પૈસાને
ચાહતા હતા. ૧૫ઈસુએ ફરોશીઓને કહ્યું; "તમારી જાતને
તમે લોકો સામે સારી દેખાડો છો. પણ દેવ જાણે છે કે
ખરેખર તમારા હૃદયમાં શું છે જે કંઈ લોકોની દષ્ટિએ
મહત્વનું છે તે દેવની આગળ તો ધિક્કારને પાત્ર છે.

૧૬"લોકોએ મૂસાના નિયમો અને પ્રબોધકોના
ઉપદેશો પ્રમાણે જીવવું જોઈએ. એવું દેવે ઈચ્છયું. પણ
યોહાન બાપ્તિસ્ત આવ્યો તે સમયથી દેવના રાજ્યની
સુવાર્તા પ્રગટ કરવામાં આવી રહી છે. ઘણા લોકો દેવના
રાજયમાં પ્રવેશવા ખૂબ પ્રયત્નો કરી રહ્યાં છે. ૧૭આકાશ
અને પૃથ્વી માટે જતાં રહેવું વધારે સરળ છે પરંતુ શાસ્રની
એક પણ માત્રા બદલી શકાશે નહિ"

## છૂટાછેડા અને પુર્નલગ્ન

૧૮"જો કોઈ માણસ પોતાની પત્નીને છૂટાછેડા
આપીને બીજી કોઈ સ્રીને પરણે છે, તે વ્યભિચારના
પાપ માટે દોષિત છે. અને કોઈ માણસ છૂટાછેડા લીધેલી
સ્રીને પરણે છે તે પણ વ્યભિચાર માટે દોષિત છે."

## ધનવાન માણસ અને લાજરસ

૧૯ઈસુએ કહ્યું, "એક ધનવાન માણસ હતો જે હંમેશા
સૌથી સુંદર વસ્રો પહેરતો. તે એટલો ધનવાન હતો કે
રોજ ખૂબ વૈભવવિલાસ અને મિજબાનીઓ રાખવા
સમર્થ હતો. ૨૦ત્યાં લાજરસ નામનો ખૂબ ગરીબ માણસ
પણ હતો. લાજરસના આખા શરીર પર ફોલ્લા હતા.
લાજરસ વારંવાર તે ધનવાન માણસના દરવાજા આગળ
પડ્યો રહેતો. ૨૧ધનવાન માણસના મેજ પરથી ખાતાં
ખાતાં નીચે પડેલા ટુકડાઓ ખાઈને પોતાની ભૂખ
સંતોષતો. કૂતરા પણ આવતા અને તેના ફોલ્લા ચાટતા.
૨૨પછીથી લાજરસ મૃત્યુ પામ્યો. દૂતોએ લાજરસને
લઈને ઈબ્રાહિમની ગોદમાં મૂકયો. તે ધનવાન માણસ
પણ મૃત્યુ પામ્યો. અને તેને દાટવામાં આવ્યો. ૨૩તેને
હાદેસમાં મોકલવામાં આવ્યો અને ત્યાં ઘણી પીડા
ભોગવવી પડી. તે ધનવાન માણસે દૂરથી ઈબ્રાહિમને
લાજરસ સાથે જોયો. ૨૪તેણે બૂમ પાડી, 'ઈબ્રાહિમ બાપ,
મારા પર દયા કર. લાજરસને મોકલ કે તે પોતાની
આંગળીનું ટેરવું પાણીમાં બોળીને મારી જીભને ઠંડી
કરે; કારણ કે હું આગમાં પીડા ભોગવી રહ્યો છું. ૨૫પણ
ઈબ્રાહિમે કહ્યું; દીકરા, યાદ કર જ્યારે તું જીવતો હતો
ત્યારે તારી પાસે જીવનમાં બધી જ સારી વસ્તુઓ હતી.

પણ લાજરસના જીવનમાં તો બધું જ ખરાબ હતું. હવે લાજરસ અહીં દિલાસો પામે છે, અને તું પીડા ભોગવે છે. ૨૬તદુપરાંત અમારી અને તારી વચ્ચે એક મોટી ખાઈ છે. કોઈ માણસ તેને ઓળંગીને તને મદદ કરવા આવી શકશે નહિ. અને કોઈ વ્યક્તિ ત્યાંથી અહી અમારી બાજુ આવી શકશે નહિ.' ૨૭ધનવાન માણસે કહ્યું; 'પછી કૃપા કરીને પિતા ઈબ્રાહિમ, લાજરસને મારા પિતાને ઘરે પૃથ્વી પર મોકલ. ૨૮મારે પાંચ ભાઈઓ છે. લાજરસ મારા ભાઈઓને ચેતવણી આપી શકે, જેથી તેઓને આ વેદનાની ભૂમિ પર આવવું ના પડે.' ૨૯પણ ઈબ્રાહિમે કહ્યું; 'તેઓની પાસે મૂસાનો નિયમ અને પ્રબોધકોના લખાણો વાંચવા માટે છે. તેમને તેમાંથી શીખવા દે.' ૩૦પરંતુ ધનવાન માણસે કહ્યું; ના ઈબ્રાહિમ બાપ! જો કોઈ મરણ પામેલામાંથી તેઓની પાસે આવે, તો તેઓ વિશ્વાસ કરશે અને પસ્તાવો કરશે. ૩૧પણ ઈબ્રાહિમે તેને કહ્યું; 'ના! જો તારા ભાઈઓ મૂસા તથા પ્રબોધકોનું ધ્યાનથી સાંભળતા ના હોય તો પછી તેઓ મૂએલાંમાંથી કોઈ તેઓની પાસ આવે તો પણ તેઓનું સાંભળશે નહિ.'"

**૧૭** ઈસુએ તેના શિષ્યોને કહ્યું, "લોકો પાપ કરે એવી ઘટનાઓ તો બનવાની જ. પણ જે માણસો દ્વારા એ ઘટનાઓ બને છે તેને અફસોસ છે. ૨જો કોઈ નિર્બળ માણસોમાંના કોઈ એકને પાપમાં નાખે તો તે માણસ માટે અફસોસ છે. તે કરતાં તેની કોટે ઘંટીનું પડ બાંધીને તેને સાગરમાં ડૂબાડવામાં આવે તે તેને માટે વધારે સારું છે. ૩તેથી સાવધાન રહો!

"જો તારો ભાઈ પાપ કરે તો તેને કહે કે તે ખોટો છે. પણ તે જો દુ:ખ વ્યકત કરે અને પાપ કરવાનું બંધ કરે તો તેને માફ કર. ૪જો તારો ભાઈ દિવસમાં સાત વાર કંઈ ખોટું કરે, અને દરેક વખતે તારી પાસે પાછો આવે અને કહે કે, હું દિલગીર છું. તો તું તેને માફ કર.

### તમારો વિશ્વાસ કેટલો મોટો છે?

૫પ્રેરિતોએ પ્રભુને (ઈસુ) કહ્યું, "અમારો વિશ્વાસ વધાર!"

૬પ્રભુએ કહ્યું; "જો તમને રાઈના દાણા જેટલો વિશ્વાસ હોત તો તમે આ ગુલ્લર ઝાડને કહેતા કે તું ઊખડીને સમુદ્રમાં રોપાઈ જા!" અને તે ઝાડ તમારું માનત.

### સારા સેવક બનો

૭"ધારો કે તમારામાંના કોઈ એક પાસે નોકર છે કે જે ખેતરમાં કામ કરે છે. નોકર ખેતરમાં જમીન ખેડતો અથવા ઘેટાંની સંભાળ રાખતો હોય છે. જ્યારે તે કામ પરથી આવે છે, ત્યારે તમે તેને શું કહેશો? તમે તેને કહેશો કે, 'અંદર આવ અને જમવા માટે બેસી જા?' ૮ના! તમે તમારા નોકરને કહેશો, મારે માટે કંઈક ખાવાનું તૈયાર કર. પછી કપડાં પહેર અને મારી સેવા કર. જ્યારે હું ખાવા પીવાનું પૂરું કરું પછી તું ખાજે. ૯નોકર તેનું રોજીંદુ કામ કરવા માટે કોઈ વિશિષ્ટ મહેરબાની પ્રાપ્ત કરતો નથી. તેના માલીકે તેને જે કરવાનું કહેલું તે જ ફકત તે કરે છે. ૧૦તમારી સાથે એવું જ છે. જયારે તમને જે કરવાનું કહેવામાં આવ્યું છે તે જ બધું તમે કર્યુ છે ત્યારે તમારે કહેવું જોઈએ, "અમે ફકત અમારે જે કામ કરવાનું હતું તે જ કર્યુ છે, અમે ખાસ મહેરબાનીને લાયક નથી."

### આભારી બનો

૧૧ઈસુ યરૂશાલેમમાં મુસાફરી કરતો હતો. તે ગાલીલમાં થઈને સમરૂન ગયો. ૧૨તે એક નાના ગામમાં તેને દશ માણસો મળ્યા હતા. આ માણસો ઈસુની નજીક આવ્યા નહિ, કારણ કે તે બધા રકતપિત્તિયા હતા. ૧૩પણ તે માણસોએ ઘાંટો પાડીને કહ્યું; "ઈસુ! સ્વામી! કૃપા કરી અમને મદદ કર!"

૧૪જ્યારે ઈસુએ માણસોને જોયા, તેણે કહ્યું કે, "જાઓ તમે તમારાં શરીરને યાજકોને દેખાડો." જ્યારે દશ માણસો યાજકો પાસે જતા હતા ત્યારે, તેઓ સાજા થયા. ૧૫જ્યારે તેઓના એક માણસે જોયું કે તે સાજો થયો હતો, તે ઈસુ પાસે પાછો ગયો. તેણે મોટા અવાજે દેવની સ્તુતિ કરી. ૧૬તે ઈસુના પગમાં પડ્યો. તે માણસે ઈસુનો આભાર માન્યો. (તે માણસ સમરૂની હતો યહૂદી નહિ.) ૧૭ઈસુએ ઉત્તર આપ્યો, "દશ માણસો સાજા થયા હતા; બીજા નવ ક્યાં છે? ૧૮દેવનો આભાર માનવા આવનાર આ વિદેશી સમરૂની માણસ જ પાછો આવ્યો?" ૧૯પછી ઈસુએ તેને કહ્યું; "ઊભો થા, તું જઈ શકે છે. તું સાજો થઈ ગયો છે કારણકે તને વિશ્વાસ છે."

### દેવનું રાજ્ય તમારામાં છે

૨૦કેટલાએક ફરોશીઓએ ઈસુને પૂછયું; "દેવનું રાજ્ય ક્યારે આવશે?"

ઈસુએ ઉત્તર આપ્યો, "દેવનું રાજય આવે છે પણ તમે તમારી આખો વડે જોઈ શકો તે રીતે નહિ. ૨૧લોકો કહેશે નહિ, "જુઓ, અહી દેવનું રાજ્ય છે! અથવા ત્યાં તે છે!" ના, દેવનું રાજ્ય તો તમારામાં છે."

૨૨પછી ઈસુએ તેના શિષ્યોને કહ્યું, "એવો સમય આવશે કે જ્યારે માણસના દીકરાના દિવસોમાંના એકને તમે જોવા ઈચ્છશો પણ તમે જોઈ શકશો નહિ." ૨૩લોકો તમને કહેશે; "જુઓ ત્યાં તે છે! જુઓ, અહીં તે છે! તમે જ્યાં છો ત્યાં જ રહો; દૂર જશો ના અને શોધશો ના."

## ઈસુ જ્યારે ફરીથી આવશે

૨૪"જ્યારે માણસનો દીકરો ફરીથી આવશે ત્યારે તમે તે જાણી શકશો. જે દિવસે તે આવશે ત્યારે તે આકાશમાં વીજળીના ઝબકારાની જેમ પ્રકાશસે. ૨૫પણ તે પહેલા માણસના દીકરાને ઘણું સહન કરવું પડશે અને આ પેઢીના લોકો દ્વારા તેનું મરણ થશે. ૨૬જેમ નૂહના દિવસોમાં થયું તેમ માણસના દીકરાના દિવસોમાં પણ થશે. ૨૭નૂહના સમય દરમિયાન જ્યારે તે દિવસે નૂહ વહાણમાં પ્રવેશ્યો તે દિવસ સુધી લોકો ખાતા, પીતા, પરણતા અને પરણાવતા હતા. પછી રેલ આવી અને બધા લોકોનો નાશ થયો. ૨૮લોતના સમય દરમિયાન પણ એમ જ થયું, જ્યારે દેવે સદોમનો નાશ કર્યો ત્યાં સુધી પેલા લોકો ખાતા, પીતા, ખરીદતા, વેચતા, રોપતા, અને તેઓના માટે મકાનો બાંધતા હતાં. ૨૯જ્યારે લોતે શહેર છોડ્યું ત્યારે તે દિવસે પણ લોકો આ બધું કરતા હતા. પછી આકાશમાંથી અગ્નિવર્ષા થઈ અને ગંધકનો વરસાદ થયો અને બધાનો નાશ થયો. ૩૦જે દિવસે માણસનો દીકરો ફરીથી આવશે ત્યારે પણ એમ જ બનશે.

૩૧"તે દિવસે જો માણસ ધાબા પર હોય તો તેની પાસે અંદર જઈને સામાન લેવાનો પણ સમય નહિ હોય. જો માણસ ખેતરમાં હોય તો તે પાછો ઘરે જઈ શકશે નહિ. ૩૨યાદ કરો, લોતની પત્નીનું શું થયું? ૩૩જે માણસ પોતાનો જીવ બચાવવાનો પ્રયત્ન કરશે, તે જીવ ગુમાવશે અને જે કોઈ માણસ તેનો જીવ આપશે, તે બચાવી શકશે. ૩૪જ્યારે હું ફરીથી આવીશ તે સમયે બે જણ એક જ પથારીમાં ઊંઘતા હશે. તો એક જણને લઈ લેવાશે. અને બીજા માણસને પડતો મૂકાશે. ૩૫જ્યાં બે સ્રીઓ સાથે અનાજ દળતી હશે તો એક સ્રીને લઈ લેવાશે અને બીજી સ્રીને પડતી મૂકાશે." ૩૬*

૩૭શિષ્યોએ ઈસુને પૂછયું; "પ્રભુ! આ કયાં થશે?"

ઈસુએ ઉત્તર આપ્યો; "જ્યાં મુડદું હોય, ત્યાં ગીધો પણ એકઠાં થશે."

## દેવ તેના લોકોને ઉત્તર આપશે

૧૮ પછી ઈસુએ તેના શિષ્યોને શીખવ્યું કે તેઓએ હંમેશા પ્રાર્થના કરવી જોઈએ અને કદાપિ આશા ગુમાવવી જોઈએ નહિ. ઈસુએ તેઓને શીખવવા એક વાર્તાનો ઉપયોગ કર્યો. ૨"એક શહેરમાં એક ન્યાયાધીશ હતો. તે દેવની પરવા કરતો નહિ. ન્યાયાધીશ પણ લોકો તેના વિષે શું વિચારે છે તેની દરકાર કરતો નહિ. ૩તે જ ગામમાં એક સ્રી હતી, તેના પતિનું અવસાન થએલ હતું. તે સ્રી ઘણીવાર આ ન્યાયાધીશ પાસે આવતી અને કહેતી કે, "એક માણસ મારું ખરાબ કરી રહ્યો છે, મને મારા હક્કો અપાવ." ૪પરંતુ ન્યાયાધીશ તે સ્રીને મદદ કરવા ઈચ્છતો ન હતો. લાંબા સમય પછી ન્યાયાધીશે તેની જાતે વિચાર્યુ, 'હું દેવથી ડરતો નથી અને લોકો શું વિચારે છે તેની પણ પરવા કરતો નથી. ૫પણ આ સ્રી મને તકલીફ આપે છે. જો હું તેને જે જોઈએ છે તે આપીશ તો તે મારો પીછો છોડશે. પણ જો હું તેને જે જોઈએ છે તે નહિ આપુ તો હું માંદો પડીશ ત્યાં સુધી તે મને તકલીફ કરશે!'"

૬પ્રભુએ કહ્યું કે, "ધ્યાનથી સાંભળ, અન્યાયી ન્યાયાધીશે જે કહ્યું તેનો પણ અર્થ છે. ૭દેવના લોકો તેને રાત દિવસ બૂમો પાડે છે. દેવ હંમેશા તેના લોકોને જે સાચું છે તે હંમેશા આપશે. દેવ તેના લોકોને ઉત્તર આપવામાં ઢીલ કરશે નહિ. ૮હું તમને કહું છું, દેવ જલ્દીથી તેના લોકોની મદદ કરશે! તે તમને બહુ જ જલ્દીથી આપશે! પણ જયારે માણસનો દીકરો ફરીથી આવશે, ત્યારે તેનામાં વિશ્વાસ હોય એવા લોકો તેને પૃથ્વી પર જડશે?"

## દેવ સાથે સારા બનવું

૯ત્યાં કેટલાએક લોકો હતા તેઓ વિચારતા કે તેઓ ઘણા સારા છે. આ લોકો એવી રીતે વર્તતા કે જાણે તેઓ બીજા લોકો કરતાં વધારે સારા છે. ઈસુએ આ વાર્તાનો ઉપયોગ તેઓને શીખવવા માટે કર્યો. ૧૦એક વખતે બે જણા મંદિરમાં પ્રાર્થના કરવા માટે ગયા. એક ફરોશી હતો અને બીજો કર ઉઘરાવનાર હતો. ૧૧ફરોશી કર ઉઘરાવનારથી દૂર ઊભો રહ્યો. જ્યારે ફરોશીએ તેની પ્રાર્થનામાં કહ્યું કે; "ઓ દેવ, હું બીજા લોકો જેટલો ખરાબ નથી, તે માટે તારો આભાર માનું છું. હું ચોરી કરનારા, છેતરનારા કે વ્યભિચાર કરનારા માણસો જેવો નથી. હું કર ઉઘરાવનાર અધિકારી કરતાં વધારે સારો છું તે માટે તારો આભાર માનું છું. ૧૨હું સારો છું, હું

---

**કલમ ૩૬** કેટલીક લૂકની ગ્રીક નકલોમાં ૩૬મી કલમ ઉમેરી છે: "બે માણસો એક ખેતરમાં હશે. એક માણસ ઉચકી લેવાશે, અને બીજો માણસ પડતો મૂકાશે."

અઠવાડિયામાં બે વાર ઉપવાસ કરું છું, અને મારી બધી કમાણીનો દશમો ભાગ આપુ છું!'

૧૩"જકાત ઉઘરાવનાર પણ એકલો ઊભો રહ્યો. પણ જ્યારે એણે પ્રાર્થના કરી, ત્યારે તેણે ઊચે આકાશ તરફ જોયું પણ નહિ. દાણીએ છાતી કૂટીને કહ્યું કે, 'ઓ દેવ, મારા પર દયા કર, હું એક પાપી છું!' ૧૪હું તમને કહું છું, જ્યારે આ માણસ તેની પ્રાર્થના પૂરી કરીને ઘરે ગયો, તે દેવ પાસે ન્યાયી હતો. પણ તે ફરોશી જે પોતાને બીજા કરતા વધારે સારો સમજતો હતો તે દેવ પાસે ન્યાયી ઠર્યો નહોતો. પ્રત્યેક વ્યક્તિ પોતાની જાતને મહત્વની બનાવે છે તેને નીચી કરવામાં આવશે. પણ જે વ્યક્તિ પોતાની જાતને નીચી કરે છે તે માનવંતી બનાવાશે."

### દેવના રાજ્યમાં કોણ પ્રવેશ કરશે?

૧૫કેટલાએક લોકો તેમનાં નાનાં બાળકોને ઈસુ પાસે લાવ્યા જેથી ઈસુ તેઓને સ્પર્શ કરી શકે. પણ જ્યારે શિષ્યોએ આ જોયું ત્યારે તેઓએ લોકોને આમ નહિ કરવા કહ્યું. ૧૬પણ ઈસુએ તે નાના બાળકોને તેની પાસે બોલાવ્યા અને તેના શિષ્યોને કહ્યું, "નાનાં બાળકોને મારી પાસે આવવા દો. તેઓને અટકાવશો નહિ, કારણ કે દેવનું રાજ્ય જે આ નાનાં બાળકો જેવા છે તેઓના માટે છે. ૧૭હું તમને સાચું કહું છું, કે, જે કોઈ દેવનું રાજય બાળકની જેમ નહિ સ્વીકારે, તે તેમાં નહિ જ પેસશે!"

### એક ધનવાનનો ઈસુને પ્રશ્ન

૧૮એક યહૂદી અધિકારીએ ઈસુને પૂછયું કે; "ઉત્તમ ઉપદેશક, મારે અનંત જીવન પ્રાપ્ત કરવા શું કરવું જોઈએ?"

૧૯ઈસુએ તેને કહ્યું કે, "તું મને શા માટે ઉત્તમ કહે છે? ફક્ત દેવ જ ઉત્તમ છે. ૨૦છતાં હું તારા પ્રશ્નનો ઉત્તર આપીશ. તું દેવની આજ્ઞાઓ જાણે છે: 'તારે વ્યભિચારનું પાપ કરવું જોઈએ નહિ, તારે કોઈનું ખૂન કરવું જોઈએ નહિ, તારે કશું ચોરવું જોઈએ નહિ, તારે બીજા લોકોને ખોટી સાક્ષી આપવી જોઈએ નહિ. તારે તારા માતા પિતાને માન આપવું જોઈએ….'* "

૨૧પણ તેણે કહ્યું કે,"હું નાનો બાળક હતો ત્યારથી આ બધી આજ્ઞાઓનું પાલન કરતો આવ્યો છું!"

૨૨જ્યારે ઈસુએ આ સાંભળ્યું. ત્યારે તેણે તે અધિકારીને કહ્યું કે, "હજુ તારે એક વસ્તુ વધારે કરવાની જરૂર છે તારી પાસે જે કંઈ બધું છે તે વેચી દે અને પૈસા ગરીબ લોકોને આપી દે. આકાશમાં તને તેનો બદલો મળશે. પછી આવ અને મને અનુસર!" ૨૩પણ જ્યારે તે માણસે આ સાંભળ્યું, ત્યારે તે ઘણો દિલગીર થયો. તે માણસ ઘણો ધનવાન હતો અને તેની પાસે પૈસા રાખવા ઈચ્છતો હતો.

૨૪જ્યારે ઈસુએ જોયું કે તે માણસ દિલગીર થયો છે ત્યારે તેણે કહ્યું,"ધનવાન માણસ માટે દેવના રાજ્યમાં પ્રવેશવું મુશ્કેલ છે! ૨૫ઊંટને સોયના નાકામાંથી પસાર થવું સહેલું છે પણ ધનવાનોને દેવના રાજ્યમાં પ્રવેશવું મુશ્કેલ છે."

### કોણ તારણ પામશે?

૨૬જ્યારે લોકોએ આ સાંભળ્યું, તેઓએ કહ્યું, "તો પછી કોનું તારણ થશે?"

૨૭ઈસુએ ઉત્તર આપ્યો, "માણસો માટે જે કરવું અશક્ય છે તે બાબત દેવ કરી શકે છે!"

૨૮પિતરે કહ્યું કે, "જુઓ, અમે અમારી પાસે જે બધું હતું તેનો ત્યાગ કરીને તારી પાછળ આવ્યા છીએ!"

૨૯ઈસુએ કહ્યું કે, "હું તમને સત્ય કહું છું, દેવના રાજ્ય માટે દરેક વ્યક્તિ જે પોતાના ઘરનો, પત્નીનો, ભાઈઓનો, માતાપિતા અને બાળકોનો ત્યાગ કરશે, તે ૩૦તેણે જે ત્યાગ કર્યો છે તે ઉપરાંત ઘણું વધારે પ્રાપ્ત કરશે. તે માણસ આ જીવનમાં અનેકગણું મેળવશે. અને તે માણસ મૃત્યુ પામે, પછી તે દેવ સાથે સદાને માટે રહેશે."

### ઈસુ મૃત્યુમાંથી ઊઠશે

૩૧પછી ઈસુએ બાર પ્રેરિતો સાથે એકલા વાત કરી. ઈસુએ તેઓને કહ્યું કે, "ધ્યાનથી સાંભળો! આપણે યરૂશાલેમ જઈએ છીએ. દેવે પ્રબોધકોને જે કંઈ માણસના દીકરા વિષે લખવાનું કહ્યું હતું તે બનશે! ૩૨તેના લોકો તેના વિરોધી બનશે. અને તેને બીનયહૂદી લોકોને સ્વાધીન કરશે. લોકો તેની મશ્કરી કરશે, તેને અપમાનિત કરશે અને તેની પર થૂંકશે. ૩૩તેઓ તેને કોરડા મારશે અને પછી મારી નાખશે. પણ તેના મૃત્યુ પછી ત્રીજા દિવસે તે સજીવન થઈને ઊઠશે." ૩૪શિષ્યોએ આ સમજવા પ્રયત્ન કર્યો, પણ તેઓ સમજી શક્યા નહિ, તેનો અર્થ તેઓનાથી ગુપ્ત રહ્યો.

---

**'તારે વ્યભિચારનું પાપ … માન આપવું જોઈએ'** નિ. ૨૦:૧૨–૧૬; પુન. ૫:૧૬–૨૦.

### ઈસુ આંધળા માણસને સાજો કરે છે

૩૫ઈસુ યરેખોના શહેર નજીક આવ્યો. ત્યાં રસ્તાની બાજુએ એક આંધળો માણસ બેઠો હતો. આંધળો માણસ પૈસા માટે લોકો પાસે ભીખ માંગતો હતો. ૩૬જ્યારે આ માણસે રસ્તા પરથી પસાર થતાં લોકોનો અવાજ સાંભળ્યો, તેણે પૂછયું,"શું થઈ રહ્યું છે?"

૩૭લોકોએ તેને કહ્યું કે, "નાસરેથનો ઈસુ અહીંથી પસાર થઈ રહ્યો છે."

૩૮આંધળો માણસ ઉત્સાહમાં આવી ગયો અને બોલ્યો કે, "ઈસુ, દાઉદના દીકરા! કૃપા કરીને મને મદદ કર!"

૩૯જે લોકો આગળ હતા અને સમૂહને દોરતા હતા તેઓએ આંધળા માણસની ટીકા કરી. તેઓએ તેને શાંતિ જાળવવા કહ્યું, પણ આંધળો માણસ વધારે જોરથી બૂમો પાડવા લાગ્યો, "દાઉદના દીકરા! મને મદદ કર!"

૪૦ઈસુ ત્યાં થોભી ગયો અને બોલ્યો, "પેલા આંધળા માણસને મારી પાસે લાવ!" જ્યારે આંધળો માણસ નજીક આવ્યો, ઈસુએ તેને પૂછયું કે, ૪૧"તારી ઈચ્છા મારી પાસે શું કરાવવાની છે?"

આંધળા માણસે કહ્યું કે, "પ્રભુ, મારે ફરીથી દેખતા થવું છે."

૪૨ઈસુએ તેને કહ્યું કે, "જો! તું સાજો થઈ ગયો છે કારણ કે તને વિશ્વાસ છે."

૪૩પછી તે માણસ જોઈ શકયો. તે માણસ ઈસુની પાછળ દેવનો મહિમા પ્રગટ કરતો કરતો ગયો. બધા લોકો જેઓએ આ જોયું તેઓએ આ જે કંઈ બન્યું છે તે માટે દેવની આભારસ્તુતિ કરી.

### જાખ્ખી

૧૯ ઈસુ યરેખોના શહેરમાં થઈને જતો હતો. ૨યરેખોમાં જાખ્ખી નામનો માણસ રહેતો હતો. તે ઘણો શ્રીમંત અને કર ઉઘરાવનાર મુખ્ય માણસ હતો. ૩તેને પણ ઈસુને જોવાની ઈચ્છા હતી. ત્યાં બીજા ઘણા લોકો હતા તેઓની ઈચ્છા પણ ઈસુને જોવાની હતી. જાખ્ખી એટલો ઠીંગણો હતો કે લોકોની ભીડમાં જોઈ શકતો નહિ. ૪તેથી ઈસુ જે જગ્યાએ આવવાનો હતો તે જાણીને તે ત્યાં દોડી ગયો. પછી જાખ્ખી એક ગુલ્લરના ઝાડ પર ચઢ્યો જેથી તે ઈસુને જોઈ શકે. ૫જ્યારે ઈસુ તે જગ્યાએ આવ્યો ને ઊંચે જોયું તો ત્યાં ઝાડ પર જાખ્ખીને જોયો. ઈસુએ તેને કહ્યું કે, "જાખ્ખી, જલદી નીચે આવ! હું આજે તારે ઘેર રહેવાનો છું."

૬પછી જાખ્ખી જલદી નીચે આવ્યો. ઈસુને તેને ઘેર આવકારીને તે ખુશ થયો. ૭બધા લોકોએ આ જોયું. તેઓએ ફરિયાદ કરવાની શરૂઆત કરી. "જુઓ, ઈસુ કેવા માણસ સાથે રહે છે. જાખ્ખી એક પાપી છે!"

૮જાખ્ખીએ પ્રભુ (ઈસુ) ને કહ્યું, "હું સારું કરવા ઈચ્છું છું. હું મારી સંપત્તિનો અડધો ભાગ ગરીબોને આપીશ. જો કોઈ વ્યક્તિને છેતરી હશે તો હું તેને ચારગણું વધારે પાછું આપીશ!"

૯ઈસુએ કહ્યું કે, "આ એક સજજન માણસ છે. સાચે જ તે ઈબ્રાહિમના પરિવારનો છે. તેથી આજે જાખ્ખીનું તેનાં પાપોમાંથી તારણ થયુ છે! ૧૦માણસનો દીકરો ખોવાયેલા માણસોને શોધવા અને તેઓને તારવા આવ્યો છે."

### દેવ જે આપે તેનો ઉપયોગ કરો

૧૧ઈસુ યરૂશાલેમ પાસે મુસાફરી કરીને આવ્યો. કેટલાએકે વિચાર્યુ કે દેવનું રાજ્ય જલદી પ્રગટ થશે. ૧૨ઈસુએ લોકોનો આ વિચાર જાણ્યો. તેથી તેણે તેઓને આ વાર્તા કહેવાની ચાલુ રાખી."એક કુલીન માણસ પોતાના માટે રાજ્ય મેળવીને રાજા બનવા માટે પાછા આવવા દૂર દેશમાં ગયો. પછી તે માણસે પોતાને ઘરે પાછા ફરીને તેના લોકો પર શાસન કરવા માટે યોજના કરી. ૧૩પછી તેણે પોતાના ચાકરોમાંથી દસ જણને બોલાવ્યા. તેણે દરેક ચાકરને પૈસાની થેલી આપી. તે માણસે કહ્યું, 'હું પાછો આવું ત્યાં સુધી આ પૈસા વડે વ્યાપાર કરો.' ૧૪પણ રાજ્યના લોકો તે માણસને ધિક્કારતા હતા. તેથી લોકોએ એક સમૂહને તે માણસની પાછળ બીજા દેશમાં મોકલ્યા. બીજા દેશમાં આ સમૂહે કહ્યું કે, 'અમે આ માણસ અમારો રાજા થાય એમ ઈચ્છતા નથી!'

૧૫"પરંતુ તે માણસ રાજા થયો. જ્યારે તે ઘેર પાછો ફર્યો, તેણે કહ્યું, 'જે ચાકરો પાસે મારા પૈસા હતા તેઓને બોલાવો. હું જાણવા માગું છું કે તે પૈસા વડે તેઓ કેટલું વધારે કમાયા.' ૧૬પહેલા ચાકરે આવીને કહ્યું, 'સાહેબ, તેં મને આપેલી એક થેલી વડે હું દશ થેલી પૈસા* કમાયો!' ૧૭રાજાએ ચાકરને કહ્યું, 'સરસ! તું મારો ચાકર છે. હું જોઈ શકું છું કે હું નાની વસ્તુઓ માટે તારો વિશ્વાસ કરી શકું. તેથી મારા શહેરોમાંથી દશ શહેરો પર તારો અધિકાર રહેશે!' ૧૮બીજો ચાકર આવ્યો અને કહ્યું કે; 'સાહેબ, તારી પૈસાની એક થેલીમાંથી હું પાંચ થેલી કમાયો.' ૧૯રાજાએ આ ચાકરને કહ્યું, 'તું પાંચ શહેરોનો અધિકારી થઈ શકીશ.' ૨૦પછી બીજો એક

---

**પૈસાની થેલી** ગ્રીક શાબ્દિક અર્થ "મીના" તે દિવસોમાં એક મીના બરાબર ત્રણ મહિનાનું વેતન થતું.

ચાકર અંદર આવ્યો અને રાજાને કહ્યું કે, 'સાહેબ, આ રહી તારી પૈસાની થેલી. મેં તેને કપડાંના ટુકડામાં લપેટીને છુપાવી રાખી હતી. ૨૧મને તારી બીક લાગતી હતી કારણ કે તું શક્તિશાળી છે. હું જાણું છું કે તું બહુ કડક છે, તું જે તારું નથી તે પણ માગી લે છે; અને જયાં તેં વાવ્યું નથી તેની ફસલ લણી લે તેવો છે.' ૨૨પછી રાજાએ તે ચાકરને કહ્યું કે, 'તું ખરાબ ચાકર છે, હું તારા જ શબ્દો તારા તિરસ્કાર માટે વાપરીશ. તેં કહ્યું કે, 'હું એક કડક માણસ છું. તેં કહ્યું કે હું જે કમાયો નથી તે પૈસા પણ લઈ લઉં છું. અને ફસલ જે મેં ઉગાડી નથી તે હું ભેગી કરું છે. ૨૩જો તે સાચું હોય તો, તેં મારા પૈસા સાહુકારને ત્યાં (બેંકમાં) મૂક્યા હોત. પછી હું જ્યારે પાછો આવું ત્યારે, મારા પૈસાનું થોડું વ્યાજ મળ્યું હોત. ૨૪પછી જે માણસો ત્યાં ઊભા હતા તેઓને રાજાએ કહ્યું કે, 'આ ચાકર પાસેથી પૈસાની થેલી લઈ લો અને જે ચાકર પૈસાની દશ થેલી કમાયો છે તેને તે આપો.' ૨૫તે માણસોએ રાજાને કહ્યું કે,'પણ સાહેબ, તે ચાકર પાસે પૈસાની દશ થેલી તો અત્યારે જ છે!' ૨૬રાજાએ કહ્યું કે, જે માણસ એની પાસે જે કંઈ છે તેનો ઉપયોગ કરે છે તે વધારે મેળવે છે. પણ જે વ્યક્તિ એની પાસે જે કંઈ છે તેનો ઉપયોગ કરતો નથી. તેની પાસેથી બધું જ લઈ લેવામાં આવે છે. ૨૭હવે મારા દુશ્મનો ક્યાં છે? ક્યાં છે એ લોકો જે હું તેઓનો રાજા થાઉં તેમ તેઓ ઈચ્છતા નહોતા? મારા દુશ્મનોને અહીં લાવો અને તેઓને મારી નાખો. હું તેઓને મરતા જોઈશ!

## યરૂશાલેમમાં ઈસુનો પ્રવેશ

૨૮આ બાબતો કહ્યા પછી ઈસુએ યરૂશાલેમ તરફની મુસાફરી ચાલું રાખી. ૨૯ઈસુ બેથફગે તથા બેથાનીયા શહેર પાસે જૈતૂન નામના પહાડ નજીક આવ્યો. ઈસુએ તેના બે શિષ્યોને મોકલ્યા. ૩૦તેણે કહ્યું કે, "તમે ત્યાં જે શહેર જુઓ છો ત્યાં જાઓ, જ્યારે તમે શહેરમાં પ્રવેશસો તો તમે એક (ગધેડાનું) વછેરુ ત્યાં બાંધેલું જોશો. આ વછેરા પર કોઈએ કદાપિ સવારી કરી નથી. વછેરાને છોડીને મારી પાસે લઈ આવો. ૩૧જો કોઈ વ્યક્તિ તમને પૂછે કે તમે વછેરાને શા માટે લઈ જાઓ છો. તમારે કહેવું, 'પ્રભુને આ વછેરાની જરૂર છે.'"

૩૨બે શિષ્યો શહેરમાં ગયા. ઈસુએ તેઓને કહ્યું હતું તે પ્રમાણે જ તેઓને વછેરુ મળ્યુ. ૩૩શિષ્યોએ વછેરાને છોડ્યું, પણ વછેરાના માલિકો બહાર આવ્યા. તેઓએ શિષ્યોને કહ્યું કે,"તમે અમારા વછેરાને શા માટે છોડો છો?"

૩૪શિષ્યોએ ઉત્તર આપ્યો કે, "પ્રભુને તેની જરૂર છે." ૩૫તેથી ઈસુની પાસે તે શિષ્યો વછેરાને લાવ્યા. શિષ્યોએ વછેરાની પીઠ પર તેઓનાં લૂગડાં મૂક્યા. પછી તેઓએ ઈસુને વછેરા પર બેસાડ્યો. ૩૬ઈસુએ યરૂશાલેમના રસ્તે વછેરા પર સવારી કરી. શિષ્યો ઈસુની આગળ પોતાના લૂગડાં રસ્તા પર પાથરતાં હતા.

૩૭ઈસુ યરૂશાલેમની નજીક આવતો હતો. તે લગભગ જૈતૂનના પહાડની તળેટી નજીક આવ્યો હતો. શિષ્યોનો આખો સમૂહ ખુશ હતો. તેઓ ખૂબ ઉત્સાહમાં હતા. તેઓએ દેવની સ્તુતિ કરી. તેઓએ બધા જ પરાક્રમો જોયા હતા તે માટે દેવની સ્તુતિ કરી. ૩૮તેઓએ કહ્યું કે,

"પધારો; પ્રભુના નામે જે રાજા આવે છે તેને ધન્ય છે!

*ગીતશાસ્ત્ર ૧૧૮:૨૬*

આકાશમાં શાંતિ તથા પરમ ઊંચામાં મહિમા થાઓ!"

૩૯કેટલાએક ફરોશીઓ જે ટોળામાં હતાં તેઓએ ઈસુને કહ્યું કે, "ઉપદેશક, તારા શિષ્યોને કહે કે આવી વાતો ના ઉચ્ચારે!"

૪૦ઈસુએ ઉત્તર આપ્યો કે, "હું તમને કહું છું, આ બાબતો કહેવાવી જોઈએ. જો મારા શિષ્યો આ નહિં કહે તો આ પથ્થરો તેઓને બૂમો પાડીને કહેશે."

## યરૂશાલેમ માટે ઈસુનું રુદન

૪૧ઈસુ યરૂશાલેમ પાસે આવ્યો. તેણે શહેર જોયું અને તે માટે રુદન કર્યુ. ૪૨ઈસુએ યરૂશાલેમને કહ્યું કે, "હું ઈચ્છું છું કે તેં આજે શાંતિ શાના વડે લાવી શકાય તે જાણ્યું હોત. પણ તેં તે જાણ્યું નથી કારણ કે તે તમારાથી ગુપ્ત રખાયેલ છે. ૪૩હવે એવો સમય આવી રહ્યો છે જ્યારે તારા દુશ્મનો તારી આજુબાજુ દીવાલ બાંધશે અને તને દુશ્મનો ચારે બાજુથી ઘેરી લેશે. તેઓ તને સપડાવશે અને પકડશે. ૪૪તેઓ તારા મકાનના એક પથ્થર પર બીજો પથ્થર પણ રહેવા દેશે નહિ. જ્યારે દેવ તારો ઉદ્ધાર કરવા આવ્યો ત્યારે એ સમયને તેં ઓળખ્યો નહિ."

## ઈસુનું મંદિરમાં આગમન

૪૫ઈસુ મંદિરમાં પ્રવેશ્યો અને વસ્તુઓ વેચનારાઓની વસ્તુઓ બહાર ફેંકવા માડી. ૪૬ઈસુએ

કહ્યું કે, "શાસ્રોમાં લખ્યું છે કે, 'મારું ઘર પ્રાર્થનાનું ઘર
થશે.'* પરંતુ તમે તેને ચોરોને છુપાવા માટેનો અડ્ડો
બનાવી દીધું છે."
૪૭ઈસુ રોજ મંદિરમાં ઉપદેશ આપતો હતો. પણ
મુખ્ય યાજકો, શાસ્રીઓ તથા લોકોના મુખીઓ તેને
મારી નાખવા ઈચ્છતા હતા. ૪૮પણ બધા જ લોકો
ઈસુને નજીકથી એકાગ્રતાથી સાંભળતા હતા. ઈસુ જે
કહેતો તેમાં તેઓને ખુબ રસ હતો. તેથી મુખ્ય યાજકો,
શાસ્રીઓ તથા લોકોના મુખીઓને તેને કેવી રીતે મારી
નાખવા શું કરવું તે સૂઝતુ ન હતું.

### યહૂદી આગેવાનો ઈસુને પ્રશ્ન પૂછે છે

૨૦ એક દિવસ ઈસુ મંદિરમાં હતો. તે લોકોને
બોધ આપતો હતો. ઈસુ દેવના રાજ્ય વિષેની
સુવાર્તા લોકોને કહેતો હતો. ત્યારે મુખ્ય યાજકો, શાસ્રીઓ
અને વૃદ્ધ યહૂદી આગેવાનો પણ ઈસુ સાથે વાત કરવા
આવ્યા. ૨તેઓએ કહ્યું કે, "અમને કહે! કયા અધિકારથી
તું આ વસ્તુઓ કરે છે? આ અધિકાર તને કોણે આપ્યો?"
૩ઈસુએ ઉત્તર આપ્યો કે, "હું પણ તમને એક પ્રશ્ન
પૂછીશ; મને કહો; ૪જ્યારે યોહાને લોકોને બાપ્તિસ્મા
આપ્યું ત્યારે તે આકાશમાંથી આવ્યું હતુ કે
માણસોમાંથી?"
૫યાજકો, શાસ્રીઓ, યહૂદી આગેવાનો બધા આ અંગે
વાતો કરવા લાગ્યા. તેઓ એકબીજાને કહેવા લાગ્યા.
"જો આપણે ઉત્તર આપીશું કે, 'યોહાનનું બાપ્તિસ્મા
દેવથી થયુ હતુ તો એ કહેશે, તો તમે શા માટે યોહાનને
માનતા નથી?' ૬પણ જો આપણે કહીએ કે, "યોહાનનું
બાપ્તિસ્મા માણસથી થયું હતુ તો પછી બધા લોકો
આપણને પથ્થરોથી મારી નાખશે. કારણ કે તેઓ માને
છે કે યોહાન એક પ્રબોધક હતો." ૭તેથી તેઓએ ઉત્તર
આપ્યો કે, "અમે ઉત્તર જાણતા નથી."
૮તેથી ઈસુએ તેઓને કહ્યું કે, "તો હું તમને કહેતો
નથી કે કયા અધિકારથી હું આ કામો કરું છું."

### દેવ તેના પુત્રને મોકલે છે

૯પછી ઈસુએ લોકોને આ વાર્તા કહી; "એક માણસે
વાડીમાં દ્રાક્ષા રોપી. કેટલાએક ખેડૂતોને જમીન ઈજારે
આપી પછી તે લાંબા સમય સુધી બહાર ગયો. ૧૦થોડા
સમય પછી દ્રાક્ષની ફસલનો સમય આવ્યો. તેથી તે
માણસે પેલા ખેડૂતો પાસે એક ચાકરને મોકલ્યો, જેથી
તેઓ તેને તેના ભાગની દ્રાક્ષ આપે. પણ તે ખેડૂતોએ
ચાકરને માર્યો અને કંઈ પણ આપ્યા વિના કાઢી મૂક્યો.
૧૧તેથી તે માણસે બીજા એક ચાકરને મોકલ્યો. ખેડૂતોએ
આ ચાકરને પણ માર્યો. તેઓએ તેનું સહેજ પણ માન
રાખ્યું નહિ. તે ખેડૂતોએ તે ચાકરને કાંઈ આપ્યા વિના
કાઢી મૂક્યો. ૧૨તેથી માણસે ત્રીજા સેવકને ખેડૂતો પાસે
મોકલ્યો, ખેડૂતોએ આ ચાકરને ખરાબ રીતે ઈજા
પહોંચાડી અને તેને બહાર ફેંકી દીધો, ૧૩ખેતરના માલિકે
કહ્યું કે; 'હવે હું શું કરું? હું મારા પુત્રને મોકલીશ. હું
મારા પુત્રને ઘણો ચાહું છું. કદાચ ખેડૂતો મારા પુત્રને
માન આપે!' ૧૪જ્યારે ખેડૂતોએ પુત્રને જોયો ત્યારે તેઓએ
એકબીજાને કહ્યું કે, 'આ માલિકનો દીકરો છે. આ ખેતરો
તેના થશે.' જો આપણે તેને મારી નાખીશું ત્યાર પછી
તેના ખેતરો આપણા થશે. ૧૫તેથી ખેડૂતોએ પુત્રને
ખેતરમાંથી બહાર કાઢી મૂક્યો અને મારી નાખ્યો.
"આ ખેતરનો ધણી તેઓને શું કરશે? ૧૬તે આવીને
પેલા ખેડૂતોને મારી નાખશે! પછી તે બીજા કેટલાએક
ખેડૂતોને ખેતર આપશે."
લોકોએ આ વાર્તા સાંભળી. તેઓએ કહ્યું કે, "ના!
આવું કદી ન થાઓ!" ૧૭પરંતુ ઈસુએ તેઓની તરફ
નજર કરી અને કહ્યું કે, "તો પછી આ લખાણનો શો
અર્થ:

> 'જે પથ્થરનો બાંધનારાઓએ નકાર કર્યો. તે જ
> ખૂણાનું મથાળું થયો!'
>
> *ગીતશાસ્ર ૧૧૮:૨૨*

૧૮જે વ્યક્તિ તે પથ્થર પર પડશે તેના ટુકડા થઈ જશે
અને જો તે પથ્થર તમારા પર પડશે તો તે તમને કચડી
નાખશે!"
૧૯શાસ્રીઓ અને મુખ્ય યાજકો આ વાર્તા જે ઈસુએ
કહી તે સાંભળી. તેઓએ જાણ્યું કે આ વાર્તા તેઓના
વિષે હતી. તેથી તેઓ તે વખતે ઈસુને પકડવા ઈચ્છતા
હતા. પરંતુ લોકો કંઈ કરશે તો તેવો તેઓને ડર હતો.

### યહૂદી આગેવાનોની ઈસુ સામેની યુક્તિ

૨૦તેથી શાસ્રીઓ અને યાજકોએ ઈસુને પકડવાના
યોગ્ય સમયની રાહ જોવા લાગ્યા. તેઓએ કેટલાએક
માણસોને ઈસુ પાસે મોકલ્યા. તેઓએ આ માણસોને
તેઓ સારા હોય તે રીતે વર્તવા કહ્યું. ઈસુ જે કંઈ કહે
તેમાં કંઈક ખોટું શોધવા તેઓ ઈચ્છતા હતા, જો તેઓ
કંઈ ખોટું શોધી કાઢે તો પછી તેઓ ઈસુને રાજ્યપાલને
સોંપી શકે જેની પાસે સત્તા અને અધિકાર હતા. ૨૧તેથી
તે માણસોએ ઈસુને પૂછયું કે, "ઉપદેશક, અમે જાણીએ

---

**'મારું ઘર પ્રાર્થનાનું ઘર થશે'** યશા. ૫૬:૭.

છીએ કે તું જે કહે છે અને શીખવે છે તે દેવના માર્ગ
માટે સાચું છે, કોણ સાંભળે છે તેનું કોઈ મહત્વ નથી,
તું એ જ બધા લોકોને શીખવે છે. તું હંમેશા સત્યથી
દેવનો માર્ગ શીખવે છે. ૨૨અમને કહે કે, અમારે કૈસરને
કર આપવો ઉચિત છે? હા કે ના?"

૨૩પણ ઈસુએ જાણ્યું કે આ માણસો તેની સાથે કપટ
કરી રહ્યા છે. ઈસુએ તેઓને કહ્યું કે, ૨૪"મને એક દીનાર
સિક્કો બતાવો, સિક્કા પર કોનું નામ છે? અને તેના પર
કોની છાપ છે?"

તેઓએ કહ્યું કે, "કૈસરની."

૨૫ઈસુએ તેઓને કહ્યું કે, "તો કૈસરની જે વસ્તુઓ
હોય તે કૈસરને અને દેવની જે વસ્તુઓ છે તે દેવને
આપો."

૨૬તે માણસો તેના શાણપણભર્યા ઉત્તરથી આશ્ચર્ય
પામ્યા. તેઓ કંઈ બોલી શક્યા નહિ. તે માણસો લોકો
આગળ ઈસુને ફસાવવામાં ફાવ્યા નહિ. ઈસુએ કશું
કહ્યું નહિ જેથી તેઓ તેની વિરુદ્ધ ઉપયોગ કરી શકે.

### કેટલાએક સદૂકીઓની ઈસુ સામેની યુક્તિ

૨૭કેટલાએક સદૂકીઓ ઈસુ પાસે આવ્યા. (સદૂકીઓ
માને છે કે મૃત્યુ પછી પુનરુત્થાન નથી.) તેઓએ ઈસુને
પૂછયું કે; ૨૮"ઉપદેશક, મૂસાએ આપણા માટે લખ્યું છે
કે જો પરણીત માણસ મૃત્યુ પામે અને તેની પત્નીને
બાળક ના હોય તો પછી તેના ભાઈએ તે સ્રીને પરણવું
જોઈએ. પછી તેઓને તેના મૃત્યુ પામેલા ભાઈ માટે
બાળકો થશે. ૨૯ત્યાં સાત ભાઈઓ હતા. પહેલો ભાઈ
એક સ્રીને પરણ્યો, પણ મૃત્યુ પામ્યો. તેને બાળકો ન
હતાં. ૩૦પછી બીજો ભાઈ તે સ્રીને પરણ્યો અને તે
મૃત્યુ પામ્યો. ૩૧અને ત્રીજો ભાઈ તે સ્રીને પરણ્યો અને
તે મૃત્યુ પામ્યો. આ જ ઘટના બધા જ સાતે ભાઈઓ
સાથે બની. તેઓ બધા મૃત્યુ પામ્યા. અને તેઓને બાળકો
ન હતા. ૩૨છેલ્લે મૃત્યુ પામનાર સ્રી હતી. ૩૩પરંતુ
બધા સાતે ભાઈઓ તેણીને પરણ્યા. તેથી જ્યારે મૃત્યુ
પછી પુનરુત્થાનનો સમય આવશે, ત્યારે આ સ્રી કોની
પત્ની થશે?"

૩૪ઈસુએ સદૂકીઓને કહ્યું કે; "પૃથ્વી પર લોકો પરણે
છે. ૩૫જે લોકો મૃત્યુ પછી પુનરુત્થાન થવા માટે યોગ્ય
રીતે ન્યાયી ઠરશે અને આ જીવન પછી ફરી જીવશે. તે
નવા જીવનમાં તેઓ પરણશે નહિ. ૩૬તે જીવન
દરમિયાન લોકો દેવદૂત જેવાં હોય છે અને તેઓનું કદી
મૃત્યુ થતું નથી. તેઓ દેવના બાળકો છે કારણ કે તેઓ
મૃત્યુમાંથી સજીવન થાય છે. ૩૭મૂસાએ સ્પષ્ટ બતાવ્યું
છે કે લોકો મૃત્યુમાંથી ઊઠે છે. જયારે મૂસા બળતા
ઝાડવાંમાં દેવ દર્શનના પ્રસંગનું વર્ણન કરે છે. ત્યારે તે
પ્રભુને 'ઈબ્રાહિમનો દેવ, ઈસહાકનો દેવ અને યાકૂબનો
દેવ કહે છે.'* ૩૮જો દેવ કહે કે તે તેઓના દેવ છે તો
પછી આ માણસો ખરેખર મૃત્યુ પામેલા નથી. તે ફક્ત
જીવતા લોકોનો જ દેવ છે. બધાં જ લોકો દેવના છે તે
જીવતા છે."

૩૯કેટલાએક શાસ્રીઓએ કહ્યું કે; "ઉપદેશક, તારો
ઉત્તર ઘણો સારો છે." ૪૦તે પછી વધારે પ્રશ્નો ઈસુને
પૂછવાની કોઈએ હિંમત કરી નહિ.

### શું ખ્રિસ્ત દાઉદનો દીકરો છે?

૪૧પછી ઈસુએ કહ્યું કે, "ખ્રિસ્ત દાઉદનો દીકરો છે
એમ લોકો શા માટે કહે છે? ૪૨ગીતશાસ્રમાં દાઉદ પોતે
કહે છે કે:

'પ્રભુએ (દેવ) મારા પ્રભુને (ખ્રિસ્ત) કહ્યું કે: તું
મારી જમણી બાજુએ બેસ,
૪૩અને હું તારા શત્રુઓને તારા કબજામાં મૂકીશ.'
*ગીતશાસ્ર ૧૧૦:૧*

૪૪જો દાઉદ ખ્રિસ્તને તેના 'પ્રભુ' કહે તો પછી ખ્રિસ્ત
દાઉદનો દીકરો કેવી રીતે થઈ શકે?"

### શાસ્રીઓથી સાવધાન રહેવાની ચેતવણી

૪૫બધા લોકો ઈસુને ધ્યાનથી સાંભળતા હતા. ઈસુએ
તેના શિષ્યોને કહ્યું. ૪૬"શાસ્રીઓથી સાવધાન રહો.
તેઓને કપડાં પહેરીને આજુબાજુ ફરીને માનવંતા
દેખાડવાનું ગમે છે. બજારનાં સ્થળોએ તેઓને લોકો
માન આપે તેમ તેઓ ઈચ્છે છે. તેઓ સભાસ્થાનોમાં,
મુખ્ય મહત્વની બેઠકો મેળવવા ચાહે છે. તેઓ
જમણવારમાં પણ મહત્વની બેઠકો ચાહે છે. ૪૭પણ
તેઓ વિધવાઓના ઘર પડાવી લે છે. તેઓ લાંબી
પ્રાર્થનાઓ કરીને તેઓની જાતે સારા દેખાવાનો પ્રયત્ન
કરે છે. દેવ આ લોકોને વિશેષ શિક્ષા કરશે."

### સાચું દાન

૨૧ ઈસુએ કેટલાએક ધનવાન લોકોને મંદિરમાં
પૈસાની પેટીમાં દેવની ભેટો મૂકતાં જોયા.
૨પછી ઈસુએ એક ગરીબ વિધવાને જોઈ, તેણે બે નાના
તાંબાના સિક્કા પેટીમાં મૂક્યા. ૩ઈસુએ કહ્યું કે, "હું
તમને સાચું કહું છું, આ ગરીબ વિધવાએ ફક્ત બે નાના
સિક્કા આપ્યા છે. પણ ખરેખર તો તેણે પેલા બધા જ

---

**'ઈબ્રાહિમનો ... દેવ કહે છે'** નિ.૩:૬.

પૈસાદાર લોકો કરતાં વધારે આપ્યું છે. ૪ધનવાન લોકો
પાસે પુષ્કળ છે, તેઓએ તો ફક્ત તેમની પાસે જે વધારાનું
છે તેમાંથી જ આપ્યું છે. આ સ્રી ઘણી ગરીબ છે. પણ
તેણે તેની પાસે હતું તે બધું જ આપ્યું છે. અને તે પૈસા
તેના જીવનમાં સહાય માટે જરૂરી હતા."

### મંદિરનો વિનાશ

૫કેટલાએક લોકો મંદિર વિષે વાતો કરતા હતા.
તેઓએ કહ્યું, "આ એક સુંદર મંદિર ઉત્તમ પથ્થરોથી
બાંધેલું છે. દેવને દાનમાં અપાયેલ ઘણી સુંદર ભેટો તો
જુઓ!"

૬પણ ઈસુએ કહ્યું, "સમય આવશે ત્યારે તમે જે
બધું અહી જુઓ છો તેનો નાશ થશે. આ મકાનનો
પ્રત્યેક પથ્થર જમીન પર પાડી નાખવામાં આવશે, એક
પણ પથ્થર બીજા પથ્થર પર રહેવા દેવામાં આવશે
નહિ!"

૭કેટલાએક શિષ્યોએ ઈસુને કહ્યું, "ઉપદેશક, આ
વસ્તુઓ ક્યારે બનશે? આપણને કેવી રીતે ખબર પડશે
કે તે થવાનો સમય આવ્યો છે?"

૮ઈસુએ કહ્યું, "સાવધાન રહો! કોઈ તમને મૂર્ખ ન
બનાવે. ઘણા લોકો મારા નામે આવશે, તેઓ કહેશે, "હું
ખ્રિસ્ત છું" અને "ખરો સમય આવ્યો છે!" પણ તમે
તેઓને અનુસરશો નહિ. ૯જ્યારે તમે યુદ્ધો તથા
હુલ્લડોની અફવાઓ સાંભળો ત્યારે બીશો નહિ. આ
બાબતો પ્રથમ બનશે પણ તેનો અંત પાછળથી આવશે."

૧૦પછી ઈસુએ તેમને કહ્યું, "એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્ર
સાથે લડશે. એક રાજ્ય બીજા રાજ્યની સામે લડશે.
૧૧ત્યાં મોટા ધરતીકંપ, મંદવાડ અને દુ:ખદાયક બાબતો
ઘણી જગ્યાએ થશે. બીજી કેટલીક જગ્યાએ તો લોકોને
ખાવા માટે ભોજન પણ નહિ હોય, ભયંકર બનાવો
બનશે. આકાશમાંથી આશ્ચર્યજનક વસ્તુઓ લોકોને
ચેતવણી આપવા આવશે.

૧૨"પરંતુ આ બધી વસ્તુઓ બનતા પહેલાં, લોકો
તમને પકડશે અને તમારું અહિત કરશે. લોકો તેમની
સભાસ્થાનોમાં તમારો ન્યાય કરશે. અને તમને કેદ
કરશે, તમને જબરજસ્તી રાજાઓ અને રાજ્યપાલો સમક્ષ
ઊભા રાખવામાં આવશે. તમે મને અનુસરો છો તેથી
લોકો તમારી સામે આ બધું કરશે. ૧૩પણ આ તમને
મારા વિષે કહેવાની તક આપશે. ૧૪બચાવ માટે તમારે
શું કહેવું તેની પણ જરાય ચિંતા કરશો નહિ. ૧૫તમારો
કોઈ પણ દુશ્મન ઉત્તર ન આપી શકે તેવુ કહેવા માટે
બુદ્ધિ હું તમને આપીશ. ૧૬તારા માતાપિતા, ભાઈઓ,
સંબંધીઓ અને મિત્રો પણ તારી વિરુદ્ધ થશે. તેઓ
તમારામાંના કેટલાકને મારી નાખશે. ૧૭બધા માણસો
તમને ધિક્કારશે કારણ કે તમે મને અનુસરો છો. ૧૮પણ
આમાંની કોઈ પણ વસ્તુ તમને ખરેખર નુકશાન કરી
શકશે નહિ. ૧૯જો તમે તમારા વિશ્વાસમાં મક્કમ રહેશો
તો આ બધામાંથી તમારી જાતને બચાવી લેશો.

### યરૂશાલેમનો વિનાશ

૨૦"તમે યરૂશાલેમની ચારે બાજુએ લશ્કર જોશો.
પછી તમે જાણશો કે યરૂશાલેમનો વિનાશ થવાનો સમય
આવ્યો છે. ૨૧તે વખતે યહૂદિયામાં જે લોકો છે તે પહાડોમાં
નાશી જાય. જેઓ યરૂશાલેમમાં હોય તેઓએ જલદી
છોડી જવું. જો તમે યરૂશાલેમ નજીકના પ્રદેશમાં હો
તો શહેરની અંદર જશો નહિ. ૨૨પ્રબોધકોએ જ્યારે દેવ
તેના લોકોને શિક્ષા કરશે તે સમયની બાબતમાં ઘણું
બધું લખ્યું છે. તે આ સમય છે. જ્યારે આ બધું પરિપૂર્ણ
થાય. ૨૩તે વખતે જેઓ ગર્ભવતી હશે અથવા જેને
નાનાં દૂધ પીતા બાળકો છે તે તેમના માટે દુ:ખદાયક
છે! શા માટે? કારણ કે આ ભૂમિ પર વધારે વિપત્તિનો
સમય આવશે. દેવ આ લોકો (યહૂદીઓ) પર ગુસ્સે
થશે. ૨૪કેટલાએક લોકો સૈનિકો દ્વારા મૃત્યુ પામશે. બીજા
લોકોને કેદી તરીકે રાખશે અને બધા જ દેશોમાં લઈ
જવાશે. ફક્ત યરૂશાલેમ તેઓનો સમય પૂરો નહિ થાય
ત્યાં સુધી બિન યહૂદીઓથી પગ તળે ખૂંદી નંખાશે.

### ડરશો નહિ

૨૫"સૂર્ય, ચંદ્ર અને તારાઓ સાથે આશ્ચર્યજનક
ઘટનાઓ બનશે. પૃથ્વી પરના લોકો ફસાયાની લાગણી
અનુભવશે. સમુદ્રોમાં ગર્જના તોફાન સર્જાશે. અને લોકો
તેનું કારણ સમજી શકશે નહિ. ૨૬લોકો પૃથ્વી પર શું
થશે તેની અતિશય ચિંતાઓથી ભયભીત થઈ જશે.
પૃથ્વી પર જે કંઈ થશે તેનાથી આકાશમાં જે બધું છે તે
પણ બદલાઈ જશે. ૨૭પછી લોકો માણસના દીકરાને
પરાક્રમ સાથે અને મહા મહિમાસહિત વાદળાંમાં આવતો
જોશે. ૨૮જ્યારે આ ઘટનાઓ બનવા લાગે ત્યારે ઊંચે
નજર કરો અને ખુશ થાઓ! ચિંતા ના કરો. કારણ કે
તમે જાણો છો કે તમારો ઉદ્ધાર થવાનો સમય પાસે
આવ્યો છે!"

### મારી વાતો જતી રહેવાની નથી

૨૯પછી ઈસુએ આ વાર્તા કહી કે; "બધાં વૃક્ષો તરફ
જુઓ. અંજીરનું વૃક્ષ એક સરસ ઉદાહરણ છે. ૩૦જ્યારે

તે ફૂટવા માંડે છે ત્યારે તમે જાણો છો કે ઉનાળો નજીક છે. ૩૧તે જ રીતે આ બધી બાબતો વિષે મેં તમને કહ્યું છે. જ્યારે તમે આ બધી બાબતો બનતી જોશો, ત્યારે તમે જાણી શકશો કે દેવનું રાજ્ય ઘણું જલદી આવી રહ્યું છે.

૩૨"હું તમને સત્ય કહું છું. આ બધી વસ્તુઓ બનશે ત્યારે આ સમયના લોકો ત્યાં સુધી જીવતા હશે! ૩૩આખી પૃથ્વી અને આકાશ નાશ પામશે, પણ મેં જે શબ્દો કહ્યા છે તેનો નાશ કદાપિ થશે નહિ!

### પ્રત્યેક ક્ષણે તૈયાર રહો

૩૪"સાવધાન રહો! તમારો સમય ખાવા પીવામાં બગાડો નહિ અથવા દુન્યવી વસ્તુઓની ચિંતા ના કરો. જો તમે એમ કરશો તો તમે સાચો વિચાર કરી શકશો નહિ. અને પછી જો એકાએક અંત આવી પહોંચશે ત્યારે તમે તૈયાર નહિ હોય. ૩૫પૃથ્વી પરના તમામ લોકો માટે તે આશ્ચર્યજનક રીતે આવશે. ૩૬તેથી હર વખત તૈયાર રહો. અને પ્રાર્થના કરો કે આ બધું જે થવાનું છે તેમાંથી તમારી જાતને સલામત રીતે પસાર થવા તથા માણસના દીકરા સમક્ષ ઊભા રહેવાને તમે પ્રબળ થાઓ."

૩૭દિવસ દરમિયાન, ઈસુ લોકોને મંદિરમાં બોધ આપતો, રાત્રે તે શહેરની બહાર જતો અને આખી રાત જૈતૂનના પહાડ પર રહેતો. ૩૮પ્રત્યેક સવારે બધા લોકો વહેલા ઊઠતા અને ઈસુને ધ્યાનથી સાંભળવા મંદિરમાં જતા.

### યહૂદી આગેવાનોની ઈસુને મારી નાખવાની ઈચ્છા

૨૨ હવે બેખમીર રોટલીનું પર્વ જે પાસ્ખા કહેવાય છે તેનો લગભગ સમય હતો. ૨મુખ્ય યાજકો અને શાસ્ત્રીઓ ઈસુને મારી નાખવાનો રસ્તો શોધવાના પ્રયત્નો કરતા હતા. પણ તેઓ લોકોથી ડરતા હતા.

### યહૂદાની ઈસુ વિરુદ્ધ યોજના

૩ઈસુના બાર પ્રેરિતોમાં એકનું નામ યહૂદા ઈશ્કરિયોત હતું. શેતાન યહૂદામાં પેઠો. અને તેને ખરાબ કૃત્યો કરવા પ્રેર્યો. ૪યહૂદા મુખ્ય યાજકો અને કેટલાએક સરદારો જે મંદિરના રક્ષકો હતા તેઓને મળ્યો અને તેઓની સાથે વાતો કરી. યહૂદાએ તેઓને ઈસુને કેવી રીતે સોંપવો તે સંબંધી મસલત કરી. ૫યાજકો આ બાબતથી વધારે ખુશ હતા. જો તે ઈસુ તેઓને સોંપે તો તેઓએ યહૂદાને પૈસા આપવાનું વચન આપ્યું. ૬યહૂદાએ સંમતી આપી. પછી યહૂદા તેઓને ઈસુ સોંપવાના ઉત્તમ સમયની રાહ જોવા લાગ્યો. અને લોકો તેની આજુબાજુ હાજર ના હોય તેવા પ્રસંગે તેને તેઓના હાથમાં સોંપવાની તક જોવા લાગ્યો.

### પાસ્ખા ભોજનની તૈયારી

૭બેખમીર રોટલીનો દિવસ આવ્યો. આ તે દિવસ હતો જ્યારે યહૂદીઓ પાસ્ખાના યજ્ઞમાં ઘેટાઓનું બલિદાન આપતા હતા. ૮ઈસુએ પિતર અને યોહાનને કહ્યું કે; "જાઓ, આપણે ખાવા માટે પાસ્ખા ભોજન તૈયાર કરો."

૯પિતર અને યોહાને ઈસુને કહ્યું કે, "તું આ ભોજનની તૈયારી અમારી પાસે ક્યાં કરાવવા ઈચ્છે છે?"

ઈસુએ તેઓને કહ્યું, ૧૦"સાંભળો! તમે શહેરમાં અંદર જશો, ત્યાર બાદ તમે એક માણસને પાણીની ગાગર લઈ જતા જોશો. તેની પાછળ જજો. તે એક મકાનમાં જશે. તમે તેની સાથે જાઓ. ૧૧તે ઘરના માલિકને કહો, 'ઉપદેશક પૂછે છે કે તું કૃપા કરીને અમને તે ખંડ બતાવ જ્યાં હું અને મારા શિષ્યો પાસ્ખા ભોજન લઈશું.' ૧૨પછી તે માણસ જે મકાનનો માલિક છે તે તમને મેડી પર એક મોટો ખંડ બતાવશે. આ ખંડ તમારા માટે તૈયાર હશે ત્યાં પાસ્ખા ભોજન તૈયાર કરો."

૧૩તેથી પિતર અને યોહાન ગયા. ઈસુએ કહ્યા પ્રમાણે જ બધું બન્યું. તેથી તેઓએ પાસ્ખા ભોજન તૈયાર કર્યુ.

### પ્રભુનું ભોજન

૧૪પાસ્ખા ભોજન કરવાનો તેઓનો સમય આવ્યો. ઈસુ અને તેના પ્રેરિતો મેજ પાસે બેઠા હતા. ૧૫ઈસુએ તેઓને કહ્યું કે; "હું મૃત્યુ પામું તે પહેલા મારી તમારી સાથે પાસ્ખા ખાવાની ઘણી ઈચ્છા હતી. ૧૬હું તમને કહું છું દેવના રાજ્યમાં પાસ્ખા ભોજનનો સાચો અર્થ અપાય નહિ ત્યાં સુધી હું ફરીથી કદાપિ પાસ્ખા ભોજન ખાવાનો નથી."

૧૭પછી ઈસુએ એક પ્યાલો દ્રાક્ષારસ લીધો. તેણે તે માટે દેવની સ્તુતિ કરી. પછી તેણે કહ્યું, "આ પ્યાલો લો અને અહીં દરેક જણને તે આપો. ૧૮હું તમને કહું છું દેવનું રાજ્ય આવે ત્યાં સુધી હું ફરીથી દ્રાક્ષારસ પીનાર નથી."

૧૯પછી ઈસુએ કેટલીએક રોટલી લીધી. તેણે રોટલી માટે દેવની સ્તુતિ કરી અને તેના ટુકડા કર્યા. તેણે તે ટુકડા શિષ્યોને આપ્યા. પછી ઈસુએ કહ્યું કે, "આ રોટલી મારું શરીર છે કે જે હું તમારા માટે આપું છું. મારી

યાદગીરીમાં આ કરો." ૨૦આજ પ્રમાણે સાંજના ભોજન
પછી ઈસુએ એક દ્રાક્ષારસનો પ્યાલો લીધો અને કહ્યું
કે, "આ દ્રાક્ષારસ દેવનો તેના લોકો માટેનો નવો કરાર
છે. આ નવો કરાર મારા લોહી (મરણ) થી શરૂ થાય છે.
જે હું તમારા માટે આપું છું."

### ઈસુની વિરુદ્ધ કોણ?

૨૧ઈસુએ કહ્યું કે, "તમારામાંનો એક મારી વિરુદ્ધ
થશે. તેનો હાથ મેજ પર મારા હાથની બાજુમાં છે.
૨૨માણસનો દીકરો દેવની યોજના પ્રમાણે કરશે. જે
માણસના દીકરાને મારી નાંખવા માટે આપશે, તે બાબત
તે માણસને માટે ખરાબ છે. તેને અફસોસ છે!"
૨૩પછી શિષ્યોએ એકબીજાને પૂછયું કે,
"આપણામાંનો કોણ ઈસુ માટે આવું કરનાર હશે?"

### સેવક જેવા બનો

૨૪પાછળથી પ્રેરિતો વિષે અંદરો અંદર દલીલો કરવા
લાગ્યા કે તેઓના બધામાં મુખ્ય કોણ.
૨૫પછી ઈસુએ તેઓને કહ્યું કે, 'દુનિયાના રાજાઓ
તેમની પ્રજા પર શાસન કરે છે. જે માણસોનો બીજા
લોકો પર અધિકાર હોય છે તેઓ તે લોકોના મહાન
પરોપકારી હોવાનું લોકો પાસે કહેવડાવે છે.' ૨૬પણ
તમારે તેમના જેવું થવું ના જોઈએ. સૌથી મુખ્ય વ્યક્તિએ
સૌથી નાની વ્યક્તિ જેવા થવું જોઈએ, આગેવાનોએ
સેવકો જેવા થવું જોઈએ. ૨૭કોણ વધારે અગત્યનું છે,
જે વ્યક્તિ મેજ પાસે બેસે છે તે કે જે વ્યક્તિ તેની સેવા
કરે છે તે? ખરેખર જે વ્યક્તિ મેજ પાસે બેસે છે તે
વધારે અગત્યની છે, પણ હું તો તમારી વચ્ચે એક
સેવક જેવો છું!
૨૮"તમે લોકો મારા પરીક્ષણ સમયમાં મારી સાથે
રહ્યા છો. ૨૯મારા બાપે મને એક રાજ્ય આપ્યું છે. હું
પણ તમને મારી સાથે શાસનનો અધિકાર આપું છું.
૩૦મારા રાજ્યમાં તમે મારી સાથે ખાશો અને પીશો.
તમે ઈઝરાએલના બાર કુળોનો ન્યાય કરવા રાજ્યાસનો
પર બિરાજશો.

### તમારો વિશ્ર્વાસ ગુમાવો નહિ

૩૧"ઓ સિમોન, સિમોન જો શેતાને એક ખેડૂત જેમ
ઘઉં ચાળે છે તેમ તને કબજે લેવા માગ્યો. ૩૨મેં પ્રાર્થના
કરી છે કે તું તારો વિશ્ર્વાસ ગુમાવે નહિ! જ્યારે તમે
મારી પાસે પાછા આવો ત્યારે તમારા ભાઈઓને વધારે
મજબૂત થવામાં મદદ કરજો."

૩૩પણ પિતરે ઈસુને કહ્યું કે, "પ્રભુ, હું તારી સાથે
જેલમાં આવવા તૈયાર છું, હું તારી સાથે મરવા માટે
પણ તૈયાર છું!"
૩૪પણ ઈસુએ કહ્યું કે, "પિતર, હું તને કહું છું કે
આજે મરઘો બોલે તે પહેલા તું મને ઓળખતો નથી,
એમ (કહીને) તું ત્રણ વાર મારો નકાર કરશે!"

### મુશ્કેલીઓ માટે તૈયાર થાઓ

૩૫પછી ઈસુએ પ્રેરિતોને કહ્યું કે: "મેં તમને લોકોને
ઉપદેશ આપવા મોકલ્યા. મેં પૈસા વગર, થેલી કે જોડા
વગર મોકલ્યા, તમારે કશાની જરૂર પડી?"
પ્રેરિતોએ કહ્યું, "ના."
૩૬ઈસુએ તેઓને કહ્યું કે, "પણ હવે જો તમારી પાસે
થેલી અને પૈસા હોય તો તમારી પાસે રાખો. જો તમારી
પાસે તલવાર ના હોય તો તમારા કપડાં વેચીને એક
ખરીદી રાખો. ૩૭પવિત્ર લેખ કહે છે કે:

'લોકોએ કહ્યું કે તે એક ગુનેગાર હતો.'
*યશાયા ૫૩: ૧૨*

એ જે લખેલું છે તે મારામાં હજી પૂરું થવું જોઈએ,
અને તે હવે બની રહ્યું છે."
૩૮તે શિષ્યોએ કહ્યું કે, "પ્રભુ, જો, અહીં બે તલવાર
છે!"
ઈસુએ તેઓને કહ્યું કે, "બે પૂરતી હશે."

### ઈસુનું પ્રેરિતોને પ્રાર્થના કરવા કહેવું

૩૯-૪૦ઈસુએ શહેર (યરૂશાલેમ) છોડ્યું અને જૈતૂન
પહાડ પરની જગ્યાએ પહોંચ્યો. તેના શિષ્યો તેની સાથે
ગયા. (ઈસુ ત્યાં વારંવાર જતો.) ઈસુએ તેના શિષ્યોને
કહ્યું કે, "પ્રાર્થના કરો કે તમે પરીક્ષણમાં ન પડો."
૪૧પછી ઈસુ તેઓનાથી લગભગ ૫૦ ડગલા દૂર
ગયો અને ઘૂંટણે પડ્યો અને પ્રાર્થના કરી. ૪૨"હે બાપ,
જો તારી ઈચ્છા હોય તો, આ યાતનાનો પ્યાલો મારાથી
દૂર કર: તોપણ મારી ઈચ્છા પ્રમાણે નહિં પણ તારી
ઈચ્છા પ્રમાણે થાઓ." ૪૩પછી એક દૂત દેખાયો, તે દૂત
આકાશમાંથી ઈસુની મદદ માટે આવ્યો હતો. ૪૪ઈસુ
ખૂબ પીડાતો હતો. પ્રાર્થનામાં તેણે ખૂબ આગ્રહ કર્યો,
તેના મોઢા પરથી પડતો પરસેવો લોહીનાં ટીપાં જેવો
ધરતી પર પડતો હતો. ૪૫જ્યારે ઈસુએ પ્રાર્થના પૂરી
કરી તેના શિષ્યો પાસે ગયો ત્યારે તેઓ ઘસઘસાટ ઊંઘતા
હતા. (તેઓ તેમના દુ:ખોથી વધારે થાક્યા હતા.)

૪૬ઈસુએ તેઓને કહ્યું કે, "તમે શા માટે ઊંઘો છો? ઊભા થાઓ અને પરીક્ષણો સામે મજબૂત બનવા પ્રાર્થના કરો."

### ઈસુનું પકડાઈ જવું

૪૭જ્યારે ઈસુ બોલતો હતો ત્યારે એક લોકોનું ટોળું આવ્યું. બાર પ્રેરિતોમાંનો એક સમૂહને દોરતો હતો. તે યહૂદા હતો. યહૂદા ઈસુની નજીક આવ્યો જેથી તે ઈસુને ચૂંબન કરી શકે.

૪૮પણ ઈસુએ તેને કહ્યું કે, "યહૂદા, શું તું ચુંબનનો ઉપયોગ કરીને માણસના દીકરાને દુશ્મનોને સોંપવા ઈચ્છે છે?" ૪૯ઈસુના શિષ્યો પણ ત્યાં ઊભા હતા. જે થતું હતું તે તેઓએ જોયું. શિષ્યોએ ઈસુને કહ્યું કે, "પ્રભુ, અમારે તલવારોનો ઉપયોગ કરવો જોઈએ?" ૫૦એટલામાં તો શિષ્યોમાંના એકે તેનો ઉપયોગ કર્યો. તેણે મુખ્ય યાજકના ચાકરનો જમણો કાન કાપી નાખ્યો.

૫૧ઈસુએ કહ્યું કે, "અહી જ બંધ કર!" પછી ઈસુએ ચાકરના કાનને સ્પર્શ કરીને તેને સાજો કર્યો.

૫૨ઈસુને પકડવા જે સમૂહ આવ્યો હતો તેઓ મુખ્ય યાજકો, વડીલો અને યહૂદી સરદારો હતા. ઈસુએ તેઓને કહ્યું કે, "તમે તલવારો અને લાકડીઓ સાથે અહીં બહાર શા માટે આવ્યા છો? શું તમે વિચારો છો કે હું એક ગુનેગાર છું? ૫૩હું દરરોજ મંદિરમાં તમારી સાથે હતો. ત્યાં મને પકડવાનો પ્રયત્ન તમે શા માટે ન કર્યો? પણ આ તમારો સમય છે, એવો સમય જ્યારે અંધકારનું (પાપનું) સામર્થ્ય હોય છે."

### ઈસુને ઓળખું છું તેવું કહેવાનો પિતરનો ભય

૫૪તેઓ ઈસુને પકડીને દૂર લઈ ગયા. તેઓ ઈસુને મુખ્ય યાજકના ઘરમાં લાવ્યા. પિતર તેની પાછળ ગયો. પણ તે ઈસુની નજીક આવી શક્યો નહિ. ૫૫સૈનિકો ચોકની વચમાં અગ્નિ સળગાવીને સાથે બેઠા હતા. પિતર તેઓની સાથે બેઠો. ૫૬એક સેવિકાએ પિતરને ત્યાં બેઠેલો જોયો. અગ્નિના પ્રકાશને કારણે તે જોઈ શકી. તે છોકરીએ નજીકથી પિતરના ચહેરાને જોયો, પછી તેણે કહ્યું કે, "આ માણસ પણ તેની (ઈસુની) સાથે હતો!"

૫૭પણ પિતરે કહ્યું કે આ સાચું નથી. તેણે કહ્યું, "બાઈ, હું તેને જાણતો નથી." ૫૮થોડા સમય પછી, બીજી એક વ્યક્તિએ પિતરને જોયો અને કહ્યું કે, "તું પણ તેમાંનો એક છે."

પણ પિતરે કહ્યું, "ભાઈ, હું તેના શિષ્યોમાંનો એક નથી!"

૫૯લગભગ એક કલાક પછી બીજા એક માણસે કહ્યું કે, "તે સાચું છે! આ માણસ તેની (ઈસુ) સાથે હતો. તે ગાલીલનો છે!" તે માણસે કહ્યું કે આ બાબતની તેને ખાતરી હતી.

૬૦પણ પિતરે કહ્યું કે, "ભાઈ, તું શું વાત કરે છે, તે હું જાણતો નથી!"

જ્યારે તે બોલતો હતો કે તરત જ મરઘો બોલ્યો. ૬૧પછી પ્રભુ ફર્યો અને પિતરની આંખોમાં જોયું અને પ્રભુએ જે તેને કહ્યું હતું તે પિતરને યાદ આવ્યું. "સવારે મરઘો બોલ્યા અગાઉ, તું ત્રણ વાર કહીશ કે તું મને ઓળખતો નથી." ૬૨પછી પિતર બહાર ગયો અને ખૂબ રડ્યો.

### ઈસુ તરફ લોકોનું હસવું

૬૩-૬૪કેટલાએક માણસો ઈસુની ચોકી કરતા હતા. તેઓ ઈસુની આ પ્રમાણે મશ્કરી કરતા હતા: તેઓએ તેની આંખે પાટા બાંધ્યા હતા તેથી તે તેઓને જોઈ શકે નહિ. પછીથી તેઓએ તેને માર્યો અને કહ્યું કે, "જો તું પ્રબોધક હોય, તો અમને કહે તને કોણે માર્યો?" ૬૫તે માણસોએ ઈસુની નિંદા કરીને તેની વિરુદ્ધ બીજું ઘણું કહ્યું.

### યહૂદી આગેવાનો સમક્ષ ઈસુ

૬૬બીજી સવારે, લોકોના વડીલોની સભા, મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ સાથે ભેગી થઈ. તેઓએ ઈસુને તેઓની ઊંચામાં ઊંચી ન્યાયસભામાં લઈ ગયા. ૬૭તેઓએ કહ્યું કે, "જો તું ખ્રિસ્ત હોય, તો અમને કહે!"

ઈસુએ તેઓને કહ્યું કે, "જો હું તમને કહું કે હું ખ્રિસ્ત છું તો તમે મારું માનવાના નથી, ૬૮અને જો હું તમને પૂછીશ તો તમે ઉત્તર આપવાના નથી. ૬૯પણ હવે પછી માણસનો દીકરો દેવના રાજયાસનની જમણી બાજુએ બેસશે."

૭૦તેઓ બધાએ કહ્યું કે, "તો શું તું દેવનો દીકરો છે?" ઈસુએ તેઓને કહ્યું કે, "હા, તમે સાચા છો જ્યારે તમે જ કહો છો કે હું તે છું."

૭૧તેઓએ કહ્યું કે, "હવે આપણને બીજા સાક્ષીઓની શી જરૂર છે? આપણે આપણી જાતે તેને આ કહેતો સાંભળ્યો છે!"

### હાકેમ પિલાત ઈસુને પ્રશ્નો પૂછે છે

૨૩ પછી આખો સમૂહ ઊભો થયો અને પિલાત પાસે ઈસુને લઈ ગયો. તેઓ ઈસુની વિરુદ્ધ

તહોમત મૂકવા લાગ્યા. ૨તેઓએ પિલાતને કહ્યું કે, "અમારા લોકોના વિચારોને બદલવાના પ્રયત્ન કરતા આ માણસને અમે પકડ્યો છે. કૈસરને કરવેરા આપવાનો તેણે વિરોધ કર્યો. તે એક ખ્રિસ્ત રાજા હોવાનો દાવો કરે છે."

૩પિલાતે ઈસુને પૂછયું કે, "શું તું યહૂદીઓનો રાજા છે?"

ઈસુએ ઉત્તર આપ્યો; "હા, તે સાચું છે."

૪પિલાતે મુખ્ય યાજકો તથા લોકોને કહ્યું કે; "મને આ માણસમાં કંઈ ખોટું દેખાતું નથી."

૫તેઓએ ફરીફરીને કહ્યું કે, "પણ તે લોકોને ઉશ્કેરે છે! તે યહૂદિયાની આજુબાજુ બોધ આપે છે. તેણે ગાલીલમાં શરૂ કર્યો અને હવે તે અહી છે!"

### પિલાત ઈસુને હેરોદ પાસે મોકલે છે

૬પિલાતે આ સાંભળ્યું અને પૂછયું કે, શું ઈસુ ગાલીલનો હતો? ૭પિલાતે જાણ્યું કે ઈસુ હેરોદના તાબામાં છે. તે વખતે હેરોદ યરૂશાલેમમાં હતો. તેથી પિલાતે ઈસુને તેની પાસે મોકલ્યો. ૮જ્યારે હેરોદે ઈસુને જોયો ત્યારે તે ઘણો ખુશ થયો. હેરોદે ઈસુ વિષે ઘણી બાબતો સાંભળી હતી. તેથી લાંબા સમયથી તે ઈસુને મળવા ઈચ્છતો હતો. હેરોદ કોઈ ચમત્કાર જોવા માંગતો હતો. તેથી તેણે આશા રાખી કે ઈસુ કંઈ ચમત્કાર કરશે. ૯હેરોદે ઈસુને ઘણા પ્રશ્નો પૂછયા, પણ ઈસુએ કંઈ કહ્યું નહિ. ૧૦મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ ત્યાં ઊભા હતા. તેઓએ ઈસુની વિરુદ્ધ તહોમત મૂકવાનું ચાલુ રાખ્યું. ૧૧પછી હેરોદ અને તેના સૈનિકો ઈસુને હસતા હતા. તેઓએ ઈસુને રાજાઓના જેવાં કપડાં પહેરાવી તેની મજાક ઉડાવી. પછી હેરોદે ઈસુને પાછો પિલાત પાસે મોકલ્યો. ૧૨ભૂતકાળમાં પિલાત અને હેરોદ હંમેશા દુશ્મનો હતા પણ તે દિવસે હેરોદ અને પિલાત મિત્રો બન્યા.

### ઈસુએ મરવું જોઈએ

૧૩પિલાતે મુખ્ય યાજકો, યહૂદી અધિકારીઓ અને બધા લોકોને ભેગા કર્યા અને સાથે બોલાવ્યા. ૧૪પિલાતે તેઓને કહ્યું કે, "આ માણસને (ઈસુ) તમે મારી પાસે લાવ્યા છો. તમે કહ્યું કે તે લોકોનું પરિવર્તન કરે છે. પણ મેં તમારી સમક્ષ તેની પરીક્ષા કરી, મને તેણે કંઈ ખોટું કર્યુ હોય એવું દેખાયું નહિ. ૧૫હેરોદને પણ કંઈ ખોટું જણાયું નથી. તેઓ આક્ષેપ મૂકે છે તેમાંનું તેણે કશું જ કર્યુ નથી. પણ તેનામાં કંઈ ખોટું દેખાયું નથી. હેરોદે ઈસુને આપણી પાસે પાછો મોકલ્યો છે તેથી તેને મારી નાખવો જોઈએ નહિ. ૧૬તેથી હું તેને થોડી શિક્ષા કર્યા પછી, તેને જવા માટે મુક્ત કરીશ." ૧૭હવે દર વર્ષે પાસ્ખાપર્વને દિવસે લોકોને માટે પિલાતે એક કેદીને છોડી દેવો પડતો હતો.

૧૮પણ બધા લોકોએ બૂમો પાડી, "તેને મારી નાખો! બરબ્બાસને મુક્ત કરો!" ૧૯(બરબ્બાસ શહેરમાં હુલ્લડ શરૂ કરવા બદલ બંદીખાનામાં હતો. તેણે કેટલાક માણસોની હત્યા પણ કરી હતી.)

૨૦પિલાત ઈસુને મુક્ત કરવા ઈચ્છતો હતો. તેથી પિલાતે તેને ફરીથી કહ્યું કે તે ઈસુને છોડી મૂકશે. ૨૧પણ તેઓએ વારંવાર બૂમો પાડી, "તેને મારી નાખો!" "વધસ્તંભ પર મારી નાખો!"

૨૨ત્રીજી વખત પિલાતે લોકોને કહ્યું કે, "શા માટે ? તેણે શું ખોટું કર્યુ છે? તે દોષિત નથી. તેને મારી નાખવાનું કોઈ કારણ મને દેખાતું નથી. તેથી હું તેને થોડીક સજા કરીને પછી છોડી દઈશ."

૨૩પણ લોકોએ બૂમો પાડવાનું ચાલુ રાખ્યું. તેઓએ માંગણી કરી કે ઈસુને વધસ્તંભે જડાવીને મારી નાખો. તેમની બૂમો એટલી મોટી થઈ કે ૨૪પિલાતે તેઓના માંગ્યા પ્રમાણે તેઓને આપવાનો નિર્ણય કર્યો. ૨૫લોકો બરબ્બાસને મુક્ત કરાવવા ઈચ્છતા હતા. બરબ્બાસ હુલ્લડ શરૂ કરાવવા બદલ તથા લોકોની હત્યા માટે બંદીખાનામાં હતો. પિલાતે બરબ્બાસને છોડી મૂક્યો. અને પિલાતે ઈસુને મારી નાખવા માટે લોકોને સોંપ્યો. લોકોને તો આ જ જોઈતું હતું.

### ઈસુનું વધસ્તંભે મૃત્યું

૨૬ઈસુને મારી નાખવા સૈનિકો દૂર લઈ જતા હતા. તે જ સમયે સીમમાંથી એક માણસ શહેરમાં આવતો હતો. તેનું નામ સિમોન હતું. સિમોન, કુરેની શહેરનો હતો. સૈનિકોએ સિમોનને ઈસુનો વધસ્તંભ તેની ખાંધે ચઢાવીને ઈસુની પાછળ ચાલવા ફરજ પાડી.

૨૭ઘણા બધા લોકો ઈસુની પાછળ ચાલ્યા. તેમાંની ઘણી સ્ત્રીઓ હતી જેઓ ઈસુ માટે વિલાપ કરતી હતી અને રડતી હતી. ૨૮પરંતુ ઈસુએ તેમના તરફ ફરીને કહ્યું કે, "યરૂશાલેમની સ્ત્રીઓ, મારા માટે રડશો નહિ. તમારી જાત માટે અને તમારા બાળકો માટે રડો! ૨૯સમય એવો આવે છે કે જયારે લોકો કહેશે કે, એ સ્ત્રીઓને ધન્ય છે જેઓને બાળકો થઈ શકતા નથી. તે સ્ત્રીઓને ધન્ય છે કે જેઓએ બાળકોને જન્મ આપ્યો નથી. અને જેઓએ બાળકોને ધવડાવ્યું નથી.' ૩૦પછી લોકો

પહાડોને કહેશે કે, 'અમારા પર પડો!' લોકો ટેકરીઓને
કહેશે કે, 'અમને ઢાંકી નાખો!' ૩૧જો હમણા જયારે
જીવન સારૂં છે ત્યારે લોકો આ રીતે વર્તશે. પણ જયારે
ખરાબ સમય આવશે ત્યારે શું થશે? કેમ કે જો તેઓ
લીલા ઝાડને આમ કરે છે તો સૂકાને શું નહિ કરશે?"
૩૨ત્યાં બીજા બે ગુનેગારો પણ હતા તેઓને મારી
નાખવા માટે તેઓ ઈસુની સાથે દોરી જતા હતા. ૩૩ઈસુ
અને તે બે ગુનેગારોને "ખોપરી" નામની જગ્યાએ લઈ
ગયા. ત્યાં સૈનિકોએ ઈસુને ખીલા ઠોકીને વધસ્તંભે
જડ્યો. તેઓએ એક ગુનેગારને ઈસુની જમણી બાજુએ
વધસ્તંભે જડ્યો. તેઓએ બીજા ગુનેગારને ઈસુની ડાબી
બાજુએ વધસ્તંભે જડ્યો. ૩૪ઈસુએ કહ્યું કે, "હે બાપ,
આ લોકોને માફ કર. જેઓ મારી હત્યા કરી રહ્યા છે.
તેઓ શું કરી રહ્યા છે તે તેઓ જાણતા નથી."
સૈનિકોએ પાસા ફેંકીને જુગાર રમ્યો અને નક્કી કર્યુ
કે ઈસુના લૂગડાં કોણ લેશે. ૩૫લોકો ત્યાં ઊભા રહીને
ઈસુને જોતા હતા. યહૂદી અધિકારીઓ ઈસુની મશ્કરી
કરતાં હતા. તેઓએ કહ્યું કે, "જો તે દેવનો એક પસંદ
કરાયેલ ખ્રિસ્ત હોય તો તેને તેનો બચાવ તેની જાતે
કરવા દો. તેણે બીજા લોકોને બચાવ્યા છે. શું તેણે નથી
બચાવ્યા?"
૩૬સૈનિકોએ પણ ઈસુની ઠઠ્ઠા મશ્કરી કરી. તેઓ
ઈસુ પાસે આવ્યા અને તેને થોડો સરકો આપ્યો.
૩૭સૈનિકોએ કહ્યું કે, "જો તું યહૂદીઓનો રાજા હોય તો
તું તારી જાતને બચાવ!" ૩૮(વધસ્તંભની ટોચ પર આ
શબ્દો લખેલા હતા: "**આ યહૂદીઓનો રાજા છે.**")
૩૯ગુનેગારોમાંનો એક જેને ત્યાં ફાંસીએ લટકાવ્યો
હતો તેણે ઈસુનું અપમાન કરીને બૂમો પાડવાનું શરૂ
કર્યુ. "શું તું ખ્રિસ્ત નથી? તો તારી જાતને બચાવ! અને
અમને પણ બચાવ!"
૪૦પરંતુ બીજા ગુનેગારે તેને અટકાવ્યો. તેણે કહ્યું કે,
"તારે દેવથી ડરવું જોઈએ! આપણે બધા જલદીથી મરી
જઈશું! ૪૧તારા અને મારા માટે મૃત્યુ ન્યાયી રીતે આવી
રહ્યું છે કારણ કે આપણને જે કંઈ મળ્યું છે તે આપણા
કુકર્મો માટે યોગ્ય છે. આ માણસે તો કશું જ ખોટું કર્યુ
નથી." ૪૨પછી આ ગુનેગારે ઈસુને કહ્યું કે, "ઈસુ, જ્યારે
તું રાજા તરીકે શાસન શરૂ કરે ત્યારે મને સંભારજે!"
૪૩પછી ઈસુએ તેને કહ્યું કે, "ધ્યાનથી સાંભળ, હું
જે કહું છું તે સાચું છે. આજે તું મારી સાથે પારાદેસ*
માં હોઈશ!"

### ઈસુ મૃત્યુ પામે છે

૪૪તે લગભગ બપોર હતી, પરંતુ સમગ્ર વિસ્તારમાં
બપોરના ત્રણ વાગ્યા સુધી અંધકાર છવાયો હતો. ૪૫ત્યાં
સૂરજ ન હતો. મંદિરમાંનો પડદો બે ભાગમાં ફાટી ગયો.
૪૬ઈસુએ જોરથી ઊંચા અવાજે પોકાર કર્યો કે, "ઓ
બાપ, હું મારો આત્મા તારા હાથમાં સોંપું છું." ઈસુએ
એમ કહ્યું, પછી તે મૃત્યુ પામ્યો.
૪૭લશ્કરના અધિકારીએ ત્યાં જે કંઈ થયું તે જોયું.
તેણે દેવની સ્તુતિ કરીને કહ્યું કે, "હું જાણું છું આ માણસ
ખરેખર ન્યાયી હતો!"
૪૮ઘણા લોકો આ જોવા માટે શહેરની બહાર આવ્યા.
જ્યારે લોકોએ તે જોયું, તેઓ છાતી કૂટતા દુઃખી થઈ
વિદાય થયા અને જતા રહ્યા. ૪૯ઈસુના નજીકના મિત્રો
ત્યાં હતા. ત્યાં કેટલીએક સ્ત્રીઓ ગાલીલમાંથી ઈસુની
પાછળ આવી હતી તે પણ ત્યાં હતી. તેઓ વધસ્તંભથી
ઘણે દૂર ઊભા રહીને આ જોતી હતી.

### અરિમથાઈનો યૂસફ

૫૦-૫૧યહૂદીઓના શહેર અરિમથાઈનો એક માણસ
ત્યાં હતો. તેનું નામ યૂસફ હતું. તે એક સારો, અને
ધાર્મિક માણસ હતો. તે દેવના રાજ્યની આવવાની રાહ
જોતો હતો. તે યહૂદીઓની ન્યાયસભાનો સભ્ય હતો.
જ્યારે બીજા યહૂદીઓના આગેવાનોએ ઈસુને મારી
નાખવાનો નિર્ણય કર્યો ત્યારે તે સંમત થયો નહોતો.
૫૨યૂસફે પિલાત પાસે જઈને ઈસુનો દેહ માંગ્યો. પિલાતે
યૂસફને શબ લેવાની હા પાડી. ૫૩તેથી યૂસફે વધસ્તંભ
પરથી દેહ નીચે લાવીને લૂગડાંમાં વીંટાળ્યું. પછી તેણે
ઈસુનું દેહ ખડકમાં ખોદેલી કબરમાં મૂક્યું. આ અગાઉ
આ કબર કદી ઉપયોગમાં લેવાઈ ન હતી. ૫૪તે દિવસ
સિદ્ધિકરણનો હતો. જ્યારે સૂર્યાસ્ત થયો ત્યારે,
વિશ્રામવાર શરૂ થયો હતો.
૫૫જે સ્ત્રીઓ ગાલીલથી ઈસુની સાથે આવી હતી તે
યૂસફ પાછળ ગઈ. તેઓએ કબર જોઈ. તેઓએ જ્યાં
ઈસુનો દેહ મૂકવામાં આવ્યો હતો તે પણ જોયું. ૫૬પછી
તે સ્ત્રીઓ ઈસુના દેહ પર મસાલા તથા સુગંધિત દ્રવ્યો
મૂકવા માટેની તૈયારી કરવા પાછી આવી.
વિશ્રામવારે તેઓએ વિશ્રામ લીધો. મૂસાના નિયમ
પ્રમાણે બધા જ લોકોએ આ કર્યુ.

### ઈસુના પુનરુત્થાનના સમાચાર

૨૪ વહેલી સવારે, અઠવાડિયાના પહેલા દિવસે,
સ્ત્રીઓ કબર પાસે જ્યાં ઈસુનો દેહ મૂકયો

---

**પારાદૈસ** સારા માણસો મરણ પામ્યા પછી જાય છે તે જગ્યા.

હતો ત્યાં આવી. તેઓ તેને માટે બનાવેલા સુગંધી દ્રવ્યો
લાવી હતી. ૨એક ભારે પથ્થર કબરના દ્વારને બંધ કરવા
મૂકવામાં આવ્યો હતો. પણ સ્ત્રીઓએ જોયું કે પથ્થર
ગબડાવી દેવામાં આવ્યો હતો. ૩તેઓ અંદર ગઈ, પણ
તેઓએ પ્રભુ ઈસુનો દેહ જોયો નહિ. ૪સ્ત્રીઓ આ સમજી
શકી નહિ જ્યારે તેઓ આ વિષે અચરજ પામતાં હતાં
ત્યારે ચળકતાં લૂગડાંમાં બે માણસો (દૂતો) તેઓની
બાજુમાં આવીને ઊભા. ૫તે સ્ત્રીઓ ઘણી ડરી ગઈ;
તેઓએ તેમના મસ્તક નીચાં નમાવ્યાં. તે બે માણસોએ
સ્ત્રીઓને કહ્યું કે, "જે જીવંત વ્યક્તિ છે તેને તમે અહી
શા માટે શોધો છો? આ જગ્યા તો મરેલા લોકો માટે છે.
૬ઈસુ અહી નથી. તે મૃત્યુમાંથી ઊઠયો છે! તમને યાદ
છે જ્યારે તે ગાલીલમાં હતો ત્યારે શું કહ્યું હતું? ૭ઈસુએ
કહ્યું હતું કે માણસનો દીકરો દુષ્ટ માણસોને સોંપાય,
વધસ્તંભ પર જડાય અને મારી નંખાય તથા ત્રીજા
દિવસે પાછો ઊઠે એ અવશ્યનું છે." ૮પછી સ્ત્રીઓને
ઈસુએ જે કહ્યું હતું તે યાદ આવ્યું.

૯સ્ત્રીઓ કબર આગળથી પાછી આવી અને અગિયાર
શિષ્યો તથા બીજા શિષ્યો પાસે ગઈ. સ્ત્રીઓએ કબરમાં
જે કંઈ થયું હતું તે બધું તેઓને કહ્યું. ૧૦આ સ્ત્રીઓમાં
મગ્દલાની મરિયમ, યોહાન્ના યાકૂબની (મા) મરિયમ
તથા કેટલીએક બીજી સ્ત્રીઓ હતી. આ સ્ત્રીઓએ પ્રેરિતોને
જે કંઈ બન્યું હતું તે બધું કહ્યું. ૧૧પરંતુ સ્ત્રીઓએ જે કહ્યું
તે પ્રેરિતોએ માન્યું નહિ. એ વાતો મૂર્ખાઈ ભરેલી લાગી.
૧૨પણ પિતર ઊભો થયો. જો આ સાચું હોય તો તે જોવા
માટે કબરે એકલો દોડ્યો. તેણે અંદર જોયું. પણ તેણે
ઈસુને જેમાં વીંટાળ્યો હતો તે લૂગડાં જ માત્ર જોયાં.
ત્યાં ફક્ત લૂગડાં જ પડેલા હતાં. ઈસુ નહતો. પિતરે જે
થયું હતું તે સંબંધી આશ્ચર્ય પામીને એકાંત માટે દૂર
ચાલ્યો ગયો.

### ઈસુ એમ્મોસના માર્ગે

૧૩તે જ દિવસે શિષ્યોમાંથી બે એમ્મોસ નામના
શહેરમાં જતા હતા. તે યરૂશાલેમથી લગભગ સાત માઈલ
દૂર હતું. ૧૪તેઓ બધા સાથે જે કંઈ બનાવો બન્યા હતા
તે અંગે વાતો કરતા હતા. ૧૫જ્યારે તેઓ આ બાબતમાં
ભેગા થઈ વાતો કરતા હતા અને ચર્ચા કરતા હતા ત્યારે
ઈસુ પોતે તેઓની નજીક આવીને તેઓની સાથે ચાલ્યો.
૧૬(પણ પેલા બે માણસોને ઈસુને ઓળખવાની દષ્ટિ
નહોતી.) ૧૭પછી ઈસુએ કહ્યું કે, "તમે ચાલતાં ચાલતાં
એકબીજાની સાથે શાની ચર્ચા કરો છો?"

તે બે માણસો ઊભા રહ્યા. તેઓના ચહેરા ઘણા ઉદાસ
દેખાતા હતા. ૧૮કલિયોપાસ નામના એકે ઉત્તર આપ્યો
કે, "યરૂશાલેમમાં ફક્ત તું જ એકલો એવો માણસ હશે
જે છેલ્લા થોડા દિવસો પહેલાં ત્યાં શું થયું છે તે તું
જાણતો નથી."

૧૯ઈસુએ તેઓને કહ્યું કે, "કયા બનાવો?" પેલા
માણસોએ તેને કહ્યું કે, "તે ઈસુ વિષે જે નાસરેથનો છે.
દેવ અને બધા લોકો માટે તે એક મહાન પ્રબોધક હતો.
તેણે કહ્યા પ્રમાણે પરાક્રમમાં મહાન ચમત્કારો કર્યા.
૨૦પણ અમારા અધિકારીઓ અને મુખ્ય યાજકોએ
મરણદંડ માટે તેને દૂર મોકલી દીધો. તેઓએ ઈસુને
વધસ્તંભે ખીલાઓ વડે જડ્યો. ૨૧અમને આશા હતી કે
તે એક ઈઝરાએલનો ઉદ્ધાર કરનાર થશે. પણ પછી આ
બધું બન્યું. અને હવે બીજું કંઈક. આ બનાવો બન્યાને
આજે ત્રીજો દિવસ છે. ૨૨પણ આજે અમારામાંની
કેટલીએક સ્ત્રીઓએ અમને આશ્ચર્યજનક વાત કરી. આ
વહેલી સવારે સ્ત્રીઓ કબર પાસે ગઈ જ્યાં ઈસુના દેહને
મૂકવામાં આવ્યો હતો. ૨૩પણ તેઓએ ત્યાં તેનું શરીર
દીઠું નહિ. તેઓએ આવીને અમને કહ્યું કે તેઓએ બે
દૂતના પણ દર્શન કર્યા. દૂતોએ કહ્યું કે, "ઈસુ જીવંત
છે!" ૨૪તેથી અમારા કેટલાએક જૂથ પણ કબર પાસે
ગયા. ત્યાં સ્ત્રીઓએ કહ્યું તેવું જ હતું–કબર ખાલી હતી.
અમે જોયું, પણ અમે તેને (ઈસુને) જોયો નહિ."

૨૫પછી ઈસુએ તે બે માણસોને કહ્યું કે, "તમે મૂર્ખ
છો, અને ધીમા છો જે બધી વસ્તુઓ તમને પ્રબોધકોએ
કહી છે તે સમજવા માટે વિશ્વાસ હોવો જોઈએ.
૨૬પ્રબોધકોએ કહ્યું હતું કે ખ્રિસ્તે તેના મહિમામાં પ્રવેશતા
પહેલા આ બધું સહેવું પડશે." ૨૭પછી ઈસુએ બધું
સમજાવવાની શરૂઆત કરી. જે તેના સંબંધી ધર્મલેખોમાં
લખાયેલું હતું. ઈસુએ મૂસાના પુસ્તકોથી શરૂઆત કરી
અને પછી પ્રબોધકોએ તેના વિષે શું કહ્યું હતું તેની વાત
કરી.

૨૮તેઓ એમ્મોસના શહેરની નજીક આવ્યા અને
ઈસુએ ત્યાં રોકાઈ જવાની કોઈ યોજના ના હોય તેમ
આગળ જવાનું ચાલુ રાખ્યું. ૨૯પણ તેઓ તેને રોકવા
ઈચ્છતા હતા. તેઓએ તેને આગ્રહ કર્યો, "અમારી સાથે
રહે." મોડું થયું છે લગભગ રાત્રી થઈ ગઈ છે. તેથી તે
તેઓની સાથે રહેવા અંદર ગયો.

૩૦ઈસુ તેઓની સાથે નીચે જમવા બેઠો અને થોડી
રોટલી લીધી અને તેણે ભોજન માટે સ્તુતિ કરી અને
તેના ભાગ પાડ્યા. પછી તે તેઓને આપ્યા. ૩૧તે વખતે,
તેઓને ઈસુને ઓળખવાની દષ્ટિ મળી. પણ જ્યારે

તેઓએ જોયું કે તે કોણ હતો ત્યારે તે અદ્રશ્ય થઈ ગયો. ૩૨બંને માણસોએ એકબીજાને કહ્યું કે, "જ્યારે ઈસુ રસ્તા પર આપણી સાથે વાત કરતો હતો ત્યારે આપણા હૃદયમાં આગ સળગતી હતી. જ્યારે તે ધર્મલેખોના અર્થ સમજાવતો તે ઉત્સાહદાયક હતું."

૩૩પછી તે બંને માણસો ઊભા થયા અને યરૂશાલેમ પાછા ફર્યા. યરૂશાલેમમાં તેઓએ ઈસુના શિષ્યોને ભેગા થયેલા જોયા. અગિયાર પ્રેરિતો અને પેલા લોકો જે તેઓની સાથે હતા. ૩૪તેઓએ કહ્યું કે, "પ્રભુ, (ઈસુ) ખરેખર મૃત્યુમાંથી ઊઠયો છે! તેણે પોતે સિમોનને (પિતર) દર્શન આપ્યા છે."

૩૫પછી તે બે માણસોએ રસ્તા પર જે કંઈ બન્યું હતું તે બધું કહ્યું. જ્યારે ઈસુએ રોટલીના ટુકડા કર્યા ત્યારે તેઓએ ઈસુને કેવી રીતે ઓળખ્યો તે વિષે પણ વાત કરી.

## શિષ્યોને ઈસુના દર્શન

૩૬જ્યારે તે બે માણસો આ વાત કહેતા હતા, ઈસુ પોતે શિષ્યોના સમૂહમાં ઊભો રહ્યો. ઈસુએ કહ્યું કે, "તમને શાંતિ થાઓ."

૩૭શિષ્યો આશ્ચર્ય પામ્યા. તેઓ ગભરાઈ ગયા. તેઓએ વિચાર્યું કે તેઓ ભૂત જોઈ રહ્યા હતા. ૩૮પણ ઈસુએ કહ્યું કે, "તમે કેમ ગભરાઓ છો? તમે જે જુઓ છો તેમાં શંકા શા માટે કરો છો? ૩૯મારા હાથો અને પગો તરફ જુઓ. તે ખરેખર હું જ છું! મને સ્પર્શ કરો. તમે જોઈ શકશો કે મારી પાસે જીવંત શરીર છે; ભૂતને આના જેવું શરીર હોતું નથી."

૪૦ઈસુએ તેઓને આમ કહ્યા પછી તેણે તેઓને તેના હાથોના અને પગોના ઘા બતાવ્યાં. ૪૧શિષ્યો આનંદથી આશ્ચર્યમાં પડી ગયા હતા. ઈસુ જીવતો હતો તે જોઈને તેઓ ખૂબ ખૂબ પ્રસન્ન થયા. હજુ તેઓએ જે જોયું તે માનવા તેઓ તૈયાર નહોતા. ઈસુએ તેઓને કહ્યું કે, "અહીં તમારી પાસે કંઈ ખાવાનું છે?" ૪૨તેઓએ તેને એક રાંધેલી માછલીનો ટુકડો આપ્યો. ૪૩જ્યારે શિષ્યો જોતા હતા ત્યારે ઈસુએ માછલી લીધી અને તે ખાધી.

૪૪ઈસુએ તેઓને કહ્યું કે, "યાદ કરો જ્યારે હું તમારી સાથે હતો ત્યારે મેં એ વાતો તમને કહી હતી કે મૂસાના નિયમશાસ્રમાં તથા પ્રબોધકોનાં (પુસ્તકો) માં તથા ગીતશાસ્રમાં મારા સંબંધી જે લખેલું છે તે બધું થવું જોઈએ."

૪૫ઈસુએ ધર્મલેખો શિષ્યોને સમજાવ્યા. ઈસુએ તેના વિષે લખેલી વાતો સમજાવવામાં તેમને મદદ કરી. ૪૬પછી ઈસુએ તેઓને કહ્યું કે, "તે લખેલું છે કે ખ્રિસ્તને મારી નાખવામાં આવશે અને ત્રીજા દિવસે તે મૃત્યુમાંથી ઊઠશે. ૪૭–૪૮તમે આ બધું થતા જોયું–તમે સાક્ષી છો. તમારે લોકોને જઈને કહેવું જોઈએ કે તેઓના પાપો માફ થઈ શકશે. તેઓને કહો કે તેઓએ પસ્તાવો કરવો જોઈએ અને તેઓનાં પાપો માટે દિલગીર થવું જોઈએ. જો તેઓ આમ કરશે, તો દેવ તેઓને માફ કરશે. તમારે યરૂશાલેમથી શરૂઆત કરવી જોઈએ અને મારા નામે આ બાબતનો ઉપદેશ આપવો જોઈએ. આ સુવાર્તા દુનિયાના બધા લોકોને કહેવી જોઈએ. ૪૯ધ્યાનથી સાંભળો! મારા બાપે તમને જે વચન આપેલ છે તે હું તમને મોકલીશ. પણ જ્યાં સુધી તમે આકાશથી પરાક્રમે વેષ્ટિત થાઓ ત્યાં સુધી તમારે યરૂશાલેમમાં રહેવું જોઈએ."

## ઈસુનું સ્વર્ગારોહણ

૫૦ઈસુ તેના શિષ્યોને યરૂશાલેમની બહાર લગભગ બેથનિયા લઈ ગયો. ઈસુએ તેના હાથ ઊંચા કર્યા અને તેના શિષ્યોને આશીર્વાદ આપ્યા. ૫૧જ્યારે ઈસુ તેઓને આશીર્વાદ આપતો હતો ત્યારે તેઓથી તે છૂટો પડ્યો અને આકાશમાં લઈ જવામાં આવ્યો. ૫૨શિષ્યોએ તેનું ભજન કર્યુ. તેઓ યરૂશાલેમમાં પાછા ફર્યા. તેઓ ખૂબ પૂર્ણ આનંદિત હતા. ૫૩તેઓ બધો જ સમય દેવની સ્તુતિ કરતાં, મંદિરમાં રહ્યા.

# યોહાનની લખેલી સુવાર્તા

### ખ્રિસ્ત જગતમાં આવે છે

**૧** જગતનો આરંભ થયા પહેલાંથી, તે શબ્દ ત્યાં હતો. તે શબ્દ દેવની સાથે હતો. તે શબ્દ દેવ હતો. [૨]તે શરૂઆતમાં ત્યાં દેવની સાથે હતો. [૩]તેના (શબ્દ) થી જ બધી વસ્તુઓ ઉત્પન્ન થઈ. તેના વિના કશું જ ઉત્પન્ન થયું નથી. [૪]તેનામાં જીવન હતું. તે જીવન લોકો માટે પ્રકાશ હતો. [૫]તે અજવાળું અંધકારમાં પ્રકાશે છે. અંધકારે પ્રકાશને જાણ્યો નથી.

[૬]ત્યાં એક યોહાન નામનો માણસ આવ્યો, તેને દેવે મોકલ્યો હતો. [૭]યોહાન લોકોને પ્રકાશ (ખ્રિસ્ત) વિષે કહેવા આવ્યો. યોહાન દ્વારા લોકો પ્રકાશ વિષે સાંભળી અને માની શકે. [૮]યોહાન પોતે પ્રકાશ નહોતો. પણ યોહાન લોકોને પ્રકાશ વિષે કહેવા આવ્યો. [૯]સાચો પ્રકાશ જગતમાં આવતો હતો. આજ ખરો પ્રકાશ છે જે બધા લોકોને પ્રકાશ આપે છે.

[૧૦]તે શબ્દ જગતમાં હતો જ. તેના દ્વારા જ જગતનું નિર્માણ થયું છે. પણ જગતે તેને ઓળખ્યો નહિ. [૧૧]તે જે જગતમાં આવ્યો તે તેનું પોતાનું જ હતું. પણ તેના પોતાના લોકોએ જ તેનો સ્વીકાર કર્યો નહિ. [૧૨]કેટલાક લોકોએ તેનો સ્વીકાર કર્યો. તેઓએ તેનામાં વિશ્વાસ કર્યો. જે લોકોએ તેનામાં વિશ્વાસ કર્યો હતો તેઓને તેણે કંઈક આપ્યું. તેણે તેઓને દેવનાં બાળકો થવાનો અધિકાર આપ્યો. [૧૩]જેવી રીતે નાનાં બાળકો જન્મે છે તેવી રીતે આ બાળકો જન્મ્યા નહતા. તેઓ માતાપિતાની ઈચ્છાથી કે યોજનાથી જન્મ્યા ન હતા. આ બાળકો દેવથી જન્મ્યા હતા.

[૧૪]તે શબ્દ એક મનુષ્ય થયો અને આપણામાં વસ્યો. આપણે તેનો મહિમા જોયો. જે ફક્ત પિતાના દીકરાનો જ મહિમા છે. તે શબ્દ કૃપા તથા સત્યતાથી ભરપૂર હતો. [૧૫]યોહાને લોકોને તેના વિષે કહ્યું, યોહાને કહ્યું, "હું જેના વિષે કહેતો હતો તે એ જ છે." મેં કહ્યું, 'જે મારી પાછળ આવે છે તે મારા કરતાં પણ મોટો છે. તે મારી પહેલાનો હતો."

[૧૬]તે શબ્દ (ખ્રિસ્ત) કૃપા અને સત્યથી ભરપૂર હતો, તેની પાસેથી આપણે બધા વધારે ને વધારે કૃપા પામ્યા. [૧૭]મૂસા મારફતે નિયમશાસ્ત્ર આપવામાં આવ્યું. પરંતુ કૃપા અને સત્યતા ઈસુ ખ્રિસ્ત મારફતે આવ્યાં. [૧૮]કોઈ પણ માણસે આજપર્યંત દેવને જોયો નથી, પરંતુ એકાકીજનિત દીકરો (ઈસુ) જ દેવ છે. તે પિતા (દેવની) ની ઘણી નજીક છે. દેવ કોના જેવો છે, તે દીકરાએ આપણને બતાવ્યું છે.

### યોહાનનું લોકોને ઈસુ વિષે કહેવું

[૧૯]યરૂશાલેમના યહૂદીઓએ કેટલાક યાજકોને તથા લેવીઓને યોહાન પાસે મોકલ્યા. યહૂદીઓએ તેઓને યોહાનને પૂછવા માટે મોકલ્યા, "તું કોણ છે?"

[૨૦]યોહાન સ્પષ્ટ બોલ્યો. યોહાને ઉત્તર આપવાની ના પાડી નહિ, યોહાને સ્પષ્ટતાપૂર્વક કહ્યું, "હું ખ્રિસ્ત નથી." યોહાને લોકોને આ વાત કહી.

[૨૧]યહૂદીઓએ યોહાનને પૂછયું, "તો પછી તું કોણ છે? તું એલિયા છે? "

યોહાને ઉત્તર આપ્યો, "ના હું એલિયા નથી."

યહૂદીઓએ પૂછયું, "તુ પ્રબોધક છે?"

યોહાને ઉત્તર આપ્યો, "ના હું પ્રબોધક નથી."

[૨૨]પછી તે યહૂદીઓએ કહ્યું, "તું કોણ છે? અમને તારા વિષે કહે. જેથી અમને જેણે મોકલ્યા છે તેને અમે ઉત્તર આપી શકીએ, તું તારા માટે શું કહે છે?"

[૨૩]યોહાને તેઓને યશાયા પ્રબોધકના શબ્દો કહ્યા;

"હું રાનમાં બૂમો પાડતી વ્યકિતની વાણી છું;
'પ્રભુ માટે સીધો રસ્તો તૈયાર કરો.'"

*યશાય ૪૦:૩*

[૨૪]આ યહૂદીઓને ફરોશીઓમાંથી મોકલવામાં આવ્યા હતા. [૨૫]આ માણસોએ યોહાનને કહ્યું, "તું કહે છે કે તું ખ્રિસ્ત નથી. તું કહે છે તું એલિયા કે પ્રબોધક પણ નથી. પછી તું શા માટે લોકોને બાપ્તિસ્મા આપે છે?"

[૨૬]યોહાને ઉત્તર આપ્યો, "હું લોકોનું પાણીથી બાપ્તિસ્મા કરું છું. પણ અહીં તમારી સાથે એક વ્યકિત

છે જેને તમે જાણતા નથી. ૨૭તે વ્યક્તિ જે મારી પાછળ આવે છે, હું તેના જોડાની દોરી છોડવા જેટલો પણ યોગ્ય નથી."

૨૮યર્દન નદીને પેલે પાર આ બધી વસ્તુઓ બેથનિયામાં બની. આ જગ્યાએ યોહાન લોકોનું બાપ્તિસ્મા કરતો હતો.

૨૯બીજે દિવસે યોહાને ઈસુને તેના તરફ આવતો જોયો. યોહાને કહ્યું, "જુઓ દેવનું હલવાન, જે જગતના પાપોને દૂર કરે છે! ૩૦આ તે જ છે જેના વિષે મેં કહ્યું હતું, 'એક મનુષ્ય મારી પાછળ આવશે. પણ તે મારા કરતાં મોટો છે, કારણ કે તે મારા પહેલાથી જીવે છે. તે સદાકાળ જીવંત છે.' ૩૧જો કે મને ખબર ન હતી કે તે કોણ હતો. પણ હું લોકોને પાણીથી બાપ્તિસ્મા આપવા આવ્યો છું કે જેથી ઈઝરાએલ (યહૂદીઓ) જાણી શકે કે ઈસુ તે જ ખ્રિસ્ત છે."

૩૨-૩૩પછી યોહાને કહ્યું, "હું પણ જાણતો નહોતો કે ખ્રિસ્ત કોણ હતો. પરંતુ દેવે મને લોકોનું પાણીથી બાપ્તિસ્મા કરવા મોકલ્યો અને દેવે મને કહ્યું, 'તું જે માણસ પર આત્માને નીચે ઉતરતો અને રહેતો જોશે, તે માણસ પવિત્ર આત્માથી બાપ્તિસ્મા કરશે. યોહાને કહ્યું, મેં આમ થતાં જોયું છે. મેં આત્માને આકાશમાંથી નીચે આવતો જોયો. આત્મા કબૂતર જેવો દેખાયો અને તેના (ઈસુ) પર તે બેઠો. ૩૪તેથી હું લોકોને કહું છું, 'તે આ છે. તે (ઈસુ) દેવનો દીકરો છે.'"

### ઈસુનો પ્રથમ શિષ્ય

૩૫ફરીથી બીજે દિવસે યોહાન ત્યાં હતો. યોહાનના બે શિષ્યો તેની સાથે હતા. ૩૬યોહાને ઈસુને બાજુમાંથી પસાર થતાં જોયો. યોહાને કહ્યું, " જુઓ, દેવનું હલવાન!"

૩૭તે બે શિષ્યોએ યોહાનને આમ કહેતા સાંભળ્યો, તેથી તેઓ ઈસુને અનુસર્યા. ૩૮ઈસુ પાછો ફર્યો અને તે બે માણસોને તેની પાછળ આવતા જોયા. ઈસુએ પૂછયું, "તમારે શું જોઈએ છે?"

તે બે માણસોએ પૂછયું, "રાબ્બી, તું ક્યાં રહે છે?" ("રાબ્બી"નો અર્થ "શિક્ષક")

૩૯ઈસુએ ઉત્તર આપ્યો, "મારી સાથે આવો અને જુઓ." તેથી તે બે માણસો ઈસુ સાથે ગયા. તેઓએ ઈસુ જ્યાં રહેતો હતો તે જગ્યા જોઈ. તેઓ ત્યાં ઈસુ સાથે તે દિવસે રહ્યા. તે લગભગ બપોરના ચારનો સમય હતો.

૪૦તે બે માણસો યોહાન પાસેથી ઈસુ વિષે સાંભળ્યા પછી તેઓ ઈસુની પાછળ ગયા. આ બે માણસોમાંના એકનું નામ આંન્દ્રિયા હતું. આંન્દ્રિયા સિમોન પિતરનો* ભાઈ હતો. ૪૧આંન્દ્રિયાએ સૌ પ્રથમ તેના ભાઈ સિમોનને શોધ્યો. આંન્દ્રિયાએ સિમોનને કહ્યું, "અમે મસીહને શોધી કાઢયો છે." ("મસીહ" નો અર્થ "ખ્રિસ્ત" છે.)

૪૨પછી આંન્દ્રિયા સિમોનને ઈસુ પાસે લાવ્યો, ઈસુએ સિમોન તરફ જોયું અને કહ્યું, 'તું યોહાનનો દીકરો સિમોન છે. તું કેફા કહેવાશે. ("કેફા"નો અર્થ "પથ્થર" થાય છે.)

૪૩બીજે દિવસે ઈસુએ ગાલીલ જવાનું નક્કી કર્યુ. ઈસુ ફિલિપને મળ્યો અને તેને કહ્યું, "મને અનુસર." ૪૪ફિલિપ બેથસૈદાનો એટલે આંન્દ્રિયા તથા પિતરના શહેરનો હતો. ૪૫ફિલિપ નથાનિયેલને મળ્યો અને કહ્યું, "યાદ કરો કે નિયમશાસ્રમાં મૂસાએ શું કહ્યું છે. મૂસાએ જે માણસ આવવાનો હતો તેના વિષે લખ્યું. પ્રબોધકોએ પણ તેના વિષે લખ્યું. અમે તેને મળ્યા છીએ. તેનું નામ ઈસુ છે, તે યૂસફનો દીકરો છે. તે નાસરેથમાંનો છે."

૪૬પણ નથાનિયેલે ફિલિપને કહ્યું, "શું નાસરેથમાંથી કંઈક સારું નીકળી શકે?" ફિલિપે ઉત્તર આપ્યો, "આવો અને જુઓ." ૪૭ઈસુએ નથાનિયેલને તેના તરફ આવતા જોયો. ઈસુએ કહ્યું, "આ માણસ જે મારી પાસે આવે છે તે ખરેખર દેવના લોકોમાંનો એક છે. તેનામાં કંઈ દુષ્ટતા નથી."

૪૮નથાનિયેલે પૂછયું, "તું મને કેવી રીતે ઓળખે છે?" ઈસુએ ઉત્તર આપ્યો,"જ્યારે તું અંજીરના વૃક્ષ નીચે હતો, ત્યારે મેં તને જોયો. ફિલિપે તને મારા વિષે કહ્યું તે પહેલાં તું ત્યાં હતો."

૪૯પછી નથાનિયેલે ઈસુને કહ્યું, "રાબ્બી, તું દેવનો દીકરો છે. તું ઈઝરાએલનો રાજા છે."

૫૦ઈસુએ નથાનિયેલને કહ્યું, "મેં તને કહ્યું કે મેં તને અંજીરના વૃક્ષ નીચે જોયો. તેથી તેં મારામાં વિશ્વાસ મૂક્યો. પણ તું તેના કરતાં પણ વધારે મહાન વાતો જોશે." ૫૧ઈસુએ વધારામાં કહ્યું, "હું તને સત્ય કહું છું. તમે બધા આકાશને ઊઘડેલું જોશો, તમે દેવના દૂતોને માણસના દીકરા ઊપર ચઢતા ઉતરતા જોશો."

### કાના ગામમાં લગ્ન

૨ બે દિવસ પછી ગાલીલના કાના ગામમાં એક લગ્ન હતુ, ઈસુની મા ત્યાં હતી. ૨ઈસુ અને તેના શિષ્યોને પણ લગ્નમાં નિમંત્રણ આપ્યુ હતું. ૩લગ્નમાં

**પિતર** ગ્રીક નામ "પિતર," અરામિક નામ "કેફા," અર્થાત પથ્થર.

પૂરતા પ્રમાણમાં દ્રાક્ષારસ ન હતો. બધો જ દ્રાક્ષારસ
પૂરો થઈ ગયા પછી ઈસુની મા એ તેને કહ્યું, "તેઓ
પાસે હવે વધારે દ્રાક્ષારસ નથી."
૪ઈસુએ ઉત્તર આપ્યો, "વહાલી બાઈ, મારે શું કરવું
તે તારે મને કહેવું જોઈએ નહિ. મારો સમય હજુ આવ્યો
નથી."
૫ઈસુની માએ સેવકોને કહ્યું, "ઈસુ તમને જે કરવાનું
કહે તે કરો."
૬તે જગ્યાએ છ મોટા પથ્થરનાં પાણીનાં કુંડાં હતાં.
તે યહૂદીઓની શુદ્ધ કરવાની રીત પ્રમાણે આના જેવા
પાણીનાં કુંડાંનો ઉપયોગ કરતા. પ્રત્યેક પાણીનાં કુંડાંમાં
લગભગ ૨૦ થી ૩૦ ગેલન પાણી સમાતું.
૭ઈસુએ નોકરોને કહ્યું, "આ પાણીના કુંડાંઓને
પાણીથી ભરો." તેથી નોકરોએ કુંડાંઓને છલોછલ ભર્યા.
૮પછી ઈસુએ નોકરોને કહ્યું, "હવે થોડું પાણી બહાર
કાઢો. જમણના કારભારી પાસે લઈ જાઓ."
તેથી નોકરો કારભારીની પાસે પાણી લાવ્યા. ૯પછી
લગ્નના જમણના કારભારીએ તે ચાખ્યો. પરંતુ તે પાણી
દ્રાક્ષારસ થઈ ગયો હતો. તે માણસને ખબર નહોતી કે
દ્રાક્ષારસ ક્યાંથી આવ્યો. પરંતુ જે નોકરો પાણી લાવ્યા
તેઓએ જાણ્યું કે તે ક્યાંથી આવ્યો. લગ્નના કારભારીએ
વરરાજાને બોલાવ્યો. ૧૦તેણે વરરાજાને કહ્યું, "લોકો
હંમેશા ઉત્તમ દ્રાક્ષારસ પ્રથમ મૂકે છે ત્યાર બાદ
મહેમાનોના સારી પેઠે પીધા પછી સસ્તો દ્રાક્ષારસ આપે
છે. પણ તમે તો અત્યાર સુધી ઉત્તમ દ્રાક્ષારસ સાચવી
રાખ્યો છે."
૧૧ઈસુએ કરેલો આ પ્રથમ ચમત્કાર હતો. ઈસુએ
આ ચમત્કાર ગાલીલના કાના ગામમાં કર્યો. તેથી ઈસુએ
તેનો મહિમા દેખાડયો. અને તેના શિષ્યોએ તેનામાં
વિશ્વાસ મૂક્યો.

## મંદિરમાં ઈસુ

૧૨પછી ઈસુ કફર-નહૂમના નગરમાં ગયો. ઈસુની
મા,ભાઈઓ અને તેના શિષ્યો તેની સાથે ગયા. તેઓ
બધા કફર-નહૂમમાં થોડા દિવસ રહ્યા, ૧૩તે લગભગ
યહૂદીઓના પાસ્ખાપર્વનો સમય હતો, તેથી ઈસુ
યરૂશાલેમમાં ગયો. ૧૪ઈસુ યરૂશાલેમના મંદિરમાં ગયો.
ઈસુએ મંદિરમાં ઢોર, ઘેટાં અને કબૂતરો વેચનારાઓને
જોયા. તેણે તેઓના મેજ પર નાણાવટીઓને બેઠેલા
જોયા. ૧૫ઈસુએ કેટલાક દોરડાંના ટુકડાઓ વડે કોરડો
બનાવ્યો. પછી ઈસુએ આ બધા માણસોને, ઘેટાંઓને,
અને ઢોરોને મંદિર છોડી જવા દબાણ કર્યુ. ઈસુએ બાજઠો
ઊંધાં પાડ્યા અને લોકોનાં વિનિમયનાં નાણાં વેરી
નાખ્યાં. ૧૬પછી ઈસુએ માણસોને જેઓ કબૂતરો વેચતાં
હતા તેઓને કહ્યું, "આ વસ્તુઓ અહીંથી બહાર લઈ
જાઓ. મારા પિતાના ઘરને ખરીદવા અને વેચવા માંટેનું
ઘર ન કરો."
૧૭જ્યારે આ બન્યું ત્યારે ઈસુના શિષ્યોએ
શાસ્ત્રલેખમાં લખાયેલા લખાણનું સ્મરણ કર્યુ:

"તારા ઘરની મારી આસ્થા મારો નાશ કરે છે"
*ગીતશાસ્ત્ર ૬૯:૯*

૧૮યહૂદીઓએ ઈસુને કહ્યું, "તને આ બધું કરવાનો
અધિકાર છે તે સાબિત કરવા માટે અમને અદભૂત
ચમત્કારોની નિશાની બતાવ."
૧૯ઈસુએ કહ્યું, "આ મંદિરનો નાશ કરો અને હું
ફરીથી ત્રણ દિવસમાં ઊભું કરીશ."
૨૦યહૂદીઓએ ઉત્તર આપ્યો, "લોકોએ આ મંદિર
બાંધવા ૪૬ વર્ષ કામ કર્યુ. શું તું ખરેખર માને છે કે તું
ત્રણ દિવસમાં ફરીથી તે બાંધી શકીશ?"
૨૧(ઈસુ મંદિરનો અર્થ તેનું પોતાનું શરીર કરતો હતો.
૨૨ઈસુના મૃત્યુમાંથી ઊઠયા પછી તેના શિષ્યોને સ્મરણ
થયું કે ઈસુએ આ કહ્યું હતું. તેથી તેના શિષ્યોએ તેના
વિષેના લેખમાં વિશ્વાસ કર્યો. અને તેઓએ ઈસુ જે
બોલ્યો હતો તે વચનમાં પણ વિશ્વાસ કર્યો.)
૨૩પાસ્ખાપર્વ માટે ઈસુ યરૂશાલેમમાં હતો. ઘણા
લોકો ઈસુમાં વિશ્વાસ રાખતા, કારણ કે તેઓએ તેણે
કરેલા ચમત્કારો જોયાં. ૨૪પણ ઈસુએ તેમનો વિશ્વાસ
કર્યો નહિ. શા માટે? કારણ કે તેઓ બધા લોકો જે
વિચારતા હતા તે ઈસુ જાણતો હતો. ૨૫ઈસુને માણસ
વિષે લોકો કહે તેવી કોઈ જરૂર ન હતી. માણસના
મનમાં શું છે તે ઈસુ જાણ્યુ.

## ઈસુ અને નિકોદેમસ

૩ ત્યાં નિકોદેમસ નામનો માણસ હતો. નિકોદેમસ
ફરોશીઓમાંનો એક હતો. તે એક અગત્યનો
યહૂદી અધિકારી હતો. ૨એક રાત્રે નિકોદેમસ ઈસુ પાસે
આવ્યો. નિકોદેમસે કહ્યું, "રાબ્બી, અમે જાણીએ છીએ
કે તું દેવનો મોકલેલો ઉપદેશક છે. તું જે ચમત્કારો કરે
છે તે દેવની મદદ વગર બીજું કોઈ કરી શકે નહિ."
૩ઈસુએ ઉત્તર આપ્યો, "હું તને સત્ય કહું છું. માણસે
નવો જન્મ પામવો જોઈએ. જો તે વ્યક્તિ નવો જન્મ

પામ્યો ન હોય તો પછી તે વ્યકિત દેવના રાજ્યમાં જઈ શકતો નથી."

૪નિકોદેમસે કહ્યું, "પણ જો માણસ ખરેખર વૃદ્ધ હોય તો તે કેવી રીતે ફરીથી જન્મી શકે? વ્યકિત માના ઉદરમાં ફરીથી કેવી રીતે પ્રવેશી શકે! તેથી માણસ બીજી વખત જન્મ ધારણ કરી શકે નહિ!"

૫પણ ઈસુએ ઉત્તર આપ્યો, "હું તને સત્ય કહું છું. તે વ્યક્તિ પાણીથી અને આત્માથી જન્મેલો હોવો જોઈએ. જો વ્યક્તિ પાણી અને આત્માથી જન્મ્યો ન હોય તો પછી તે દેવના રાજ્યમાં પ્રવેશી શકતો નથી. ૬વ્યક્તિનો દેહ તેના માતા પિતાના દેહમાંથી જન્મે છે પરંતુ વ્યક્તિનું આત્મિક જીવન આત્મામાંથી જન્મે છે. ૭મેં તને કહ્યું કે, તારે નવો જન્મ ધારણ કરવો જોઈએ તેથી આશ્ચર્ય પામતો ના. ૮પવન જ્યાં જવા ઈચ્છે ત્યાં વાય છે. તું ફૂંકાતા પવનને સાંભળે છે, પણ તું જાણતો નથી કે પવન ક્યાંથી આવે છે અને પવન ક્યાં જાય છે. આત્મામાંથી જન્મેલું છે, તે પ્રત્યેક સાથે પણ તેવું જ છે."

૯નિકોદેમસે પૂછયું, "આ બધું કેવી રીતે શક્ય બને છે?"

૧૦ઈસુએ કહ્યું, "તું ઈઝરાએલનો એક અગત્યનો ઉપદેશક છે. પણ હજુ આ વાતો તું કેમ સમજી શકતો નથી? ૧૧હું તને સત્ય કહું છું. અમે જે જાણીએ છીએ તે કહીએ છીએ. અમે જે જોયું છે તે અમે કહીએ છીએ. પણ તમે લોકો અમે તમને જે કહીએ છીએ તે સ્વીકારતા નથી. ૧૨મેં તને પૃથ્વી પરની અહીંની વાતો વિષે કહ્યું છે. પણ તું મારામાં વિશ્વાસ કરતો નથી. તેથી ખરેખર જો હું તને આકાશની વાતો વિષે કહીશ તો પણ તું મારામાં વિશ્વાસ કરીશ નહિ! ૧૩ફક્ત એક જે ઊંચે આકાશમાં ગયો તથા તે જે આકાશમાંથી નીચે આવ્યો તે જ માણસનો દીકરો છે."

૧૪"મૂસાએ રેતીના રણમાં સર્પને ઊંચો કર્યો. માણસના દીકરા સાથે પણ એમ જ છે. માણસના દીકરાને પણ ઊંચો કરવાની જરૂર છે. ૧૫પછી પ્રત્યેક વ્યક્તિ જે માણસના દીકરામાં વિશ્વાસ રાખે છે તે અનંતજીવન પામવા માટે શક્તિમાન થશે."

૧૬હા, દેવે જગત પર એટલી બધી પ્રીતિ કરી કે તેણે તેનો એકનો એક દીકરો આપ્યો. દેવે તેનો દીકરો આપ્યો તેથી તેનામાં દરેક વ્યક્તિ જે વિશ્વાસ કરે તેનો નાશ ન થાય, પણ તે અનંતજીવન પામે. ૧૭દેવે તેના દીકરાને દુનિયામાં મોકલ્યો. દેવે તેના દીકરાને જગતનો ન્યાય કરવા મોકલ્યો નથી. દેવે તેના દીકરાને એટલા માટે મોકલ્યો કે તેના દીકરા દ્વારા જગતને બચાવી શકાય. ૧૮જે વ્યક્તિ દેવના દીકરામાં વિશ્વાસ રાખે છે, તેનો ન્યાય (અપરાધી) થતો નથી; પણ જે વ્યક્તિ વિશ્વાસ કરતો નથી તેનો ન્યાય થઈ ગયેલ છે, શા માટે? કારણ કે તે વ્યક્તિને દેવના એકના એક દીકરામાં વિશ્વાસ નથી. ૧૯આ સત્ય હકીકતના આધારે લોકોનો ન્યાય થાય છે. જગતમાં અજવાળું આવ્યું છે, પણ લોકોને અજવાળું જોઈતું નથી. તેઓ અંધકાર (પાપ) ઈચ્છે છે. શા માટે? કારણ કે તેઓનાં કૃત્યો ભૂંડાં હતાં. ૨૦દરેક વ્યક્તિ જે ભૂંડું કરે છે તે અજવાળાને ધિક્કારે છે. તે વ્યક્તિ અજવાળામાં આવશે નહિ. શા માટે? કારણ કે પછી તે અજવાળું તેણે કરેલાં બધાં જ ભૂંડા કામો બતાવશે. ૨૧પરંતુ જે વ્યક્તિ સત્યના માર્ગને અનુસરે છે તે અજવાળામાં આવે છે. પછી તે અજવાળું બતાવશે કે તે વ્યક્તિએ જે કર્યુ હતું તે દેવ દ્વારા કર્યુ હતું.

### ઈસુ અને યોહાન બાપ્તિસ્ત

૨૨આ પછી, ઈસુ અને તેના શિષ્યો યહૂદાના પ્રદેશમાં આવ્યા. ત્યાં ઈસુ અને તેના શિષ્યો રહ્યા અને લોકોને બાપ્તિસ્મા આપતા હતા ૨૩યોહાન પણ એનોનમાં લોકોને બાપ્તિસ્મા કરતો હતો. એનોન શાલીમની નજીક હતું. યોહાન ત્યાં બાપ્તિસ્મા કરતો હતો કારણ કે ત્યાં ખૂબ પાણી હતું. લોકો ત્યાં બાપ્તિસ્મા પામવા જતા હતા. ૨૪(યોહાનના બંદીખાનામાં કેદ થયા પહેલા આ બન્યું હતું.)

૨૫યોહાનના શિષ્યોમાંથી કેટલાએકનો બીજા એક યહૂદી સાથે વાદવિવાદ થયો. તેઓ ધાર્મિક શુદ્ધિકરણ માટે દલીલો કરતા હતા. ૨૬તેથી તે શિષ્યો યોહાન પાસે આવ્યા. તેઓએ કહ્યું, "રાબ્બી, જે માણસ યર્દન નદીની બીજી બાજુએ તારી સાથે હતો તેનું સ્મરણ કર. તેં લોકોને જે માણસ વિષે કહ્યું તે એ છે. તે માણસ લોકોનું બાપ્તિસ્મા કરે છે અને ઘણા લોકો તેની પાસે જાય છે."

૨૭યોહાને ઉત્તર આપ્યો, "માણસ માત્ર એટલું જ મેળવી શકે છે જેટલું દેવ તેને આપે છે. ૨૮તમે તમારી જાતે મને કહેતા સાંભળ્યો છે, 'હું ખ્રિસ્ત નથી. હું તો ફક્ત તે એક છું જેને તેનો માર્ગ તૈયાર કરવા માટે દેવે મોકલ્યો છે.' ૨૯કન્યા ફક્ત વરરાજા માટે જ હોય છે. તે મિત્ર જે વરરાજાને મદદ કરે છે, રાહ જુએ છે અને વરરાજાના આગમન માટે ધ્યાનથી સાંભળે છે. આ મિત્ર વરરાજાની વાણી સાંભળે છે, ત્યારે ઘણો પ્રસન્ન થાય છે. એવી જ પ્રસન્નતા મારી પાસે છે અને મારી

પ્રસન્નતાનો સમય હવે અહીં છે. ૩૦તે (ઈસુ) વધતો
જાય પણ હું ઘટતો જાઉં એ અવશ્યનું છે.

### તે એક જે આકાશમાંથી આવે છે

૩૧"તે એક (ઈસુ) જે ઉપરથી આવે છે તે બીજા બધા
લોકો કરતા વધારે મહાન છે. જે વ્યક્તિ પૃથ્વીનો છે તે
પૃથ્વીનો જ છે. તે વ્યક્તિ પૃથ્વી પર જે છે તેના વિષે
વાત કરે છે. પણ તે એક (ઈસુ) જે આકાશમાંથી આવે
છે તે બીજા બધા લોકો કરતા વધારે મહાન છે. ૩૨તે
(ઈસુ) તેણે જે જોયું છે અને સાંભળ્યું છે તે જ કહે છે.
પરંતુ લોકો તે જે કહે છે તે સ્વીકારતા નથી. ૩૩જે
વ્યક્તિ તેની (ઈસુની) સાક્ષીનો સ્વીકાર કરે છે તેણે
સાબિતી આપી છે કે દેવ સત્ય છે. ૩૪દેવે તેને (ઈસુ)
મોકલ્યો છે. અને તે દેવ જે કહે છે તે જ કહે છે. દેવે
તેને અમાપ આત્મા આપ્યો છે. ૩૫પિતા દીકરા પર
પ્રીતિ કરે છે. પિતાએ દીકરાને બધી વસ્તુઓ પર અધિકાર
આપેલ છે. ૩૬જે વ્યક્તિને દીકરામાં વિશ્વાસ છે તેને
અનંતજીવન છે. પણ જે વ્યક્તિ દીકરાની આજ્ઞા પાળતો
નથી તેને કદાપિ તે જીવન મળશે નહિ. દેવનો કોપ તે
વ્યક્તિ પર રહે છે."

### સમરૂનમાં એક સ્ત્રી સાથે ઈસુની વાત

૪ ફરોશીઓએ સાંભળ્યું કે ઈસુ યોહાન કરતાં વધારે
લોકોને તેના શિષ્યો બનાવીને બાપ્તિસ્મા આપે
છે. ૨(પણ ખરેખર ઈસુ પોતે લોકોને બાપ્તિસ્મા આપતો
નહોતો. તેના શિષ્યો લોકોને તેના માટે બાપ્તિસ્મા
આપતા હતા.) ઈસુએ જાણ્યું કે ફરોશીઓએ તેના વિષે
સાંભળ્યું છે. ૩તેથી ઈસુ યહૂદિયા છોડીને ફરી પાછો
ગાલીલમાં ગયો. ૪ગાલીલના રસ્તામાં ઈસુને સમરૂનના
વિસ્તારમાં થઈને જવું પડ્યું.
૫ઈસુ સમરૂનમાં સૂખાર નામના શહેરમાં આવ્યો.
આ શહેર એક ખેતર નજીક હતું, જે યાકૂબે તેના દીકરા
યૂસફને આપ્યું હતું. ૬ત્યાં યાકૂબનો કૂવો હતો. ઈસુ
તેની લાંબી યાત્રાથી થાક્યો હતો. તેથી ઈસુ કૂવાની
બાજુમાં બેઠો. તે વેળા લગભગ બપોર હતી. ૭એક
સમરૂની સ્ત્રી પાણી મેળવવા માટે તે કૂવાની નજીક
આવી. ઈસુએ તેણીને કહ્યું, "કૃપા કરીને મને પીવા માટે
થોડું પાણી આપ." ૮(ઈસુના શિષ્યો ખાવાનું ખરીદવા
માટે ગામમાં ગયા હતા ત્યારે આ બન્યું.)
૯તે સમરૂની સ્ત્રીએ ઉત્તર આપ્યો, "મને નવાઈ લાગે
છે કે તું મારી પાસે પીવાનું પાણી માગે છે! તું એક
યહૂદી છે અને હું એક સમરૂની સ્ત્રી છું!" (યહૂદીઓ
સમરૂનીઓ જોડે સંબંધ રાખતા નથી.)
૧૦ઈસુએ ઉત્તર આપ્યો, "દેવ જે દાન આપે છે તે
વિષે તું જાણતી નથી અને તારી પાસે પાણી માંગનાર હું
કોણ છું તે પણ તું જાણતી નથી. જો તું આ દાન જાણતી
હોત તો તું માગત અને મેં તને જીવતું પાણી આપ્યું
હોત."
૧૧તે સ્ત્રીએ કહ્યું, "પ્રભુ, તું તે જીવતું પાણી ક્યાંથી
મેળવીશ? તે કૂવો ઘણો ઊંડો છે. અને તારી પાસે પાણી
કાઢવાનું કંઈ નથી. ૧૨તું અમારા પિતા (પૂર્વજ) યાકૂબ
કરતાં મોટો છે? યાકૂબે અમને આ કૂવો આપ્યો. તેણે
પોતે તેમાંથી પાણી પીધું. તેના દીકરાઓ અને તેનાં
બધાં પશુઓએ આ કૂવામાંથી પાણી પીધું."
૧૩ઈસુએ ઉત્તર આપ્યો, "પ્રત્યેક વ્યક્તિ જે આ પાણી
પીએ છે તે ફરીથી તરસ્યો થશે. ૧૪પણ જે વ્યક્તિ, હું
આપું તે પાણી પીએ છે તે ફરીથી કદાપિ તરસ્યો થતો
નથી. પણ જે પાણી હું તેને આપીશ, તે પાણી તે વ્યક્તિમાં
વહેતા પાણીનો ઝરો થશે. તે પાણી તે વ્યક્તિમાં
અનંતજીવન સુધી ઝર્યા કરશે."
૧૫તે સ્ત્રીએ ઈસુને કહ્યું, "પ્રભુ, મને એ પાણી આપ.
પછી હું કદાપિ ફરીથી તરસી થઈશ નહિ. અને મારે
વધારે પાણી મેળવવા પાછા અહીં આવવું પડે નહિ."
૧૬ઈસુએ તેને કહ્યું, "જા તારા પતિને બોલાવી લાવ
અને પછી પાછી અહીં આવ."
૧૭તે સ્ત્રીએ ઉત્તર આપ્યો,"પણ મારે પતિ નથી."
ઈસુએ તેને કહ્યું, "તેં બરાબર કહ્યું છે કે તારે પતિ
નથી. ૧૮ખરેખર તારે પાંચ પતિઓ હતા. પણ તું હમણાં
જે માણસ સાથે રહે છે તે તારો પતિ નથી. તેં મને સાચું
કહ્યું છે."
૧૯તે સ્ત્રીએ કહ્યું, "પ્રભુ, હું જોઈ શકું છું કે તું એક
પ્રબોધક છે. ૨૦અમારા પિતૃઓ આ પહાડ પર ભજન
કરતા હતા. પણ તમે યહૂદીઓ કહો છો કે યરૂશાલેમ
એ તે જ જગ્યા છે જ્યાં લોકોએ ભજન કરવું જોઈએ."
૨૧ઈસુએ કહ્યું, "બાઈ, મારું માન! હવે એવો સમય
આવે છે જ્યારે તમે આ પહાડ પર અથવા યરૂશાલેમમાં
પિતા (દેવ)નું ભજન નહિ કરશો. ૨૨તમે સમરૂનીઓ,
તમે જે જાણતા નથી તેને ભજો છો. અમે યહૂદીઓ
જેને જાણીએ છીએ તેને ભજીએ છીએ, યહૂદીઓમાંથી
ઉદ્ધાર આવે છે. ૨૩હવે તે સમય આવે છે જ્યારે સાચા
ભજનારાઓ આત્માથી તથા સત્યતાથી પિતાને ભજશે.
હવે તે સમય અહીં છે. અને આ પ્રકારના લોકો તેના
ભજનારા થાય તેમ પિતા ઈચ્છે છે. ૨૪દેવ આત્મા છે.

તેથી જે લોકો દેવને ભજે છે તેઓએ આત્માથી તથા
સત્યતાથી તેનું ભજન કરવું જોઈએ."
૨૫તે સ્રીએ કહ્યું, "હું જાણું છું કે મસીહ આવે છે."
(મસીહ જે ખ્રિસ્ત કહેવાય છે તે) "જ્યારે મસીહ આવશે
ત્યારે તે આપણને બધું સમજાવશે."
૨૬પછી ઈસુએ કહ્યું, "જે વ્યક્તિ હમણાં તારી સાથે
વાત કરે છે. હું તે મસીહ છું."
૨૭તે સમયે ઈસુના શિષ્યો ગામમાંથી પાછા આવ્યા.
તેઓ અજાયબી પામ્યા હતા કારણ કે તેઓએ ઈસુને તે
સ્રી સાથે વાત કરતો જોયો. પણ તેઓમાંના કોઈએ
પૂછયું નહિ, "તારે શું જોઈએ છે?" અથવા તું શા માટે
તેની સાથે વાત કરે છે?"
૨૮પછી તે સ્રી તેની પાણીની ગાગર ત્યાં મૂકીને ગામમાં
પાછી ફરી. તેણે ગામમાં જઈને લોકોને કહ્યું, ૨૯"એક
માણસે મેં જે કંઈ કર્યુ હતું તે બધું મને કહ્યું, આવો, તેને
જુઓ, તે જ ખ્રિસ્ત હોવો જોઈએ." ૩૦તેથી તે લોકોએ
તે ગામ છોડ્યું અને ઈસુને જોવા ગયા.
૩૧જ્યારે તે સ્રી ગામમાં હતી. ઈસુના શિષ્યો તેને
વિનંતી કરતા હતા, "રાબ્બી, જમ!"
૩૨પણ ઈસુએ ઉત્તર આપ્યો, "મારી પાસે ખાવા
ખોરાક છે પણ તમે તેના વિષે જાણતા નથી."
૩૩તેથી શિષ્યોએ પોતાની જાતને પૂછયું, "શું કોઈ
ઈસુ માટે કંઈ ખાવાનું લાવ્યા હશે?"
૩૪ઈસુએ કહ્યું, "જેણે મને મોકલ્યો છે, તેની ઈચ્છા
પૂરી કરવી, અને તેનું કામ પૂર્ણ કરવું, એ મારું અન્ન છે.
૩૫જ્યારે વાવો છો ત્યારે તમે વારંવાર હંમેશા કહો છો,
"અનાજના દાણા ભેગા કરતાં પહેલા ચાર મહિના રાહ
જોવાની છે. પણ હું તમને કહું છું, તમારી આંખો ખોલો,
લોકો તરફ જુઓ, તેઓ હવે ફસલ માટે તૈયાર ખેતરો
જેવાં છે. ૩૬છતાં પણ, હમણા તે વ્યક્તિ પાકની કાપણી
કરે છે તેને ચુકવણી પણ કરવામાં આવેલ છે. તે
અનંતજીવન માટે પાકને ભેગો કરે છે. તેથી જે વ્યક્તિ
વાવે છે તે કાપણી કરનાર વ્યક્તિ સાથે સુખી થઈ શકે
છે. ૩૭તે સાચું છે જે આપણે કહીએ છીએ, 'એક વ્યક્તિ
વાવે છે, પણ બીજી એક વ્યક્તિ પાકની કાપણી કરે છે.'
૩૮મેં તમને પાકની કાપણી કરવા મોકલ્યા છે. જેને
માટે તમે કામ કર્યુ નથી. બીજા લોકોએ કામ કર્યુ અને
તમે તેઓનાં કામમાંથી ફળ મેળવો છો."
૩૯તે ગામના ઘણા સમરૂની લોકોએ ઈસુમાં વિશ્વાસ
કર્યો. તે સ્રીએ ઈસુ વિષે તેઓને જે કહ્યું તેને કારણે
તેઓએ વિશ્વાસ કર્યો. તેણીએ તેઓને કહ્યું, "તેણે
(ઈસુએ) જે બધું મેં કર્યું, તે મને કહ્યું," ૪૦તે સમરૂનીઓ
ઈસુ પાસે ગયા. તેઓએ ઈસુને તેઓની સાથે રહેવા
વિનંતી કરી. તેથી ઈસુ ત્યાં બે દિવસ રહ્યો. ૪૧ઈસુએ
જે વાતો કહીં, તેને કારણે ઘણા વધારે લોકોએ વિશ્વાસ
કર્યો.
૪૨તે લોકોએ તે સ્રીને કહ્યું, "તેં અમને જે કહ્યું તેને
કારણે પ્રથમ અમે ઈસુમાં વિશ્વાસ કર્યો. પણ હવે અમે
વિશ્વાસ કર્યો કારણ કે અમે અમારી જાતે તેને સાંભળ્યો.
હવે અમે જાણ્યું કે તે નિશ્ચે એ જ છે જે જગતનો
ઉદ્ધારક છે."

### ઈસુનું અમીરના દીકરાને સાજા કરવું

૪૩બે દિવસો પછી ઈસુ તે સ્થળ છોડીને ગાલીલમાં
ગયો. ૪૪(ઈસુએ અગાઉ કહ્યું હતું કે પ્રબોધકનું તેના
પોતાના ગામમાં માન નથી હોતું.) ૪૫જ્યારે ઈસુ
ગાલીલમાં આવી પહોંચ્યો. ત્યાંના લોકોએ તેનું સ્વાગત
કર્યુ. આ લોકોએ યરૂશાલેમમાં પાસ્ખા પર્વ વખતે ઈસુએ
જે બધું કર્યુ તે જોયું હતું. આ લોકો પણ તે પર્વમાં ગયા
હતા.
૪૬ઈસુ ફરીથી ગાલીલમાં કાના ગામની મુલાકાતે
ગયો. કાના એ છે જ્યાં ઈસુએ પાણીમાંથી દ્રાક્ષારસ
બનાવ્યો હતો. રાજાના અધિકારીઓમાંનો એક મહત્વનો
અધિકારી કફર–નહૂમ શહેરમાં રહેતો હતો. આ
માણસનો દીકરો માંદો હતો.
૪૭તે માણસે સાંભળ્યું કે ઈસુ યહૂદિયાથી હવે ગાલીલ
આવ્યો હતો. તેથી તે માણસ કાનામાં ઈસુ પાસે ગયો.
તેણે ઈસુને કફર–નહૂમ આવીને તેના દીકરાને સાજો
કરવા વિનંતી કરી. તેનો દીકરો મરવાની અણી પર
હતો. ૪૮ઈસુએ તેને કહ્યું, "તમે લોકો ચમત્કારો અને
અદભૂત કાર્યો જોયા વગર વિશ્વાસ કરવાના નથી."
૪૯રાજાના અધિકારીએ કહ્યું,"પ્રભુ, મારો નાનો દીકરો
મરી જાય, તે પહેલા મારે ઘેર આવ."
૫૦ઈસુએ ઉત્તર આપ્યો,"જા તારો દીકરો જીવશે."
તે માણસે ઈસુએ જે તેને કહ્યું તેમાં વિશ્વાસ કર્યો અને
ઘરે ગયો. ૫૧ઘરે જતાં રસ્તામાં તે માણસના સેવકો આવ્યા
અને તેને મળ્યા. તેઓએ તેને કહ્યું, "તારો દીકરો સાજો
છે."
૫૨તે માણસે પૂછયું, "કયા સમયે મારો દીકરો સાજો
થયો?"
તે નોકરોએ ઉત્તર આપ્યો, "જયારે તેનો તાવ જતો
રહ્યો ત્યારે ગઈકાલે લગભગ બપોરે એક વાગ્યો હતો."
૫૩પિતાએ જાણ્યું કે ઈસુએ કહ્યું હતું કે, "તારો દીકરો
જીવશે." તે સમય પણ બપોરનો એક વાગ્યાનો હતો.

તેથી તે માણસે અને તેના ઘરના બધા લોકોએ ઈસુમાં
વિશ્વાસ કર્યો. ⁵⁴યહૂદિયાથી ગાલીલ આવ્યા પછી
ઈસુએ કરેલો તે બીજો ચમત્કાર હતો.

### ઈસુનું પૂલ પાસે માણસને સાજા કરવું

૫ પાછળથી યહૂદીઓના પર્વોમાંના એક પર્વ માટે
ઈસુ યરૂશાલેમ ગયો. ²યરૂશાલેમમાં ત્યાં પાંચ
પરસાળથી ઢંકાયેલો કુંડ છે. યહૂદી ભાષામાં તેને
બેથઝાથા કહે છે. આ કુંડ ઘેટાંઓના દરવાજા પાસે છે.
³ઘણા માંદા લોકો કુંડ નજીક પરસાળોમાં પડેલા હતા.
કેટલાક લોકો આંધળા હતા, કેટલાક લંગડા હતા, કેટલાક
લકવાગ્રસ્ત હતા.* ⁴** ⁵એક માણસ ત્યાં પડેલો હતો
જે ૩૮ વરસથી માંદો હતો. ⁶ઈસુએ ત્યાં તે માણસને
પડેલો જોયો. ઈસુએ જાણ્યું કે તે માણસ ઘણા લાંબા
સમયથી માંદો હતો. તેથી ઈસુએ તે માણસને પૂછયું,
"શું તું સાજો થવા ઈચ્છે છે?"

⁷તે માંદા માણસે ઉત્તર આપ્યો, "પ્રભુ, જ્યારે તે
પાણી હાલે ત્યારે તે પાણીમાં ઊતરવા માટે મને મદદ
કરનાર મારી પાસે કોઈ નથી. પાણીમાં સૌથી પહેલાં
ઊતરવા માટે પ્રયત્ન કરું છું. પરંતુ જ્યારે હું પ્રયત્ન કરું
છું, ત્યારે બીજો માણસ હંમેશા મારી અગાઉ ઊતરી પડે
છે."

⁸પછી ઈસુએ કહ્યું, "ઊભો થા! તારી પથારી ઉપાડ
અને ચાલ." ⁹પછી તરત જ તે માણસ સાજો થઈ ગયો.
તે માણસે તેની પથારી ઉપાડીને ચાલવાનું શરૂ કર્યુ.

જે દિવસે આ બધું બન્યું તે વિશ્રામવારનો દિવસ
હતો. ¹⁰તેથી તે યહૂદીઓએ તે માણસને જે સાજો થઈ
ગયો હતો તેને કહ્યું, "આજે વિશ્રામવાર છે, વિશ્રામવારને
દિવસે તારા માટે પથારી ઊચકવી તે નિયમની વિરુદ્ધ
છે."

¹¹પણ તે માણસે ઉત્તર આપ્યો, "તે માણસ (ઈસુ)
જેણે મને સાજો કર્યો, તેણે મને કહ્યું, 'તારી પથારી ઊચકીને
ચાલ."'

¹² તે યહૂદીઓએ તે માણસને પૂછયું, "તારી પથારી
ઊચકીને ચાલ એમ જેણે તને કહ્યું તે માણસ કોણ છે?"

¹³પરંતુ તે માણસ કોણ છે, એ પેલો સાજો થયેલો
માણસ જાણતો નહોતો; ત્યાં તે જગ્યાએ ઘણા લોકો
હતા અને ઈસુ ત્યાંથી ખસી ગયો હતો.

¹⁴પાછળથી ઈસુ મંદિરમાં તે માણસને મળ્યો. ઈસુએ
તેને કહ્યું, "જો, તું હવે સાજો થયો છે હવેથી પાપ ન
કર. કદાચ તારું કંઈક વધારે ખરાબ થાય!"

¹⁵પછી તે માણસ ત્યાંથી ખસી જઈને પેલા યહૂદીઓ
પાસે પાછો ગયો. તે માણસે તેઓને કહ્યું કે, "તે ઈસુ
હતો જેણે તેને સાજો કર્યો હતો."

¹⁶ઈસુ આ કાર્યો વિશ્રામવારે કરતો હતો. માટે
યહૂદીઓએ ઈસુનું ખરાબ કરવાનું શરૂ કર્યું. ¹⁷પરંતુ
ઈસુએ યહૂદીઓને કહ્યું, "મારા પિતાએ કદી કામ કરવાનું
બંધ કર્યુ નથી અને તેથી હું પણ કામ કરું છું."

¹⁸તેથી યહૂદીઓએ તેને મારી નાખવાનો વધારે
પ્રયત્ન કર્યો. તે યહૂદીઓએ કહ્યું, "પહેલા ઈસુ
વિશ્રામવારના કાયદાનો ભંગ કરતો હતો પછી તે એવો
દાવો કરે છે કે દેવ તેનો પિતા છે, આ રીતે તે પોતાની
જાતને દેવ સાથે સમાન બનાવે છે!"

### ઈસુ પાસે દેવની સત્તા છે

¹⁹પરંતુ ઈસુએ ઉત્તર આપ્યો, "હું તમને સત્ય કહું
છું. દીકરો તેની જાતે કંઈ કરી શકે નહિ. દીકરો બાપને
જે કંઈ કરતા જુએ છે, તે જ માત્ર કરે છે. પિતા જે કરે
છે તે જ કામ દીકરો કરે છે. ²⁰પિતા દીકરા પર પ્રેમ કરે
છે, અને પિતા પોતે જે કંઈ કરે છે તે બધું જ દીકરાને
દેખાડે છે; આ માણસ સાજો થયો હતો, પરંતુ પિતા
દીકરાને આના કરતાં વધારે મોટાં કામ કરવાનાં દેખાડશે.
પછી તમે બધા નવાઈ પામશો. ²¹પિતા મૂએલાઓને
ઊઠાડે છે અને તેઓને સજીવન કરે છે. તે જ રીતે
દીકરો પણ તેની ઈચ્છા હોય તો મૂએલાઓને સજીવન
કરે છે. ²²કેમ કે પિતા કોઈનો ન્યાય ચૂકવતો નથી.
પરંતુ પિતાએ ન્યાય કરવાની સર્વ સત્તા દીકરાને આપી
છે. ²³દેવે આમ કર્યુ છે કારણ કે બધા લોકો જેમ પિતાને
માન આપતા તેમ દીકરાને પણ માન આપે. જો કોઈ
વ્યક્તિ દીકરાને માન આપતો નથી તો પછી તે વ્યક્તિ
પિતાને પણ માન આપતો નથી. જેણે દીકરાને મોકલ્યો
છે તે પિતા એક જ છે.

²⁴"હું તમને સત્ય કહું છું, જો કોઈ વ્યક્તિ હું જે
કહું છું તે સાંભળે છે અને જેણે મને મોકલ્યો છે, તેમાં
વિશ્વાસ કરે છે તેને અનંતજીવન મળે છે. તે વ્યક્તિ
અપરાધી નહિ ઠરે. તેણે મૃત્યુમાંથી નીકળીને જીવનમાં
પ્રવેશ કર્યો છે. ²⁵હું તમને સત્ય કહું છું, હવે મહત્વનો
સમય આવે છે, તે સમય અહીં આવી ચૂક્યો છે. જે

---

**કલમ ૩** કેટલીક ગ્રીક નકલોમાં ઉમેર્યુ છે કે "અને તેઓ પાણી હાલવાની વાટ જોતા હતા."

**કલમ ૪** કેટલીક પૂરાણી ગ્રીક નકલોમાં કલમ ૪ ઉમેરેલ છે: "કેમ કે કોઈ કોઈ વેળા પ્રભુનો દૂત તે કૂંડમાં ઊતરતો અને પાણીને હલાવતો હતો. દૂતે આ કર્યા પછી, જે કોઈ પહેલો તેમાં ઊતરતો, તેને જે કંઈ રોગ લાગેલો હોય તેથી તે નીરોગી થતો."

લોકો પાપમાં મૃત્યુ પામ્યા છે, તેઓ દેવના દીકરાની વાણી સાંભળશે, અને તે લોકો એ જે કહે છે તેનો સ્વીકાર કરશે તેઓને અનંતજીવન પ્રાપ્ત થશે. ૨૬કારણ કે પિતા (દેવ) ના પોતાનામાંથી જીવન આવે છે. તેથી પિતાએ દીકરા (ઈસુ) ને પણ જીવન આપવાનો અધિકાર આપ્યો છે. ૨૭અને પિતાએ દીકરાને બધા લોકોનો ન્યાય ચૂકવવાનો અધિકાર પણ આપ્યો છે. શા માટે? કારણ કે તે દીકરો માણસનો દીકરો છે. ૨૮આથી તમે આશ્ચર્ય પામશો નહિ. એ સમય આવે છે જ્યારે જે લોકો મૃત્યુ પામ્યા છે અને તેઓની કબરોમાં છે તેઓ તેની વાણી સાંભળશે. ૨૯જે લોકોએ જીવનમાં સારા કામો કર્યા છે તેઓ સજીવન થશે અને અનંતજીવન મેળવશે. પરંતુ જે લોકોએ ભૂંડા કામ કર્યા છે તેઓને ન્યાયની સામે ઊભા કરવામાં આવશે.

### ઈસુ યહૂદીઓ સાથે વાતો કરવાનું ચાલુ રાખે છે

૩૦"હું એકલો કંઈ કરી શકતો નથી. જે પ્રમાણે મને કહેવામાં આવ્યું છે તે જ રીતે હું ફક્ત ન્યાય કરું છું. તેથી મારો ન્યાય અદલ છે. શા માટે? કેમ કે હું મારી જાતને ખુશ કરવા પ્રયત્ન કરતો નથી. પરંતુ જેણે મને મોકલ્યો છે, તેને (દેવને) હું ખુશ કરવા પ્રયત્ન કરું છું.

૩૧"જો હું મારા વિષે લોકોને કહું, તો પછી લોકો મારા વિષે હું જે કંઈ કહું છું તે સ્વીકારશે નહિ. ૩૨પરંતુ ત્યાં બીજી એક વ્યક્તિ છે જે લોકોને મારા વિષે કહે છે અને હું જાણું છું કે તે મારા વિષે જે કંઈ કહે છે તે સાચું છે.

૩૩"તમે યોહાન પાસે માણસો મોકલ્યા છે અને તેણે તમને સત્ય વિષે કહ્યું છે. ૩૪મારા વિષે લોકોને કહેવા માટે મારે માણસની જરૂર નથી. પણ હું તમને આ બાબતો કહું છું તેથી તમારો ઉદ્ધાર થઈ શકે છે. ૩૫યોહાન એક દીવા જેવો હતો જે સળગતો અને પ્રકાશ આપતો અને તમે ઘડીભર તેના અજવાળામાં આનંદ પામતા હતા.

૩૬"પણ મારી પાસે મોટી સાબિતી છે જે યોહાનના કરતાં મોટી છે. જે કામો હું કરું છું તે મારી સાબિતી છે. આ તે કામો છે જે મારા પિતાએ મને કરવા માટે આપ્યાં હતાં. આ કામો બતાવે છે કે મને પિતાએ મોકલ્યો હતો. ૩૭અને જે પિતાએ મને મોકલ્યો તેણે તેની જાતે મારા વિષે સાબિતી આપેલ છે. પરંતુ તમે કદી તેની વાણી સાંભળી નથી. તે કોના જેવો દેખાય છે તે તમે કદી જોયું નથી. ૩૮પિતાની વાત તમારામાં રહેલી નથી. શા માટે? કારણ કે પિતાએ જેને મોકલ્યો છે તેમાં તમને વિશ્વાસ નથી. ૩૯શાસ્રોને તમે કાળજીપૂર્વક તપાસી જુઓ. તમે ધારો છો કે તે શાસ્રો તમને અનંતજીવન આપે છે. પેલા એ જ શાસ્રો મારા વિષે પણ કહે છે! ૪૦પરંતુ તમે તે જીવન પામવા માટે મારી પાસે આવવાનું ઈચ્છતા નથી."

૪૧"મારે માણસો પાસેથી પ્રસંશા જોઈતી નથી. ૪૨પણ હું તમને જાણું છું–હું જાણું છું કે દેવ પરની પ્રીતિ તમારામાં નથી. ૪૩હું મારા પિતા પાસેથી આવ્યો છું. હું તેના માટે બોલું છું. પણ જો બીજી કોઈ એક વ્યક્તિ ફક્ત પોતાના માટે જ બોલતો આવે છે ત્યારે તમે તેને સ્વીકારશો. ૪૪તમને એકબીજાની પ્રસંશા થાય તે ગમે છે. પણ દેવ પાસેથી પ્રસંશા મેળવવા તમે કદી પ્રયત્ન કરતા નથી. તેથી તમે કેવી રીતે વિશ્વાસ કરશો? ૪૫એમ ના માનશો કે હું પિતા આગળ ઊભો રહીને કહીશ કે તમે ખોટા છો. મૂસા એ વ્યક્તિ છે જે કહે છે કે તમે ખોટા છો. અને મૂસા એ તે જ છે જે તમને બચાવશે એવી તમે આશા રાખી હતી. ૪૬જો તમે ખરેખર મૂસામાં વિશ્વાસ કર્યો હોત તો, તમે મારા પર વિશ્વાસ કર્યો હોત. શા માટે? કારણકે મૂસાએ મારા વિષે લખ્યું છે. ૪૭પરંતુ તમે મૂસાએ જે લખ્યું છે તેનો વિશ્વાસ કરતા નથી. તેથી હું જે વાતો કહું છું તેના પર તમે વિશ્વાસ કરી શકશો નહિ."

### ઈસુ ૫,૦૦૦થી વધારે લોકોને જમાડે છે

૬ એ પછી ઈસુ ગાલીલના સમુદ્રને પાર ગયો (તિબેરિયાસ સરોવર). ૨ઘણા લોકો ઈસુને અનુસર્યા. તેઓ તેની પાછળ ગયા કારણ કે ઈસુએ જે રીતે ચમત્કારો કરીને માંદાઓને સાજા કર્યા તે તેઓએ જોયું. ૩ઈસુ ટેકરીની તરફ ગયો. ત્યાં તે પોતાના શિષ્યો સાથે બેઠો. ૪હવે લગભગ યહૂદીઓના પાસ્ખાપર્વનો સમય નજીક હતો.

૫ઈસુએ ઊંચે જોયું તો ઘણા લોકો તેના તરફ આવતા હતા. ઈસુએ ફિલિપને કહ્યું, "આ બધા લોકોને ખાવા માટે પૂરતી રોટલી આપણે ક્યાંથી ખરીદીએ?" ૬(ઈસુએ ફિલિપને પારખવા સારું આ પ્રશ્ન કર્યો, કારણ કે તે શું કરવાનો હતો તે જાણતો હતો).

૭ફિલિપે ઉત્તર આપ્યો, "અહીંના દરેક વ્યક્તિને એક રોટલીનો નાનો ટુકડો મળે તે માટે પૂરતી રોટલીઓ ખરીદવા માટે આપણે બધાએ એક માસ કામ કરવાની જરૂર છે.

૮બીજો એક શિષ્ય આન્દ્રિયા ત્યાં હતો. આન્દ્રિયા સિમોન પિતરનો ભાઈ હતો. આન્દ્રિયાએ કહ્યું, ૯"અહીં

એક છોકરો છે જેની પાસે જવની પાંચ રોટલીઓ અને બે માછલી છે. પરંતુ તે આટલા બધા લોકો માટે પૂરતી નથી."

[૧૦]ઈસુએ કહ્યું, "લોકોને બેસી જવા માટે કહો." આ ઘણી ઘાસવાળી જગ્યા હતી. ત્યાં લગભગ ૫,૦૦૦ માણસો બેઠા હતા. [૧૧]પછી ઈસુએ રોટલીના ટુકડાઓ લીધા. ઈસુએ રોટલી માટે દેવનો આભાર માન્યો અને ત્યાં નીચે બેઠેલા લોકોને તે આપ્યા. તેણે માછલીનું પણ તેમ જ કર્યું. ઈસુએ તેઓને જેટલું જોઈતું હતું તેટલું લોકોને આપ્યું.

[૧૨]બધા લોકો પાસે પૂરતું ખાવાનું હતું. જ્યારે તેઓએ ખાવાનું પૂરું કર્યુ, ઈસુએ તેના શિષ્યોને કહ્યું, "જે છાંડેલાં માછલી અને રોટલીના ટુકડાઓ છે તે ભેગા કરો. કંઈ પણ બગડવા દેશો નહિ." [૧૩]તેથી શિષ્યોએ છાંડેલા ટુકડા ભેગા કર્યા. તે લોકોએ ફક્ત પાંચ જવની રોટલીમાંના ટુકડાથી જમવાનું શરૂ કર્યુ હતુ. પરંતુ ખોરાકના છાંડેલા ટુકડાઓમાંથી શિષ્યોએ બાર મોટી ટોપલીઓ ભરી.

[૧૪]લોકોએ ઈસુએ કરેલો આ ચમત્કાર જોયો. લોકોએ કહ્યું, "ખરેખર તે પ્રબોધક હોવો જોઈએ. જે જગતમાં આવનાર છે."

[૧૫]ઈસુએ જાણ્યું કે લોકો તેને રાજા બનાવવા ઈચ્છતા હતા. લોકોએ ઈસુને પકડવા માટે આવવાની અને તેને તેઓનો રાજા બનાવવાની યોજના કરી. તેથી ઈસુ તેઓને છોડીને પહાડ પર ફરીથી એકલો ગયો.

### ઈસુ પાણી પર ચાલે છે

[૧૬]તે સાંજે ઈસુના શિષ્યો સરોવર (ગાલીલ સરોવર) તરફ નીચે ગયા. [૧૭]હવે અંધારું થયું હતું અને હજુ ઈસુ તેઓની પાસે પાછો આવ્યો ન હતો. શિષ્યો હોડીમાં બેઠા અને કફર–નહૂમ તરફ બીજી બાજુ જવાનું શરૂ કર્યુ. [૧૮]પવન ઘણો સખત ફૂંકાતો હતો. સાગર પરનાં મોજાં મોટાં થતાં જતાં હતાં. [૧૯]તેઓએ ત્રણથી ચાર માઈલ હોડી હંકારી પછી તેઓએ ઈસુને જોયો. તે પાણી પર ચાલતો ચાલતો હોડી તરફ આવતો હતો. શિષ્યો બીતા હતા. [૨૦]પણ ઈસુએ તેઓને કહ્યું, "ગભરાશો નહિ. તે હું જ છું." [૨૧]ઈસુએ આમ કહ્યા પછી, શિષ્યો ઈસુને હોડીમાં લઈને ખુશ થયા. પછી તે હોડી તેઓ જે જગ્યાએ જવા ઈચ્છતા હતા ત્યાં આવી પહોંચી.

### લોકો ઈસુને શોધે છે

[૨૨]બીજો દિવસ આવ્યો, કેટલાક લોકો સમુદ્રની બીજી બાજુએ રહ્યા. આ લોકોએ જાણ્યું કે ઈસુ તેના શિષ્યો સાથે હોડીમાં ગયો નહિ. લોકોએ જાણ્યું કે ઈસુના શિષ્યો હોડીમાં એકલા હતા અને તેઓએ જાણ્યું કે ત્યાં એક જ હોડી હતી. [૨૩]પણ પછી તિબેરિયાસથી કેટલીક હોડીઓ આવી. આગલા દિવસે લોકોએ જ્યાં ભોજન કર્યુ હતું તે સ્થળની નજીક હોડીઓ આવી. પ્રભુ (ઈસુ)નો આભાર માન્યા પછી તેઓએ રોટલી ખાધી હતી તે આ જ જગ્યા હતી. [૨૪]લોકોએ જોયું કે ઈસુ અને તેના શિષ્યો હવે ત્યાં ન હતા. તેથી લોકો હોડીઓમાં બેસી ગયા અને કફર–નહૂમ ગયા. તેઓની ઈચ્છા ઈસુને શોધવાની હતી.

### ઈસુ, જીવનની રોટલી

[૨૫]લોકોએ ઈસુને સમુદ્રની બીજી બાજુએ જોયો. તેઓએ ઈસુને પૂછયું, "રાબ્બી, તું ક્યારે અહીં આવ્યો?"

[૨૬]ઈસુએ ઉત્તર આપ્યો,"તમે શા માટે મને શોધો છો? તમે મને શોધી રહ્યા છો કારણ કે તમે મારી શક્તિના અદભૂત કાર્યો જોયા છે. જે મારી સત્તાની સાબિતી છે. ના! હું તમને સાચું કહું છું. તમે મને શોધતા હતા. કારણ કે તમે રોટલી ખાઈને તૃપ્ત થયા હતા. [૨૭]ભૌતિક ભોજન નાશવંત છે. તેથી તે પ્રકારનું ભોજન મેળવવા માટે કામ ન કરો. પરંતુ જે તમને અનંતજીવન આપે છે અને હંમેશા સારું છે તે ભોજન મેળવવા કામ કરો. માણસનો દીકરો તમને તે ભોજન આપશે. દેવ પિતાએ બતાવ્યું છે કે તે માણસના દીકરા સાથે છે."

[૨૮]લોકોએ ઈસુને પૂછયું, "દેવ આપણી પાસે કેવાં કામો કરાવવા માટે ઈચ્છે છે?"

[૨૯]ઈસુએ ઉત્તર આપ્યો, "દેવ જે કામ ઈચ્છે છે તે આ છે: દેવે જેને મોકલ્યો છે તેનામાં તમે વિશ્વાસ કરો."

[૩૦]તેથી તે લોકોએ પૂછયું, "તું દેવે મોકલેલો છે તે સાબિત કરવા તું કેવા ચમત્કારો કરીશ? જયારે અમે તને ચમત્કાર કરતાં જોઈશું પછી વિશ્વાસ કરીશું. તું શું કરીશ? [૩૧]અમારા પિતાઓ (પૂર્વજો) એ રણમાં આપેલ માન્ના ખાધું. આ શાસ્રમાં લખેલું છે. 'દેવે તેઓને આકાશમાંથી રોટલી ખાવા માટે આપી.'"

[૩૨]ઈસુએ કહ્યું, "હું તમને સત્ય કહું છું, મૂસાએ તમારા લોકોને આકાશમાંથી રોટલી આપી ન હતી. પરંતુ મારા પિતા તમને આકાશમાંથી સાચી રોટલી આપે છે. [૩૩] દેવની રોટલી શું છે? આકાશમાંથી જે રોટલી નીચે આવે છે તે દેવની છે, અને તે જગતને જીવન આપે છે."

૩૪તે લોકોએ કહ્યું, "પ્રભુ, આ રોટલી અમને સદા આપો."

૩૫પછી ઈસુએ કહ્યું, "જે જીવન આપે છે તે રોટલી હું છું. જે વ્યક્તિ મારી પાસે આવે છે તે કદાપિ ભૂખે મરશે નહિ. જે વ્યક્તિ મારામાં વિશ્વાસ રાખે છે તેને કદાપિ તરસ લાગશે નહિ. ૩૬મેં તમને અગાઉ કહ્યું છે કે તમે મને જોયો છે અને છતાં તમે વિશ્વાસ કરતા નથી. ૩૭પિતા મને લોકો આપે છે અને તે લોકોમાંના બધા જ મારી પાસે આવશે. મારી પાસે જે દરેક વ્યક્તિ આવશે તેનો હું હંમેશા સ્વીકાર કરીશ. ૩૮દેવ મારી પાસે જે કરાવવા ઈચ્છે છે તે કરવા માટે હું આકાશમાંથી નીચે આવ્યો છું. હું મારી ઈચ્છાથી કંઈ કરવા માટે આવ્યો નથી. ૩૯દેવે મને જે કંઈ આપ્યું છે તેમાંથી કશું ગુમાવીશ નહિ. પણ છેલ્લા દિવસે તે લોકોને હું પાછા ઉઠાડીશ. જેણે મને મોકલ્યો છે અને મારી પાસે જે કંઈ કરાવવાની ઈચ્છા છે તે આ છે. ૪૦પ્રત્યેક વ્યક્તિ જે દીકરાને જુએ છે, અને તેનામાં વિશ્વાસ મૂકે છે. તેને અનંતજીવન મળે છે. હું તે વ્યક્તિને છેલ્લા દિવસે ઉઠાડીશ. એ મારા પિતાની ઈચ્છા છે."

૪૧યહૂદીઓએ ઈસુ વિષે ફરિયાદો શરૂ કરી. કારણ કે ઈસુએ કહ્યું હતું કે, "હું આકાશમાંથી નીચે ઉતરેલી રોટલી છું." ૪૨યહૂદીઓએ કહ્યું, "આ ઈસુ છે. અમે તેના માતાપિતાને ઓળખીએ છે. ઈસુ, યૂસફનો દીકરો છે. તે કેવી રીતે કહી શકે કે, 'હું આકાશમાંથી નીચે આવ્યો છું?"

૪૩પણ ઈસુએ કહ્યું, "તમે માંહોમાંહે ફરિયાદો કરવાનું બંધ કરો. ૪૪તે પિતા એ જ મને મોકલ્યો છે. અને તે જ પિતા લોકોને મારી પાસે લાવે છે. હું તે લોકોને છેલ્લા દિવસે પાછા ઊઠાડીશ. જો પિતા વ્યક્તિને મારી પાસે લાવતા નથી, તો પછી તે વ્યક્તિ મારી પાસે આવી શકતી નથી. ૪૫પ્રબોધકોનાં પુસ્તકોમાં આ લખેલું છે. 'દેવ બધા લોકોને ઉપદેશ આપશે.' લોકો પિતાને ધ્યાનથી સાંભળે છે અને તેની પાસેથી શીખે છે. તે લોકો મારી પાસે આવે છે. ૪૬હું સમજતો નથી કે કોઈએ પિતાને જોયો હોય. ફક્ત જે દેવ પાસેથી આવ્યો છે તેણે જ પિતાને જોયો છે. ૪૭હું તમને સાચું કહું છું, જો કોઈ વ્યક્તિ વિશ્વાસ કરે છે તો તેને અનંતજીવન છે. ૪૮હું રોટલી છું જે જીવન આપે છે. ૪૯તમારા પૂર્વજોએ માન્ના (અન્ન) ખાધું છે, જે દેવે તેઓને રણમાં આપ્યું હતું. પણ બધા લોકોની જેમ તેઓ મૃત્યુ પામ્યા. ૫૦હું એ રોટલી છું જે આકાશમાંથી ઉતરે છે. જો કોઈ વ્યક્તિ આ રોટલી ખાય છે તે કદાપિ મૃત્યુ પામશે નહિ. ૫૧હું જીવતી રોટલી છું જે આકાશમાંથી ઉતરી છે, જો કોઈ વ્યક્તિ આ રોટલી ખાય તો તે અનંતજીવન પ્રાપ્ત કરે છે. આ રોટલી મારું શરીર છે. હું મારું શરીર આપીશ જેથી જગતમાંના લોકો જીવન પ્રાપ્ત કરી શકે."

૫૨પછી યહૂદીઓ અંદરો અંદર દલીલો કરવા લાગ્યા. તેઓએ કહ્યું, "આ માણસ આપણને તેનું શરીર ખાવા માટે કેવી રીતે આપી શકે?"

૫૩ઈસુએ કહ્યું, "હું તમને સત્ય કહું છું, તમારે માણસના દીકરાનું શરીર ખાવું જોઈએ અને તેનું લોહી પીવું જોઈએ. જો તમે આ નહિ કરો, તો પછી તમારામાં સાચું જીવન હશે નહિ. ૫૪જે વ્યક્તિ મારું માંસ ખાય છે અને મારું લોહી પીએ છે તેને અનંતજીવન છે. છેલ્લે દિવસે હું તે વ્યક્તિને ફરીથી ઊઠાડીશ. ૫૫મારું શરીર સાચું ભોજન છે. મારું લોહી ખરેખર પીવાનું છે. ૫૬જો કોઈ વ્યક્તિ મારું માંસ ખાય છે અને મારું લોહી પીએ છે તે પછી તે વ્યક્તિ મારામાં રહે છે અને હું તે વ્યક્તિમાં રહું છું. ૫૭પિતાએ મને મોકલ્યો છે. તે પિતા જીવે છે, અને હું જીવું છું તે કારણે જ જે વ્યક્તિ મને ખાય છે તે પણ મારા કારણે જ જીવશે. ૫૮આપણા પૂર્વજોએ રણમાં જે રોટલી ખાધી તેના જેવી રોટલી હું નથી. તેઓએ તે રોટલી ખાધી, પણ બધા લોકોની જેમ તેઓ મૃત્યુ પામ્યા. હું એ રોટલી છું જે આકાશમાંથી ઉતરી આવી છે. જે વ્યક્તિ આ રોટલી ખાય છે તે અનંતજીવન જીવશે." ૫૯આ બધી બાબતો કફર-નહૂમના શહેરના સભાસ્થાનમાં બોધ આપતો હતો ત્યારે કહી.

### ઘણા શિષ્યોએ ઈસુને છોડી દીધા

૬૦ઈસુના શિષ્યોએ આ સાંભળ્યું, શિષ્યોમાંના ઘણાએ કહ્યું, "આ ઉપદેશ સ્વીકારવો ઘણો કઠિન છે. આ ઉપદેશ કોણ સ્વીકારી શકે?"

૬૧ઈસુએ જાણ્યું કે તેના શિષ્યો આ વિષે ફરિયાદ કરે છે. તેથી ઈસુએ કહ્યું, "શું આ ઉપદેશ તમને ઠોકર ખવડાવે છે? ૬૨તો પછી માણસનો દીકરો જ્યાંથી આવ્યો તે જગ્યાએ પાછો ફરતો જોઈને તમને પણ ઠોકર લાગશે? ૬૩તે એ માંસ નથી જે વ્યક્તિને જીવન આપે છે. જે જીવાડે છે તે આત્મા છે; માંસથી કંઈ લાભ થતો નથી. જે વાતો મેં તમને કહી છે, તે આત્મા તથા જીવન છે. ૬૪પણ તમારામાંના કેટલાક વિશ્વાસ કરતા નથી." (ઈસુ જે વિશ્વાસ કરતા નથી તે લોકોને જાણે છે. ઈસુએ આરંભથી જ આ વાતો જાણી અને કયો માણસ તેનો દ્રોહ કરવાનો છે તે પણ ઈસુએ જાણ્યું.) ૬૫ઈસુએ કહ્યું,

"આ કારણે જ મેં કહ્યું, 'જો પિતા કોઈ વ્યકિતને મારી પાસે આવવા નહિ દે તો પછી તે વ્યકિત મારી પાસે આવી શકશે નહિ.'"

૬૬આ બાબતો ઈસુએ કહ્યા પછી, ઈસુના ઘણા શિષ્યો તેને છોડી ગયા. તેઓએ ઈસુની પાછળ જવાનું બંધ કર્યુ. ૬૭ઈસુએ બાર પ્રેરિતોને પૂછયું, "તમે પણ મને છોડીને જવા ઈચ્છો છો?"

૬૮સિમોન પિતરે ઈસુને ઉત્તર આપ્યો, "પ્રભુ, અમે ક્યાં જઈશુ? તારી પાસે જે વાતો છે તે અનંતજીવન આપશે. ૬૯અમને તારામાં વિશ્વાસ છે. અમે જાણીએ છીએ કે દેવનો પવિત્ર એક તું જ છે."

૭૦પછી ઈસુએ ઉત્તર આપ્યો, "મેં તમારામાંથી તે બધા બાર પસંદ કર્યા છે છતાં પણ તમારામાંનો એક શેતાન છે."

૭૧ઈસુ સિમોનના દીકરા યહૂદા ઈશ્કરિયોત વિષે વાત કરતોં હતો. યહૂદા બાર પ્રેરિતોમાંનો એક હતો. પરંતુ પાછળથી યહૂદા ઈસુને સુપ્રત કરનાર હતો.

### ઈસુ અને તેના ભાઈઓ

૭ આ પછી, ઈસુએ ગાલીલના પ્રદેશની આજુબાજુ મુસાફરી કરી. ઈસુ યહૂદિયામાં મુસાફરી કરવા ઈચ્છતો નહોતો, કારણ કે ત્યાંના યહૂદીઓ તેને મારી નાખવા ઈચ્છતા હતાં. ૨તે યહૂદીઓના માંડવાપર્વનો સમય પાસે હતો. ૩તેથી ઈસુના ભાઈઓએ તેને કહ્યું, "તારે અહીંથી નીકળી જવું જોઈએ અને યહૂદિયાના ઉત્સવમાં જવું જોઈએ. પછી ત્યાં તારા શિષ્યો તું જે ચમત્કારો કરે છે તે જોઈ શકશે. ૪જો કોઈ વ્યકિત, લોકો તેને ઓળખે તેમ ઈચ્છતી હોય તો પછી તે વ્યકિતએ તે જે કામ કરે તે છુપાવવા જોઈએ નહિ. તારી જાતને જગત સમક્ષ જાહેર કર. તું જે ચમત્કારો કરે તે તેઓને જોવા દે." ૫(ઈસુના ભાઈઓએ પણ તેનામાં વિશ્વાસ કર્યો નહિ.) ૬ઈસુએ તેના ભાઈઓને કહ્યું, "મારા માટેનો યોગ્ય સમય હજુ આવ્યો નથી. પરંતુ તમારા જવા માટે કોઈ પણ સમય યોગ્ય છે. ૭જગત તમને ધિક્કારી શકશે નહિ. પરંતુ જગત મને ધિક્કારે છે. શા માટે? કારણ કે હું જગતમાં લોકોને કહું છું કે તેઓ ભૂંડાં કામો કરે છે. ૮તેથી તમે પર્વમાં જાઓ. હવે હું પર્વમાં જઈશ નહિ. મારા માટેનો યોગ્ય સમય હજુ આવ્યો નથી." ૯ઈસુ આમ કહ્યા પછી ગાલીલમાં રહ્યો.

૧૦તેથી ઈસુના ભાઈઓ પર્વમાં જવા વિદાય થયા. તેઓના વિદાય થયા પછી ઈસુ પણ ગયો. પરંતુ લોકો તેને ન જુએ તે રીતે ગયો. ૧૧યહૂદીઓ પર્વમાં ઈસુને શોધતા હતા. યહૂદીઓએ કહ્યું, "તે માણસ ક્યાં છે?"

૧૨ત્યાં લોકોનો મોટો સમૂહ હતો. આ લોકોમાંના ઘણા એકબીજા સાથે માંહોમાંહે ઈસુ વિષે ગુપ્ત રીતે વાતો કરતા હતા. કેટલાક લોકોએ કહ્યું, "તે એક સારો માણસ છે," પણ બીજા લોકોએ કહ્યું, "ના, તે લોકોને મૂર્ખ બનાવે છે." ૧૩પરંતુ લોકોમાંથી કોઈની પણ જાહેરમાં ઈસુ વિષે બોલવાની હિંમત ન હતી. લોકો યહૂદી આગેવાનોથી ડરતા હતા.

### ઈસુનો યરૂશાલેમમાં બોધ

૧૪પર્વ લગભગ અડધુ પૂરુ થયુ હતુ. પછી ઈસુ મંદિરમાં ગયો અને બોધ શરૂ કર્યો. ૧૫યહૂદીઓ આશ્ચર્ય પામ્યા. તેઓએ કહ્યું, "આ માણસે કદી શાળામાં અભ્યાસ કર્યો નથી. આટલી બધી વિદ્યા તે કેવી રીતે શીખ્યો?"

૧૬ઈસુએ ઉત્તર આપ્યો, "હું જે બોધ આપું છું તે મારો પોતાનો નથી પણ જેણે મને મોકલ્યો છે તેનો (દેવ) છે. ૧૭જો કોઈ માણસ દેવ જે ઈચ્છે છે તે કરવા ઈચ્છે તો પછી તે વ્યકિત જાણશે કે મારો બોધ દેવ પાસેથી આવે છે. અથવા ૧૮જે કોઈ વ્યકિત તેના વિચારનો બોધ આપે છે તેના પોતાના માટે માન મેળવવાનો પ્રયત્ન કરે છે. પરંતુ જે વ્યકિત તેને મોકલનાર માટે માન મેળવવા પ્રયત્ન કરે છે તે વ્યકિત સાચું કહે છે. તેનામાં કશું ખોટું હોતું નથી. ૧૯મૂસાએ તમને નિયમશાસ્ત્ર આપ્યુ. ખરું ને? પરંતુ તમારામાંના કોઈએ તેનું પાલન કર્યુ નથી. તમે શા માટે મને મારી નાખવા પ્રયત્ન કરો છો?"

૨૦લોકોએ ઉત્તર આપ્યો,"તારામાં અશુદ્ધ આત્મા પ્રવેશેલો છે અને તને ગાંડો બનાવ્યો છે! અમે તને મારી નાખવાનો પ્રયત્ન કરતા નથી."

૨૧ઈસુએ તેઓને કહ્યું, "મેં એક ચમત્કાર કર્યો અને તમે બધા અચરત પામ્યા. ૨૨મૂસાએ તમને સુન્નતનો નિયમ આપ્યો છે. (પરંતુ ખરેખર મૂસાએ તમને સુન્નતનો નિયમ આપ્યો નથી. મૂસાના પહેલા જે લોકો જીવી ગયા તેઓની પાસેથી સુન્નતનો નિયમ આવ્યો છે.) તેથી કેટલીક વાર વિશ્રામવારે શિશુની સુન્નત કરવામાં આવે છે. ૨૩આ બતાવે છે કે વ્યકિત વિશ્રામવારે મૂસાના નિયમનું પાલન કરવા સુન્નત કરાવી શકે છે. તેથી વિશ્રામવારના દિવસે માણસના આખા શરીરને સાજા કરવા માટે મારા પર શા માટે ગુસ્સે થયા છો? ૨૪વસ્તુઓ જે રીતે દેખાય છે તેના આધારે ન્યાય કરવાનું

બંધ કરો. ન્યાયી બનો અને જે સાચું છે તેનો યથાર્થ ન્યાય કરો."

### લોકો નવાઈ પામે છે કે ઈસુ જ ખ્રિસ્ત છે

૨૫પછી કેટલાક લોકો જે યરૂશાલેમમાં રહે છે તેઓએ કહ્યું, "આ તે માણસ છે જેને તેઓ મારી નાખવાનો પ્રયત્ન કરે છે. ૨૬પરંતુ તે જ્યાં બધા જોઈ શકે અને તેને સાંભળી શકે ત્યાં બોધ આપે છે. અને કોઈ પણ વ્યક્તિ તેને બોધ આપતા અટકાવવાનો પ્રયત્ન કરતા નથી. અધિકારીઓએ શું ખરેખર નિર્ણય કર્યો હશે કે તે ખરેખર ખ્રિસ્ત જ છે? ૨૭પણ અમે જાણીએ છીએ કે આ માણસનું ઘર ક્યાં છે. પણ ખરેખર ખ્રિસ્ત જ્યારે આવશે ત્યારે કોઈ વ્યક્તિ જાણશે નહિ કે તે ક્યાંથી આવે છે?"

૨૮ઈસુ હજી મંદિરમાં શીખવતો હતો. ઈસુએ કહ્યું, "હા, તમે મને જાણો છો અને હું ક્યાંનો છું એ પણ તમે જાણો છો. પણ હું મારી પોતાની સત્તાથી આવ્યો નથી. જેણે મોકલ્યો છે તે (દેવ) સત્ય છે. તમે તેને ઓળખતા નથી. ૨૯પણ હું તેને ઓળખું છું અને હું તેની પાસેથી આવ્યો છું. તેણે મને મોકલ્યો છે."

૩૦જ્યારે ઈસુએ આ કહ્યું, લોકોએ તેની ધરપકડ કરવા પ્રયત્ન કર્યો. પણ કોઈ વ્યક્તિએ ઈસુ પર હાથ નાખ્યો નહિ. હજુ ઈસુને મારી નાખવા માટેનો યોગ્ય સમય ન હતો. ૩૧પરંતુ લોકોમાંના ઘણા ઈસુમાં વિશ્વાસ રાખતા હતા. લોકોએ કહ્યું, "અમે ખ્રિસ્તની આવવાની રાહ જોઈએ છીએ. જ્યારે ખ્રિસ્ત આવશે, ત્યારે તે શું આ માણસ (ઈસુ) કરતા વધારે ચમત્કારો કરશે? ના! આથી આ માણસ જ ખ્રિસ્ત હોવો જોઈએ."

### યહૂદીઓ ઈસુને પકડવાનો પ્રયત્ન કરે છે

૩૨ઈસુ વિષે લોકો જે ગણગણાટ કરતા હતા તે ફરોશીઓએ સાંભળ્યું. તેથી મુખ્ય યાજકો અને ફરોશીઓએ કેટલાક મંદિરના ભાલદારોને ઈસુની ધરપકડ કરવા મોકલ્યા. ૩૩પછી ઈસુએ કહ્યું, "હજુ થોડો સમય હું તમારી સાથે રહીશ. પછી હું જેણે(દેવ) મને મોકલ્યો છે તેની પાસે પાછો જઈશ. ૩૪તમે મારી શોધ કરશો, પણ તમે મને શોધી શકશો નહિ. અને જ્યાં હું છું ત્યાં તમે આવી શકશો નહિ."

૩૫યહૂદીઓએ એકબીજાને કહ્યું, "આ માણસ ક્યાં જશે કે આપણે શોધી શકીશું નહિ. જ્યાં આપણા લોકો રહે છે તે ગ્રીક શહેરમાં તે જશે? શું તે ગ્રીક લોકોને ત્યાં બોધ આપશે? ૩૬આ માણસ (ઈસુ) કહે છે, 'તમે મને શોધશો પણ તમે મને શોધી શકશો નહિ.' અને તે એમ પણ કહે છે, 'હું જ્યાં છું ત્યાં તમે આવી શકશો નહિ' તેનો અર્થ શો?"

### ઈસુ પવિત્ર આત્મા વિષે કહે છે

૩૭પર્વનો છેલ્લો દિવસ આવ્યો. તે ઘણો જ અગત્યનો દિવસ હતો. તે દિવસે ઈસુ ઊભો થયો અને મોટા સાદે કહ્યું, "જો કોઈ માણસ તરસ્યો હોય તો તે મારી પાસે આવે અને પીએ. ૩૮જો કોઈ માણસ મારામાં વિશ્વાસ મૂકે છે તો તેના હ્રદયમાંથી જીવતા પાણીની નદીઓ વહેશે. શાસ્ત્ર જે કહે છે તે એ જ છે." ૩૯ઈસુ પવિત્ર આત્મા વિષે કહેતો હતો. પવિત્ર આત્મા હજુ લોકોને આપવામાં આવ્યો ન હતો કારણ કે હજુ ઈસુ મૃત્યુ પામીને મહિમાવાન થયો ન હતો. પણ પાછળથી પેલા લોકો જે ઈસુમાં વિશ્વાસ રાખશે તેઓ આત્માને પ્રાપ્ત કરશે.

### ઈસુની લોકો વિષે દલીલ

૪૦લોકોએ ઈસુએ જે બધી બાબતો કહી તે સાંભળી. કેટલાક લોકોએ કહ્યું, "આ માણસ ખરેખર પ્રબોધક જ છે."

૪૧બીજા કેટલાક લોકોએ કહ્યું, "તે જ ખ્રિસ્ત છે."

બીજા લોકોએ કહ્યું, "ખ્રિસ્ત ગાલીલમાંથી આવશે નહિ. ૪૨શાસ્ત્ર કહે છે, ખ્રિસ્ત દાઉદના વંશમાંથી આવનાર છે, અને શાસ્ત્ર કહે છે કે ખ્રિસ્ત બેથલેહેમમાંથી આવનાર છે, જે શહેરમાં દાઉદ હતો." ૪૩તેથી લોકો ઈસુ વિષે એકબીજા સાથે સંમત થયા નહિ. ૪૪કેટલાક લોકો ઈસુની ધરપકડ કરવા ઈચ્છતા હતા. પણ આમ કરવાનો કોઈએ પ્રયત્ન કર્યો નહિ.

### યહૂદી અધિકારીઓએ વિશ્વાસ કરવાની ના પાડી

૪૫મંદિરના ભાલદારો મુખ્ય યાજકો અને ફરોશીઓ પાસે પાછા ગયા. યાજકો અને ફરોશીઓએ પૂછયું, "તમે ઈસુને શા માટે લાવ્યા નથી?"

૪૬મંદિરના ભાલદારોએ ઉત્તર આપ્યો, "તે જે બાબતો કહે છે તે કોઈ પણ માણસના શબ્દો કરતા મહાન છે."

૪૭ફરોશીઓએ ઉત્તર આપ્યો, "ઈસુએ તમને પણ મૂર્ખ બનાવ્યા શું! ૪૮અધિકારીઓમાંથી કોઈએ તેનામાં વિશ્વાસ કર્યો? ના! શું આપણા ફરોશીઓમાંથી કોઈને તેનામાં વિશ્વાસ હતો? ના! ૪૯પણ પેલા લોકો બહાર છે તેઓ નિયમશાસ્ત્ર વિષે જાણતા નથી. તેઓ દેવના શાપિત છે!"

૫૦પરંતુ નિકોદેમસ ત્યાં તે સમૂહમાં હતો. નિકોદેમસ તેઓમાંનો એક જે અગાઉ ઈસુ પાસે આવ્યો હતો. નિકોદેમસે કહ્યું, ૫૧"માણસને પહેલા સાંભળ્યા વિના શું આપણું નિયમશાસ્ત્ર આપણને તેનો ન્યાય કરવા દે છે? જ્યાં સુધી તેણે શું કર્યુ છે તે આપણે જાણીએ નહિ ત્યાં સુધી આપણે તેનો ન્યાય કરી શકતા નથી."

૫૨યહૂદી અધિકારીઓએ ઉત્તર આપ્યો, "શું તું પણ ગાલીલનો છે? શાસ્ત્રોનો અભ્યાસ કર, તું વાંચી શકીશ કે કોઈ પ્રબોધક ગાલીલમાંથી આવનાર નથી."

---

*[યોહાનની કેટલીક પ્રાચીન નકલોમાં ૭ : ૫૩–૮ : ૧૧ કલમો ઉમેરેલ નથી]*

### વ્યભિચારમાં પકડાયેલી સ્ત્રી

૫૩બધા યહૂદી અધિકારીઓ તેને છોડીને ગયા.

૮ ઈસુ જૈતૂનના પહાડ પર ગયો. ૨વહેલી સવારમાં ઈસુ મંદિરમાં પાછો આવ્યો. બધા લોકો ઈસુ પાસે આવ્યા. ઈસુએ ત્યાં બેસીને લોકોને બોધ કર્યો. ૩શાસ્ત્રીઓ અને ફરોશીઓ એક સ્ત્રીને ત્યાં લાવ્યા. તે સ્ત્રી વ્યભિચારનું પાપ કરતાં પકડાઈ હતી. આ યહૂદીઓએ તે સ્ત્રીને લોકો સમક્ષ ઊભા રહેવા માટે દબાણ કર્યુ. ૪તેઓએ ઈસુને કહ્યું, "ગુરુજી, આ સ્ત્રી એક માણસ સાથે વ્યભિચાર કરતાં પકડાઈ છે જે તેનો પતિ નથી. ૫નિયમશાસ્ત્રમાં મૂસાએ આપણને આજ્ઞા કરી છે કે આવું કામ કરનાર પ્રત્યેક સ્ત્રીઓને આપણે પથ્થરોથી મારી નાખવી. અમારે શું કરવું, તે વિષે તું શું કહે છે? ૬યહૂદીઓ ઈસુનું પરીક્ષણ કરવા આ પ્રશ્નનો ઉપયોગ કરતાં હતા, તેઓ ઈસુને કંઈક ખોટું કહેતા પકડવા ઈચ્છતા હતા. પછી તેઓ તેની વિરુદ્ધ આરોપ મૂકી શકે. પણ ઈસુએ નીચા વળીને તેની આંગળી વડે જમીન પર લખવાનું શરૂ કર્યું. ૭યહૂદી અધિકારીઓએ ઈસુને તેઓના પ્રશ્ન પૂછવાનું ચાલુ રાખ્યું. તેથી ઈસુ ઊભો થયો અને કહ્યું, "શું અહીં કોઈ એવી વ્યક્તિ છે જેણે કદી પાપ ના કર્યુ હોય? જે વ્યક્તિએ પાપ કર્યુ ના હોય તે આ સ્ત્રી પર પહેલો પથ્થર મારે." ૮પછી ઈસુ ફરીથી નીચો વળ્યો અને જમીન પર લખ્યું.

૯જે લોકોએ ઈસુને સાંભળ્યો તેઓ એક પછી એક વિદાય થયા. વૃદ્ધ માણસો પ્રથમ છોડી ગયા, અને પછી બીજા ગયા. ઈસુને ત્યાં તે સ્ત્રી સાથે એકલા છોડી ગયા. હજુ તે ત્યાં ઊભી રહી છે. ૧૦ઈસુ ફરીથી ઊભો થયો ને તેને પૂછયું, "બાઈ, તે બધા લોકો ગયા છે. તેમાંથી કોઈએ તને દોષિત ઠરાવી નથી?"

૧૧તે સ્ત્રીએ ઉત્તર આપ્યો, "પ્રભુ, તેમાંના કોઈએ મને દોષિત ઠરાવી નથી."

પછી ઈસુએ કહ્યું, "તેથી હું પણ તને દોષિત ઠરાવતો નથી. તું હવે જઈ શકે છે, પણ ફરીથી પાપ કરીશ નહિ."

---

### ઈસુ જગતનો પ્રકાશ છે

૧૨પાછળથી ઈસુએ લોકોને કહ્યું; "હું જગતનો પ્રકાશ છું. જે વ્યક્તિ મને અનુસરે છે તે કદી અંધકારમાં રહેશે નહિ. તે વ્યક્તિને પ્રકાશ મળશે જે જીવન આપે છે."

૧૩પરંતુ ફરોશીઓએ ઈસુને કહ્યું, "જ્યારે તું તારી જાત વિષે કહે છે ત્યારે તું જ ફક્ત એક એકલો એવો છે જે આ વાતો સાચી છે એમ કહે છે. તેથી અમે આ વાતો જે તું કહે છે તે અમે સ્વીકારી શકીએ તેમ નથી."

૧૪ઈસુએ ઉત્તર આપ્યો, "હા, હું મારી જાત વિષે આ વાતો કહું છું. પરંતુ હું જે વાતો કહું છું, તે લોકો માની શકશે. શા માટે? કારણ કે હું ક્યાંથી આવ્યો તે હું જાણું છું, અને હું ક્યાં જાઉં છું તે પણ હું જાણું છું, હું તમારા લોકો જેવો નથી. હું ક્યાંથી આવ્યો છું. અને કયાં જાઉં છું તે તમે જાણતા નથી. ૧૫તમે કોઈ માણસનો ન્યાય કરો તે રીતે મારો ન્યાય કરો છો. હું કોઈ માણસનો ન્યાય કરતો નથી. ૧૬પણ જો હું ન્યાય કરું તો, મારો ન્યાય સાચો હશે. શા માટે? કારણ કે જ્યારે હું ન્યાય કરું ત્યારે હું એકલો હોતો નથી. મને મોકલનાર પિતા મારી સાથે હોય છે. ૧૭તમારું પોતાનું નિયમશાસ્ત્ર કહે છે કે જ્યારે બે સાક્ષીઓ એક જ વાત કહે તો પછી તમારે તેઓ જે કહે તે સ્વીકારવું જોઈએ. ૧૮હું સાક્ષીઓમાંનો એક છું કે હું મારી જાત વિષે બોલું છું, અને મને જેણે મોકલ્યો છે તે પિતા મારા બીજા સાક્ષી છે."

૧૯લોકોએ પૂછયું, "તારો પિતા ક્યાં છે?"

ઈસુએ ઉત્તર આપ્યો, "તમે મને કે મારા પિતાને જાણતા નથી. પણ જો તમે મને જાણ્યો હોત તો પછી તમે મારા પિતાને પણ જાણતા હોત." ૨૦જ્યારે ઈસુ મંદિરમાં ઉપદેશ આપતો હતો, ત્યારે તેણે આ બાબતો કહી. જ્યાં બધા લોકો પૈસા આપવા આવતા હતા. તે જગ્યાની નજીક તે હતો. પરંતુ કોઈ વ્યક્તિએ તેને પકડ્યો નહિ. ઈસુ માટેનો યોગ્ય સમય હજુ આવ્યો ન હતો.

### યહૂદીઓ ઈસુ વિષે સમજતા નથી

૨૧ફરીથી ઈસુએ લોકોને કહ્યું, "હું તમને છોડીશ.

તમે મારી શોધ કરશો, પણ તમે તમારા પાપ સાથે મૃત્યુ
પામશો. હું જ્યાં જાઉં છું, ત્યાં તમે આવી શકશો નહિ."
૨૨તેથી યહૂદીઓએ તેમની જાતે પૂછયુ, "તમે ધારો
છો કે ઈસુ આત્મહત્યા કરશે? તો પછી આ બાબત
હોવી જોઈએ. કારણ કે તેણે કહ્યું, "હું જ્યાં જાઉં છું ત્યાં
તમે આવી શકશો નહિ."
૨૩પણ ઈસુએ પેલા યહૂદીઓને કહ્યું, "તમે નીચેની
દુનિયાના છો, હું ઉપરની દુનિયાનો છું. તમે આ
દુનિયાના છો, હું આ દુનિયાનો નથી. ૨૪તેથી મેં તમને
કહ્યું છે કે તમે તમારા પાપોમાં મૃત્યુ પામશો. હા, હું
(તે) છું એવો તમે વિશ્વાસ નહિ કરો તો તમે તમારાં
પાપોમાં મૃત્યુ પામશો."
૨૫યહૂદીઓએ પૂછયું, "તો પછી તું કોણ છે?" ઈસુએ
ઉત્તર આપ્યો, "મેં તમને શરૂઆતથી જે કહ્યું છે તે હું
છું. ૨૬મારી પાસે તમારા વિષે કહેવાની ઘણી બાબતો
છે. હું તમારો ન્યાય કરી શકું છું તો પણ જેણે મને
મોકલ્યો છે અને મેં તેની પાસેથી જે વાતો સાંભળી છે
તે જ ફક્ત હું લોકોને કહું છું અને તે સત્ય કહું છું."
૨૭ઈસુ કોના વિષે વાત કરતો હતો તે લોકો સમજતા
ન હતા. ઈસુ તેઓને પિતા (દેવ) વિષે વાત કરતો હતો.
૨૮તેથી ઈસુએ લોકોને કહ્યું, "તમે માણસના દીકરાને
ઊચો કરશો (મારી નાખશો) પછી તમે હું તે જ છું તે
તમે જાણી શકશો અને હું મારી પોતાની જાતે કંઈ કરતો
નથી પણ જેમ પિતાએ જે મને શીખવ્યું છે, તેમ હું એ
વાતો તમને કહું છું. ૨૯જેણે (દેવે) મને મોકલ્યો છે તે
મારી સાથે છે. તેને જે ગમે છે તે હું હંમેશા કરું છું. તેથી
તેણે મને એકલો છોડ્યો નથી." ૩૦જ્યારે ઈસુ આ વાતો
કહેતો હતો ત્યારે, ઘણા લોકોએ તેનામાં વિશ્વાસ મૂક્યો
હતો. ઈસુ પાપમાંથી છુટકારા વિષે વાત કરે છે
૩૧તેથી જે યહૂદીઓએ તેનામાં વિશ્વાસ મૂક્યો હતો
તેઓને ઈસુએ કહ્યું, "જો તમે મારા બોધને માનવાનું
ચાલુ રાખશો તો પછી તમે મારા સાચા શિષ્યો છો.
૩૨પછી જ તમને સત્ય સમજાશે અને સત્ય તમને
મુક્ત કરશે."
૩૩યહૂદીઓએ ઉત્તર આપ્યો, "અમે ઈબ્રાહિમના
લોકો છીએ. અમે કદી ગુલામ રહ્યા નથી. તેથી શા માટે
તું કહે છે કે અમે મુક્ત થઈશું?"
૩૪ઈસુએ ઉત્તર આપ્યો," હું તમને સાચું કહું છું
પ્રત્યેક વ્યક્તિ જે પાપ કરે છે તે ગુલામ છે. પાપ તેનો
માલિક છે. ૩૫ગુલામ કુટુંબ સાથે હંમેશા રહેતો નથી.
પરંતુ તે દીકરો હંમેશા કુટુંબનો રહી શકે. ૩૬તેથી જો
દીકરો તમને મુક્ત કરે તો પછી તમે ખરેખર મુક્ત
થશો. ૩૭હું જાણું છું તમે ઈબ્રાહિમના લોકો છો. પરંતુ
તમે મને મારી નાખવા ઈચ્છો છો. શા માટે? કારણ કે
તમે મારા બોધનો સ્વીકાર કરવા ઈચ્છતા નથી. ૩૮મારા
પિતાએ જે મને બતાવ્યું છે તે જ કામો હું તમને કહું છું.
પરંતુ તમે તમારા પિતાએ તમને જે કહ્યું છે તે કરો છો."
૩૯યહૂદીઓએ કહ્યું, "અમારો પિતા ઈબ્રાહિમ છે."
ઈસુએ કહ્યું, "જો તમે ખરેખર ઈબ્રાહિમના બાળકો હતા
તો પછી તમે જે કામો ઈબ્રાહિમે કર્યા તે જ કરશો. ૪૦હું
એ માણસ છું કે જેણે દેવ પાસેથી સાંભળ્યું તે સત્ય
તમને કહ્યું છે. પરંતુ તમે મને મારી નાખવા પ્રયત્ન
કરો છો. ઈબ્રાહિમે તેના જેવું કંઈ જ કર્યુ નથી. ૪૧તેથી
તમારા પિતાએ જે કંઈ કર્યુ તે તમે કરો છો."
પણ યહૂદીઓએ કહ્યું, "અમે એના જેવા બાળકો
નથી કે જે તેઓએ કદી જાણ્યું ન હોય કે તેમનો પિતા
કોણ છે. દેવ અમારો પિતા છે. અમારો તે માત્ર એક જ
પિતા છે."
૪૨ઈસુએ પેલા યહૂદીઓને કહ્યુ, "જો દેવ ખરેખર
તમારા પિતા હોત, તો તમે મારા પર પ્રેમ રાખત; હું
દેવમાંથી નીકળીને આવ્યો છું. અને હવે હું અહીં છું. હું
મારી પોતાની સત્તાથી આવ્યો નથી. દેવે મને મોકલ્યો
છે. ૪૩હું તમને આ બાબતો જે કહું છું તે તમે સમજી
શકશો નહિ. શા માટે? કારણ કે તમે મારા બોધને સ્વીકારી
શકતા નથી. ૪૪તમારો પિતા શેતાન છે, અને તમે તેના
દીકરા છો. તે જે ઈચ્છે છે તે કરવા તમે ઈચ્છો છો.
શેતાન શરૂઆતથી જ ખૂની હતો. શેતાન હંમેશા સત્યથી
વિરુદ્ધ છે અને તેથી તેનામાં સત્ય નથી. જૂઠું બોલવું તે
તેનો સ્વભાવ છે. હા, તે જુઠો છે. અને તે જૂઠાનો બાપ
છે. ૪૫હું સત્ય કહું છું, તેથી તમે મારામાં વિશ્વાસ
કરતા નથી. ૪૬તમારામાંથી કોણ સાબિત કરી શકે છે કે
હું પાપનો ગુનેગાર છું. જો હું સત્ય કહું છું, તો પછી
તમે શા માટે મારું માનતા નથી? ૪૭જે વ્યક્તિ દેવનો
છે તે દેવ જે કહે છે તે સ્વીકારે છે. પણ તમે દેવ જે કહે
છે તે સ્વીકારતા નથી. કારણ કે તમે દેવના નથી."

### ઈસુ પોતાના વિષે અને ઈબ્રાહિમ વિષે વાત કરે છે

૪૮યહૂદીઓએ ઉત્તર આપ્યો, "અમે કહીએ છીએ કે
તું સમરૂની છે, અમે કહીએ છીએ કે તારામાં શેતાન
પ્રવેશ્યો છે. અને તને ગાંડો બનાવ્યો છે! અમે આ
બાબત કહીએ છીએ ત્યારે શું અમે સાચા નથી?"
૪૯ઈસુએ ઉત્તર આપ્યો, "મારામાં કોઈ શેતાન
પ્રવેશ્યો નથી. હું મારા પિતાને આદર આપું છું. પણ
તમે કોઈ મારો આદર કરતા નથી. ૫૦હું મારી જાત માટે

આદર મેળવવા પ્રયત્ન કરતો નથી. મને આદર અપાવવાની ઈચ્છા કરનાર ત્યાં એક જ છે. તે ન્યાય કરનાર છે. ૫૧હું તમને સત્ય કહું છું. જો કોઈ મારું વચન પાળે છે, તો પછી તે કદી મૃત્યુ પામશે નહિ."

૫૨યહૂદીઓએ ઈસુને કહ્યું, "હવે અમે જાણીએ છીએ કે તારામાં શેતાન પ્રવેશ્યો છે! ઈબ્રાહિમ અને પ્રબોધકો પણ મૃત્યુ પામ્યા. પણ તું કહે છે કે, 'જે વ્યક્તિ મારાં વચનોને પાળશે તે કદી મૃત્યુ પામશે નહિ.' ૫૩શું તું ધારે છે કે તું અમારા પિતા ઈબ્રાહિમ કરતાં વધારે મહાન છે? ઈબ્રાહિમ મૃત્યુ પામ્યો અને પ્રબોધકો પણ મૃત્યુ પામ્યા. તું કોણ હોવાનો દાવો કરે છે?"

૫૪ઈસુએ ઉત્તર આપ્યો, "જો હું મારી જાતને માન આપું તો પછી તે આદરની કોઈ કિંમત નથી. જે એક મારો આદર કરે છે તે મારો પિતા છે. અને તમે દાવો કરો છો કે તે તમારો દેવ છે. ૫૫પણ ખરેખર તમે તેને ઓળખતા નથી. હું તેને ઓળખું છું. જો હું કહું કે હું તેને જાણતો નથી, તો પછી હું તમારા જેવો જૂઠો ઠરું. પણ હું તેને ઓળખું છું અને તે જે કહે છે તેનું હું પાલન કરું છું. ૫૬તમારો પિતા ઈબ્રાહિમ ઘણો ખુશ હતો, કારણ કે જ્યારે હું આવ્યો તે દિવસ તેણે જોયો અને તે સુખી થયો."

૫૭યહૂદીઓએ ઈસુને કહ્યું, "શું તેં ઈબ્રાહિમને જોયો છે? હજુ તો તું ૫૦ વરસનો પણ થયો નથી."

૫૮ઈસુએ ઉત્તર આપ્યો, "હું તમને સત્ય કહું છું, ઈબ્રાહિમનો જન્મ થયા પહેલાનો હું છું." ૫૯જ્યારે ઈસુએ આ કહ્યું, ત્યારે લોકોએ તેના તરફ ફેંકવા માટે પથ્થર ઉપાડ્યા. પરંતુ ઈસુ છુપાઈને મંદિરમાંથી બહાર નીકળી ગયો.

### જન્મથી આંધળા માણસને ઈસુ સાજો કરે છે

૯ ઈસુ જ્યારે ચાલતો હતો ત્યારે, તેણે એક આંધળા માણસને જોયો. આ માણસ જન્મથી આંધળો હતો. ૨ઈસુના શિષ્યોએ પૂછયું, "ગુરુજી, આ માણસ જન્મથી જ આંધળો છે. પરંતુ કોના પાપથી તે આંધળો જનમ્યો? તેના પોતાના પાપે, કે તેના માબાપના પાપે?"

૩ઈસુએ ઉત્તર આપ્યો, "તે આ માણસનાં પાપ કે તેનાં માતાપિતાનાં પાપોથી આંધળો થયો નથી. આ માણસ આંધળો જનમ્યો છે જેથી કરીને જ્યારે હું તેને સાજો કરું ત્યારે દેવનું સામર્થ્ય લોકોને પ્રગટ કરાવી શકાય. ૪જ્યારે હજુ પણ દિવસનો સમય છે, ત્યારે જેણે મને મોકલ્યો છે તેનાં કામ કરવાં જોઈએ. જયારે રાત હોય છે ત્યારે રાત્રે કોઈ માણસ કામ કરી શકતો નથી. ૫જ્યારે હું જગતમાં છું, હું જગતનો પ્રકાશ છું."

૬ઈસુએ આમ કહ્યા પછી, ઈસુ ધૂળ પર થૂંકયો તે સાથે થોડો કાદવ બનાવ્યો. ઈસુએ તે માણસની આંખો પર કાદવ મૂક્યો. ૭ઈસુએ તે માણસને કહ્યું, "જા અને શિલોઆહના કુડમાં ધોઈ નાખ." (શિલોઆહ અર્થાત "મોકલેલા.") તેથી તે માણસ કુડ તરફ ગયો. તે આંખો ધોઈને પાછો આવ્યો. હવે તે જોઈ શકતો હતો.

૮કેટલાક માણસોએ આ માણસને પહેલા ભીખ માગતો જોયો હતો. આ લોકોએ અને તે માણસના પડોશીઓએ કહ્યું, "જુઓ! આ એ જ માણસ છે જે હંમેશા બેસીને ભીખ માગતો હતો."

૯કેટલાક લોકોએ કહ્યું, "હા! તે એ જ માણસ છે," પણ બીજા લોકોએ કહ્યું, "ના, તે એ જ માણસ નથી. તે ફક્ત તેના જેવો દેખાય છે." તેથી તે માણસે પોતે કહ્યું કે, "હું એ જ માણસ છું જે પહેલાં આંધળો હતો."

૧૦લોકોએ પૂછયું, " શું બન્યું? તેં તારી દષ્ટિ કેવી રીતે મેળવી?"

૧૧તે માણસે ઉત્તર આપ્યો,"તે માણસ જેને લોકો ઈસુ કહે છે તેણે થોડો કાદવ બનાવ્યો. તેણે તે કાદવ મારી આંખો પર મૂક્યો. પછી મને શિલોઆહ કુડમાં ધોવા જવા કહ્યું, તેથી હું શિલોઆહ કુડમાં જઈને ધોયા પછી દેખતો થયો."

૧૨લોકોએ તે માણસને પૂછયું, "આ માણસ (ઈસુ) ક્યાં છે?"

તે માણસે ઉત્તર આપ્યો, "હું જાણતો નથી."

### ઈસુએ સાજા કરેલા માણસને યહૂદીઓ પ્રશ્ન પૂછે છે

૧૩પછી લોકો તે માણસને ફરોશીઓ પાસે લાવ્યા જે આંધળો હતો. ૧૪ઈસુએ કાદવ બનાવીને તે માણસની આંખો સાજી કરી. જે દિવસે ઈસુએ આ કર્યું તે વિશ્રામવાર હતો. ૧૫તેથી હવે ફરોશીઓએ તે માણસને પૂછયું, 'તેં તારી દષ્ટિ કેવી રીતે મેળવી?'

તે માણસે ઉત્તર આપ્યો, "તેણે મારી આંખો પર કાદવ મૂક્યો. મેં આંખો ધોઈ, અને હવે હું જોઈ શકુ છું."

૧૬કેટલાક ફરોશીઓએ કહ્યું, "આ માણસ (ઈસુ) વિશ્રામવારના નિયમનું પાલન કરતો નથી. તેથી તે દેવ પાસેથી આવ્યો નથી."

બીજાઓએ કહ્યું, "પરંતુ એક માણસ કે જે પાપી છે તે આવા ચમત્કારો કરી શકે નહિ." આ લોકો એકબીજા સાથે સંમત થઈ શક્યા નહિ.

૧૭યહૂદી અધિકારીઓએ તે માણસને ફરીથી પૂછયું,
"આ માણસે (ઈસુ) તને સાજો કર્યો, અને તું જોઈ
શકે છે. તું એના વિષે શું કહે છે?"
તે માણસે ઉત્તર આપ્યો, "તે એક પ્રબોધક છે."
૧૮ યહૂદીઓ હજુ પણ માનવા તૈયાર નથી કે ખરેખર
તે આ માણસ સાથે આ બન્યું છે. તેઓ માનવા તૈયાર
નહોતા કે આ માણસ આંધળો હતો અને હવે તે સાજો
થયો છે. પણ પાછળથી તેઓએ તે માણસના માતા
પિતાને તેડાવ્યા. ૧૯તે યહૂદીઓએ તેના માતા પિતાને
પૂછયું, "શું આ તમારો દીકરો છે? તમે કહો કે તે આંધળો
જનમ્યો હતો. તો હવે એ શી રીતે દેખતો થયો છે?"
૨૦માતા પિતાએ ઉત્તર આપ્યો, "અમે જાણીએ છીએ
કે આ માણસ અમારો દીકરો છે અને અમે જાણીએ
છીએ કે તે આંધળો જનમ્યો હતો. ૨૧પણ અમે જાણતા
નથી કે હવે તે શી રીતે જોઈ શકે છે. અમે જાણતાં નથી
તેની આંખો કોણે સાજી કરી. તેને પૂછો. એ પુખ્ત ઉંમરનો
છે અને તે તેની જાત માટે બોલશે." ૨૨તેના મા બાપે
આ કહ્યું, કારણ કે તેઓ યહૂદી અધિકારીઓથી ડરતા
હતા. માટે તેઓએ એમ કહ્યું, કારણ કે યહૂદીઓએ
અગાઉથી એવો ઠરાવ કર્યો હતો કે ઈસુ એ જ ખ્રિસ્ત છે
એવું જો કોઈ કબૂલ કરે, તો તેને સભાસ્થાનમાંથી કાઢી
મૂકવો. ૨૩તેના કારણે તેના મા બાપે કહ્યું હતું કે તે પુખ્ત
ઉંમરનો છે. તેને પોતાને પૂછો.
૨૪તેથી યહૂદી અધિકારીઓએ જે આંધળો હતો તે
માણસને બોલાવ્યો, તેઓએ તે માણસને ફરીથી અંદર
આવવા કહ્યું, યહૂદી અધિકારીઓએ કહ્યું,"તારે સત્ય
કહીને દેવનો મહિમા કરવો જોઈએ. અમે જાણીએ છીએ
કે આ માણસ (ઈસુ) એક પાપી છે."
૨૫તે માણસે ઉત્તર આપ્યો," જો તે પાપી હોય તો હું
જાણતો નથી. હું એક વાત જાણું છું કે, હું આંધળો હતો
અને હવે હું જોઈ શકુ છું. "
૨૬યહૂદી અધિકારીઓએ પૂછયું, "તેણે (ઈસુએ) તને
શું કહ્યું? તેણે તારી આંખો કેવી રીતે સાજી કરી?"
૨૭તે માણસે ઉત્તર આપ્યો, "મેં હમણાં જ તમને તે
કહ્યું હતું. પણ તમે મને ધ્યાનથી સાંભળ્યો નથી. તમે
શા માટે તે ફરીથી સાંભળવા ઈચ્છો છો? શું તમે પણ
તેના શિષ્યો થવા ઈચ્છો છો?"
૨૮યહૂદી અધિકારીઓ ગુસ્સે થયા અને તે માણસની
નિંદા કરીને પછી તેઓએ કહ્યું, "તું તે માણસ (ઈસુ) નો
શિષ્ય છે. અમે મૂસાના શિષ્યો છીએ. ૨૯અમે જાણીએ
છીએ કે દેવ મૂસા સાથે બોલ્યો, પરંતુ અમે એ પણ
જાણતા નથી કે એ માણસ (ઈસુ) કયાંથી આવે છે!"
૩૦તે માણસે ઉત્તર આપ્યો, "આ એક ઘણી અજાયબ
વસ્તુ છે. તમે જાણતા નથી કે ઈસુ ક્યાંથી આવે છે.
છતાં તેણે મારી આંખો સાજી કરી છે. ૩૧આપણે બધા
જાણીએ છીએ કે દેવ પાપીઓને ધ્યાનથી સાંભળતો
નથી. પરંતુ દેવ તે વ્યક્તિને ધ્યાનથી સાંભળશે જે તેની
ભક્તિ કરતો હોય અને તેની ઈચ્છા પ્રમાણે કરતો હોય.
૩૨જ્યારથી દુનિયાનો આરંભ થયો ત્યાર પછીનો આ
એક પ્રથમ પ્રસંગ છે કે કોઈ વ્યક્તિએ જન્મથી આંધળા
માણસને સાજો કર્યો હોય. ૩૩આ માણસ (ઈસુ) દેવથી
હોવા જોઈએ, જો તે દેવથી ના હોત તો તે આવું કશું
કરી શકત નહિ."
૩૪યહૂદી અધિકારીઓએ ઉત્તર આપ્યો, "તું તો
ભરપૂર પાપોમાં જનમ્યો છે! શું તું અમને ઉપદેશ
આપવાનો પ્રયત્ન કરે છે?" અને યહૂદી અધિકારીઓએ
તે માણસને કાઢી મૂક્યો.

## આત્મિક અંધાપો

૩૫ઈસુએ સાંભળ્યું કે યહૂદી અધિકારીઓએ તે
માણસને કાઢી મૂક્યો છે. ઈસુએ તે માણસને શોધ્યો
અને કહ્યું, "શું તું માણસના દીકરામાં વિશ્વાસ કરે છે?"
૩૬તે માણસે પૂછયું, "સાહેબ, માણસનો દીકરો કોણ
છે? મને કહે, તેથી હું તેના પર વિશ્વાસ મૂકી શકુ !"
૩૭ઈસુએ તેને કહ્યું, "તેં તેને હમણા જ જોયો છે
અને જે તારી સાથે વાત કરે છે તે માણસનો દીકરો છે."
૩૮તે માણસે ઉત્તર આપ્યો, "હા પ્રભુ! મને વિશ્વાસ
છે," પછી તે માણસે નમન કરીને ઈસુનું ભજન કર્યુ.
૩૯ઈસુએ કહ્યું, "હું આ જગતમાં આવ્યો છું, જેથી
કરીને જગતનો ન્યાય થઈ શકે. હું આવ્યો છું જેથી
આંધળા લોકો જોઈ શકે અને હું આવ્યો છું જેથી કરીને
લોકો ધારે છે કે તેઓ જોઈ શકે છે તેઓ આંધળા થાય."
૪૦કેટલાક ફરોશીઓ ઈસુની નજીક હતા. તેઓએ
ઈસુને આ કહેતા સાંભળ્યો. તેઓએ પૂછયું, "શું? તું
એમ કહે છે કે અમે પણ આંધળા છીએ?"
૪૧ઈસુએ કહ્યું, "જો તમે ખરેખર આંધળા હોત તો
તમને પાપનો દોષ ન લાગત, પણ તમે કહો છો કે તમે
જુઓ છો તેથી તમે દોષિત છો."

## ઘેટાંપાળક અને તેનાં ઘેટાં

૧૦ ઈસુ કહે છે, "હું તમને સત્ય કહું છું, જ્યારે
માણસ ઘેટાંના વાડામાં પ્રવેશે છે, ત્યારે તેણે
દરવાજાનો ઉપયોગ કરવો જોઈએ. પછી જો તે બીજા
કોઈ રસ્તેથી પ્રવેશ કરે છે, તો તે એક લૂંટારો છે. તે ઘેટાં

ચોરવાનો પ્રયત્ન કરે છે. ૨પણ જે માણસ ઘેટાંની સંભાળ
રાખે છે તે દરવાજામાંથી પ્રવેશે છે. તે ઘેટાંપાળક છે.
૩જે માણસ દરવાજાની ચોકી કરે છે તે ઘેટાપાળક માટે
દરવાજો ઉઘાડે છે. અને ઘેટાં ઘેટાંપાળકનો અવાજ
ધ્યાનથી સાંભળે છે. ઘેટાંપાળક તેનાં પોતાનાં ઘેટાંને
તેમનાં નામનો ઉપયોગ કરીને બોલાવે છે. અને તેઓને
બહાર દોરી જાય છે. ૪તે ઘેટાંપાળક તેનાં બધાં ઘેટાંને
બહાર કાઢે છે પછી તે તેઓની આગળ ચાલે છે અને
તેમને દોરે છે. ઘેટાં તેની પાછળ જાય છે. કારણ કે તેઓ
તેના અવાજને જાણે છે. ૫પરંતુ અજાણ્યાં વ્યક્તિની
પાછળ ઘેટાં કદી જતાં નથી. તેઓ તે વ્યક્તિની પાસેથી
નાસી જશે, કારણ કે તેઓ અજાણ્યા માણસનો અવાજ
ઓળખતા નથી.” ૬ઈસુએ લોકોને આ વાત કહી, પરંતુ
લોકો તેનો અર્થ સમજી શક્યા નહિ.

### ઈસુ એક ઉત્તમ ઘેટાંપાળક

૭તેથી ઈસુએ ફરીથી કહ્યું, “હું તમને સત્ય કહું છું,
હું ઘેટાં માટેનું બારણું છું. ૮મારા આવતા પહેલા જે
લોકો આવ્યા તે બધા ચોરો અને લૂંટારાઓ હતા.
ઘેટાંઓએ તેઓને ધ્યાનથી સાંભળ્યા નહિ. ૯હું બારણું
છું. જે કોઈ વ્યક્તિ મારા દ્વારા પ્રવેશ કરે છે તેનું રક્ષણ
થશે. તે વ્યક્તિ અંદર આવશે અને બહાર જશે. તે
માણસ તેની જરૂરિયાતો જ મેળવી શકશે. ૧૦ચોર ફક્ત
ચોરી કરવા, મારી નાખવા અને નાશ કરવા આવે છે.
પણ હું આવ્યો છું જેથી તેઓને જીવન મળે, અને તે
પુષ્કળ મળે.

૧૧“હું ઉત્તમ ઘેટાંપાળક છું. ઉત્તમ ઘેટાંપાળક પોતાનાં
ઘેટાંઓ માટે તેનું જીવન આપે છે. ૧૨જે ચાકરને ઘેટાં
રાખવા પૈસા ચૂકવાય છે તે ઘેટાંપાળકથી જુદો છે.
પગારદાર ચાકર એ ઘેટાંનો માલિક નથી. તેથી ચાકર
જ્યારે વરુને આવતું જુએ છે ત્યારે તે ઘેટાંને એકલા
મૂકીને નાસી જાય છે. પછી તે વરુ ઘેટાં પર હુમલો
કરીને તેઓને વિખેરી નાખે છે. ૧૩તે માણસ નાસી જાય
છે કારણ કે તે એક માત્ર પગારદાર ચાકર છે. ખરેખર તે
ઘેટાંની ચિંતા કરતો નથી.

૧૪-૧૫“હું એક ઉત્તમ ઘેટાંપાળક છું. હું મારા ઘેટાંને
જાણું છું અને મારા ઘેટાં મને ઓળખે છે, જેમ પિતા
મને ઓળખે છે તેમ હું મારા ઘેટાંને ઓળખું છું. હું
મારું જીવન આ ઘેટાં માટે આપું છું. ૧૬મારી પાસે બીજા
ઘેટાં પણ છે, તેઓ અહીં આ ટોળામાં નથી. મારે તેઓને
પણ દોરવાની જરૂર છે. તેઓ મારા અવાજને ધ્યાનથી
સાંભળશે. ભવિષ્યમાં ત્યાં એક જ ટોળું અને એક જ
ઘેટાંપાળક હશે. ૧૭પિતા મને પ્રેમ કરે છે કારણ કે હું
મારું જીવન આપું છું. હું મારું જીવન આપું છું તેથી હું
તે પાછું મેળવું છું. ૧૮કોઈ વ્યક્તિ મારી પાસેથી મારું
જીવન લઈ શકતું નથી. પણ હું મારું પોતાનું જીવન
મુક્ત રીતે આપું છું. મને મારું જીવન આપવાનો અધિકાર
છે. અને મને તે પાછું મેળવવાનો પણ અધિકાર છે.
મને મારા પિતાએ આ કહ્યું છે.”

૧૯ફરીથી યહૂદીઓ એકબીજા સાથે સંમત થયા નહિ
કારણ કે ઈસુએ આ બાબતો કહીં. ૨૦આ યહૂદીઓમાંના
ઘણાએ કહ્યું, “એક શેતાન તેનામાં પ્રવેશ્યો છે અને તેને
ગાંડો બનાવ્યો છે, તેનું શા માટે સાંભળો છો?”

૨૧પણ બીજા યહૂદીઓએ કહ્યું,“એક માણસ જે શેતાન
ઘેલો છે તે આના જેવી વાતો કહી શકે નહિ. શેતાન
આંધળા લોકોની આંખો સાજી કરી શકે? ના!”

### યહૂદીઓ ઈસુની વિરુદ્ધમાં

૨૨તે શિયાળાનો સમય હતો. યરૂશાલેમમાં
પ્રતિષ્ઠાપર્વ*નો સમય આવ્યો. ૨૩મંદિરમાં ઈસુ
સુલેમાનની પરસાળમાં ચાલતો હતો. ૨૪યહૂદીઓ
ઈસુની આસપાસ ભેગા થયા. તેઓએ કહ્યુ, “કયાં સુધી
તું તારા વિષે અમને સંદેહમાં રાખીશ? જો તું ખ્રિસ્ત
હોય તો પછી અમને સ્પષ્ટ કહે.”

૨૫ઈસુએ ઉત્તર આપ્યો, “મેં તો તમને બધું જ કહ્યું
છે, પણ તમે વિશ્વાસ કરતા નથી. હું મારા પિતાના
નામે કામો કરું છું. હું કોણ છું તે મારા કામો બતાવશે.
૨૬પણ તમે વિશ્વાસ કરતા નથી. શા માટે? કારણ કે તમે
મારાં ઘેટાં (લોકો) નથી. ૨૭મારાં ઘેટાં મારી વાણી સાંભળે
છે. હું તેઓને ઓળખું છું. અને તેઓ મને અનુસરે છે.
૨૮હું મારાં ઘેટાંઓને અનંતજીવન આપું છું. તેઓ કદાપિ
મૃત્યુ પામશે નહિ. અને કોઈ પણ વ્યક્તિ તેઓને મારાં
હાથમાંથી છીનવી શકશે નહિ. ૨૯મારાં પિતાએ મને
મારું ઘેટું આપ્યું. તે દરેક જણ કરતા મહાન છે. કોઈ
પણ વ્યક્તિ મારાં પિતાના હાથમાંથી મારાં ઘેટાંને ચોરી
શકશે નહિ. ૩૦હું અને મારાં પિતા એક જ છીએ.”

૩૧ફરીથી યહૂદીઓએ ઈસુને મારી નાખવા પથ્થરો
હાથમાં લીધા. ૩૨પરંતુ ઈસુએ તેઓને કહ્યું, “મેં પિતા
તરફથી ઘણાં સારા કામો કર્યા છે. તમે તે બધા કામો
જોયા છે. તે સારા કામોમાંના કયા કામને કારણે તમે
મને મારી નાખો છો?”

---

**પ્રતિષ્ઠા પર્વ** ડિસેમ્બરનું વિશેષ અઠવાડિયું જેને યહૂદીઓ
ઉજવે છે.

[૩૩]યહૂદીઓએ ઉત્તર આપ્યો, "તેં કરેલાં કોઈ સારાં કામને લીધે અમે તને મારી નાખતા નથી. પણ તું જે વાતો કહે છે તે દેવની વિરુદ્ધ છે. તું ફક્ત એક માણસ છે, પરંતુ તું કહે છે કે તું દેવ સમાન છે. તે જ કારણથી અમે તને પથ્થરો વડે મારી નાખવા પ્રયત્ન કરીએ છીએ!"

[૩૪]ઈસુએ ઉત્તર આપ્યો, "તે તમારા કાયદામાં લખેલું છે, 'હું (દેવ) કહું છું કે તમે દેવો છો.'* [૩૫]આ શાસ્ત્રલેખમાં પેલા લોકોને દેવો કહ્યા છે–તે લોકો કે જેમને દેવનો સંદેશ પ્રાપ્ત થયો છે. આ શાસ્ત્રલેખ હંમેશા સાચો છે. [૩૬]તો પછી તમે શા માટે કહો છો કે હું જે કહું છું તે દેવની વિરુદ્ધ છે. કારણ કે મેં કહ્યું, 'હું દેવનો દીકરો છું.' હું એ જ છું જેને દેવે પસંદ કર્યો છે અને જગતમાં મોકલ્યો છે. [૩૭] જો મારા પિતા જે કરે છે તે હું ન કરું તો, પછી હું જે કહું તે ના માનશો. [૩૮]પણ જો હું મારા પિતા જે કરે છે તે જ હું કરું તો, પછી તમારે હું જે કંઈ કરું તેમાં વિશ્વાસ રાખવો જોઈએ. તમે મારામાં વિશ્વાસ ન કરો, પરંતુ હું જે કંઈ કરું છું તેમાં તમે વિશ્વાસ કરો. પછી તમે જાણશો અને સમજશો કે પિતા મારામાં છે અને હું પિતામાં છું."

[૩૯]ઈસુને પકડવાનો પ્રયત્ન યહૂદીઓએ ફરીથી કર્યો. પરંતુ ઈસુ તેઓની પાસેથી નીકળી ગયો. [૪૦]પછી ઈસુ યર્દન નદીને પેલે પાર ગયો. જ્યાં પહેલા યોહાન બાપ્તિસ્મા કરતો હતો. તે સ્થળે ઈસુ ગયો. ઈસુ ત્યાં રહ્યો. [૪૧]અને ઘણા લોકો તેની પાસે આવ્યા. તે લોકોએ કહ્યું, "યોહાને કદી ચમત્કારો કર્યા નથી. પરંતુ યોહાને આ માણસ વિષે જે બધું કહ્યું હતું તે સાચું છે." [૪૨]અને ત્યાં ઘણા લોકોએ ઈસુમાં વિશ્વાસ કર્યો.

## લાજરસનું મૃત્યુ

**૧૧** ત્યાં લાજરસ નામનો એક માણસ હતો જે માંદો હતો. તે બેથનિયાના ગામમાં રહેતો હતો. આ તે ગામ હતું જ્યાં મરિયમ તથા તેની બહેન માર્થા રહેતાં હતાં. [૨](મરિયમ એ જ સ્રી છે જેણે પ્રભુ (ઈસુ) પર અત્તર છાંટયું હતું અને તેના પગ પોતાના વાળ વડે લૂછયા હતા,) મરિયમનો ભાઈ લાજરસ હતો, જે માણસ હવે માંદો હતો. [૩]તેથી મરિયમ અને માર્થાએ ઈસુને કહેવા માટે એક વ્યક્તિને મોકલી, "પ્રભુ, તારો પ્રિય મિત્ર લાજરસ માંદો છે."

[૪]જ્યારે ઈસુએ આ સાંભળ્યું, તેણે કહ્યું, "આ માંદગીનો અંત મૃત્યુ થશે નહિ. પરંતુ આ માંદગી દેવના મહિમા માટે છે. દેવના દીકરાનો મહિમા લાવવા માટે આમ થયું છે." [૫](ઈસુએ માર્થા, તેની બહેન અને લાજરસ પર પ્રેમ રાખ્યો હતો.) [૬]જ્યારે ઈસુએ સાંભળ્યું કે લાજરસ માંદો છે ત્યારે પોતે જ્યાં હતો તે જ જગ્યાએ તે બે દિવસ વધારે રહ્યો. [૭]પછી ઈસુએ તેના શિષ્યોને કહ્યું, "આપણે પાછા યહૂદિયા ફરીથી જવું જોઈએ."

[૮]શિષ્યોએ કહ્યું, "પણ રાબ્બી, યહૂદિયામાં યહૂદીઓ તને પથ્થરો વડે મારી નાખવાનો પ્રયત્ન કરતા હતા. તે ફક્ત થોડા સમય અગાઉ થયું હતું. હવે તું ત્યાં પાછો જવા ઈચ્છે છે?"

[૯]ઈસુએ ઉત્તર આપ્યો,"ત્યાં દિવસના બાર કલાક પ્રકાશના હોય છે. ખરું ને? જો કોઈ વ્યક્તિ દિવસ દરમિયાન ચાલે તો પછી તે ઠોકર ખાઈને પડતો નથી. શા માટે? કારણ કે તે આ જગતના પ્રકાશ વડે જોઈ શકે છે. [૧૦]પણ જ્યારે વ્યક્તિ રાત્રી દરમિયાન ચાલે છે, તે ઠોકર ખાય છે. શા માટે? કારણ કે તેને જોવા માટે મદદ કરનાર પ્રકાશ હોતો નથી."

[૧૧]ઈસુએ આ વાતો કર્યા પછી તેણે કહ્યું, "આપણો મિત્ર લાજરસ હવે ઊંઘે છે. પણ હું તેને જગાડવા જઈશ."

[૧૨] શિષ્યોએ કહ્યું, "પ્રભુ, પણ જો તે ઊંઘતો હશે તો તે સાજો થશે."

[૧૩]ઈસુએ તો તેના મરણ વિષે કહ્યું હતું; પણ ઈસુના શિષ્યોને એવું લાગ્યું કે તેણે ઊંઘમાં વિસામો લેવા વિષે કહ્યું હતું. [૧૪]તેથી ત્યાર બાદ ઈસુએ સ્પષ્ટ કહ્યું,"લાજરસ મૃત્યુ પામેલ છે. [૧૫]અને મને આનંદ છે કે હું ત્યાં ન હતો. હું તમારી ખાતર પ્રસન્ન છું. કારણ કે હવે તમે મારામાં વિશ્વાસ કરશો. હવે આપણે તેની પાસે જઈશું."

[૧૬]પછી થોમાએ (જે દિદુમસ કહેવાય છે) બીજા શિષ્યોને કહ્યું, "આપણે પણ જઈશું. આપણે યહૂદિયામાં ઈસુ સાથે મૃત્યુ પામીશું."

## બેથનિયામાં ઈસુ

[૧૭]ઈસુ બેથનિયામાં આવ્યો. ઈસુએ જોયું કે લાજરસ ખરેખર મૃત્યુ પામેલો છે અને ચાર દિવસથી કબરમાં છે. [૧૮]બેથનિયા યરૂશાલેમથી બે માઈલ દૂર હતું. [૧૯]ઘણા યહૂદીઓ માર્થા અને મરિયમ પાસે આવ્યા. યહૂદીઓ માર્થા અને મરિયમને તેમના ભાઈ લાજરસ સંબંધી દિલાસો આપવા આવ્યા હતા.

[૨૦]માર્થાએ સાંભળ્યું કે ઈસુ આવે છે. તે ઈસુને મળવા સામે ગઈ. પરંતુ મરિયમ ઘરે રહી. [૨૧]માર્થાએ ઈસુને કહ્યું, "પ્રભુ, જો તું અહીં હોત તો મારો ભાઈ મરત

---

**'હું ... દેવો છો.'** ગી.શા. ૮૨:૬.

નહિ. ૨૨પરંતુ હું જાણું છું કે હજુ પણ તું દેવ પાસે જે
કંઈ માગશે તે દેવ તને આપશે."
૨૩ઈસુએ કહ્યું, "તારો ભાઈ ઊઠશે અને તે ફરીથી
જીવતો થશે."
૨૪માર્થાએ ઉત્તર આપ્યો, "છેલ્લે દિવસે લોકો
પુનરુત્થાન (મરણમાંથી ઉઠશે) પામશે ત્યારે તે ફરીથી
પાછો ઊઠશે. એ હું જાણું છું."
૨૫ઈસુએ તેને કહ્યું, "હું પુનરુત્થાન છું. હું જીવન
છું. જે વ્યક્તિ મારામાં વિશ્વાસ કરે છે તેના મૃત્યુ પછી
ફરીથી જીવન પ્રાપ્ત કરશે. ૨૬અને જે વ્યકિત જીવે છે
અને વિશ્વાસ કરે છે તે ખરેખર કદી મૃત્યુ પામશે નહિ.
માર્થા, શું તું એવો વિશ્વાસ કરે છે?"
૨૭માર્થાએ ઉત્તર આપ્યો, "હા, પ્રભુ. મને વિશ્વાસ
છે કે તું ખ્રિસ્ત છે, દેવનો દીકરો છે. તું જે જગતમાં
આવનાર તે જ છે."

### ઈસુ રડે છે

૨૮માર્થાએ આ બાબત કહી પછી તેની બહેન મરિયમ
પાસે પાછી ગઈ. માર્થાએ એકલી મરિયમ સાથે વાત
કરી. માર્થાએ કહ્યું, "ગુરુ (ઈસુ) અહીં છે. તે તને બોલાવે
છે." ૨૯જ્યારે મરિયમે આ સાંભળ્યુ, તે ઊભી થઈ અને
ઝડપથી ઈસુ પાસે ગઈ. ૩૦ઈસુ હજુ ગામમાં આવ્યો
ન હતો. તે હજુ માર્થા તેને જ્યાં મળી તે જગ્યાએ હતો.
૩૧યહૂદીઓ મરિયમ સાથે ઘરમાં હતા. તેઓ તેને દિલાસો
આપતા હતા. તેઓએ જોયું કે મરિયમ ઉતાવળથી ઊભી
થઈને બહાર ગઈ. તેઓએ ધાર્યું કે તે લાજરસની કબર
તરફ જાય છે. તેઓએ વિચાર્યું કે તે ત્યાં વિલાપ કરવા
જાય છે. તેથી તેઓ તેને અનુસર્યા. ૩૨મરિયમ ઈસુ જે
જગ્યાએ હતો ત્યાં ગઈ. જ્યારે તેણે ઈસુને જોયો. તે
તેના પગે પડી. મરિયમે કહ્યું, "પ્રભુ, જો તું અહીં હોત
તો મારો ભાઈ મરત નહિ."
૩૩ઈસુએ જોયું કે મરિયમ રડતી હતી. ઈસુએ તે
પણ જોયું કે યહૂદીઓ તેની સાથે આવ્યા હતા. તેઓ
પણ રડતા હતા. ઈસુનું હૃદય ઘણું દુ:ખી થયું અને તે
ઘણો વ્યાકુળ હતો. ૩૪ઈસુએ પૂછયું, "તમે તેને
(લાજરસ) ક્યાં મૂક્યો છે?"
તેઓ કહે છે, "પ્રભુ આવીને જો."
૩૫ઈસુ રડ્યો.
૩૬અને યહૂદીઓએ કહ્યું, "જુઓ! ઈસુ લાઝરસ પર
પ્રેમ રાખતો હતો!"
૩૭પણ કેટલાક યહૂદીઓએ કહ્યું, "ઈસુએ આંધળા
માણસની આંખો સાજી કરી છે. ઈસુમાં શું લાજરસ ન
મરે એવું પણ કરવાની શક્તિ ન હતી?"
૩૮ફરીથી ઈસુને તેના હૃદયમાં ઘણું દુ:ખ થયું.

### ઈસુ લાજરસને ફરીથી સજીવન કરે છે

જ્યાં લાજરસ હતો તે કબર પાસે ઈસુ આવ્યો. તે
કબર એક ગુફા હતી. તેના પ્રવેશદ્વારને મોટા પથ્થર વડે
ઢાંકેલું હતું. ૩૯ઈસુએ કહ્યું, "આ પથ્થરને દૂર કરો."
માર્થાએ કહ્યું, "પણ પ્રભુ, લાજરસને મરી ગયાને
હજુ ચાર દિવસ થયા છે. ત્યાં દુર્ગંધ હશે." માર્થા મૃત્યુ
પામનાર માણસ (લાજરસ)ની બહેન હતી.
૪૦પછી ઈસુએ માર્થાને કહ્યું, "યાદ કર મેં તને શું
કહ્યું હતું?" મેં કહ્યું ,"જો તું વિશ્વાસ કરશે તો પછી તું
દેવનો મહિમા જોઈ શકશે."
૪૧તેથી તેઓએ પ્રવેશદ્વાર પરથી પથ્થર હઠાવ્યો.
પછી ઈસુએ ઊંચે જોયું અને કહ્યું, "પિતા, હું તારો
આભાર માનું છું. કારણ કે તેં મને સાંભળ્યો. ૪૨હું જાણું
છું કે તુ મને હંમેશા સાંભળે છે. પરંતુ મેં આ કહ્યું કારણ
કે અહીં મારી આજુબાજુ લોકો છે. હું ઈચ્છું છું કે તેઓ
વિશ્વાસ કરે કે તેં મને મોકલ્યો છે." ૪૩ઈસુએ આમ
કહ્યા પછી મોટા સાદે પોકાર કર્યો, "લાજરસ બહાર
આવ!" ૪૪તે મૃત્યુ પામેલ માણસ (લાજરસ) બહાર
આવ્યો. તેના હાથ અને પગ લૂગડાંનાં ટુકડાઓથી
વીંટળાયેલા હતા. તેનો ચહેરો રૂમાલથી ઢાંકેલો હતો.
ઈસુએ લોકોને કહ્યું, "તેના પરથી લૂગડાંના ટુકડા
લઈ લો અને તેને જવા દો."

### ઈસુને મારી નાખવાની યહૂદી આગેવાનોની યોજના

૪૫ત્યાં ઘણા યહૂદીઓ મરિયમની મુલાકાતે આવ્યા
હતા. આ યહૂદીઓએ ઈસુએ જે કર્યુ તે જોયું અને આ
યહૂદીઓમાંના ઘણાએ ઈસુમાં વિશ્વાસ કર્યો. ૪૬પરંતુ
કેટલાક યહૂદીઓ ફરોશીઓ પાસે ગયા. તેઓએ ઈસુએ
જે કર્યુ તે ફરોશીઓને કહ્યું. ૪૭પછી મુખ્ય યાજકો અને
ફરોશીઓએ યહૂદીઓની સભા બોલાવી. તેઓએ કહ્યું,
"આપણે શું કરવું જોઈએ? આ માણસ (ઈસુ) ઘણા
ચમત્કારો કરે છે. ૪૮જો આપણે તેને આ ચમત્કારો કરવાનું
ચાલુ રાખવા દઈશું, તો બધા લોકો તેનામાં વિશ્વાસ
કરશે. પછી રોમનો આવશે અને આપણા મંદિર અને
રાષ્ટ્રને લઈ લેશે."
૪૯ત્યાં કાયાફા નામનો એક માણસ હતો. તે વરસે
તે પ્રમુખ યાજક હતો. કાયાફાએ કહ્યું, "તમે લોકો કશું
જાણતા નથી ! ૫૦લોકોના માટે એક માણસનું મરવું તે

આખા રાષ્ટ્રનો વિનાશ થાય તે કરતાં વધારે સારું છે.
પરંતુ તમને આનો ખ્યાલ આવતો નથી."
૫૧કાયાફાએ આ વિષે તેની જાતે આનો વિચાર કર્યો
નહિ. તે વરસનો તે મુખ્ય યાજક હતો. તેથી તેણે ખરેખર
ભવિષ્ય કહ્યું હતું કે ઈસુ યહૂદીઓના રાષ્ટ્ર માટે મૃત્યુ
પામશે. ૫૨હા, ઈસુ યહૂદી રાષ્ટ્રના લોકો માટે મરશે.
પરંતુ ઈસુ દેવનાં બીજા બાળકો જે આખા જગતમાં
વિખરાયેલા છે તેમનાં માટે પણ મૃત્યુ પામશે. તે
બધાઓને ભેગા કરવા અને તે લોકોને એક બનાવવા
માટે તે મૃત્યુ પામશે.
૫૩તે દિવસે યહૂદી આગેવાનોએ ઈસુને મારી
નાખવાની યોજના કરવાનું શરૂ કર્યું. ૫૪તેથી ઈસુએ
યહૂદીઓમાં આજુબાજુ જાહેરમાં ફરવાનું બંધ કર્યુ.
ઈસુએ યરૂશાલેમ છોડ્યું અને રણની નજીકની જગ્યાએ
ગયો. ઈસુ એફ્રાઈમ નામના શહેરમાં ગયો. ઈસુ ત્યાં
તેના શિષ્યો સાથે રહ્યો.
૫૫યહૂદીઓના પાસ્ખાપર્વનો લગભગ તે સમય
હતો. તે દેશમાંથી ઘણા લોકો પાસ્ખાપર્વ પહેલા
યરૂશાલેમ ગયા. તેઓ પાસ્ખાપર્વ પહેલા પોતાને શુદ્ધ
કરવા માટે ખાસ વસ્તુઓ કરવા ગયા હતા. ૫૬લોકો
ઈસુની શોધ કરી રહ્યા હતા. તેઓ મંદિરમાં ઊભા રહીને
એકબીજાને પૂછતા હતા. શું તે (ઈસુ) ઉત્સવમાં આવે
છે? તમે શું ધારો છો?" ૫૭પરંતુ મુખ્ય યાજકો અને
ફરોશીઓએ ઈસુ વિષે ખાસ હુકમ આપ્યો હતો. તેઓએ
કહ્યું કે જો કોઈ વ્યક્તિ ઈસુ ક્યાં છે તે જાણે તો તે
માણસે તેઓને જણાવવું જોઈએ. પછી મુખ્ય યાજકો
અને ફરોશીઓ ઈસુને પકડી શકે.

### બેથનિયામાં ઈસુ તેના મિત્રો સાથે

૧૨ પાસ્ખાપર્વના છ દિવસો અગાઉ, ઈસુ બેથનિયા
ગયો. લાજરસ જ્યાં રહેતો હતો તે ગામ
બેથનિયા હતું. (લાજરસ એ માણસ હતો જેને ઈસુએ
મૃત્યુમાંથી ઉઠાડ્યો હતો.) ૨તેઓએ ઈસુ માટે
બેથનિયામાં ભોજન રાખ્યું હતું. માર્થાએ ભોજન પીરસ્યું.
તે લોકોમાં લાજરસ હતો જે ઈસુ સાથે જમતો હતો. ૩તે
સમયે મરિયમે ઘણું કિંમતી જટામાંસીનું એક શેર અત્તર
આણ્યું. મરિયમે તે અત્તર ઈસુના પગ પર લગાડ્યું.
પછી તેણે તેના પગ તેના વાળ વડે લૂછયા. અને અત્તરની
મીઠી સુગંધથી આખું ઘર ભરાઈ ગયું.
૪યહૂદા ઈશ્કરિયોત ત્યાં હતો. યહૂદા ઈસુના
શિષ્યોમાંનો એક હતો. (તે એક કે જે પાછળથી ઈસુની
વિરુદ્ધ થનાર હતો.) મરિયમે જે કર્યુ તે યહૂદાને ગમ્યું
નહિ. તેથી તેણે કહ્યું, ૫"તે અત્તરની કિંમત ચાંદીના
૩૦૦ સિક્કા હતી. તે વેચી શકાયું હોત અને પૈસા
ગરીબ લોકોને આપી શકયા હોત." ૬પણ યહૂદા ખરેખર
ગરીબ લોકો વિષે ચિંતા કરતો ન હતો. યહૂદાએ આ
કહ્યું કારણ કે તે એક ચોર હતો. યહૂદા જે શિષ્યોના
સમૂહ માટે પૈસાની પેટી રાખતો હતો અને તે વારંવાર
પેટીમાંથી પૈસા ચોરતો હતો. ૭ઈસુએ ઉત્તર આપ્યો,
"તેને રોકશો નહિ. આજના દિવસ માટે તેણીના માટે
આ અત્તર બચાવવું યોગ્ય હતું. આ દિવસ મારા માટે
દફનની તૈયારીનો હતો. ૮ગરીબ લોકો હંમેશા તમારી
સાથે હશે પણ હું હંમેશા તમારી સાથે નથી."

### લાજરસ વિરુદ્ધ યોજના

૯યહૂદીઓમાંના ઘણાએ સાંભળ્યું કે ઈસુ
બેથનિયામાં હતો. તેથી તેઓ ઈસુને જોવા ત્યાં ગયા.
તેઓ ત્યાં લાજરસને જોવા પણ ગયા. ઈસુએ મૃત્યુમાંથી
ઊભા કરેલામાંનો એક લાજરસ હતો. ૧૦તેથી તે મુખ્ય
યાજકોએ લાજરસને મારી નાખવા માટે પણ યોજના
કરી. ૧૧લાજરસને કારણે ઘણા યહૂદીઓ તેમના
આગેવાનોને છોડતા હતા અને ઈસુમાં વિશ્વાસ કરતા
હતા. તે જ કારણે યહૂદી આગેવાનો પણ મારી નાખવા
ઈચ્છતા હતા.

### ઈસુનો યરૂશાલેમમાં પ્રવેશ

૧૨બીજે દિવસે યરૂશાલેમમાં લોકોએ સાંભળ્યું કે ઈસુ
ત્યાં આવતો હતો. ત્યાં ઘણા લોકો હતા જે પાસ્ખાપર્વમાં
આવ્યા હતા. ૧૩તે લોકોએ ખજૂરીના વૃક્ષોની ડાળીઓ
લીધી અને ઈસુને મળવા બહાર ગયા. લોકોએ પોકાર
કર્યા,

> "હોસાન્ના! જે પ્રભુના નામે આવે છે, તેને ધન્ય
> છે! ઈઝરાએલનો રાજા આવે છે તેને ધન્ય છે!"
>
> *ગીતશાસ્ત્ર ૧૧૮:૨૫–૨૬*

૧૪ઈસુને એક ગધેડાનો વછેરો મળ્યો અને તેના પર
તે બેઠો. શાસ્ત્રલેખ કહે છે તેવું આ હતુ :

> ૧૫ "સિયોન* ની દીકરી, બી મા! જો! તારો રાજા
> આવે છે. તે ગધેડાના વછેરા પર બેસીને આવે
> છે."
>
> *ઝખાર્યા ૯:૯*

---

**સિયોન શહેર** અક્ષરશઃ "સિયોનની દીકરી," અર્થાત યરૂશાલેમ.

૧૬ઈસુના શિષ્યો તે સમયે જે બનતું હતું તે સમજી શક્યા નહિ. પરંતુ ઈસુ મહિમાવાન થયો, તેઓ સમજ્યા કે આ બાબતો તેના વિષે લખેલી હતી. પછી તે શિષ્યોને યાદ આવ્યું કે લોકોએ તે બધું તેને માટે કર્યુ હતું.

### લોકો ઈસુ વિષે કહે છે

૧૭ત્યાં ઈસુ સાથે ઘણા લોકો હતા જ્યારે તેણે લાજરસને મૃત્યુમાંથી ઊઠાડ્યો અને તેને કબરમાંથી બહાર આવવા કહ્યું. હવે પેલા લોકોએ ઈસુએ જે કર્યુ તેના વિષે બીજા લોકોને કહ્યું. ૧૮ઘણા લોકો ઈસુને મળવા બહાર ગયા, કારણ કે તેઓએ સાંભળ્યું કે ઈસુએ આ ચમત્કાર કર્યો. ૧૯તેથી તે ફરોશીઓએ એકબીજાને કહ્યું, "જુઓ! નોંધ કરો તમે કશામાં સફળતા પ્રાપ્ત કરી નથી. આખું જગત તેને અનુસરે છે!"

### ઈસુ જીવન અને મૃત્યુ વિષે વાત કરે છે

૨૦ત્યાં કેટલાક ગ્રીક લોકો પણ હતા. પાસ્ખાપર્વમાં જે લોકો યરૂશાલેમથી આવેલા હતા તે ભજન કરવા ગયા. ૨૧આ ગ્રીક લોકો ફિલિપ પાસે ગયા. (ફિલિપ ગાલીલના બેથસૈદાનો હતો.) ગ્રીક લોકોએ કહ્યું, "સાહેબ, અમારી ઈચ્છા ઈસુને મળવાની છે." ૨૨ફિલિપે આવીને આન્દ્રિયાને કહ્યું. પછી આન્દ્રિયા અને ફિલિપ ગયા અને ઈસુને કહ્યું.

૨૩ઈસુએ તેઓને કહ્યું, "માણસના દીકરાને મહિમાવાન થવાનો સમય આવ્યો છે. ૨૪હું તમને સત્ય કહું છું એક ઘઉંનો દાણો જમીન પર પડે છે અને મરી જાય છે. પછી તે ઊગે છે અને ઘણા બીજ બનાવે છે. પણ જો તે કદી મરી નહિ જાય, તો પછી તે ફક્ત એક સાદો દાણો જ રહેશે. ૨૫જે વ્યક્તિ તેના પોતાના જીવ પર પ્રીતિ કરે છે તે જીવન ગુમાવે છે. પરંતુ જે વ્યક્તિ આ દુનિયામાં પોતાના જીવને ધિક્કારે છે તે જીવન ને ટકાવે છે. તેને અનંતજીવન પ્રાપ્ત થશે. ૨૬જે વ્યક્તિ મારી સેવા કરે છે તેણે મને અનુસરવું જોઈએ. પછી મારો સેવક હું જ્યાં જ્યાં હોઈશ ત્યાં તે પણ મારી સાથે હશે. મારા પિતા જે લોકો મારી સેવા કરે છે તેઓને સન્માન આપશે.

### ઈસુ તેના મૃત્યુ વિષે વાત કરે છે

૨૭"હવે હું ઘણો વ્યાકુળ થયો છું. મારે શું કહેવું જોઈએ? મારે એમ કહેવું, 'પિતા, મને આ વિપત્તિના સમયમાંથી બચાવ?' ના! હું આ વખતે આના માટે જ આવ્યો છું તેથી મારે દુ:ખ સહેવું જોઈએ. ૨૮પિતા, તારા નામનો મહિમા થાઓ!"

પછીથી એક વાણી આકાશમાંથી આવી, "મેં તેના નામનો મહિમા કર્યો છે. હું ફરીથી તે કરીશ."

૨૯ત્યાં ઊભેલા લોકોએ તે વાણી સાંભળી. પેલા લોકોએ કહ્યું, તે ગર્જના હતી.

પણ બીજા લોકોએ કહ્યું, " એક દૂતે ઈસુ સાથે વાત કરી!"

૩૦ઈસુએ લોકોને કહ્યું, "તે વાણી તમારા માટે હતી મારા માટે નહિ. ૩૧હવે જગતનો ન્યાય કરવાનો સમય છે. હવે આ જગતનો શાસક (શેતાન) બહાર ફેંકાઈ જશે. ૩૨મને પૃથ્વી પરથી ઊંચો કરવામાં આવશે અને જ્યારે આ બનશે ત્યારે હું બધા લોકોને મારી તરફ ખેંચીશ." ૩૩ઈસુએ પોતાનું મૃત્યુ કેવી રીતે થશે તે દર્શાવવા આ કહ્યું.

૩૪લોકોએ કહ્યું, "પરંતુ આપણો નિયમ કહે છે કે ખ્રિસ્ત સદાકાળ જીવશે. તેથી તું શા માટે કહે છે કે, 'માણસના દીકરાને ઊંચો કરાવવો જોઈએ?' આ માણસનો દીકરો કોણ છે?"

૩૫પછી ઈસુએ કહ્યું, "ફક્ત થોડા વધુ સમય માટે તમારી સાથે પ્રકાશ રહેશે. જ્યાં સુધી તમારી સાથે પ્રકાશ છે ત્યાં સુધી પ્રકાશમાં ચાલો, તો પછી અંધકાર (પાપ) તમને પકડશે નહિ. જે વ્યક્તિ અંધકારમાં ચાલે છે તે જાણતી નથી કે તે ક્યાં જાય છે. ૩૬તેથી જયાં સુધી તમારી પાસે પ્રકાશ હોય ત્યાં સુધી તમારો વિશ્વાસ પ્રકાશ પર રાખો. પછી તમે પ્રકાશના દીકરા બનશો." જ્યારે ઈસુએ આ વાતો કહેવાનું પૂર્ણ કર્યુ ત્યારે તે વિદાય થયો. ઈસુ એવી જગ્યાએ ગયો જ્યાં લોકો તેને શોધી શકે નહિ.

### યહૂદીઓએ ઈસુમાં વિશ્વાસ કરવાની ના પાડી

૩૭ઈસુએ ઘણા ચમત્કારો કર્યા. લોકોએ આ બાબતો જોઈ. પણ તેઓએ હજુ પણ તેનામાં વિશ્વાસ કર્યો નહિ. ૩૮તે સંપૂર્ણ રીતે સમજાવવા યશાયા પ્રબોધકે કહ્યું:

"પ્રભુ, અમે તેઓને જે કહ્યું છે તેને કોણે માન્યું છે? પ્રભુની સત્તા કોણે જોઈ છે? "

*યશાયા ૫૩:૧*

૩૯આના કારણે જ લોકો વિશ્વાસ કરી શક્યા નહિ. કારણ કે યશાયાએ વળી કહ્યું હતુ કે,

૪૦"દેવે લોકોને આંધળા બનાવ્યા. દેવે તેમનાં મન
જડ કર્યા. દેવે આ કર્યુ તેથી કરીને તેઓ પોતાની
આંખોથી આ જોઈ શકે નહિ અને તેમના મનથી
સમજે નહિ. રખેને હું તેઓને સાજા કરું".

*યશાયા ૬:૧૦*

૪૧યશાયાએ આ કહ્યું કારણ કે તેણે તેનો (ઈસુનો) મહિમા જોયો. તેથી યશાયા તેના (ઈસુ) વિષે બોલ્યો. ૪૨પરંતુ ઘણા લોકોએ ઈસુમાં વિશ્વાસ મૂક્યો. ઘણા યહૂદી આગેવાનોએ પણ ઈસુમાં વિશ્વાસ મૂક્યો. પરંતુ તેઓ ફરોશીઓથી બીતા હતા. તેથી તેઓ જાહેરમાં કહી શકતા નહોતા કે તેઓએ વિશ્વાસ મૂક્યો છે. તેઓને ભય હતો કે તેઓ તેમને કદાચ સભાસ્થાનમાંથી કાઢી મૂકે. ૪૩આ માણસો દેવ તરફથી થતી પ્રસંશા કરતાં માણસો તરફથી થતી પ્રસંશાને વધારે ચાહતા હતા.

### ઈસુનો બોધ લોકોનો ન્યાય કરશે

૪૪પછી ઈસુએ મોટા સાદે કહ્યું,"જે વ્યક્તિ મારામાં વિશ્વાસ કરે છે તેણે ખરેખર જેણે (દેવે) મને મોકલ્યો છે તેનામાં પણ વિશ્વાસ કરે છે. ૪૫જે વ્યક્તિ મને જુએ છે તે ખરેખર જેણે મને મોકલ્યો છે તેને જુએ છે. ૪૬હું પ્રકાશ છું અને હું આ જગતમાં આવ્યો છું. હું આવ્યો છું જેથી કરીને પ્રત્યેક વ્યક્તિ જે મારામાં વિશ્વાસ કરે છે તે અંધકારમાં રહે નહિ.

૪૭"હું જગતમાં લોકોનો ન્યાય કરવા આવ્યો નથી. હું જગતના લોકોને બચાવવા માટે આવ્યો છું. તેથી જે લોકો મારી વાતોને સાંભળે છે પણ પાલન કરતા નથી તેનો ન્યાય જે કરે છે તે હું નથી. ૪૮જે વ્યક્તિ મારામાં વિશ્વાસ કરવાની ના પાડે છે જે કહું છું તેનો સ્વીકાર કરતાં નથી તેનો ન્યાય કરનાર એક છે. જે વાત મેં કહી છે તે જ છેલ્લે દિવસે તે વ્યક્તિનો ન્યાય કરશે. ૪૯શા માટે? કારણ કે આ વાતો મારી પોતાની નથી. પિતાએ જેણે મને મોકલ્યો છે તેણે શું કહેવું અને શું શીખવવું તે મને કહ્યું છે. ૫૦પિતા જે આજ્ઞા કરે છે તેમાંથી અનંતજીવન આવે છે તે હું જાણું છૂ, તેથી હું જે કંઈ કહું છું તે પિતાએ મને કહ્યું છે તે જ હું કહું છું."

### પ્રભુ ઈસુ તેના શિષ્યોના પગ ધૂએ છે

**૧૩** યહૂદીઓના પાસ્ખાપર્વનો લગભગ સમય હતો. ઈસુએ જાણ્યું કે આ જગત છોડવાનો તેના માટેનો સમય હતો. હવે તે સમય ઈસુ માટે પિતા પાસે પાછો જવાનો હતો. ઈસુએ હંમેશા જગતમાં જે તેના હતા તે લોકોને પ્રેમ કરતો હતો. તેનો પ્રેમ સંપૂર્ણ શ્રેષ્ઠ હતો. હવે ઈસુનો તેનો પ્રેમ તેઓને બતાવવાનો સમય હતો. ૨ઈસુ અને તેના શિષ્યો સાંજના ભોજનમાં સાથે હતા. શેતાને અગાઉથી યહૂદા ઈશ્કરિયોતને ઈસુની વિરુદ્ધ થવા સમજાવ્યો હતો. (યહૂદા સિમોનનો દીકરો હતો.) ૩પિતાએ ઈસુને બધી વસ્તુઓ પરની સત્તા સોંપી હતી. ઈસુએ આ જાણ્યું. ઈસુએ તે પણ જાણ્યું કે તે દેવ પાસેથી આવ્યો છે. અને એમ પણ જાણ્યું કે હવે તે દેવ પાસે પાછો જતો હતો. ૪જ્યારે તેઓ જમતા હતા, ઈસુએ ઊભા થઈને પોતાનો ઝભ્ભો ઉતારી નાખ્યો. ઈસુએ રૂમાલ લીધો અને તેને પોતાની કમરે બાંધ્યો. ૫પછી ઈસુએ વાસણમાં પાણી રેડ્યું. તેણે શિષ્યોના પગ ધોવાની શરૂઆત કરી. તેણે રૂમાલ વડે તેમના પગ લૂછયા. જે રૂમાલ તેની કમરે વીંટાળેલો હતો.

૬ઈસુ સિમોન પિતર પાસે આવ્યો. પરંતુ પિતરે ઈસુને કહ્યું, "પ્રભુ, તારે મારા પગ ધોવા જોઈએ નહિ."

૭ઈસુએ ઉત્તર આપ્યો, "હમણા હું શું કરું છું તે તું જાણતો નથી. પરંતુ પાછળથી તું સમજી શકીશ."

૮પિતરે કહ્યું, "ના! હું કદાપિ મારા પગ ધોવા દઈશ નહિ."

ઈસુએ ઉત્તર આપ્યો, "જો હું તારા પગ નહિ ધોઉં, તો પછી તું મારા લોકોમાંનો એક થશે નહિ."

૯સિમોન પિતરે કહ્યું, "પ્રભુ, મારા પગ ધોયા પછી તું મારા હાથ અને મારું માથું પણ ધો!"

૧૦ઈસુએ કહ્યું, "વ્યક્તિના સ્નાન કર્યા પછી તેનું આખું શરીર ચોખ્ખું થાય છે. તેને ફક્ત તેના પગ ધોવાની જ જરૂર છે. અને તમે માણસો ચોખ્ખા છો, પરંતુ તમારામાંના બધા નહિ." ૧૧ઈસુએ જાણ્યું કે, કોણ તેની વિરુદ્ધ થશે. તે જ કારણે ઈસુએ કહ્યું, "તમારામાંથી દરેક ચોખ્ખા નથી." ૧૨ઈસુએ તેમના પગ ધોવાનું પૂરું કર્યુ. પછી તેણે પોતાનાં કપડાં પહેર્યા અને ફરીથી મેજ પર બેઠો. ઈસુએ પૂછયું, "તમે સમજો છો મેં તમારા માટે શું કર્યુ? ૧૩તમે મને ગુરુ તથા પ્રભુ કહો છો. એ ખરું છે, કારણ કે હું એ જ છું. ૧૪હું જ તમારો 'ગુરુ ' અને 'પ્રભુ' છું. પણ મેં તમારા પગ સેવકની જેમ ધોયા. તેથી તમારે પણ એકબીજાના પગ ધોવા જોઈએ. ૧૫મેં તમારા માટે એક નમૂના તરીકે આ કર્યુ. તેથી મેં તમારા માટે જે કર્યુ તેવું તમારે એકબીજા માટે કરવું જોઈએ. ૧૬હું તમને સત્ય કહું છું. એક સેવક તેના માલિક કરતાં મોટો નથી. અને જે વ્યક્તિને કંઈક કરવા મોકલાયેલો છે તે પોતાના મોકલનાર કરતાં મોટો નથી. ૧૭જો તમે આ વાતો જાણો અને તેઓને પાળો તો તમે સુખી થશો.

૧૮"હું તમારા બધા વિષે બોલતો નથી. જેઓને મેં
પસંદ કર્યા છે તેઓને હું જાણું છું. પરંતુ શાસ્રલેખમાં જે
કહ્યું છે તે થવું જોઈએ. 'જે માણસ મારા ભોજનમાં
ભાગીદાર બન્યો છે તે મારી વિરુદ્ધ થયો છે.' ૧૯હું તમને
તે બનતા પહેલા આ કહું છું. જેથી જ્યારે એ બને, ત્યારે
તમે વિશ્વાસ કરો કે હું તે છું . ૨૦હું તમને સત્ય કહું છું.
જે કોઈને હું મોકલું છું તેનો સ્વીકાર જે કરે છે તે મારો
સ્વીકાર કરે છે અને જે મારો સ્વીકાર કરે છે તે મારા
મોકલનારનો પણ સ્વીકાર કરે છે."

### ઈસુ કહે છે કોણ તેની વિરુદ્ધ થશે

૨૧ઈસુએ આ વાતો કહ્યા પછી તેણે ભારે વ્યાકુળતા
અનુભવી. ઈસુએ જાહેરમાં કહ્યું, "હું તમને સત્ય કહું
છું. તમારામાંનો એક મારી વિરુદ્ધ થશે."
૨૨ઈસુના બધા શિષ્યો એકબીજા સામે જોવા લાગ્યા.
ઈસુ જેના વિષે વાત કરતો હતો, તે વ્યક્તિ કોણ હતી તે
તેઓ સમજી શક્યા નહિ. ૨૩શિષ્યોમાંનો એક ઈસુની
બાજુમાં છાતીને અઢેલીને બેઠો હતો. ઈસુ જેને પ્રેમ
કરતો હતો તે આ શિષ્ય હતો. ૨૪સિમોન પિતરે આ
શિષ્યને ઈશારો કરીને ઈસુને પૂછયું કે જેના વિષે વાત
કરતો હતો તે વ્યક્તિ કોણ હતી.
૨૫તે શિષ્ય ઈસુની છાતીને અઢેલીને બેઠો હતો અને
પૂછયું, "પ્રભુ , તે કોણ છે જે તારી વિરુદ્ધ થશે?"
૨૬ઈસુએ ઉત્તર આપ્યો,"હું આ રોટલી થાળીમાં
બોળીશ. હું જે માણસને તે આપીશ તે માણસ મારી
વિરુદ્ધ થશે." તેથી ઈસુએ રોટલીનો ટુકડો લીધો. તેણે તે
બોળ્યો ને યહૂદા ઈશ્કરિયોત જે સિમોનનો દીકરો છે
તેને આપ્યો. ૨૭જ્યારે યહૂદાએ ટુકડો લીધો, શેતાન
તેનામાં પ્રવેશ્યો. ઈસુએ યહૂદાને કહ્યું, "તું જે બાબત
કરે, તે જલદીથી કર!" ૨૮મેજ પાસેનો કોઈ પણ માણસ
સમજયો નહિ કે શા માટે ઈસુએ યહૂદાને આમ કહ્યું.
૨૯યહૂદા સમૂહ માટે પૈસાની પેટી રાખનાર માણસ
હતો. તેથી કેટલાક શિષ્યોએ વિચાર્યુ કે યહૂદા જઈને
કેટલીક જરૂરી વસ્તુઓ પર્વ માટે ખરીદે એવું ઈસુ
સમજતો હતો. અથવા તેઓએ વિચાર્યુ કે ઈસુ ઈચ્છતો
હતો કે યહૂદા ગરીબ લોકોને જઈને કંઈક આપે.
૩૦ઈસુએ આપેલી રોટલી યહૂદાએ સ્વીકારી પછી
યહૂદા બહાર ગયો. તે રાત હતી.

### ઈસુ તેના મૃત્યુ વિષે વાત કરે છે

૩૧જ્યારે યહૂદા બહાર ગયો, ઈસુએ કહ્યું,"હવે
માણસના દીકરાએ તેનો મહિમા પ્રાપ્ત કર્યા છે અને
માણસના દીકરા દ્વારા દેવ મહિમા પ્રાપ્ત કરશે. ૩૨જો
દેવ તેના મારફત મહિમા પ્રાપ્ત કરે છે પછી દેવ પોતાના
મારફત માણસના દીકરાને મહિમા આપશે.
૩૩ઈસુએ કહ્યું, "મારા બાળકો, હવે હું ફક્ત થોડા
સમય માટે તમારી સાથે હોઈશ. તમે મને શોધશો
અને મેં જે યહૂદીઓને કહ્યું તે હવે હું તમને કહું છું.
જ્યાં હું જઈ રહ્યો છું ત્યાં તમે આવી શકશો નહિ.
૩૪"હું તમને નવી આજ્ઞા આપું છું કે એકબીજાને
પ્રેમ કરો. જે રીતે મેં તમને પ્રેમ કર્યો છે તેમ તમે
એકબીજા પર પ્રેમ રાખો. ૩૫જો તમે એકબીજા પર પ્રેમ
રાખશો તો બધા લોકો જાણશે કે તમે મારા શિષ્યો છો."

### ઈસુ કહે છે કે પિતર તેનો નકાર કરશે

૩૬સિમોન પિતરે ઈસુને પૂછયું, "પ્રભુ, તું ક્યાં જાય
છે?"
ઈસુએ ઉત્તર આપ્યો,"હું જ્યાં જાઉં છું ત્યાં હવે તું
મારી પાછળ આવી શકીશ નહિ, પણ તું પાછળથી
અનુસરીશ."
૩૭પિતરે પૂછયું, "પ્રભુ, હવે હું શા માટે તારી પાછળ
આવી શકુ નહિ? હું તારા માટે મરવા પણ તૈયાર છું."
૩૮ઈસુએ ઉત્તર આપ્યો, "શું તું ખરેખર મારા માટે
તારો જીવ આપીશ? હું તને સાચું કહું છું. મરઘો બોલે
તે પહેલા તું ત્રણ વાર કહીશ કે તું મને ઓળખતો
નથી."

### ઈસુ તેના શિષ્યોને દિલાસો આપે છે

૧૪ ઈસુએ કહ્યું, " તમારા હૃદયોને વ્યાકુળ થવા
ન દો. દેવમાં વિશ્વાસ રાખો અને મારામાં
વિશ્વાસ રાખો. ૨મારા પિતાના ઘરમાં ત્યાં ઘણાં ઓરડાઓ
છે. જો તે સાચું ના હોત તો હું તમને આ કહેત નહિ. હું
તમારા માટે જગ્યાની તૈયારી કરવા જાઉં છું. ૩ત્યાં જઈને
તમારા માટે જગ્યાની તૈયારી કર્યા બાદ, હું પાછો આવીશ.
પછી હું તમને મારી સાથે લઈ જઈશ. તેથી કરીને હું
જ્યાં હોઈશ ત્યાં તમે પણ હશો. ૪હું જ્યાં જાઉં છું તે
જગ્યાનો માર્ગ તમે જાણો છો."
૫થોમાએ કહ્યું, "પ્રભુ, તું ક્યાં જાય છે તે અમે જાણતાં
નથી. તેથી અમે તે માર્ગ કેવી રીતે જાણી શકીએ?"
૬ઈસુએ ઉત્તર આપ્યો," હું માર્ગ છું. હું સત્ય છું
અને જીવન છું. પિતા પાસે જવાનો માર્ગ ફક્ત મારા
દ્વારા છે. ૭જો તમે મને ખરેખર ઓળખતા હોત, તો
પછી તમે મારા પિતાને પણ જાણશો. હવેથી તમે એને
જાણશો. તમે તેને જોયો છે."

૮ફિલિપે ઈસુને કહ્યું, "પ્રભુ, અમને પિતા બતાવ. અમારે જે બધું જોઈએ છે તે એ છે."

૯ઈસુએ ઉત્તર આપ્યો, "ફિલિપ, ઘણા લાંબા સમય સુધી હું તારી સાથે છું. તેથી તારે મને ઓળખવો જોઈએ. જે વ્યક્તિએ મને જોયો છે તેણે મારા પિતાને પણ જોયો છે. તેથી તું શા માટે કહે છે, અમને પિતા બતાવ? ૧૦શું તમે ખરેખર માનો છો કે હું પિતામાં છું અને પિતા મારામાં છે? તમને મેં જે બધી વાતો કહી છે તે મારામાંથી આવી નથી. પિતા મારામાં રહે છે તે તેનું પોતાનું કામ કરે છે. ૧૧મારામાં વિશ્વાસ કરો જ્યારે હું કહું કે હું પિતામાં છું અને પિતા મારામાં છે. અથવા કામોને લીધે જ મારામાં વિશ્વાસ કરો." ૧૨હું તમને સત્ય કહું છું, જે વ્યક્તિ મારામાં વિશ્વાસ કરે છે તે મેં જે કામો કર્યા છે તેવાં જ કરશે. હા! તે મેં કર્યા છે તેનાં કરતાં વધારે મહાન કામો પણ કરશે. શા માટે? કારણ કે હું પિતા પાસે જાઉં છું. ૧૩અને જો તમે મારા નામે જે કંઈ માગશો તો હું તમારા માટે તે કરીશ. પછી દીકરા દ્વારા પિતા મહિમાવાન દર્શાવાશે. ૧૪જો તમે મારા નામે કંઈ મારી પાસે માગશો તો હું તે કરીશ.

### પવિત્ર આત્માનું વચન

૧૫"જો તમે મારા પર પ્રેમ કરો છો, તો પછી હું તમને જે આજ્ઞાઓ કરું તેનું પાલન કરશો. ૧૬હું પિતાને પૂછીશ, અને તે મને બીજો સંબોધક* આપશે. તે તમને આ સંબોધક હંમેશા તમારી સાથે રહેવા માટે આપશે. ૧૭તે સંબોધક સત્યનો આત્મા* છે. જગત તેનો સ્વીકાર કરી શકતું નથી. શા માટે? કારણ કે જગત તેને જોતું નથી કે તેને ઓળખતું નથી. પણ તમે તેને ઓળખો છો. તે તમારી સાથે રહે છે અને તે તમારામાં રહેશે.

૧૮"હું માતા પિતા વિનાના બાળકોની જેમ તમને બધાને એકલા છોડીશ નહિ. હું તમારી પાસે પાછો આવીશ. ૧૯ખૂબ જ ટૂંકા સમયમાં જગતના લોકો મને વધારે વખત જોઈ શકશે નહિ. પણ તમે મને જોઈ શકશો. તમે જીવશો કારણ કે હું જીવું છું. ૨૦તે દિવસે તમે જાણશો કે હું પિતામાં છું. તમે જાણશો કે તમે મારામાં છો અને હું તમારામાં છું. ૨૧જો કોઈ વ્યક્તિ મારી આજ્ઞાને જાણે છે અને તે આજ્ઞાઓનું પાલન કરે છે. પછી તે માણસ ખરેખર મને પ્રેમ કરે છે અને મારા પિતા તે વ્યક્તિને પ્રેમ કરે છે જે મને પ્રેમ કરે છે અને હું તે માણસને પ્રેમ કરીશ. હું મારી જાતે તેને બતાવીશ."

૨૨પછી યહૂદાએ (યહૂદા ઈશ્કરિયોત નહિ) કહ્યું, "પણ પ્રભુ, તું શા માટે અમારી આગળ પ્રગટ થવાની યોજના કરે છે, પણ જગત આગળ નહિ?"

૨૩ઈસુએ ઉત્તર આપ્યો,"જો કોઈ વ્યક્તિ મને પ્રેમ કરે છે, તો તે મારા વચનનું પાલન કરશે. મારા પિતા તે વ્યક્તિને પ્રેમ કરશે. મારા પિતા અને હું તે વ્યક્તિ પાસે આવીશું અને તેની સાથે રહીશું. ૨૪પણ જે વ્યક્તિ મને પ્રેમ કરતો નથી. તે મારા વચનનું પાલન કરતો નથી, આ વચન જે તમે સાંભળો છો તે ખરેખર મારું નથી. તે જેણે મને મોકલ્યો છે તે મારા પિતાનું છે.

૨૫"મેં તમને આ બધા વચનો કહ્યા જ્યારે હું તમારી સાથે છું. ૨૬પરંતુ સંબોધક તમને બધું જ શીખવશે. મેં જે બધી બાબતો તમને કહીં છે તેનું સ્મરણ સંબોધક કરાવશે. આ સંબોધક પવિત્ર આત્મા છે જેને પિતા મારા નામે મોકલશે.

૨૭"હું તમને શાંતિ આપીને જાઉં છું. હું તમને આપું છું તે મારી પોતાની શાંતિ છે. જગત આપે છે તેના કરતાં જુદી રીતે હું તમને શાંતિ આપીશ. તેથી તમારા હૃદયોને વ્યાકુળ થવા દેશો નહિ. ડરશો નહિ. ૨૮તમે મને સાંભળ્યો, જો તમને કહ્યું છે કે, 'હું વિદાય થાઉં છું, પણ હું તમારી પાસે પાછો આવીશ.' જો તમે મને પ્રેમ કરશો તો તમે સુખી થશો. હું પાછો પિતા પાસે જાઉં છું. શા માટે? કારણ કે હું છું તેના કરતાં પિતા વધારે મહાન છે. ૨૯મેં હમણાં તમને આમ કહ્યું તે બનતા પહેલા કહ્યું છે. પછી જ્યારે તે બનશે, ત્યારે તમે વિશ્વાસ કરશો. ૩૦હું તમારી સાથે વધારે લાંબો સમય વાત કરીશ નહિ. જગતનો શાસક (શેતાન) આવે છે. તેને મારા પર અધિકાર નથી. ૩૧પરંતુ જગતે જાણવું જોઈએ કે હું પિતાને પ્રેમ કરું છું. તેથી પિતાએ મને જે કરવા કહ્યું છે તે બરાબર કરું છું.

"આવો. આપણે આ જગ્યા છોડીશું."

### ઈસુ એક દ્રાક્ષાવેલો છે

**૧૫** ઈસુએ કહ્યું, "હું ખરો દ્રાક્ષાવેલો છું; મારો પિતા માળી છે. ૨તે ફળ નહિ ઉગાડતી મારી પ્રત્યેક ડાળીઓ કાપી નાખે છે. અને જે ફળ ઉગાડે છે તેવી ડાળીઓને વધારે ફળ આવે તે માટે શુદ્ધ કરે છે. ૩મેં તમને જે વચનો કહ્યાં છે તેનાથી તમે હવે શુદ્ધ થઈ ગયા છો. ૪તમે મારામાં છો અને હું તમારામાં રહીશ. કોઈ ડાળી એકલી ફળ આપી શકે નહિ. તે

---

**સંબોધક** અથવા "દિલાસો દેનાર," પવિત્ર આત્મા.

**સત્યનો આત્મા** પવિત્ર આત્મા. દેવનું સત્ય સમજાવવા ઈસુના શિષ્યોને સહાય કરવાનું કાર્ય કરે છે. જુઓ યોહા. ૧૬:૧૩.

દ્રાક્ષાવેલામાં હોવી જોઈએ. તમારું મારી સાથે તેવું જ
છે. તમે એકલા ફળ આપી શકો નહિ. તમારે મારામાં
રહેવું જોઈએ.
૫"હું દ્રાક્ષવેલો છું અને તમે ડાળીઓ છો. જો કોઈ
વ્યક્તિ મારામાં સતત રહે છે. તો હું તે વ્યક્તિમાં રહું
છું પછી તે વ્યક્તિ વધારે ફળ આપે છે. પણ મારા વિના
તે વ્યક્તિ કંઈ જ કરી શકતી નથી. ૬જો કોઈ વ્યક્તિ
મારામાં રહેતી નથી તો પછી તે ડાળી ફેંકી દેવા જેવી
છે. તે ડાળી નાશ પામે છે. લોકો સુકાઈ ગયેલી ડાળીઓ
ઉપાડી લે છે અને તેને અગ્નિમાં નાખીને બાળી નાખે
છે.
૭"મારામાં રહો, અને મારાં વચનમાં રહો. જો તમે
તેને અનુસરવાનું ચાલુ રાખશો તો તમે તમારી જરૂરી
કોઈ પણ વસ્તુ માગી શકશો. અને તે તમને આપવામાં
આવશે. ૮તમારે વધારે ફળ આપવાં જોઈએ અને બતાવવું
જોઈએ કે તમે મારા શિષ્યો છો. આનાથી મારા પિતાને
મહિમા પ્રાપ્ત થાય છે. ૯જે રીતે પિતાએ મને પ્રેમ કર્યો
તેમ હું તમને પ્રેમ કરું છું. હવે મારા પ્રેમમાં રહો. ૧૦મેં
મારા પિતાની આજ્ઞાનું પાલન કર્યું છે અને હું તેના
પ્રેમમાં રહ્યો છું તે જ રીતે જો તમે મારી આજ્ઞાનું પાલન
કરો છો તો તમે મારા પ્રેમમાં રહેશો. ૧૧મેં તમને આ
વચનો કહ્યાં છે જેથી મને જે આનંદ મળે છે તે જ
આનંદ તમને મળે. હું ઈચ્છું છું કે તમારો આનંદ સંપૂર્ણ
થાય. ૧૨મારી તમને આ આજ્ઞા છે કે મેં તમને પ્રેમ કર્યો
છે તેવો પ્રેમ તમે એકબીજાને કરો. ૧૩પોતાના મિત્રને
માટે જીવ આપીને જ વ્યક્તિ સૌથી શ્રેષ્ઠ પ્રેમ બતાવી
શકે છે. ૧૪હું તમને જે કહું તે જો તમે કરો તો તમે મારા
મિત્રો છો. ૧૫હવેથી હું તમને સેવકો કહીશ નહિ કારણ
કે સેવક કદી જાણતો નથી કે તેનો માલિક શું કરે છે પણ
હવે હું તમને મિત્રો કહું છું કારણ કે મેં મારા પિતા પાસે
સાંભળેલું બધું જ તમને કહ્યું છે. ૧૬તમે મને પસંદ કર્યો
નથી; મેં તમને પસંદ કર્યા છે. અને મેં તમને ત્યાં
જઈને ફળ આપવાનું કામ સોંપ્યું છે. હું ઈચ્છું છું કે આ
ફળ તમારા જીવનમાં ચાલુ રહે. પછી તમે મારા નામે
જે કંઈ માગશો તે પિતા તમને આપશે. ૧૭આ મારી
આજ્ઞા છે: તમે એકબીજાને પ્રેમ કરો.

### ઈસુ તેના શિષ્યોને ચેતવણી આપે છે

૧૮"જો જગત તમને ધિક્કારે છે તો, યાદ કરજો કે
જગતે મને પ્રથમ ધિક્કાર્યો છે. ૧૯જો તમે જગતના હોત
તો જગત તમારા પર પોતાના લોકોની જેમ પ્રેમ રાખત,
પણ મેં તમને જગતની બહારથી પસંદ કર્યા છે. તેથી
તમે જગતના નથી. તેથી જગત તમને ધિક્કારે છે. ૨૦મેં
તમને કહેલો પાઠ યાદ કરો: સેવક તેના માલિકથી મોટો
નથી. જો લોકોએ મારું ખોટું કર્યું હશે તો પછી તેઓ
તમારું પણ ખોટું કરશે. અને જો લોકો મારા વચનનું
પાલન કરશે તો પછી તેઓ તમારી આજ્ઞાનું પણ પાલન
કરશે. ૨૧લોકો મારા કારણે આ બધું તમારી સાથે કરશે.
તેઓ જેણે મને મોકલ્યો છે તેને ઓળખતા નથી. ૨૨જો
મેં જગતના લોકોને આવીને કહ્યું ના હોત, તો પછી
તેઓ પાપના દોષિત થાત નહિ. પણ હવે મેં તમને કહ્યું
છે. તેથી તેઓનાં પાપ માટે હવે તેઓની પાસે બહાનું
નથી. ૨૩જે વ્યક્તિ મને ધિક્કારે છે તે મારા પિતાને પણ
ધિક્કારે છે. ૨૪તે લોકો વચ્ચે જે કામો મેં કર્યા છે તે
કામો આજપર્યંત કોઈએ કર્યા નથી. જો મેં તે કામો ના
કર્યા હોત તો તેઓ પાપના ગુનેગાર ના થયા હોત. પરંતુ
તેઓએ આ કામો જોયા છે જે મે કર્યા છે અને છતાં
તેઓ મને અને મારા પિતાને ધિક્કારે છે. ૨૫પણ આ
બન્યું તેથી તેઓના નિયમશાસ્ત્રમાં જે લખ્યું છે તે સાચું
પુરવાર થશે; 'તેઓએ મારો વિનાકારણે દ્વેષ રાખ્યો છે.'
૨૬"હું પિતા પાસેથી તમારા માટે સંબોધક મોકલીશ.
તે સંબોધક સત્યનો આત્મા છે જે પિતા પાસેથી આવે
છે. જ્યારે તે આવે છે, ત્યારે તે મારા વિષે કહેશે. ૨૭અને
તમે પણ લોકોને મારા વિષે કહેશો, કારણ કે તમે
શરૂઆતથી જ મારી સાથે રહ્યા છો."

**૧૬** "હું તમને આ વચનો કહું છું તેથી તે લોકો
તમારા વિશ્વાસનો નાશ કરવા શક્તિમાન થશે
નહિ. ૨લોકો તમને તેમના સભાસ્થાનોમાંથી હાંકી કાઢશે.
હા, એવો સમય આવે છે જ્યારે લોકો વિચારશે કે તમને
મારી નાખવા તે દેવની સેવા છે. ૩લોકો આ કામ કરશે
કારણ કે તેઓએ પિતાને ઓળખ્યો નથી. અને તેઓએ
મને પણ ઓળખ્યો નથી. ૪મેં તમને હવે આ વચનો
કહ્યાં છે. તેથી જ્યારે આ વસ્તુઓ થવાનો સમય આવે
ત્યારે મેં તમને આપેલી ચેતવણી તમે યાદ કરશો.

### પવિત્ર આત્માનું કાર્ય

"મેં તમને શરૂઆતમાં આ વચનો કહ્યાં ન હતા
કારણ કે ત્યારે હું તમારી સાથે હતો. ૫હવે હું જેણે મને
મોકલ્યો છે તેની પાસે પાછો જાઉં છું, પણ તમારામાંથી
કોઈએ મને પૂછયું નહિ, 'તું ક્યાં જાય છે?' ૬તમારાં
હૃદયો વ્યાકુળતાથી ભરાયેલાં છે. કારણ કે મેં તમને આ
વચનો કહ્યાં છે. ૭પણ હું તમને સત્ય કહું છું. મારું દૂર
જવું એ તમારા માટે સારું છે. શા માટે? કારણ કે હું
જ્યારે દૂર જઈશ હું તમારા માટે સંબોધક મોકલીશ.

પણ જો હું દૂર નહિ જાઉં તો પછી સંબોધક આવશે નહિ. ૮જ્યારે સંબોધક આવશે ત્યારે લોકોને આ બાબતો જેવી કે પાપ વિષે, ન્યાયીપણા વિષે અને ન્યાય ચુકવવા વિષે જગતને ખાતરી કરાવશે. ૯સંબોધક ખાતરી કરશે કે લોકો પાપી છે, કારણ કે તેઓને મારામાં વિશ્વાસ નથી. ૧૦તે તેઓને મારા ન્યાયીપણા વિષે ખાતરી કરાવશે, કારણકે હવે હું પિતા પાસે જાઉં છું. પછી તમે મને જોશો નહિ. ૧૧અને સંબોધક જગતને ન્યાય વિષે ખાતરી કરાવશે. કારણ કે ખરેખર આ જગતનો શાસક (શેતાન) નો ન્યાય ચુકવવામાં આવ્યો છે.

૧૨"હજી મારે તમને ઘણી વાતો કહેવાની છે. પણ હવે તમારા માટે તે બધું સ્વીકારવું વધારે પડતું છે. ૧૩પણ જ્યારે સત્યનો આત્મા આવશે ત્યારે તે તમને સર્વ સત્યમાં દોરી જશે. સત્યનો આત્મા તેના પોતાના વચનો બોલશે નહિ. તે ફક્ત જે સાંભળે છે તે જ બોલશે. તે જે થનાર છે તેના વિષે કહેશે. ૧૪સત્યનો આત્મા મને મહિમાવાન કરશે. કેવી રીતે? તે મારી પાસેથી વાતો મેળવશે અને તમને તે વાતો કહેશે. ૧૫પિતા પાસે જે બધું છે તે મારું છે. તેથી હું કહું છું કે આત્મા મારી પાસેથી મેળવશે અને તમને તે કહેશે."

### ઉદાસીનતા પ્રસન્નતામાં પરિવર્તન પામશે

૧૬"ટૂંક સમય પછી તમે મને જોઈ શકશો નહિ. પરંતુ ફરીથી ટૂંક સમય બાદ તમે મને જોઈ શકશો."

૧૭કેટલાક શિષ્યોએ એકબીજાને કહ્યું, "જ્યારે તે કહે છે ત્યારે ઈસુ શું સમજે છે, 'ટૂંક સમય પછી તમે મને જોઈ શકશો નહિ, અને પછી ટૂંક સમય પછી તમે મને ફરીથી જોશો?' અને તે શું સમજે છે જયારે તે કહે છે, 'કારણ કે હું પિતા પાસે જાઉં છું?' ૧૮શિષ્યોએ પૂછયું, "થોડા સમયનો તે શું અર્થ સમજે છે?' તે શું કહે છે તે અમે સમજી શકતા નથી."'

૧૯ઈસુએ જાણ્યું કે શિષ્યો તેને આ વિષે પૂછવા ઈચ્છતા હતા. તેથી ઈસુએ શિષ્યોને કહ્યુ, "જ્યારે હું કહું છું તમે એકબીજાને પૂછો છો હું શું સમજું છું? થોડા સમય પછી તમે મને જોશો નહિ અને પછી બીજા થોડા સમય પછી તમે મને ફરીથી જોશો?" ૨૦હું તમને સત્ય કહું છું. તમે રડશો અને ઉદાસ થશો, પણ જગતને આનંદ થશે. તમે ઉદાસ થશો પરંતુ તમારી ઉદાસીનતા આનંદમાં ફેરવાઈ જશે. ૨૧જ્યારે કોઈ સ્ત્રી બાળકને જન્મ આપે છે ત્યારે, તેને પીડા થાય છે કારણ કે તેનો સમય આવ્યો છે. પણ જ્યારે તેના બાળકનો જન્મ થાય છે, તે પીડા ભૂલી જાય છે. તે ભૂલી જાય છે કારણ કે બાળકનો જન્મ આ જગતમાં થયો હોવાથી તે ઘણી પ્રસન્ન હોય છે. ૨૨તમારી સાથે પણ એવું જ છે. તમે હમણા ઉદાસ છો. પણ હું તમને ફરીથી જોઈશ અને તમે પ્રસન્ન થશો અને કોઈ તમારો આનંદ છીનવી શકશે નહિ. ૨૩તે દિવસે તમે મને કંઈ પૂછશો નહિ. હું તમને સત્ય કહું છું. મારા નામે તમે જે કંઈ મારા પિતા પાસેથી માગશો તે તમને આપશે. ૨૪તમે કદી પણ મારા નામે કશું માગ્યું નથી. માગો અને તમને પ્રાપ્ત થશે. અને તમારો આનંદ સંપૂર્ણ થશે.

### જગત પર વિજય

૨૫"મેં તમને આ વચનો અર્થને છુપાવતા શબ્દોનો ઉપયોગ કરીને કહી છે. પરંતુ એવો સમય આવશે હું તમને વચનો કહેવા માટે તેના જેવા શબ્દોનો ઉપયોગ કરીશ નહિ. હું તમારી સાથે પિતા વિષે સાદા શબ્દોમાં વાતો કરીશ." ૨૬તે દિવસે તમે મારા નામે પિતા પાસે જે કંઈ માગશો. હું કહું છું કે મારે તમારા માટે પિતાની પાસે કંઈ માગવાની જરૂર પડશે નહિ. ૨૭ના! પિતા પોતે તમને પ્રેમ કરે છે. તે તમને પ્રેમ કરે છે કારણ કે તમે મને પ્રેમ કર્યો છે. અને તે તમને પ્રેમ કરે છે કારણ કે તમે વિશ્વાસ કર્યો છે કે હું દેવ પાસેથી આવ્યો છું. ૨૮હું પિતા પાસેથી જગતમાં આવ્યો છું. હવે હું જગત છોડીને પિતા પાસે પાછો જાઉં છું."

૨૯પછી ઈસુના શિષ્યોએ કહ્યું, "હવે તું અમને સ્પષ્ટ કહે છે. તું સમજવામાં કઠિન પડે એવા શબ્દપ્રયોગ કરતો નથી. ૩૦હવે અમે જોઈ શકીએ છીએ કે તું બધું જાણે છે. તું વ્યક્તિને તે પૂછે તે પહેલા તેનો ઉત્તર આપે છે. તેથી અમને વિશ્વાસ થાય છે કે તું દેવ પાસેથી આવ્યો છે."

૩૧ઈસુએ કહ્યું, "તેથી શું હવે તમે વિશ્વાસ કરો છો? ૩૨ધ્યાનપૂર્વક મને સાંભળો. સમય આવે છે જ્યારે તમે વેરવિખેર થઈ જશો. તે સમય હવે અહીં છે. તમે મને છોડી જશો. હું એકલો પડીશ. પણ ખરેખર હું એકલો નહિ હોઉં, કારણ કે પિતા મારી સાથે છે."

૩૩"મેં તમને આ વચનો કહ્યાં છે જેથી કરીને તમને મારામાં શાંતિ મળે. આ દુનિયામાં તમને મુશ્કેલીઓ પડશે. પરંતુ હિંમતવાન બનો! મેં જગતને પરાજય આપ્યો છે! "

### ઈસુ તેના શિષ્યો માટે પ્રાર્થના કરે છે

**૧૭** ઈસુએ આ વાતો કહી રહ્યાં પછી તેણે આકાશ તરફ જોયું. ઈસુએ પ્રાર્થના કરી, "પિતા, સમય

આવ્યો છે. તારા દીકરાને મહિમાવાન કર. જેથી દીકરો તને મહિમાવાન કરે. ૨તેં દીકરાને સર્વ લોકો પર અધિકાર આપ્યો છે. જેથી દીકરો તે બધા લોકોને અનંતજીવન બક્ષે. જે તેં તેને આપ્યું છે. ૩અને આ અનંતજીવન છે કે માણસો તને ઓળખી શકે, ફક્ત ખરા દેવ, અને તે માણસો ઈસુ ખ્રિસ્તને ઓળખી શકે. જેને તેં મોકલ્યો છે. ૪તેં મને જે કામ કરવાનું સોંપ્યું છે તે કામ મેં પૂરું કર્યુ છે. મેં તને પૃથ્વી પર મહિમાવાન કર્યો છે. ૫અને હવે, હે પિતા, તારી સાથે મને મહિમાવાન કર. જગતની શરૂઆત થતાં પહેલાં તારી સાથે મારો જે મહિમા હતો તે મને આપ."

૬"તેં મને જગતમાંથી કેટલાક માણસો આપ્યા. મેં તેઓને તું કોના જેવો છે તે બતાવ્યું છે. તે માણસો તારા હતા. અને તેં મને તેઓ આપ્યા છે. તેઓએ તારા ઉપદેશનું પાલન કર્યુ છે. ૭હવે તેઓ જાણે છે કે તેં મને આપેલી દરેક વસ્તુ તારી પાસેથી આવે છે. ૮તેં મને જે વચનો આપ્યા છે તે મેં તેઓને આપ્યા. તેઓએ તે વચનોને સ્વીકાર્યા. તેઓ જાણે છે કે હું તારી પાસેથી આવ્યો છું અને તેઓને વિશ્વાસ છે કે તેં મને મોકલ્યો છે. ૯હમણા હું તેઓને માટે પ્રાર્થના કરું છું. હું જગતના લોકો માટે પ્રાર્થના કરતો નથી. પણ તેં મને જે લોકો આપ્યાં છે તેઓને માટે હું પ્રાર્થના કરું છું, કારણ કે તેઓ તારાં છે. ૧૦મારી પાસે જે બધા છે તે તારાં છે, અને તારી પાસે જે બધા છે તે મારાં છે, અને આ માણસો મારો મહિમા લાવે છે. ૧૧હવે હું તારી પાસે આવું છું. હવે હું આ જગતમાં રહીશ નહિ. પણ આ માણસો હજુ પણ આ દુનિયામાં છે. પવિત્ર પિતા તેઓને સલામત રાખે છે. તારા નામના અધિકારથી સલામત રાખે છે (જે નામ તેં મને આપેલું છે.), તેથી તેઓ એક થશે, જેમ તું અને હું એક છીએ. ૧૨જ્યારે હું તેઓની સાથે હતો, મેં તેઓને સલામત રાખ્યાં. મેં તારા નામની સત્તાથી તેઓને સલામત રાખ્યાં–જે નામ તેં મને આપ્યું છે. મેં તેઓનું રક્ષણ કર્યુ છે. અને તેઓમાંનો માત્ર એક ખોવાયો હતો. જે માણસ પસંદ કરાયેલ ન હતો. તે ખોવાયો હતો. શાસ્રલેખમાં જે કહ્યું છે તે બની શકે."

૧૩"હું હમણા તારી પાસે આવું છું. પણ હું આ વસ્તુઓ માટે પ્રાર્થના કરું છું ત્યારે પણ હું હજુ જગતમાં છું. હું આ વસ્તુઓ કહું છું તેથી આ માણસો મારો આનંદ પ્રાપ્ત કરી શકે. હું ઈચ્છું છું કે મારો બધો આનંદ તેઓની પાસે હોય. ૧૪મેં તેઓને તારો ઉપદેશ આપ્યો છે અને જગતે તેઓનો તિરસ્કાર કર્યો છે, કારણ કે તેઓ આ દુનિયાના નથી. જેમ હું આ દુનિયાનો નથી. ૧૫હું તને તેઓને આ દુનિયામાંથી બહાર લઈ જવાનું કહેતો નથી. પણ હું તને દુષ્ટ પાપમાંથી (શેતાનથી)તેઓને સલામત રાખવાનું કહું છું. ૧૬તેઓ આ જગતના નથી, તે જ રીતે હું આ જગતનો નથી. ૧૭તેઓને તારા સત્ય દ્વારા તારી સેવા માટે તૈયાર કર. તારું વચન સત્ય છે. ૧૮મેં તેઓને જગતમાં મોકલ્યા છે. જે રીતે તેં મને જગતમાં મોકલ્યો છે. ૧૯હું મારી જાતને સેવા માટે તૈયાર કરું છું. હું તેઓના માટે આ કરું છું. જેથી કરીને તેઓ ખરેખર તારી સેવા માટે તૈયાર થઈ શકે."

૨૦"હું આ માણસો માટે પ્રાર્થના કરું છું. હું પણ તે બધા લોકો માટે પ્રાર્થના કરું છું. આ બધા લોકોના વચનના કારણે તેઓ મારામાં વિશ્વાસ કરશે. ૨૧પિતા, હું પ્રાર્થના કરું છું કે જે બધા લોકો મારામાં વિશ્વાસ કરે છે તેઓ એક બને. તું મારામાં છે અને હું તારામાં છું. હું પ્રાર્થના કરું છું કે આ બધા લોકો પણ આપણામાં એક થાય. તેથી જગત વિશ્વાસ કરશે કે તેં મને મોકલ્યો છે. ૨૨મેં આ લોકોને તેં મને જે મહિમા આપ્યો હતો તે મેં આપ્યો જેથી આપણે જેમ એક છીએ તે પ્રમાણે તેઓ પણ એક થાય. ૨૩હું તેઓમાં હોઈશ અને તું મારામાં હોઈશ. તેથી તેઓ સંપૂર્ણ રીતે એક થશે. પછી જગત જાણશે કે તેં મને મોકલ્યો છે અને જગત જાણશે કે તેં આ લોકોને પ્રેમ કર્યો હતો. જેમ તેં મને પ્રેમ કર્યો હતો.

૨૪"પિતા, હું ઈચ્છું છું કે હું જે દરેક જગ્યાએ છું ત્યાં તેં મને જેઓને આપ્યાં છે તેઓ મારી સાથે રહે. હું ઈચ્છું છું કે તેઓ મારો મહિમા જુએ. આ મહિમા તેં મને આપેલો છે. કારણ કે જગતની ઉત્પત્તિ થતાં પહેલા તેં મને પ્રેમ કર્યો છે. ૨૫પિતા, તું એક જે ન્યાયી છે. જગત તને જાણતું નથી. પણ હું તને જાણું છું. અને આ લોકો જાણે છે કે તેં મને મોકલ્યો છે. ૨૬મેં તેઓને બતાવ્યું છે કે તું કોના જેવો છે. અને ફરીથી હું તેઓને બતાવીશ તું કોના જેવો છે. પછી તેઓને એજ પ્રેમ મળશે જેવો તને મારા માટે છે. અને હું તેઓનામાં રહીશ. "

### ઈસુ પકડાય છે

૧૮ જ્યારે ઈસુએ પ્રાર્થના પૂરી કરી, તે તેના શિષ્યો સાથે વિદાય થયો. તેઓ કિદ્રોન ખીણને પેલે પાર ગયા. બીજી બાજુએ ત્યાં એક ઓલીવના વૃક્ષોની વાડી હતી. ઈસુ અને તેના શિષ્યો ત્યાં ગયા.

૨યહૂદાએ જાણ્યું આ જગ્યા ક્યાં હતી, કારણ કે ઈસુ તેના શિષ્યો સાથે વારંવાર ત્યાં મળતા હતો. યહૂદા જે ઈસુની વિરુદ્ધ થયો હતો. ૩તેથી યહૂદા સૈનિકોના સમૂહને

સંદેશો મોકલો. સરદારને કહો કે તમારી ઈચ્છા પ્રમાણે પાઉલને તમારી આગળ રજૂ કરે. સરદારને કહો કે તમારી ઈચ્છા પાઉલને વધારે પ્રશ્નો પૂછવાની છે. જયારે તે અહીં રસ્તા પર હશે, ત્યારે અમે પાઉલને મારી નાખવાની રાહ જોઈશું."

૧૬પણ પાઉલના ભાણિયાએ આ યોજના વિષે સાંભળ્યું. તે લશ્કરના બંગલામાં ગયો અને પાઉલને તે યોજના વિષે કહ્યું. ૧૭પછી પાઉલે એક લશ્કરના અમલદારને બોલાવ્યો અને તેને કહ્યું,"આ યુવાન માણસને સરદારની પાસે લઈ જા. તેની પાસે તેને માટે સંદેશો છે." ૧૮તેથી તે લશ્કરનો અમલદાર પાઉલના ભાણિયાને સરદાર પાસે લાવ્યો. તે અમલદારે કહ્યું,"તે કેદી પાઉલે આ યુવાન માણસને તારી પાસે લાવવા માટે મને કહ્યું. તેની ઈચ્છા તને કંઈક કહેવાની છે."

૧૯તે સરદાર તે યુવાન માણસને એક જગ્યાએ દોરી ગયો જ્યાં તેઓ એકલા હોય. તે સરદારે પૂછયું; "તું મને શું કહેવા ઈચ્છે છે?"

૨૦તે યુવાન માણસે કહ્યું, "યહૂદીઓએ નક્કી કર્યુ છે કે આવતીકાલે ન્યાયસભામાં પાઉલને લઈ આવવા માટે તને કહેવું. યહૂદીઓ ઈચ્છે છે કે તું વિચારે કે તેઓની યોજના પાઉલને વધારે પ્રશ્નો પૂછવાની છે. ૨૧પરંતુ તેઓનામાં વિશ્વાસ કરવો નહિ! ત્યાં લગભગ ૪૦ યહૂદીઓ જે છુપાયેલા છે અને પાઉલને મારી નાખવાની રાહ જોઈ રહ્યા છે. તેઓ બધાએ પ્રતિજ્ઞા કરી છે કે, જ્યાં સુધી તેઓ પાઉલને મારી નહિ નાખે ત્યાં સુધી ખાવું કે પીવું નહિ! હવે તેઓ તું હા કહે તેની જ રાહ જુએ છે."

૨૨તે સરદારે તે યુવાન માણસને દૂર મોકલ્યો. તે સરદારે તેને કહ્યું, "કોઈને કહીશ નહિ કે તેં મને તેઓની યોજના વિષે કહ્યું છે."

### પાઉલને કૈસરિયા મોકલાય છે

૨૩પછી સરદારે બે લશ્કરી અમલદારોને બોલાવ્યા. તેણે તેઓને કહ્યું, "મારે કૈસરિયા જવા માટે કેટલાક માણસોની જરૂર છે. ૨૦૦ સૈનિકોને તૈયાર રાખો. ૭૦ ઘોડેસવાર સૈનિકો પણ તૈયાર રાખો, અને ૨૦૦ બરછીવાળાઓને પણ આજે રાત્રે નવ વાગે જવા માટે તૈયાર રાખો. ૨૪પાઉલની સવારી માટે કેટલાએક ઘોડા તૈયાર રાખો. હાકેમ ફેલિક્સ પાસે તેને સહીસલામત લઈ જવામાં આવે." ૨૫સરદારે એક પત્ર લખ્યો. પત્રમાં આ મુજબ લખાણ છે.

૨૬નેકનામદાર ફેલિક્સ હાકેમને
કલોદિયસ લુસિયાસની સલામ.

૨૭તે યહૂદીઓએ આ માણસને (પાઉલ) પકડ્યો હતો અને તેઓએ તેને મારી નાખવાની યોજના કરી હતી. પરંતુ મેં સાંભળ્યું છે કે તે એક રોમન નાગરિક છે, તેથી હું મારા સૈનિકો સાથે ગયો અને તેને છોડાવ્યો. ૨૮હું કારણ જાણવા ઈચ્છું છું કે તેઓ શા માટે તેની સામે આક્ષેપો કરે છે. તેથી હું તેને ન્યાયસભામાં લઈ ગયો. ૨૯મેં જે જાણ્યું તે આ છે; યહૂદીઓએ કહ્યું; પાઉલે એવું કંઈક કર્યુ છે જે ખોટું હતું. પણ આ આક્ષેપો તેના પોતાના યહૂદી નિયમો વિષે છે તેમાનો એક પણ લાયક નથી. અને આ વસ્તુઓમાંની કેટલીક તો જેલ અને મૃત્યુદંડને યોગ્ય છે. ૩૦મારું ધ્યાન દોરવામાં આવ્યું હતું કે કેટલાએક યહૂદીઓએ પાઉલને મારી નાખવાની યોજના ઘડી રહ્યા હતા. તેથી હું તેને તમારી પાસે મોકલું છું. મેં તે ફરિયાદીઓને પણ તેમને તેની સામે જે વિરોધ હોય તે કહેવા કહ્યું છે.

૩૧તે સૈનિકોને જે કહેવામાં આવ્યું હતું તે તેઓએ કર્યું. તે સૈનિકો પાઉલને લઈ ગયા અને તે જ રાત્રે અંતિપાત્રિસના શહેરમાં તેઓ તેને લઈ ગયા. ૩૨બીજે દિવસે ઘોડેસવારો પાઉલ સાથે કૈસરિયા પહોંચ્યા. પણ બીજા સૈનિકો અને બરછીવાળા માણસો યરૂશાલેમમાં લશ્કરના મકાનની પાછળ પાછા ગયા. ૩૩ઘોડેસવાર સૈનિકો કૈસરિયામાં પ્રવેશ્યા અને હાકેમને પત્ર આપ્યો. પછીથી તેઓએ તેને પાઉલને સોપ્યો. ૩૪તે હાકેમે પત્ર વાંચ્યો. પછી તેણે પાઉલને પૂછયું, "તું કયા દેશનો છે?" હાકેમે જાણ્યું કે પાઉલ કિલીકિયાનો હતો. ૩૫ત્યારે તેણે કહ્યું; "ફરિયાદીઓ આવ્યા પછી હું તારા મુકદમાની તપાસ કરીશ." પછી તેણે તેને હેરોદના દરબારમાં પહેરા હેઠળ રાજમહેલમાં રાખવાનો હુકમ કર્યો."

### યહૂદીઓનો પાઉલ પર આક્ષેપ

૨૪ પાંચ દિવસ બાદ અનાન્યા કૈસરિયા શહેરમાં ગયો. અનાન્યા એ એક પ્રમુખ યાજક હતો, અનાન્યા કેટલાક વડીલ યહૂદી આગેવાનો અને તેર્તુલુસ વકીલને પણ લાવ્યો. તેઓ હાકેમની આગળ પાઉલની વિરુદ્ધ આક્ષેપો મૂકવા માટે કૈસરિયા ગયા. ૨પાઉલને સભામાં લઈ જવામાં આવ્યો. તેર્તુલુસે તેના પર તહોમત મૂકવાનું શરૂ કર્યું.

તેર્તુલુસે કહ્યું; "નેકનામદાર ફેલિક્સ! અમારા લોકો તારા કારણે સુખશાંતિ ભોગવે છે. તારી દીર્ઘદષ્ટિથી આપણા દેશની ઘણી ખોટી વસ્તુઓને સાચી બનાવાઈ હતી. ૩તે અમે સર્વ પ્રકારે અને સર્વ સ્થળે પૂરેપૂરી કૃતજ્ઞાથી સ્વીકારીએ છીએ. ૪પણ હું તારો વધારે સમય લેવા ઈચ્છતો નથી. તેથી હું ફક્ત થોડા શબ્દો જ કહીશ. કૃપા કરીને ધીરજ રાખ અને અમને સાંભળવા પૂરતી કૃપા કર. ૫આ માણસ (પાઉલ) પીડાકારક છે. તે દુનિયામાં દરેક જગ્યાએ યહૂદીઓમાં મતભેદ ફેલાવે છે. તે નાઝરેથના સમૂહનો આગેવાન છે. ૬તેણે મંદિરને અશુદ્ધ કરવાનો પણ પ્રયત્ન કર્યો. પણ અમે તેને રોક્યો છે. (અમે અમારા શાસ્ત્ર પ્રમાણે એનો ન્યાય કરવા ચાહતા હતા. ૭પણ લુસિયાસ સરદાર આવીને બહુ જબરદસ્તી કરીને અમારા હાથમાંથી એને છોડાવી ગયો, ૮અને એના પર ફરિયાદ કરનારાઓને આપની પાસે આવવાની આજ્ઞા કરી)* જો તેની સામેના આ બધા જ આક્ષેપો સાચા હોય તો, તું નિર્ણય કરી શકે છે. તારી જાતે તેને કેટલાક પ્રશ્નો પૂછ." ૯બીજા યહૂદીઓ સંમત થયા. તેઓએ કહ્યું; "આ વસ્તુઓ ખરેખર સાચી છે!"

૧૦હાકેમે પાઉલને બોલવા માટે ઈશારો કર્યો. તેથી પાઉલે જવાબ આપ્યો. "નામદાર હાકેમ ફેલિક્સ, હું જાણું છું કે આ દેશનો તું લાંબા સમય સુધી ન્યાયાધીશ રહ્યો છે. તેથી હું ખુશીથી મારો બચાવ મારી જાતે તારી સમક્ષ રજૂ કરું છું. ૧૧હું ફક્ત બાર દિવસ પહેલા જ યરૂશાલેમમાં ભજન કરવા ગયો. તું તારી જાતે જ શોધી શકે છે કે આ સાચું છે. ૧૨આ યહૂદીઓ જે મારા પર તહોમત મૂકે છે તેઓએ મને મંદિરમાં કોઈની સાથે દલીલ કરતા જોયો નથી. મેં સભાસ્થાનોમાં કે બીજી કોઈ શહેરની જગ્યાએ લોકોને ભેગા કરીને ઉશ્કર્યા નથી. ૧૩આ યહૂદીઓ મારી સામે કોઈ આક્ષેપો સાબિત કરી શકે તેમ નથી. તેઓ હવે મારી વિરુદ્ધ બોલે છે. ૧૪પણ હું તને આ કહીશ. હું અમારા પૂર્વજોના દેવની ભક્તિ, ઈસુના માર્ગના શિષ્યો તરીકે કરું છું. યહૂદીઓ કહે છે કે ઈસુનો સાચો માર્ગ નથી. પણ મને મૂસાના નિયમશાસ્ત્રમાં શીખવેલ પ્રત્યેક વાતોમાં વિશ્વાસ છે. અને પ્રબોધકોનાં પુસ્તકોમાં જે લખાણ છે તે બધી વસ્તુઓમાં પણ મને વિશ્વાસ છે. ૧૫યહૂદીઓને દેવમાં આશા છે તે જ આશા મને છે. અને યહૂદીઓમાં અહી બધા જ ન્યાયી, અન્યાયી પુનરુત્થાન પામશે. ૧૬તેથી હું હંમેશા મને જેમાં વિશ્વાસ છે તે કરવા પ્રયત્ન કરું છું. તે દેવ અને માણસો સમક્ષ સાચું છે એમ માનીને તેમ કરવા પ્રયત્ન કરું છું."

૧૭"હું ઘણાં વર્ષોથી યરૂશાલેમથી દૂર હતો. તેથી હું મારા લોકો જે ગરીબ છે અને બલિદાનો અર્પણ કરે છે. તેમને લેવા પાછો આવ્યો છું. ૧૮જ્યારે કેટલાએક યહૂદીઓએ મને મંદિરમાં જોયો ત્યારે હું આ કરતો હતો. મેં શુદ્ધિકરણનો ઉત્સવ પૂર્ણ કર્યો. ત્યાં મારી આજુબાજુ કોઈ ટોળું ન હતું. અને મેં કોઈ જાતની ગરબડ ઊભી કરી ન હતી. ૧૯પણ આસિયાના કેટલાએક યહૂદીઓ ત્યાં હતા. તેઓએ અહીં તારી સમક્ષ ઊભા રહેવું જોઈએ. જો મેં ખરેખર કોઈ ખોટું કર્યુ હોય તો આસિયાના પેલા યહૂદીઓ જે છે તેણે મારા પર તહોમત મૂકવું જોઈએ. તેઓ ત્યાં હતા! ૨૦જ્યારે હું યરૂશાલેમમાં યહૂદીઓની ન્યાયસભામાં ઊભો હતો ત્યારે તેઓએ મારામાં કશું ખોટું જોયું હોય તો આ યહૂદીઓને અહીં પૂછો. ૨૧જ્યારે હું તેની આગળ ઊભો ત્યારે મેં એક વાત જરૂર કરી. મેં કહ્યું, 'તુ આજે મારો ન્યાય કરે છે કારણ કે મને વિશ્વાસ છે કે લોકો મૃત્યુમાંથી પુનરુત્થાન પામશે!'"

૨૨ફેલિક્સ ઈસુના માર્ગ વિષે લગભગ ઘણું બધું સમજ્યો. તેણે ન્યાયનું કામ બંધ રખાવી અને કહ્યું, "જ્યારે સરદાર લુસિયાસ અહીં આવશે ત્યારે હું આ બાબતનો નિર્ણય કરીશ." ૨૩ફેલિક્સે લશ્કરના અમલદારને પાઉલને રક્ષણમાં રાખવા કહ્યું. પણ તેણે અમલદારને થોડીક સ્વતંત્રતા આપવા કહ્યું. અને પાઉલના મિત્રોને પાઉલની જરૂરિયાતની વસ્તુઓ લાવી આપવાની છૂટ આપવા કહ્યું.

## પાઉલનું ફેલિક્સ અને તેની પત્નીને ઉદબોધન

૨૪થોડાક દિવસો પછી ફેલિક્સ તેની પત્ની દ્રુસિલા સાથે આવ્યો. તેણી એક યહૂદી હતી. ફેલિક્સે પાઉલને તેની પાસે લાવવા માટે કહ્યું. ફેલિક્સે ઈસુ ખ્રિસ્તમાં વિશ્વાસ વિષેની પાઉલની વાતો ધ્યાનથી સાંભળી. ૨૫જ્યારે પાઉલ ન્યાયી જીવન, સંયમ, અને ભવિષ્યમાં જે ન્યાય થશે જેવી વસ્તુઓ વિષે બોલ્યો, ત્યારે ફેલિક્સને ડર લાગ્યો. ફેલિક્સે કહ્યું; "હવે તું જા, જ્યારે મારી પાસે વધારે સમય હશે ત્યારે હું તને બોલાવીશ." ૨૬પણ ફેલિક્સ પાસે પાઉલની સાથે વાત કરવા બીજું એક કારણ હતું. ફેલિક્સે આશા રાખી કે પાઉલ તેને લાંચ (પૈસા) આપશે. તેથી ફેલિક્સે પાઉલને વારંવાર બોલાવ્યો અને તેની સાથે વાત કરી.

૨૭પણ બે વરસ પછી પોર્કિયુસ ફેસ્તુસ હાકેમ બન્યો. તેથી ફેલિક્સ લાંબો સમય હાકેમ ન રહ્યો. પરંતુ ફેલિક્સે

---

**કલમ ૬–૮** (અમે અમારા .. આજ્ઞા કરી) કેટલીક ગ્રીક આવૃતિઓમાં આ ભાગ જોડવામાં આવ્યો છે.

પાઉલને બંદીખાનામાં નાખ્યો કારણ કે ફેલિકસ યહૂદીઓને ખુશ કરવા કંઈક કરવા ઈચ્છતો હતો.

### પાઉલની કૈસરને મળવાની ઈચ્છા

૨૫ ફેસ્તુસ હાકેમ બન્યો, અને ત્રણ દિવસ પછી તે કૈસરિયાથી યરૂશાલેમ ગયો. [2]મુખ્ય યાજક અને મહત્વના યહૂદી આગેવાનોએ ફેસ્તુસની આગળ પાઉલની વિરુદ્ધ આક્ષેપો મૂક્યા. [3]તેઓએ ફેસ્તુસને તેઓના માટે કંઈક કરવા કહ્યું. તે યહૂદીઓ ઈચ્છતા હતા કે ફેસ્તુસ પાઉલને પાછો યરૂશાલેમ મોકલે. તેઓ પાસે પાઉલને રસ્તામાં જ મારી નાખવાની યોજના હતી. [4]પરંતુ ફેસ્તુસે જવાબ આપ્યો; "ના! પાઉલને કૈસરિયામાં રાખવામાં આવશે. હું જલદીથી મારી જાતે કૈસરિયા જઈશ. [5]તમારા કેટલાએક આગેવાનોએ મારી સાથે જવું જોઈએ. જો તેણે ખરેખર કંઈક ખોટું કર્યુ હોય તો તેઓ ત્યાં કૈસરિયામાં તે માણસ (પાઉલ) વિરુદ્ધ તહોમત મૂકી શકે છે."

[6]ફેસ્તુસ યરૂશાલેમમાં આઠ કે દસ દિવસો રહ્યો. પછી તે કૈસરિયા પાછો ગયો. બીજે દિવસે ફેસ્તુસે સૈનિકોને તેની આગળ પાઉલને લાવવા માટે કહ્યું. ફેસ્તુસ ન્યાયાસન પર બેઠો હતો. [7]પાઉલ ઓરડામાં આવ્યો હતો. જે યહૂદીઓ યરૂશાલેમથી આવ્યાં હતા તેઓ તેની આજુબાજુ ઊભા, ઘણા ગંભીર આક્ષેપો તેની વિરુદ્ધ મૂક્યા. પણ તેઓ આમાંનું કશું પણ સાબિત કરી શકયા નહિ. [8]પાઉલે પોતાના બચાવ માટે જે કહ્યું તે આ છે. "મેં યહૂદીઓના નિયમ વિરુદ્ધ, મંદિર વિરુદ્ધ કે કૈસર વિરુદ્ધ કશું જ ખોટું કર્યુ નથી."

[9]પરંતુ ફેસ્તુસની ઈચ્છા યહૂદીઓને ખુશ કરવાની હતી. તેથી તેણે પાઉલને પૂછયું, "તારી ઈચ્છા યરૂશાલેમ જવાની છે? તું ઈચ્છે છે કે હું ત્યાં આ તહોમતો વિષે તારો ન્યાય કરું?"

[10]પાઉલે કહ્યું, "હમણા હું કૈસરના ન્યાયાસન આગળ ઊભો છું. જ્યાં મારો ન્યાય થવો જોઈએ તે જ જગ્યા આ છે. મેં યહૂદીઓનું કશું ખોટું કર્યુ નથી. તમે જાણો છો આ સાચું છે. [11]જો કાયદો કહેતો હોય કે મારે મરી જવું જોઈએ, તો હું મરવા માટે સંમત છું. હું મૃત્યુમાંથી બચવા માટે કહેતો નથી. પણ જો આ તહોમતો સાચા ના હોય તો પછી મને કોઈ વ્યક્તિ આ યહૂદીઓને હવાલે કરી શકે નહિ, ના! હું મારો કેસ કૈસર સાંભળે એમ ઈચ્છું છું!"

[12]ફેસ્તુસે આ બાબત વિષે તેના સલાહકારો સાથે વાત કરી. પછી તેણે કહ્યું, "તેથી તુ કૈસર પાસે જા અને તેને મળ!"

### હેરોદ અગ્રીપા આગળ પાઉલ

[13]થોડા દિવસો પછી અગ્રીપા રાજા અને બરનિકા ફેસ્તુસની મુલાકાતે કૈસરિયા આવ્યા. [14]તેઓ ત્યાં ઘણા દિવસો રહ્યા. ફેસ્તુસે રાજાને પાઉલ સંબંધી કહ્યું, "ત્યાં એક માણસ છે જેને ફેલિકસે બંદીખાનામાં પૂર્યો છે. [15]જ્યારે હું યરૂશાલેમ ગયો ત્યારે મુખ્ય યાજકોએ તથા યહૂદીઓના વડીલોએ ત્યાં તેની વિરુદ્ધ તહોમતો મૂકયા. આ યહૂદીઓ મને તેના મૃત્યુનો હૂકમ કરવા ઈચ્છતા હતા." [16]પરંતુ મેં જવાબ આપ્યો. "જ્યારે કોઈ માણસ પર કંઈક ખોટું કરવાના તહોમતો મૂકવામાં આવે તો રોમનો બીજા લોકોને તે માણસનો ન્યાય કરવા માટે આપતા ન હતા. પ્રથમ તે માણસને જે માણસોએ તેની સામે ફરિયાદ કરી હોય તેનો સામનો કરવાની તક આપવી જોઈએ. અને તેને તેઓએ તેની વિરુદ્ધ કરેલી ફરિયાદોનો બચાવ તેની જાતે કરવાની પરવાનગી પણ આપવી જોઈએ. [17]તેથી આ યહૂદીઓ અહીં કૈસરિયા ન્યાય માટે આવ્યા. અને મેં સમય ગુમાવ્યો નહિ. બીજે દિવસે હું ન્યાયાસનની બેઠક પર બેઠો અને હુકમ કર્યો કે તે માણસને (પાઉલ) અંદર લાવવામાં આવે. [18]યહૂદીઓ ઊભા થયા અને તેની સામે તહોમત મૂક્યું. પણ યહૂદીઓએ કોઈ ખરાબ ગુનાઓ વિષે ફરિયાદ કરી નહિ. હું ધારતો હતો કે તેઓ કરશે. [19]તેઓએ જે વાતો કહી, તે તેઓના પોતાના ધર્મ અને ઈસુ નામના માણસ વિષે હતી. ઈસુ મૃત્યુ પામ્યો છે છતાં પાઉલે દાવો કર્યો કે તે હજુય જીવે છે. [20]હું આ બાબત વિષે વધું જાણતો ન હતો. તેથી મેં પ્રશ્નો પૂછયા નહિ. પણ મેં પાઉલને પૂછયું, 'તારી ઈચ્છા યરૂશાલેમમાં જઈને આ બાબતમાં ન્યાય કરાવવાની છે?' [21]પણ પાઉલે કૈસરિયામાં જ રાખવા માટે કહ્યું. તે પાદશાહ પાસેથી નિર્ણય ઈચ્છે છે. તેથી મેં હુકમ કર્યો કે જ્યાં સુધી હું તેને રોમમાં કૈસર પાસે ન મોકલી શકુ ત્યાં સુધી તેને કેદમાં રાખવો."

[22]અગ્રીપાએ ફેસ્તુસને કહ્યું, "આ માણસને સાંભળવો મને પણ ગમશે."

ફેસ્તુસે કહ્યું," આવતીકાલે તું એને સાંભળી શકીશ!"

[23]બીજે દિવસે અગ્રીપા અને બરનિકા દેખાયા. તેઓ ઘણા મહત્વના લોકો હોય તે રીતે વસ્રો પરિધાન કરીને દબદબાથી વર્ત્યા. અગ્રીપા અને બરનિકા લશ્કરના અધિકારીઓ અને કૈસરિયાના મહત્વના લોકો ન્યાયાલયના ખંડમાં ગયા. ફેસ્તુસે પાઉલને અંદર

લાવવા સૈનિકોને હુકમ કર્યો. [24]ફેસ્તુસે કહ્યું, "રાજા અગ્રીપા અને તમે બધા લોકો અહી અમારી સાથે ભેગા થયા છો, તમે આ માણસને (પાઉલ) જુઓ છો. યરૂશાલેમના તથા અહીંના આ બધા યહૂદી લોકોએ મને તેના વિષે ફરિયાદ કરી છે. જ્યારે તેઓએ તેના વિષે ફરિયાદ કરી ત્યારે તેઓએ પોકાર કર્યો કે, તેને મારી નાખવો જોઈએ. [25]મેં જ્યારે તેનો ન્યાય કર્યો. મને કંઈ ખોટું જણાયું નહિ, મને તેને મોતનો હુકમ કરવા કોઈ કારણ જણાયું નહિ. પણ તેણે તેની જાણ તેની જાતે કરવા કહ્યું કે તેનો ન્યાય કૈસર વડે થવો જોઈએ. તેથી મેં તેને રોમ મોકલવાનો નિર્ણય કર્યો. [26]પણ મારી પાસે તેની વિરુદ્ધ કૈસરને લખવા માટે કોઈ ચોક્કસ બાબત ન હતી તેથી હું તમારા બધાની આગળ ખાસ કરીને રાજા અગ્રીપા પાસે લાવ્યો છું. કારણ કે તેણે કંઈ ખોટું કર્યુ નથી. હું આશા રાખું છું કે તું તેને પ્રશ્ન કર અને મને કૈસરને કંઈક લખવા દે. [27]હું વિચારું છું કે બંદીવાનને કૈસર પાસે તેની વિરુદ્ધ કોઈ જાતના તહોમતો દર્શાવ્યા વિના મોકલવો તે મૂર્ખતા છે. મને એ અયોગ્ય લાગે છે."

### અગ્રીપા સમક્ષ પાઉલ

૨૬ અગ્રીપાએ પાઉલને કહ્યું, "તું હવે તારા બચાવમાં કહી શકે છે." પછી પાઉલે તેનો હાથ ઊંચો કર્યો અને બોલવાનું શરૂ કર્યુ. [2]તેણે કહ્યું, "હે રાજા અગ્રીપા, મારા વિરુદ્ધ યહૂદીઓએ જે બધા આરોપો મૂક્યા છે તે બધાનો હું જવાબ આપીશ. હું માનું છું કે હું ભાગ્યશાળી છું કે આજે હું તમારી સમક્ષ અહી ઊભો રહીને આ કરીશ. [3]મને તારી સાથે વાત કરવાનો ઘણો આનંદ છે કારણ કે તમે બધા યહૂદીઓના રિવાજો તથા બાબતો જેના વિષે યહૂદીઓ દલીલો કરે છે તે વિષે તમે માહિતગાર છો. કૃપા કરીને ધીરજપૂર્વક મને ધ્યાનથી સાંભળો.

[4]"બધા જ યહૂદીઓ મારી આખી જીદગી વિષે જાણે છે. શરૂઆતથી મારા પોતાના દેશમાં અને પાછળથી યરૂશાલેમમાં હું જે રીતે જીવતો હતો તે તેઓ જાણે છે. [5]આ યહૂદીઓ મને લાંબા સમયથી જાણે છે. જો તેઓ ઈચ્છે તો, તેઓ તમને કહી શકશે કે, હું એક સારો ફરોશી હતો. અને ફરોશીઓ અમારા ધર્મના નિયમોનું પાલન, યહૂદી લોકોના બીજા સમૂહો કરતાં વધારે કાળજીપૂર્વક કરે છે. [6]હમણાં હું ન્યાય માટે ઊભો છું કારણ કે દેવે જે વચન અમારા પૂર્વજોને આપ્યું હતું તેમા મને આશા છે. [7]આ તે વચન છે કે આપણા લોકોની બાર જાતિઓ તે (પારિવારિક સમૂહ)પ્રાપ્ત કરવાની આશા રાખે છે. આ આશાથી યહૂદીઓ રાત દિવસ દેવની સેવા કરે છે. મારા રાજા, યહૂદીઓએ મારા ઉપર તહોમત મૂક્યાં છે કારણ કે હું પણ એ જ વચનની આશા રાખું છું. [8]શા માટે તમે લોકો વિચારો છો કે મૃત્યુ પામેલા લોકોને દેવ ઉઠાડે છે તે અસંભવિત છે? [9]જ્યારે હું એક ફરોશી હતો, ત્યારે મેં વિચાર્યુ હતું કે નાઝરેથના ઈસુના નામ વિરુદ્ધ મારે ઘણું કરવું જોઈએ. [10]અને યરૂશાલેમમાં મેં વિશ્વાસીઓની વિરુદ્ધ ઘણું કર્યુ. પ્રમુખ યાજકોએ મને આમાંના ઘણા લોકોને જેલમાં પૂરવાનો અધિકાર આપ્યો હતો. જ્યારે ઈસુના શિષ્યોને મારી નાખવામાં આવતા હતા. હું સંમત થતો કે તે એક સારી બાબત હતી. [11]પ્રત્યેક સભાસ્થાનમાં મેં તેઓને શિક્ષા કરી. મેં તેઓની પાસે ઈસુની વિરુદ્ધમાં ખરાબ કહેવડાવવા પ્રયત્ન કર્યો. હું આ લોકોની વિરુદ્ધ એટલો બધો ગુસ્સે થયો હતો કે મેં બીજા શહેરોમાં જઈને તેઓને શોધીને તેઓને ઈજા પહોંચાડી.

### ઈસુના દર્શન વિષે પાઉલનું કથન

[12]"એક વખતે મુખ્ય યાજકોએ મને દમસ્ક જવા માટેની સત્તા અને પરવાનગી આપી. [13]હું દમસ્કના માર્ગ પર હતો. હે રાજા! બપોરનો સમય હતો. મેં આકાશમાંથી પ્રકાશ જોયો. તે પ્રકાશ સૂર્યથી પણ વધારે તેજસ્વી હતો. તે તેજ મારી ચારે બાજુ અને જે માણસો મારી સાથે મુસાફરી કરતાં હતા તેઓના પર પ્રકાશ્યું. [14]અમે બધા જમીન પર પડી ગયા. પછી મેં એક વાણી યહૂદી ભાષામાં સાંભળી. તે વાણીએ કહ્યું, "શાઉલ, શાઉલ તું મને કેમ સતાવે છે? મારી સાથે લડવામાં તું તારી જાતને જ નુકસાન કરી રહ્યો છે." [15]મેં કહ્યું, 'પ્રભુ! તું કોણ છે?' પ્રભુએ કહ્યું, 'હું ઈસુ છું. તું જેને સતાવે છે તે હું છું. [16]ઊભો થા! મારો સેવક થવા માટે મેં તને પસંદ કર્યો છે. તું મારો સાક્ષી થશે–તેં આજે મારા વિષે જોયું છે અને પછી હું તને જે બતાવીશ તે તું લોકોને કહીશ. તેના કારણે હું આજે તારી પાસે આવ્યો છું. [17]હું તારા પોતાના લોકોથી તને ઈજા થવા દઈશ નહિ. અને હું તારું બિનયહૂદીઓથી પણ રક્ષણ કરીશ. હું આ લોકો પાસે તને મોકલુ છું. [18]તું તે લોકોને સત્ય બતાવ. લોકો અંધકારમાંથી (પાપ) અજવાળામાં (સારા) પાછા ફરશે. તેઓ શેતાનની સત્તામાંથી પાછા ફરી દેવ તરફ પાછા ફરશે. પછી તેઓના પાપો માફ કરવામાં આવશે. જે લોકો મારામાં વિશ્વાસ રાખીને પવિત્ર થયા છે તેઓ તેમાં ભાગીદાર થશે."

### પાઉલ તેના કાર્ય વિષે કહે છે

૧૯પાઉલે બોલવાનું ચાલુ રાખ્યું. "રાજા અગ્રીપા, જ્યારે મેં આ આકાશી દર્શન જોયું, પછી મેં તેની આજ્ઞા માની. ૨૦મેં લોકોને કહેવાનું શરૂ કર્યુ. "તેઓએ પસ્તાવો કરવો જોઈએ અને દેવ પાસે પાછા ફરવું જોઈએ. મેં તે લોકોને કહ્યું કે તેઓએ ખરેખર પસ્તાવો કર્યો છે તે દર્શાવવા તેવાં કામો કરવાં જોઈએ. મેં સર્વ પ્રથમ આ વસ્તુઓ દમસ્કના લોકોને કહી. પછી હું યરૂશાલેમના તથા યહૂદીઆના દરેક ભાગમાં ગયો અને આ વાતો ત્યાં લોકોને કહી અને બિનયહૂદી લોકો પાસે પણ હું ગયો. ૨૧આ કારણથી જ યહૂદીઓએ મને પકડીને અને મંદિરમાં મારી નાખવવાનો પ્રયત્ન કર્યો હતો. ૨૨પણ દેવે મને મદદ કરી અને હજુ આજે પણ તે કરે છે. હું અહીં ઊભો છું કારણ કે મને દેવની મદદ મળી છે અને મેં જે કંઈ જોયું છે તે બધું લોકોને હું કહું છું. પણ હું કશું પણ નવું કહેતો નથી. મૂસાએ અને પ્રબોધકોએ કહ્યું છે કે તે થશે એ જ વાત હું કહું છું. ૨૩તેઓએ કહ્યું છે કે ખ્રિસ્ત મૃત્યુ પામશે અને તે પ્રથમ જ મૃત્યુમાંથી પુનરુત્થાન પામશે. મૂસાએ અને પ્રબોધકોએ કહ્યું છે કે ખ્રિસ્ત યહૂદી લોકો અને બિનયહૂદી લોકો માટે પ્રકાશ લાવશે."

### પાઉલનો અગ્રીપાને સમજાવવાનો પ્રયત્ન

૨૪જ્યારે પાઉલ તેની જાતે બચાવમાં આ વાતો કહેતો હતો ત્યારે ફેસ્તુસે પોકાર કર્યો, "પાઉલ, તું ઘેલો છે! વધુ પડતી વિદ્યાએ તને ઘેલો બનાવ્યો છે!"

૨૫પાઉલે કહ્યું, "નેકનામદાર ફેસ્તુસ, હું ઘેલો નથી. હું જે વાતો કહું છું તે સાચું છે. મારાં વચનો એ એક મૂર્ખ માણસનાં વચનો નથી. હું ગંભીર છું. ૨૬રાજા અગ્રીપા આ વસ્તુઓ વિષે જાણે છે. હું તેની સાથે મુક્ત રીતે વાત કરી શકું છું. હું જાણું છું કે તેણે આ બધી વાતો વિષે સાંભળ્યું છે. શા માટે? કારણ કે આ વાતો જ્યાં બધા લોકો જોઈ શકે ત્યાં બને છે. ૨૭રાજા અગ્રીપા, પ્રબોધકોએ જે લખ્યું છે તે વાતોમાં તને વિશ્વાસ છે? હું જાણું છું કે તું વિશ્વાસ કરે છે!"

૨૮રાજા અગ્રીપાએ પાઉલને કહ્યું, "તું એમ વિચારે છે કે મને આટલી સહેલાઈથી ખ્રિસ્તી થવા માટે સમજાવી શકીશ?"

૨૯પાઉલે કહ્યું, "એ બહુ મહત્વનું નથી કે તે સહેલું છે કે કઠિન છે, હું દેવને પ્રાર્થના કરું છું કે માત્ર તું જ નહિ પરંતુ પ્રત્યેક વ્યક્તિ જે આજે મને ધ્યાનથી સાંભળે છે તેઓ બચાવાશે–મારે જે બેડીઓ છે તે સિવાય મારા જેવા થશે!"

૩૦રાજા અગ્રીપા, હાકેમ ફેસ્તુસ, બરનિકા, અને તેઓની સાથે બેઠેલા બધા લોકો ઊભા થઈ ગયા. ૩૧અને ખંડ છોડી ગયા. તેઓ એક બીજા સાથે વાતો કરતા હતા. તેઓએ કહ્યું; "આ માણસને દેહાતદંડ કે બંદીખાનામાં નાખવો જોઈએ નહિ, ખરેખર તેણે કંઈ ખોટું કર્યુ નથી!" ૩૨અને અગ્રીપાએ ફેસ્તુસને કહ્યું, "જો તેણે કૈસર પાસે દાદ માંગી ના હોત તો આપણે આ માણસને જવા માટે મુક્ત કરી શક્યા હોત."

### પાઉલની રોમની યાત્રા

૨૭ તે નિર્ણય કરવામાં આવ્યો કે આપણે ઈટાલી તરફ વહાણ હંકારવું. જુલિયસ નામનો લશ્કરી સૂબેદાર પાઉલ અને બીજા કેટલાએક બંદીવાનોની ચોકી કરતો હતો. જુલિયસ પાદશાહના સૈન્યમાં સેવા કરતો હતો. ૨અમે વહાણમાં બેઠા અને વિદાય થયા. વહાણ અદ્રમુત્તિયાના શહેરમાંથી આવ્યું હતું. અરિસ્તાર્ખસ અમારી સાથે હતો. તે મકદોનિયાના થેસ્સલોનિકાના શહેરનો માણસ હતો. ૩બીજે દિવસે અમે સિદોન શહેરમાં આવ્યા. જુલિયસ પાઉલ તરફ ઘણો સારો હતો. તેણે પાઉલને તેના મિત્રોની મુલાકાત લેવા જવાની છૂટ આપી. આ મિત્રો પાઉલની જરૂરિયાતોની કાળજી રાખતા. ૪અમે સિદોન છોડ્યું અને સૈપ્રસ ટાપુ નજીક વહાણ હંકારી ગયા કારણ કે પવન અમારી વિરુદ્ધ ફૂંકાતો હતો. ૫અમે કિલીકિયા અને પમ્ફૂલિયા પાસેનો સમુદ્ર ઓળંગ્યો. પછી અમે લૂકિયાના મૂરા શહેરમાં આવ્યા. ૬મૂરામાં લશ્કરના અમલદારને આલેકસાંદ્રિયાના શહેરનું વહાણ મળ્યું. આ વહાણ ઈટાલી જતું હતું. તેથી તેણે અમને તેમાં બેસાડ્યા.

૭અમે ઘણા દિવસો સુધી ધીમે ધીમે હંકાર્યુ. અમારા માટે કનિદસ પહોંચવું ઘણું કઠિન હતું. કારણ કે પવન અમારી વિરુદ્ધ ફૂંકાતો હતો અમે તે રસ્તે જરાય આગળ જઈ શક્યા નહિ. તેથી અમે સાલ્મોનીની નજીક ક્રીતની ટાપુની દક્ષિણ બાજુએ હંકારી ગયા. ૮અમે કિનારે કિનારે હંકારી ગયા. પણ હંકારવું ઘણું કઠણ હતું. પછી અમે (સલામત બંદર) (સેફ હાર્બર્સ) નામે ઓળખાતી જગ્યાએ આવ્યા. ત્યાં નજીકમાં લસૈયા શહેર છે.

૯પણ અમે ઘણો સમય બગાડ્યો છે. હવે હંકારવું એ ઘણું ભયાનક હતું, કારણ કે યહૂદીઓના ઉપવાસનો દિવસ પછી લગભગ તેમ થયું હતું. તેથી પાઉલે તેમને

ચેતવણી આપી. ૧૦"ભાઈઓ, હું જોઈ શકું છું કે આ
સફરમાં ઘણી આફતો આવશે. વહાણ અને વહાણની
અંદરની વસ્તુઓનો વિનાશ થશે. આપણા જીવો પણ
જોખમમાં હશે!" ૧૧પરંતુ કપ્તાન અને વહાણના માલિકે
પાઉલે જે કંઈ કહ્યું તે માન્યું નહિ અને લશ્કરના સૂબેદારે
પાઉલનો વિશ્વાસ કર્યો નહિ. તેને બદલે સૂબેદારે જે
કપ્તાને અને વહાણના માલિકે કહ્યું તે માન્યું. ૧૨અને તે
બંદર શિયાળામાં વહાણોને રહેવા માટે સારી જગ્યા ન
હતી. તેથી ઘણા માણસોએ નિર્ણય કર્યો કે વહાણે ત્યાંથી
વિદાય થવું જોઈએ. તે માણસોને આશા હતી કે આપણે
ફેનિકસ જઈ શકીએ. વહાણ ત્યાં શિયાળામાં રહી શકે.
ફેનિકસ ક્રીત ટાપુ પર આવેલું શહેર હતું. અને તેને
એક બંદર છે જેનું મુખ અગ્નિકોણ તથા ઈશાન ખૂણા
તરફ છે.

### તોફાન

૧૩પછી દક્ષિણ તરફથી સારો પવન ફૂંકાવાની શરૂઆત
થઈ. વહાણ પરના માણસોએ વિચાર્યુ. "આપણે જોઈએ
છે તે આ પવન છે. હવે તે આપણી પાસે છે!" તેથી
તેઓએ લંગર ખેંચ્યું અને ક્રીત કિનારાની નજીક હંકારી
ગયા. ૧૪પણ થોડા સમય પછી (નોર્થ ઈસ્ટ–યુરાકુલોન)
ઉત્તરપૂર્વીય નામનો તોફાની પવન ટાપુ ઓળંગીને ધસી
આવ્યો. ૧૫વહાણ પવનમાં સપડાયું. અને દૂર ઘસડાઈ
ગયુ. વહાણ પવનની વિરુદ્ધમાં હંકારી શકાતું ન હતું.
તેથી અમે પ્રયત્ન કરવાનો બંધ કર્યો અને પવનની
સાથે ઘસડાવા દીધું. ૧૬અમે કૌદા નામના એક નાના
ટાપુ તરફ હંકારી ગયા. પછી અમે બચાવ હોડી લાવવામાં
સામર્થ્યવાન થયા. પણ તે કરવું ઘણું અઘરું હતું.
૧૭માણસોના બચાવ હોડીને અંદર લાવ્યા બાદ તેઓએ
વહાણને સાથે રાખવા વહાણની આજુબાજુ દોરડાં
બાંધ્યા. તે માણસોને બીક હતી કે વહાણ સૂર્તિસના
રેતીના કિનારા સાથે અથડાશે. તેથી તેઓએ સઢસામાન
નીચે ઉતાર્યા અને પવનથી વહાણને તણાવા દીધું.
૧૮બીજે દિવસે અમારા તરફ એટલા જોરથી પવન ફૂંકાતો
હતો કે માણસોએ વહાણમાંથી કેટલીક વસ્તુઓ બહાર
ફેંકી દીધી. ૧૯એક દિવસ પછી તેઓએ વહાણનાં સાધનો
પોતાના હાથે જ બહાર ફેંકી દીધા. ૨૦ઘણા દિવસો સુધી
અમે સૂર્ય કે તારાઓ જોઈ શક્યા નહિ. તોફાન ઘણું
ખરાબ હતું. અમે જીવતા રહેવાની બધી આશા ગુમાવી
હતી. અમે વિચાર્યુ અમે મરી જઈશું.

૨૧તે માણસોએ ઘણા દિવસો સુધી કંઈ ખાધું નહિ.
પછી એક દિવસ પાઉલ તેઓની આગળ ઊભો રહ્યો
અને બોલ્યો; "માણસો, મેં તમને ક્રીત નહિ છોડવાનું
કહ્યું હતું. તમે મને ધ્યાનથી સાંભળ્યો હોત તો પછી
તમને આ બધું નુકસાન અને ખોટ થાત નહિ. ૨૨પણ
હવે હું તમને ખુશી થવા કહું છું. તમારામાંનો કોઈ
મૃત્યુ પામશે નહિ. પણ વહાણનો નાશ થશે. ૨૩ગઈ
રાત્રે દેવ તરફથી એક દેવદૂત મારી પાસે આવ્યો. હું
જેની ભક્તિ કરું છું તે દેવ આ છે. હું તેનો છું. ૨૪દેવના
દૂતે કહ્યું, 'પાઉલ, ગભરાઈશ નહિ! તારે કૈસરની સામે
ઊભા રહેવાનું જ છે. અને દેવે આ વચન આપ્યું છે. તે
તારી સાથે વહાણમાં હંકારતા હશે તે બધા લોકોની
જીંદગી તારે ખાતર બચાવશે અને તારે ખાતર તે પેલા
લોકોનું જીવન પણ બચાવશે જે તારી સાથે વહાણ
હંકારે છે.' ૨૫તેથી માનવબંધુઓ પ્રસન્ન થાઓ! મને
દેવમાં વિશ્વાસ છે. તેના દૂતે કહ્યું તે મુજબ જ બધું
બનશે. ૨૬પણ આપણે એક બેટ પર અથડાવું પડશે."

૨૭ચૌદમી રાત આવી ત્યારે અમે આદ્રિયા સમુદ્રમાં
આમ તેમ તરતા હતા. ખલાસીઓને લાગ્યું આપણે
જમીનની નજીક છીએ. ૨૮તેઓએ દોરડાને છેડે વજન
લટકાવીને પાણીની અંદર ફેંક્યા. તેઓએ જોયું દરિયાની
ઊંડાઈ ૧૨૦ ફૂટ હતી. તેઓ થોડા આગળ ગયા અને
ફરીથી દોરડા નાખ્યા તો ત્યાં ૯૦ ફૂટ ઊંડાઈ હતી.
૨૯ખલાસીઓને ભય હતો કે આપણે ખડકો સાથે
અથડાઈશું. તેથી તેઓએ ચાર લંગર વહાણના પાછલા
ભાગમાંથી પાણીમાં નાખ્યા. પછી તેઓ દિવસનો પ્રકાશ
આવે તે માટે પ્રાર્થના કરવા લાગ્યા. ૩૦કેટલાએક
ખલાસીઓની ઈચ્છા વહાણ છોડીને જવાની હતી.
તેઓએ (જીવનરક્ષા) મછવો પાણીમાં ઉતાર્યો.
ખલાસીઓ બીજા માણસો વિચારે એમ ઈચ્છતા હતા કે
તેઓ વહાણની સામેથી વધારે લંગર નાખતા હતા. ૩૧પણ
પાઉલે લશ્કરના સૂબેદાર અને બીજા સૈનિકોને કહ્યું,
"જો આ લોકો વહાણમાં નહિ રહે તો પછી તેઓને
બચાવાશે નહિ!" ૩૨તેથી સૈનિકોએ દોરડાં કાપી નાખ્યાં
અને જીવનરક્ષા મછવાને પાણીમાં છોડી દીધું.

૩૩જ્યારે અમે દિવસ ઉગવાની રાહ જોતા હતા ત્યારે
પાઉલે બધા લોકોને કંઈક ખાવા માટે સમજાવવાની
શરૂઆત કરી. તેણે કહ્યું, "ગયા બે અઠવાડિયાથી તમે
ભૂખ્યા રહીને રાહ જોઈ છે. તમે ૧૪ દિવસ સુધી ખાધું
નથી. ૩૪હું તમને હવે વિનંતી કરું છું કે, તમે કંઈક
ખાઓ." પછી તેણે આ કહ્યું. "તમારે જીવતા રહેવા
માટે આ તમારા માટે જરૂરી છે. તમારામાંના કોઈના
માથાનો એક વાળ પણ ખરવાનો નથી," ૩૫પાઉલે
કેટલીક રોટલી લીધી તેઓના બધાની સમક્ષ દેવની

સ્તુતિ કરી. તેણે એક ટુકડો તોડ્યો અને ખાવાની શરૂઆત કરી. [૩૬]બધા લોકોને વધારે સારું લાગ્યું. તેઓ બધાએ પણ ખાવાનું શરૂ કર્યુ. [૩૭](ત્યાં વહાણમાં ૨૭૬ લોકો હતા.) [૩૮]અમે અમારી ઈચ્છા મુજબ અમે બધું ખાધું. પછી અમે વહાણને હલકું કરવા સમુદ્રમાં અનાજ નાખવાનું શરૂ કર્યુ.

### વહાણનો વિનાશ

[૩૯]જ્યારે દિવસનો પ્રકાશ આવ્યો ત્યારે ખલાસીઓએ જમીન જોઈ. પણ તેઓને તે જમીન ક્યાંની હતી તે ખબર ન હતી. તેઓએ (રેતીના) કાંઠાવાળી ખાડી જોઈ. ખલાસીઓની ઈચ્છા, જો તેઓ કરી શકે તો વહાણને કિનારા સુધી હંકારવાની હતી. [૪૦]તેથી તેઓએ સુકાનને પકડી રાખવા દોરડાં અને લંગરો સમુદ્રમાં નાખ્યા. પછી તેઓએ તે સાથે દોરડાં પણ ઢીલા કરી દીધાં. સામેનો સઢ પવન તરફ ચઢાવી દીધો અને કિનારા તરફ હંકાર્યુ. [૪૧]પણ વહાણ ત્યાં રેતીના કિનારા સાથે અથડાયું. વહાણનો આગળનો ભાગ ત્યાં ચોંટી ગયો. તે વહાણ હાલી શક્યું નહિ. પછી મોટા મોજાંઓએ વહાણના પાછળના ભાગના ટુકડા કરવાનું શરૂ કર્યુ.

[૪૨]સૈનિકોએ કેદીઓને મારી નાખવાનો નિર્ણય કર્યો, જેથી કોઈ પણ કેદી તરીને દૂર ભાગી શકે નહિ. [૪૩]પરંતુ લશ્કરી સૂબેદાર પાઉલને જીવતો રાખવા ઈચ્છતો હતો. તેથી તેણે સૈનિકોને કેદીઓને મારી નાખવાની પરવાનગી આપી નહિ. જુલિયસે જે લોકો તરવા માટે પાણીમાં કૂદકો મારી જમીન સુધી તરી જઈ શકે તેમ હોય તેને પ્રથમ તેમ કરવા કહ્યું. [૪૪]બીજા લોકોએ વહાણના પાટિયાં કે ટુકડાઓનો ઉપયોગ કર્યો અને આ રીતે બધા લોકો જમીન પર ઉતર્યા. તે લોકોમાંથી કોઈનું મૃત્યુ થયું નહિ.

### પાઉલ માલ્ટાના ટાપુ પર

૨૮ જ્યારે અમે જમીન પર સલામત હતા. અમે જાણ્યું કે તે ટાપુ માલ્ટા કહેવાતો હતો. [૨]તે વખતે વરસાદ વરસતો હતો અને ખૂબ ઠંડી હતી. પણ જે લોકો ત્યાં રહેતા હતા તે અમારા પ્રત્યે ઘણા સારા હતા. તેઓએ અમારા માટે અગ્નિ સળગાવ્યો અને અમારા બધાનું સ્વાગત કર્યુ. [૩]પાઉલે આગ માટે થોડીક સૂકી લાકડીઓ ભેગી કરી. પાઉલ તે અગ્નિમાં લાકડા નાખતો હતો ત્યારે ગરમીને કારણે એક ઝેરી સાપ બહાર આવ્યો અને પાઉલના હાથે કરડ્યો. [૪]ટાપુ પર લોકોએ પાઉલના હાથ પર સાપને લટકતો જોયો. તેઓએ કહ્યું, "આ માણસ એક ખૂની હોવો જોઈએ. તે સમુદ્રમાં મૃત્યુ પામ્યો નહિ, પણ ન્યાય તેને જીવતો રહેવા દેવા ઈચ્છતો નથી." [૫]પણ પાઉલે તે સાપને અગ્નિમાં ઝટકી નાખ્યો. પાઉલને કોઈ ઈજા થઈ નહિં. [૬]લોકો ધારતા હતા કે પાઉલને સોજો ચડશે અથવા તો એકાએક પડીને તે મરી જશે. લોકોએ રાહ જોઈ અને લાંબા સમય સુધી ધ્યાનથી જોયું. પણ તેનું કંઈ જ ખોટું થયું નહિ. તેથી લોકોએ તેમના પાઉલ વિષેના અભિપ્રાય બદલ્યા. તેઓએ કહ્યું,"તે એક દેવ છે!" [૭]ત્યાં તે જ પ્રદેશમાં કેટલાએક ખેતરો હતાં. તે ટાપુ પરનો એક મહત્વનો માણસ આ ખેતરોનો માલિક હતો. તેનું નામ પબ્લિયુસ હતું. તેણે તેના ઘરમાં અમારું સ્વાગત કર્યુ. પબ્લિયુસ મારા માટે ઘણો સારો હતો. અમે તેના ઘરમાં ઘણા દિવસ રહ્યા. [૮]પબ્લિયુસનો પિતા ઘણો બિમાર હતો. તે તાવને લીધે પથારીવશ હતો. તેને મરડો થયો હતો. પરંતુ પાઉલ તેની પાસે ગયો અને તેના માટે પ્રાર્થના કરી. પાઉલે તેના હાથો તે માણસના માથા પર મૂક્યા અને તેને સાજો કર્યો. [૯]આ બનાવ પછી ટાપુ પરના લોકો જેઓ બિમાર હતા તેઓ પાઉલ પાસે આવ્યા. પાઉલે તેઓને પણ સાજા કર્યા. [૧૦-૧૧]ટાપુ ઉપરના લોકોએ અમને ઘણા માન સાથે ઘણી ભેટો આપી. ત્યાં અમે ત્રણ માસ રહ્યા. જ્યારે અમે વિદાય થવા તૈયાર થયા, લોકોએ અમને અમારી જરૂરી વસ્તુઓ આપી.

### પાઉલનું રોમમાં ગમન

અમે આલેકસાંદ્રિયા શહેરમાંથી એક વહાણમાં બેઠા. તે વહાણ શિયાળાના સમય દરમિયાન માલ્ટા ટાપુ પર રહ્યું. વહાણની સામે દિયોસ્કુરીની નિશાની હતી. [૧૨]અમે સુરાકુસમાં આવ્યા ત્યાં સુરાકુસમાં ત્રણ દિવસ રહ્યા અને પછી વિદાય થયા. [૧૩]અમે રેગિયુમ શહેરમાં આવી પહોંચ્યા. બીજે દિવસે દક્ષિણમાંથી પવન ફૂંકાવાની શરૂઆત થઈ. તેથી અમે વિદાય થવા સામર્થ્યવાન થયા. એક દિવસ પછી અમે પુત્યોલી શહેરમાં આવ્યા. [૧૪]અમને ત્યાં કેટલાએક વિશ્વાસીઓ મળ્યા. તેઓએ પોતાની સાથે એક અઠવાડિયું રહેવા માટે કહ્યું. આખરે અમે રોમ આવ્યા. [૧૫]રોમના વિશ્વાસીઓએ જાણ્યું કે અમે અહી હતા. તેઓ અમને આપિયસના બજારમાં અને ત્રણ ધર્મશાળાઓમાં મળવા માટે સામા આવ્યા. જ્યારે પાઉલે આ વિશ્વાસીઓને જોયા, તેને વધારે સારું લાગ્યું. પાઉલે દેવનો આભાર માન્યો.

### રોમમાં પાઉલ

૧૬પછી અમે રોમ ગયા. રોમમાં પાઉલને એકલા
રહેવાની છૂટ મળી. પણ એક સૈનિક તેની ચોકી માટે
પાઉલની સાથે રહ્યો.

૧૭ત્રણ દિવસ પછી પાઉલને કેટલાએક મહત્વના
યહૂદીઓના મુખ્ય માણસોને ભેગા બોલાવ્યા. જ્યારે
તેઓ ભેગા થયા. પાઉલે કહ્યું, "મારા યહૂદી ભાઈઓ,
મેં આપણા લોકોની વિરુદ્ધ કશું જ કર્યુ નથી. મેં આપણા
પૂર્વજોના રિવાજો વિરુદ્ધ પણ કંઈ કર્યુ નથી. પરંતુ
મને યરૂશાલેમમાં પકડીને રોમનોને હવાલે કરવામાં
આવ્યો છે. ૧૮તે રોમનોએ મને ઘણા પ્રશ્નો પૂછયા.
પરંતુ તેઓએ કયા કારણે મને મરણદંડ માટે યોગ્ય
ગણવા તે માટે તેઓ કોઈ કારણ શોધી શક્યા નથી.
તેથી તેઓ મને મુક્ત કરી દેવા ઈચ્છતા હતા. ૧૯પણ
ત્યાંના યહૂદીઓને તે જોઈતું ન હતું. તેથી મેં મારા
ન્યાય માટે વાંધો ઊઠાવ્યો અને કૈસર આગળ રોમમાં
આવવા માટે કહેવું પડ્યું. પરંતુ હું એમ કહેતો નથી કે
મારા લોકોએ કાંઈક ખોટું કર્યુ છે. ૨૦તે કારણે હું તમને
મળવા અને તમારી સાથે વાત કરવા ઈચ્છતો હતો. હું
આ સાંકળોથી બંધાયેલો છું કારણ કે મને ઈઝરાએલની
આશામાં વિશ્વાસ છે."

૨૧યહૂદીઓએ જવાબ આપ્યો, "અમને
યહૂદીઓમાંથી તારા વિષે કોઈ પત્ર મળ્યો નથી. જે
યહૂદી ભાઈઓ ત્યાંથી (યહૂદિયામાંથી) મુસાફરી કરીને
આવ્યા છે તેમાંના કોઈ તારા વિષેના સમાચાર લાવ્યા
નથી કે અમને તારા વિષે કંઈ ખરાબ કહ્યું નથી. ૨૨અમને
તારા વિચારો સાંભળવાની ઈચ્છા છે. અમે જાણીએ
છીએ કે બધી જ જગ્યાએ લોકો આ સમૂહની વિરુદ્ધ
બોલે છે."

૨૩પાઉલે અને યહૂદીઓએ સભા માટે એક દિવસ
પસંદ કર્યો. તે દિવસે એ યહૂદીઓના ઘણા લોકો પાઉલની
પાસે તેના ઉતારામાં આવ્યા. પાઉલ આખો દિવસ તેમની
સમક્ષ બોલ્યો. પાઉલે તેમને દેવના રાજ્યની સમજણ
આપી. પાઉલે ઈસુ વિષેની વાતોમાં વિશ્વાસ કરવા
તેઓને સમજાવવા માટે પ્રયત્ન કર્યો. તેણે મૂસાના
નિયમશાસ્ર અને પ્રબોધકોના ધર્મશાસ્રોનો ઉપયોગ આ
કરવા માટે કર્યો. ૨૪કેટલાએક યહૂદીઓએ પાઉલે કહેલી
વાતોમાં વિશ્વાસ કર્યો, પણ બીજાઓએ તેમાં વિશ્વાસ
ન કર્યો. ૨૫તેઓ દલીલ કરતા હતા. યહૂદીઓ જવા
તૈયાર હતા, પણ પાઉલે તેમને એક વધારાની બાબત
કહીં, "પવિત્ર આત્માએ યશાયા પ્રબોધક દ્વારા તમારા
પિતૃઓને (પૂર્વજોને) સત્ય કહ્યું છે. તેણે કહ્યું,

> ૨૬ 'આ લોકો (યહૂદીઓ) પાસે જાઓ અને તેઓને
> કહો: તમે ધ્યાનથી સાંભળશો અને સાંભળશો,
> પણ તમે સમજી શકશો નહિ! તમે જોશો અને
> તમે જોયા કરશો, પણ તમે જે જુઓ છો તે સમજી
> શકશો નહિ!
> ૨૭ હા, આ લોકોના (યહૂદીઓ) મન નબળા થઈ
> ગયા છે. આ લોકોને કાન છે, પણ તેઓ ધ્યાનથી
> સાંભળતા નથી. અને આ લોકો સત્ય જોવાની
> ના પાડે છે. આમ બન્યું છે તેથી તેઓ તેઓની
> પોતાની આંખો વડે પણ જોઈ શક્તા નથી, તેઓના
> કાનોથી સાંભળે છે, અને તેઓના મનથી સમજે
> છે. આમ બન્યું છે તેથી તેઓ મારી પાસે તેઓના
> સાજા થવા માટે પણ આવશે નહિ."
>
> *યશાયા ૬:૯-૧૦*

૨૮"હે યહૂદીઓ, હું તમને જણાવવા ઈચ્છું છું કે દેવે
બિનયહૂદી લોકો માટે તેનું તારણ મોકલ્યું છે. તેઓ
ધ્યાનથી સાંભળશે!"

૨૯"પાઉલે આ વાતો કહી ત્યાર પછી, યહૂદીઓ
ચાલ્યા ગયા. તેઓ માંહોમાંહે ઘણો વાદવિવાદ કરતા
હતા."*

૩૦પાઉલ પોતાના ભાડાના ઘરમાં પૂરાં બે વરસ
રહ્યો. જેઓ તેને મળવા ત્યાં આવતા હતા. તે બધા
લોકોનો તેણે આદરસત્કાર કર્યો. ૩૧પાઉલે દેવના રાજ્ય
વિષેનો બોધ આપ્યો. તેણે પ્રભુ ઈસુ ખ્રિસ્ત વિષે શીખવ્યું.
તે ઘણો બહાદુર હતો, અને કોઈએ તેને બોલતાં
અટકાવવા પ્રયત્ન કર્યો નહિ.

---

**કલમ ૨૯** કેટલીક પૂરાણી પ્રેરિતોનાં કૃત્યોની નકલોમાં કલમ
૨૯ ઉમેરવામાં આવી છે.

# રોમનોને પત્ર

**૧** બધા લોકોને દેવની સુવાર્તા સંભળાવવા હું
પસંદગી પામેલ છું. દેવે મને એક પ્રેરિત થવા
બોલાવ્યો છે. એવા ખ્રિસ્ત ઈસુના દાસ પાઉલ તરફથી
કુશળતા હો.
૨તેના લોકોને આ સુવાર્તા આપવાનું વચન દેવે તેના
પ્રબોધકો મારફત આપ્યું હતું. પવિત્ર શાસ્રમાં આ વચન
લખેલું છે. ૩આ સુવાર્તા આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત વિષે
છે કે જે દેવનો દીકરો છે, જો કે એક વ્યક્તિ તરીકે તેનો
જન્મ દાઉદના કુટુંબમાં થયો હતો. ૪પવિત્ર આત્માના
પ્રતાપે મૂએલામાંથી પાછા ઉઠવાના પરાક્રમથી તેને દેવનો
દીકરો જાહેર કરવામાં આવ્યો હતો. ૫દેવે ખ્રિસ્ત દ્વારા,
તેના પ્રેરિત બનવાનું આ ખાસ મહત્વનું કામ મને
સોંપ્યું છે. બધા દેશોના લોકો દેવમાં વિશ્વાસ રાખીને
તેની આજ્ઞા પાળે એવું માર્ગદર્શન આપવાનું કામ દેવે
મને આપ્યું છે. ખ્રિસ્ત માટે આ કાર્ય હું કરી રહ્યો છું.
૬હે રોમવાસીઓ, તમે પણ ઈસુ ખ્રિસ્તના થવા માટે
તેડાયેલાં છો.
૭તમે તે લોકો છો જેઓને દેવ ચાહે છે અને પોતાના
પવિત્ર લોકો થવા માટે તમને બોલાવ્યા છે. એવા તમ
સર્વ લોકોને હું આ પત્ર લખું છું.

આપણા પિતા દેવથી અને પ્રભુ ઈસુ ખ્રિસ્તથી તમને
કૃપા અને શાંતિ થાઓ.

### આભારસ્તુતિની પ્રાર્થના

૮ઈસુ ખ્રિસ્ત દ્વારા હું દેવનો તમારા સર્વને માટે
આભાર માનું છું. તમે રોમવાસીઓ પણ દેવમાં અસીમ
વિશ્વાસ ધરાવો છો એવું કહેતા ઘણા લોકોને મેં સાંભળ્યા
છે. તેથી દેવનો આભાર માનું છું. ૯-૧૦જ્યારે જ્યારે હું
પ્રાર્થના કરું છું ત્યારે ત્યારે તમને યાદ કરું છું. દેવ જાણે
છે કે આ વાત સાચી છે. દેવના દીકરા વિષેની સુવાર્તા
લોકોમાં ફેલાવીને મારા આત્મા સાથે દેવની સેવા કરું
છું. તમો સર્વ રોમવાસીઓ વચ્ચે પ્રભુ મને આવવા દે
એવી મારી પ્રાર્થના છે. દેવની ઈચ્છા હશે તો એમ થશે.
૧૧તમ સૌને મળવાનું મને ઘણું મન થાય છે. હું તમને
કોઈ આત્મિક દાન આપીને વધારે સામર્થ્યવાન બનાવવા
ઈચ્છું છું. ૧૨હું એમ કહેવા માગું છું કે આપણને જેમાં
વિશ્વાસ છે તેના વડે આપણે એકબીજાને મદદ કરી
શકીએ છીએ. તમારો વિશ્વાસ મને મદદ કરશે, અને
મારો વિશ્વાસ તમને. ૧૩ભાઈઓ અને બહેનો, તમારા
આધ્યાત્મિક વિકાસમાં મદદરૂપ થવા માટે તમારી પાસે
આવવા અનેકવાર મેં તૈયારીઓ કરી હતી, પરંતુ મને
આવવા દીધો નથી, એની નોંધ લેવા વિનંતી. જેમ
બીજા બિન-યહૂદી લોકોને મેં જે રીતે મદદ કરી છે. તે
રીતે તમને પણ મદદ કરવાની મારી ઈચ્છા છે.
૧૪ગ્રીક લોકો તથા બિન-ગ્રીક લોકો, શાણા તેમ જ
મૂર્ખ લોકો કે જે સૌની સેવા મારે કરવી જોઈએ. ૧૫તેથી
જ રોમના લોકોને દેવની આ સુવાર્તા પહોંચાડવા હું
અત્યંત આતુર છું.
૧૬આ સુવાર્તા માટે હું ગર્વ અનુભવું છું. આ સુવાર્તા
એવા સામર્થ્યની છે, જેનો ઉપયોગ દેવ એવા લોકોને
બચાવવા માટે કરે છે જેઓ વિશ્વાસ રાખે છે. સૌ પ્રથમ
યહૂદીઓને પછી બિન-યહૂદીઓને. ૧૭દેવ લોકોને
પોતાની સાથે કેવી રીતે ન્યાયી બનાવે છે તે દર્શાવવાનો
આ સુવાર્તાનો હેતુ છે. આની શરૂઆત વિશ્વાસથી થાય
છે અને તેનો અંત પણ વિશ્વાસથી જ થાય છે. શાસ્રમાં
કહ્યું છે તેમ, "દેવમાં વિશ્વાસ રાખીને જે વ્યક્તિ ન્યાયી
થશે તે અનંતકાળ સુધી જીવશે."*

### સઘણા પાપી છે

૧૮સત્ય જાણ્યાં છતાં પણ લોકો અનિષ્ટ જીવન જીવે
છે. તેથી આવા લોકો કે જે સત્ય ધર્મનો ત્યાગ કરીને
અનિષ્ટ અને ખોટા કર્મો કરતા હોય. તેમના પર સ્વર્ગમાંથી
દેવનો કોપ ઉતરે છે. ૧૯દેવ પોતાનો કોપ વ્યકત કરે છે,
કારણ કે તેના વિષે જે કંઈ જાણી શકાય તે બધું જ તેઓ
જાણે છે. કેમ કે દેવે જ તે તેમની આગળ પ્રગટ કર્યુ છે.
૨૦દેવની બાબતમાં કેટલીક વસ્તુઓ એવી છે જે જોઈ
ન શકાય તેવી છે. જેમ કે દેવનું સનાતન પરાક્રમ અને
(દેવત્વ) એવા અન્ય બધા જ ગુણો કે જે તેને દેવ

---

**દેવમાં વિશ્વાસ … જીવશે"** હબા. ૨:૪.

બનાવે છે. પરંતુ આ જગતનો પ્રારંભ થયો ત્યારથી એ બધી બાબતો ઘણી સરળતાથી લોકો સમજી શકે એમ છે. દેવે જે વસ્તુઓનું સર્જન કર્યુ છે. એનું દર્શન કરીને દેવ વિષેની આ બાબતો લોકો સરળતાથી સમજી શકે છે. તેથી લોકો જે ખરાબ કાર્યો કરી રહ્યાં છે તેના પાપમાંથી છટકવા કોઈ પણ બહાનું ચાલશે નહિ. ૨૧આમ, દેવ વિષે સઘળું જાણ્યા પછી પણ તેઓએ દેવને મહિમા આપ્યો નહિ અને તેનો આભાર માન્યો નહિ. લોકોના વિચારોનું અધ:પતન થયું. તેમના મૂર્ખ મનમાં પાપરૂપી અંધકાર (પાપ) છવાઈ ગયો. ૨૨લોકોએ જ્ઞાની હોવાનો દાવો કર્યો. પરંતુ તેઓ તેમની જાતે મૂર્ખ બન્યા. ૨૩અવિનાશી દેવના મહિમાને બદલે, પૃથ્વી પરના માનવો જેવી મૂર્તિઓ બનાવીને લોકો તેની ભક્તિ કરવા લાગ્યા. પશુ, પક્ષી અને નાગો જેવી વસ્તુઓ દ્વારા લોકો દેવના મહિમાનો વેપાર કરવા લાગ્યા.

૨૪માત્ર અનિષ્ટ કાર્યો કરવાની ઈચ્છાને કારણે લોકોનું જીવન આમ પાપમય બની ગયું. તેથી દેવે તેઓનો ત્યાગ કર્યો અને તેઓને મન ફાવે તેમ પાપના માર્ગે ચાલવા દીધા. લોકોએ નૈતિક અપવિત્રતાના કાર્યોમાં રોકાઈને પાપ કર્યા અને તેઓના શરીરનું અપમાન કર્યુ. ૨૫દેવ વિષેના સત્યનો અનાદર કરીને એ લોકોએ અસત્યનો વેપાર ચલાવ્યો. જેણે દરેક વસ્તુઓનું સર્જન કર્યુ તે દેવની સેવા–ભક્તિ કરવાને બદલે એ લોકો દેવ સર્જિત ભૌતિક વસ્તુઓની ભક્તિ તથા ઉપાસના કરવા લાગ્યા. ખરેખર તો લોકોએ ઉત્પન્નકર્તાની સર્વકાળ સ્તુતિ કરવી. આમીન.

૨૬લોકોએ એવાં પાપી કાર્યો કર્યા તેથી, દેવે તેમને તરછોડી દીધા અને તેઓની ઈચ્છા મુજબ તેઓને શરમજનક મનોવિકારમાં રાખ્યા. પુરુષો સાથે સ્વાભાવિક રીતે લગ્ન સબંધ માણવાનું સ્ત્રીઓએ બંધ કર્યુ. તેને બદલે અન્ય સ્ત્રીઓ સાથે સ્ત્રીઓ અસ્વાભાવિક વ્યવહાર કરવા લાગી. ૨૭એ જ પ્રમાણે, સ્ત્રીઓ સાથે સ્વાભાવિક લગ્ન સંબંધ ભોગવવાને બદલે પુરુષો પણ એકબીજા સાથેની સજાતીય ઈચ્છાથી બળવા લાગ્યા. આમ પુરુષો એકબીજા સાથે શરમજનક વ્યવહાર કરવા લાગ્યા. તેથી આવા અયોગ્ય વ્યવહારને કારણે તેઓને પોતાની ભૂલનું યોગ્ય ફળ પોતાને શરીરે ભોગવવું પડ્યું.

૨૮દેવ વિશે સાચું જ્ઞાન મેળવવું એ જ મહત્વની બાબત છે એમ લોકો સમજી શક્યા નહિ. તેથી દેવે આવા લોકોનો ત્યાગ કર્યો અને તેઓને નક્કામા અને અવિચારી માર્ગે જવા દીધા. જે ન કરવું જોઈએ એવું લોકો કરતા આવ્યા છે. ૨૯સ્વાર્થ, ધિક્કાર, અનિષ્ટ એમ દરેક પ્રકારનાં પાપ વડે એ લોકોનું જીવન ભરપૂર જણાય છે. એકબીજા માટે ખરાબમાં ખરાબ વિચારો ધરાવતા આ લોકોમાં ઈર્ષ્યા, ખૂન, ઝઘડા, જૂઠાણું (છેતરપીંડી) વગેરે અનેક અનિષ્ટ પાપોએ પ્રવેશ કર્યો છે. ૩૦તેઓ એકબીજા વિષે નિંદા કર્યા કરે છે. તેઓ આ રીતે દેવને પણ ધિક્કારે છે. તેઓ ઉદ્ધત અને મિથ્યાભિમાની છે અને પોતાના વિષે બડાશો માર્યા કરે છે. અનિષ્ટ કરવાના નવા નવા માર્ગો તેઓ શોધી કાઢે છે. તેઓ પોતાના મા–બાપની આજ્ઞા પણ પાળતા નથી. ૩૧તેઓ મૂર્ખ છે, તેમનાં વચન પાળતા નથી, અને તેઓ બીજા લોકો પ્રત્યે દયા, મમતા, ભલાઈ દર્શાવતા નથી. ૩૨તેઓ સારી રીતે જાણે છે કે જે આવું કરે છે તે દેવના નિયમ મુજબ મૃત્યુને લાયક છે. તેમ છતાં પોતાની જાતે તેઓ આવા કાર્યો કરવાનું ચાલુ જ રાખે છે. એટલું જ નહિ પણ તેઓ જેમને આ રીતે વર્તતા જુએ છે તેઓને પણ ઉત્તેજન આપે છે.

### તમે યહૂદીઓ પણ પાપી છો

૨ જો તમે એમ માનતા હો કે તમે બીજા લોકોનો ન્યાય કરી શકો છો, તો એ તમારી ભૂલ છે. તમે પોતે પણ પાપથી અપરાધી થયેલા છો. તમે બીજા લોકોનો ન્યાય કરવાનો પ્રયત્ન કરો છો, પરંતુ તેઓની માફક તમે પણ ખરાબ કર્મો કરવામાં રચ્યાપચ્યા રહો છો. બીજા લોકોને અપરાધી સિદ્ધ કરવાની પ્રવૃતિ કરીને ખરેખર તો તમે પોતે અપરાધી ઠરો છો. ૨જે લોકો ખરાબ કર્મો કરે છે, તેમનો ન્યાય કરનાર તો દેવ છે અને આપણે જાણીએ છીએ તેમ દેવનો ન્યાય સાચો હોય છે. ૩જે લોકો ખોટાં કર્મો કરે છે તેમનો ન્યાય તમે કરો છો પરંતુ એવાં અનિષ્ટ કાર્યો તમે પોતે પણ કરો જ છો. તેથી આ વાત બરાબર ખાતરીપૂર્વક સમજી લેશો કે દેવ તમારો પણ ન્યાય કરશે. તમે એમાંથી છટકી શકવાના નથી. ૪દેવ તો હંમેશા તમારા પર ભલાઈ કરતો રહ્યો છે અને તમારા જીવનમાં પરિવર્તન આવે એની ધીરજપૂર્વક રાહ જોઈ રહ્યો છે. પરંતુ દેવની આ ભલાઈની તમને તો કંઈ પડી જ નથી. પસ્તાવો થાય એ માટે દેવની કૃપા હંમેશા તમારા પર વરસતી હોય છે. એ તમે કદાચ સમજતા જ નથી. ૫પરંતુ તમે લોકો કઠણ અને હઠાગ્રહી છો. જીવનમાં પરિવર્તન પામવાની વાતને તમે ઘસીને ના પાડી દો છો. આ રીતે, દેવ તમને જે શિક્ષા ફરમાવશે એમાં તમે વધુ ને વધુ ઉમેરો કરતા જાઓ છો.ન્યાયના દિવસે દેવ જ્યારે પોતાનો કોપ પ્રગટ

કરશે ત્યારે તમને યોગ્ય શિક્ષા (દંડ) મળશે; અને તે
દિવસે દેવના સાચા ન્યાયનો લોકોને અનુભવ થશે.
૬દરેક વ્યક્તિને તેનાં કાર્યો અનુસાર દેવ તેને યોગ્ય રીતે
શિક્ષા કરશે. ૭કેટલાક લોકો તો જાણે કે દેવના મહિમા
માટે જ જીવતા હોય છે. તેઓ પોતાની સારી પ્રતિષ્ઠાનું
જતન કરતાં અવિનાશી જીવન જીવી જાય છે. હંમેશા
તેઓ સતત સારાં કામો કરવા સારું પોતાનું જીવન જીવતા
હોય છે. દેવ એવા લોકોને અનંતજીવન આપશે. ૮પરંતુ
બીજા કેટલાએક લોકો સ્વાર્થી હોય છે અને સત્યનો
માર્ગ સ્વીકારવાનો ઈન્કાર કરી દે છે. અનિષ્ટને
અનુસરનારા લોકોને દેવનો કોપ અને શિક્ષા વહોરવી
પડશે. ૯સૌ પ્રથમ યહૂદીઓને અને પછી બિન-
યહૂદીઓને એમ જે કોઈ વ્યક્તિ ખરાબ કામો કરશે
તેને દેવ દુ:ખો અને યાતનાઓ આપશે. ૧૦પરંતુ સારાં
કામો કરનાર દરેક વ્યક્તિને દેવ મહિમા, માન અને
શાંતિ આપશે-ભલે પછી તે યહૂદી હોય કે બિન-યહૂદી.
૧૧કોઈ પણ જાતના ભેદભાવ વગર એક સમાન ધોરણે
દેવ સર્વનો ન્યાય કરે છે.

૧૨જે લોકો પાસે મૂસાનું નિયમશાસ્ત્ર* છે અને એવા
લોકો કે જેઓએ નિયમશાસ્ત્ર સાંભળ્યું નથી. તેઓ બધા
જ જ્યારે પાપ કરે છે ત્યારે એક સમાન કક્ષાએ આવી
જાય છે. જે લોકો પાસે નિયમશાસ્ત્ર નથી અને જે પાપીઓ
છે તેઓ નાશ પામશે. અને જે લોકો પાસે નિયમશાસ્ત્ર
છે અને તેઓ પાપી છે તેઓનો ન્યાય નિયમથી થશે.
૧૩આ નિયમશાસ્ત્ર માત્ર સાંભળી લેવાથી દેવની નજરે
ન્યાયી થવાશે નહિ. એ નિયમશાસ્ત્ર પ્રમાણે જે લોકો
આજ્ઞા પાળે છે તે દેવની સાથે નિયમ મુજબ ન્યાયી
ઠરશે. ૧૪ (બિનયહૂદી લોકો પાસે નિયમશાસ્ત્ર હોતુ નથી,
નિયમશાસ્ત્ર જાણ્યા વગર પણ પોતાની સ્વતંત્ર બુદ્ધિ
વડે નિયમ મુજબ તેઓ વર્તે છે. જો કે તેઓને નિયમ
મળ્યો નથી છતાં તેઓ તેમની જાત માટે નિયમરૂપ છે.
૧૫તેઓ તેમના હૃદયમાં તે બતાવે છે. નિયમની અપેક્ષા
મુજબ સાચું શું છે અને ખોટું શું છે તે તેઓના કામ
દેખાડી આપે છે. જ્યારે તેઓ ખોટું કરે છે ત્યારે તેમના
વિચારો તેમને કહે છે કે તેઓએ ખોટું કર્યુ છે, અને
તેઓ ગુનેગારની લાગણી અનુભવે છે. કેટલીક વાર તર્ક
બુદ્ધિથી એમને લાગે કે એમણે જે કંઈ કર્યુ છે તે યોગ્ય
છે ત્યારે તેઓ અપરાધ ભાવનાથી પીડાતા નથી.) ૧૬જે
દિવસે દેવ ન્યાય ચૂકવશે ત્યારે લોકોના હૃદયમાં
છુપાયેલી ગુપ્ત વાતો બહાર આવશે. હું જે સુવાર્તાનો
ઉપદેશ આપું છું તે કહે છે. દેવ, ખ્રિસ્ત ઈસુ દ્વારા
લોકોનો ન્યાય કરશે.

### યહૂદીઓ અને નિયમશાસ્ત્ર

૧૭પાઉલ યહૂદીઓને કહે છે: તમારા વિષે શું કહેવું,
શું માનવું? તમે તો યહૂદી હોવાનો દાવો કરો છો. નિયમના
આધારે તમે દેવની નજીક હોવાનું અભિમાન ધરાવો
છો. ૧૮દેવ તમારી પાસે કેવી અપેક્ષા રાખે છે તે તમે
સારી રીતે જાણો છો. જે બાબતો અગત્યની છે તે પણ
તમે જાણો જ છો કારણ કે નિયમશાસ્ત્રમાં તમે તેવું
શીખ્યા છો. ૧૯તમે માનો છો કે જે લોકો સાચો માર્ગ
જાણતા નથી, તેઓના માર્ગદર્શક તમે છો. જે લોકો
અંધકારમાં છે તેમના માટે પ્રકાશરૂપ તમે છો. ૨૦તમે
એમ ધારો છો કે મૂર્ખ માણસોને સાચો માર્ગ તમે બતાવી
શકશો જે લોકોને હજી પણ શીખવાની જરૂર છે તેમના
શિક્ષક તમે છો એમ તમે માનો છો. નિયમ શીખવાથી
તમે વિચારો છો કે તમે બધું જ જાણો છો અને સર્વ
સત્ય તમારી પાસે જ છે. ૨૧તમે બીજા લોકોને ઉપદેશ
આપો છો, તો પછી તમારી જાતને ઉપદેશ કેમ આપતા
નથી? તમે લોકોને કહો છો કે ચોરી ન કરવી, પરંતુ તમે
પોતે જ ચોરી કરો છો. ૨૨તમે લોકોને કહો છો કે
વ્યભિચારનું પાપ ન જ કરવું જોઈએ, પરંતુ તમે પોતે
એ પાપના અપરાધી છો. તમે મૂર્તિ-પૂજાને ધિક્કારો
છો, પરંતુ મંદિરોને લૂંટો છો. ૨૩દેવના નિયમશાસ્ત્રનું
જ્ઞાન હોવાની તમે બડાશો મારો છો પરંતુ નિયમશાસ્ત્રનું
ઉલ્લંઘન કરીને તમે દેવને શરમાવો છો. ૨૪શાસ્ત્રોમાં
લખેલું છે કે: "તમારા કારણે બિનયહૂદીઓમાં દેવના
નામની નિંદા થાય છે."

૨૫જો તમે નિયમનું પાલન કરતા હોય તો જ સુન્નત
કરાવી સાર્થક ગણાય. પરંતુ જો તમે નિયમશાસ્ત્રનું
ઉલ્લંઘન કરતા હશો તો તમે સુન્નત કરાવી જ નથી
એમ ગણાશે. ૨૬બિનયહૂદીઓ સુન્નત કરાવતા નથી.
છતાં નિયમો જે માંગે છે, તે પ્રમાણે કરતા હોય તો
તેમણે સુન્નત કરાવી છે એમ મનાશે. ૨૭યહૂદી લોકો
પાસે તો દેવનું લેખિત નિયમશાસ્ત્ર છે અને તમે તો
સુન્નત કરાવી છે. છતાં પણ તમે નિયમનો ભંગ કરતા
જ રહો છો. તેથી એવા લોકો કે જેમણે શારીરિક દૃષ્ટિએ
સુન્નત કરાવી નથી. છતાં દેવ-આજ્ઞાનું પાલન કરે છે,
તેઓનું જીવન એ બતાવે છે કે તમે લોકો અપરાધી છો.
૨૮સાચા યહૂદી હોવું એ માત્ર સાદી સરળ બાહ્ય
નિશાનીઓની બાબત નથી. અને સાચી સુન્નત તો
શારીરિક નિશાની કરતાં વધારે છે. ૨૯જે વ્યક્તિ પોતાના

**નિયમશાસ્ત્ર** મૂસાએ દેવના જે નીતિ નિયમો લોકોને સમજાવ્યા હતા તે.

અંત:કરણમાં યહૂદી હશે તે જ સાચો યહૂદી ગણાશે.
સાચી સુન્નત તો પવિત્ર આત્માથી કરાવાની હોય છે,
લેખિત નિયમ વડે થતી સુન્નત સાચી નથી. અને જ્યારે
આત્મા દ્વારા કોઈ વ્યક્તિના હૃદયની સુન્નત થાય છે,
ત્યારે લોકો તેની પ્રશંસા કરતા નથી પરંતુ દેવ તરફથી
તેમની પ્રશંસા પ્રાપ્ત થાય છે.

૩ તો શું યહૂદીઓ પાસે એવું કંઈ વિશિષ્ટ છે કે જે
અન્ય લોકો પાસે નથી? સુન્નત શું કોઈ વિશિષ્ટ
લાભ આપે છે? ૨હા, યહૂદીઓને અનેક વિશિષ્ટ લાભો
છે. સૌથી અગત્યની વાત એ છે કે: બીજા લોકોને બદલે
દેવે યહૂદીઓમાં વિશ્વાસ મૂક્યો અને તેઓને ઉપદેશ
આપ્યો. ૩જો કે એ સાચું છે કે કેટલાએક યહૂદીઓ
દેવને વિશ્વાસુ ન રહ્યા. પરંતુ શું એ કારણે દેવે જે
વચન આપ્યા છે તે એ પૂર્ણ નહિ કરે? ૪ના! જગતના
બધા જ લોકો ભલે જૂઠા સાબિત થાય. તો પણ દેવ તો
સાચો જ ઠરે. શાસ્રોમાં કહ્યું છે તેમ:

"તારા વચનો સત્ય સાબિત થશે, અને તારા
ન્યાયમાં તું હંમેશા વિજયવંત થઈશ."

*ગીતશાસ્ર ૫૧:૪*

૫જ્યારે આપણે ખોટું કરીએ છીએ ત્યારે, તે સ્પષ્ટતાથી
દર્શાવે છે કે દેવ સાચો છે. જો આ બાબત હોય તો પછી
આપણે કહી શકીએ કે આપણને શિક્ષા કરવી તે દેવ
માટે અયોગ્ય છે? (હું માણસોની રૂઢિ પ્રમાણે બોલું છું.)
૬ના! જો દેવ આપણને શિક્ષા ન કરે તો, પછી તે દુનિયાનો
ન્યાય કરી શકશે નહિ.

૭કોઈ વ્યક્તિ આવી દલીલ કરી શકે? "જો હું જૂઠું
બોલું, તો તેનાથી દેવની કીર્તિ વધશે, કેમકે મારું અસત્ય
દેવના સત્યને પ્રગટ કરશે. તો પછી શા માટે મને પાપી
ઠરવો છો?" ૮કેટલાએક લોકો એવો દાવો કરે છે કે આમ
કહેવું એ એમ કહેવા બરાબર છે કે, "આપણે અનિષ્ટ
કરવું જોઈએ જેથી સારું થાય." આગમન થાય તે રીતે
ખોટા દાવાઓ કરીને લોકો અમારા પર આરોપ મૂકે છે,
કે અમે એ રીતે ઉપદેશ આપીએ છીએ કે જે લોકો ખોટા
દાવા કરે છે તે ખોટા છે ને દેવે તેમને શિક્ષા કરવી
જોઈએ.

### સઘળાએ પાપ કર્યું છે

૯તો શું આપણે યહૂદીઓ બીજા લોકો કરતાં વધારે
સારા છીએ? ના! અમે તો માત્ર હમણા જ આક્ષેપ કર્યો
કે બધા જ લોકો યહૂદીઓ–બિનયહૂદીઓ સૌ પાપની
સત્તા હેઠળ છે. ૧૦શાસ્રોમાં કહ્યું છે તેમ: "પાપ કર્યું ના
હોય એવી કોઈ વ્યક્તિ નથી,

એક પણ નથી! શાસ્રમાં લખ્યાં પ્રમાણે કોઈ ન્યાયી
નથી."
૧૧ એવું કોઈ નથી જે સમજે. એવું કોઈ નથી જે
ખરેખર દેવ સાથે રહેવા ઈચ્છતું હોય.
૧૨ સૌ લોકો દેવથી દૂર ભટકી ગયા છે, અને એ
બધાએ પોતાની યોગ્યતા ગુમાવી છે. કોઈ પણ
વ્યક્તિ સત્કર્મ આચરતી જણાતી નથી. એક પણ
નહિ!"

*ગીતશાસ્ર ૧૪:૧–૩*

૧૩ "લોકોનું મોં ખુલ્લી કબરો જેવું છે; તેઓની જીભો
જૂઠું બોલી રહી છે."

*ગીતશાસ્ર ૫:૯*

"ઝેર ઓકતા સર્પોની જેમ તેઓ કડવી વાણી
બોલતા ફરે છે;"

*ગીતશાસ્ર ૧૪૦:૩*

૧૪ "તેઓનું મોં કડવાશ અને શાપથી ભરેલું છે."

*ગીતશાસ્ર ૧૦:૭*

૧૫ "બીજા લોકોને ઈજા કરવા અને મારી નાખવા
લોકો હંમેશા તત્પર હોય છે;
૧૬ તેઓ જ્યાં જ્યાં જાય છે ત્યાં વિનાશ નોતરે છે
અને દુ:ખો ફેલાવે છે.
૧૭ લોકોને શાંતિનો માર્ગ સૂઝતો જ નથી."

*યશાયા ૫૯:૭–૮*

૧૮ "તેઓને દેવ પ્રત્યે આદર કે ડર નથી."

*ગીતશાસ્ર ૩૬:૧*

૧૯આપણે જાણીએ છીએ કે નિયમશાસ્ર જે કહે છે
તે બાબતો એવા માણસોને સંબોધીને કહેવામાં આવી
છે કે જેઓ નિયમ હેઠળ છે. આ બાબત તેમને કોઈ
પણ બહાના કાઢતા અટકાવે છે. તેથી આખું વિશ્વ દેવના
ચુકાદા સામે ઉઘાડું પડી જશે. ૨૦શા માટે? કારણ કે
નિયમશાસ્ર જે ઈચ્છે છે તેના પાલન વડે કોઈ પણ
વ્યક્તિ દેવ આગળ ન્યાયી ઠરી શકે નહિ કારણ
નિયમશાસ્ર આપણને માત્ર આપણા પાપોથી સભાન
કરે છે.

### કઈ રીતે દેવ લોકોને ઉદ્ધાર યોગ્ય બનાવે છે

૨૧નિયમશાસ્ર વિના લોકોને સાચા બનાવવા માટે
હવે દેવ પાસે એક નવો માર્ગ છે. અને એ નવો માર્ગ
દેવે આપણને બતાવ્યો છે. જૂના કરારે અને પ્રબોધકોએ
આપણને આ નવા માર્ગ વિષે અગાઉ કહેલું જ છે.
૨૨ઈસુ ખ્રિસ્તમાં જે લોકો વિશ્વાસ રાખશે તેમના ઉદ્ધાર
માટે દેવ તેમને ન્યાયી બનાવશે. જે લોકો ખ્રિસ્તમાં
વિશ્વાસુ છે, એવા સૌ લોકોનો ઉદ્ધાર દેવ કરશે.
૨૩સઘળાએ પાપ કર્યુ છે તેથી દેવના મહિમા વિષે સઘળા
અધૂરા છે. ૨૪દેવની કૃપાથી લોકોને દેવ સાથે ન્યાયી
બનાવાય છે. અને તે વિનામૂલ્ય ભેટ છે. ઈસુ ખ્રિસ્ત
જે આપણને પાપમાંથી મુક્ત કરે છે તેના દ્વારા આ
પરિપૂર્ણ થાય છે. ૨૫દેવે ઈસુને એવા માર્ગ તરીકે આપ્યો
જેનાથી વિશ્વાસ દ્વારા લોકોના પાપોને માફી મળી છે.
દેવ ઈસુના રક્ત દ્વારા માફ કરે છે. આના દ્વારા દેવે
દર્શાવ્યું કે તે ન્યાયી હતો. જ્યારે ભૂતકાળમાં થયેલા
લોકોનાં પાપોને તેની સહનશીલતાને લીધે તેણે દરગુજર
કર્યા. ૨૬અને હવે આપણી વચ્ચે ઈસુને મોકલીને દેવ
એ બતાવવા માગે છે કે દેવ જે કરે છે તે સત્ય છે. દેવે
આમ કર્યુ જેથી તે ન્યાયોચિત ન્યાય આપતી વખતે
ઈસુમાં જેને વિશ્વાસ છે તેને તે જ સમયે ન્યાયી ઠરાવશે.
૨૭તો પછી પોતાના માટે વડાઈ કરવાનું ક્યાં રહ્યું?
તેનું સ્થાન નથી. નિયમશાસ્ર જે કામની અપેક્ષા રાખે
છે તેને અનુસરવાથી નહિ પણ વિશ્વાસના માર્ગ કે
જેમાં વડાઈનો સમાવેશ થયેલ નથી. ૨૮તો એવું કેમ
હશે? કારણ કે આપણે માનીએ છીએ કે નિયમ મુજબ
મનુષ્યો જે કંઈ કરે છે તેને લીધે નહિ, પરંતુ દેવમાં
વિશ્વાસ દ્વારા જ દેવ આપણને ઉદ્ધારને યોગ્ય બનાવે
છે. લોકો નિયમશાસ્રની કરણીઓથી નહિ પણ
વિશ્વાસથી ન્યાયી ઠરે છે. ૨૯દેવ માત્ર યહૂદીઓનો જ
દેવ નથી, બિન-યહૂદીઓનો પણ તે દેવ છે. ૩૦દેવ
માત્ર એક જ છે અને તે યહૂદીઓને તેમજ
બિનયહૂદીઓને એમના વિશ્વાસના આધારે ન્યાયી
ઠરાવશે. ૩૧તેથી આપણે વિશ્વાસના માર્ગને
અનુસરવાથી, નિયમશાસ્રથી દૂર રહીને કાર્ય કરતા નથી.
ના! તેને બદલે અમે તો નિયમશાસ્રને તેનું યોગ્ય સ્થાન
આપીએ છીએ.

### ઈબ્રાહિમનું દૃષ્ટાંત

૪ તો આપણા લોકોના પૂર્વજ ઈબ્રાહિમ વિષે આપણે
શું કહી શકીએ છીએ? વિશ્વાસ વિષે તેઓ શું
શીખ્યા? ૨જે કામો ઈબ્રાહિમે કર્યાં એનાથી જ દેવે તેને
ન્યાયી ઠરાવ્યો હોત તો તેને બડાશ મારવાનું બહાનું
મળી જાત. પરંતુ ઈબ્રાહિમ દેવ આગળ બડાશ મારી
શક્યો નહિ. ૩ધર્મશાસ્ર કહે છે: "ઈબ્રાહિમ દેવમાં માનતો
હતો. અને દેવે તેના વિશ્વાસનો સ્વીકાર કર્યો. તે વિશ્વાસે
ઈબ્રાહિમને દેવ સાથે ન્યાયી ઠરાવ્યો."* ૪જ્યારે કોઈ
વ્યક્તિ કામ કરે છે, ત્યારે એને આપવામાં આવતો પગાર
બક્ષિસ તરીકે અપાતો નથી. તે જે પગાર મળે છે તે
તેનાં કામની કમાણી છે. ૫પરંતુ મનુષ્ય એવું કોઈ પણ
કામ કરી શકતો નથી કે જે તેને દેવ સાથે ન્યાયી ઠરાવી
શકે. તેથી તે માણસે દેવમાં વિશ્વાસ રાખવો જજોઈએ
પછી જ દેવ તે વ્યકિતના વિશ્વાસનો સ્વીકાર કરે છે
અને તે વિશ્વાસ તેને દેવ સાથે ન્યાયી ઠરાવે છે. દેવ
એક છે જે અધર્મીને પણ ન્યાયી બનાવે છે. ૬દાઉદે આ
જ વાત કહી છે. દાઉદે કહ્યું છે કે કોઈ વ્યક્તિએ કેવાં
કેવાં કામો કર્યાં છે એ જોયા વગર દેવ જ્યારે તેને એક
સારા માણસ તરીકે સ્વીકારી લે છે. તેને ધન્ય છે.

૭ "જ્યારે લોકોના અપરાધો માફ કરાય છે, અને
જેઓનાં પાપો ઢંકાઈ જાય છે, તેઓને ધન્ય છે!
૮ અને જ્યારે પ્રભુ કોઈ વ્યક્તિને લેખે પાપ નહિ
ગણીને સ્વીકારી લે છે ત્યારે, તે માણસને ધન્ય
છે!"

*ગીતશાસ્ર ૩૨:૧-૨*

૯તો શું જે યહૂદીઓએ સુન્નત કરાવી છે તેઓને જ
આ આનંદની અનુભૂતિ થાય છે? કે પછી, જેમણે સુન્નત
કરાવી નથી એમને પણ એવો આનંદ પ્રાપ્ત થશે? એટલા
માટે મેં અગાઉથી કહ્યું છે કે દેવે ઈબ્રાહિમના વિશ્વાસને
સ્વીકાર્યો અને તે વિશ્વાસે જ તેને દેવ પ્રાપ્તિ માટે
ન્યાયી ઠરાવ્યો. ૧૦તો આ કેવી રીતે થયું? ઈબ્રાહિમે
તેની સુન્નત કરાવી તે પહેલાં કે ત્યાર પછી દેવે તેનો
સ્વીકાર કર્યો? તેની સુન્નત પહેલાં જ દેવે તેને સ્વીકારી
લીધો હતો. ૧૧ઈબ્રાહિમ જ્યારે સુન્નત વગરનો હતો
ત્યારે તે વિશ્વાસના માર્ગે દેવ સાથે ન્યાયી થયો હતો.
તે સાબિત કરવા માટે પાછળથી તેણે સુન્નત કરાવી.
આ રીતે ઈબ્રાહિમ જે બધા લોકોએ સુન્નત નથી કરાવી
તેનો પૂર્વજ છે તેથી દેવે આ લોકોને દેવ સાથે ન્યાયી
હોવાની માન્યતા આપી છે. ૧૨જે લોકોની સુન્નત કરવામાં
આવી છે તેમનો પૂર્વજ પણ ઈબ્રાહિમ જ છે. માત્ર
તેઓની સુન્નતને કારણે ઈબ્રાહિમને પિતાનું સ્થાન મળ્યું
નથી. આપણા પૂર્વજ ઈબ્રાહિમ સુન્નત પહેલા જે

---

**ઈબ્રાહિમ … ન્યાયી ઠરાવ્યો"** ઉત. ૧૫:૬.

વિશ્વાસ ધરાવતો હતો, એવું વિશ્વાસભર્યું જીવન જો તેઓ જીવે તો જ ઈબ્રાહિમ તેમનો પિતા ગણાય.

### વિશ્વાસથી દેવનું વચન (કૃપા) પ્રાપ્ત થાય છે

[13]ઈબ્રાહિમ અને તેના વંશજોને નિયમના પાલનથી નહિ પણ વિશ્વાસથી દેવ સાથે ન્યાયી ઠરાવ્યા હતા. તેથી દેવનું વચન મળ્યું કે આખી દુનિયાની સમૃધ્ધિ અને સુખ તેને વારસામાં મળે. [14]દેવના વચન પ્રમાણે ધર્મશાસ્રને અનુસરવાથી જ જો લોકોને બધું વારસામાં મળી જતું હોય, તો પછી વિશ્વાસનું કોઈ મૂલ્ય નથી. અને એ રીતે ઈબ્રાહિમને મળેલું વચન પણ નિરર્થક છે. [15]શા માટે? કેમ કે નિયમનું લક્ષણ એ છે કે જ્યારે તેનું પાલન કરવામાં આવતું નથી, ત્યારે દેવનો કોપ ઉતરે છે. પરંતુ જો નિયમનું અસ્તિત્વ જ ન હોય તો, તેનું ઉલ્લંઘન કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થતો જ નથી.

[16]આમ લોકો દેવનું વચન વિશ્વાસ દ્વારા મેળવે છે. દેવે વિશ્વાસનો માર્ગ સૂચવ્યો છે, તેથી તે સઘળાંને વિનામૂલ્યે ભેટ તરીકે આપી શકાય. તેથી ઈબ્રાહિમના બધા વંશજોને દેવનું વચન વિનામૂલ્ય ભેટ છે. તે એમ નથી કે દેવની કૃપા માત્ર નિયમ પ્રમાણે જીવનારા માટે જ છે. કોઈ પણ માણસ કે જે ઈબ્રાહિમના જેમ વિશ્વાસથી જીવે છે તેને પણ વચન મળી શકે છે. ઈબ્રાહિમ આપણા સૌનો પૂર્વજ છે. [17]શાસ્રોમાં લખેલું છે એ પ્રમાણે; "મેં તને (ઈબ્રાહિમ) અનેક પ્રજાઓનો પિતા બનાવ્યો છે."* દેવની સાક્ષીએ આ વાત સત્ય છે. ઈબ્રાહિમે દેવ પર વિશ્વાસ કર્યો તે દેવ કે જે મૂએલાઓને સજીવન કરે છે, અને જે વસ્તુઓ કે ઘટનાઓ હજી સુધી બની નથી તેને પ્રગટ કરનાર છે.

[18]ઈબ્રાહિમને ત્યાં બાળકો થાય એવી કોઈ આશા ન હતી. પરંતુ ઈબ્રાહિમને દેવમાં વિશ્વાસ હતો, અને આશા સેવવાનું તેણે ચાલુ રાખ્યું. તેથી જ તો ઘણી પ્રજાઓનો તે પૂર્વજ થયો. દેવે તેને કહ્યું હતું, "તને ઘણાં વંશજો મળશે."* [19]ઈબ્રાહિમ જ્યારે લગભગ સો વર્ષનો થયો, ત્યારે તે બાળકોના પિતા બનવાની ઉંમર વિતાવી ચૂક્યો હતો. વળી, તેણે આ જાણ્યું કે સારા (તેની પત્ની) ને બાળકો થાય એવી કોઈ શક્યતા ન હતી. તે પોતાના દઢ વિશ્વાસમાંથી જરા પણ ડગ્યો નહિ. [20]દેવનું વચન ધ્યાનમાં રાખીને તેણે અવિશ્વાસથી સંદેહ આણ્યો નહિ પણ દેવનો મહિમા કર્યો અને ધીમે ધીમે તેનો વિશ્વાસ દઢ બનતો ગયો. તેણે હંમેશા દેવની સ્તુતિ કરી. [21]ઈબ્રાહિમને મનમાં ખાતરી હતી જ કે દેવે જે વચન આપ્યું છે તે પરિપૂર્ણ કરવા દેવ સંપૂર્ણપણે સમર્થ છે. [22]તો આમ, "દેવે ઈબ્રાહિમના વિશ્વાસનો સ્વીકાર કર્યો અને એ વિશ્વાસે જ ઈબ્રાહિમને દેવ સાથે ન્યાયી બનાવ્યો."* [23]"તેને ન્યાયી ગણવામાં આવ્યો." એ શબ્દો માત્ર ઈબ્રાહિમ માટે જ લખવામાં આવ્યા ન હતા. [24]પણ આપણા પ્રભુ ઈસુને મરણમાંથી સજીવન કરનાર દેવ પર જેઓ વિશ્વાસ કરે છે તેઓને માટે પણ એ જ શબ્દો લખેલા છે. અને આપણે તે દેવમાં વિશ્વાસ કરીએ છીએ. [25]આપણા પાપોને લીધે ઈસુને મરણને સ્વાધીન કરવામાં આવ્યો, અને આપણે દેવની સાથે ન્યાયી થઈએ તે માટે તેને મૃત્યુમાંથી ઊઠાડવામાં આવ્યો.

### દેવ સાથે ન્યાયી

૫ આપણા વિશ્વાસને કારણે આપણે દેવ સાથે ન્યાયી થયા છીએ. તેથી, આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત દ્વારા દેવ સાથે આપણો સુલેહ-શાંતિનો સંબંધ સ્થાપિત થયો છે. [2]હાલમાં આપણે જે આનંદ અનુભવીએ છીએ તે કૃપામાં વિશ્વાસ દ્વારા ઈસુએ આપણને આપ્યો છે. આપણે દેવના મહિમામાં ભાગીદાર થઈશું તે આશા માટે આપણને ગર્વ છે. [3]આ બાબતમાં જે કંઈ વિપત્તિઓ છે તેનો આપણે સ્વીકાર કરેલો જ છે. આપણે આ વિપત્તિઓને આનંદપૂર્વક શા માટે સ્વીકારીએ છીએ? કારણ કે આપણે જાણીએ છીએ કે આ વિપત્તિઓ, જ આપણને વધારે ધીરજવાન બનાવે છે. [4]આપણી ધીરજ, એ આપણી દઢ મક્કમતાની સાબિતી છે. આ સાબિતી આપણને આશા આપે છે. [5]આ આશા આપણને કદી પણ નિરાશ નહિ કરે-એ કદી પણ નિષ્ફળ નહિ જાય. એમ શા કારણે? કેમ કે દેવે આપણા હૃદયમાં તેનો પ્રેમ વહેવડાવ્યો છે. 'પવિત્ર આત્મા' દ્વારા દેવે આપણને આ પ્રેમ અર્પણ કર્યો છે. દેવ તરફથી ભેટરૂપે એ 'પવિત્ર આત્મા' આપણને પ્રાપ્ત થયો છે.

[6]ખ્રિસ્તના રક્તથી આપણે દેવ સાથે ન્યાયી થયા છીએ. આપણે જ્યારે ખૂબ નિર્બળ હતા ત્યારે આપણા માટે ખ્રિસ્ત મૃત્યુ પામ્યો. આપણે દેવથી વિમુખ જીવન જીવી રહ્યા હતા, ત્યારે યોગ્ય સમયે ખ્રિસ્ત આપણા વતી મૃત્યુ પામ્યો. [7]બીજો કોઈ માણસ ગમે એટલો સારો હોય તો પણ એનું જીવન બચાવી લેવા કોઈ મરી જાય એવી વ્યક્તિ ભાગ્યે જ જોવા મળે. કોઈ માણસ બહુજ સારો હોય તો તેના માટે બીજો કોઈ માણસ

**મેં તને ... બનાવ્યો છે"** ઉત. ૧૭:૫.

**તને ઘણા વંશજો મળશે"** ઉત. ૧૫:૫.

**દેવે ઈબ્રાહિમ ... ન્યાયી બનાવ્યો"** ઉત.૧૫:૬.

કદાચ મરવા તૈયાર થઈ જાય. ૮પરંતુ આપણે જ્યારે
પાપી હતા, ત્યારે આપણા વતી ખ્રિસ્ત મરણ પામ્યો.
દેવ આપણા પર પુષ્કળ પ્રેમ કરે છે, એ વાત દેવે આ
રીતે દર્શાવી.

૯ખ્રિસ્તના રક્ત (મરણ) દ્વારા આપણે દેવ સાથે ન્યાયી
થયા. આમ ખ્રિસ્ત દ્વારા જ દેવના કોપથી આપણે ચોક્કસ
બચી જઈશું. ૧૦હું એમ કહેવા માંગુ છું કે જ્યારે આપણે
દેવથી વિમુખ હતા, ત્યારે દેવે પોતાના દીકરાના મૃત્યુ
દ્વારા આપણને મિત્રતા બક્ષી. જ્યારે હવે આપણે દેવના
મિત્રો છીએ ત્યારે તે આપણને સૌને તેના દીકરાના
જીવન દ્વારા બચાવશે. ૧૧હાલમાં આપણે જે આનંદ
અનુભવીએ છીએ તે કૃપામાં વિશ્વાસ દ્વારા ઈસુએ
આપણને આપ્યો છે. આપણે દેવના મહિમામાં ભાગીદાર
થઈશું તે આશા માટે આપણને આનંદ છે.

### આદમ અને ખ્રિસ્ત

૧૨એક માણસના (આદમ) લીધે આ જગતમાં પાપ
પેઠું. પાપ દ્વારા મૃત્યુ પણ આવ્યું. આ જ કારણે સૌ
લોકોને મરવું જ પડશે-કેમકે સઘળાએ પાપ કર્યું છે.
૧૩મૂસાના નિયમશાસ્ત્ર અગાઉ આ દુનિયામાં પાપનું
અસ્તિત્વ હતું. પરંતુ જ્યાં સુધી કોઈ નિયમશાસ્ત્ર જ ન
હોય ત્યાં સુધી દેવ લોકોને પાપના અપરાધી ગણતો
નથી. ૧૪પરંતુ આદમથી મૂસા સુધીના સમયગાળા
દરમિયાન સૌ લોકો મૃત્યુ પામ્યા હતા. દેવના આદેશનું
ઉલ્લંઘન કરવાના પાપને કારણે આદમ મૃત્યુ પામ્યો
હતો. પરંતુ જે લોકોએ આદમની જેમ પાપ કર્યા ન
હતાં તેમને પણ મરવું પડ્યું.

આદમ ભવિષ્યમાં આવનાર ખ્રિસ્તની
પ્રતિચ્છાયારૂપ હતો. ૧૫એક માણસના પાપના કારણે
ઘણા લોકો મૃત્યુ પામ્યા. પરંતુ દેવે લોકો પર જે કૃપા
કરી તે ઘણી વધારે હતી. પરંતુ ઘણા લોકોને જીવનદાન
મળ્યું. જે એક માણસ એટલે ઈસુ ખ્રિસ્તની કૃપાથી
ઘણાના ઉપર દેવની કૃપા તથા દાન થયાં છે, જેથી જેવું
પાપ છે તેવું કૃપાદાન છે એમ નથી. ૧૬આદમે એક પાપ
કર્યુ કે તરત જ તેને અપરાધી ઠરાવવામાં આવ્યો. પરંતુ
દેવની બક્ષિસની વાત તો કાંઈ જુદી જ છે. અનેક પાપો
થયાં પછી દેવની બક્ષિસ મળી. એ બક્ષિસ તો એવી છે
કે જે લોકોને દેવ સાથે ન્યાયી બનાવે છે. ૧૭એક માણસનાં
પાપથી મરણે સઘળાં પર રાજ કર્યું, પણ હાલ કેટલાએક
લોકો દેવની પૂર્ણ કૃપા મેળવે છે, અને દેવ સાથે ન્યાયી
થવાની ભેટ મેળવે છે. હજુ પણ આ લોકો ઈસુ ખ્રિસ્ત
દ્વારા ખૂબ ખાતરીપૂર્વક ખરુ જીવન મેળવશે.

૧૮આમ આદમનું એક જ પાપ સર્વ માણસો માટે
મૃત્યુદંડ લાવ્યું. પરંતુ એ જ રીતે ખ્રિસ્તે એક જ ન્યાયી
કૃત્યને કારણે બધા લોકોને દેવ સાથે ન્યાયી ઠેરવ્યા.
૧૯એક માણસે દેવના આદેશનું ઉલ્લંઘન કર્યુ અને તેના
પરિણામે અનેક લોકો પાપમાં પડ્યા. પરંતુ એ જ રીતે
એક માનવે દેવનો આદેશ પવિત્ર અને ધાર્મિક રીતે
પાળી બતાવ્યો. અને તેના પરિણામે અનેક લોકો દેવ
સાથે ન્યાયી બનશે. ૨૦લોકો વધારે પાપ કરે તે માટે
નિયમશાસ્ત્ર દાખલ કરવામાં આવ્યો હતો. પરંતુ જેમ
જેમ લોકો વધુ ને વધુ પાપ કરતા ગયા, તેમ તેમ દેવ
વધુ ને વધુ કૃપા કરવા લાગ્યો. ૨૧પાપ શસ્ત્ર તરીકે મૃત્યુનો
ઉપયોગ કરતું હતું. દેવે લોકો પર પુષ્કળ દયા કરી તેથી
દેવની કૃપાનું શાસન થશે અને પ્રભુ ઈસુ ખ્રિસ્ત દ્વારા
લોકો ન્યાયી ઠરશે. આમ આપણા પ્રભુ ઈસુ દ્વારા
અનંતકાળનું જીવન મળશે.

### પાપમાં મૂએલા પણ ખ્રિસ્તમાં જીવંત

૬ તો તમે શું એમ માનો છો કે આપણે પાપ કરવાનું
ચાલુ રાખવું જોઈએ, જેથી દેવની વધુ ને વધુ
કૃપા (દયા) આપણા પર ઉતરે? ૨ખરેખર, ના! આપણે
આપણા પાપમય જીવન માટે મૃત્યુ પામ્યા છીએ. તો
પછી પાપી જીવન જીવવાનું આપણે કેવી રીતે ચાલુ
રાખી શકીએ? ૩જ્યારે આપણે બાપ્તિસ્મા પામ્યા હતા
ત્યારે આપણે સૌ ખ્રિસ્ત ઈસુ સાથે એક રૂપ થયા હતા,
એ તમે શું ભૂલી ગયા છો? આપણા બાપ્તિસ્માથી આપણે
તેના મૃત્યુ સાથે ભાગીદાર બન્યા હતા. ૪કારણ કે જ્યારે
આપણું બાપ્તિસ્મા થયું ત્યારે આપણે પણ તેની સાથે
મરણમાં દટાયા અને તેના મૃત્યુમાં ભાગીદાર થયા. આ
રીતે બાપના મહિમાથી જેમ ખ્રિસ્ત મૃત્યુમાંથી ઊભો
થયો તેમ આપણે પણ ઊભા થઈ શકીશું અને નવું
જીવન જીવીશું.

૫ખ્રિસ્ત મૃત્યુ પામ્યો, અને આપણે પણ આપણા
મૃત્યુથી ખ્રિસ્ત સાથે જોડાયા છીએ. તેથી, જેમ ખ્રિસ્ત
મૃત્યુમાંથી ફરી પુનરુત્થાન પામ્યો તેમ આપણે પણ
મૃત્યુમાંથી ફરી પુનરુત્થાન પામીને તેની સાથે જીવનમાં
એકરૂપ થઈશું. ૬આપણે જાણીએ છીએ કે વધસ્તંભ
પર ખ્રિસ્તના મૃત્યુની સાથે જ આપણા જૂનાં
માણસપણાનો અંત આવ્યો હતો. આપણા પાપમય
ભૂતકાળની કોઈ અસર નવા જીવન પર ન પડે, અને
(વળી પાછા) આપણે પાપના ગુલામ ન બનીએ માટે
આમ થયું. ૭જે કોઈ વ્યકિત મૃત્યુ પામે છે તો તેને
મૃત્યુની સત્તામાંથી મુક્ત કરવામાં આવે છે.

૮આપણે ખ્રિસ્તની સાથે મૃત્યુ પામ્યા તેથી આપણે માનીએ છીએ કે આપણે તેની સાથે નવુ જીવન પામીશું. ૯મૃત્યુમાંથી ખ્રિસ્તને પુનર્જીવિત કરવામાં આવ્યો હતો. આપણે જાણીએ છીએ કે તે હવે ફરીથી કદી મૃત્યુ પામી શકશે નહિ. હવે તેના પર મૃત્યુની કોઈ સત્તા નથી. ૧૦હા, જ્યારે ખ્રિસ્ત મૃત્યુ પામ્યો ત્યારે તે જ સમયે મૃત્યુની સત્તાને પરાસ્ત કરવા મર્યો હતો–તે સદાને માટે પૂરતું હતું. હવે તે જીવે છે, એટલે દેવના સંબંધમાં તે જીવે છે. ૧૧એ જ પ્રમાણે, તમારી ઉપર પણ પાપની સત્તાનો હવે અંત આવ્યો છે. અને ખ્રિસ્ત ઈસુ દ્વારા દેવ–પ્રાપ્તિ સારું તમે હવે જીવંત છો, એવું તમારી જાત વિષે તમે વિચારો.

૧૨તમારા મર્ત્ય શરીરમાં પાપને રાજ કરવા ન દો અને તમારી પાપની દુર્વાસનાને આધીન થશો નહિ. તમારું પાપયુક્ત શરીર જો તમને પાપકર્મ કરવા પ્રેરતું હોય તો તમારે એનાથી ગેરમાર્ગે દોરવાઈ જવું નહિ. ૧૩પાપકર્મમાં તમારા શરીરનાં અવયવોને સમર્પિત ન કરો. અનિષ્ટ કાર્યો કરવાના સાધન તરીકે તમે તમારાં શરીરોનો ઉપયોગ ન કરો. પરંતુ તમારે પોતે દેવને સમર્પિત થઈ જવું જોઈએ. જે લોકો મરણ પામીને પણ હવે ફરીથી સજીવન થયા છે એવા તમે થાવ. તમારાં શરીરનાં અવયવો દેવને સમર્પિત કરો જેથી શુભ કાર્યો માટે એનો ઉપયોગ થાય. ૧૪હવે 'પાપ' તમારો 'માલિક' થઈ શકશે નહિ. શા માટે? કેમ કે તમે નિયમશાસ્ત્રના બંધનમાં નથી. હવે તમે દેવની કૃપા હેઠળ જીવી રહ્યા છો.

### ન્યાયીપણાના દાસ

૧૫તો આપણે શું કરવું જોઈએ? આપણે પાપ કરવાનું ચાલું રાખવું જોઈએ? કેમકે આપણને નિયમનું બંધન નથી, પણ આપણે કૃપાને આધીન છીએ? ના! ૧૬સાચે જ તમે જાણો છો કે જ્યારે તમે કોઈની આજ્ઞા પાળવા તૈયાર થઈ જાઓ છો, ત્યારે તમે તે વ્યક્તિના ખરેખર દાસ બની જાવ છો. જે વ્યક્તિની આજ્ઞા તમે માનો છો તેના તમે દાસ છો. ગમે તો પાપને અનુસરો અથવા દેવની આજ્ઞા માથે ચડાવો. પાપ તો આધ્યાત્મિક મૃત્યુને નોંતરે છે. પરંતુ જે દેવની આજ્ઞા પાળે છે તે દેવની સાથે ન્યાયી ઠરે છે. ૧૭ભૂતકાળમાં તમે પાપના દાસ હતા–તમારા પર પાપનું શાસન ચાલતું હતું, પરંતુ દેવનો આભાર કે તમને જે (નૈતિક–ધાર્મિક સંસ્કારો) શીખવવામાં આવ્યા તેને તમે પૂર્ણ અંત:કરણથી સ્વીકાર્યા. ૧૮પાપમાંથી તમને મુક્ત કરવામાં આવ્યા છે, અને હવે તમે ન્યાયપણાના દાસ છો. ૧૯જે દષ્ટાંત લોકો જાણે છે તે દષ્ટાંત આપીને હું તમને આ સમજાવવા પ્રયત્ન કરીશ કારણ કે એ બધું સમજવું તમારા માટે કઠિન છે. તેથી હું આ રીતે સમજાવું છું. ભૂતકાળમાં તમે અશુદ્ધતા અને અનિષ્ટની સેવામાં તમારા શરીરનાં અવયવો અર્પણ કર્યા હતા. તમે દુષ્ટતામાં જ જીવતા હતા. તમે હવે તમારાં અવયવોને પવિત્રતાને અર્થે ન્યાયીપણાના દાસ તરીકે સુપ્રત કરો અને પછી તમે ફક્ત દેવ માટે જ જીવવા શક્તિમાન થશો. ૨૦ભૂતકાળમાં તમે પાપના દાસ હતા, અને તમે ન્યાયીપણાના અંકુશથી સ્વતંત્ર હતા. ૨૧તમે જે અનિષ્ટ કાર્યો કર્યા હતાં, એ માટે હવે તમે શરમ અનુભવો છો. શું એ અનિષ્ટ કાર્યો તમને કોઈ લાભદાયી હતાં ખરાં? ના. એવાં કાર્યો તો માત્ર આધ્યાત્મિક મૃત્યુ જ લાવી શકે છે. ૨૨પરંતુ હવે તમે પાપની ગુલામીમાંથી મુક્ત થઈને દેવના દાસ થયા છો. અને આ (પરિવર્તન) તમને એવું જીવન આપશે કે જે માત્ર દેવને જ સમર્પિત હોય. અને એના દ્વારા તમને અનંતજીવન પ્રાપ્ત થશે. ૨૩જ્યારે લોકો પાપ કરે છે, ત્યારે પાપનું વેતન–મરણ કમાય છે. પરંતુ દેવ તો આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત દ્વારા લોકોને અનંતજીવનની બક્ષિસ આપે છે.

### લગ્નનું દષ્ટાંત

૭ ભાઈઓ અને બહેનો, તમે મૂસાના નિયમશાસ્ત્રને સમજો છો. તેથી સાચે જ તમે જાણો છો કે કોઈ વ્યક્તિ જ્યાં સુધી જીવિત હોય છે ત્યાં સુધી જ નિયમશાસ્ત્રની સત્તા એના પર ચાલે છે. ૨હું તમને એક દષ્ટાંત આપીશ: પરણિત સ્ત્રી જ્યાં સુધી તેનો પતિ જીવતો હોય ત્યાં સુધી તેની સાથે રહેવા બંધાયેલી હોય છે. પરંતુ જો તે સ્ત્રીનો પતિ મરણ પામે તો, પછી પતિ સાથેના સંબંધને લગતા નિયમથી તે સ્વતંત્ર થાય છે. ૩પરંતુ જે સ્ત્રીનો પતિ જીવતો હોય અને જો તેની પત્ની બીજા પુરુષ સાથે લગ્ન કરે, તો નિયમશાસ્ત્ર કહે છે તેમ, તે સ્ત્રી વ્યભિચારની અપરાધી બને છે. પરંતુ જો એ સ્ત્રીનો પતિ મૃત્યુ પામે, તો પછી લગ્નના નિયમમાંથી તે સ્ત્રીને મુક્ત કરવામાં આવે છે. આમ, પતિના મૃત્યુ પછી જો તે સ્ત્રી બીજા પુરુષ સાથે લગ્ન કરે તો તે વ્યભિચારનો અપરાધ ગણાતો નથી.

૪એ જ પ્રમાણે, મારા ભાઈઓ તથા બહેનો, ખ્રિસ્તના શરીરની સાથે જ તમારા જૂના શરીરનું મૃત્યુ થયું છે. હવે તમે નિયમના બંધનમાંથી મુક્ત થયા છો. હવે તમે એક માત્ર એવા ખ્રિસ્તના શિષ્ય થયા છો, જે મૃત્યુમાંથી ઊભો થયો હતો. હવે આપણે ખ્રિસ્તના શિષ્ય

થયા છીએ. જેથી કરીને દેવની સેવામાં આપણો ઉપયોગ
થઈ શકે. ૫ભૂતકાળમાં તો આપણે જ્યારે દૈહિક હતા,
ત્યારે પાપ વાસનાઓને આધીન હતા. અને આપણે જે
પાપ કર્યા તે આપણા માટે આધ્યાત્મિક મૃત્યુ નોતરતા
હતા. ૬ભૂતકાળમાં, નિયમશાસ્રે આપણને કેદીઓની
જેમ બાંધી રાખ્યા હતા. હવે આપણા જૂના નિયમશાસ્રો
નાશ પામ્યા છે. અને તેથી નિયમશાસ્રના બંધનમાંથી
આપણને હવે મુક્ત કરવામાં આવ્યા છે. લેખિત
નિયમોની જૂની પધ્ધતિથી નહિ, પરંતુ હવે નવીન
પધ્ધતિ પ્રમાણે આપણે દેવની સેવા કરીએ છીએ. પવિત્ર
આત્માની સાથે આપણે હવે નવી પધ્ધતિ પ્રમાણે દેવની
સેવા કરીએ છીએ.

### પાપની વિરુદ્ધ આપણો સંઘર્ષ

૭ત્યારે આપણે શું કહીએ, શું નિયમ પાપરૂપ છે?
ના, કદી નહિ. પરંતુ નિયમ વગર મેં પાપ જાણ્યું ના
હોત, કારણ કે જો નિયમશાસ્રે કહ્યું ન હોત કે લોભ ન
રાખ, તો મેં લોભ જાણ્યો ના હોત. "તમારે બીજાઓની
માલિકીની વસ્તુઓની ઈચ્છા કરવી જોઈએ નહિ." ૮પણ
પાપને તક મળવાથી આજ્ઞા વડે મારામાં સઘળા પ્રકારની
અનિષ્ટ ઈચ્છાઓ પૂર્ણ કરવા મને લલચાવ્યો. મારામાં
પાપ પેઠું. કારણ કે નિયમ વિના પાપ નિર્જીવ છે.
૯નિયમશાસ્રનું મને જ્ઞાન થયું તે પહેલાં પણ હું તેના
વગર જીવતો હતો. પરંતુ જેવો નિયમનો આદેશ મને
મળ્યો કે તરત જ પછીથી મારામાં પાપ સજીવન થયું.
૧૦અને આમ પાપના કારણે મારું આધ્યાત્મિક મૃત્યુ
થયું. એ આદેશનો હેતુ મને જીવન બક્ષવાનો હતો,
પરંતુ મારા માટે એ આદેશ મૃત્યુ લાવ્યો. ૧૧મને પાપે
આજ્ઞાનો ઉપયોગ કરી મને મૂર્ખ બનાવવાનો રસ્તો
શોધ્યો. પાપે મારા આત્મિક મરણને માટે આજ્ઞાનો
ઉપયોગ કર્યો.

૧૨આમ, નિયમશાસ્ર તો પવિત્ર છે જ, અને આજ્ઞા
પણ પવિત્ર, ન્યાયી અને સારી છે. ૧૩તો આનો અર્થ શું
એવો થાય કે જે કંઈક સારું છે તે જ મારા માટે મૃત્યુ
લાવ્યું? ના! પરંતુ પાપે જે મારુ મૃત્યુ લાવી શકે તેવા
સારાપણાનો ઉપયોગ કર્યો. આમ એટલા માટે બન્યું કે
પાપનું ખરું સ્વરૂપ પ્રગટ થઈ શકે. અને તેના બધા
અનિષ્ટોમાં પાપ બતાવી શકાય. આ બધું આજ્ઞા દ્વારા જ
થયું હતું.

### માનવ (હૃદય) માં સંઘર્ષ

૧૪આપણે જાણીએ છીએ કે નિયમ આધ્યાત્મિક છે.
પરંતુ હું આધ્યાત્મિક નથી. જાણે કે હું તેનો સેવક હોઉં
તેમ પાપ મારા પર સત્તા ચલાવે છે. ૧૫હું જે કોઈ કામો
કરું છું, તે સમજી શકતો નથી. તેથી જે સારાં કામો
કરવાની મારી ઈચ્છા છે, તે હું કરી શકતો નથી. અને
જે ખરાબ કામો કરવાનું હું ધિક્કારું છું તે હું કરું છું.
૧૬ત્યારે હું જે ઈચ્છતો નથી તે જો હું કરું છું, તો હું
નિયમ વિષે કબૂલ કરું છું કે તે સારો છે. ૧૭પરંતુ આ
ખરાબ કામો કરનાર ખરેખર હું નથી. મારામાં રહેતું
પાપ ખરાબ કામો કરે છે. ૧૮હા, હું જાણું છું કે મારામાં
એટલે મારા દેહમાં કંઈ જ સારું વસતું નથી. મારો
કહેવાનો અર્થ એ છે કે મારા અસ્તિત્વનો જે અંશ
આધ્યાત્મિક નથી, તેમાં કોઈ સારાપણાનો સમાવેશ
નથી. મારી ઈચ્છા તો એવી છે કે હું સારાં જ કામો કરું.
પરંતુ હું તે કરતો નથી. ૧૯મારે જે સારાં કામો કરવાં છે
તે હું કરતો નથી. તેને બદલે જે ખરાબ કામો જે મારે
નથી કરવાં તે મારાથી થઈ જાય છે. ૨૦તેથી જે કામો
મારે કરવાં નથી, તે જો મારાથી થઈ જતાં હોય, તો
એવાં કામો કરનાર ખરેખર હું નથી. મારામાં રહેતું પાપ
એ બધાં ખરાબ કામો કરે છે.

૨૧તેથી મેં આ સિદ્ધાંત શોધ્યો. જ્યારે હું સારું કરવા
ઈચ્છું છું ત્યારે ભૂંડું જ ઉપલબ્ધ હોય છે. ૨૨દેવના
નિયમમાં હું અંતરના ઊંડાણમાં ખૂબ સુખી છું. ૨૩પરંતુ
મારા શરીરમાં કોઈ જુદો જ નિયમ કાર્ય કરતો જોઉં છું.
માનસિક સ્તરે મારા મનમાં જે નિયમનો સ્વીકાર થયો
છે તેની સામે પેલો શારીરિક સ્તર પર ચાલતો નિયમ
યુદ્ધ છેડે છે. મારા શરીરમાં ચાલતો એ નિયમ તે પાપનો
નિયમ છે, અને એ નિયમ મને એનો કેદી બનાવે છે.
૨૪તેથી હું દુઃખી છું! મારા માટે મૃત્યુ લાવનાર આ
શરીરથી મને કોણ બચાવશે? ૨૫દેવ જ મને બચાવશે!
આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત દ્વારા હું તેનો આભાર માનું
છું!

આમ મારા મનમાં હું મારી જાતે દેવના નિયમને
અનુસરું છું. પણ મારા પાપમય સ્વભાવથી હું પાપના
નિયમનો દાસ છું.

### આત્મામાં જીવન

૮ તેથી હવે જે લોકો ખ્રિસ્ત ઈસુમાં છે, તેઓને
અપરાધી ઠરાવવામાં આવતા નથી. ૨મને શા માટે
અપરાધી ઠરાવવામાં આવ્યો નથી? કારણ કે ખ્રિસ્ત
ઈસુમાં આત્માનો જે નિયમ જીવન લાવે છે તેણે મને
પાપના તથા મરણના નિયમથી મુક્ત કર્યો છે. ૩આપણી
પાપમય જાતે નિયમને બિનઅસરકારક બનાવ્યો. જે

નિયમ ન કરી શકે તે દેવે કર્યું. બીજા લોકો માનવજીવનનો ઉપયોગ પાપકર્મમાં કરે છે. પણ દેવે તેના દીકરાને માનવજીવનના રૂપમાં પૃથ્વી પર પાપ માટે બલિદાન અર્પણ કરવા મોકલ્યો. આમ પાપનો નાશ કરવા દેવે માનવજીવનનો ઉપયોગ કર્યો. ૪આપણા જીવનમાં નિયમની પરિપૂર્ણતાના હેતુ માટે દેવે આમ કર્યુ. હવે આપણે આપણી પાપમય જાતના હુકમ પ્રમાણે જીવતા નથી. પણ હવે આપણે આત્માને અનુસરીને જીવીએ છીએ.

૫ફક્ત પાપમય દુર્વાસનાઓની જ ઈચ્છાઓ વિષે જે લોકો વિચારે છે, તે પાપમય દુર્વાસનાઓને અનુસરીને જીવે છે. પણ જે લોકો આત્માને અનુસરે છે તેઓ હંમેશા આત્મા તેમની પાસે જે કરવાની અપેક્ષા રાખે છે તેનો વિચાર કરે છે. ૬જો કોઈ વ્યક્તિના વિચારો પર તેના દૈહિક મનનો કાબૂ હશે, તો તેનું આધ્યાત્મિક મૃત્યુ છે. પરંતુ જો કોઈ વ્યક્તિના વિચારો પર આત્માનો કાબૂ હોય તો ત્યાં જીવન તથા શાંતિ હોય છે. ૭આ સત્ય કેમ છે? જો કોઈ વ્યક્તિના વિચારો પર તેના દૈહિક મનનો કાબૂ હશે તો તે વ્યક્તિ દેવથી વિમુખ છે. એવી વ્યક્તિ દેવનો નિયમ પાળવાનો ઈન્કાર કરે છે. અને ખરેખર તો એવી વ્યક્તિ દેવનો આદેશ પાળી શકતી નથી. ૮જે લોકો દૈહિક છે તેઓ દેવને પ્રસન્ન કરી શકતા નથી.

૯પરંતુ તમારા પર દૈહિક મનની સત્તા નથી. જો દેવનો આત્મા તમારામાં ખરેખર વસતો હોય તો તમારા પર આત્માની સત્તા ચાલે છે, પરંતુ જો કોઈ વ્યક્તિના હૃદય પર ખ્રિસ્તના આત્માનો પ્રભાવ નહિ હોય, તો ખ્રિસ્ત પાસે તેનું સ્થાન નથી. ૧૦પાપને કારણે તમારું શરીર મરેલું છે. પરંતુ જો તમારામાં ખ્રિસ્ત (વસતો) હશે, તો આત્મા તમને જીવન આપશે, કેમ કે તમને દેવ સાથે ન્યાયી ઠરાવવામાં આવ્યા છે. ૧૧જો દેવે ઈસુને મૃત્યુમાંથી ઊઠાડ્યો, અને જો દેવનો આત્મા તમારામાં વસતો હશે, તો તમારા મર્ત્ય શરીરોને પણ તે નવું જીવન આપશે. ખ્રિસ્તને મૃત્યુમાંથી ઊઠાડનાર એક માત્ર દેવ છે. અને એ જ રીતે તમારામાં રહેતો તેનો પવિત્ર આત્મા દ્વારા તમારા નાશવંત શરીરોને જીવન આપશે.

૧૨તેથી, મારા ભાઈઓ અને બહેનો, આપણે આપણાં પાપાત્માઓની સત્તા આપણા પર ન જ ચાલવા દેવી જોઈએ. આપણાં પાપી શરીરોની ઈચ્છાઓ કે વાસનાઓથી દોરવાઈને આપણે જીવવું જોઈએ જ નહિ. ૧૩જો તમારા પાપી સ્વભાવની વાસનાઓ સંતોષવા તમે ખરાબ કામો પાછળ તમારા જીવનનો ઉપયોગ કરશો, તો તમારું મૃત્યુ થશે જ. પરંતુ શરીરનાં કામોને મારી નાખવા જો તમે આત્માનો ઉપયોગ કરશો તો તમને સાચું જીવન પ્રાપ્ત થશે.

૧૪દેવનાં સાચાં સંતાનો એ છે કે જેઓ દેવના આત્માનું માર્ગદર્શન સ્વીકારે છે. ૧૫જે આત્મા આપણને પ્રાપ્ત થયો છે તે કોઈ સામાન્ય આત્મા નથી કે જે આપણને ફરીથી દાસ બનાવીને ભયભીત કરશે. જે આત્મા આપણને પ્રાપ્ત થયો છે, તે આપણને દેવનાં સંતાનો બનાવે છે. અને એ ભાવનાથી જ તો આપણે દેવને "પિતા, પ્રિય પિતા," કહીને બોલાવીએ છીએ. ૧૬આપણા આત્માની સાથે એ જ આત્મા સાક્ષી આપે છે કે આપણે દેવનાં સંતાનો છીએ. ૧૭જો આપણે દેવનાં સંતાનો હોઈશું, તો દેવ પોતાનાં માણસોને જે આશીર્વાદ આપે છે, તે આપણને પણ મળશે. આ આશીર્વાદો દેવ તરફથી આપણને મળશે. ખ્રિસ્તની સાથે સાથે આપણને પણ એ આશીર્વાદ પ્રાપ્ત થશે. પરંતુ ખ્રિસ્તે જે દુ:ખો સહન કર્યાં હતાં, તેમ આપણે પણ સહન કરવાં જ પડશે. તો જ, ખ્રિસ્તની જેમ આપણને પણ મહિમા પ્રાપ્ત થશે.

### ભવિષ્યમાં આપણને મહિમા મળશે

૧૮હમણાં આપણે દુ:ખો સહન કરી રહ્યા છીએ. પરંતુ ભવિષ્યમાં આપણને જે મહિમા પ્રાપ્ત થવાનો છે તેની તુલનામાં આપણાં અત્યારનાં દુ:ખો કંઈ જ નથી. ૧૯દેવે સર્જેલી દરેક વસ્તુ એ સમયની ઉત્તેજનાપૂર્વક રાહ જોઈ રહી છે કે જ્યારે દેવ દુનિયાને બતાવી દેશે કે તેનાં (સાચાં) સંતાનો કોણ છે એ ઘટના ઘટે એની આખા જગતને આતુરતા છે. ૨૦દેવે જે દરેક વસ્તુ સર્જી તે દરેક વસ્તુ જાણે નિરર્થકતાને આધીન હોય તેમ તેને બદલી નાખવામાં આવી. તેને બદલવાની ઈચ્છા ન હતી, પરંતુ દેવે તેમાં પરિવર્તન કરવાનો નિર્ણય કર્યો. પરંતુ તેમાં પણ આ આશા તો હતી ૨૧કે દેવ–સર્જિત પ્રત્યેક વસ્તુ નષ્ટ થવાથી મુક્ત હશે. એવી પણ આશા હતી કે દેવનાં સંતાનોને જે મુક્તિ અને મહિમા પ્રાપ્ત થયા છે, તે દેવે બનાવેલી દરેક વસ્તુને મળશે.

૨૨આપણે જાણીએ છીએ કે, બાળકને જન્મ આપવા માટે તૈયાર કોઈ સ્ત્રી દુ:ખ સહન કરતી રાહ જોતી હોય, એ રીતે અત્યારે તો સમગ્ર સૃષ્ટિ દેવ–સર્જિત દરેક વસ્તુ માટે પ્રસૂતાની વેદના જેવી વેદના સહન કરી રહી છે. ૨૩પરંતુ તે એકલી જ નહિ, પણ આપણે પોતે જેઓને આત્માનું પ્રથમફળ મળ્યું છે. તે જોઈને પણ દત્તકપુત્રપણાની, એટલે આપણા શરીરના ઉદ્ધારની વાટ

જોતાં આપણે પોતાના મનમાં નિસાસા નાખીએ છીએ, કહેવાનો અર્થ એ છે કે આપણાં શરીરોથી આપણને મુક્તિ મળી જાય એની આપણે પ્રતિક્ષા કરી રહ્યા છીએ. [૨૪]કારણ કે એ જ આશાથી આપણો ઉદ્ધાર થયો છે. પણ જે આશા દશ્ય હોય તે આશા નથી કેમ કે કોઈ માણસ પોતે જે જુએ છે, તેની આશા કેવી રીતે રાખે. [૨૫]પરંતુ આપણે એવી વસ્તુ મેળવવાની આશા રાખીએ છીએ કે જે હજી સુધી આપણને મળી નથી. તેના માટે આપણે ધીરજપૂર્વક પ્રતિક્ષા કરી રહ્યા છીએ.

[૨૬]વળી, પવિત્ર આત્મા પણ આપણને સહાય કરે છે. આપણે ઘણા નિર્બળ છીએ, પરંતુ આપણી નિર્બળતાને દૂર કરવા પવિત્ર આત્મા આપણને મદદ કરે છે. આપણે પ્રાર્થના કેવી રીતે કરવી જોઈએ એ પણ આપણે તો જાણતા નથી. પરંતુ આપણા વતી પવિત્ર આત્મા પોતે દેવ સાથે વાત કરે છે. આપણા માટે પવિત્ર આત્મા દેવને વિનવે છે. શબ્દો જેને વ્યકત કરી ન શકે એવી ઊંડી લાગણીથી પવિત્ર આત્મા (આપણા વતી) દેવ સાથે વાર્તાલાપ કરે છે. [૨૭]અંત:કરણને પારખનાર દેવ આત્માના મનમાં શું છે તે જાણે છે. કારણ કે પવિત્ર આત્મા લોકોના હૃદયમાં જોઈ શકે છે અને અંત:કરણમાં શું છે તે પણ જાણે છે, કારણ કે તેના પોતાના લોકો વતી દેવ જે ઈચ્છે છે તે આત્મા દેવને કહે છે.

[૨૮]આપણે જાણીએ છીએ કે જે લોકો દેવને ચાહે છે તેમના બધા જ કાર્યોમાં દેવ તેઓના શુભ માટે કામ કરે છે. તે લોકો દેવની ખાસ પસંદગી (તેડાયેલા) પામેલા છે, કેમ કે દેવની એવી યોજના હતી. [૨૯]દુનિયાની રચના કરી તે પહેલાં દેવ એ લોકોને ઓળખતો હતો. અને દેવે એવો પણ નિર્ણય કર્યો હતો કે એ લોકો તેના દીકરા (ઈસુ) જેવા થાય. અનેક ભાઈઓ અને બહેનોમાં ઈસુ સર્વ પ્રથમ જન્મેલો સૌથી મોટો ગણાશે. [૩૦]પોતાના દીકરા જેવા થવા લોકોને દેવે નિમંત્રણ આપ્યું. અને એ લોકોને પોતાની સાથે ન્યાયી બનાવ્યા અને પોતાની સાથે રહેવાની યોગ્યતા આપી. જેઓને ન્યાયી ઠરાવ્યા તેઓને મહિમાવંત પણ કર્યા.

### ખ્રિસ્ત ઈસુ પર દેવનો પ્રેમ

[૩૧]તો હવે આ વિષે આપણે શું કહીશું? જો દેવ આપણી સાથે છે તો આપણને કોઈ પણ વ્યક્તિ હરાવી શકશે નહિ. [૩૨]આપણા માટે તો દેવ કઈ પણ કરી શકશે. આપણા માટે કંઈ પણ સહન કરવા માટે તેણે પોતાનો દીકરો આપ્યો. પોતાના દીકરાને પણ દેવે દુ:ખ સહન કરવા દીધું, આપણા સૌના કલ્યાણ માટે દેવે પોતાનો દીકરો પણ સોંપી દીધો, તો તે કૃપા કરીને આપણને તેની સાથે બધુંએ કેમ નહિ આપશે? [૩૩]દેવે પસંદ કરેલા લોકો પર કોણ દોષ મૂકી શકશે? કોઈ નહિ! દેવ જ છે કે જે લોકોને ન્યાયી બનાવે છે. [૩૪]કોણ કહી શકશે કે દેવના લોકો અપરાધી છે? કોઈ પણ નહિ! આપણા માટે ખ્રિસ્ત ઈસુએ મૃત્યુ સ્વીકાર્યુ, પરંતુ એમાં જ કાંઈ બધું આવી જતું નથી. મૃત્યુમાંથી તેને ઊભો કરવામાં આવ્યો હતો. હવે તે દેવને જમણે હાથે છે અને આપણા વતી આપણા ઉધ્ધાર માટે દેવને વિનંતી કરી રહ્યો છે. [૩૫]શું ખ્રિસ્તના પ્રેમમાંથી કોઈ પણ વસ્તુ આપણને જુદા પાડી શકશે? ના! શું વિપત્તિ, કે વેદના કે સતાવણી કે, દુષ્કાળ કે, નગ્નતા કે જોખમ કે, તલવાર? આપણને ખ્રિસ્તના પ્રેમમાંથી જુદા પાડી શકશે? ના! તો શું સમસ્યાઓ અથવા ખ્રિસ્તના દુશ્મનો દ્વારા ઊભી કરાતી મુશ્કેલીઓ અને જુલ્મ આપણને ખ્રિસ્તના પ્રેમથી જુદા કરી શકશે? ના! આપણી પાસે જો ખોરાક કે કપડાં નહિ હોય તો તેથી શું આપણે ખ્રિસ્તના પ્રેમથી જુદા થઈ જઈશું? ના! જોખમ કે મૃત્યુ પણ આવે તેથી શું આપણે ખ્રિસ્તના પ્રેમથી જુદા થઈ જઈશું? ના! [૩૬]શાસ્ત્રોમાં લખ્યું છે તેમ:

> "તારે (ખ્રિસ્ત) લીધે અમે તો હંમેશા મૃત્યુના જોખમ નીચે છીએ. લોકો તો એમ જ માને છે કે અમારું મૂલ્ય કતલ કરવા લાયક ઘેટાંથી વિશેષ કાંઈ નથી."
>
> *ગીતશાસ્ત્ર ૪૪:૨૨*

[૩૭]દેવ દ્વારા જેણે આપણા પર પ્રેમ દર્શાવ્યો છે, તેના દ્વારા આ બધી બાબતોમાં આપણને સંપૂર્ણ વિજય પ્રાપ્ત થયો છે. [૩૮-૩૯]હા, મને તો ખાતરી છે કે દેવના પ્રેમથી આપણને કોઈ પણ વસ્તુ જુદા કરી શકતી નથી. મૃત્યુ, જીવન, દૂતો, અધિકારીઓ, વર્તમાન, ભવિષ્ય, કોઈ પણ સત્તા કે શક્તિ, આપણા ઉપર કે આપણી નીચે કે સર્જાયેલ જગતમાં સૌથી વધુ શક્તિશાળી હોય એવું કોઈ તત્વ કે કોઈ પણ વસ્તુ ખ્રિસ્ત ઈસુ આપણા પ્રભુમાં રહેલા દેવના પ્રેમથી આપણને કદી પણ જુદા પાડી શકશે નહિ.

### દેવ અને યહૂદી લોકો

૯ હું ખ્રિસ્તમાં છું અને તમને સત્ય કહીં રહ્યો છું. હું અસત્ય બોલતો નથી. પવિત્ર આત્મા મારી સંવેદનાનું સંચાલન કરે છે. અને એવી સંવેદનાથી હું

તમને કહું છું કે હું જૂઠું બોલતો નથી. ૨યહૂદી લોકો માટે હું ઘણો દિલગીર છું અને સતત મારા હૃદયમાં ઉદાસીનતા અનુભવું છું. ૩તેઓ મારા ભાઈઓ અને બહેનો છે, મારું દુન્યવી કુટુંબ છે. એમને મદદ કરવાનું મને મન થાય છે. દેવનો અભિશાપ જો મારા પર કે મારાં સગાંઓ પર આવે તો તેનો પણ સ્વીકાર કરીને હું યહૂદીઓને મદદ કરવા તૈયાર છું. ૪કારણ કે તેઓ તો ઈઝરાએલના લોકો છે. એ યહૂદીઓ તો ખાસ પસંદગી પામેલાં બાળકો છે. દેવે જે માનવો સાથે કરારો કર્યા છે એવા એ યહૂદીઓને દેવનો મહિમા પ્રાપ્ત થયેલો છે. દેવે મૂસાનું નિયમશાસ્ત્ર તેઓને આપીને ભક્તિની સાચી પધ્ધતિ બતાવી હતી. અને દેવે એ યહૂદીઓને માટે વચન પણ આપ્યું હતું. ૫તેઓ આપણા પિતાઓના વંશજો છે. અને તેઓ ખ્રિસ્તના દુન્યવી કુટુંબીજનો છે. ખ્રિસ્ત સર્વોપરી દેવ છે. તેની સ્તુતિ નિત્ય કરો! આમીન.

૬હા, આ યહૂદીઓ માટે હું ઘણું દુઃખ અનુભવું છું. એમને આપેલું વચન દેવ પાળી ન શક્યો, એમ હું કહેવા માગતો નથી. પરંતુ ઈઝરાએલના માત્ર થોડાક યહૂદીઓ જ દેવના સાચા લોકો છે. ૭અને ઈબ્રાહિમના વંશજોમાં ફક્ત થોડાક માણસો જ તમારાં દેવનાં સાચાં સંતાનો છે. દેવે ઈબ્રાહિમને આમ કહ્યું હતું : "ઈસહાક જ તારો કાયદેસરનો દીકરો ગણાશે."* ૮આનો અર્થ એ છે કે ઈબ્રાહિમના બધા જ વંશજો કંઈ દેવનાં સાચાં સંતાનો નથી. દેવે ઈબ્રાહિમને આપેલાં વચન પ્રમાણે જે સંતાનો દેવનાં થશે તે જ સંતાનો ઈબ્રાહિમનાં સાચાં સંતાનો થશે. ૯ઈબ્રાહિમને આપેલું દેવનું વચન આવું હતું: "યોગ્ય સમયે હું પાછો આવીશ, અને સારાને દીકરો થશે."*

૧૦માત્ર એટલું જ નહિ, રિબકાને પણ દીકરો થયો. એક જ પિતાના એ દીકરા હતા. તે જ આપણા પિતા ઈસહાક. ૧૧-૧૨(રિબકાને) બે દીકરા જન્મ્યા, તે પહેલાં દેવે રિબકાને કહ્યું હતું, "તારો મોટો દીકરો નાના દીકરાની સેવા કરશે."* એ છોકરાઓએ તેઓના જીવનમાં કંઈક સારું અથવા ખરાબ કર્યુ હોય એ પહેલા આવી ભવિષ્યવાણી થઈ હતી. તેમના જન્મ પહેલાં દેવે આ કહ્યું હતું. જેથી કરીને દેવની પોતાની યોજના પ્રમાણે દેવની પસંદગી પામેલા છોકરાને એ સ્થાન મળે. એ છોકરાની પસંદગી કરવામાં આવી કેમ કે માત્ર એને જ પસંદ કરવો એવી દેવની ઈચ્છા હતી–અને તે એટલા માટે નહિ કે એ છોકરાઓએ તેમના જીવનમાં કંઈક સારાં અથવા ખોટાં કામો કર્યા હોય. ૧૩શાસ્ત્ર કહે છે તેમ, "યાકૂબને હું ચાહતો હતો, પરંતુ એસાવને હું ધિક્કારતો હતો."*

૧૪તો આ બાબતમાં આપણે શું કહીશું? શું દેવ ન્યાયી નથી? એવું તો આપણે કહી શકીએ એમ નથી. ૧૫દેવે મૂસાને કહ્યું હતું, "જે વ્યક્તિ પર મારે કૃપા કરવી હશે, તેના પર હું કૃપા કરીશ. જે વ્યક્તિ પર દયા બતાવવી હશે તેના પર હું દયા દર્શાવીશ."* ૧૬તેથી જે વ્યક્તિ પર દયા કરવાનો દેવ નિર્ણય કરશે તેને દયા માટે દેવ પસંદ કરશે. લોકો શું ઈચ્છે છે અથવા તેઓ કેવા કેવા પ્રયત્ન કરે છે, તેના પર દેવની પસંદગીનો આધાર નથી. ૧૭શાસ્રમાં દેવ ફારૂનને કહે છે: "તું મારું આ કામ કરે એટલા માટે મેં તને રાજા બનાવ્યો. તારા દ્વારા મારું સામર્થ્ય પ્રગટ કરવાની મારી ઈચ્છા હતી. આખી દુનિયામાં મારું નામ પ્રગટ થાય એમ હું ઈચ્છતો હતો."* ૧૮આમ જે લોકોની તરફ દયા બતાવવી હોય એમની તરફ દેવ દયા દર્શાવે છે. અને જે લોકોને હઠીલા બનાવવા હોય તેમને દેવ હઠીલા બનાવે છે.

૧૯તો તમારામાંથી કોઈ મને પૂછશે: "જો આપણાં કાર્યો પર દેવનો અંકુશ જ હોય, તો પછી આપણાં પાપ માટે દેવ શાથી આપણી પર આરોપ મૂકે છે?" ૨૦દેવને પ્રશ્ન કરશો નહિ. તમે માત્ર માનવ છો; અને માનવોને એવો કોઈ હક્ક નથી કે તેઓ દેવને (આવા) પ્રશ્નો પૂછી શકે. માટીની બરણી તેના બનાવનારને પ્રશ્નો પૂછતી નથી. "તમે મને આવી જુદી જુદી વસ્તુઓ રૂપે કેમ બનાવી?" ૨૧જે કુંભાર માટીની બરણી બનાવે છે, તે પોતાની ઈચ્છા મુજબ ગમે તે બનાવી શકે છે. જુદા જુદા રૂપ–રંગની વસ્તુઓ બનાવવા તે એક જ માટીનો ઉપયોગ કરે છે. તે એક વસ્તુ વિશિષ્ટ હેતુથી કોઈ ખાસ ઉપયોગ માટે બનાવી શકે, અને બીજી વસ્તુ રોજબરોજના ઉપયોગ માટે બનાવી શકે.

૨૨દેવે જે કર્યું છે તે પણ કંઈક આવું જ છે. દેવની ઈચ્છા હતી કે લોકો તેનો કોપ તેમજ સામર્થ્ય જુએ. જે લોકો સર્વનાશને લાયક હતા, એમના પર દેવ ગુસ્સે થયો હતો, એવા લોકોને પણ દેવે ખૂબ જ ધીરજપૂર્વક સહન કર્યા. ૨૩એવા લોકો માટે પણ દેવે ધીરજથી રાહ જોઈ, જેથી કરીને દેવ પોતાનો સમૃદ્ધ મહિમા દર્શાવી શકે. જેઓ તેની કૃપા પ્રાપ્ત કરવાના હતા. તેથી આપણે

---

**ઈસહાક … ગણાશે"** ઉત.૨૧:૧૨.

**"યોગ્ય સમયે … દીકરો થશે"** ઉત.૧૮:૧૦,૧૪.

**"તારો મોટો … સેવા કરશે"** ઉત. ૨૫:૨૩.

**"યાકૂબને … ધિક્કારતો હતો"** માલ. ૧:૨–૩.

**"જે વ્યક્તિ … દયા દર્શાવીશ"** નિ. ૩૩:૧૯.

**"તું મારું … ઈચ્છતો હતો"** નિર્ગ. ૯:૧૬.

જેઓ તેની કૃપાનાં પાત્રો છીએ અને જેમને તેણે તેનો મહિમા મેળવવા તૈયાર કર્યા છે તેમનામાં પોતાનો મહિમા પ્રગટ કર્યો છે. [24]એ લોકો તે આપણે જ છીએ. આપણે એવા માનવો છીએ કે જેમને દેવે તેડયા (પસંદ કર્યા) છે. યહૂદીઓ તેમજ બિનયહૂદીઓમાંથી દેવે આપણને પસંદ કર્યા છે. [25]હોશિયાના અધ્યાયમાં શાસ્ર કહે છે તેમ:

"જે લોકો મારા નથી- તેઓને હું મારાં લોકો કહીશ. અને જે લોકો ઉપર મેં પ્રેમ નથી કર્યો- તેઓ પર હું પ્રેમ કરીશ."

*હોશિયા ૨:૨૩*

૨૬ "અને એ જ ઠેકાણે દેવે કહ્યું કે, 'તમે મારી પ્રજા નથી'- તે જ ઠેકાણે તેઓ જીવંત દેવના દીકરા કહેવાશે."

*હોશિયા ૧:૧૦*

[27]અને ઈઝરાએલ વિષે યશાયા પોકારીને કહે છે કે:

"સમુદ્રની રેતીના કણ જેટલા ઈઝરાએલના અનેક લોકો છે. પરંતુ એમાંના થોડાક જ લોકો તારણ પામશે. [28]હા, પૃથ્વી પરના લોકોનો ન્યાય તોળવાનું કાર્ય દેવ જલદી પૂર્ણ કરશે."*

[29]યશાયાએ કહ્યું છે તેમ:

"દેવ સર્વશક્તિમાન છે. આપણા માટે દેવે એના કેટલાએક માણસોને બચાવી લીધા, એવું જો દેવે ન કર્યું હોત તો, સદોમ અને ગમોરા* શહેરોના લોકો જેવી આપણી દશા થાત."*

[30]તો આ બધાનો અર્થ શું થાય? એનો અર્થ આ છે કે: બિનયહૂદી લોકો દેવ સાથે ન્યાયી થવાનો પ્રયત્ન કરતા ન હતા છતાં તેઓને દેવ સાથે ન્યાયી બનાવાયા અને તેઓ પોતાના વિશ્વાસને લીધે ન્યાયી ઠર્યા. [31]અને જ્યારે દેવ માટે ન્યાયી ઠરવા ઈસ્રાએલના લોકોએ નિયમશાસ્રને અનુસરવાનો પ્રયત્ન કર્યો, ત્યારે તેઓ સફળ ન થયા. [32]સફળ કેમ ન થયા? કેમ કે તેમણે પોતાનાં કાર્યોના બળના આધારે દેવ સાથે ન્યાયી થવાનો પ્રયત્ન કર્યો. તેઓને દેવમાં વિશ્વાસ ન હતો કે દેવ તેમને ન્યાયી બનાવશે. જે પથ્થર લોકોને પાડી નાંખે છે, તેની ઠોકર ખાઈને તેઓ પડ્યા. [33]એ પથ્થર વિષે શાસ્ર કહે છે:

"જુઓ, સિયોન (યરૂશાલેમ) માં મેં એક પથ્થર મૂક્યો છે કે જે લોકોને પાડી નાખશે. એ પથ્થર ઠોકર ખવડાવીને લોકોને પાપમાં પાડશે. પરંતુ જે કોઈ વ્યક્તિ એ પથ્થરમાં વિશ્વાસ રાખશે તે નિરાશ થશે નહિ."

*યશાયા ૮:૧૪; ૨૮:૧૬*

**૧૦** ભાઈઓ તથા બહેનો, મારી સૌથી મોટી ઈચ્છા એ છે કે યહૂદીઓ તારણ પામે.
દેવને મારી એ જ પ્રાર્થના છે. [2]યહૂદીઓ વિષે હું આ
કહી શકું છું કે: તેઓ દેવને અનુસરવાનો ખરેખર પ્રયત્ન
કરે છે. પરંતુ સાચો માર્ગ તેઓ જાણતા નથી. [3]દેવ જે
માર્ગે લોકોને ન્યાયી બનાવે છે એ તેઓ જાણતા ન
હતા. અને પોતાની આગવી રીતે તેઓએ ન્યાયી
બનવાનો પ્રયત્ન કર્યો. આમ દેવની રીતે ન્યાયી બનવાનું
તેમણે સ્વીકાર્યું નહિ. [4]ખ્રિસ્તે જૂના નિયમશાસ્રનો અંત
આણ્યો, જેથી કરીને ખ્રિસ્તમાં વિશ્વાસ રાખનાર પ્રત્યેક
વ્યક્તિને દેવ-પ્રાપ્તિ માટે ન્યાયી બનાવી શકાય.
[5]નિયમ દ્વારા દેવ સાથે ન્યાયી થવા સંબંધમાં મૂસા
લખે છે. "જે દરેક વ્યક્તિ નિયમનું પાલન કરે છે, તે
નિયમની બાબતોનું પાલન કરવાથી જીવન મેળવશે."*
[6]પરંતુ વિશ્વાસના માર્ગે યોગ્યતા મેળવવા વિષે શાસ્ર
આમ કહે છે: "તમે પોતે આવું ન કહેશો- 'ઉપર આકાશમાં
કોણ જશે?"' (આનો અર્થ એ છે કે, "ખ્રિસ્તને પ્રાપ્ત
કરવા અને તેને પૃથ્વી પર પાછો નીચે લાવવા આકાશમાં
કોણ જશે?" [7]અથવા તમે આમ પણ પૂછશો નહિ, કે
પૃથ્વીના કે ઊંડાણમાં કોણ ઊતરશે?" (એનો અર્થ
છે-"નીચે પાતાળમાં મૃત્યુલોકમાં જઈને મૃત્યુમાંથી
ખ્રિસ્તને પૃથ્વી પર કોણ લઈ આવશે?") [8]શાસ્ર જે કહે
છે તે આ છે: "દેવનો સંદેશ તો તમારી પાસે છે; તે
તમારા મુખમાં અને હૃદયમાં છે." તે સંદેશ તે જ
વિશ્વાસનો સંદેશ છે, કે જે અમે લોકોને કહીએ છીએ.*
[9]જો તમે તમારી મુખવાણીનો ઉપયોગ આમ કહેવા

**"સમુદ્રની ... પૂર્ણ કરશે"** યશા. ૧૦:૨૨-૨૩.

**સદોમ અને ગમોરા** આ બે શહેરોમાં પાપી લોકો વસતા હતા,અને એ શહેરોનો વિનાશ કરીને દેવે તેઓને સજા કરી હતી.

**"દેવ સર્વશકિતમાન ... આપણી દશા થાત"** યશા. ૧:૯.

**"જે દરેક ... જીવન મેળવશે"** લે. ૧૮:૫.

**કલમ ૬-૮** પુન. ૩૦:૧૨-૧૪.

માટે કરશો કે, " ઈસુ પ્રભુ છે," અને જો તમે તમારા
મનમાં માનશો કે દેવે ઈસુને મૃત્યુમાંથી ઉઠાડયો છે,
તો તમારું તારણ થશે. ૧૦હા, અમે અમારા હૃદયોથી
માનીએ છીએ, અને તેથી અમને ન્યાયી ઠરાવાયા છે.
અને, "અમે એમાં માનીએ છીએ." એમ કહેવા માટે
અમે અમારી મુખની વાણીનો ઉપયોગ કરીએ છીએ;
અને તેથી આપણું તારણ થયું છે. ૧૧હા, ધર્મશાસ્ર કહે
છે, "જે કોઈ વ્યકિત તેનામાં (ખ્રિસ્તમાં) વિશ્વાસ કરે
છે તેને શરમાવું નહિ પડે."* ૧૨એ ધર્મશાસ્ર કહે છે,
"જે કોઈ વ્યકિત," કારણ કે યહૂદીઓ અને બિન–
યહૂદીઓ વચ્ચે કોઈ ભેદભાવ નથી. એ જ પ્રભુ સૌ
લોકોનો પ્રભુ છે. પ્રભુમાં વિશ્વાસ રાખનાર સૌ લોકોને
પ્રભુ અનેક આશીર્વાદ આપે છે. ૧૩હા, શાસ્ર કહે છે,
"પ્રભુમાં વિશ્વાસ રાખનાર દરેક વ્યકિત તારણ
પામશે."*

૧૪પરંતુ સહાય માટે તેઓ પ્રભુમાં ભરોસો મૂકી શકે
તે પહેલાં લોકોએ પ્રભુમાં વિશ્વાસ કરવો જોઈએ. અને
લોકો પ્રભુમાં વિશ્વાસ કરે તે પહેલાં તેમણે પ્રભુ વિષે
સાંભળેલું હોવું જોઈએ. અને લોકો પ્રભુ વિષે સાંભળે
એ માટે બીજી કોઈ વ્યકિતએ તેમને પ્રભુ વિષે કહેવું
પડે. ૧૫અને લોકોની પાસે જઈને તેઓને બધું કહેવા
માટે કોઈક વ્યકિતને મોકલવી પડે. શાસ્રમાં લખેલું છે
કે, "સુવાર્તા લાવનાર પ્રબોધકો કે ઉપદેશકોનાં પગલા
કેવાં સુંદર છે!"*

૧૬પરંતુ બધા જ યહૂદીઓએ એ સુવાર્તા માની નહિ.
યશાયાએ કહ્યું, "હે પ્રભુ, અમે લોકોને જે કહ્યું એમાં
માનનારા કોણ હતા?"* ૧૭આમ, સુવાર્તા સાંભળવાથી
વિશ્વાસ આવે છે. જ્યારે કોઈ વ્યકિત લોકોને ખ્રિસ્ત
વિષે કહે છે ત્યારે એ સુવાર્તા લોકોને સાંભળવા મળે
છે.

૧૮પરંતુ હું પૂછું છું, "શું લોકોએ એ સુવાર્તા સાંભળી
નથી?" હા, તેઓએ સાંભળી જ હતી જેમ શાસ્ર કહે છે
તેમ:

"આખી દુનિયામાં તેઓનો અવાજ ફેલાઈ ગયો;
આખા જગતમાં બધે જ તેઓનાં વચનો ફેલાયાં
છે."

*ગીતશાસ્ર ૧૯:૪*

૧૯વળી હું પૂછું કે, "શું ઈઝરાએલના લોકો એ સુવાર્તા
સમજી ન શક્યા?" હા, તેઓ સમજ્યા હતા. પ્રથમ
મૂસા દેવ વિષે આમ કહે છે:

"જે પ્રજા હજી ખરેખર રાષ્ટ્ર બની નથી, એવા
લોકો ઉપર હું તમારામાં ઈર્ષા ઉત્પન્ન કરીશ.
જે રાષ્ટ્રમાં સમજશકિત નથી તેની પ્રજા ઉપર હું
તમારામાં ક્રોધ ઉત્પન્ન કરીશ."

*પુર્નનિયમ ૩૨:૨૧*

૨૦દેવ માટે આવું કહેનાર યશાયાએ હિંમતપૂર્વક કહ્યું:

"જેઓ મને શોધતા ન હતા–તેઓને હું મળ્યો;
જેમણે મને કદી ખોળયો નહોતો એવા લોકોની
આગળ હું પ્રગટ થયો."

*યશાયા ૬૫:૧*

૨૧બિનયહૂદીઓ વિષે યશાયા દ્વારા દેવ આમ બોલ્યો.
પરંતુ યહૂદી લોકો વિષે દેવ કહે છે, "એ લોકો માટે હું
રાત–દિવસ રાહ જોઈ રહ્યો છું, પરંતુ મારી આજ્ઞા
પાળવાનો અને મને અનુસરવાનો તેઓ ઈન્કાર કરે
છે."*

### દેવ પોતાના માણસોને ભૂલ્યો નથી

**૧૧** તેથી હું પૂછું છું, "શું દેવે પોતાના માણસોને
તરછોડી દીધા?" ના! હું પોતે ઈઝરાએલનો
(યહૂદી) છું. હું ઈબ્રાહિમના વંશનો અને બિન્યામીનના
કુળનો છું. ૨ઈઝરાએલના લોકો જનમ્યા તે પહેલાં દેવે
તેમને પોતાના માણસો તરીકે પસંદ કર્યા. અને દેવે એ
લોકોને તરછોડ્યા નથી. એલિયા પ્રબોધક વિષે ધર્મશાસ્ર
જે કહે છે તે તમે સારી રીતે જાણો છો. ઈઝરાએલના
લોકોની વિરુદ્ધમાં દેવને પ્રાર્થના કરતા એલિયા વિષે
શાસ્રમાં ઉલ્લેખ છે. ૩એલિયા બોલ્યો, "હે પ્રભુ, આ
લોકોએ તારા પ્રબોધકોને મારી નાખ્યા છે અને તારી
વેદીઓનો વિનાશ કર્યો છે. પ્રબોધકોમાં એક માત્ર હું
હજી જીવતો છું. અને હવે એ લોકો મને પણ મારી
નાખવાનો પ્રયત્ન કરી રહ્યા છે."* ૪પરંતુ દેવે એલિયાને
શું જવાબ આપ્યો, તે જાણો છો? દેવે તેને કહ્યું, "જે
૭,૦૦૦ માણસો હજી પણ મારી ભકિત કરે છે તેઓને
મેં મારા માટે રાખી મૂકયા છે. આ ૭,૦૦૦ માણસો

---

**"જે કોઈ વ્યકિત ... શરમાવું નહિ પડે"** યશા. ૨૮:૧૬.

**"પ્રભુમાં વિશ્વાસ ... તારણ પામશે"** યોએ.૨:૩૨.

**"સુવાર્તા લાવનાર ... સુંદર છે"** યશા. ૫૨:૭.

**"હે પ્રભુ ... કોણ હતા"** યશા.૫૩:૧.

**"એ લોકો ... કરે છે"** યશા. ૬૫:૨.

**"હે પ્રભુ આ ... કરી રહ્યાં છે"** ૧ રા. ૧૯:૧૦, ૧૪.

'બઆલ'ની આગળ ઘૂંટણે પડયા નથી." [5]એવું જ અત્યારે પણ છે. થોડાક માણસો એવા છે કે જેઓ દેવ કૃપાથી પસંદ કરાયા છે. [6]અને જો દેવ-કૃપાને કારણે એમની પસંદગી થઈ હોય, અને તેઓ દેવના માણસો થયા હોય, તો તે તેઓનાં કર્મોને આધારે નહિ પરંતુ તેમનાં કર્મોને આધારે તેઓ દેવના ખાસ માણસો થઈ શક્યા હોત તો, દેવ લોકોને કૃપાની જે બક્ષિસ આપે છે તે ખરેખર બક્ષિસ ન ગણાત.

[7]તો એ આમ થયું છે: ઈઝરાએલના (યહૂદી) લોકોએ દેવ-પ્રાપ્તિ માટે યોગ્યતા કેળવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેઓ સફળ ન થયા. પરંતુ દેવે જે માણસો પસંદ કર્યા, તેઓ સુપાત્ર થયા. બીજા લોકો કઠણ થયા અને તેમણે દેવનો આદેશ સાંભળવાનો ઈન્કાર કરી દીધો. [8]શાસ્ત્રોમાં લખ્યું છે તેમ:

"દેવે તેઓની પર ભર ઊંઘનો આત્મા રેડયો છે." *યશાયા ૨૯:૧૦*

"દેવે તેઓની આંખો બંધ કરી દીધી જેથી તેઓ સત્ય જોઈ શકે નહિ, અને દેવે તેઓના કાન પણ બંધ કરી દીધા જેથી કરીને તેઓ સત્ય સાંભળી શકે નહિ. અત્યાર સુધી આ સ્થિતિ ચાલુ જ રહી છે."

*પુર્નનિયમ ૨૯:૪*

[9]અને દાઉદ કહે છે :

"મિજબાની ઉડાવતા લોકો ભલે ફસાઈ જાય, અને પકડાઈ જાય. ભલે તેઓને પડવા દો અને શિક્ષા થવા દો.
[10] તેઓ જોઈ શકે નહિ એવી તેઓની આંખો અંધકારમય થાઓ, અને તેઓની પીઠ તું સદા વાંકી વાળ, અને પછી હંમેશને માટે ભલે તેઓ દુ:ખ ભોગવે."

*ગીતશાસ્ર ૬૯:૨૨-૨૩*

[11]તેથી હું પૂછી રહ્યો છું; "યહૂદીઓની પડતીના કારણે શું તેઓ તેમનો વિનાશ લાવ્યા? ના! એમની ભૂલો જ બિનયહૂદી લોકો માટે મુક્તિ લાવી. અને યહૂદીઓમાં ઈર્ષા ઉત્પન્ન થાય માટે આમ બન્યું. [12]જો કે યહૂદીઓની ભૂલ આખી દુનિયા માટે સમૃદ્ધ આશીર્વાદો લઈ આવી. અને યહૂદીઓએ જે ખોયું તે બાબતે બિનયહૂદી લોકો માટે અઢળક આશિષ લાવી. દેવની ઈચ્છા પ્રમાણે યહૂદીઓ જયારે લોકો પ્રત્યે દયાળુ બનશે ત્યારે આખી દુનિયા ખરેખર વધારે સમૃદ્ધ આશીર્વાદો પ્રાપ્ત કરશે. [13]હવે, જે લોકો યહૂદી નથી તેમને હું સંબોધું છું. બિનયહૂદીઓનો પણ હું પ્રેરિત છું. તેથી જ્યાં સુધી મારે એ કાર્ય કરવાનું છે, ત્યાં સુધી હું મારાથી શક્ય હોય એવી સર્વોત્તમ રીતે કરીશ. [14]મને આશા છે કે હું મારા પોતાના લોકોને ઈર્ષાળુ બનાવી શકીશ. એ રીતે કદાચ એમાંના કેટલાએકને હું બચાવી શકીશ. [15]દેવ યહૂદીઓથી વિમુખ થઈ ગયો. જ્યારે એવું થયું ત્યારે દેવે દુનિયાના અન્ય લોકો સાથે મૈત્રી કરી. તેથી જ્યારે દેવ યહૂદીઓનો સ્વીકાર કરશે, ત્યારે લોકોને ખરેખર મૃત્યુ પછીનું તે સાચું જીવન પ્રાપ્ત થશે.

[16]જો રોટલીનો પ્રથમ ટૂકડો દેવને અર્પણ કરવામાં આવે છે, તો તે આખી રોટલી પવિત્ર બની જાય છે. જો વૃક્ષનાં મૂળિયાં પવિત્ર હોય તો વૃક્ષની ડાળીઓ પણ પવિત્ર હોય છે.

[17]એ વાત એવી છે જાણે કે ઉછેરવામાં આવેલ જૈતૂન વૃક્ષની કેટલીક ડાળીઓ કાપી નાખવામાં આવી છે અને જંગલી જૈતૂન વૃક્ષની એક ડાળીની તેમાં કલમ કરવામાં આવી છે. તમે બિનયહૂદીઓ તે જંગલી ડાળી જેવા છો, અને તમે હવે પ્રથમ વૃક્ષની શકિત અને જીવનના સહભાગી થયા છો. [18]તેથી અસલ વૃક્ષની ડાળીઓ જે કાપી નાખવામાં આવી હતી, તે વિષે તમે ગર્વ કરશો નહિ. એનું ગર્વ કરવા માટે તમારી પાસે કોઈ યોગ્ય કારણ પણ નથી. શા માટે? કેમ કે તમે એ અસલ વૃક્ષનાં મૂળિયાંને જીવન આપતા નથી. તે મૂળિયાં તમને જીવન આપે છે, તમારા જીવનને આધાર આપે છે. [19]તમે કહેશો, "ડાળીઓ એટલા માટે તોડી નાખવામાં આવી હતી કે જેથી કરીને હું તે ઝાડમાં જોડાઈ શકું." [20]એ સાચું છે. પરંતુ એ ડાળીઓ તોડી નાખવામાં આવી હતી કેમ કે અસલ વૃક્ષમાં તેઓને વિશ્ર્વાસ ન હતો. અને તમે એ અસલ વૃક્ષના ભાગ બની જીવી રહ્યા છો, કારણ કે તમે વિશ્ર્વાસ ધરાવો છો. અભિમાન ન કરશો, પરંતુ દેવનો ડર રાખો. [21]જેમ દેવે એ વૃક્ષની કુદરતી ડાળીઓને રહેવા ન દીધી, એ જ રીતે જો તમે વિશ્ર્વાસ નહિ રાખો તો, દેવ તમને પણ રહેવા નહિ દે.

[22]આમ, તમે જોઈ શકો છો કે દેવ દયાળુ છે, પરંતુ તે ઘણી સખતાઈ પણ રાખી શકે છે. જે લોકો દેવને અનુસરવાનું બંધ કરે છે તેઓને દેવ શિક્ષા કરે છે. પરંતુ જો તમે દેવની દયા હેઠળ જીવન જીવતા હશો તો તે

હંમેશા તમારા પ્રત્યે કૃપાળુ રહેશે. જો તમે દેવની દયાને
અનુસરવાનું ચાલુ નહિ રાખો તો વૃક્ષમાંથી ડાળીની
જેમ કપાઈ જશો. ૨૩અને જો યહૂદીઓ ફરીથી દેવમાં
માનતા થશે તો, દેવ એમને ફરી પાછા અપનાવી લેશે.
તેઓ જ્યાં હતા ત્યાં મૂળ સ્થાને તેમને પુન:સ્થાપિત
કરવા દેવ સમર્થ છે. ૨૪કોઈ જંગલી ડાળી એક સારા
વૃક્ષનું અંગ બને એ કાંઈ કુદરતી ઘટના નથી. તમે
બિનયહૂદીઓ તો કોઈ જંગલી જૈતૂન વૃક્ષની તૂટેલી
ડાળી જેવા છો. અને એક સારા જૈતૂન વૃક્ષ સાથે તમને
જોડવામાં આવ્યા હતા. પરંતુ પેલા યહૂદીઓ તો સારા
વૃક્ષની ફૂટેલી ડાળી જેવા છે. તેથી, તેમના પોતાના
અસલ વૃક્ષ સાથે તેમને ફરીથી જોડી શકાય છે.
૨૫ભાઈઓ તથા બહેનો, આ રહસ્યમય સત્ય હું
તમને સમજાવવા માગું છું. હું ઈચ્છું છું કે આ સત્ય
તમને સમજવા માટે સહાયરૂપ થશે કે તમે સર્વજ્ઞ નથી.
તો સત્ય આ છે: ઈઝરાએલના એક ભાગને હઠીલો
બનાવવામાં આવ્યો છે. પરંતુ પુરતા પ્રમાણમાં
બિનયહૂદીઓ જ્યારે દેવના શરણે આવશે ત્યારે એ સ્થિતિ
પણ બદલાશે. ૨૬અને એ રીતે આખા ઈઝરાએલને
બચાવશે. શાસ્ત્રોમાં લખેલું છે:

"સિયોનમાંથી ઉદ્ધાર કરનાર આવશે; તે યાકૂબના
કુટુંબના અધર્મને તથા સર્વ અનિષ્ટોને દૂર કરશે.
૨૭ અને જ્યારે હું તેઓનાં પાપ દૂર કરીશ, ત્યારે
તેઓની સાથેનો મારો કરાર પૂર્ણ થશે."

*યશાયા ૫૯:૨૦–૨૧; ૨૭:૯*

૨૮યહૂદીઓ સુવાર્તા સ્વીકારવાનો ઈન્કાર કરે છે,
તેથી તેઓ દેવના શત્રુ છે. તમે બિનયહૂદીઓને મદદ
કરવા આમ કર્યુ છે. પરંતુ એ ભૂલશો નહિ કે યહૂદીઓ
હજુ પણ દેવની ખાસ પસંદગી પામેલા લોકો છે. તેથી
દેવ તેઓને ખૂબ જ ચાહે છે. દેવે તેમના બાપદાદાઓને
વચનો આપ્યાં હતાં, તેથી દેવ તેમને ચાહે છે. ૨૯દેવ
જ્યારે જે લોકોને પાસે બોલાવીને એમને કંઈક આપે
છે, તે પછી દેવ લોકોને આપેલું પોતાનું વચન કદી પણ
પાછું ખેંચી લેતો નથી. ૩૦એક સમય એવો હતો કે
જ્યારે તમે દેવના આદેશનો અનાદર કરતા હતા. પરંતુ
હમણા તમે દયાપાત્ર બન્યા, કેમ કે પેલા યહૂદી લોકોએ
દેવ–આજ્ઞાનો અનાદર કર્યો છે. ૩૧અને હવે યહૂદીઓ
આજ્ઞાપાલનનો અનાદર કરે છે, કેમ કે દેવે તમને ક્ષમા
આપી છે. પરંતુ આમ એટલા માટે બન્યું. તેઓની ઉપર
દેવ દયા કરે. ૩૨દેવ–આજ્ઞાનો અનાદર બધા લોકોએ
કર્યો જ છે. આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા બધા લોકોને દેવે
એક સાથે એક જગ્યાએ એકત્રિત કરી રાખ્યા છે, જેથી
કરીને તે તેઓ પર દયા વરસાવી શકે.

### દેવની સ્તુતિ

૩૩હા, દેવની સમૃદ્ધિ અત્યંત મહાન છે! દેવની કૃપા
અને ક્ષમા અપરંપાર છે! દેવનું જ્ઞાન અને વિવેક–બુદ્ધિ
અનંત છે! દેવના નિર્ણયોને કોઈ પણ વ્યક્તિ સમજી
શકશે નહિ. દેવના માર્ગો કોઈ પણ વ્યક્તિ સમજી
શકશે નહિ. ૩૪શાસ્ત્ર કહે છે તેમ,

"પ્રભુનું મન કોણે જાણ્યું છે? તેનો મંત્રી કોણ
થયો છે?"

*યશાયા ૪૦:૧૩*

૩૫ "દેવને કોઈએ કઈ પણ ક્યારે આપ્યું છે? દેવ
કોઈ પણ વ્યક્તિનો ઋણી નથી. જેથી કોઈને
પાછું ભરી આપવામાં આવે?"

*અયૂબ ૪૧:૧૧*

૩૬હા, બધી વસ્તુઓના સર્જક દેવ છે. અને દરેક
વસ્તુ દેવ દ્વારા અને દેવ માટે જ ટકી રહે છે. દેવનો
સર્વકાળ મહિમા થાઓ! આમીન.

### તમારું જીવન દેવને સમર્પિત કરો

**૧૨** હે ભાઈઓ તથા બહેનો, હું તમને વિનંતી
કરું છું કે હવે તમે કંઈક કરો. દેવે આપણા પ્રત્યે
પુષ્કળ દયા દર્શાવી છે. તેથી દેવની દયાની ખાતર તમે
તમારા શરીરોનું જીવતું, પવિત્ર તથા દેવને પસંદ પડે
એવું અર્પણ કરો. તમારું અર્પણ માત્ર પ્રભુ અર્થે જ
થાય, અને તેથી દેવ પ્રસન્ન થશે. તમારું અર્પણ દેવની
સેવાનો આધ્યાત્મિક માર્ગ છે. ૨આ દુનિયાના લોકો
જેવા થવા માટે તમે તમારા જીવનનું પરિવર્તન કરશો
નહિ. પરંતુ નવી વિચાર–શૈલી અપનાવીને તમે તમારા
જીવનમાં પૂર્ણ રીતે આંતરિક પરિવર્તન પામો, તો જ
દેવ તમારા માટે શું ઈચ્છે છે તે તમે નક્કી કરી શકશો
અને તે સ્વીકારી શકશો. તમે જાણી શકશો કે કઈ વસ્તુઓ
સારી છે અને દેવને પ્રિય છે, અને કઈ વસ્તુઓ સંપૂર્ણ
છે. ૩દેવે મને એક વિશિષ્ટ કૃપાદાન આપ્યું છે. તેથી જ
તો તમારામાંની દરેક વ્યક્તિને મારે કંઈક કહેવાનું છે.
તમે એવું ન માની લો કે તમે ખરેખર જેવા છો તેના
કરતાં તમે વધારે સારા છો. તમે ખરેખર જેવા છો તેવા

તમારી જાતને ઓળખો. દેવે તમને કઈ જાતનો વિશ્વાસ આપ્યો છે, એના આધારે નક્કી કરો કે તમે કોણ છો! ૪આપણામાંના દરેક માનવને એક શરીર છે, અને એ શરીરને ઘણાં અવયવો છે. આ બધાં અવયવો એક જ પ્રકારનું કાર્ય કરતાં નથી. ૫આપણી સાથે એમ જ છે, જો કે આપણે લોકો ઘણા છીએ. પરંતુ આપણે ઘણા હોવા છતાં ખ્રિસ્તમાં એક શરીર છીએ. અને અરસપરસ એકબીજાનાં અવયવો છીએ. ૬આપણ સૌને જુદાં જુદાં કૃપાદાનો મળેલ છે. આપણા પર થએલ દેવની કૃપાને કારણે પ્રત્યેક કૃપાદાન આપણને પ્રાપ્ત થયેલ છે. જો કોઈ વ્યકિતને પ્રબોધ કરવાનું કૃપાદાન મળ્યું હોય તો એ વ્યકિતએ પૂરા વિશ્વાસથી પ્રબોધ કરવો જોઈએ. ૭જો કોઈ વ્યકિતને સેવા કરવાનું કૃપાદાન હોય, તો તેણે માનવોની સેવા કરવી જોઈએ. કોઈ વ્યક્તિને શિક્ષણ આપવાનું કૃપાદાન હોય, તો તેણે લોકોને શિક્ષણ આપવામાં મંડયા રહેવું. ૮જો કોઈ વ્યકિતને એવું કૃપાદાન મળ્યું હોય કે તે બીજા લોકોને આશ્વાસન આપી શકે, તો તેણે દુ:ખી લોકોને આશ્વાસન આપવું જોઈએ. અન્ય લોકોને મદદરૂપ થવા કોઈ વ્યકિતને દાન આપવાની ક્ષમતા પ્રાપ્ત થઈ હોય, તો તેણે ઉદારતાથી દાન કરવું જોઈએ. કોઈ વ્યકિતમાં અધિકારી થવાની આવડત હોય, તો તેણે સારો અધિકાર ચલાવવા સખત શ્રમ કરવો જોઈએ. જો કોઈ વ્યકિતમાં અન્ય લોકો પ્રત્યે દયા દર્શાવવાનું કૃપાદાન મળ્યું હોય તો તેણે ઉમંગથી એ કાર્ય ઉપાડી લેવું જોઈએ.

૯તમારો પ્રેમ સાચો હોવો જોઈએ. ભૂંડું છે તેને ધિક્કારો. માત્ર સારાં જ કર્મો કરો. ૧૦જે રીતે ભાઈઓ-બહેનો વચ્ચે પ્રેમ હોય છે એ રીતે તમે એક બીજાને પ્રેમ કરો, જેથી તમને એ આત્મીયતાનો અનુભવ થાય. તમે માન-સન્માનની જે અપેક્ષા રાખો છો, તેના કરતાં વધારે માન-સન્માન તમારા ભાઈ-બહેનોને આપવું જોઈએ. ૧૧દેવનું કાર્ય કરવાની જરૂર હોય ત્યારે તમે આળસુ ન થાઓ. અને જ્યારે દેવની સેવા કરો ત્યારે પૂર્ણ આધ્યાત્મિક ઉત્સાહ સાથે કરો. ૧૨ઉજ્જવળ ભવિષ્યની આશા છે તેથી આનંદમાં રહો. જ્યારે મુશ્કેલીઓ આવે ત્યારે ધીરજ રાખો. અને હંમેશા દેવની પ્રાર્થના કરો. ૧૩દેવના લોકો જેમને મદદની જરૂર છે, તેમના સંતોષ માટે તેમના સહભાગી બનો. એવા લોકોની મહેમાનગતી કરો.

૧૪જે લોકો તમારું ખરાબ કરતા હોય, તેમના વિષે ફક્ત સારું જ બોલો. એમને શાપ ન આપો, પરંતુ એમને આશીર્વાદ જ આપો. ૧૫બીજાના આનંદમાં આનંદી થાઓ, અને બીજાના દુ:ખમાં તમે એમના સહભાગી બનો. ૧૬એક બીજા સાથે હળીમળીને રહો અને શાંતિથી જીવો, અભિમાની બનશો નહિ. બીજા લોકોને મન જે માણસો અગત્યના ન હોય, તેવાની મિત્રતા કરવા તૈયાર રહો. મિથ્યાભિમાની ન બનો.

૧૭જો કોઈ તમને નુકસાન કરે તો તેને નુકસાન પહોંચાડીને વેર વાળવાની વૃત્તિ ન રાખો. બધા લોકો જેને સારા કાર્યો તરીકે સ્વીકારે છે, એવાં કાર્યો જ તમે કરો. ૧૮સૌ લોકો સાથે શાંતિથી જીવવા માટે તમારા તરફથી બને તેટલો સારામાં સારો પ્રયત્ન કરો. ૧૯હે મારા મિત્રો, જ્યારે લોકો તમને નુકસાન કરે, ત્યારે એમને શિક્ષા કરવાનો પ્રયત્ન ન કરો. દેવના પોતાના કોપથી એમને શિક્ષા કરે ત્યાં સુધી રાહ જુઓ. શાસ્રમાં લખેલું છે: "પાપીઓને શિક્ષા કરનાર હું જ એક માત્ર છું; હું તેમનો બદલો લઈશ,"* એમ પ્રભુ કહે છે. ૨૦પરંતુ તમારે આમ કરવું જોઈએ: "જો તારો દુશ્મન ભૂખ્યો હોય તો એને ખવડાવ. જો તારો દુશ્મન તરસ્યો હોય તો તેને પાણી પા; આ રીતે તું એ માણસને શરમિંદો બનાવી શકીશ."* ૨૧ભૂંડાથી તું હારી ન જા, પણ સારાં કર્મો કરીને તારે ભૂંડાંનો પરાજય કરવો.

૧૩ દરેક માણસે મુખ્ય અધિકારીઓના હુકમનું પાલન કરવું જ જોઈએ. જે અધિકારી છે તેઓને દેવ દ્વારા એ સત્તા આપવામાં આવી છે. અને અત્યારે જે લોકો શાસન કરી રહ્યા છે, તેમને પણ દેવ દ્વારા એ સત્તા આપવામાં આવી છે. ૨તેથી જે વ્યકિત સરકારની વિરુદ્ધમાં હોય તે ખરેખર તો દેવના આદેશની વિરુદ્ધમાં છે. સરકારની વિરુદ્ધ જતા લોકો પોતે શિક્ષા વહોરી લે છે. ૩જે લોકો સારાં કાર્યો કરતા હોય તેમણે સરકારી અધિકારીઓથી ડરવાની જરૂર નથી. પરંતુ જે લોકો ખોટાં કામો કરતા હોય તેમને તો અધિકારીઓનો ડર લાગવો જ જોઈએ. શું તમારે શાસકોના ડરમાંથી મુક્ત થવું છે? તો તમારે સારાં કામો કરવાં જોઈએ. જો તમે સારાં કાર્યો કરશો તો સરકારી અધિકારીઓ તમારાં વખાણ કરશે. ૪શાસક તો દેવનો સેવક છે. જે તમને મદદ કરે છે. પરંતુ જો તમે કંઈક ખોટું કરશો તો તમારે ડરવું પડશે. શાસક પાસે શિક્ષા કરવાની સત્તા હોય છે, અને તે એ સત્તાનો ઉપયોગ કરશે. ખોટાં કામો કરનાર લોકોને સજા કરતો અધિકારી દેવનો સેવક છે. ૫તેથી તમારે સરકારના નિયમોનું પાલન કરવું જ જોઈએ. તમારે સરકારી કાયદાઓનું પાલન કરવું જોઈએ કારણ

---

**"પાપીઓને ... લઈશ."** પુન. ૩૨:૩૫.

**"જો તારો ... બનાવી શકીશ" નીતિ.** ૨૫:૨૧-૨૨.

કે જો તમે પાલન ન કરો તો તમને શિક્ષા થાય. તમારે
એટલા માટે પણ કાયદાનું પાલન કરવું જોઈએ કેમ કે,
એમ કરવું જ યોગ્ય છે એ તમે જાણો છો.
૬અને તેથી જ તમે કરવેરા પણ ચૂકવો છો. જે સત્તાધારી
છે તે દેવ માટે કાર્ય કરે છે અને શાસન કાર્યમાં પોતાનો
બધો સમય આપે છે. ૭જે લોકોનું ઋણ તમારા માથે
હોય તે તેમને ચૂકવો. કોઈ પણ જાતના કરવેરા કે કોઈ
પણ જાતનું દેવું તમારા પર હોય તો તે ભરપાઈ કરી દો.
જે લોકોને માન આપવા જેવું હોય તેમને માન આપો.
અને જેમનું સન્માન કરવા જેવું હોય તેમનું સન્માન
કરો.

### અન્ય લોકોને પ્રેમ કરવો એ જ માત્ર નિયમ છે

૮કોઈનું કોઈ પણ પ્રકારનું દેવું રાખશો નહિ. પરંતુ
હંમેશા એક બીજાના પ્રેમના ઋણી રહો. જે વ્યક્તિ
બીજા લોકોને પ્રેમ કરે છે તેણે ખરેખર નિયમની બધી
જ જરૂરિયાતો પરિપૂર્ણ કરી છે એમ ગણાશે. ૯હું આમ
શા માટે કહું છું? કારણ કે નિયમશાસ્ત્ર કહે છે, "તારે
વ્યભિચારનું પાપ ન કરવું જોઈએ, ખૂન ન કરવું,
કશાયની ચોરી ન કરાય, બીજા લોકોની વસ્તુઓ મેળવી
લેવાની ઈચ્છા ન કરાય."* આ અને બીજી બધી
આજ્ઞાઓ કે આદેશો ખરેખર તો એક જ નિયમમાં સમાઈ
જાય છે: "જે રીતે તમે તમારી જાતને પ્રેમ કરો છો, એ
જ રીતે પોતાના પડોશી પર પણ પ્રેમ કરો."* ૧૦પ્રેમ
બીજા લોકોને ઈજા કે દુઃખ પહોંચાડી શકતો નથી. તેથી,
નિયમના બધા જ આદેશોનું પાલન કરવું કે તેને પ્રેમ
કરવો એ બધું એક જ છે.
૧૧આ બધી વાત હું તમને એટલા માટે કહું છું કે,
તમે જાણો છો તેમ, આપણે સૌ મહત્વપૂર્ણ સમયમાં
જીવી રહ્યા છીએ. હા, તમારી નિંદ્રામાંથી જાગ્રૃત થવાનો
હવે સમય આવ્યો છે. પછી જ્યારે આપણે વિશ્વાસીઓ
બન્યા તેના કરતાં હવે તારણનો સમય આપણી વધુ
નજીક છે. ૧૨"રાત"* લગભગ સમાપ્ત થઈ ચૂકી છે.
"દિવસ"* ઊગી રહ્યો છે. તેથી આપણે અંધકારનાં કામો
(પાપ) કરવાનું હવે બંધ કરવું જોઈએ. સત્કર્મોના કાર્યો
માટે આપણે પ્રકાશના શસ્ત્રોથી સજ્જ થવું જોઈએ.
૧૩પ્રકાશમાન દિવસમાં રહેતા લોકોની જેમ આપણે વર્તવું
જોઈએ. મોંજ મસ્તીથી છલકાતી ખર્ચાળ મિજબાનીઓ
આપણે ઉડાવવી ન જોઈએ. મદ્યપાન કરીને આપણે
નશો ન કરવો જોઈએ. આપણે આપણાં અવયવો વડે
જાતીય વાસનાનું પાપ કે બીજાં કોઈ પણ પાપ ન કરવાં
જોઈએ. આપણે (બિનજરૂરી) દલીલો કરીને મુશ્કેલીઓ
ઊભી કરવી ન જોઈએ, અથવા ઈર્ષાળુ ન બનવું જોઈએ.
૧૪પરંતુ પ્રભુ ઈસુ ખ્રિસ્તને પહેરી લો. તમારામાં રહેલો
પાપનો અંશ તમને જે ખરાબ ઈચ્છાઓ કરાવે છે, તેને
સંતોષવાના વિચારો ન કરો.

### બીજા લોકોની ટીકા ન કરો

૧૪ વિશ્વાસમાં જે માણસ નબળો હોય તો તેનો
તમે તમારી મંડળીમાં સ્વીકારવા માટે ઈન્કાર
ન કરશો. અને એ વ્યક્તિના જુદા વિચારો વિષે એની
સાથે દલીલબાજીમાં ન ઉતરશો. ૨એક વ્યક્તિ એવું
માને છે કે એને મન ફાવે તેમ તે કોઈ પણ જાતનો
ખોરાક ખાઈ શકે છે. પરંતુ નિર્બળ વિશ્વાસ ધરાવનાર
માણસ એવું માને છે કે તે ફક્ત શાકભાજી જ ખાઈ
શકે છે. ૩કોઈ પણ જાતનો ખોરાક લેનાર માણસે એવું
માની લેવું ન જોઈએ કે તે શુદ્ધ શાકાહારી વ્યક્તિ કરતાં
વધારે સારો છે. અને ચુસ્ત શાકાહારી માણસે પણ એવું
માનવું ન જોઈએ કે બધી જાતનો ખોરાક લેનાર માણસ
ખોટો છે. કેમ કે દેવે તેનો પણ સ્વીકાર કર્યો છે. ૪બીજા
માણસના નોકર વિષે તમે અભિપ્રાય આપી ન શકો.
નોકર કામ બરાબર કરે છે કે નહિ, એ તો ફક્ત એનો
પોતાનો જ શેઠ નક્કી કરી શકે. અને પ્રભુનો સેવક
ન્યાયી હશે કારણ કે તેને ન્યાયી કે સુપાત્ર બનાવવા
પ્રભુ સમર્થ છે.
૫કોઈ માણસ એવું માની શકે કે કોઈ એક દિવસ તે
બીજા કોઈ દિવસ કરતાં વધારે મહત્વનો છે. અને વળી
બીજો કોઈ માણસ એવું માની શકે કે બધા દિવસ એક
સરખા જ છે. ખરી વાત તો એ છે કે દરેક માણસે
મનમાં પોતાની માન્યતાઓ વિષે બરાબર સ્પષ્ટ હોવું
જોઈએ. ૬બીજા દિવસો કરતાં અમુક જ દિવસ વધારે
અગત્યનો છે એવું માનનાર માણસ પ્રભુને માટે એવું
કરી રહ્યો છે. અને બધું જ ખાનાર માણસ પણ દેવને
માટે એવું કરી રહ્યો છે. હા, એ ખોરાક માટે તે દેવનો
આભાર માને છે. અને અમુક ખોરાક ખાવાનો ઈન્કાર
કરનાર માણસ પણ પ્રભુને ખાતર એમ કરી રહ્યો છે.
એ પણ દેવનો આભાર માને છે. ૭હા, આપણે સૌ

---

**"તારે … ન જ કરાય"** નિ. ૨૦:૧૩–૧૫, ૧૭.

**"જે રીતે તમે … પણ પ્રેમ કરો"** ૧૯:૧૮.

**રાત** પાપમય જગતનું પ્રતિક

**દિવસ** સારા સમયનું પ્રતિક જે આવી રહ્યો છે.

પ્રભુને ખાતર જીવીએ છીએ. આપણે કાંઈ આપણી પોતાની જાત માટે જીવતા કે મરતા નથી. ૮જો આપણે જીવીએ છીએ તો તે પ્રભુને ખાતર જ જીવીએ છીએ. અને જો આપણે મરીએ છીએ તો તે પણ પ્રભુને ખાતર જ. આમ, જીવતાં કે મરતાં આપણે પ્રભુના જ છીએ.

૯તેથી જ તો ખ્રિસ્ત મરણ પામ્યો અને પાછો મૃત્યુમાંથી સજીવન થયો. ખ્રિસ્તે આ પ્રમાણે કર્યુ જેથી કરીને જે લોકો મરણ પામ્યા છે અને જેઓ હજી જીવતા છે તે સૌનો પ્રભુ થાય.૧૦તો પછી ખ્રિસ્તમાં વિશ્વાસ રાખનાર તમારા ભાઈ વિષે તમે શા માટે સારો કે ખરાબ અભિપ્રાય બાંધો છો? અથવા તો તમારા ભાઈ કરતાં તમે વધારે સારા છો, એમ તમે શા માટે વિચારો છો? આપણે બધાએ દેવના ન્યાયાસન આગળ ઉપસ્થિત થવાનું છે અને તે આપણા સૌનો ન્યાય કરશે. ૧૧હા, શાસ્ત્રમાં લખેલું છે: પ્રભુ કહે છે કે,

"પ્રત્યેક વ્યક્તિ મારી આગળ ઘૂંટણીએ પડીને
નમન કરશે અને પ્રત્યેક વ્યક્તિ કબૂલ કરશે કે,
હું દેવ છું. હું જીવું છું એ જેટલું ચોક્કસ છે,
એટલું ચોક્કસ એ રીતે આ બધું બનશે"
*યશાયા ૪૫:૨૩*

૧૨આમ, પોતાના જીવન વિષે આપણામાંની દરેક વ્યક્તિએ દેવને જવાબ આપવો પડશે.

### બીજા લોકો પાસે પાપ કરાવશો નહિ

૧૩આમ આપણે એકબીજાનો ન્યાય તોળવાનું બંધ કરવું જોઈએ. આપણે એવો નિર્ણય લેવો પડશે કે આપણે એવું કાંઈ પણ ન કરવું કે જે કોઈ ભાઈ કે બહેનને નિર્બળ બનાવે કે તેને પાપમાં પાડે. ૧૪હું તો પ્રભુ ઈસુમાં છું. અને હું જાણું છું કે એવો કોઈ ખોરાક નથી કે જે ખાવા માટે નકામો હોય. પરંતુ જો કોઈ માણસ એવું માનતો હોય કે કોઈ વસ્તુ તેના માટે ખોટી કે નકામી છે, તો તેના માટે તે ખોટું જ છે. ૧૫જો તમે જે કાંઈ ખોરાક લેતા હોય અને તેનાથી તમારા ભાઈની લાગણી દુભાતી હોય તો તમે પ્રેમનો માર્ગ અનુસરતા નથી. તેને ખાવાનો આગ્રહ કરીને તેના વિશ્વાસનો નાશ કરશો નહિ. એ માણસ માટે ઈસુ મરણ પામ્યો છે. ૧૬તમારું જે સારું છે તે વિષે ભૂંડું બોલાય એવું કશું કરશો નહિ. ૧૭દેવના રાજ્યમાં ખાવું અને પીવું એ અગત્યની બાબતો નથી. તેનાં કરતાં અગત્યની બાબતો દેવના રાજ્યમાં તો દેવની સાથે ન્યાયી થવું અને શાંતિ અને પવિત્ર આત્મામાં આનંદ અનુભવવો તે છે. ૧૮જે કોઈ વ્યક્તિ આ રીતે જીવન જીવીને ખ્રિસ્તની સેવા કરે છે તે દેવને પ્રસન્ન કરે છે. અને બીજા લોકો પણ એ વ્યક્તિનો સ્વીકાર કરે છે.

૧૯જે કામો કરવાથી શાંતિ સ્થપાતી હોય એવું કરવા આપણે સખત પરિશ્રમ કરીએ. અને જેનાથી એક બીજાને મદદ થાય એવું કરવાનો આપણે પ્રયત્ન કરીએ. ૨૦અમુક જ ખોરાક ખાવાની બાબત પર ભાર મૂકીને દેવનું કાર્ય નષ્ટ ન થવા દો. ખાવાની બાબતમાં બધો જ ખોરાક ખાવા લાયક હોય છે. પરંતુ જે ખાવાથી બીજો માણસ જો પાપમાં પડતો હોય તો એ ખોરાક ખાવો યોગ્ય ન ગણાય. ૨૧સાચી વસ્તુ એ છે કે માંસ ખાવાથી કે દ્રાક્ષારસ પીવાથી કે એવું કાંઈ કરવાથી જો તમારા ભાઈનું આધ્યાત્મિક પતન થતું હોય તો તે યોગ્ય નથી. તેથી એવું કાંઈ પણ ન કરવું જેનાથી કોઈનું પણ આધ્યાત્મિક પતન થાય.

૨૨આવી બાબતો વિષેની તમારી અંગત માન્યતાઓને તમારી અને દેવની વચ્ચે ગુપ્ત રાખવી જોઈએ. અપરાધ કર્યો હોય એવી લાગણી અનુભવ્યા વગર જે વ્યક્તિ પોતે જેને સાચું કે યોગ્ય માનતો હોય એવું કરી શકે એવી વ્યક્તિને ધન્ય છે. ૨૩તે ખોરાક ખાવો યોગ્ય છે કે નહિ તેની ખાતરી કર્યા વગર જો કોઈ વ્યક્તિ તે ખાઈ લે તો તે પોતાની જાતને દોષિત માને છે. શા માટે? કારણ કે તે વ્યાજબી હતું એમ તેણે માન્યું નહોતું. અને જો કોઈ વ્યક્તિ જેમાં તેને વિશ્વાસ નથી કે તે સાચું છે અને તે કરે છે તો પછી તે પાપ છે.

**૧૫** આપણે સબળ વિશ્વાસુ છીએ. તેથી જે લોકો વિશ્વાસમાં નિર્બળ હોય તેવાને આપણે મદદ કરવી જોઈએ. એ લોકોની નિર્બળતાઓ નિભાવી લઈને આપણે એમને મદદ કરવી જોઈએ. આપણે આપણી જાતને ખુશ કરવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. ૨આપણામાંના દરેકે બીજાને પણ ખુશ કરવા જોઈએ. એમને મદદ કરવા આપણે આમ કરવું જોઈએ. એમનો વિશ્વાસ દઢ થાય એ માટે એમને મદદ કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ. ૩ખ્રિસ્ત પણ પોતાને ખુશ કરવાના પ્રયત્નમાં જીવન જીવ્યો ન હતો. તેના વિષે શાસ્રોએ કહ્યું છે તેમ: "જે લોકોએ તારું અપમાન કર્યુ છે, તેમણે મારું પણ અપમાન કર્યુ છે."* ૪ભૂતકાળમાં જે બધું લખવામાં આવ્યું હતું તે આપણને ઉપદેશ આપવા અને આપણામાં આશા જન્માવવા લખાયું હતું. આપણને

---

**"જે લોકોએ ... કર્યુ છે"** ગી.શા. ૬૯:૯.

ઉદ્ધારની આશા મળે એ માટે એ બધું લખાયું હતું, શાસ્રો આપણને જે ધીરજ અને શક્તિ આપે છે તેમાંથી આશા જન્મે છે. ૫ધીરજ અને શક્તિનો સ્રોત દેવ છે. દેવને મારી પ્રાર્થના છે કે ખ્રિસ્ત ઈસુ ઈચ્છે છે તેમ તમને સૌને હળીમળીને સાથે રહેવામાં દેવ તમારી મદદ કરે. ૬એમ કરવાથી તમે સૌ એક સૂત્રમાં બંધાશો. અને આમ તમે સૌ સાથે રહીને આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના પિતા દેવને મહિમાવંત કરશો. ૭ખ્રિસ્તે તમને સ્વીકાર્યા, તેવી રીતે તમારે એકબીજાને સ્વીકારવા જોઈએ. એમ કરવાથી દેવને મહિમા મળશે. ૮મારે તમને એ કહેવું છે કે દેવ જે વચન આપે છે તે સત્ય છે, એમ બતાવવા ખ્રિસ્ત યહૂદીઓનો સેવક થયો. દેવે યહૂદીઓના પૂર્વજોને જે જે વચનો આપ્યાં હતાં તે દેવ કરી બતાવશે, એ સાબિત કરવા માટે ખ્રિસ્તે આમ કર્યુ. ૯અને બિનયહૂદીઓ પણ દેવની દયાને માટે સ્તુતિ કરે, શાસ્રમાં લખ્યું છે,

"માટે હું બિનયહૂદીઓમાં તારી સ્તુતિ કરીશ;
અને તારા નામનાં સ્તોત્રો ગાઈશ."

*ગીતશાસ્ર ૧૮:૪૯*

૧૦શાસ્ર તો આમ પણ કહે છે:

"દેવના માણસોની (યહૂદીઓ) સાથે સાથે સૌ બિનયહૂદીઓએ પણ આનંદિત થવું જોઈએ."

*પુર્નનિયમ ૩૨:૪૩*

૧૧વળી શાસ્ર આમ પણ કહે છે :

"તમે સૌ બિનયહૂદીઓ પ્રભુની સ્તુતિ કરો; અને સઘળાં લોકો પ્રભુનાં ગુણગાન ગાઓ."

*ગીતશાસ્ર ૧૧૭:૧*

૧૨અને યશાયા પ્રબોધક કહે છે:

"યશાઈના વંશમાંથી* એક વ્યક્તિ આવશે. તે વ્યક્તિ બિનયહૂદીઓ પર રાજ કરવાને આવશે; અને એ વ્યક્તિને કારણે બિનયહૂદીઓને આશા પ્રાપ્ત થશે."

*યશાયા ૧૧:૧૦*

૧૩હવે દેવ કે જેના પર તમે આશા રાખો છો, તે તમને તમારા વિશ્વાસને પૂર્ણ આનંદ અને શાંતિથી ભરી દો. જેથી કરીને તમે તે પવિત્ર આત્માના સામર્થ્ય દ્વારા ભરપૂર આશાથી તમે છલકાઈ જાઓ.

### પાઉલ પોતાના કાર્ય વિષે કહે છે

૧૪મારા ભાઈઓ તથા બહેનો, મને ખાતરી છે કે તમે ભલાઈથી ભરપૂર છો. હું જાણું છું કે જરૂર હોય એટલું સર્વ પ્રકારનું જ્ઞાન તમે ધરાવો છો, અને તમે એકબીજાને ચેતવણી આપી શકો એમ છો. ૧૫એ છતાં વિદેશીઓ પવિત્ર આત્માથી પાવન થઈને માન્ય અર્પણ થાય, માટે દેવની સુવાર્તાનો યાજક થઈને હું વિદેશીઓ પ્રત્યે ખ્રિસ્ત ઈસુનો સેવક થાઉં. ૧૬એ કારણે દેવે મને જે કૃપાદાન આપ્યું છે તેને આધારે તમને ફરીથી સહેજ યાદ કરાવવા માટે વધારે હિંમત રાખીને મેં આ પત્ર તમારા પર લખ્યો છે.

૧૭આમ, ખ્રિસ્ત ઈસુમાં દેવ માટે હું જે કંઈ કરી શક્યો છું એનું મને ગૌરવ છે. ૧૮મેં પોતે જે કંઈ કર્યુ છે તે વિષે હું વાત નહિ કરું. બિનયહૂદી લોકો દેવની આજ્ઞા માને એવું એમને માર્ગદર્શન આપવામાં ખ્રિસ્તે મારી પાસે જે કાર્ય કરાવ્યું છે તે વિષે જ હું બોલીશ. મેં જે બાબતો કહી છે અને કરી છે, એને લીધે તેઓએ દેવની આજ્ઞા પાળી છે. ૧૯પરાક્રમોની શક્તિ અને જે મહાન વસ્તુઓ એમણે જોઈ છે, અને પવિત્ર આત્માના સામર્થ્યને લીધે એમણે દેવનો આદેશ માન્યો છે. યરૂશાલેમથી માંડીને ઈલ્લુરિકા સુધી બધે ફરી ફરીને મેં ખ્રિસ્તની સુવાર્તા સંપૂર્ણ રીતે પ્રગટ કરી છે. અને આમ મારા કાર્યનો એ ભાગ મેં પરિપૂર્ણ કર્યો છે. ૨૦જે જે સ્થળોએ લોકોએ કદી પણ ખ્રિસ્ત વિષે સાંભળ્યું ન હોય ત્યાં સુવાર્તા પ્રગટ કરવાનાં કાર્યને મેં હંમેશા મારું ધ્યેય બનાવ્યું છે. આમ કરવાનું કારણ એ છે કે બીજી કોઈ વ્યક્તિએ જ્યાં આ કાર્ય પહેલેથી જ શરૂ કરી દીધું હોય ત્યાં પહોંચી જઈને એણે કરેલા કાર્યના પાયા પર હું કામ ન કરું. ૨૧પણ, શાસ્રોમાં લખેલું છે:

"જે લોકોને તેના (ખ્રિસ્ત) વિષે કશું જ કહેવામાં નથી આવ્યું તે લોકો જોશે, અને જેઓના સાંભળવામાં આવ્યું નહોતું તેઓ સમજશે."

*યશાયા ૫૨:૧૫*

### રોમની મુલાકાત માટે પાઉલની યોજના

૨૨તેથી જ ઘણી વાર તમારી પાસે આવતાં મને

---

**યશાઈનો વંશ** ઈઝરાએલનો રાજા દાઉદનો પિતા. ઈસુ આ વંશમાં જનમ્યો હતો.

રોકવામાં આવતો હતો. જેથી મારે અહીં રોકાઈ જવું પડતું હતું.

૨૩હવે અહીં આ વિસ્તારોમાં મેં મારું કાર્ય પરિપૂર્ણ કર્યુ છે. વળી ઘણાં વર્ષોથી તમારી મુલાકાતે આવવાનું મને મન હતું. ૨૪તેથી હું જ્યારે સ્પેન જઈશ ત્યારે તમારી મુલાકાત લઈશ. હા, સ્પેન પ્રવાસે જતાં તમારી મુલાકાત લેવાની હું આશા રાખું છું, અને તમારી સાથે રહેવાથી મને ખૂબ આનંદ થશે. પછી તમે મારા પ્રવાસમાં મને મદદ કરી શકશો. ૨૫અત્યારે તો હું દેવના લોકોને મદદરૂપ થવા યરૂશાલેમ જઈ રહ્યો છું. ૨૬યરૂશાલેમમાં દેવના કેટલાક સંતો ગરીબ છે. મકદોનિયા અને અખાયાના વિશ્વાસુ લોકોએ તેઓને સારું કંઈ ઉઘરાણું કરવું, એ મકદોનિયાના તથા અખાયાના ગરીબ લોકોને મદદ કરવા એમણે દાન આપ્યું છે. ૨૭મકદોનિયા અને અખાયાના વિશ્વાસી ભાઈઓ આમ કરતાં આનંદ અનુભવતા હતા. અને યરૂશાલેમના વિશ્વાસીઓને એમણે ખરેખર મદદ કરવી જ જોઈએ. તેઓએ એમને મદદ કરવી જોઈએ કારણ કે તેઓ આ રીતે બિનયહૂદીઓ છે અને યહૂદીઓને ઈસુના આધ્યાત્મિક આશીર્વાદોના તેઓ ભાગીદાર થયા. તેથી યહૂદીઓને મદદ કરવા એમની પાસે જે કાંઈ હોય એનો એમણે ઉપયોગ કરવો જોઈએ. તેઓના માથે યહૂદીઓનું ઋણ છે. ૨૮મારે ખાતરી કરવી પડશે કે યરૂશાલેમના ગરીબ લોકોને જ આ બધા પૈસા મળે કે જે એમના માટે દાનમાં આપવામાં આવ્યા છે. આ કાર્ય પૂરું કર્યા પછી હું સ્પેન જવા નીકળીશ. સ્પેનના પ્રવાસે જતાં તમારી મુલાકાત લેવા માટે હું રોકાઈશ. ૨૯હું જાણું છું કે તમારી મુલાકાત વખતે તમારા માટે, હું ખ્રિસ્તના ભરપૂર આશીર્વાદો લાવીશ.

૩૦ભાઈઓ તથા બહેનો, મારા આ કાર્યમાં મને મદદ કરવા તમે મારા માટે દેવને પ્રાર્થના કરો એવી મારી તમને વિનંતી છે. આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત માટે આ કરો. પવિત્ર આત્મા આપણને પ્રેમ આપે છે તેટલા માટે આમ કરો. ૩૧યહૂદિયામાં રહેતા અવિશ્વાસીઓના હુમલામાંથી હું બચી જાઉં એવી પ્રાર્થના કરો. અને એવી પણ પ્રાર્થના કરો કે યરૂશાલેમ માટે હું જે મદદ લાવી રહ્યો છું તેનાથી ત્યાંના દેવના સંતો ખુશ થાય. ૩૨પછી, જો દેવની ઈચ્છા હશે તો હું તમારી પાસે સહર્ષ આવીશ અને તમારી સાથે હું વિસામો પામું એવી તમે મારે માટે આગ્રહપૂર્વક દેવની પ્રાર્થના કરીને મને મદદ કરો. ૩૩દેવ જે શાંતિદાતા છે તે સદાને માટે તમો સૌની સાથે રહો. આમીન.

### પાઉલ ઉપસંહારમાં આભાર–વિધિ કરે છે

**૧૬** હું તમને જણાવવા ઈચ્છું છું કે ખ્રિસ્તમાં આપણી બહેન ફેબી પર તમે વિશ્વાસ કરો. કિંખ્રિયામાં ખ્રિસ્તની મંડળીની તે ખાસ સેવિકા છે. ૨પ્રભુના નામે દેવના લોકોને શોભે તે રીતે તેનું સન્માન કરજો. તેણે ઘણા લોકોને તથા મને મદદ કરી છે. તેથી તે પણ તમારી પાસે મદદની માગણી કરે ત્યારે તેને સહાય કરજો.

૩પ્રિસ્કા અને અકુલાસને મારી સલામ કહેજો. ખ્રિસ્ત ઈસુની સેવામાં તેઓ મારી સાથે કાર્ય કરે છે. ૪મારો જીવ બચાવવા તેમણે પોતાનું જીવન જોખમમાં મૂક્યું હતું. હું એમનો આભારી છું, અને બધી જ બિનયહૂદી મંડળીઓ એમની આભારી છે. ૫અને વળી એમના ઘરમાં જે મંડળી છે તેને પણ મારી સલામ કહેશો.

મારા પ્રિય મિત્ર અપૈનિતસને મારા સ્નેહસ્મરણ પાઠવશો. આસિયા માઈનોરના પશ્ચિમ વિસ્તારમાં ખ્રિસ્તનો શિષ્ય થનાર તે પહેલો માણસ હતો. ૬મરિયમની ખબર પૂછશો, તમારા માટે એણે ઘણું સખત કામ કર્યુ છે. ૭આન્દ્રનિકસ અને જુનિયાસને સલામ કહેજો. તેઓ મારા સંબંધી છે, અને તેઓ મારી સાથે કેદમાં હતા. તેઓ તો દેવના કેટલાક અત્યંત મહત્વપૂર્ણ કાર્યકરોમાંના છે. મારી અગાઉ તેઓ ખ્રિસ્તમાં વિશ્વાસી હતા. ૮પ્રભુમાં મારા પ્રિય મિત્ર અંપ્લિયાતસને મારી સલામ પાઠવશો. ૯ઉર્બાનુસને મારી સલામ કહેજો. ખ્રિસ્તની સેવામાં જોડાયેલા તે મારા સહ–કાર્યકર છે. અને મારા પ્રિય મિત્ર સ્તાખુસની ખબર પૂછશો. ૧૦અપેલ્લેસને મારી સલામ કહેશો. તેની પરીક્ષા કરવામાં આવી હતી અને સાબિત થયું હતું કે તે ખ્રિસ્તને ખરેખર પ્રેમ કરે છે. અરિસ્તોબુલસના કુટુંબના સૌ સભ્યોને મારી સલામ પાઠવશો. ૧૧મારા સંબંધી હેરોદિયોનને સલામ કહેજો. નાર્કીસસ કુટુંબના જેઓ પ્રભુના છે તે સૌ સભ્યોને મારી સલામ પાઠવશો. ૧૨ત્રુફૈના અને ત્રુફોસાની મારા વતી ખબર પૂછશો. પ્રભુ માટે આ સ્ત્રીઓ ઘણી સખત મહેનત કરી રહી છે. પેર્સિસને મારી સ્નેહભીની યાદ પાઠવશો. એણે પણ પ્રભુ માટે ઘણો સખત પરિશ્રમ કર્યો છે. ૧૩રૂફસને સલામ કહેજો. પ્રભુની સેવામાં તે વિશિષ્ટ વ્યક્તિ છે. એની માને મારી સલામ પાઠવશો. એ તો મારી મા પણ થાય છે. ૧૪ખ્રિસ્તના શરણે આવેલા સૌ ભાઈઓ સાથે અસુંક્રિતસ, ફલેગોન, હર્મેસ, પાત્રબાસ તથા હાર્માસ છે તેઓને મારી સલામ કહેજો. ૧૫ફિલોલોગસ અને જુલિયા, નેર્યુસ તથા એની બહેન, અને ઓલિમ્પાસને મારી સલામ

પાઠવશો. અને એમની સાથે જે સંતો છે તે સૌને મારી
સલામ કહેજો. ૧૬તમે જ્યારે એક બીજાને મળો ત્યારે
મંડળીમાં આવનાર બધાને પવિત્ર ચુંબન વડે સલામ
કરજો. ખ્રિસ્તમાં વિશ્વાસ રાખનાર બધી મંડળીઓ તમને
સલામ કહે છે.

૧૭ભાઈઓ તથા બહેનો, એક બીજા વચ્ચે જે લોકો
ફાટફૂટ પડાવે છે એવા લોકોથી સંભાળીને રહેવા હું
તમને કહું છું. અન્ય લોકોનો વિશ્વાસ ડગાવી દેતા
લોકોથી ચેતતા રહેજો. તમે જે સાચો ઉપદેશ શીખ્યા
છો તેના તેઓ વિરોધી છે. એવા લોકોથી દૂર રહેજો.
૧૮એવા લોકો આપણા પ્રભુ ખ્રિસ્તની સેવા કરતા નથી.
તેઓ ખ્રિસ્તને માનતા નથી. તેઓ તો ફક્ત પોતાની
જાતને મઝા પડે એવાં કામો કરતા ફરે છે. જે સીધા–સાદા
લોકો ભૂંડું કે પાપ વિષે કશું જાણતા નથી, એમનાં સરળ
અને ભોળાં મનને ભરમાવવા તેઓ મીઠી–મીઠી
કાલ્પનિક વાતો કરે છે. ૧૯તમે લોકો દેવની આજ્ઞા પાળો
છો, એમ બધા વિશ્વાસીઓએ સાંભળ્યું છે. તેથી એ
વિષે તમારે લીધે મને ઘણો આનંદ થાય છે. પરંતુ જે
બધી વસ્તુઓ સારી છે તે તમે જાણો અને સમજો એમ
હું ઈચ્છું છું. અને જે બાબતો ભૂંડી છે તે વિષે તમે
બિલકુલ ન જાણો એમ પણ હું ઈચ્છું છું.

૨૦શાંતિ આપનાર દેવ હવે ટૂંક સમયમાં જ શેતાનને
હરાવશે અને એના પર તમારી સત્તા ચાલે એવી તમને
શક્તિ આપશે. પ્રભુ ઈસુની દયા તમારી સાથે જ છે.

૨૧મારી સાથેના કાર્યકર તિમોથી તમને સલામ પાઠવે
છે. વળી મારા સંબંધીઓ લૂકિયસ, યાસોન, સોસિપાત્રસ
પણ તમારી ખબર પૂછે છે. ૨૨હું તેર્તિયુસ છું, અને
પાઉલ જે બોલે છે તે બધું હું લખી રહ્યો છું. પ્રભુના
નામે મારી તમને સલામ કહું છું.

૨૩ગાયસ એનું ઘર મને તથા અહીંની આખી ખ્રિસ્તની
મંડળીને વાપરવા દે છે. તે પણ તમને સલામ પાઠવે
છે. એરાસ્તસ અને આપણો ભાઈ ક્વાર્તસ તમારી ખબર
પૂછે છે. એરાસ્તસ અહીંનો નગર–ખજાનચી છે. ૨૪ *

૨૫ દેવનો મહિમા થાઓ. એક માત્ર દેવ જ તમારા
વિશ્વાસને દ્રઢ કરી શકે છે. જે સુવાર્તાનો ઉપદેશ હું
તમને ધર્મમાં તમારો વિશ્વાસ મજબૂત કરવા આપું છું,
એ સંદેશનો સદુપયોગ દેવ હવે કરી શકશે. સુવાર્તા
એટલે કે લોકોનાં પાપ માફ થઈ શકે અને તેઓ દેવના
સાન્નિધ્યમાં રહેવા સુપાત્ર થાય, એવો માર્ગ હવે દેવે
સૌ માટે ખૂલ્લો કરી દીધો છે. એ સુવાર્તા ઈસુ ખ્રિસ્ત
વિષે છે કે જે હું લોકોને કહું છું. સુવાર્તા એક ગુપ્ત સત્ય
છે કે જે હવે દેવે જાહેર કર્યુ છે. ઘણા વર્ષોથી એ રહસ્યમય
સત્ય છુપાવી રાખવામાં આવ્યું હતું. ૨૬પરંતુ એ ગુપ્ત
સત્ય હવે આપણી આગળ પ્રગટ કરી દેવામાં આવ્યું છે.
અને હવે બધા જ દેશોના લોકોને એ સત્યથી માહિતગાર
કરવામાં આવ્યા છે. પ્રબોધકોએ લખેલાં વચનો દ્વારા
એ સત્ય જાહેર કરવામાં આવ્યું છે. દેવની આજ્ઞા આવી
જ છે. અને તે ગુપ્ત સત્ય સૌ લોકોને હવે જણાવ્યું છે,
જેથી કરીને તેઓ દેવ પર વિશ્વાસ કરે અને એની
આજ્ઞાઓ પાડે. દેવ તો અવિનાશી છે. ૨૭તે એકલા
જ્ઞાની દેવને, ઈસુ ખ્રિસ્ત દ્વારા સર્વકાળ પર્યંત મહિમા
હો. આમીન.

---

**કલમ ૨૪** કેટલીક ગ્રીક આવૃત્તિઓ પ્રમાણે અહીં કલમ ૨૪ ઉમેરવામાં આવે છે: "આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા તમ સર્વ પર હો. આમીન."

# કરિંથીઓને પહેલો પત્ર

૧ પાઉલ તરફથી કુશળતા હો. ખ્રિસ્ત ઈસુના એક પ્રેરિત તરીકે મને પસંદ કરવામાં આવ્યો હતો કારણ કે દેવે તે રીતે ઈચ્છયું. ખ્રિસ્તમાં આપણા ભાઈ સોસ્થનેસ તરફથી પણ કુશળતા હો.

૨કરિંથમાંની દેવની મંડળી અને ખ્રિસ્ત ઈસુમાં પવિત્ર બનાવાયેલા લોકો પ્રતિ, તમે દેવના પસંદ કરાયેલા પવિત્ર લોકો છો. તમે બધી જગ્યાઓના બધા લોકો સાથે તમે પસંદ કરાયેલાં છો, કે જેને આપણા અને તેઓના પ્રભુ ઈસુ ખ્રિસ્તના નામમાં વિશ્વાસ છે.

૩દેવ આપણા પિતા અને પ્રભુ ઈસુ ખ્રિસ્ત તરફથી તમને કૃપા અને શાંતિ પ્રાપ્ત થાઓ.

### પાઉલનું દેવ પ્રતિ આભારદર્શન

૪ખ્રિસ્ત ઈસુ દ્વારા દેવે તમારા પર જે કૃપા દર્શાવી છે, તેના માટે હંમેશા હું મારા દેવનો આભાર માનું છું. ૫દરેક રીતે તમે ખ્રિસ્ત ઈસુમાં આશીર્વાદ પામ્યા છો. તમારી સંપૂર્ણ વાણી અને તમારા સંપૂર્ણ જ્ઞાનમાં તમે આશીર્વાદ પામ્યા છો. ૬ખ્રિસ્ત વિષેનું સત્ય તમારામાં પ્રમાણિત થયું છે. ૭આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના પુનરાગમનની તમે પ્રતિક્ષા કરી રહ્યા છો, તે દરમ્યાન દેવના દરેક કૃપાદાન તમારી પાસે છે. ૮અંત સુધી હરહંમેશ ઈસુ તમને સક્ષમ રાખશે. તે તમને સુદઢ રાખશે જેથી કરીને પ્રભુ ઈસુ ખ્રિસ્તના પુનરાગમનના દિવસે તમારામાં કોઈ ક્ષતિ ન રહે. ૯દેવ વિશ્વાસપાત્ર છે. તે એ જ છે કે જેણે તેના દીકરા ઈસુ ખ્રિસ્ત આપણા પ્રભુ સાથે જીવન ગાળવા તમને પસંદ કર્યા છે.

### કરિંથની મંડળીની સમસ્યાઓ

૧૦ભાઈઓ અને બહેનો, આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના નામે હું તમને વિનંતી કરું છું કે તમે બધા એક મતના થાઓ. જેથી કરીને તમારામાં કોઈ ભાગલા ન પડે. હું તમને વિનંતી કરું છું કે તમે એ જ હેતુથી એ જ વિચારમાં સંપૂર્ણ રીતે એક થાઓ. ૧૧મારા ભાઈઓ અને બહેનો, ખ્લોએ પરિવારના કેટલા એક સભ્યોએ મને તમારા વિષે જણાવ્યું. મેં સાંભળ્યું છે કે તમારામાં અંદરો અંદર મતભેદ છે. ૧૨મારું કહેવું આમ છે: તમારામાંનો એક કહે છે, "હું પાઉલને અનુસરુ "; તો કોઈ વ્યક્તિ કહે છે, "હું અપોલોસને અનુસરું છું"; તો કોઈ વ્યક્તિ કહે છે, "હું કેફાને (પિતર) અનુસરું છું"; તો કોઈ વ્યક્તિ કહે છે, "હું ખ્રિસ્તને અનુસરું છું." ૧૩ખ્રિસ્તને વિવિધ જૂથોમાં વિભાજીત ન કરી શકાય. શું પાઉલ તમારા માટે વધસ્તંભ પર મરણ પામેલો? ના! તમે પાઉલના નામે બાપ્તિસ્મા પામ્યા હતા? ના! ૧૪મને આનંદ છે કે ક્રિસ્પુસ અને ગાયસ સિવાય બાકીના કોઈને પણ મેં બાપ્તિસ્મા આપ્યાં ન હતાં. ૧૫મને આનંદ છે કારણ કે હવે કોઈ પણ એવું કહી શકશે નહિ કે તમે મારા નામે બાપ્તિસ્મા પામ્યા છો. ૧૬(મેં સ્તેફનાસના પરિવારને તો બાપ્તિસ્મા આપેલુ, પણ એ સિવાય મેં બીજા કોઈનું પણ બાપ્તિસ્મા કર્યુ હોય તેવું હું જાણતો નથી.) ૧૭ખ્રિસ્તે મને લોકોને બાપ્તિસ્મા આપવાનું કામ સોંપ્યું ન હતું. ખ્રિસ્તે તો મને સુવાર્તા કહેવાનું કામ સોંપ્યું હતું. પરંતુ ખ્રિસ્તે મને દુન્યવી શાણપણના શબ્દોનો ઉપયોગ કર્યા સિવાય સુવાર્તા કહેવા મોકલ્યો હતો. જો મેં દુન્યવી જ્ઞાનનો સુવાર્તા કહેવામાં ઉપયોગ કર્યો હોત, તો ખ્રિસ્તના વધસ્તંભ* તેનું સામર્થ્ય ગુમાવ્યું હોત.

### ખ્રિસ્તમાં દેવનું સામર્થ્ય અને જ્ઞાન

૧૮જે લોકો ભટકી ગયેલા છે, તેઓને માટે વધસ્તંભ અંગેનો ઉપદેશ મૂર્ખતા ભરેલો છે. પરંતુ આપણે માટે કે જેનું તારણ થયેલું છે, તેમના માટે તો તે દેવનું સામર્થ્ય છે. ૧૯શાસ્રોમાં આ પ્રમાણે લખ્યું છે કે:

> "હું જ્ઞાની માણસોના જ્ઞાનનો વિનાશ કરીશ. હું બુધ્ધિમાન માણસોની બુધ્ધિને નિર્માલ્ય બનાવી દઈશ."
>
> *યશાયા ૨૯:૧૪*

---

**વધસ્તંભ** પાઉલ વધસ્તંભનો ઉપયોગ સુવાર્તાનારુપે કરે છે. લોકોના પાપો માટે ખ્રિસ્ત વધસ્તંભ પર મરણ પામ્યો. લોકોને બચાવવા માટે વધસ્તંભ (ખ્રિસ્તનું મરણ) દેવનો માર્ગ હતો.

[૨૦]જ્ઞાની વ્યકિત ક્યાં છે? શિક્ષિત વ્યકિત ક્યાં છે?
આ યુગનો તત્વજ્ઞાની ક્યાં છે? દેવે દુન્યવી જ્ઞાનને
મૂર્ખતામાં ફેરવી દીધું છે. [૨૧]તેમના આ જ જ્ઞાન વડે દેવ
આવું ઈચ્છતો હતો: દુનિયા પોતાના જ્ઞાનથી દેવને ન
ઓળખી શકી ત્યારે સુવાર્તા પ્રગટ કરવાની મૂર્ખતા વડે
વિશ્વાસ કરનારાઓનું તારણ કરવાનું દેવે ઈચ્છયું.
[૨૨]યહૂદીઓ પ્રમાણ તરીકે ચમત્કારોની માગણી કરે છે.
ગ્રીકો શાણપણ માગે છે. [૨૩]પણ અમે આવો ઉપદેશ
આપીએ છીએ: ખ્રિસ્તને વધસ્તંભ પર મારી નાખવામાં
આવ્યો હતો. આ યહૂદીઓ માટે અસ્વીકાર્ય છે. અને
બિનયહૂદીઓને આ મૂર્ખામી ભરેલું લાગે છે. [૨૪]દેવે
જેને બોલાવ્યો તેવા યહૂદી (પસંદ કરેલા) અને ગ્રીક
લોકો (બીન યહૂદી) માટે ખ્રિસ્ત તો દેવનું સામર્થ્ય તથા
જ્ઞાન છે. [૨૫]દેવની મૂર્ખતા પણ માણસો કરતાં વધુ
જ્ઞાનવાળી હોય છે. દેવની નિર્બળતા પણ માણસો કરતાં
વધુ શકિતશાળી હોય છે.

[૨૬]ભાઈઓ અને બહેનો, દેવે તમને પસંદ કર્યા. તેના
વિષે વિચાર કરો! અને દુનિયા જે રીતે જ્ઞાનને મૂલવે
છે, તે રીતે તમારામાંના ઘણા જ્ઞાની ન હતા. તમારામાંના
ઘણાનો વિશિષ્ટ પ્રભાવ ન હતો. કે તમારામાંના ઘણા
વિશિષ્ટ ખાનદાનમાંથી પણ આવતા ન હતા. [૨૭]જ્ઞાની
માણસોને શરમાવવા દેવે જગતના મૂર્ખોની પસંદગી
કરી, જગતના શકિતશાળી માણસોને શરમાવવા દેવે
નિર્બળોની પસંદગી કરી. [૨૮]જગત જેને બિનમહત્વનું
ગણે છે, અને જેને દુનિયા ધિક્કારે છે જે કશું જ નથી.
દેવ તેને પસંદ કરે છે. જેને જગતે મહત્વનું ગણ્યું તેનો
વિનાશ કરવા માટે દેવે પસંદ કર્યુ. [૨૯]કોઈ પણ માણસ
દેવ સામે બડાશ મારી શકે નહિ તેથી દેવે આમ કર્યુ.
[૩૦]દેવ એક જ છે જે આપણને ખ્રિસ્ત ઈસુના અંશરૂપ
બનાવે છે. દેવ તરફથી ખ્રિસ્ત આપણું શાણપણ બન્યો
છે. ખ્રિસ્તના કારણે આપણે દેવ પ્રત્યે ન્યાયી છીએ.
ખ્રિસ્તના કારણે પાપમાંથી મુકિત મળી છે. ખ્રિસ્તના
કારણે જ આપણે પવિત્ર છીએ. [૩૧]તેથી જેમ શાસ્ત્રલેખ
કહે છે, "જો કોઈ વ્યકિત અભિમાન કરે તો તે ફકત
પ્રભુમાં જ અભિમાન કરે."*

## વધસ્તંભ પર ખ્રિસ્ત વિષેનો સંદેશ

**૨** પ્રિય ભાઈઓ અને બહેનો, જ્યારે હું તમારી પાસે
આવ્યો ત્યારે મેં તમારી સમક્ષ દેવ વિષેનું સત્ય
પ્રગટ કર્યુ. પણ મેં સુશોભિત વચનો કે ઉત્કૃષ્ટ જ્ઞાનનો
ઉપયોગ કર્યો ન હતો. [૨]મેં નિર્ણય કર્યો હતો કે જ્યાં
સુધી હું તમારી સાથે હોઈશ ત્યાં સુધી હું ઈસુ ખ્રિસ્ત
અને તેના વધસ્તંભ પરના મૃત્યુ સિવાય દરેક વસ્તુ
ભૂલી જઈશ. [૩]જ્યારે હું તમારી પાસે આવ્યો, ત્યારે હું
અશકત હતો અને ભયથી ધ્રૂજતો હતો. [૪]મારી વાણી
અને મારો ઉપદેશ લોકો સમજે અને સંમત થાય તેવા
જ્ઞાની વચનોથી ભરપૂર ન હતાં. પરંતુ આત્માએ મને
જે શકિત આપી તે મારા ઉપદેશનું પ્રમાણ હતું. [૫]મેં
આમ કર્યુ જેથી કરીને તમારો વિશ્વાસ માણસના જ્ઞાન
કરતા દેવના સામર્થ્યમાં જળવાઈ રહે.

### દેવનું જ્ઞાન

[૬]જે લોકો પરિપકવ છે તેમને અમે જ્ઞાનનો ઉપદેશ
શીખવીએ છીએ, પરંતુ જે જ્ઞાન અમે આપીએ છીએ તે
આ દુનિયાનું નથી. તે આ દુનિયાના શાસકોનું જ્ઞાન
નથી કે જે શાસકો તેમની સત્તા ગુમાવી રહ્યા છે. [૭]પરંતુ
અમે દેવના રહસ્યપૂર્ણ જ્ઞાન વિષે કહીએ છીએ કે જે
જ્ઞાન લોકોથી છુપાવવામાં આવ્યું હતું. દેવે આ જ્ઞાન
આપણા જ મહિમા માટે આયોજિત કરેલું. જગતનાં
પ્રારંભ પૂર્વેથી દેવે આ યોજના કરેલી. [૮]આ જગતના
કોઈ પણ અધિકારીઓ આ શાણપણનો પાર પામી શક્યા
નથી. જો તેઓ તે સમજી શક્યા હોત, તો તેઓ પ્રભુને
વધસ્તંભે ન જડત. [૯]પરંતુ જે રીતે શાસ્ત્રમાં લખ્યું છે તે
રીતે,

> "નથી આંખે જોયું, નથી કાને સાંભળ્યું, નથી
> કોઈ વ્યકિતએ કલ્પના કરી કે તે લોકો જેઓ
> તેને પ્રેમ કરે છે તેમના માટે દેવે શું તૈયાર કર્યુ
> છે."
>
> *યશાયા ૬૪:૪*

[૧૦]પરંતુ દેવે બધી બાબતો આપણને આત્મા દ્વારા
દર્શાવી છે. આત્મા આ બધી બાબતો જાણે છે.

આત્મા તો દેવનાં ઊંડા રહસ્યોને પણ જાણે છે. [૧૧]તે
આ પ્રમાણે છે: કોઈ પણ વ્યકિત બીજી વ્યકિતના વિચારો
જાણી શકતી નથી. ફકત તે વ્યકિતમાં રહેલો આત્મા જ
તે વિચારો જાણી શકે છે. દેવ સાથે પણ આમ જ છે.
દેવના વિચારો કોઈ જાણી શકતું નથી. ફકત દેવનો
આત્મા જ તે વિચારો જાણે છે. [૧૨]જગતના આત્માને તો
આપણે પ્રાપ્ત કરી શક્યા નથી, પરંતુ દેવ તરફથી પ્રાપ્ત
થયેલા આત્માને આપણે મેળવ્યો છે. આપણે આ આત્મા
પ્રાપ્ત કર્યો છે, તેથી દેવે આપેલી વસ્તુઓને આપણે
જાણી શકીએ છીએ. [૧૩]જયારે અમે આ વાતો કહીએ

**"જો કોઈ વ્યકિત … અભિમાન કરે"** યર્મિ ૯:૨૪

છીએ ત્યારે અમે મનુષ્યે શીખવેલા શબ્દો વાપરતા
નથી. અમે આત્માએ શીખવેલા શબ્દો વાપરીએ છીએ.
અમે આત્મિક બાબતો સમજાવવા આત્મિક શબ્દો
વાપરીએ છીએ. [૧૪]જે વ્યકિત આત્મિક નથી તે દેવના
આત્મા તરફથી આવતી બાબતોનો સ્વીકાર કરતી નથી.
તે વ્યકિત તે બધી બાબતો મૂર્ખામી ભરેલી ગણે છે. તે
વ્યકિત આત્માની બાબતો સમજી શકતી નથી, કારણ કે
તે બાબતો આધ્યાત્મિક રીતે જ મૂલવી શકાતી હોય છે.
[૧૫]પરંતુ આધ્યાત્મિક મનુષ્ય પ્રત્યેક બાબતોની મૂલવણી
કરવા માટે સક્ષમ હોય છે. બીજા લોકો તેને મૂલવી
શકતા નથી. શાસ્રલેખ કહે છે કે:

[૧૬] "પ્રભુનું મન કોણ જાણી શકે? પ્રભુએ શું કરવું તે
કોણ તેને કહી શકે?"

*યશાયા૪૦:૧૩*

પરંતુ આપણી પાસે ખ્રિસ્તનું મન છે.

### માનવોને અનુસરવું ખોટું છે

**૩** ભાઈઓ અને બહેનો, ભૂતકાળમાં હું તમારી સાથે
વાતચીત નહોતો કરી શક્યો જે રીતે હું આધ્યાત્મિક
માણસો સાથે વાતચીત કરું છું. મારે તમારી સાથે દુન્યવી
માણસોની રીતે વાતચીત કરવી પડેલી–ખ્રિસ્તમાં
બાળકોની જેમ. [૨]જે શિક્ષણ મેં તમને આપેલું તે દૂધ
જેવું હતું, અને નક્કર આહાર જેવું ન હતું. મેં આમ કર્યુ
કારણ કે નક્કર આહાર માટે તમે તૈયાર ન હતા. અને
અત્યારે પણ તમે નક્કર આહાર માટે તૈયાર નથી. [૩]હજુ
સુધી તમે આધ્યાત્મિક માનવી નથી. તમારામાં ઈર્ષ્યા
અને વિવાદ છે. આ દર્શાવે છે કે તમે આધ્યાત્મિક
બન્યા નથી. તમે તો દુન્યવી માણસો જેવું જ વર્તન કરો
છો. [૪]તમારામાંનો એક કહે છે કે, "હું પાઉલને અનુસરું
છું." અને કોઈ વ્યકિત કહે છે કે, "હું અપોલોસને
અનુસરું છું." જ્યારે તમે આવી બાબતો કહો છો, ત્યારે
તમે દુન્યવી માણસો જેવું જ વર્તન કરો છો.

[૫]શું અપોલોસ મહત્વપૂર્ણ છે? ના! શું પાઉલ
મહત્વપૂર્ણ છે? ના! અમે તો ફક્ત દેવના સેવકો છીએ
જેણે તમને વિશ્ર્વાસ કરવામાં મદદ કરી. અમારામાંના
પ્રત્યેક જણે દેવે અમને જે કામ સોંપ્યું હતું તે કર્યુ. [૬]મેં
બીજ વાવ્યાં અને અપોલોસે તેને પાણી સિંચ્યુ. પરંતુ
દેવે તે બીજ અંકુરિત કર્યુ. [૭]તેથી જે વ્યકિત વાવણી કરે
છે તે મહત્વપૂર્ણ નથી, અને જે વ્યકિત જળસિંચન કરે
છે તે પણ મહત્વપૂર્ણ નથી. ફક્ત દેવ જ મહત્વપૂર્ણ છે,
કારણ કે તે જ બીજને અંકુરિત કરે છે. [૮]જે વ્યકિત વાવે
છે અને જે વ્યકિત જળ સિંચે છે તેમનો હેતુ તો સરખો
જ છે. અને પ્રત્યેક વ્યકિતને તેના કામનો બદલો મળશે.
[૯]આપણે દેવ માટેના સહકાર્યકરો છીએ

અને તમે દેવની માલિકીનું ખેતર છો. અને તમે
દેવની માલિકીનું મકાન છો. [૧૦]એક કુશળ કારીગરની
જેમ મેં મકાનનો પાયો નાખ્યો. આમ કરવા માટે મેં
દેવે આપેલા કૃપાદાનનો ઉપયોગ કર્યો. બીજા લોકો તે
પાયા પર બાંધકામ કરી રહ્યા છે. પણ દરેક વ્યકિતએ તે
કેવી રીતે બાંધે છે તેની કાળજી રાખવી જોઈએ. [૧૧]પાયાનું
તો ક્યારનું ય ચણતર થઈ ચૂક્યું છે. કોઈ પણ વ્યકિત
બીજો પાયો બનાવી શકે નહિ. પાયો કે જે ક્યારનો ય
ચણાઈ ચૂક્યો છે તે ઈસુ ખ્રિસ્ત છે. [૧૨]તે પાયા પર
વ્યકિત સોનું, ચાંદી, અમૂલ્ય પથ્થર, લાકડું, ઘાસ કે
પરાળ વગેરેનો ઉપયોગ કરીને બાંધકામ કરી શકે. [૧૩]પરંતુ
પ્રત્યેક વ્યકિત જે કામ કરશે તે સ્પષ્ટપણે દેખાશે કારણ
કે તે દિવસ તેને પ્રગટ કરશે. તે દિવસ* અગ્નિની
જવાળાઓ સહિત પ્રગટ થશે અને અગ્નિ પ્રત્યેક વ્યકિતના
કાર્યને પારખશે. [૧૪]જો કોઈ પણ વ્યકિતનું મકાન તેના
પાયા પર ટકશે તો તે વ્યકિતને તેનો બદલો મળશે.
[૧૫]પરંતુ જો તે વ્યકિતનું મકાન આગમાં બળી જશે તો
તેને નુકશાન ભોગવવું પડશે. તે વ્યકિત બચી તો જશે
પરંતુ તે અગ્નિમાંથી તેની જાતને બચાવ્યા જેવું હશે.

[૧૬]તમારે જાણવું જોઈએ કે તમે પોતે જ દેવનું મંદિર
છો. દેવનો આત્મા તમારામાં નિવાસ કરે છે. [૧૭]જો કોઈ
પણ વ્યકિત દેવના મંદિરનો વિનાશ કરશે તો દેવ તે
વ્યકિતનો વિનાશ કરશે. શા માટે? કારણ કે દેવનું મંદિર
પવિત્ર છે. તમે પોતે જ દેવનું મંદિર છો.

[૧૮]તમારી જાતને મૂર્ખ ન બનાવો. જો તમારામાંનો
કોઈ એમ વિચારે કે દુનિયામાં તે જ્ઞાની છે, તો તેણે
જ્ઞાની થવા મૂર્ખ બનવું. પછી જ તે વ્યકિત વાસ્તવમાં
જ્ઞાની બની શકશે. [૧૯]શા માટે? કારણ કે આ દુનિયાનું
જ્ઞાન તો દેવ માટે મૂર્ખતા સમાન છે કારણ કે તે
શાસ્રલેખમાં લખેલ છે કે, "તે જ્ઞાની માણસોને જ્યારે
તેઓ પ્રપંચો કરે છે, ત્યારે પકડે છે."* [૨૦]શાસ્રલેખોમાં
તો આવું પણ લખેલું છે કે, "પ્રભુ જ્ઞાની માણસોના
વિચારોને જાણે છે. તે એમ પણ જાણે છે કે તેમના
વિચારોનું કશું જ મૂલ્ય નથી."* [૨૧]તેથી તમારે માણસો
વિષે બડાશ મારવી જાઈએ નહિ. દરેક વસ્તુઓ તમારી
જ છે. [૨૨]પાઉલ, અપોલોસ અને કેફા: વિશ્વ, જીવન,

---

**દિવસ** ખ્રિસ્ત લોકોનો ન્યાય કરવા આવશે તે દિવસ

**"તે જ્ઞાની. .. પકડે છે"** અયૂ ૫:૧૩

**"પ્રભુ જ્ઞાની. .. મૂલ્ય નથી"** ગી.શા.૯૪:૧૧

મૃત્યુ, વર્તમાન તેમજ ભવિષ્ય–આ બધી જ વસ્તુઓ તમારી છે. ૨૩અને તમે ખ્રિસ્તના છો અને ખ્રિસ્ત દેવનો છે.

### ખ્રિસ્તના પ્રેરિતો

૪ લોકોએ અમારા વિષે આમ માનવું જોઈએ: અમે તો ઈસુ ખ્રિસ્તના સેવકો છીએ. અમે એવા લોકો છીએ કે જેને મર્મોના કારભારીઓ ગણવા. ૨જો કોઈ વ્યક્તિનો કશાક માટે વિશ્વાસ કરવામાં આવે તો તેણે દર્શાવવું જોઈએ કે તે વ્યક્તિ તે વસ્તુનો વિશ્વાસ કરવા લાયક છે. ૩મારો તમે ન્યાય કરો તેની મને પરવા નથી. અને કોઈ માનવ અદાલત દ્વારા મારો ન્યાય થાય તેની પણ મને પરવા નથી. હું તો મારા પોતાનો પણ ન્યાય કરતો નથી. ૪મેં કોઈ પણ ખરાબ કૃત્યો કર્યા હોય તેવી મને જાણકારી નથી. પરંતુ તેનાથી હું નિર્દોષ સાબિત થતો નથી. પ્રભુ જ એક એવો છે જે મારો ન્યાય કરી શકે છે. ૫તેથી યોગ્ય સમય પહેલાં ન્યાય ન કરો, પ્રભુ આવે ત્યાં સુધી રાહ જુઓ. તે જે વસ્તુઓ અંધકારમાં છુપાઈ છે તેના પર પ્રકાશ પાડશે. તે લોકોના હૃદયના ગુપ્ત ઈરાદાઓને જાહેર કરી દેશે. પછી દેવ દરેક વ્યક્તિને તેને મળવી જોઈએ તેટલી પ્રશંસા આપશે.

૬ભાઈઓ અને બહેનો, આ બાબતો અંગે મેં અપોલોસ અને મારો પોતાનો જ ઉદાહરણ તરીકે ઉપયોગ કર્યો છે. મેં આમ કર્યુ જેથી કરીને તમે અમારામાંથી શબ્દના અર્થ પામી શકો, "ફક્ત જે શાસ્ત્રલેખમાં લખ્યું છે તેનો જ અમલ કરો. પછી તમે કોઈ એક વ્યક્તિ માટે ગૌરવ નહિ અનુભવો કે બીજી વ્યક્તિને તિરસ્કારશો નહિ. ૭કોણ કહે છે કે તમે બીજા લોકો કરતાં વધુ સારા છો? તમારી પાસે જે કાંઈ છે તે તમને આપવામાં આવ્યું હતું. તેથી, જે કાંઈ તમારી પાસે છે એ તમને જો આપવામાં આવ્યું હતું, તો પછી તમે તે વસ્તુઓ તમારી પોતાની તાકાતના જોરે મેળવી હોય તેવી બડાશ કેમ મારો છો?

૮તમે માનો છો કે તમારી પાસે તમારી જરૂરિયાતની દરેક વસ્તુ છે. તમે માનો છો કે તમે ધનવાન છો. તમે માનો છો કે અમારા વગર તમે રાજાઓ બની ગયા છો. હું ઈચ્છું અને આશા કરું છું કે તમે ખરેખર રાજા હો! તો પછી અમે પણ તમારી સાથે રાજા બની શકીએ. ૯પરંતુ મને એમ લાગે છે કે દેવે મને અને બીજા પ્રેરિતોને અંતિમ સ્થાન આપ્યું છે. અમે તો તે માણસો જેવા છીએ કે જેને અન્ય લોકોની નજર સામે મરવું પડે છે. અમે તો આખા જગત–દૂતો અને લોકોની નજરે તમાશા જેવા થયા છીએ. ૧૦અમે તો ખ્રિસ્ત માટે મૂર્ખ છીએ. પરંતુ તમે માનો છો કે તમે ખ્રિસ્તમાં ઘણા જ્ઞાની છો. અમે તો નિર્બળ છીએ. પરંતુ તમે માનો છો કે તમે શક્તિશાળી છો. લોકો તમને માન આપે છે, પણ અમારું અપમાન કરે છે. ૧૧અત્યારે પણ અમારી પાસે પૂરતું ખાવા કે પીવાનું નથી કે અમારી પાસે પૂરતાં કપડાં નથી. અમારે ઘણી વાર માર ખાવો પડે છે. અમારી પાસે કોઈ ઘર નથી. ૧૨અમારે અમારી જાતે અમારા પોતાના હાથે અમને પોષવા સખત પરિશ્રમ કરવો પડે છે. લોકો અમને શાપ આપે છે. પરંતુ અમે તેમને આશીર્વાદ આપીએ છીએ. લોકો અમને હેરાનગતિ કરે છે, અને અમે તે સ્વીકારીએ છીએ. ૧૩લોકો અમારા વિષે ખરાબ બોલે છે, પરંતુ અમે તેમને સારી બાબતો કહીએ છીએ. આ ક્ષણે પણ લોકો હજુ પણ અમારી સાથે એવો વર્તાવ કરે છે કે જાણે અમે જગતનો કચરો અને સમાજનો મેલ હોઈએ.

૧૪હું તમને શરમાવવાનો પ્રયત્ન કરવા માગતો નથી. પરંતુ આ બધી બાબતો હું તમને ચેતવણી આપવા માટે લખી રહ્યો છું. જાણે તમે મારા પોતાના જ પ્રિય બાળકો હો! ૧૫ખ્રિસ્તમાં તમારી પાસે ૧૦,૦૦૦ શિક્ષકો હશે, પરંતુ તમારી પાસે અનેક પિતા નહિ હોય. સુવાર્તા દ્વારા ખ્રિસ્ત ઈસુમાં હું તમારો પિતા બન્યો છું. ૧૬તેથી કરીને હું તમને વિનંતી કરું છું કે કૃપા કરીને મારા જેવા બનો. ૧૭તેથી જ હું તિમોથીને તમારી પાસે મોકલી રહ્યો છું. તે પ્રભુમાં મારો પુત્ર છે. હું તિમોથીને ચાહું છું, અને તે વિશ્વાસપાત્ર છે. તે તમને ખ્રિસ્ત ઈસુમાં હું જે રીતે જીવું છું તેની યાદ અપાવવામાં તમને મદદ કરશે. તે જીવનપધ્ધતિ હું સર્વત્ર દરેક મંડળીમાં શીખવું છું.

૧૮તમારામાંના કેટલાએક બડાઈખોર બની ગયા છો. તમે બડાશ મારો છો, એવું માનીને કે હું તમારી પાસે ફરીથી આવીશ નહિ. ૧૯પરંતુ હું બહુ જ જલદી તમારી પાસે આવીશ. હું આવીશ, જો પ્રભુ એમ મારી પાસેથી ઈચ્છતો હશે તો. પછી હું જોઈશ કે આ બડાઈખોરો શું કંઈ કરી શકે છે કે માત્ર બોલી જ શકે છે. ૨૦મારે આ જોવું પડશે કારણ કે દેવનું રાજય બોલવામાં નહિ પરંતુ સામર્થ્યમાં છે. ૨૧તમે શું પસંદ કરો છો:

હું તમારી પાસે તમને શિક્ષા કરવા આવું તે, કે
પછી તમારી પાસે પ્રેમ અને નમ્રતા લઈ આવું તે?

### મંડળીમાં એક નૈતિક સમસ્યા

૫ લોકો ખરેખર આમ બોલી રહ્યા છે કે તમારામાં વ્યભિચારનું પાપ છે. અને વ્યભિચારનું એક એવા

ખરાબ પ્રકારનું પાપકર્મ છે કે જે લોકો દેવને જાણતા નથી તેવા લોકોમાં પણ વ્યાપ્ત નથી. લોકો આમ કહે છે કે પેલા માણસ સાથે તેના પિતાની પત્ની છે. [2]અને હજુ પણ તમે તમારી જાત માટે ગૌરવ અનુભવો છો! તમારે તો ઉદાસીથી ઘેરાઈ જવું જોઈતું હતું. અને પેલો માણસ કે જેણે આવું કામ કર્યુ તેનો તમારા જૂથમાંથી બહિષ્કાર કરવો જોઈતો હતો. [3]મારું શરીર ત્યાં તમારી સાથે નથી, પરંતુ આત્મા સ્વરૂપે હું તમારી સાથે જ છું અને જે માણસે આવું પાપ કર્યુ છે તેનો મેં ક્યારનો ય ન્યાય કર્યો છે. હું ત્યાં હાજર હોત અને મેં તેનો જે ન્યાય કર્યો હોત તે જ પ્રમાણે મેં તેનો ન્યાય કર્યો છે. [4]આપણા પ્રભુ ઈસુના નામથી એકઠા થાવ. હું તમારી સાથે આત્મા સ્વરૂપે હોઈશ, અને તમારી સાથે આપણા પ્રભુ ઈસુનું સામર્થ્ય હશે. [5]તો પછી આ માણસને શેતાનને સોંપી દો, જેથી તેની પાપયુક્ત જાતનો વિનાશ થાય. પછી તેના આત્માનું પ્રભુના દિવસે તારણ થઈ શકે.

[6]તમે અભિમાન રાખો છે તે સારું નથી. તમે આ કહેવત જાણો છો, "થોડુ ખમીર* આખા લોંદાને ફુલાવે છે." [7]તમામ જૂના ખમીરને બહાર કાઢી લો, જેથી કરીને તમે તદન નવા જ લોંદારૂપ બની જાવ. તમે ખરેખર પાસ્ખા ભોજનની બેખમીર રોટલી* છો. હા, ખ્રિસ્ત આપણાં પાસ્ખાયજ્ઞ*ને ક્યારનો ય મારી નાખવામાં આવ્યો છે. [8]તો ચાલો આપણે આપણું પાસ્ખા ભોજન આરોગીએ, પણ જૂના ખમીરવાળી રોટલીથી નહિ. તે જૂની રોટલી તો પાપની અને અપકૃત્યોની રોટલી છે. પરંતુ જે રોટલીમાં ખમીર નથી એવી રોટલી આપણે આરોગીએ. આ તો સજજનતા અને સત્યની રોટલી છે.

[9]મેં તમને મારા પત્રમાં લખેલું કે જે લોકો વ્યભિચારનું પાપ કરતાં હોય તેવા લોકો સાથે તમારી જાતને સંડોવશો નહિ. [10]પરંતુ મારો એવો મતલબ ન હતો કે તમારે જગતના પાપીઓ સાથે સંપર્ક ન રાખવો. જગતના તે લોકો વ્યભિચારનું પાપ તો કરે જ છે, અથવા તો તેઓ સ્વાર્થી છે અને એકમેકને છેતરે છે, અથવા તો મૂર્તિઓની ઉપાસના કરે છે. તે લોકોથી દૂર રહેવા માટે તમારે આ જગત છોડી જવું પડે. [11]હું તમને તે જણાવવા લખી રહ્યો છું કે તે વ્યક્તિની સાથે તમારે સંકળાવું નહિ જે પોતાને ખ્રિસ્તમાં ભાઈ કહેવડાવે પરંતુ વ્યભિચારનું પાપ કરે, અથવા સ્વાર્થી હોય, અથવા મૂર્તિની ઉપાસના કરે, અથવા લોકો સાથે ખરાબ વાણી ઉચ્ચારે, અથવા છાકટો હોય, અથવા લોકોને છેતરે. આવી વ્યક્તિ સાથે તો ભોજન પણ કરશો નહિ.

[12-13]જે લોકો મંડળીના ભાગરૂપ નથી તેવા લોકોનો ન્યાય કરવાનું કામ મારું નથી. દેવ તેવા લોકોનો ન્યાય કરશે. પરંતુ તમારે જે લોકો મંડળીના ભાગરૂપે છે તેઓનો ન્યાય કરવો જ પડશે. શાસ્રલેખ કહે છે, "દુષ્ટ વ્યક્તિને તમારા જૂથમાંથી દૂર કરો."*

### ખ્રિસ્તીઓ વચ્ચે મૂલવણીની સમસ્યાઓ

**૬** જ્યારે તમારામાંની એક વ્યક્તિને તકરાર હોય, તો શા માટે તમે ન્યાયાધીશો પાસે કાયદાની અદાલતોમાં જાઓ છો? તે માણસો દેવ સાથે ન્યાયી હોતા નથી. તો શા માટે તે લોકોને તમે શું ન્યાયી છે તેનો નિર્ણય કરવા દો છો? તમારે તો શરમાવું જોઈએ! શા માટે તમે સંતોને કોણ ન્યાયી છે તેનો નિર્ણય કરવા દેતા નથી? [2]નિશ્ચિત રીતે તમે જાણો જ છો કે સંતો જ જગતનો ન્યાય કરશે. તો જો તમે જગતનો ન્યાય કરશો તો પછી આવી નજીવી વાતનો ન્યાય કરવા માટે તમે સક્ષમ છો જ. [3]તમે જાણો છો કે ભવિષ્યમાં આપણે દૂતોનો ન્યાય કરીશું. તેથી નિશ્ચિત રીતે આપણે આ જીવનની બાબતોની મૂલવણી કરી શકીએ છીએ. [4]તેથી તમારી જો અસંમતિ હોય તો તેનો ન્યાય થવો જોઈએ, શા માટે તમે આ બાબતો તે લોકો સુધી લઈ જાઓ છો કે જે મંડળીના ભાગરૂપ નથી? તે લોકો મંડળી માટે કોઈ વિસાતમાં નથી. [5]તમને શરમાવવા હું આમ કહી રહ્યો છું. નિશ્ચિત રીતે તમારામાંથી બે ભાઈઓ વચ્ચેની ફરિયાદ દૂર કરી શકે તેવો કોઈ જ્ઞાની માણસ તમારા જૂથમાં હશે! [6]પરંતુ હવે એક ભાઈ બીજા ભાઈની વિરુદ્ધમાં અદાલતમાં જાય છે. લોકો જે વિશ્વાસુ નથી તેવા લોકોને તમે તમારા મુકદમાનો ન્યાય કરવાનું કહો છો!

[7]જે કાનૂની કાર્યવાહી તમે એકબીજા વિરુદ્ધ કરી છે તે પૂરવાર કરે છે કે તમે ક્યારનાય પરાજિત થઈ ચૂક્યા છો. એના બદલે તો કોઈ વ્યક્તિને તમે તમારા વિરુદ્ધ કંઈક ખોટું કરવા દીધું હોત તો સારું થાત! તમે કોઈને

---

**ખમીર** અહીં દૂષ્ટ કે ખરાબ અસરનો ઉલ્લેખ કરવા વપરાતો અર્થ

**બેખમીર રોટલી** પાસ્ખા ભોજન વખતે યહૂદીઓ ખમીર વગરની ખાસ રોટલી ખાતા. પાઉલના મતે જેમ બેખમીર રોટલી ખમીરથી મુકત છે તે પ્રમાણે ખ્રિસ્તીઓ પણ પાપથી મુકત છે.

**પાસ્ખા યજ્ઞ** પાસ્ખા પર્વમાં જેમ ઘેટાંનું બલિદાન આપવામાં આવતું તેવી રીતે ઈસુ એ તેના લોકો માટે બલિદાન આપ્યું હતું.

**"દુષ્ટ વ્યકિતને .. દૂર કરો"** પુન.૨૨:૨૧, ૨૪.

તમારી જાતને છેતરવા દીધી હોત તો સારું થાત! ૮પરંતુ
તમે તમારી જાતે જ ખોટા કામ કરો છો અને છેતરો છો!
અને તે પણ તમે ખ્રિસ્તના જ તમારા પોતાના ભાઈઓ
સાથે આમ કરો છો!
૯-૧૦તમે નિશ્ચિત રીતે જાણો છો કે લોકો અપકૃત્યો
કરશે તે દેવનાં રાજ્યને પ્રાપ્ત નહિ કરી શકે. મૂર્ખ ન
બનો. આ લોકો દેવનું રાજ્ય નહિ મેળવી શકે: લોકો કે
જે તેમની જાતનો બીજા માણસો દ્વારા જાતીય ઉપયોગ
થવા દે છે, લોકો કે જે મૂર્તિ પૂજા કરે છે, લોકો કે જે
વ્યભિચાર કરે છે, જે પુરુષો પોતાની જાતને અન્ય પુરુષોને
સોંપે છે એટલે કે પુરુષ બીજા પુરુષ સાથે સજાતીય
સંબંધ પ્રસ્થાપિત કરે છે, લોકો જે ચોરી કરે છે, લોકો કે
જે સ્વાર્થી છે, લોકો કે જે મદ્યપાનથી ચકચૂર બને છે,
લોકો કે જે બીજા લોકોની નિંદા કરે છે, લોકો કે જે
બીજાને છેતરે છે. ૧૧ભૂતકાળમાં, તમારામાંના કેટલાએક
આવા હતા. પરંતુ તમારું શુદ્ધિકરણ કરવામાં આવ્યું,
અને તમને પ્રભુ ઈસુ ખ્રિસ્ત દ્વારા અને દેવના આત્મા
દ્વારા દેવ સાથે ન્યાયી બનાવવામાં આવ્યા.

### તમારા શરીરનો દેવના મહિમા માટે ઉપયોગ કરો

૧૨"દરેક વસ્તુઓ માટે મને છૂટ છે." પરંતુ દરેક
વસ્તુ સારી હોતી નથી. "દરેક વસ્તુઓ માટે મને છૂટ
છે." પરંતુ કોઈ પણ વસ્તુને હું મારા પર પ્રભુત્વ સ્થાપવા
દઈશ નહિ. ૧૩"ભોજન પેટ માટે છે, અને પેટ ભોજન
માટે છે." હા. પરંતુ દેવ બંનેનો વિનાશ કરશે. શરીર
અનૈતિક શારીરિક પાપ માટે નથી. શરીર પ્રભુ માટે છે,
અને પ્રભુ શરીર માટે છે. ૧૪દેવે તેના સામર્થ્યથી પ્રભુ
ઈસુને મૃત્યુમાંથી ઉઠાડ્યો. દેવ આપણને પણ ઉઠાડશે.
૧૫નિશ્ચિત રીતે તમે જાણો છો કે તમારા શરીર સ્વયં
ખ્રિસ્તના અંશરૂપો છે. તેથી હું કદાપિ ખ્રિસ્તના અંશરૂપ
શરીરને વેશ્યા સાથે ન જોડી શકું! ૧૬શાસ્ત્રલેખમાં આ
પ્રમાણે લખેલ છે કે: "બે વ્યક્તિઓ એક દેહ થશે."*
તેથી તમારે જાણવું જોઈએ કે જે વ્યક્તિ એક વેશ્યા
સાથે શારીરિક સંબંધથી જોડાશે તે તેની સાથે શરીરમાં
એક બનશે. ૧૭પરંતુ જે વ્યક્તિ પોતાની જાતને પ્રભુ
સાથે જોડે છે તે તેની સાથે આત્મામાં એક થાય છે.
૧૮તેથી વ્યભિચારથી નાસો. અન્ય બીજા જે કંઈ
પાપ વ્યક્તિ કરે છે તે તેના શરીરની બહાર રહીને કરે
છે. પરંતુ જે વ્યક્તિ વ્યભિચાર કરે છે તે તેના પોતાના
શરીર વિરુદ્ધ કરે છે. ૧૯તમારે જાણવું જોઈએ કે તમારું
શરીર તો પવિત્ર આત્માનું મંદિર છે. તમારામાં પવિત્ર
આત્માનો વાસ છે. તમને પવિત્ર આત્મા દેવમાંથી પ્રાપ્ત
થયેલ છે. તમે પોતે તમારી જાતના માલિક નથી. ૨૦દેવ
દ્વારા તમારું મૂલ્ય ચૂકવવામાં આવ્યું છે. તેથી તમારા
શરીર દ્વારા દેવને મહિમા આપો.

### લગ્ન વિષે

**૭** હવે તમે મને જે બાબતો અંગે લખેલું તેની હું
ચર્ચા કરીશ. માણસ સ્ત્રીનો સ્પર્શ ન કરે તો સારું.
વ્યક્તિ લગ્ન ન કરે તે જ તે વ્યક્તિ માટે વધારે સારું છે.
૨પરંતુ વ્યભિચારનું પાપ ભયજનક છે. તેથી પ્રત્યેક
વ્યક્તિને તેની પોતાની પત્ની હોવી જોઈએ. અને દરેક
સ્ત્રીને તેનો પોતાનો પતિ હોવો જોઈએ. ૩પતિએ તેની
પત્ની પ્રત્યેની પતિ તરીકેની ફરજોનું પાલન કરવું
જોઈએ, અને પત્નીએ પોતાના પતિ તરફની પત્ની
તરીકેની ફરજોનું પાલન કરવું જોઈએ. ૪પત્નીને પોતાના
શરીર પર કોઈ અધિકાર નથી. તેના પતિને તેના શરીર
પર અધિકાર છે. અને પતિને તેના પોતાના શરીર પર
કોઈ અધિકાર નથી. તેની પત્નીને તેના શરીર પર
અધિકાર છે. ૫એકબીજાને તમારી કાયા સુપ્રત કરવામાં
આનાકાની ન કરો. પરંતુ તમે બંને અલ્પ સમય માટે
શારીરિક નિકટતા ટાળવામાં સંમત થઈ શકો. તમે આમ
કરી શકો જેથી કરીને તમે તમારો સમય પ્રાર્થના માટે
ફાળવી શકો. પછી ફરીથી એક બનો. જેથી કરીને શેતાન
તમારી નબળાઈમાં તમારું પરીક્ષણ ન કરી શકે. ૬થોડાક
સમય માટે એકબીજાથી અલગ રહેવાથી અનુમતિ
આપવા માટે હું આમ કહું છું. તે આજ્ઞા નથી. ૭હું
ઈચ્છું છું કે બધા જ લોકો મારા જેવા હોય. પરંતુ દરેક
વ્યક્તિને દેવ તરફથી કંઈક વિશિષ્ટ કૃપાદાન પ્રાપ્ત થયેલું
છે. એક વ્યક્તિ પાસે અમુક કૃપાદાન છે, તો બીજી
વ્યક્તિ પાસે બીજું જ કોઈ કૃપાદાન છે.
૮હવે જે લોકો અવિવાહિત છે અને જે વિધવાઓ
છે, તેઓને હું કહું છું: તેઓએ મારી માફક એકલા રહેવું
જ વધારે સારું છે. ૯પરંતુ જો તેઓ પોતાના શરીરને
નિયંત્રણમાં ન રાખી શકતા હોય, તો પછી તેઓએ લગ્ન
કરવું જોઈએ. બળવા કરતાં પરણવું વધારે સારું છે.
૧૦હવે વિવાહિત લોકોને હું આ આજ્ઞા આપું છું (આ
આજ્ઞા મારી નહિ પરંતુ પ્રભુ તરફથી છે.) પત્નીએ તેના
પતિને છોડવો જોઈએ નહિ. ૧૧પરંતુ જો પત્ની તેના
પતિને છોડે તો તેણે ફરીથી પરણવું નહિ. અથવા તેણે
તેના પતિ પાસે પાછા જવું જોઈએ. પતિએ પણ તેની
પત્નીને છૂટાછેડા આપવા નહિ.

**"બે વ્યકિતો. ... થશે"** ઉત.૨:૨૪

૧૨બીજા બધા જ લોકો માટે હું આમ કહું છું. (પ્રભુ નહિ, હું આ બાબતો કહી રહ્યો છું.): ખ્રિસ્તમય બનેલા બંધુને એવી પત્ની હોઈ શકે કે જે વિશ્વાસુ ન હોય. જો તે તેની સાથે રહેવા સંમત હોય તો તેણે તેને છૂટાછેડા આપવા ન જોઈએ. ૧૩અને એક સ્રીને એવો પતિ હોય કે જે વિશ્વાસુ ન હોય પણ તેની પત્ની સાથે રહેવા સંમત હોય તો પછી તેણે તેને છૂટાછેડા ન આપવા જોઈએ. ૧૪પતિ જે વિશ્વાસુ નથી તેને તેની પત્ની દ્વારા પવિત્ર બનાવવામાં આવ્યો છે. અને પત્ની જે અવિશ્વાસુ છે તેને તેના પતિ દ્વારા પવિત્ર બનાવવામાં આવે છે. જો આ સાચું ન હોત, તો તમારાં બાળકો પવિત્ર ન હોત, પરંતુ હવે તમારાં બાળકો પવિત્ર છે.

૧૫પરંતુ એક વ્યક્તિ કે જે વિશ્વાસુ નથી તે જો છોડી જવા ઈચ્છતી હોય તો તેને જવા દો. આવું જ્યારે બને તો ખ્રિસ્તમય બનેલો ભાઈ કે બહેન મુક્ત છે. દેવે આપણને શાંતિમય જીવન માટે આહ્વાન આપ્યુ છે. ૧૬પત્નીઓ તરીકે તમે કદાચ તમારા પતિનો બચાવ કરી શકો; અને પતિઓ, તમે કદાચ તમારી પત્નીનો બચાવ કરી શકો. અત્યારે તો તમે જાણતા નથી કે પછી શું બનવાનું છે.

### દેવે તમને તેડયા છે તે પ્રમાણે જીવો

૧૭પરંતુ દરેક વ્યક્તિએ દેવે તેને જે રીતનું જીવન આપ્યું છે, તે રીતે જીવતા રહેવું જોઈએ-એ પ્રકારે કે જે પ્રકારે દેવે જ્યારે તમને તેડયા ત્યારે તમે હતા. આ નિયમ મેં દરેક મંડળીમાં બનાવ્યો. ૧૮જ્યારે વ્યક્તિને તેડવામાં આવે છે તે સમયે જો તેની સુન્નત થઈ ગઈ હોય, તો પછી તેણે તેની સુન્નતમાં પરિવર્તન કરવું જોઈએ નહિ. જ્યારે તેડવામાં આવે ત્યારે વ્યક્તિ સુન્નત વગરનો હોય, તો પછી તેની સુન્નત થવી જોઈએ નહિ. ૧૯વ્યક્તિએ સુન્નત કરાવી છે કે નથી કરાવી તે મહત્વનું નથી. દેવની આજ્ઞાઓનું પાલન મહત્વનું છે. ૨૦દરેક વ્યક્તિને જે સ્થિતિમાં તેડવામાં આવી હોય તેમાં જ તે રહે. ૨૧દેવે જ્યારે તમને તેડયા ત્યારે તમે જો ગુલામ હો, તો તે બાબતની તમે ચિંતા ન કરો. પરંતુ જો તમે મુક્ત બની શકો, તો મુક્ત બનો. ૨૨વ્યક્તિ કે જેને પ્રભુએ જ્યારે તેડયો, ત્યારે તે ગુલામ હતો તે પ્રભુમાં મુક્ત છે. તે જ પ્રમાણે જ્યારે તે વ્યક્તિને તેડવામાં આવ્યો ત્યારે તે મુક્ત હતો. હવે ખ્રિસ્તનો સેવક છે. ૨૩મૂલ્ય આપીને તમને ખરીદવામાં આવ્યા છે તેથી મનુષ્યોના ગુલામો ન બનો. ૨૪ભાઈઓ અને બહેનો, દેવથી નવજીવનમાં તમારામાંના પ્રત્યેકને જ્યારે દેવે તેડયા હતા ત્યારે જે રસ્તે તમે હતા તે જ રીતે તમારી જીવન પદ્ધતિનું સાતત્ય જાળવો.

### લગ્ન કરવા અંગેના પ્રશ્નો

૨૫હવે હું જે કુંવારીઓ છે તેઓના વિષે લખીશ. પ્રભુ તરફથી મને આ અંગે કોઈ આજ્ઞા મળી નથી. પરંતુ હું મારો અભિપ્રાય આપું છું. મારો વિશ્વાસ કરો કારણ કે પ્રભુની દયા મારા પર છે. ૨૬આ મુશ્કેલીનો સમય છે. તેથી હું માનું છું કે તમે જેવા છો એવી જ સ્થિતિમાં રહો તે તમારા માટે સારું છે. ૨૭જો તમારે પત્ની હોય, તો તેનાથી છૂટા થવાનો પ્રયાસ ન કરશો. જો તમે વિવાહિત ન હો તો પત્ની શોધવાનો પ્રયાસ ન કરશો. ૨૮પરંતુ જો તમે લગ્ન કરવાનો નિર્ણય કરો, તો તે પાપ નથી. અને જે કુંવારી કદી પરણી જ નથી, તેવી કુંવારી માટે લગ્ન કરવું તે પાપ નથી. પરંતુ જે લોકો પરણશે તેમને આ જીવનમાં વિપત્તિઓ તો થવાની જ છે. હું તમને આ વિપત્તિઓથી મુક્ત કરવા ઈચ્છું છું.

૨૯ભાઈઓ અને બહેનો, હું સમજું છું કે: આપણી પાસે હવે ઘણો સમય રહ્યો નથી. તો અત્યારથી શરૂ કરીને, જે લોકો પાસે પત્નીઓ છે તેમણે એ રીતે દેવની સેવામાં તેમનો સમય વ્યતીત કરવો જોઈએ જાણે તેમને પત્નીઓ છે જ નહિ. ૩૦લોકો, જે વિષાદગ્રસ્ત છે તેમણે એ રીતે જીવવું જાણે કે તેમને કોઈ વિષાદ છે જ નહિ. લોકો જે આનંદિત છે તેમણે એ રીતે જીવવું જાણે તેઓ આનંદિત છે જ નહિ. લોકો જે વસ્તુઓ ખરીદે છે તેમણે એ રીતે જીવવું જાણે તેમની પાસે કશું જ નથી. ૩૧લોકો જે દુન્યવી વસ્તુઓનો ઉપભોગ કરે તેમણે તે રીતે જીવવું જાણે તે વસ્તુઓનું તેમને કોઈ મહત્વ જ નથી. તમારે આ રીતે જીવવું, કારણ કે આ જગત જે રીતે અત્યારે છે તે ખૂબ ઝડપથી ચાલ્યું જવાનું છે.

૩૨તમે ચિંતામાથી મુકત થાવ તેવું હું ઈચ્છું છું. જે માણસ વિવાહિત નથી તે પ્રભુના કાર્યમાં વ્યસ્ત છે. તે પ્રભુને પ્રસન્ન કરવાનો પ્રયાસ કરી રહ્યો છે. ૩૩પરંતુ જે માણસ વિવાહિત છે, તે દુન્યવી બાબતોમાં સંકળાયેલો છે. તે પોતાની પત્નીને ખુશ કરવાનો પ્રયત્ન કરી રહ્યો છે. ૩૪તેણે તે બે વસ્તુઓ વિષે વિચારવું જોઈએ. પત્નીને ખુશ કરવી અને પ્રભુને પ્રસન્ન કરવા. જે સ્રી અવિવાહિત છે અથવા તો એ કન્યા કે જેણે કદી લગ્ન કર્યુ જ નથી, તે પ્રભુના કાર્યમાં વ્યસ્ત છે. તે હેતુપૂર્વક તે શરીર તથા આત્મામાં પવિત્ર થવા માગે છે. પરંતુ પરણેલી સ્રી દુન્યવી બાબતોમાં વ્યસ્ત છે. તે પોતાના પતિને ખુશ કરવાનો પ્રયત્ન કરી રહી છે. ૩૫તમને મદદ કરવાના

હેતુથી આ બાબતો હું કહી રહ્યો છું. હું તમને સીમાબદ્ધ કરવા નથી માગતો. પરંતુ તમે યોગ્ય રીતે જીવન જીવો તેમ હું ઈચ્છું છું. અને તમે બીજી કોઈ દુન્યવી બાબતમાં સમય નષ્ટ કર્યા સિવાય તમારી સંપૂર્ણ જાતને પ્રભુને સમર્પિત કરી દો એમ હું ઈચ્છું છું.

૩૬જો કોઈ માણસ એમ વિચારે કે તે તેની કુંવારી પુત્રી કે જેણે લગ્ન કરવા માટેનો ઉત્તમ સમય લગભગ પસાર કરી દીધો છે, તેની તરફનો તેનો વ્યવહાર યોગ્ય નથી તો તે વિચાર કરી શકે કે લગ્ન આવશ્યક છે. તે જે ઈચ્છે તેવું તેણે કરવું જોઈએ. તેણે તેઓને પરણવા દેવા જોઈએ. તે પાપ નથી. ૩૭પરંતુ બીજી વ્યક્તિ તેના વિચારમાં વધુ મક્કમ હોઈ શકે. લગ્ન માટેની કોઈ જરૂર નથી, તેથી તે જે કરવા ઈચ્છે તેના માટે તે મુક્ત છે. જો આ વ્યક્તિએ તેના હ્રદયમાં તેની કુમારિકાને અવિવાહિત રાખવાનો નિર્ણય કર્યો હોય તો તે સારું કરી રહી છે. ૩૮તેથી વ્યક્તિ કે જે તેની કુમારિકાને લગ્ન માટે સોંપે છે તે યોગ્ય જ કરે છે, અને વ્યક્તિ કે જે તેની કુમારિકાને લગ્ન માટે સોંપતો નથી તે વધારે યોગ્ય કાર્ય કરે છે.

૩૯સ્રીએ જ્યાં સુધી તેનો પતિ જીવિત હોય ત્યાં સુધી તેણે તેના પતિ સાથે રહેવું જોઈએ. પરંતુ જો પતિ મૃત્યુ પામે તો પત્ની ઈચ્છે તો તે સ્રી કોઈ પણ માણસને પરણવા માટે સ્વતંત્ર છે. પરંતુ તેણે પ્રભુમાં લગ્ન કરવું જોઈએ. ૪૦જો તે સ્રી ફરીથી લગ્ન ન કરે તો તે વધુ પ્રસન્ન રહેશે. આ મારો અભિપ્રાય છે, અને હું માનું છું કે મારામાં દેવના આત્માનો નિવાસ છે.

## મૂર્તિઓને ધરેલા નૈવેદ વિષે

૮ હવે હું મૂર્તિઓને ધરેલા નૈવેદ વિષે લખીશ. આપણે જાણીએ છીએ કે "આપણા બધા પાસે જ્ઞાન છે." "જ્ઞાન" તમને અભિમાનથી ચકચૂર કરી દે છે. પરંતુ તમારો પ્રેમ બીજાને શક્તિશાળી બનાવવામાં મદદકર્તા છે. ૨વ્યક્તિ જે માને છે કે તે કંઈક જાણે છે તે તેણે ખરેખર જે રીતે જાણવું જોઈએ તેમાનું કશું જ જાણતો નથી. ૩પરંતુ જે વ્યક્તિ દેવને પ્રેમ કરે છે તેને દેવ ઓળખે છે.

૪તેથી હું મૂર્તિઓના નૈવેદ ખાવા અંગે આમ કહેવા માગું છું: આપણે જાણીએ છીએ કે મૂર્તિ જેવું વાસ્તવમાં આ જગતમાં કોઈ અસ્તિત્વ નથી. આપણે એ પણ જાણીએ છીએ કે દેવ ફક્ત એક જ છે. ૫જો લોકો જેને દેવો કહે છે તેવી ઘણી વસ્તુઓ પૃથ્વી પર અને આકાશમાં હોય, તો તેનું કોઈ મહત્વ નથી. (અને ઘણી વસ્તુઓ એવી છે કે જેને લોકો "દેવો" અને "પ્રભુ" તરીકે સંબોધન કરે છે.). ૬પરંતુ આપણા માટે તો ફક્ત એક જ દેવ છે. તે આપણો પિતા છે. દરેક વસ્તુઓનું સર્જન તેનાથી થયું છે અને આપણે તેના માટે જ જીવિત છીએ. અને પ્રભુ તો ફક્ત એક જ છે. તે ઈસુ ખ્રિસ્ત છે. દરેક વસ્તુઓનું સર્જન તેના દ્વારા થયું છે, અને તેના દ્વારા જ આપણને પણ જીવન પ્રાપ્ત થયું છે.

૭પરંતુ બધા લોકો આ બાબત જાણતા નથી. છતાં ત્યાં કેટલાએક લોકો છે જેઓને મૂર્તિપૂજા કરવાની આદત પડેલી હતી. તેથી જ્યારે તે લોકો નૈવેદ ખાય છે ત્યારે તેઓ હજુ પણ એમ જ માને છે કે તે મૂર્તિઓનો છે. તેઓ મનમાં સ્પષ્ટ નથી કે આ નૈવેદ ખાવો યોગ્ય છે. તેથી જ્યારે તેઓ તે ખાય છે, ત્યારે તેઓ અપરાધભાવ અનુભવે છે. ૮પરંતુ ખોરાકથી આપણે દેવની સમીપ નહિ પહોંચીએ ને ખાવાનો ઈન્કાર કરવાથી દેવને આપણે ઓછા પ્રસન્ન કરતા નથી. તે ખાવાથી આપણે વધારે સારા બની જતા પણ નથી.

૯પરંતુ તમારી છૂટ અંગે સાવધ રહો. તમારી છૂટ જે લોકો તેમનાં વિશ્વાસમાં નિર્બળ છે તેવા લોકોને પાપના પતનમાં દોરવા જોઈએ નહિ. ૧૦તમારી પાસે સમજશક્તિ છે, તેથી મૂર્તિના મંદિરમાં તમે છૂટથી ખાઈ શકાય એમ વિચારો પણ જે વ્યક્તિ વિશ્વાસમાં નિર્બળ છે તે તમને ત્યાં ખાતા જુએ તો તે કાર્ય તેને પણ મૂર્તિઓના નૈવેદમાં બલિનું માંસ ખાવા માટે પ્રોત્સાહિત કરશે. પરંતુ વાસ્તવમાં તે માને છે કે તે અનુચિત છે. ૧૧તેથી આ નિર્બળ ભાઈ તમારા જ્ઞાનને કારણે નાશ પામે. અને ખ્રિસ્ત તો આ ભાઈ માટે જ મૃત્યુ પામેલો. ૧૨જ્યારે તમે ખ્રિસ્તમાં ભાઈઓ અને બહેનોની વિરુદ્ધ આ પ્રકારનું પાપ કરો છો, અને જે બાબતોને તેઓ અનુચિત ગણે છે તે કરવા તમે તેમને પ્રેરો છો જેનાથી તેઓને આઘાત લાગે છે. તો તમે આ રીતે ખ્રિસ્તની વિરુદ્ધ પાપ કરો છો. ૧૩જેથી જે આહાર હું ગ્રહણ કરું છું જેના દ્વારા મારો ભાઈ પાપ કરવા પ્રેરાય છે, તો પછી ફરી ક્યારેય હું માંસ નહિ ખાઉં. હું માંસ ખાવાનું બંધ કરી દઈશ, જેથી હું મારા ભાઈને પાપ કરવા ન પ્રેરી શકું.

૯ હું સ્વતંત્ર માનવ છું! હું પ્રેરિત છું! મેં આપણા પ્રભુ ઈસુનાં દર્શન કર્યા છે. પ્રભુ પરત્વેના મારા કાર્યમાં તમે લોકો એક ઉદાહરણ છો. ૨બીજા લોકો મને પ્રેરિત તરીકે કદાચ ન સ્વીકારે, પરંતુ તમે તો નિશ્ચિતરૂપે મને પ્રેરિત તરીકે સ્વીકારો છો. પ્રભુમાં હું પ્રેરિત છું તેનું તમે લોકો પ્રમાણ છો.

૩કેટલાએક લોકો મારી મૂલવણી કરવા માગે છે.
તેથી તેઓને હું આ ઉત્તર પાઠવું છું: ૪આપણને ખાવા–
પીવાનો અધિકાર છે. શું નથી? ૫યાત્રા દરમ્યાન
વિશ્વાસી પત્નીને આપણી સાથે લાવવાનો આપણને
અધિકાર છે. શું નથી? બીજા પ્રેરિતો, અને પ્રભુના
ભાઈઓ અને કેફા બધા જ આમ કરે છે. ૬બાર્નાબાસ
અને હું જ ફક્ત એવા છીએ કે જેમણે આજીવિકા
કમાવા માટે કશુંક કામ કરવું પડે. ૭કોઈ પણ સૈનિક
લશ્કરમાં તેની સેવા માટે તેનો પોતાનો પગાર તે પોતે
ચૂકવતો નથી. કોઈ પણ વ્યક્તિ કદી દ્રાક્ષના બગીચા
લગાવી તેમાંથી થોડી ઘણી દ્રાક્ષ પોતે ન ખાય તેમ
બનતું નથી. કોઈ પણ વ્યક્તિ ટોળાંની સંભાળ રાખે ને
થોડું દૂધ ન પીએ તેમ બનતું નથી.

૮ફક્ત મનુષ્યો જ આમ વિચારે છે તેમ નથી. દેવનું
નિયમશાસ્ત્ર પણ આ જ બાબત કહે છે. ૯હા, મૂસાના
નિયમશાસ્ત્રમાં તે લખેલું છે કે: "જ્યારે પગરમાં અનાજને
છૂટું પાડવા માટે બળદનો ઉપયોગ કરવામાં આવે ત્યારે
તેનું મોઢું બાંધી દઈને તેને અનાજ ખાતા ન અટકાવો."*
જ્યારે દેવે આમ કહ્યું, ત્યારે તે શું માત્ર બળદનો જ
વિચાર કરતો હતો? ના. ૧૦તે ખરેખર આપણા વિષે
વિચાર કરતો હતો. હા, તે શાસ્ત્ર આપણા માટે લખાયું
છે. વ્યક્તિ કે જે ખેડે છે અને વ્યક્તિ કે જે અનાજને
છૂટું પાડે છે તો તેમની મહેનત માટે તેમણે બદલાની
આશા રાખવી જોઈએ. ૧૧અમે તમારામાં આધ્યાત્મિક
બીજનું પ્રત્યારોપણ કર્યુ છે. અને તેથી આ જીવન માટે
અમે થોડીક વસ્તુનો પાક લણી શકીએ. આ કંઈ વધારે
પડતી માગણી નથી. ૧૨બીજા લોકોને તમારી પાસેથી
વસ્તુઓ મેળવવાનો હક્ક છે. તો અમને પણ જરૂરથી
આ હક્ક છે. પરંતુ અમે આ અધિકારનો ઉપયોગ કરતા
નથી. ના, અમે અમારી જાતે બધું સહન કરીએ છે કે
જેથી કોઈને પણ ખ્રિસ્તની સુવાર્તાને અનુસરવામાં
વિધ્નરૂપ ન બનીએ. ૧૩તમે ખરેખર જાણો છો કે જે
લોકો મંદિરમાં કામ કરે છે તેઓ તેઓનો આહાર
મંદિરમાંથી મેળવે છે. અને જેઓ વેદી સમક્ષ સેવા કરે
છે, તેઓ વેદીને ધરાવેલા નૈવેદનો અંશ મેળવે છે. ૧૪જે
લોકો સુવાર્તા પ્રગટ કરે છે, તેઓને માટે પણ આમ જ
છે. પ્રભુનો આદેશ છે કે જે લોકો સુવાર્તા પ્રગટ કરે છે,
તેઓનો જીવન નિર્વાહ તેઓના આ કાર્ય થકી થવો
જોઈએ.

૧૫પરંતુ આમાના કોઈ પણ અધિકારનો મેં ઉપયોગ
ર્ક્યો નથી અને આ વસ્તુ મેળવવાનો હું કોઈ પ્રયત્ન
પણ કરતો નથી. તમને લખવાનો મારો આ હેતુ નથી.
મને અભિમાન કરવાનું કારણ છીનવી લેવામાં આવે
તેના કરતા તો હું મૃત્યુને પસંદ કરીશ. ૧૬સુવાર્તા પ્રગટ
કરવી તે મારા અભિમાનનું કારણ નથી. સુવાર્તા પ્રગટ
કરવી એ તો મારી ફરજ છે–એ મારે કરવું જ જોઈએ.
જો હું સુવાર્તા પ્રગટ ન કરું તો એ મારા માટે ઘણું
અનુચિત હશે. ૧૭જો મારી પોતાની પસંદગીથી હું સુવાર્તા
પ્રગટ કરું તો હું પુરસ્કારને પાત્ર છું. પરંતુ મારી પાસે
કોઈ વિકલ્પ નથી. મારે સુવાર્તા પ્રગટ કરવી જ જોઈએ.
મને સોંપવામાં આવેલી ફરજ માત્ર હું બજાવું છું. ૧૮તો
મને કયો પુરસ્કાર મળે છે? મારો પુરસ્કાર આ છે: કે
જ્યારે હું સુવાર્તા આપું છું, હું વિનામૂલ્ય આપું છું. અને
આ રીતે વળતર મેળવવાના મારા અધિકારનો હું ઉપયોગ
કરતો નથી કે જે સુવાર્તાનો ઉપદેશ આપવા માટે મને
આપવામાં આવ્યો છે.

૧૯હું સ્વતંત્ર છું. હું કોઈ વ્યક્તિને આધિન નથી.
પરંતુ મેં મારી જાતને બધાની ગુલામ બનાવી છે. હું
આમ જેટલા બની શકે તેટલા વધારે લોકોનો ઉદ્ધાર
કરવા માટે કરું છું. ૨૦હું યહૂદીઓ સાથે યહૂદી જેવો
થયો છું. યહૂદીઓનો ઉદ્ધાર કરવા હું આમ કરું છું. હું
મારી જાતે નિયમને આધીન નથી. પરંતુ એ લોકો કે
જેઓ નિયમને આધિન છે, પણ તેઓ માટે હું એક કે
જે નિયમને આધિન છે તેના જેવો હું બન્યો. ૨૧જે લોકો
નિયમ વગરના છે તેઓને માટે હું જે નિયમ વગરના
છે તેવો હું બન્યો છું. હું આમ નિયમ વગરના લોકોનો
ઉદ્ધાર કરવા માટે કહું છું. (પરંતુ ખરેખર, હું દેવના
નિયમ વગરનો નથી–હું ખ્રિસ્તના નિયમને આધિન
છું.) ૨૨જે લોકો નિર્બળ છે, તેઓ પ્રત્યે હું નિર્બળ બનું
છું, કે જેથી હું તેઓના ઉદ્ધાર માટે મદદ કરી શકું. હું
સર્વ લોકો માટે બધું જ બન્યો છું. મેં આમ કર્યુ કે જેથી
દરેક સંભવિત રીતે હું લોકોનો ઉદ્ધાર કરી શકું. ૨૩મેં આ
બધી વસ્તુઓ સુવાર્તાને કારણે કરી. મેં આ બધી વસ્તુઓ
કરી છે કે જેથી સુવાર્તાના આશીર્વાદનો હું સહભાગી
થઈ શકું.

૨૪તમે જાણો છો કે દરેક દોડનાર સ્પર્ધામાં દોડે છે,
પરંતુ માત્ર એક જ દોડનાર પુરસ્કૃત થાય છે. તેથી તે
રીતે દોડો. વિજયી થવા દોડો! ૨૫બધા જ લોકો જે
રમતમાં હરિફાઈ કરે છે તે લોકો સખત તાલીમનો
ઉપયોગ કરે છે. તેઓ આમ કરે કે જેથી તેઓ મુગટ
મેળવવા વિજયી થાય. તે મુગટ દુન્યવી વસ્તુ છે કે જે
અલ્પ સમય માટે ટકી રહે છે. પરંતુ આપણો મુગટ
અવિનાશી છે. ૨૬તેથી હું એવી વ્યક્તિની જેમ દોડું છું

**"જ્યારે પગરમાં … ખાતા ન અટકાવો"** પુન. ૨૫:૪

કે જેની સામે એક લક્ષ્ય છે. હું એવા મુક્કાબાજની જેમ લડું છું જે કોઈક વસ્તુ પર પ્રહાર કરે છે, માત્ર હવામાં નથી મારતો. [૨૭]એ મારું પોતાનું શરીર છે જેના પર હું પ્રહાર કરું છું. હું તેને મારું ગુલામ બનાવું છું. હું આમ કરું છું કે જેથી લોકોને ઉપદેશ આપ્યા પછી મારી ઉપેક્ષા ન થાય.

### યહૂદીઓ જેવા ન બનો

**૧૦** ભાઈઓ અને બહેનો, આપણા પૂર્વજો કે જે મૂસાને અનુસરેલા તેઓની સાથે શું બન્યું હતું, તે તમે જાણો તેમ હું ઈચ્છું છું. તેઓ બધા એક વાદળ નીચે હતા અને તેઓ દરિયો પસાર કરી ગયા. [૨]મૂસામાં તે બધા જ લોકો વાદળ અને દરિયામાં બાપ્તિસ્મા પામ્યા હતા. [૩]તેઓ બધાએ એ જ આત્મિક અન્ન ખાધું હતું. [૪]તેઓ બધાએ એક સમાન આત્મિક પીણું પીધું હતું. તેઓએ તેઓની સાથે રહેલા આત્મિક ખડકમાંથી પીણું પીધું હતું. તે ખડક ખ્રિસ્ત હતો. [૫]પરંતુ દેવ મોટા ભાગના લોકોથી સંતુષ્ટ ન હતો. તેઓને રણપ્રદેશમાં મારી નાખવામાં આવ્યા.

[૬]આ બાબતો જે બની તે આપણા માટે ઉદાહરણરૂપ છે. આ ઉદાહરણોએ આપણને પેલા લોકોની જેમ દુષ્ટ કામો કરવાની ઈચ્છામાંથી રોકવા જોઈએ, જે તે લોકોએ કર્યા. [૭]મૂર્તિઓની ઉપાસના ન કરશો જેમ પેલા લોકોએ કરેલી. એવું શાસ્ત્રલેખમાં લખેલું છે કે:"લોકો ખાવા–પીવા માટે નીચે બેઠા. લોકો નૃત્ય માટે ઊભા થયા."* [૮]આપણે વ્યભિચારના પાપો જે તેમાંના કેટલાએક લોકોએ કર્યા તે નહિ કરવા જોઈએ. તેઓના પાપોને કારણે એક જ દિવસમાં તેઓમાંના ૨૩,૦૦૦ લોકો મૃત્યુ પામ્યા. [૯]તેઓમાંના કેટલાએકે જેમ કર્યુ તેમ આપણે પ્રભુનું પરીક્ષણ ન કરવું જોઈએ. તેઓ સર્પો દ્વારા મૃત્યુ પામ્યા કારણ કે તેઓએ પ્રભુનું પરીક્ષણ કર્યુ હતું. [૧૦]અને તેઓમાંના કેટલાએક લોકોએ ફરિયાદ કરેલી તેમ ન કરો. તે લોકોને જે વિનાશકર્તા છે એવા દૂત દ્વારા તેમને મારી નાખવામાં આવેલા હતા.

[૧૧]જે ઘટનાઓ પેલા લોકો સાથે ઘટી હતી તે ઉદાહરણરૂપ છે. અને તે બાબતો આપણા માટે ચેતવણીરૂપે લખાઈ હતી. આપણે એવા સમયગાળામાં અત્યારે રહીએ છીએ કે જ્યારે ભૂતકાળના દરેક ઈતિહાસની સમાપ્તિને આરે આવી પહોંચ્યા છે. [૧૨]તેથી જે વ્યક્તિ માને છે કે તે સ્થિર ઊભો રહી શકે છે તેણે નીચે પડી ન જવાય તેની સંભાળ રાખવી જોઈએ. [૧૩]બધા લોકો પર જે પરીક્ષણ આવે છે તે જ પરીક્ષણો તમારા પર પણ આવે છે. પરંતુ તમે દેવમાં ભરોસો રાખી શકો છો. તમારી સહનશક્તિની સીમા બહાર તે તમને વધારે પરીક્ષણમાં પડવા દેશે નહિ. પરંતુ જ્યારે તમે પરીક્ષણમાં પડો, ત્યારે તે પરીક્ષણમાંથી છટકવા માટેનો રસ્તો પણ દેવ જ તમને બતાવશે, તેથી તમે સહન કરી શકો.

[૧૪]તેથી મારા પ્રિય મિત્રો, મૂર્તિપૂજાથી દૂર રહો. [૧૫]તમે બુદ્ધિશાળી લોકો છો એમ માનીને હું તમારી સાથે વાતચીત કરી રહ્યો છું; હું જે કંઈ કહી રહ્યો છું તે તમે તમારી જાતે જ મૂલવો. [૧૬]આશીર્વાદનો પ્યાલો કે જેને માટે આપણે આભારી છીએ, તે ખ્રિસ્તના રક્તના સહભાગી થવા માટે છે, ખરુંને? અને રોટલી કે જે આપણે તોડીએ છે તે ખ્રિસ્તના શરીરના સહભાગી થવા માટે છે, ખરુંને? [૧૭]રોટલીનો ત્યાં એક જ ટુકડો છે, અને આપણે ઘણા માણસો છીએ. પરંતુ આપણે બધા તે એક રોટલીના ટુકડાને વહેંચીએ છીએ. તેથી ખરેખર તો આપણે એક શરીર જ છીએ.

[૧૮]ઈઝરાએલના લોકો વિષે વિચાર કરો. એ લોકો કે જે વેદી પર ચડાવેલા યજ્ઞાર્પણો ખાય છે. તેઓ વેદીના ભાગીદાર છે, શું તેઓ આમ નથી કરતા? [૧૯]હું એમ કહેવા નથી માગતો કે મૂર્તિને ચડાવેલું નૈવેદ કોઈ મહત્વની વસ્તુ છે અને મૂર્તિ કંઈક છે એવું તો હું જરાપણ કહેવા નથી માગતો. ના! [૨૦]પરંતુ હું કહું છું કે મૂર્તિને લોકો જે વસ્તુઓનું બલિદાન ચડાવે છે તે તો ભૂતપિશાચોને ચડાવેલું બલિદાન છે, નહિ કે દેવને, અને ભૂતપિશાચો સાથે કોઈ પણ બાબતમાં તમારી ભાગીદારી હું ઈચ્છતો નથી. [૨૧]તમે પ્રભુના પ્યાલા સાથે ભૂતપિશાચોનો પ્યાલો પી શકતા નથી. તમે પ્રભુના તેમ જ ભૂતપિશાચોના મેજના સહભાગી થઈ શકો નહિ. [૨૨]શું આપણે પ્રભુને ઈર્ષ્યાળુ બનાવવા માગીએ છીએ? શું આપણે તેનાથી વધુ જોરાવર છીએ? ના!

### દેવના મહિમા માટે તમારી સ્વતંત્રતાનો ઉપયોગ કરો

[૨૩]હા, "બધી જ વસ્તુઓ મંજૂર છે." પણ બધી જ વસ્તુઓ સારી નથી. હા. "બધી જ વસ્તુની પરવાનગી છે." પરંતુ કેટલીક વસ્તુઓ બીજાઓને વધારે શક્તિશાળી બનવામાં ઉપયોગી થતી નથી. [૨૪]કોઈ પણ વ્યક્તિએ માત્ર તેની જાતને જ મદદરૂપ થાય તેવું કરવાનો પ્રયાસ ન કરવો જોઈએ. અન્યને મદદરૂપ થાય તેવું કરવાનો તેણે પ્રયત્ન કરવો જોઈએ.

---

**"લોકો ખાવા–પીવા ... ઊભા થયા"** નિ. ૩૨:૬

૨૫જે કંઈ બજારમાં માંસ વેચાતું હોય તે પ્રેરકબુદ્ધિથી આત્મા કહે કે તે તમારે ખાવાને યોગ્ય હોય તો કોઈ પણ પ્રશ્ન તે માંસ વિષે પૂછયા વિના ખાઓ. ૨૬તમે તે ખાઈ શકો કારણ કે, "પૃથ્વી અને પૃથ્વીની અંદરની દરેક વસ્તુ પ્રભુની છે."*

૨૭વ્યક્તિ કે જે વિશ્વાસી નથી તે તમને તેની સાથે જમવાનું આમંત્રણ આપે. જો તમે જવા ઈચ્છતા હો તો તમારી આગળ જે કંઈ મૂકવામાં આવે તે તમે જમો. તમારા મતે અમુક વસ્તુ ખાવી યોગ્ય છે તે દર્શાવવા પ્રશ્નો ન પૂછો. ૨૮પરંતુ એક વ્યક્તિ જો તમને કહે, "કે આ ખોરાક મૂર્તિને ધરવામાં આવેલો હતો." તો તે ખોરાક ખાશો નહિ. તે ખાશો નહિ. શા માટે? કારણ કે તમને જે વ્યક્તિએ કહ્યું તેના વિશ્વાસને તમે આંચ પહોંચાડવા નથી માગતા. અને તે જ સમયે, લોકો માને છે કે અર્પણ કરેલું ખાવું તે ખોટું છે. ૨૯હું એમ નથી કહેતો કે તમારા મતે તે ખોટું છે. પરંતુ અન્ય વ્યક્તિ માને છે કે તે ખોટું છે. આ એક જ કારણે હું તે માંસ ન ખાઉ. મારી પોતાની સ્વતંત્રતા અન્ય વ્યક્તિ વિચારે તે રીતે મૂલવાવી ન જોઈએ. ૩૦હું ઋણી થઈને ભોજન જમું છું. અને તેથી જે વસ્તુ માટે હું દેવનો ઋણી છું તેના માટે હું ટીકાને પાત્ર થવા નથી માગતો.

૩૧તેથી તમે ખાઓ કે તમે પીવો કે તમે જે કંઈ કરો, તે દેવના મહિમા માટે કરો. ૩૨એવું કંઈ પણ ન કરો કે જે બીજા લોકોને અનિષ્ટ કરવા માટે પ્રેરે–યહૂદીઓ, ગ્રીકો અથવા દેવની મંડળીઓ. ૩૩હું તેમ જ કરું છું. હું પ્રત્યેક વ્યક્તિને દરેક રીતે પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરું છું. જે મારા માટે સારું છે તે કરવાનો પ્રયત્ન નથી કરતો. હું મોટા ભાગના લોકો માટે જે સારું છે તે કરવાનો પ્રયત્ન કરું છું, કે જેથી તેમનું તારણ થાય.

**૧૧** જેમ હું ખ્રિસ્તના નમૂનાને અનુસરું છું તેમ તમે મને અનુસરો.

### સત્તાને આધીન રહેવું

૨દરેક બાબતોમાં તમે મને યાદ કરો છો તેથી હું તમારાં વખાણ કરુ છું. જે શિક્ષણ મેં તમને આપ્યું છે તેને તમે ચુસ્તતાથી અનુસરો છો. ૩પરંતુ તમે આ જાણો એમ હું ઈચ્છું છું: દરેક પુરુષનું શિર ખ્રિસ્ત છે. અને સ્રીનું શિર પુરુષ છે. અને ખ્રિસ્તનું શિર દેવ છે. ૪કોઈ પણ પુરુષ દેવ તરફથી પ્રબોધ* કરતાં કે પ્રાર્થના કરતી વખતે માથું ઢાંકેલું રાખે તો તે પોતાના માથાનું અપમાન કરે છે. ૫અને જે કોઈ પણ સ્રી ઉઘાડા માથે દેવની પ્રાર્થના કે પ્રબોધ કરતી હોય તો તેના માથાનું અપમાન કરે છે. તેણે માથુ ઢાંકેલું રાખવું જોઈએ. જો તે તેનું માથુ ઢાંકતી નથી તો તે સ્રી પેલી સ્રી જેવી જ છે જેણે પોતાના કેશ કપાવી નાખ્યા હોય. ૬જો કોઈ સ્રી પોતાનું મસ્તક ઢાંકતી ન હોય તો તેણે પોતાના માથાનાં બધાં જ વાળ કપાવી નાખવા જોઈએ, પરંતુ સ્રી માટે વાળ કપાવવા અને માથુ મુંડાવવું શરમજનક હોય, તો પછી તેણે તેનું મસ્તક ઢાંકવું જોઈએ. ૭પરંતુ પુરુષે તેનું માથુ ન ઢાંકવું જોઈએ. શા માટે? કારણ કે તે દેવનો મહિમા છે અને તેને દેવ જેવો બનાવવામાં આવ્યો છે. પરંતુ સ્રી પુરુષનો મહિમા છે. ૮પુરુષ સ્રીમાંથી આવ્યો નથી, પરંતુ સ્રી પુરુષમાંથી આવી છે. ૯અને પુરુષને સ્રી માટે નહિ, પરંતુ સ્રીને પુરુષ માટે બનાવવામાં આવી. ૧૦તેથી સ્રીએ પોતાની આધીનતા દર્શાવવા માટે પોતાનું માથુ ઢાંકેલું રાખવું જોઈએ. દૂતોને કારણે પણ તેણે આમ કરવું જોઈએ.

૧૧પરંતુ પ્રભુમાં તો સ્રી પુરુષ માટે, અને પુરુષ સ્રી માટે મહત્વપૂર્ણ છે. ૧૨આ સત્ય છે કારણ કે સ્રી પુરુષમાંથી ઉદભવી પણ પુરુષ સ્રીમાંથી જન્મ્યો. વાસ્તવમાં, દરેક દેવમાંથી ઉદભવ્યા છે. ૧૩તમારા પોતાના માટે નિર્ણય કરો: માથા પર કશું પણ ઢાંક્યા વગર સ્રી દેવની પ્રાર્થના કરે તે શું યોગ્ય છે? ૧૪કુદરત પોતે તમને શીખવે છે કે લાંબા કેશ પુરુષ માટે શોભાસ્પદ નથી. ૧૫પરંતુ લાંબા કેશ સ્રી માટે માનદાયક છે. તેના મસ્તકને ઢાંકવા માટે સ્રીને લાંબા કેશ આપવામાં આવ્યા છે. ૧૬કેટલાએક લોકો હજુ પણ આ બાબત અંગે દલીલ કરવા ઈચ્છે છે. પરંતુ અમે કે દેવની મંડળીઓ આ લોકો જે કરી રહ્યા છે તેને સ્વીકારતા નથી.

### પ્રભુ ભોજન

૧૭જે બાબતો વિષે હવે હું જે કહી રહ્યો છું તેમાં હું તમારી પ્રશંસા કરતો નથી. તમારી સભાઓ તમને મદદકર્તા બનવાને બદલે તમને નુકસાનકર્તા બને છે. ૧૮પ્રથમ તો હું સાંભળું છું કે જ્યારે તમે મંડળીમાં એકઠા થાઓ ત્યારે તમારામાં ભાગલા પડેલા હોય છે. આમાંથી કેટલીક બાબતોને હું માનું છું. ૧૯(તમારામાં મતભેદ હોય તે જરૂરી પણ છે. જેથી કરીને ખરેખર તમે જે કરી રહ્યા છો તે સ્પષ્ટ થઈ શકે.) ૨૦જ્યારે તમે બધા જ ભેગા થાવ, ત્યારે તમે વાસ્તવમાં આવું સાચું પ્રભુનું ભોજન*

---

**"પૃથ્વી … પ્રભુની છે"** ગી.શા.૨૪:૧; ૫૦:૧૨; ૮૯:૧૧

**પ્રબોધ** દેવથી બોલવું કે શીખવવું.

**પ્રભુ ભોજન** ઈસુએ તેના શિષ્યોને ખાસ ભોજન તેની યાદગીરીને સારું ખાવાને કહ્યું. લૂ.૨૨:૧૪–૨૦

ખાતાં નથી. [21]શાથી? કારણ કે તમે જ્યારે ભોજન ખાવા બેસો છો તો તમે બીજાની પ્રતિક્ષા કરતા જ નથી. કેટલાએક લોકો પૂરતું ખાવા કે પીવા માટે મેળવી શકતા નથી, તો કેટલાએક લોકો વધારે મેળવે છે તો તે છાકટા બને છે. [22]તમે તમારા પોતાના ઘરોમાં પણ ખાઈ–પી શકો છો! એમ લાગે છે કે તમે એમ માનો છો કે દેવની મંડળી (લોકો) મહત્વપૂર્ણ છે જ નહિ. જે લોકો દરિદ્રી છે તેમને તમે શરમમાં નાખો છો. મારે તમને શું કહેવું? શું મારે આમ કરવા માટે તમારી પ્રશંસા કરવી? હું તમારી પ્રશંસા કરતો નથી.

[23]જે ઉપદેશ મેં પ્રભુ પાસેથી પ્રાપ્ત કર્યો છે, તે જ ઉપદેશ મેં તમને આપ્યો છે: જે રાત્રે પ્રભુ ઈસુને મારી નાખવા માટે સોંપવામાં આવ્યો, ત્યારે તેણે રોટલી લીધી [24]અને તેના માટે સ્તુતિ કરી. પછી તેણે રોટલીના ભાગ પાડ્યા અને કહ્યું કે,"આ મારું શરીર છે; તે તમારા માટે છે. મને યાદ કરવા માટે એમ કરો." [25]તે જ રીતે, જમી લીધા પછી, ઈસુએ દ્રાક્ષારસનો પ્યાલો લીધો. ઈસુએ કહ્યું કે, "આ દ્રાક્ષારસ દેવનો તેના લોકો તરફનો નવો કરાર પ્રસ્થાપિત કરે છે. આ નવા કરારનો મારા રકત (મરણ) વડે પ્રારંભ થાય છે. જ્યારે તમે તેને પીઓ ત્યારે મને યાદ કરો." [26]દરેક વખતે જયારે તમે આ રોટલી ખાવ અને આ પ્યાલામાંથી પીઓ ત્યારે પ્રભુનું પુનરાગમન થાય ત્યાં સુધી તેના મૃત્યુનો પ્રચાર કરો.

[27]જો કોઈ વ્યકિત અયોગ્ય રીતે રોટલી ખાય કે પ્રભુનો પ્યાલો પીએ તો તે વ્યકિત પ્રભુના શરીર અને રકતની વિરુદ્ધ પાપ કરે છે. [28]દરેક વ્યક્તિએ રોટલી ખાતા અને પ્યાલો પીતા પહેલા પોતાનું અંત:કરણ તપાસવું જોઈએ. [29]જો વ્યક્તિ શરીરને ઓળખ્યા વગર રોટલી ખાય છે અથવા પીએ છે, તો તે વ્યક્તિને ખાધાથી તથા પીધાથી દોષિત ઠરાવવામાં આવે છે. [30]તેથી જ તમારા જૂથમાં ઘણા બધા બિમાર અને અશકત છે. અને ઘણા બધા મરણને શરણ થયા છે.

[31]પરંતુ જો આપણે આપણી જાતને મૂલવીએ, તો દેવ આપણો ન્યાય કરશે નહિ. [32]પરંતુ જ્યારે પ્રભુ આપણને મૂલવે છે, ત્યારે તે આપણને સાચો માર્ગ બતાવવા સજા કરે છે. જગતના અન્ય લોકો સાથે આપણને દોષિત ઠરાવવામાં ન આવે તેથી તે આમ કરે છે. [33]તેથી, મારા ભાઈઓ અને બહેનો, જ્યારે તમે ભોજન માટે મળો ત્યારે તમે એકબીજાની રાહ જુઓ. [34]જો કોઈ વ્યકિત અતિશય ભૂખી થઈ જાય, તો તેણે તેના ઘરે જમી લેવું જોઈએ. દેવનો ન્યાય તમારા એક સાથે મળવા પર ન તોળાય તેથી આ કરો. જ્યારે હું આવું ત્યારે બીજી બાબતો અંગે તમારે શું કરવું તે તમને જણાવીશ.

## પવિત્ર આત્માનાં દાનો

**૧૨** હવે ભાઈઓ અને બહેનો, તમારી પાસે આત્મિક દાનો અંગે સમજ હોય તેમ હું ઈચ્છું છું. [2]તમે વિશ્વાસુ બન્યા તે પહેલાં તમે જે જીંદગી જીવતા હતા તેને યાદ કરો. તમે તમારી જાતને પ્રભાવિત થવા દઈને તમે મૂર્તિપૂજા તરફ દોરવાઈ ગયા હતા. તે વસ્તુઓની પૂજા કે જેનામાં કોઈ જીવન હોતું નથી. [3]તેથી હું તમને કહું છું કે દેવના આત્માની મદદ વડે બોલનાર વ્યકિત ઈસુને શાપપાત્ર કહેતો નથી; અને કોઈ પણ વ્યકિત પવિત્ર આત્માની મદદ વગર એમ ન કહી શકે કે, "ઈસુ જ પ્રભુ છે."

[4]આત્મિક કૃપાદાનો વિવિધ પ્રકારના હોય છે, પરંતુ તે બધા એક જ આત્મા તરફથી પ્રાપ્ત થયેલા છે. [5]સેવાકાર્યના વિવિધ માર્ગો છે, પરંતુ આ બધા જ માર્ગો એ જ પ્રભુ પાસેથી મેળવેલા છે. દેવ લોકોમાં વિવિધ પ્રકારે કાર્યો કરે છે, પરંતુ આ દરેક પ્રકારો તો એક જ પ્રભુ તરફથી મેળવેલા છે. [6]અને દેવ વિવિધ પ્રકારે લોકોમાં કામ કરે છે, પરંતુ આ બધી જ રીતો એ એક જ દેવની છે. આપણે બધા બધું જ કરવા માટે તે કાર્યો કરીએ છીએ. [7]દરેક વ્યક્તિમાં પવિત્ર આત્માનું પ્રદાન જોઈ શકાય છે. જે આત્મા પ્રદાન કરે છે તેના દ્વારા એક વ્યક્તિ બીજા લોકોને મદદકર્તા બને છે. [8]આત્મા એક વ્યકિતને શાણપણવાળી વાણી બોલવાનું સામર્થ્ય પ્રદાન કરે છે. જ્યારે આ જ આત્મા બીજી વ્યકિતને પરમજ્ઞાન વાણી બોલવાનું સામર્થ્ય પ્રદાન કરે છે. [9]આ જ આત્મા એક વ્યકિતને વિશ્વાસ પ્રદાન કરે છે. અને તે જ આત્મા બીજી વ્યકિતને સાજાં કરવાનું દાન પ્રદાન કરે છે. [10]આ જ આત્મા વડે બીજી વ્યકિતને ચમત્કારો કરવાનું સામર્થ્ય, તો અન્યને પ્રબોધ કરવાની ક્ષમતા અને અન્ય વ્યકિતને સારા અને ખરાબ આત્માઓ વચ્ચેનો ભેદ પારખવાની ક્ષમતા પ્રદાન કરે છે. આ જ આત્મા એક વ્યકિતને વિવિધ ભાષાઓ બોલવાની ક્ષમતા, તો બીજી વ્યકિતને તે ભાષાઓના અર્થઘટન કરવાની ક્ષમતા પ્રદાન કરે છે. [11]તે એક જ આત્મા આ બધી પ્રક્રિયા કરે છે. આત્મા પ્રત્યેક વ્યકિતને શું આપવું તેનો નિર્ણય કરે છે.

### ખ્રિસ્તનું શરીર

[૧૨]એક વ્યક્તિનું શરીર તો એક જ છે, પરંતુ તેના
અવયવો ઘણા છે. હા, શરીરને ઘણા અવયવો છે, પરંતુ
બધા જ અવયવો ફક્ત એક જ શરીરને ઘડે છે. ખ્રિસ્ત
પણ તે પ્રમાણે જ છે: [૧૩]આપણામાંના કેટલાએક યહૂદી
છીએ તો કેટલાએક ગ્રીક લોકો; આપણામાંના કેટલાએક
ગુલામ છીએ તો કેટલાએક સ્વતંત્ર. પરંતુ આપણે
બધા જ એક જ આત્મા દ્વારા એક જ શરીરમાં બાપ્તિસ્મા
પામેલા છીએ અને આપણને બધાને તે જ એક આત્મા
પ્રદાન કરવામાં આવ્યો છે.

[૧૪]અને વ્યક્તિનું શરીર એક અવયવનું બનેલું નથી.
પણ વધારે અવયવોનું બનેલું છે. તેને ઘણા અવયવો
હોય છે. [૧૫]જો પગ આમ કહે કે, "હું હાથ નથી. તેથી
મારે શરીર સાથે કોઈ સંબંધ નથી." પરંતુ પગના આમ
કહેવાથી તે શરીરનો એક અવયવ મટી જતો નથી.
[૧૬]જો કાન આમ કહે કે, "હું આંખ નથી તેથી શરીર
સાથે મારે કોઈ સંબંધ નથી." પરંતુ કાનના આમ કહેવાથી
તે શરીરના અવયવરૂપે મટી જતો નથી. [૧૭]જો સમગ્ર
શરીર આંખ હોત, તો સાંભળવા માટે સક્ષમ ન હોત.
જો આખું શરીર કાન હોત, તો કશું પણ સૂંઘવા માટે
શરીર સક્ષમ ન હોત. [૧૮-૧૯]પણ દેવે દરેક અવયવને
પોતાની મરજી પ્રમાણે શરીરમાં ગોઠવેલો છે. જો દરેક
ભાગ જુદા હોય તો શરીર શરીર રહેતું નથી. પરંતુ દેવે
દરેક માટે સ્થાન નિશ્ચિત કર્યુ છે. આપણા શરીરના
ઘણા અવયવોને તેની ઈચ્છા પ્રમાણે ગોઠવ્યા છે. જો
સર્વ એક અવયવ હોત તો શરીર ક્યાં હોત? [૨૦]અને
તેથી હવે શરીરના અનેક ભાગો છે પણ શરીર ફક્ત
એક છે.

[૨૧]આંખ હાથને નથી કહી શકતી કે મારે તારી જરૂર
નથી!" અને તે જ રીતે મસ્તક પગોને નથી કહી શકતું
કે, "મારે તારી જરૂર નથી." [૨૨]ના! શરીરના તે અવયવો
જે દેખીતી રીતે વધારે નિર્બળ લાગે છે તે વાસ્તવમાં
ખરેખર ઘણા જ મહત્વના છે. [૨૩]અને શરીરના એ
અવયવો કે જેમને આપણે ખાસ મૂલ્યવાન નથી ગણતા
તેમની જ આપણે વિશિષ્ટ દરકાર કરીએ છીએ. અને
શરીરના એ અવયવો કે જે આપણે પ્રદર્શિત કરવા નથી
ઈચ્છતા તેમની આપણે વિશિષ્ટ દરકાર કરીએ છીએ.
[૨૪]ખરેખર તો આપણા શરીરના સૌથી સુંદર ભાગોને
કોઈ વિશિષ્ટ કાળજીની જરૂર પડતી નથી. પણ જે ભાગ
ને ઓછું માન અપાયું હતું તેને દેવે વિશેષ માન આપીને
વ્યવસ્થિત રીતે શરીરમાં જોડ્યા છે. [૨૫]દેવે આમ કર્યુ છે
કે જેથી આપણું અંગ વિભાજીત ન થઈ જાય. દેવની
ઈચ્છા એવી હતી કે બધા અવયવો એકબીજાને માટે
એક સરખી ચિંતા રાખે. [૨૬]જો શરીરનો એક અવયવ
પીડાય તો તેની સાથે શરીરના બીજા બધા જ અવયવોને
પણ વેદના થશે. અથવા શરીરનો કોઈ એક અવયવ
સન્માનિત થાય તો બીજા બધા જ અવયવો પણ આનંદ
પામે છે.

[૨૭]તમે બધા સમૂહ તરીકે ખ્રિસ્તનું શરીર છો.
વ્યક્તિગત રીતે તમે દરેક તે શરીરનો કોઈ એક અવયવ
છો. [૨૮]અને મંડળીમાં દેવે પ્રેરિતોને પ્રથમ સ્થાન,
પ્રબોધકોને દ્વિતીય સ્થાન અને તૃતીય સ્થાન ઉપદેશકને
આપેલું છે. પછી દેવે જે લોકો ચમત્કારો કરે છે તેઓને
માટે પણ એક સ્થાન નિશ્ચિત કર્યુ છે. અને તે જ રીતે જે
લોકોની પાસે રોગીઓને સાજા કરવાની ક્ષમતા છે, જે
લોકો અન્યને મદદરૂપ થાય છે, જે લોકોમાં અગ્રેસરનો
ગુણ છે અને જે લોકો વિવિધ ભાષાઓ બોલે છે તેઓને
માટે પણ દેવે કોઈ એક સ્થાન નિશ્ચિત કર્યુ છે. [૨૯]બધા
લોકો પ્રેરિતો નથી કે બધા લોકો પ્રબોધકો થઈ શકે
નહિ. બધા લોકો ચમત્કારો પણ કરી શકતા નથી. [૩૦]કે
બધાની પાસે બીજાને સાજા કરવાની ક્ષમતા પણ નથી.
બધા લોકો જુદી જુદી ભાષામાં બોલી શકતા નથી. બધા
લોકો આ ભાષાઓનું અર્થઘટન કરવા માટે સમર્થ નથી
હોતા. [૩૧]તમારે તો ખરેખર આત્માના ઉત્તમ કૃપાદાનોની
જ ઈચ્છા રાખવી જોઈએ. હું તમને સૌથી ઉત્તમ માર્ગ
દર્શાવીશ.

### પ્રીતિ એજ શ્રેષ્ઠ દાન છે

**૧૩** જો હું માણસોની તથા દૂતોની વિવિધ ભાષા
બોલી શકું, પરંતુ જો મારામાં પ્રીતિ ન હોય
તો હું રણકારો કરનાર ઘૂઘરી કે ઝમકાર કરતી એક
ઝાંઝ માત્ર છું. [૨]જો કે મને પ્રબોધ કરવાનું દાન હોય
તો, હું દેવની તમામ રહસ્યપૂર્ણ વાતો જાણતો હોઉં
અને સર્વ બાબતમાં જ્ઞાની હોઉં, અને પર્વતોને હઠાવી
દે એવો મારો વિશ્ર્વાસ હોય. પરંતુ આ બધી બાબતો
ઉપરાંત જો મારામાં પ્રીતિ ન હોય તો હું કશું જ નથી.
[૩]મારી પાસે જે કંઈ છે તે બધું જ હું લોકોને ખવડાવવા
માટે આપી દઉં. અને હું મારું શરીર પણ અર્પણ તરીકે
અગ્નિને સોંપી દઉં. પરંતુ જો મારામાં પ્રીતિ ન હોય તો
પછી મને કોઈ લાભ નથી.

[૪]પ્રીતિ સહનશીલ છે અને પ્રીતિ પરોપકારી છે.
પ્રીતિમાં ઈર્ષ્યા નથી, તે બડાશ મારતી નથી અને તે
ગર્વિષ્ઠ પણ નથી. [૫]પ્રીતિ ઉધ્ધત નથી, પ્રીતિ સ્વાર્થી
નથી અને પ્રીતિ આસાનીથી ક્રોધિત પણ થઈ જતી

નથી. પ્રીતિ તેની સામે થયેલા અનુચિત વ્યવહારને યાદ રાખતી નથી. ૬ પ્રીતિ દુષ્ટતા સાથે નહિ, પરંતુ પ્રીતિ સત્ય સાથે પ્રસન્ન હોય છે. ૭ પ્રીતિ ધૈર્ય સાથે આ બાબતોને સ્વીકાર્ય ગણે છે. પ્રીતિ હંમેશા વિશ્વાસ કરે છે, હંમેશા આશા રાખે છે, અને હંમેશા મદદરૂપ બને છે. હંમેશા સહન કરે છે.

૮ પ્રીતિ ક્યારેય નામશેષ થતી નથી. દેવ તરફથી ભવિષ્ય કથન કરવાનાં દાનો છે, પણ તે તો સમાપ્ત થઈ જશે. વિવિધ ભાષાઓમાં વક્તવ્ય આપવાના દાનો છે, પણ તે દાનો પણ નામશેષ થઈ જશે. જ્ઞાનનું દાન છે, પણ તે અસ્ત પામશે. ૯ આ વસ્તુઓનો અંત આવશે કારણ કે જે જ્ઞાન અને ભવિષ્ય કથન આપણી પાસે છે તે અપૂર્ણ છે. ૧૦ પરંતુ જ્યારે પૂર્ણતા પ્રાપ્ત થશે ત્યારે અપૂર્ણતાનો અંત આવશે. ૧૧ જ્યારે હું બાળક હતો ત્યારે બાળક જેવી વાતચીત કરતો; બાળક જેવું વિચારતો; બાળક જેવી યોજનાઓ ઘડતો. પણ હું જ્યારે પુરુષ બન્યો, ત્યારે મેં બાળકો જેવું વર્તન છોડી દીધું છે. ૧૨ આપણી સાથે પણ આમ જ છે. અત્યારે તો આપણે દર્પણમાં ઝાંખું ઝાંખું જોઈ રહ્યા છીએ. પરંતુ ભવિષ્યમાં આપણે ત્યારે સ્પષ્ટપણે જોઈ શકીશું. અત્યારે તો હું ફક્ત એક અંશને જ જાણું છું. પરંતુ ત્યારે કે જ્યારે હું સંપૂર્ણપણે જ્ઞાત હોઈશ. જેવી રીતે દેવ મને ઓળખે છે. તેવી રીતે હું પણ તેને સંપૂર્ણ જાણીશ. ૧૩ તેથી વિશ્વાસ, આશા, અને પ્રીતિ. આ બધામાં પ્રીતિ શ્રેષ્ઠ છે.

### આત્મિક દાનોને મંડળી માટે ઉપયોગી બનાવો

**૧૪** પ્રીતિ એ એવી બાબત છે કે જેના માટે તમારે પ્રયત્ન કરવો જોઈએ. અને ખરેખર તમારે આત્મિક દાનની અભિલાષા રાખવી જોઈએ. એ બધામાં સૌથી વધુ પ્રબોધ કરવાની અભિલાષા રાખવી જોઈએ. ૨ તે શા માટે તે હું સમજાવીશ: જે વ્યક્તિમાં વિવિધ ભાષાઓ બોલવાની ક્ષમતા છે તે લોકોને સંબોધતા નથી પરંતુ તે દેવને સંબોધે છે. તે વ્યક્તિને કોઈ સમજી શકતું નથી. કારણ કે આત્મા થકી તે મર્મો વિષે બોલે છે. ૩ પરંતુ જે વ્યક્તિ પ્રબોધ કરે છે, તે લોકોને કહે છે. તે લોકોને સામર્થ્ય, પ્રોત્સાહન અને દિલાસો આપે છે. ૪ જે વ્યક્તિ અન્ય ભાષા બોલે છે તે માત્ર પોતાની જાતને જ મદદરૂપ થાય છે, પરંતુ પ્રબોધક તો આખી મંડળીને મદદરૂપ થાય છે. ૫ તમારા બધામાં વિવિધ ભાષા બોલવાની ક્ષમતા હોય તે મને ગમશે. પરંતુ તમારી પ્રબોધ કરવાની ક્ષમતા મને વધુ ગમશે. પ્રબોધક વિવિધ ભાષી કરતાં વધુ મહાન છે. જે વ્યક્તિ વિવિધ ભાષી છે તે પ્રબોધક જેવો જ છે, જો તે બધી ભાષાઓનું અર્થઘટન કરી શકે, કે જેથી તેનું ઉદબોધન મંડળીઓને મદદરૂપ થાય.

૬ ભાઈઓ અને બહેનો, જુદી-જુદી ભાષા બોલીને હું તમારી પાસે આવું તો તમને મદદરૂપ બનીશ? ના! જ્યારે હું નૂતન સત્ય કે થોડો પ્રબોધ, કે થોડો ઉપદેશ લઈને આવું ત્યારે તે તમને ઉપયોગી થશે. ૭ અર્થ વગર વિવિધ ભાષામાં બોલવું તે નિર્જીવ વસ્તુઓ દ્વારા કરવામાં આવતા ધ્વનિ સમાન છે જેમ કે વાંસળી કે વીણા. જો સંગીતના વિવિધ સૂરને સુસ્પષ્ટ ન કરવામાં આવે તો કયું ગીત વાગે છે તેનો ભેદ સમજી શકશો નહિ. સૂરને તમે સાચી રીતે સમજી શકો તે માટે પ્રત્યેક સ્વર સ્પષ્ટ રીતે વગાડવો જોઈએ. ૮ આ જ રીતે યુદ્ધમાં જો રણશિંગડું સ્પષ્ટ રીતે ફૂંકવામાં ન આવે તો સૈનિકોને યુદ્ધની તૈયારીનો સમય છે એની ખબર ન પડે. ૯ તમારી સાથે પણ આમ જ છે. બધી ભાષાઓમાં બોલાયેલા શબ્દો સ્પષ્ટ હોવા જોઈએ, નહિ તો તમે શું કહેવા માગો છો તે કોઈ પણ વ્યક્તિ સમજી શકશે નહિ, અને તમે માત્ર હવામાં વાતો કરતા રહી જશો! ૧૦ તે સાચું છે કે દુનિયામાં વિવિધ પ્રકારની ભાષાઓ છે, ને દરેકને પોતાના વિવિધ અર્થ હોય છે. ૧૧ અને તેથી એક વ્યક્તિ શું કહે છે તે જો હું ન સમજી શકું તો મને એમ લાગે કે તે વિચિત્ર બોલે છે અને તેને લાગે કે હું વિચિત્ર બોલું છું. ૧૨ તમારી સાથે પણ આવું જ છે. તમે આત્મિક દાનની ખૂબ ઈચ્છા ધરાવો છો જેથી મંડળી વધારે શક્તિશાળી બને. તેથી તે મેળવવા અથાગ પ્રયત્ન કરો.

૧૩ તેથી જે વ્યક્તિની પાસે અન્ય ભાષા બોલવાની ક્ષમતા છે, તે પોતે જે બોલે છે તેનું તે સાચું અર્થઘટન કરી શકે તેવી તેણે પ્રભુને પ્રાર્થના કરવી જોઈએ. ૧૪ હું જો અન્ય ભાષામાં પ્રાર્થના કરું તો મારો આત્મા પ્રાર્થના કરે છે, પરંતુ મારું મન તો નિષ્ક્રિય છે. ૧૫ તો મારે શું કરવું જોઈએ? હું મારા આત્મા સાથે પ્રાર્થના કરીશ. પણ હું મારા મન સાથે પણ પ્રાર્થના કરીશ. હું મારા આત્મા સાથે ગાઈશ. પણ હું મારા મન સાથે પણ ગાઈશ. ૧૬ તમારા આત્મા થકી તમે દેવનો મહિમા ભલે ગાતા હો, પરંતુ એક વ્યક્તિ સમજ્યા વગર તમારી આભારસ્તુતિની પ્રાર્થનાને "આમીન* " નહિ કહી શકે. શા માટે? કારણ કે તે સમજતો નથી કે તમે શું કહી રહ્યા છો. ૧૭ તમે સુંદર રીતે દેવની આભારસ્તુતિ કરતા હશો, પરંતુ ન સમજનાર વ્યક્તિ માટે તે મદદરૂપ નથી બનતું.

---

**આમીન** જયારે વ્યક્તિ "આમીન" કહે છે, તો તેનો અર્થ એ કે તે જે બાબત કહેવામાં આવી છે તેની સાથે સંમત થાય છે.

૧૮તમારા બધા કરતા વિવિધ પ્રકારની ભાષા બોલવાની મારી શકિત વિશેષ છે, તે માટે હું દેવનો આભારી છું. ૧૯પરંતુ મંડળીની સભામાં તો વિવિધ ભાષાના હજારો શબ્દો બોલવાને બદલે હું જેને સમજી શકું છું તેવા માત્ર પાંચ શબ્દો જ બોલીશ. હું મારી સમજ પ્રમાણે બોલવાનું પસંદ કરું છું કે જેથી હું બીજા લોકોને ઉપદેશ આપી શકું. ૨૦ભાઈઓ અને બહેનો, બાળકો જેવું ન વિચારશો. દુષ્ટતામાં બાળકો થાઓ. પરંતુ તમારી વિચારસરણીમાં તો પુખ્ત ઉંમરના માણસ જેવા જ બનો. ૨૧પવિત્રલેખમાં લખ્યું છે કે:

"જે લોકો જુદા પ્રકારની ભાષા બોલે છે તેમની
અને વિદેશીઓની વાણીનો ઉપયોગ કરીને હું
લોકોને ઉદબોધન કરીશ પરંતુ તેમ છતાં આ
લોકો મને કબૂલ કરશે નહિ."

*યશાયા ૨૮:૧૧-૧૨*

પ્રભુ આમ કહે છે.

૨૨તેથી અન્ય ભાષા વિશ્વાસીઓનેનહિપણ અવિશ્વાસીઓનેચિહનરૂપછે;પણપ્રબોધ વિશ્વાસીઓને નહિ પણ વિશ્વાસીઓને ચિહનરૂપે છે. ૨૩ધારો કે આખી મંડળી ભેગી મળે અને સભામાં તમે બધા જુદી-જુદી ભાષાઓ બોલો, ત્યારે નહિ સમજનારા કે વિશ્વાસ વગરના કેટલાએક લોકો ત્યાં આવે તો તેઓ તમને કહેશે કે તમે ઘેલા છો. ૨૪પરંતુ ધારો કે તમે બધા પ્રબોધ કરી રહ્યા છો ત્યારે વિશ્વાસ વગરની બહારની કોઈ વ્યકિત ત્યાં આવે તો જ્યારે તમે પ્રબોધ કરી રહ્યા છો ત્યારે તે વ્યકિતના પાપ તમે દર્શાવશો અને તમે બધા જે કહો છો તેનાથી તે વ્યકિતનો ન્યાય થશે. ૨૫તે વ્યકિતના હૃદયની રહસ્યમય વાત પ્રકાશમાં આવશે અને પરિણામે તે વ્યકિત નમન કરીને દેવનું ભજન કરશે અને કહેશે કે, "ખરેખર, દેવ તમારી સાથે છે."

### તમારી સભા મંડળીને મદદરૂપ થવી જોઈએ

૨૬તો ભાઈઓ અને બહેનો, તમારે શું કરવું જોઈએ? જ્યારે તમે મળો ત્યારે એક વ્યકિત ગીત ગાવા માટે હોય, બીજી વ્યકિતએ બોધ આપવાનો હોય, બીજી વ્યકિત દેવ તરફથી પ્રગટેલા નૂતન સત્યને દર્શાવતી હોય, જ્યારે અન્ય વ્યકિત અન્ય ભાષા બોલતી હોય અને બીજી વ્યકિત આ ભાષાનું અર્થઘટન કરતી હોય. આ બધી જ બાબતોનો મૂળભૂત હેતુ મંડળીઓને વધુ શકિતશાળી બનાવવાનો હોવો જોઈએ. ૨૭જ્યારે તમે એકત્રિત થાઓ અને કોઈ વ્યકિત સમૂહને અન્ય ભાષામાં ઉદબોધિત કરે ત્યારે બે કે વધુમાં વધુ ત્રણથી વધારે માણસોએ ન બોલવું જોઈએ. અને તેઓએ એક પછી એક બોલવું જોઈએ અને બીજી વ્યકિતએ તે જે બોલે છે તેનું અર્થઘટન કરવું જોઈએ. ૨૮પરંતુ ત્યાં કોઈ પણ અર્થઘટન કરનાર ન હોય તો મંડળીની સભામાં અન્ય ભાષામાં બોલનારે શાંત રહેવું જોઈએ. તે વ્યકિતએ માત્ર પોતાની જાતને અને દેવને ઉદબોધન કરવું જોઈએ.

૨૯અને માત્ર બે કે ત્રણ પ્રબોધકોએ જ બોલવું જોઈએ અને તેઓ જે બોલે છે તેનું બીજાઓએ મૂલ્યાંકન કરવું જોઈએ. ૩૦અને જે વ્યકિત બેઠેલી છે તેનામાં પ્રભુના સંદેશની પ્રેરણા જાગે તો પ્રથમ વકતાએ અટકી જવું જોઈએ. ૩૧તમે બધા એક પછી એક પ્રબોધ કરી શકો. આ રીતે બધા જ લોકોને ઉપદેશ આપી શકાય અને પ્રોત્સાહિત કરી શકાય. ૩૨પ્રબોધકોનો આત્મા પ્રબોધકોના પોતાના નિયંત્રણમાં હોય છે. ૩૩દેવ અવ્યવસ્થાનો નહિ પરંતુ શાંતિનો દેવ છે. ૩૪સ્રીઓએ મંડળીની સભાઓમાં શાંત રહેવું જોઈએ. દેવના લોકોની બધી જ મંડળીઓમાં આમ જ હોવું જોઈએ. મૂસાનો નિયમ કહે છે તે પ્રમાણે સ્રીઓને બોલવાની છૂટ ન આપવી જોઈએ અને તેમણે નિયંત્રણમાં રહેવું જોઈએ. ૩૫સ્રીઓને પોતાને કંઈક જાણવાની ઈચ્છા હોય તો તેમણે તેમના ઘેર તેમના પતિઓને પૂછવું જોઈએ. મંડળીની સભાઓમાં સ્રીઓનું બોલવું ઘણું શરમજનક છે. ૩૬શું દેવનો ઉપદેશ તમારા થકી છે? ના! અથવા તમે માત્ર એક એવા છો કે જેમને આ ઉપદેશ પ્રાપ્ત થયો છે? ના!

૩૭જો કોઈ પણ વ્યકિત એમ ધારતી હોય કે તે પોતે પ્રબોધક છે અથવા તેને આત્મિક દાન મળેલું છે, તો તે વ્યકિતએ સમજવાની જરૂર છે કે તમને જે આ હું લખું છું તે પ્રભુનો આદેશ છે. ૩૮જો તે વ્યકિત આ ન જાણતી હોય તો દેવ દ્વારા તે અજ્ઞાત છે.

૩૯તેથી મારા ભાઈઓ અને બહેનો, ખરેખર તમારે પ્રબોધ કરવાની અભિલાષા રાખવી જોઈએ, પરંતુ અન્ય ભાષામાં બોલવાનું દાન ધરાવતા લોકોને તે ભાષામાં બોલતા રોકશો નહિ. ૪૦પરંતુ દરેક વસ્તુ યોગ્ય અને વ્યવસ્થિત રીતે કરવી જોઈએ.

### ખ્રિસ્ત વિષે સુવાર્તા

**૧૫** હવે ભાઈઓ અને બહેનો, હું ઈચ્છું છું કે તમે સુવાર્તાને યાદ રાખો કે જે વિષે મેં તમને કહ્યું હતું. ૨તમે આ સંદેશાથી તારણ પામ્યા છો અને તે બાબતે તમે વધુ ને વધુ દૃઢ અને વફાદાર બનવાનું ચાલુ રાખો. આ સંદેશ દ્વારા તમારું તારણ થયું પરંતુ મેં

તમને જે કહ્યું છે તેમાં વિશ્વાસ રાખવાનું તમારે સતત ચાલુ રાખવું જ જોઈએ. જો તમે તેમ નહિ કરો તો તમારો વિશ્વાસ નકામો છે.

૩મેં જે સંદેશ પ્રાપ્ત કર્યો તે મેં તમને પ્રદાન કર્યો. મેં તમને એક વિશેષ મહત્વની વાત કહી કે આપણા પાપો માટે ખ્રિસ્ત મૃત્યુ પામ્યો, જેમ ધર્મશાસ્ત્ર કહે છે કે; ૪ખ્રિસ્તને દાટવામાં આવ્યો હતો અને ત્રીજે દહાડે તેનું ઉત્થાન થયું એમ ધર્મશાસ્ત્ર કહે છે; ૫પણ ખ્રિસ્તે પોતાની જાતે પિતરને દર્શન દીધું અને પછી બીજા બાર પ્રેરિતોને સમૂહમાં દર્શન આપ્યું. ૬ત્યારબાદ એક જ સમયે ૫૦૦ કરતાં પણ વધુ ભાઈઓને ખ્રિસ્તે પોતાનું દર્શન આપ્યું. આમાંના મોટા ભાગના ભાઈઓ હજુ જીવિત છે, જો કે કેટલાક મૃત્યુ પામ્યા છે. ૭પછી ખ્રિસ્તે યાકૂબને દર્શન આપ્યું અને પાછળથી પ્રેરિતોને પુન:દર્શન આપ્યું. ૮અને અંતે જાણે હું સમય પહેલા જન્મેલો હોઉં તેમ સર્વથી છેલ્લે ખ્રિસ્તે મને પોતે દર્શન દીધું. ૯બધા જ પ્રેરિતો મારા કરતાં મહાન છે, કારણ કે દેવની મંડળીની મેં સતાવણી કરી છે તેથી હું તો પ્રેરિત કહેવાને પણ લાયક નથી. ૧૦પરંતુ દેવની કૃપાએ અત્યારે હું જે છું તે છું. અને દેવની કૃપા જે તેણે મને અર્પિત કરી તે નિરર્થક નથી ગઈ. બીજા બધા પ્રેરિતો કરતા મેં વધારે સખત કામ કર્યું છે. (જો કે કામ કરનાર હું ન હતો, પરંતુ મારામાં સ્થિત દેવની કૃપા કાર્યરત હતી.) ૧૧તેથી એ મહત્વનું નથી કે હું ઉપદેશ આપું કે અન્ય પ્રેરિતો તમને ઉપદેશ આપે–કારણ કે અમે એ જ વસ્તુનો ઉપદેશ આપીએ છીએ કે જેમાં તમે વિશ્વાસ કરો.

### મૃત્યુમાંથી આપણે ઊઠીશું

૧૨ખ્રિસ્ત મૃત્યુમાંથી ઊઠયો છે તેવો ઉપદેશ આપવામાં આવે છે તો તમારામાંના કેટલાએક એમ શા માટે કહે છે કે મૂએલાનું પુનરુત્થાન નથી? ૧૩જો મૂએલાનું પુનરુત્થાન નથી તો એનો અર્થ એ કે ખ્રિસ્ત મૃત્યુમાંથી કદી પણ ઊઠયો નથી. ૧૪અને જો ખ્રિસ્ત કદી પણ ઊઠયો નથી તો અમારો ઉપદેશ નિરર્થક છે. અને તમારો વિશ્વાસ અર્થહીન છે. ૧૫અને દેવ વિષે અસત્ય બોલવા માટે અમે ગુનેગાર ઠરીશું. શા માટે? કારણ કે અમે દેવ વિષે એવો ઉપદેશ આપ્યો કે દેવે ખ્રિસ્તને મૂએલામાંથી ઊઠાડયો છે. અને જો લોકો મૂએલામાંથી ઊઠયા ન હોય તો દેવે ખ્રિસ્તને મૂએલામાંથી કદી પણ ઊઠાડયો નથી. ૧૬જો મૃત લોકો મૂએલામાંથી ઊઠયા નથી તો ખ્રિસ્ત પણ કદી મૂએલામાંથી ઊઠયો નથી. ૧૭અને જો ખ્રિસ્ત મૂએલામાંથી ઊઠયો નથી તો તમારો વિશ્વાસ નિરર્થક છે, પરંતુ તમે તમારાં પાપો માટે હજુ પણ દોષિત છો. ૧૮અને ખ્રિસ્તમાં જેઓ મરી ગયેલાં છે, તેઓ હંમેશને માટે વિલિન થઈ ગયા છે. ૧૯જો આપણી ખ્રિસ્તમાંની અભિલાષા માત્ર આ દુન્યવી જીવન પૂરતી મર્યાદિત હોય તો બીજા લોકો કરતાં પણ આપણે વધુ દયાજનક છીએ.

૨૦પરંતુ હકીકતમાં ખ્રિસ્ત મૂએલામાંથી ઊઠયો છે. મૃત્યુની ઘેરી નિંદ્રામાં સૂતેલા તે બધા જ વિશ્વાસીઓમાં તે પ્રથમ હતો. ૨૧કોઈ એક માણસના (આદમ) કૃત્યના કારણે લોકોનાં મૃત્યુ થયાં પરંતુ બીજા એક માણસના (ખ્રિસ્ત) કૃત્યના કારણે લોકો મૂએલામાંથી ઊઠશે. ૨૨આદમ થકી આપણે સર્વ મૃત્યુ પામીએ છીએ અને તે જ રીતે ખ્રિસ્ત થકી આપણે સર્વ સજીવન થઈશું. ૨૩પરંતુ દરેક વ્યકિત યોગ્ય ક્રમમાં સજીવન થશે. સજીવન થવામાં ખ્રિસ્ત સૌ પ્રથમ હતો. જ્યારે ખ્રિસ્તનું પુનરાગમન થશે ત્યારે જે લોકો ખ્રિસ્તના છે તે લોકો પણ સજીવન થશે. ૨૪પછી અંત આવશે. ખ્રિસ્ત બધા જ શાસકો, અધિકારીઓ અને સત્તાઓનો ધ્વંશ કરશે, અને પછી તે દેવ પિતાને રાજ્યની સોંપણી કરશે. ૨૫જ્યાં સુધી દેવ બધા જ દુશ્મનોને ખ્રિસ્તના અંકુશ નીચે ન લાવે ત્યાં સુધી ખ્રિસ્તે શાસન કરવું જોઈએ. ૨૬મૃત્યુ તે આખરી દુશ્મન હશે જેનો નાશ થશે. ૨૭શાસ્રલેખ કહે છે કે, "દેવ બધી જ વસ્તુઓને ખ્રિસ્તના નિયંત્રણમાં મૂકે છે."* જ્યારે શાસ્રલેખ, "બધી જ વસ્તુઓ" ને ખ્રિસ્તના નિયંત્રણ નીચે મૂકે છે ત્યાં એ સ્પષ્ટ છે કે દેવનો આમાં સમાવેશ થતો નથી. કારણ કે દેવ તે એક છે કે જે બધી જ વસ્તુઓને ખ્રિસ્તના નિયંત્રણ નીચે મૂકે છે. ૨૮જ્યારે ખ્રિસ્તના નિયંત્રણ નીચે બધી જ વસ્તુઓ આવશે. પછી પુત્ર (ખ્રિસ્ત) પોતે જ દેવના નિયંત્રણને આધીન થશે. દેવ તે એક છે કે જે બધી વસ્તુઓને ખ્રિસ્તના નિયંત્રણમાં મૂકે છે તેથી દેવ બધી જ વસ્તુઓના સંપૂર્ણ શાસક બનશે. ૨૯જો લોકોને મૂએલામાંથી કદી પણ ઊઠાડયા ન હોય તો મૃત્યુ પામેલા લોકોના વતી જે લોકો બાપ્તિસ્મા પામ્યા છે તેઓ શું કરશે? જો મૃત્યુ પામેલા લોકો કદી પણ ઊઠયા ન હોય તો તેઓના માટે લોકો શા માટે બાપ્તિસ્મા લે છે?

૩૦અને આપણું શું? શા માટે દરેક કલાકે આપણે આપણી જાતને ભયમાં મૂકીએ છીએ? ૩૧હું તો દરરોજ મૃત્યુ પામું છું. ભાઈઓ તે એટલું જ સાચું છે, કે જેટલું આપણા પ્રભુ એવા ખ્રિસ્ત ઈસુમાં તમારા વિષે હું અભિમાન લઉ છું. તે સાચું છે. ૩૨જો હું એફેસસમાં

---

**"દેવ બધી જ … નિયંત્રણમાં મૂકે છે"** ગી.શા.૮:૬

માત્ર માનવીય કારણોને લઈને જંગલી પશુઓ સાથે
લડયો હોઉં, માત્ર મારા અહંકારને પોષવા માટે લડ્યો
હોઉં, તો મેં કશું જ પ્રાપ્ત કર્યું નથી. જો લોકો મૃત્યુમાંથી
ઊઠતા ન હોય તો, "ચાલો આપણે ખાઈએ, પીએ અને
મજા કરીએ કારણ કે કાલે તો આપણે મરવાના છીએ."*
૩૩મૂર્ખ ન બનશો: "ખરાબ મિત્રો સારી આદતોનો
નાશ કરે છે." ૩૪તમારા ન્યાયી વિચારો તરફ પાછા ફરો
અને પાપ આચરવાનું બંધ કરો. હું તમને શરમાવવા
માટે કહું છું કે તમારામાંના કેટલાએક દેવને જાણતા
નથી.

### કયા પ્રકારનું શરીર આપણું હશે?

૩૫પરંતુ કેટલાએક લોકો કદાચ પૂછશે કે, "મૃત્યુ
પામેલા લોકો પુર્નજીવિત કેવી રીતે થાય? તેઓ કેવાં
શરીર ધારણ કરીને આવે?" ૩૬આ બધા મૂર્ખતા ભરેલા
પ્રશ્નો છે. જ્યારે તમે કંઈક વાવો ત્યારે પ્રથમ જમીનની
અંદર તે મૃત્યુ પામે છે અને પછી તે જીવનમાં
નવપલ્લવિત થાય છે. ૩૭અને તમે જે વાવો છો તેનું
સ્વરૂપ પછીથી આકાર લેનાર "શરીર" જેવું નહિ હોય.
તમે જે વાવ્યું છે તે તો માત્ર ઘઉં કે બીજી કોઈ વસ્તુનું
બીજ માત્ર છે. ૩૮પરંતુ દેવ તેના આયોજન પ્રમાણે તેને
શરીરનું સ્વરૂપ આપે છે. અને દેવ ભિન્ન–ભિન્ન બીજને
તેમનું પોતાનું જુદુ અંગ આપે છે. ૩૯હાડ–માંસમાંથી
બનેલી દરેક વસ્તુઓ તે એક જ હાડ–માંસની નથી:
તેથી લોકોનું હાડ–માંસ (શરીર) એક પ્રકારનું હોય છે,
જ્યારે પ્રાણીઓનું બીજા એક પ્રકારનું, પક્ષીઓનું શરીર
બીજા એક પ્રકારનું અને માછલીઓનું શરીર બીજા એક
પ્રકારનું હોય છે. ૪૦દુન્યવી શરીરો તેમજ સ્વર્ગીય શરીરો
પણ ભિન્ન પ્રકારનાં હોય છે. પરંતુ સ્વર્ગીય શરીરોની
સુંદરતા એક પ્રકારની છે, જ્યારે દુન્યવી શરીરોની સુંદરતા
બીજા પ્રકારની છે. ૪૧સૂર્યનું સૌંદર્ય એક પ્રકારનું છે,
જ્યારે ચંદ્રનું બીજા પ્રકારનું. જ્યારે તારાઓની સુંદરતા
કંઈક જુદી જ છે. તેમજ દરેક તારો પોતાની સુંદરતામાં
બીજાથી વિશિષ્ટ છે.
૪૨જે લોકો મૃત્યુમાંથી ઊભા થશે તેમને માટે પણ
આવું જ છે. જે શરીરનું "રોપણ" થયું છે તે તો સડી
જશે. પરંતુ જે શરીર મૃત્યુમાંથી ઊઠશે તેનો વિનાશ
થશે નહિ. ૪૩કોઈ પણ પ્રકારના સન્માન વગર શરીરનું
"રોપણ" કરવામાં આવે છે, પરંતુ મહિમા સાથે તે
પુનર્જીવિત થાય છે. 'રોપેલું' શરીર નિર્બળ હોય છે,
પરંતુ પુનર્જીવિત શરીર શક્તિશાળી હોય છે. શરીર જે
'રોપેલું' છે તે ભૌતિક છે, પરંતુ જે પુર્નજીવિત થયું છે તે
શરીર આત્મિક છે.
૪૪જેમ ભૌતિક શરીર છે તેમ આત્મિક શરીર પણ
છે. ૪૫પવિત્રશાસ્રમાં લખ્યું છે કે: "પ્રથમ પુરુષ (આદમ)
સજીવ પ્રાણી થયો."* પરંતુ અંતિમ આદમ એ આત્મા
થયો કે જે જીવન પ્રદાન કરે છે. ૪૬આત્મિક માણસનું
આગમન પ્રથમ નથી થતું. ભૌતિક માણસ પહેલા આવે
છે, અને પછી આત્મિક માણસ આવે છે. ૪૭પ્રથમ
માણસનું આગમન પૃથ્વીની રજકણમાંથી થયું. જ્યારે
બીજા માણસનું આગમન આકાશમાંથી થયું. ૪૮લોકો
પૃથ્વીને આધીન છે તેથી તેઓ પ્રથમ પેલા દુન્યવી
માણસ જેવા છે. પરંતુ જે લોકો સ્વર્ગને આધિન છે તે
લોકો પેલા સ્વર્ગીય પુરુષ જેવા છે. ૪૯આપણને પેલા
દુન્યવી માણસ જેવા બનાવ્યા છે. તેથી આપણને પેલા
સ્વર્ગીય પુરુષ જેવા પણ બનાવવામાં આવશે.
૫૦ભાઈઓ અને બહેનો, હું તમને કહું છું કે હાડ–
માંસ અને રક્તને દેવના રાજ્યમાં તેનો હિસ્સો હોઈ
શકે નહિ. જે વસ્તુઓ નાશવંત છે તે અવિનાશી
વસ્તુઓનો ભાગ મેળવી શકે નહિ. ૫૧પરંતુ સાંભળો, હું
તમને એક રહસ્ય કહું છું: આપણે બધા મૃત્યુ નહિ
પામીએ પરંતુ એક પરિવર્તન પામીશું. ૫૨અને આ
એકમાત્ર ક્ષણમાં થશે. એક આંખના પલકારાની ત્વરાથી
આપણે બદલાઈ જઈશું. જ્યારે છેલ્લું રણશિંગડું ફૂંકાશે
ત્યારે આમ બનશે. રણશિંગડું ફૂંકાશે અને જે વિશ્વાસીઓ
મૃત્યુ પામ્યા છે તે ચિરંતનકાળ પર્યંત જીવવા પુર્નજીવિત
થશે. અને આપણે જે જીવંત છીએ તે પણ પરિવર્તન
પામીશું. ૫૩આ શરીર કે જેનો નાશ થવાનો છે. તેણે
જેનો નાશ ન કરી શકાય તેવાં વસ્રો પરિધાન કરેલાં
હોવા જોઈએ. અને આ શરીર જે મૃત્યુ પામે છે તેણે
તેને અમરપણું પરિધાન કરેલું હોવું જોઈએ. ૫૪એટલે
કે શરીર જે નાશવંત છે તેણે અમરપણું ધારણ કરવું
જોઈએ અને આ શરીર જે મૃત્યુ પામે છે તેને અમરપણું
ધારણ કરાવવું જોઈએ. જ્યારે આ બનશે ત્યારે ધર્મલેખ
નીચેનું કથન સત્ય સાબિત થશે:

"મૃત્યુનો વિનાશ થયો અને આ મરણ જયમાં
ગરક થઈ ગયું છે." *યશાયા ૨૫:૮*

૫૫ "મરણ તારો વિજય ક્યાં છે? મરણ, તારી ઘાયલ
કરવાની શક્તિ ક્યાં છે?" *હોશિયા ૧૩:૧૪*

---

**"ચાલો આપણે ... મરવાના છીએ"** યશા.૨૨:૧૩; ૫૬:૧૨

**"પ્રથમ પુરુષ ... થયો"** ઉત.૨:૭.

૫૬પાપ તે મૃત્યુની ઘાયલ કરવાની શક્તિ છે, અને
પાપની શક્તિ તે નિયમ છે. ૫૭પરંતુ આપણે દેવના
આભારી છીએ, દેવ જે આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત દ્વારા
આપણને વિજય આપે છે.
૫૮મારા પ્રિય ભાઈઓ અને બહેનો, દઢ બનો. કોઈ
પણ વસ્તુથી તમારી જાતને બદલવા ન દો. હંમેશા
પ્રભુના કામમાં સમર્પિત બનો. તમે જાણો છો કે પ્રભુ
પ્રત્યેનું તમારું કાર્ય કદી પણ નિરર્થક જતું નથી.

### અન્ય વિશ્વાસીઓ માટે સંગ્રહ

**૧૬** હવે હું દેવના લોકો માટે પૈસા એકત્ર કરવા
વિષે લખીશ. ગલાતિયાની મંડળીઓને મેં જે
કરવા સૂચવ્યું છે તે જ પ્રમાણે તમે કરો: ૨પ્રત્યેક સપ્તાહના
પ્રથમ દિવસે તમારામાંની પ્રત્યેક વ્યક્તિએ તમારી
આવકમાંથી શક્ય હોય તેટલા પૈસા બચાવવા જોઈએ.
તમારે આ પૈસા કોઈ વિશિષ્ટ જગ્યાએ રાખવા જોઈએ
જેથી હું આવું પછી તમારે તમારા પૈસા એકત્ર કરવાના
ન રહે. ૩જ્યારે હું આવું ત્યારે હું કેટલાએક માણસોને
મોકલીશ કે જે તમારા દાનને યરૂશાલેમ સુધી પહોંચાડે.
આ એવા લોકો હશે કે તમે બધા સંમત થશો કે તેમણે
જ જવું જોઈએ. હું તેઓને પરિચયપત્રો આપીને
મોકલીશ. ૪જો મારા માટે ઉચિત હશે તો તે લોકો મારી
સાથે આવશે.

### પાઉલની યોજનાઓ

૫હું મકદોનિયા થઈને જવા માંગુ છું. તેથી મકદોનિયા
ગયા પછી હું તમારી પાસે આવી શકીશ. ૬હું કદાચ
તમારી સાથે થોડો સમય રોકાઈશ. હું કદાચ આખો
શિયાળો પણ તમારી સાથે કાઢીશ. જેથી તમે મને જ્યાં
કંઈ પણ હું જાઉં ત્યાં મને મદદ કરી શકો. ૭અત્યારે
જતાં જતાં તમારી મુલાકાત લેવાની મારી ઈચ્છા નથી.
જો પ્રભુ રજા આપશે તો તમારી સાથે થોડો સમય
રહેવાની મારી ઈચ્છા છે. ૮પરંતુ પચાસમાના પર્વ*
સુધી હું એફેસસમાં રહેવાનો છું. ૯હું અહીં રોકાઈશ,
કારણ કે મહાન અને વિકસતું કાર્ય કરવાની સુંદર તક
મને આપવામાં આવી છે અને ઘણા લોકો આ કાર્યનો
વિરોધ કરે છે.
૧૦કદાચ તિમોથી તમારી પાસે આવે તો તેને રાહત
લાગણીનો તમારી સાથે અનુભવ કરાવજો. મારી જેમ
જ તે પ્રભુના કાર્યમાં રોકાયેલો છે. ૧૧અને તેથી તેને
અપનાવવાનો ઈન્કાર કોઈએ પણ ન કરવો. તેની યાત્રા
શાંતિપૂર્ણ બને તે માટે તેને મદદરૂપ થજો કે જેથી તે
પાછો મારી પાસે આવે. બીજા ભાઈઓ સાથે તે મારી
પાસે આવશે તેમ હું ધારું છું.
૧૨હવે આપણા ભાઈ અપોલોસ વિષે: બીજા ભાઈઓ
સાથે તમારી મુલાકાત લેવા મેં તેને ઘણો પ્રોત્સાહિત
કર્યો. પરંતુ અત્યારે નહિ આવવા માટે તે ઘણો જ મક્કમ
હતો. પરંતુ જ્યારે તેને તક મળશે ત્યારે તે આવશે.

### પાઉલના પત્રની પૂર્ણાહૂતિ

૧૩સાવધાન રહો. વિશ્વાસમાં દઢ રહો. હિંમત રાખો
અને વફાદાર રહો. અને શક્તિશાળી બનો. ૧૪બધી જ
વસ્તુ પ્રેમપૂર્વક કરો. ૧૫તમે જાણો છો કે અખાયામાં
સ્તેફનાસનું કુટુંબ વિશ્વાસ ધરાવવામાં પ્રથમ હતું.
તેઓએ તેઓની જાતને દેવના લોકોના ચરણોમાં ધરી
દીધી હતી. ભાઈઓ અને બહેનો હું તમને વિનંતી કરું
છું, ૧૬લોકોને અને અન્ય વ્યક્તિઓ કે જેઓ તેઓની
સાથે સેવા અને કામ કરે છે, તેમને દોરવામાં આ રીતે
અનુસરો.
૧૭મને આનંદ છે કે સ્તેફનાસ, ફોર્તુનાતુસ અને
અખૈકસ આવ્યા છે. તમે અહીં નથી, પરંતુ તમારી ખોટ
તેઓએ પૂરી કરી છે. ૧૮તેઓએ તમારા અને મારા
આત્માને ઉત્તેજિત કર્યા છે અને તેથી આવા લોકોનું
મહત્વ તમારે સમજવું જોઈએ.
૧૯આસિયાની મંડળીઓ તમારું અભિવાદન કરે છે.
પ્રભુ થકી અકુલાસ અને પ્રિસ્કા પણ તમને ઘણા
અભિવાદન મોકલે છે. અને મંડળી કે જે તેઓના ઘરમાં
એકત્રિત થાય છે તે પણ તમને અભિવાદન મોકલે છે.
૨૦બધા જ ભાઈઓ અને બહેનો તમને અભિવાદન
મોકલે છે, અને જ્યારે તમે મળો ત્યારે એકબીજાને
પવિત્ર ચુંબન આપો તેમ ઈચ્છે છે.
૨૧હું પાઉલ છું, અને આ અભિવાદન હું મારા સ્વહસ્તે
લખી રહ્યો છું.
૨૨જો કોઈ વ્યક્તિ પ્રભુને પ્રેમ કરતો ના હોય તો
પછી ભલે તેને દેવથી વિમુખ થવા દો અને કાયમને
માટે ખોવાઈ જવા દો!
ઓ પ્રભુ, આવ!*
૨૩પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા તમારા પર થાઓ.
૨૪ખ્રિસ્ત ઈસુમાં મારી પ્રીતિ તમો સર્વની સાથે થાઓ.
આમીન.

---

**પચાસમાના પર્વ** અનાજના ફસલની ઉજવણીનું યહૂદીઓનું પર્વ. પાસ્ખાપર્વનાં ૫૦ દિવસો પછી ઉજવાય છે.

**ઓ પ્રભુ, આવ!** અરામીક ભાષામાં "મારાનાથા" અનુવાદ થએલ છે.

# કરિંથીઓને બીજો પત્ર

**૧** ખ્રિસ્ત ઈસુના, પ્રેરિત પાઉલ તરફથી, કુશળતા
હો. હું એક પ્રેરિત છું કારણ કે દેવની એવી ઈચ્છા
હતી. આપણો ભાઈ તિમોથી જે ખ્રિસ્તમાં છે તેના તરફથી
પણ અભિવાદન. દેવની મંડળી જે કરિંથમાં છે અને
આખા અખાયામાંના દેશના દેવના બધા જ લોકોને:
૨આપણા દેવ પિતા ઈસુ ખ્રિસ્ત તરફથી તમને કૃપા
અને શાંતિ પ્રાપ્ત થાઓ.

### પાઉલ દેવનો આભાર માને છે

૩આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના દેવ અને પિતાને ધન્ય
હો. દેવ પિતા છે જે દયાથી પૂર્ણ છે. તે સર્વ દિલાસાનો
બાપ છે. ૪જ્યારે પણ આપણને મુશ્કેલી નડે ત્યારે તે
આપણને દિલાસો આપે છે કે જેથી અન્ય લોકો જેઓને
કોઈ પણ જાતની મુશ્કેલીઓ હોય, ત્યારે આપણે તેમને
દિલાસો આપી શકીએ. જે રીતે દેવ આપણને જે દિલાસો
આપે છે તે જ દિલાસો આપણે તેમને આપી શકીએ.
૫આપણે ખ્રિસ્તની ઘણી પીડાઓમાં ભાગીદાર થઈ
શકીએ. એજ રીતે ઘણો દિલાસો આપણને ખ્રિસ્ત તરફથી
મળે છે. ૬જો અમને મુશ્કેલીઓ નડે, તો તે મુશ્કેલીઓ
તમારા દિલાસા અને તમારા ઉદ્ધાર માટે છે. જો અમને
દિલાસો મળે તો તે તમારા દિલાસા માટે છે. અમારા
જેવી જ પીડાને ધૈર્ય પૂર્વક સ્વીકારવા માટે આ તમને
મદદરૂપ નીવડે છે. ૭તમારા માટેની અમારી આશા
મજબૂત છે. અમે જાણીએ છીએ કે અમારા દુ:ખમાં
તમે સહભાગીદાર છો. તેથી અમે જાણીએ છીએ કે
અમારા દિલાસામાં પણ તમે ભાગીદાર છો.
૮ભાઈઓ તથા બહેનો, અમે ઈચ્છીએ છીએ કે
આસિયાના દેશમાં અમારે જે મુશ્કેલીઓનો સામનો
કરવો પડ્યો તેનાથી તમે પરિચિત થાઓ. અમારી શક્તિ
કરતાં પણ વધુ એવો એ બોજ હતો. અમે જીવવાની
આશા પણ છોડી દીધી હતી. ૯ખરેખર, અમને અમારા
મનમાં તો એમ જ હતું કે અમે મરી જઈશું. પરંતુ આ
બન્યું કે જેથી અમે અમારી જાત પર વિશ્વાસ ન કરીએ
પણ જે લોકોને મરણમાંથી ઊઠાડે છે તે દેવ પર વિશ્વાસ
કરીએ. ૧૦મૃત્યુના આ મોટા ભયમાંથી દેવે અમને
બચાવ્યા. અને દેવ અમને સતત બચાવશે. અમારી
આશા તેનામાં છે, અને તે અમને બચાવવાનું ચાલુ
રાખશે. ૧૧અને પછી ઘણા લોકો આભાર માનશે. કારણ
કે દેવે તેમની ઘણી પ્રાર્થનાઓ દ્વારા આપણને આશીર્વાદ
આપ્યા છે. અને તમે તમારી પ્રાર્થનાઓ દ્વારા અમને
મદદરૂપ થશો.

### પાઉલની યોજનામાં પરિવર્તન

૧૨અમે આ માટે ગર્વ અનુભવીએ છીએ, અને હું
હૃદયપૂર્વક આ સત્ય કહું છું. અમે દુનિયામાં જે કંઈ
વસ્તુ કરી છે, તે બધી જ, દેવ પ્રેરિત, પ્રામાણિક અને
શુદ્ધ હૃદયથી કરી છે. અને તમારી સાથે અમે જે વસ્તુ
કરી છે તે અંગે તો આ વધુ સત્ય છે. અમે દેવની
કૃપાથી જ આ કર્યુ, નહિ કે દુનિયાના ડહાપણને કારણે.
૧૩અમે તમને એજ વસ્તુ લખીએ છીએ જે તમે વાંચી
અને સમજી શકો. અને હું આશા રાખું છું કે તમે સંપૂર્ણ
રીતે સમજશો. ૧૪જે રીતે અમારા વિષેની કેટલીક બાબતો
તમે સમજી ચૂક્યા છો. હું આશા રાખું છું કે તમે સમજશો
કે તમે અમારા માટે ગર્વ અનુભવી શકો છો, એ જ રીતે
જે રીતે, આપણા પ્રભુ ઈસુના પુનરાગમનને દિવસે
અમે તમારા માટે ગર્વ અનુભવીશું.
૧૫મને આ સર્વ વિષે ખાતરી છે. અને તેથી જ પહેલા
તમારી મુલાકાત લેવાની મેં યોજના કરી હતી. પછી
તમે બે વખત આશીર્વાદીત થઈ શકો. ૧૬મકદોનિયા
જતા રસ્તામાં તમારી મુલાકાત લેવાની મારી યોજના
હતી. અને પછી પાછા ફરતા ફરીથી તમારી મુલાકાત
લેવાની મારી યોજના હતી. મારા યહૂદિયાના પ્રવાસ
માટે તમારી મદદ લેવાની મારી ઈચ્છા હતી. ૧૭શું તમે
એમ માનો છો કે મેં ખરેખર વિચાર્યા વગર તે યોજનાઓ
કરી હતી? અથવા કદાચ તમે એમ માનશો કે જે રીતે
દુનિયા યોજનાઓ કરે છે એ રીતે મેં યોજનાઓ કરી
હશે, કે જેથી હુ, "હા ની હા" કહું અને તે જ સમયે "ના
ની ના" પણ કહું.
૧૮પરંતુ જો તમે દેવમાં માનતા હો તો, તમે માનશો
કે અમે તમને કદી પણ એક જ સમયે "હા" અને "ના"

સાથે નથી કહ્યું. ૧૯દેવ પુત્ર ઈસુ ખ્રિસ્ત, સિલ્વાનુસ અને તિમોથી અને મેં તમને જે ઉપદેશ આપ્યો તે "હા" અને "ના" નહોતો. ઈસુ ખ્રિસ્તમાં હંમેશા "હા" હતી. ૨૦દેવના દરેક વચનોની "હા" તે ખ્રિસ્તમાં છે. અને તેથી જ આપણે ખ્રિસ્તના થકી "આમીન" કહીએ છીએ. દેવનો મહિમા થાઓ. ૨૧અને દેવ તે એક છે જે આપણને ખ્રિસ્ત થકી તમારી સાથે શક્તિશાળી બનાવે છે. દેવે આપણને તેના વિશિષ્ટ આશીર્વાદ આપ્યા છે. ૨૨આપણે તેના છીએ તે સાબિત કરવા તે તેનું અદભૂત ચિહન આપણા ઉપર મૂકે છે. અને તેણે જે વચન આપ્યું છે તે પ્રમાણે તે આપશે તેની ખાતરીરૂપે, તેની સાબિતીરૂપે, તે તેનો આત્મા આપણા હૃદયમાં મૂકે છે.

૨૩હું દેવની સાક્ષીએ તમને સત્ય કહું છું. હું કરિંથ પાછો ન આવ્યો તેનું કારણ એ જ હતું કે મારી ઈચ્છા તમને ઈજા પહોંચાડવાની નહોતી. ૨૪હું એમ કહેવા નથી માગતો કે અમે તમારા વિશ્વાસને અંકૂશ કરવા માગીએ છીએ. તમે તમારા વિશ્વાસમાં દઢ છો. પરંતુ તમારા સુખ–આનંદ માટેના અમે સહકાર્યકર છીએ.

૨ તેથી મેં નિર્ણય લીધો છે કે મારી આગલી મુલાકાત તમને ગમગીન બનાવનાર મુલાકાત નહિ હોય. ૨જો હું તમને ઉદાસ કરું તો મને આનંદીત કોણ કરશે? માત્ર તમે જ, કે જેમને મે ઉદાસ ન કર્યા, તે જ મને આનંદીત કરી શકે. ૩મેં તમને પત્ર આ કારણે લખ્યો: કે જેથી હું તમારી પાસે જ્યારે આવું ત્યારે તે લોકોએ મને પ્રસન્ન કરવો જોઈએ તે લોકો દ્વારા હું ઉદાસી ન બનું. મને ખાતરી છે કે તમારામાંના બધા તે જ સુખમાં ભાગીદાર થાઓ કે જે મને મળ્યું છે. ૪જ્યારે પહેલા મેં તમને લખ્યું હતું, ત્યારે મારા હૃદયમાં હું ઘણો જ વ્યથીત અને દુ:ખી હતો. મેં ઘણાં અશ્રુ સહિત લખ્યું હતું. મેં તમને દુ:ખી કરવા નહોતું લખ્યું. તમે જાણી શકો કે હું તમને કેટલો પ્રેમ કરુ છું, તેથી મેં લખ્યું હતું.

### અપકૃત્ય કરનાર વ્યક્તિને ક્ષમા આપો.

૫તમારા સમૂહની એક વ્યક્તિએ દુ:ખ ઊભુ કર્યુ છે. તેણે મને જ દુ:ખ પહોંચાડ્યું નથી, પરંતુ તમારામાંના સર્વને તે રીતે દુ:ખ પહોંચાડ્યું છે; હું સમજું છું કે તેણે સર્વને આ દુ:ખ પહોંચાડ્યું છે. ૬મોટા ભાગના તમારા સમૂહે તેને જે શિક્ષા કરી છે તે તેને માટે પૂરતી છે. ૭પરંતુ હવે તમારે એને માફ કરવો જોઈએ અને દિલાસો આપવો જોઈએ. આમ કરવાથી તેને વધુ પડતું દુ:ખ નહિ થાય અને તે સંપૂર્ણરીતે ભાંગી નહિ પડે. ૮જેથી હું તમને વિનંતી કરું છું કે, તેને તમારો પ્રેમ દર્શાવો. ૯મેં તમને આ કારણે લખ્યું હતું. મારે તમારી પરીક્ષા કરવી હતી અને જોવું હતું કે દરેક બાબતમાં તમે આદેશનું પાલન કરો છો કે નહિ. ૧૦જો તમે એક વ્યક્તિને માફ કરશો, તો હું પણ તે વ્યક્તિને માફ કરીશ. અને મેં જે માફ કર્યુ છે–જો મારે કાંઈ માફ કરવા જેવું હશે–તો તે તમારા માટે, અને મારામાં રહેતા ખ્રિસ્તની સમક્ષ મેં માફ કર્યુ છે. ૧૧મેં આમ કર્યુ કે જેથી શેતાન આપણી પાસેથી કશું જીતી શકે નહિ. શેતાનની યોજનાઓ કઈ છે તે આપણે બરાબર જાણીએ છીએ.

### ત્રોઆસમાં પાઉલની ચિંતા

૧૨ખ્રિસ્તની સુવાર્તાનો ઉપદેશ આપવા હું ત્રોઆસ ગયો હતો. પ્રભુએ મને ત્યાં ઉત્તમ તક આપી. ૧૩પરંતુ મારા ભાઈ તિતસને ત્યાં નહિ જોતાં મને અશાંતિ થઈ. તેથી મેં ત્યાંના લોકોની વિદાય લીધી અને મકદોનિયા ગયો.

### ખ્રિસ્ત થકી વિજય

૧૪પરંતુ દેવની સ્તુતિ થાઓ. ખ્રિસ્ત થકી દેવ હંમેશા આપણને વિજયી કરીને દોરી જાય છે. દેવ તેના જ્ઞાનના મધુર સુગંધીત અત્તરની સુવાસની જેમ બધે ફેલાવવામાં આપણો ઉપયોગ કરે છે. ૧૫જે લોકોનું તારણ થયું છે અને જે લોકો ભટકી ગયા છે તેમના માટે આપણે ખ્રિસ્તની મીઠી સુગંધરૂપ છીએ, જે આપણે દેવને અર્પણ કરીએ છીએ. ૧૬જે લોકો ભટકી ગયા છે તેમને માટે આપણે મૃત્યુની દુર્ગંધ છીએ એ દુર્ગંધ જે મૃત્યુ લાવે છે. પરંતુ જે લોકોનું તારણ થયું છે. તેમને માટે આપણે જીવનની ફોરમ છીએ જે ફોરમ જીવન લાવે છે. તો આ કામ કરવા માટે કોણ યોગ્ય છે? ૧૭જે રીતે બીજા લોકો કરે છે તેમ દેવના વચનને આપણે નફા માટે વેચતા નથી.ના! પરંતુ ખ્રિસ્તમાં આપણે દેવ સમક્ષ વફાદારીથી બોલીએ છીએ. જે રીતે દેવ તરફથી મોકલેલ માણસ બોલે તે રીતે આપણે બોલીએ છીએ.

### દેવના સેવકોનો નવો કરાર

૩ શું ફરીથી આપણે આપણા વિષે બડાઈ મારવાનું શરૂ કરી રહ્યા છીએ? શું અમારે તમારા માટે કે તમારા તરફથી ઓળખપત્રની જરૂર છે? જે રીતે બીજા લોકોને હોય છે? ૨તમે પોતે જ અમારો પત્ર છો. પત્ર અમારા હૃદયરૂપી પટો પર અંકિત થયો છે. તે બધાથી વિદીત છે અને દરેક વ્યક્તિ તે વાંચે છે. ૩તમે બતાવ્યું છે કે તમે ખ્રિસ્ત તરફથી મોકલેલો પત્ર છો કે જે તેણે

અમારી મારફતે મોકલ્યો છે. આ પત્ર શાહીથી નહિ પરંતુ જીવતા દેવના આત્માથી લખાયેલો છે; તે શિલાપટો* પર નથી લખાયો પરંતુ માનવ હૃદય પર લેખિત થયો છે.

૪અમે આમ કહી શકીએ છીએ, કારણ કે ખ્રિસ્ત થકી અમે દેવ સમક્ષ ખાતરી અનુભવીએ છીએ. ૫હું એમ નથી સમજતો કે અમે અમારી જાતે જે કાંઈ સારું છે તે કરવા અમે શકિતમાન છીએ. તે દેવ એક છે જે આપણે કરીએ છીએ તે કરવાને આપણને શકિતમાન બનાવે છે. ૬દેવે જ અમને દેવ તરફથી તેના લોકોને પ્રાપ્ત થયેલા નવા કરારના સેવક બનવાને શકિતમાન બનાવ્યા છે. આ નવો કરાર તે લેખિત નિયમ નથી તે આત્માનો છે. લેખિત નિયમ મૃત્યુ લાવે છે, પરંતુ આત્મા જીવન બક્ષે છે.

### નવો કરાર ઉત્કૃષ્ટ મહિમા લાવે છે

૭સેવા જે મૃત્યુ (નિયમ) લાવે છે તેના શબ્દો પથ્થર પર લખાયેલા હતા. તે દેવના મહિમા સાથે આવ્યા હતા. મૂસાના મુખ પરનું તેજ મહિમાથી એટલું પ્રકાશવાન હતું કે ઈઝરાએલ (યહૂદી લોકો) ના લોકો સતત તેની સામે જોઈ શક્યા નહોતા. અને તે મહિમા પછીથી અદશ્ય થઈ ગયો હતો. ૮નિશ્ચિત રીતે,જે સેવા આત્માનું અનુગમન કરાવે છે તેનો મહિમા તો આનાથી પણ મહાન થશે. ૯મારું કહેવું આમ છે: કે સેવા લોકોને તેમના પાપના અનુસંધાનમાં મૂલવતી હતી, પરંતુ તે મહિમાવંત હતી. તેટલી જ નિશ્ચિતતાથી જે સેવા લોકોને દેવને અનુરૂપ બનાવે છે, તેનો મહિમા વધુ ઉત્કૃષ્ટ છે. ૧૦તે જૂની સેવાનો મહિમા છે. પરંતુ નવી સેવાના વધારે અધિક મહિમાવાન સાથે સરખાવતા તેના મહિમાનો ખરેખર છેદ થયો. ૧૧મહિમા સાથે આવેલી જે સેવા અદશ્ય થવાની હતી, પછી તો આ સેવા જે અવિનાશી છે તેનો મહિમા વિશેષ છે.

૧૨આપણી આ અભિલાષાને લીધે તો આપણે વધારે હિંમતવાન બની શકીએ છીએ. ૧૩આપણે મૂસા જેવા નથી. તેણે તો તેના મુખ પર મુખપટ નાખ્યું હતું. મૂસાએ તેનું મુખ ઢાંકી દીધું હતું કે જેથી ઈઝરાએલ (યહૂદી) લોકો તે જોઈ ના શકે. મહિમા (તેજ) નું વિલોપન થઈ રહ્યું હતું, અને મૂસા નહોતો ઈચ્છતો કે તે લોકો તેનો અંત જુએ. ૧૪પરંતુ તેઓના માનસપટ બંધ હતાં–તેઓ સમજી શક્યા નહિ. આજે પણ જયારે તેઓ (યહૂદીઓ) જૂના કરારનું વાંચન કરે છે ત્યારે એ જ આવરણ અર્થને ઢાંકી દે છે. તે આવરણ હજુ પણ દૂર કરાયુ નથી. તે માત્ર ખ્રિસ્ત દ્વારા દૂર કરાય છે. ૧૫પરંતુ આજે પણ જ્યારે આ લોકો મૂસાના નિયમનું વાંચન કરે છે, ત્યારે તેઓનું માનસપટ આચ્છાદિત છે. ૧૬પરંતુ જ્યારે વ્યકિત પરિવર્તીત થાય છે અને પ્રભુને અનુસરે છે, ત્યારે તે આચ્છાદન દૂર થાય છે. ૧૭પ્રભુ તે આત્મા છે. અને જ્યાં દેવનો આત્મા છે ત્યાં સ્વતંત્રતા છે. ૧૮અને આપણા મુખ આચ્છાદિત નથી. આપણે સર્વ દેવનો મહિમા પ્રદર્શિત કરીએ છીએ. આપણે તેના જેવા થવા માટે પરિવર્તીત થયા છીએ. આ પરિવર્તન આપણામાં વધુ ને વધુ મહિમાનું પ્રદાન કરે છે. આ મહિમા પ્રભુ તરફથી આવે છે, જે આત્મા છે.

### માટીની બરણીઓમાં આધ્યાત્મિક ખજાનો

૪ દેવે આપણને તેની દયાથી અમને આ કામ સોંપ્યું છે. તેથી અમે તેને છોડી દેતા નથી. ૨પરંતુ અમે રહસ્યમય અને લજજાસ્પદ રીતોથી વિમુખ થયા છીએ. અમે કાવતરાંનો ઉપયોગ કરતા નથી, અને દેવના ઉપદેશમાં કશો ફેરફાર કરતા નથી. ના! અમે ફક્ત સત્યનો જ સ્પષ્ટતાથી ઉપદેશ કરીએ છીએ. અને આ રીતે અમે કોણ છીએ તે લોકોને દર્શાવીએ છીએ અને આ રીતે તેઓના હૃદયમાં તેઓ જાણે કે દેવ સમક્ષ અમે કેવા લોકો છીએ. ૩સુવાર્તા જે અમે પ્રગટ કરીએ છીએ તે કદાચ ગૂઢ હોઈ શકે. પરંતુ જે લોકો ભટકી ગયા છે તેમને માટે જ તે ગૂઢ છે. ૪આ જગત (શેતાન) ના શાસકે જેઓ વિશ્ર્વાસુ નથી તેઓનાં માનસને અંધ કરી દીધાં છે. તેઓ સુવાર્તાના પ્રકાશ (સત્ય) ને જોઈ શકતા નથી; એ સુવાર્તા જે ખ્રિસ્તના મહિમા વિષે છે. ખ્રિસ્ત એ એક છે, જે આબેહૂબ દેવ સમાન છે. ૫અમે અમારા વિષે ઉપદેશ નથી આપતા. પરંતુ અમે ઉપદેશ આપીએ છીએ કે ઈસુ ખ્રિસ્ત તે પ્રભુ છે; અને અમે ઉપદેશ આપીએ છીએ કે ખ્રિસ્ત થકી અમે તમારા સેવકો છીએ. ૬દેવે એકવાર કહ્યું હતું, "અંધકારમાં જ્યોતિ પ્રગટશે!" અને આ એ જ દેવ છે જેનો પ્રકાશ આપણા હૃદયમાં ચમકે છે. ઈસુ ખ્રિસ્તના મોં પર દેવનો જે મહિમા છે તે વિષેના જ્ઞાનનું આપણને પ્રદાન કરીને દેવે આપણને આ જ્યોતિનું અનુદાન કર્યુ છે.

૭આ ખજાનો અમને દેવ તરફથી મળ્યો છે. પરંતુ અમે તો માત્ર માટીનાં પાત્રો જેવા છીએ જે આ ખજાનાને ગ્રહણ કરે છે. આ બતાવે છે કે આ પરાક્રમની અધિકતા

---

**શિલાપટો** યહોવાએ મૂસાને સિનાઈ પર્વત પર જે નિયમ તથા આજ્ઞા આપેલી તે શિલાપાટીઓ પર લખેલી હતી (નિ. ૨૪:૧૨; ૨૫:૧૬)

દેવ અર્પિત છે, અમારી નથી. ૮અમે ચારેબાજુ
મુશ્કેલીઓથી ઘેરાયેલા છીએ. પરંતુ અમે હાર્યા નથી.
ઘણીવાર શું કરવું તે અમે જાણતા નથી, પરંતુ અમે
હતાશ થતા નથી. ૯ઘણીવાર અમે પીડિત થયા છીએ,
પરંતુ દેવે અમારો ત્યાગ નથી કર્યો. ઘણીવાર અમે ઘવાયા
છીએ પરંતુ અમારો સર્વનાશ નથી થયો. ૧૦અમારા
શરીરમાં ઈસુનું મરણ છે. અમે આ મરણ સદા ઊંચકીને
ફરીએ છીએ કે જેથી ઈસુનું જીવન પણ અમારા શરીરમાં
પ્રતિબિંબિત થાય. ૧૧અમે જીવિત છીએ, પરંતુ ઈસુ
માટે હંમેશા અમે મરણનો સામનો કરીએ છીએ. અમારી
સાથે આમ થયું કે જેથી અમારા ક્ષણભંગુર શરીરમાં
ઈસુનું જીવન પ્રતિબિંબિત થાય. ૧૨મરણ અમારામાં
કાર્યશીલ છે. પરંતુ જીવન તમારામાં કાર્યશીલ છે.
૧૩શાસ્ત્રલેખમાં લખ્યું છે કે, "હું બોલું છું, કારણ કે
મને વિશ્વાસ છે."* અમારી પાસે પણ વિશ્વાસનો
આત્મા છે તેથી અમે બોલીએ છીએ. ૧૪દેવે પ્રભુ ઈસુને
મરણમાંથી ઊઠાડયો અને અમે જાણીએ છીએ કે દેવ
અમને પણ ઈસુની સાથે ઊઠાડશે. દેવ અમને તમારી
સાથે ભેગા કરશે, અને આપણે તેની સમક્ષ ઉપસ્થિત
થઈશું. ૧૫આ બધી વસ્તુ તમારા માટે છે અને તેથી
દેવની કૃપા વધુ ને વધુ લોકોને આપવામાં આવી છે.
આ વાત દેવના મહિમાને અર્થે વધુ ને વધુ આભારસ્તુતિ
કરાવશે.

### વિશ્વાસથી જીવવું

૧૬તેથી અમે ક્યારેય પણ નિર્બળ થતા નથી. અમારો
ભૌતિક દેહ વધારે વૃદ્ધ અને દુર્બળ થાય છે. પરંતુ
અમારું આંતરિક મનુષ્યત્વ રોજ રોજ નવું થતું જાય છે.
૧૭થોડા સમય માટે અત્યારે અમને સામાન્ય વિપત્તિઓ
છે, પરંતુ આ વિપત્તિઓ અનંત મહિમા સદાય માટે
પ્રાપ્ત કરવામાં અમને મદદરૂપ થાય છે. આ અનંત
મહિમા મુશ્કેલીઓ કરતાં વધારે ઉન્નત છે. ૧૮અમે તે
વસ્તુનો વિચાર કરીએ છીએ જે જોઈ શકાતી નથી જે
વસ્તુ અમે જોઈએ છીએ તે ક્ષણિક છે. અને જે વસ્તુ
અમે જોઈ શકતા નથી તેનું સાતત્ય અનંત છે.

**૫** અમે જાણીએ છીએ કે અમારું શરીર–માંડવો કે
જેની અંદર અમે આ પૃથ્વી ઉપર રહીએ છીએ–તે
નાશ પામશે. પરંતુ જ્યારે આમ થશે ત્યારે અમારે રહેવાનું
ઘર દેવ પાસે હશે. તે માનવસર્જીત ઘર નહિ હોય. તે
અવિનાશી નિવાસસ્થાન સ્વર્ગમાં હશે. ૨પરંતુ આ
શરીરમાં અમે નિસાસા નાખીએ છીએ. અમે ઈચ્છીએ
છીએ કે દેવ હવે અમને સ્વર્ગીય નિવાસસ્થાન આપે.
૩તે અમને વસ્રો પહેરાવશે કે જેથી અમે નગ્ન ન રહીએ.
૪જ્યાં સુધી અમે આ માંડવામાં રહીએ છીએ, કષ્ટ અને
ફરિયાદો અમારી સાથે રહેવાની. હું એમ નથી કહેતો કે
અમારે આ માંડવો દૂર કરવો છે. પરંતુ અમારે સ્વર્ગીય
આવાસનાં વસ્રો પરિધાન કરવાં છે, પછી આ મૃત્યાધીન
શરીર, જીવનથી આચ્છાદિત થશે. ૫આ માટે દેવે અમારું
સર્જન કર્યુ છે. અને તે અમને નવજીવન આપશે. તેની
ખાતરીરૂપે તેણે અમને આત્માનું પ્રદાન કર્યુ છે.
૬તેથી હંમેશા અમારામાં હિંમત હોય છે. અમે
જાણીએ છીએ કે જ્યાં સુધી અમે આ શરીરમાં જીવીએ
છીએ ત્યાં સુધી અમે પ્રભુથી દૂર છીએ. ૭અમે અમારા
વિશ્વાસથી જીવીએ છીએ. નહિ કે જે દશ્ય છે તેનાથી.
૮તેથી અમને ભરોસો છે. અને ખરેખર અમે આ શરીરથી
વિચ્છિત થઈને પ્રભુની પાસે વાસો કરવા ઈચ્છીએ છીએ.
૯અમારો ધ્યેય દેવને પ્રસન્ન કરવાનો છે. આપણે
શરીરમાં હોઈએ કે દેવની સાથે હોઈએ, અમે તેને પ્રસન્ન
કરવા ઈચ્છીએ છીએ. ૧૦આપણે બધાએ ખ્રિસ્તની સામે
ન્યાય માટે ઉપસ્થિત થવું જ પડશે. તેને જે મળવું
જોઈએ તે દરેક વ્યક્તિને મળશે. જ્યારે તે તેના ભૌતિક
શરીરમાં જીવતો હતો ત્યારે તેણે જે કઈં સારું કે ખરાબ
કર્યુ હશે તે પ્રમાણે પ્રત્યેક વ્યક્તિનો ન્યાય થશે.

### મદદરૂપ થનાર લોકો દેવના મિત્ર બને છે

૧૧પ્રભુના ભયનો અર્થ શું છે તે અમે જાણીએ છીએ.
જેથી લોકો સત્યને સ્વીકારે તે માટે મદદરૂપ થવા અમે
પ્રયત્ન કરીએ છીએ. દેવ જાણે છે કે અમે ખરેખર શું
છીએ. અને મને આશા છે કે તમારા અંતરમાં તમે
અમને પણ જાણો છો. ૧૨અમે ફરીથી અમારી જાતને
તમારી આગળ પ્રમાણિત કરવા નથી માંગતા. પરંતુ
અમે અમારા વિષે માત્ર તમને જણાવવા માગીએ છીએ.
તમે અમારા માટે ગર્વ અનુભવો તે માટે તમને કારણો
આપવા માંગીએ છીએ. પછી તમારી પાસે ઉત્તર આપવા
કઈંક હશે જેઓને દશ્યમાન વસ્તુઓ માટે અભિમાન
છે તે લોકો વ્યક્તિના અંતરમાં શું છે, તેની દરકાર કરતા
નથી. ૧૩જો અમે ઘેલા છીએ, તો તે દેવના માટે છીએ.
જો અમારું મગજ સ્થિર છે, તો તે તમારા માટે છે.
૧૪ખ્રિસ્તનો પ્રેમ અમને અંકુશમાં રાખે છે. શા માટે?
કારણ કે અમે જાણીએ છીએ કે તે એક (ખ્રિસ્ત) બધા
માટે મૃત્યુ પામ્યો છે. તેથી જ બધા મૃત્યુ પામ્યા. ૧૫ખ્રિસ્ત
સર્વ લોકો માટે મરણ પામ્યો કે જેથી જે લોકો જીવે છે
તેઓ પોતાના માટે જ ન જીવે. તે તેઓના માટે મૃત્યુ

---

**"હું બોલું છું ... વિશ્વાસ છે"** ગી.શા.૧૧૬:૧૦.

પામ્યો અને તે મૃત્યુમાંથી સજીવન થયો. તેથી તે લોકો તેના માટે જીવે.

[16]તેથી આ સમયથી જે રીતે દુનિયા લોકો વિષે વિચારે છે તે રીતે અમે કોઈ પણ એક વ્યક્તિ વિષે વિચારતા નથી. તે સાચું છે કે ભૂતકાળમાં જે રીતે દુનિયા વિચારે છે તે રીતે અમે ખ્રિસ્ત વિષે વિચાર્યુ. પરંતુ હવે અમે તે રીતે વિચારતા નથી. [17]જે વ્યક્તિ ખ્રિસ્તમય છે તે નવોદિત છે, તે એક નવું સર્જન છે. જૂની વસ્તુનો વિલય થયો છે, બધું જ નવોદિત છે! [18]આ બધું જ દેવ તરફથી દેવ થકી છે. દેવે તેની અને અમારી વચ્ચે સુલેહ કરી છે. અને લોકોને દેવ સાથે સુલેહ કરવાનું કામ દેવે અમને સોંપ્યું છે. [19]હું સમજુ છું કે ખ્રિસ્ત ઈસુમાં દેવ હતો અને વિશ્વ અને પોતાની વચ્ચે સુલેહ શાંતિ કરતો હતો. ખ્રિસ્તમય લોકોને તેઓના પાપ માટે દેવે દોષિત ના ઠરાવ્યા. અને શાંતિનો આ સંદેશ બધા લોકો માટે તેણે અમને આપ્યો. [20]તેથી ખ્રિસ્ત વતી ઉદબોધન કરવા અમને મોકલવામાં આવ્યા છે. જાણે કે અમારા થકી દેવ લોકોને વિનંતી કરે છે. જ્યારે અમે તમને દેવ સાથે સુલેહ કરવાનું વિનવીએ છીએ ત્યારે અમે ખ્રિસ્ત વતી જ બોલીએ છીએ. [21]ખ્રિસ્ત નિષ્પાપી હતો, માટે જેણે પાપ જાણ્યું નહોતું તેને તેણે આપણે માટે પાપરૂપ કર્યો. દેવે આમ અમારાં માટે કર્યુ કે જેથી અમે ખ્રિસ્તમાં દેવ સાથે સત્યનિષ્ઠ બની શકીએ.

**૬** દેવ સાથે આપણે સહકાર્યકર છીએ. તેથી અમે તમને અરજ કરીએ છીએ. દેવ તરફથી તમને જે કૃપા મળી છે તેને વ્યર્થ ન જવા દેશો.

[2]દેવ કહે છે કે;

"યોગ્ય સમયે મેં તમને સાંભળ્યા, અને તારણના
દિવસે મેં તમને મદદ કરી."

*યશાયા ૪૯:૮*

હું તમને કહું છું કે, "યોગ્ય સમય" હમણાં છે. અને "તારણનો દિવસ" પણ હમણાં છે.

[3]અમે નથી ઈચ્છતા કે લોકો અમારા કાર્યમાં કશી ક્ષતિ જુએ. જેથી અન્ય લોકો માટે સમસ્યારૂપ બને તેવું અમે કશું જ કરતા નથી. [4]પરંતુ બધા જ સંજોગોમાં હું દર્શાવવાનો પ્રયત્ન કરું છું કે અમે દેવના સેવકો છીએ: આપત્તિમાં, મુશ્કેલીમાં અને ગંભીર સમસ્યાઓમાં, ઘણી કઠિન વસ્તુઓનો સ્વીકાર કરીને. [5]જ્યારે અમને મારવામાં આવ્યા છે અને જેલમાં પૂરવામાં આવ્યા છે. જ્યારે લોકો બેચેન થઈ જાય છે અને અમારી સાથે ઝઘડે છે, જ્યારે અમે સખત કામ કરીએ છીએ અને જ્યારે અમને આહાર કે નિંદ્રા મળતાં નથી. [6]અમારી સમજશક્તિથી, અમારા ધૈર્યથી, અમારી મમતાથી, અને અમારા નિર્મળ જીવનથી અમે દર્શાવીએ છીએ કે અમે દેવના સેવકો છીએ. પવિત્ર આત્મા થકી, સાચા પ્રેમ થકી, [7]સત્ય કહેવાથી, અને દેવના પરાક્રમથી, અમે અમારા ન્યાયી રીતે જીવવાના માર્ગનો ઉપયોગ અમારા વિરુદ્ધની દરેક વસ્તુથી અમારી જાતને બચાવવા અમે કરીએ છીએ. [8]કેટલાએક લોકો અમને માન આપે છે, પરંતુ બીજા લોકોથી અમે શરમિંદા થઈએ છીએ. કેટલાએક લોકો અમારા વિષે સારું બોલે છે, પરંતુ બીજા કેટલાએક લોકો અમારા વિષે ખરાબ બોલે છે. કેટલાએક લોકો કહે છે કે અમે જૂઠા છીએ, પરંતુ અમે સત્ય બોલીએ છીએ. [9]કેટલાએક લોકો અમારાથી અજાણ્યા છે, પરંતુ અમે ખૂબ જાણીતા છીએ. અમે મૃતપ્રાય: દેખાઈએ છીએ, પરંતુ જુઓ! અમે જીવી રહ્યા છીએ. અમને શિક્ષા થઈ છે. પરંતુ માર્યા નથી ગયા. [10]અમારામાં ઘણો જ વિષાદ છે, પરંતુ અમે કાયમ પ્રફૂલ્લિત રહીએ છીએ, અમે દરિદ્ર છીએ, પરંતુ ઘણા લોકોને અમે વિશ્વાસમાં સમૃદ્ધ બનાવ્યા છે. અમારી પાસે કશું જ નથી, પરંતુ વાસ્તવમાં અમારી પાસે બધું જ છે.

[11]ઓ કરિંથના લોકો, તમારા લોકોની સાથે અમે મુક્ત રીતે વાતો કરી. અમે અમારું હૈયું તમારી આગળ ખોલ્યું. [12]તમારા પ્રત્યેની અમારી સ્નેહની લાગણી અટકી નથી ગઈ. તમે લોકોએ અમારા પ્રત્યેની તમારા પ્રેમની લાગણીને ગુંગળાવી નાખી છે. [13]તમે મારાં બાળકો છો તે રીતે હું તમારી સાથે વાત કરું છું. જે રીતે અમે કર્યુ. તે રીતે તમે કરો, તમારા અંતરને પણ મુક્ત અને વિશાળ કરી દો.

### બિન–ખ્રિસ્તીઓ વિષે ચેતવણી

[14]જે લોકો અવિશ્વાસી છે તેવા તમે નથી. તેથી તેઓની સોબત ન રાખો. સારા અને નરસાનું સહઅસ્તિત્વ નથી હોતું. પ્રકાશને અંધકાર સાથે સંગત (ભાગીદારી) ન હોઈ શકે. [15]ખ્રિસ્ત અને બલિયાલ (શેતાન) વચ્ચે કોઈ કરાર કેવી રીતે હોઈ શકે? વિશ્વાસીને અવિશ્વાસી સાથે શો ભાગ હોય? [16]દેવના મંદિર અને મૂર્તિઓ વચ્ચે કોઈ જાતનો કરાર હોઈ શકે? આપણે જીવતા દેવનું મંદિર છીએ, જેમ દેવ કહે છે કે:

"હું તેઓની સાથે જીવીશ અને તેઓની સાથે
ચાલીશ, હું તેઓનો દેવ થઈશ, અને તેઓ મારા
લોક થશે." *લેવીય ૨૬:૧૧-૧૨*

૧૭ "તેથી તે લોકોથી વિમુખ થાઓ અને તમારી
જાતને તેઓનાથી જુદી તારવો, એમ પ્રભુ કહે
છે. જે કંઈ નિર્મળ નથી તેનો સ્પર્શ ન કરો,
અને હું તમને અપનાવીશ."

*યશાયા પર:૧૧*

૧૮ "હું તમારો પિતા થઈશ, અને તમે મારા દીકરા
દીકરીઓ થશો, એમ સર્વશક્તિમાન પ્રભુ કહે
છે."

*૨ શમુએલ ૭:૧૪; ૭:૮*

૭ પ્રિય મિત્રો, દેવ તરફથી આપણને આ વચનો
મળ્યાં છે. તેથી આપણે આપણી જાતને નિર્મળ
બનાવવી જોઈએ–કોઈ પણ વસ્તુ જે શરીર કે આત્માને
મલિન બનાવે, આપણે તેનાથી મુક્ત જીવન પદ્ધતિમાં
યથાર્થ બનવાનો પ્રયત્ન કરવો જોઈએ, કારણ કે આપણે
દેવનો આદર કરીએ છીએ.

### પાઉલનો ઉલ્લાસ

૨તમારા હૃદય અમારા પ્રતિ ખોલો. અમે કોઈ
વ્યક્તિનું કશું ખરાબ નથી કર્યુ. અમે કોઈ પણ વ્યક્તિના
વિશ્ર્વાસનો ધ્વંસ નથી કર્યો, અને અમે કોઈ વ્યક્તિને
છેતરી નથી. ૩હું તમારા પર આક્ષેપ મૂકવા આ કહેતો
નથી. મેં તમને પહેલા કહ્યું છે તેમ. અમે તમને એટલો
બધો પ્રેમ કરીએ છીએ કે તમારી સાથે જીવવા કે મરવા
અમે તૈયાર છીએ. ૪તમારા માટે હું નિશ્ચિતતા અનુભવું
છું. હું તમારા માટે ઘણો ગર્વ અનુભવું છું. તમે મને
ઘણી હિંમત આપી છે. અને અમારી બધી જ
મુશ્કેલીઓમાં મને ઘણો આનંદ મળ્યો છે.

૫જ્યારે અમે મકદોનિયા આવ્યા ત્યારે અમને આરામ
મળ્યો નહિ, અમે મુશ્કેલીઓથી ઘેરાયેલા હતા. બાહ્ય
રીતે લડાઈઓ હતી, પરંતુ આંતરીક રીતે અમે ભયભીત
હતા. ૬પરંતુ જે લોકો મુશ્કેલીમાં હોય છે તેમને દેવ
સહારો આપે છે. અને જ્યારે તિતસ આવ્યો ત્યારે દેવે
અમને સહારો આપ્યો. ૭તેના આવવાથી અને તમે એને
જે દિલાસો આપેલો તેનાથી અમને આશ્ર્વાસન મળ્યું
હતું. મને મળવાની તમારી ઈચ્છા વિષે તિતસે મને
કહ્યું. તેણે કહ્યું કે તમે જે કર્યુ છે, તે માટે તમે ખૂબ જ
દિલગીર છો અને તમે મારી ખૂબ જ દરકાર કરો છો. તે
વિષે તિતસે મને કહ્યું. મેં જ્યારે આ સાંભળ્યું ત્યારે, હું
વધુ રાજી થયો.

૮મારા પત્રથી તમને દુ:ખ થાય તો પણ તે લખવા
માટે હું દિલગીર નથી. મને ખબર છે કે તે પત્રએ
તમને દુ:ખ આપ્યું છે. અને તે માટે હું દિલગીર છું.
પરંતુ તેનાથી તમને દુ:ખ થયું માટે જ વ્યથિત થયા.
૯હવે મને આનંદ થયો છે કારણ કે તમારા દુ:ખે તમને
તમારું હૃદય પરિવર્તન કરાવ્યું છે. દેવ ઈચ્છતો હતો તે
રીતે તમે દિલગીર થયા. ગમે તેમ પણ અમારા કારણે
તમને કોઈ નુકસાન થયું નહિ. ૧૦દિલગીર થવું એટલે
કે જેમ દેવ ઈચ્છે છે તેમ કોઈ એક વ્યક્તિને પસ્તાવો
થાય તેના જેવું છે. આ વ્યક્તિને તારણ તરફ લઈ જાય
છે, અને તે માટે અમે દિલગીર થઈ શકીએ નહિ, પરંતુ
જે પ્રકારની વ્યથા દુનિયાની છે, તે મૃત્યુ લાવશે. ૧૧જેવી
દેવની ઈચ્છા હતી તેવી વ્યથા તમારી હતી. હવે જુઓ
કે તે વ્યથા તમને શું પ્રદાન કરે છે: તે વ્યથા તમારામાં
ઘણી ગંભીરતા લાવી. તમે ખોટા ન હતા તેવું પૂરવાર
કરવાની તેણે તમને પ્રેરણા આપી. તેણે તમને ક્રોધિત
તેમજ ભયભીત બનાવ્યા. મને મળવા માટે તેણે તમને
પ્રેરણા આપી. તેણે તમને વધારે સમર્પિત બનાવ્યા. તેણે
તમને ન્યાયી બાબત કરવાની ઈચ્છાવાળા બનાવ્યા.
તમે સાબિત કર્યુ કે તમે આ બાબતમાં સંપૂર્ણ નિર્દોષ
હતા. ૧૨કોઈ એકે ખોટું કર્યુ, તેના કારણે મેં એ પત્ર
નહોતો લખ્યો. અને જે વ્યક્તિ વ્યથિત થયેલી તેના
માટે પણ તે નહોતો લખાયો. પરંતુ મેં તે પત્ર લખ્યો કે
જેથી, દેવની સમક્ષ તમે જોઈ શકો કે તમે અમારા માટે
ઘણી કાળજી રાખી છે. ૧૩અને તેથી જ અમને દિલાસો
મળ્યો.

અમને ઘણો જ દિલાસો પ્રાપ્ત થયો અને અમને એ
જોઈને ખરેખર વધુ આનંદ થયો. કે તિતસ ઘણો જ
આનંદિત હતો. તમે બધાએ એને ખૂબ જ સારી લાગણી
કરાવી. ૧૪તિતસ આગળ મેં તમારા વખાણ કર્યાં હતાં.
અને તમે સાબિત કરી આપ્યું કે હું સાચો હતો. બધી જ
વસ્તુ અમે જે તમને કહી તે સત્ય હતી. અને તમે તે
સાબિત કરી આપ્યું કે અમે જે બધી બડાશો તિતસ
આગળ મારી હતી તે સાચી છે. ૧૫અને જ્યારે એ યાદ
કરે છે કે તમે બધા પાલન કરવા તૈયાર છો ત્યારે તેનો
તમારા પ્રત્યેનો પ્રેમ વધુ સુદૃઢ બને છે. તમે તેને માન
અને ભયથી આવકાર્યો. ૧૬મને ઘણો આનંદ છે કે હું
તમારામાં સંપૂર્ણ વિશ્ર્વાસ મૂકી શકું તેમ છું.

### આપણું દાન

૮ અને હવે, મારા ભાઈઓ અને બહેનો,
મકદોનિયાની મંડળીઓ પર દેવની જે કૃપા છે તે

વિષે અમે તમને જણાવવા ઈચ્છીએ છીએ. ²કઠિન મુશ્કેલીઓથી તે વિશ્વાસીઓનું પરીક્ષણ થયું હતું. અને તેઓ ઘણા જ દરિદ્ર લોકો છે. પરંતુ તેમના ઉન્મત આનંદને કારણે તેઓએ મોટી ઉદારતાથી આપ્યું. ³હું તમને કહી શકુ કે તેઓમાં જેટલી શક્તિ હતી, જે તેઓએ અર્પણ કર્યુ તે તેઓને પોષાય તેના કરતાં પણ વધુ તેઓએ આપ્યું. આ સ્વૈચ્છિક રીતે કર્યુ. આમ કરવાને કોઈ વ્યક્તિએ તેમને કહ્યું નહોતું. ⁴પરંતુ તેઓએ અમને વારંવાર પૂછયું–તેઓએ દેવના ભકતોની સેવામાં ભાગીદાર થવા અમને આજીજી કરી. ⁵અમે અપેક્ષા નહોતી રાખી તે રીતે તેમણે આપ્યું. પોતાનું ધન આપતા પહેલા પોતાની જાતને તેઓએ પ્રભુને અને અમને સમર્પિત કરી. દેવ આવું ઈચ્છે છે. ⁶તેથી કૃપાના આ ભલાઈના વિશિષ્ટ કાર્યને પૂર્ણ કરવામાં તમને મદદરૂપ થવા અમે તિતસને કહ્યું. તિતસે જ સૌ પ્રથમ આ કાર્યનો પ્રારંભ કર્યો. ⁷તમે ઘણી વસ્તુઓમાં–વિશ્વાસમાં, વાણીમાં, જ્ઞાનમાં, અને ખરેખર મદદ કરવામાં, અને અમારી પાસે શીખ્યા તે પ્રેમમાં સમૃદ્ધ છો. અને તેથી આપવાના કૃપા દાનમાં પણ તમે સમૃદ્ધ બનો તેવી અમે આશા રાખીએ છીએ.

⁸આપવા માટેનો હું તમને આદેશ નથી આપતો. પરંતુ તમારો પ્રેમ સાચો પ્રેમ છે કે કેમ તે મારે જોવું છે. બીજા લોકો ખરેખર સહાયભૂત થાય છે, એ તમને બતાવીને હું આમ કરવા માંગુ છુ. ⁹આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપાથી તમે જ્ઞાત છો. તમે જાણો છો કે દેવ સાથે ખ્રિસ્ત સમૃદ્ધ હતો; પરંતુ તમારા માટે તે દીન બન્યો. તેના દરિદ્રી થવાથી તમે સમૃદ્ધ બનો તેથી ખ્રિસ્તે આમ કર્યુ.

¹⁰હું ધારું છું કે તમારે આમ કરવું જોઈએ અને તે તમારા સારા માટે છે. ગત વર્ષે તમે સૌથી પહેલા અર્પણ કરવાની ઈચ્છા દર્શાવેલી. અને તમે જ સૌ પ્રથમ દાન આપ્યું. ¹¹તેથી જે કાર્યનો તમે પ્રારંભ કર્યો છે, તેને પૂર્ણ કરો. જેથી તમારા "કાર્યની ઈચ્છા" અને તમારું "કાર્ય" સમતુલીત થશે. તમારી પાસે જે કંઈ છે તેમાંથી આપો. ¹²જો તમારી આપવાની ઈચ્છા હશે, તો તમારા દાનનો સ્વીકાર થશે. તમારી ભેટનું મૂલ્યાંકન તમારી પાસે જે છે તેના ઉપરથી થશે અને નહિ કે તમારી પાસે જે નથી. ¹³જ્યારે અન્ય લોકોને રાહત પ્રાપ્ત હોય ત્યારે તમને મુશ્કેલી પડે તેવું અમે ઈચ્છતા નથી. ત્યાં સમાનતા હોવી જોઈએ. ¹⁴અત્યારે તમારી પાસે ઘણું છે. તમારી પાસે જે છે તે લોકોને જે વસ્તુની જરૂર છે તેઓને તે ઘણું મદદરૂપ થઈ શકે તેમ છે. ત્યાર બાદ, જ્યારે તેઓની પાસે પુષ્કળ હશે ત્યારે તેઓ તમારે જોઈતી વસ્તુ પ્રાપ્ત કરવામાં તમને મદદરૂપ થઈ શકે. અને ત્યાર પછી સમાનતા આવશે. ¹⁵જેમ પવિત્રશાસ્રોમાં લખ્યું છે,

> "જે વ્યક્તિ એ ઘણુ ભેગું કર્યુ છે તેની પાસે ઘણુ વધારે ન હતું, અને જે વ્યક્તિએ ઘણું ઓછું ભેગું કર્યુ હતું તેની પાસે ખૂબ ઓછુ ન હતું."
>
> *નિર્ગમન ૧૬:૧૮*

### તિતસ અને તેના સાથીદારો

¹⁶દેવની સ્તુતિ થાઓ કે તેણે તિતસને એટલો પ્રેમ આપ્યો જેટલો મને તમારા માટે છે. ¹⁷અમે તિતસને જે વસ્તુ કરવાની કહી તેનો તેણે સ્વીકાર કર્યો. તે તમારી પાસે આવવા ઘણું જ ઈચ્છતો હતો. આ તેનો પોતાનો વિચાર હતો. ¹⁸અમે તિતસની સાથે તે ભાઈને મોકલીએ છીએ જે બધી જ મંડળીઓ સાથે પ્રસંશાને પાત્ર બન્યો છે. આ ભાઈની તેની સુવાર્તાની સેવા માટે તેનું અભિવાદન થયું છે. ¹⁹જયારે અમે આ ભેટ લઈ જતા હતા, ત્યારે પણ અમારી સાથે આવવા, મંડળીઓ દ્વારા આ ભાઈની પસંદગી થઈ હતી. અમે આ સેવા કરીએ છીએ. પ્રભુનો મહિમા વધારવા, અને એ દર્શાવવા કે અમે ખરેખર મદદરૂપ થવા માગીએ છીએ.

²⁰અમે ઘણા જ સજાગ છીએ કે જેથી કોઈ પણ વ્યક્તિ અમે જે રીતે આટલી મોટી ભેટની સાથે કામ કરીએ છીએ તેની ટીકા ન કરે. ²¹અમે આ વસ્તુઓ એ રીતે કરવા ધારીએ છીએ. જે પ્રભુની આંખો સમક્ષ ન્યાયી છે. લોકો જેને ન્યાયી ગણે છે તેવું કરવાનો અમારો ઈરાદો છે.

²²અમે તેઓની સાથે અમારા ભાઈને પણ મોકલીએ છીએ, જે હંમેશા મદદરૂપ થવાને તૈયાર હોય છે. ઘણી રીતે તેણે આ બાબતમાં અમને સાબિતી આપી છે. અને હવે જ્યારે તેને તમારામાં ઘણો વિશ્વાસ છે ત્યારે તો તે વધુ મદદરૂપ થવા ઈચ્છે છે.

²³હવે તિતસ વિષે–તે મારો સાથીદાર છે. તમને મદદરૂપ થવા તે મારી સાથે કામ કરે છે. અને બીજા ભાઈઓ માટે તેઓ મંડળીઓ દ્વારા મોકલવામાં આવ્યા છે. અને તેઓ દેવને મહિમા આપે છે. ²⁴તેથી આ માણસોને દર્શાવો કે તમારી પાસે પ્રેમ છે. તેઓને બતાવો કે અમે કેમ તમારા માટે ગર્વ અનુભવીએ છીએ. પછી બધી જ મંડળીઓ આ જોશે.

### સાથીઓની મદદ કરો

**૯** હવે દેવના લોકોની સેવા કરવા વિષે મારે તમને લખવાની જરૂર નથી. ²મને ખબર છે કે તમે મદદરૂપ થવા ઈચ્છો છો. મેં આ વિષે મકદોનિયામાં લોકો સાથે ઘણી બડાઈ મારી છે. મેં તેમને કહ્યું હતું કે તમે અખાયાના લોકો ગયા વર્ષથી અનુદાન કરવા તૈયાર છો. અને તમારી આપવાની અભિલાષાએ અહીંના મોટા ભાગના લોકોને પણ આપવા માટે પ્રેરણાં આપી છે. ³પરંતુ હું ભાઈઓને તમારી પાસે મોકલું છું. આ બાબતમાં અમારા તમારા વિષેના વખાણ નકામા જાય, તેમ હું ઈચ્છતો નથી. મેં જે રીતે કહ્યું તે રીતે તમે તૈયાર હશો તેવી મારી ઈચ્છા છે. ⁴જો મકદોનિયાના લોકોમાંથી કેટલીક વ્યક્તિઓ મારી સાથે આવે અને જુએ કે તમે તૈયાર નથી, તો અમારે શરમાવા જેવું થશે. અમને શરમ આવશે કે અમે તમારામાં આટલો બધો ભરોસો રાખ્યો. ⁵તેથી મેં વિચાર્યુ કે અમે આવીએ તે પહેલા આ ભાઈઓને જવાનું હું કહું. તમે જે દાન આપવાનું વચન આપ્યું છે તે તૈયાર રાખવાનું (કામ) તેઓ પૂરું કરશે. તેથી જ્યારે અમે આવીએ ત્યારે ઉઘરાણું તૈયાર હશે, અને તે એ અનુદાન હશે જે તમે આપવા ઈચ્છતા હતા; નહિ કે જે દાન આપવાનું તમે ધિક્કારતા હતા.

⁶આટલું યાદ રાખજો-જે વ્યક્તિ અલ્પ વાવે છે તે અલ્પ લણે છે. પરંતુ જે વ્યક્તિ અધિક વાવે છે તે અધિક લણે છે. ⁷દરેક વ્યક્તિએ તેના હૃદયમાં નક્કી કર્યુ હોય તેટલું આપવું જોઈએ. જો આપવાથી વ્યક્તિ વ્યથિત થતી હોય તો તેણે ન આપવું જોઈએ. અને વ્યક્તિએ તો પણ ન આપવું જોઈએ જો તેને એમ લાગે કે તેને આપવા માટે ફરજ પાડવામાં આવી છે. જે સહર્ષ આપે છે તે વ્યક્તિને દેવ ચાહે છે. ⁸અને દેવ તમને જરૂર છે તે કરતાં પણ વધારે આશીર્વાદ આપી શકે છે. ત્યારે બધી જ વસ્તુ તમારી પાસે પુષ્કળ પ્રમાણમાં હશે. દરેક સારાં કામ માટે આપવાને તમારી પાસે પૂરતું હશે. ⁹પવિત્રશાસ્રોમાં લખ્યું છે કે:

"તે ઉદારતાથી ગરીબોને આપે છે; તેની મમતા
અનંત સુધી સતત રહેશે."

*ગીતશાસ્ર ૧૧૨:૯*

¹⁰દેવ તે એક છે જે વ્યક્તિને વાવણી માટે બીજ આપે છે. અને તે આહાર માટે રોટલી આપે છે. અને દેવ તમને આત્મિક બીજ આપશે અને તે બીજને અંકૂરીત કરશે. તમારી સદભાવનાની તે ઉત્તમ કાપણી કરશે. ¹¹દેવ તમને દરેક રીતે સમૃદ્ધ બનાવશે કે જેથી મુક્ત રીતે તમે હંમેશા આપી શકો. અને અમારા થકી અનુદાન લોકોને દેવ પ્રત્યે આભારી બનાવશે. ¹²આ પવિત્ર સેવા કે જે તમે કરો છો તે માત્ર દેવના લોકોની જરૂરિયાતમાં મદદ કરે છે. એમ નહિ પરંતુ દેવની સ્તુતિરૂપી પુષ્કળ ફળ પણ ઉત્પન્ન કરે છે. ¹³આ સેવા જે તમે કરો છો તે તમારા વિશ્વાસની સાબિતી છે. આ માટે લોકો દેવની સ્તુતિ કરે છે કારણ કે તમે ખ્રિસ્તની સુવાર્તાને અનુસર્યા; એ સુવાર્તા કે જેમાં તમને વિશ્વાસ છે. લોકો દેવની સ્તુતિ કરશે કારણ કે તમે મુક્ત રીતે તેમની સાથે અને બધા લોકોની સાથે ભાગીદારી કરી. ¹⁴અને જ્યારે તે લોકો પ્રાર્થના કરશે, ત્યારે તેવી અભિલાષા રાખશે કે તેઓ તમારી સાથે હોય. દેવની ઘણી કૃપા જે તમને પ્રાપ્ત થઈ છે તે કારણે તેઓ આવો અનુભવ કરશે. ¹⁵જેનું વર્ણન થઈ શકે તેમ નથી તેના દાન માટે દેવની સ્તુતિ થાઓ.

### પાઉલ તેની સેવાનું સમર્થન કરે છે

**૧૦** હું પાઉલ છું, અને હું તમને વિનવું છું. હું ખ્રિસ્તની નમ્રતા અને મમતાથી તમને વિનવું છું. કેટલાએક લોકો કહે છે કે જ્યારે હું તમારી સાથે હોઉં છું. ત્યારે દીન હોઉં છું, અને તમારાથી દૂર હોઉં છું. ત્યારે હિંમતવાન હોઉં છું. ²કેટલાએક લોકો વિચારે છે કે અમે દુન્યવી પધ્ધતિથી જીવીએ છીએ. જ્યારે હું આવું ત્યારે આવા લોકો સાથે ઘણા નીડર થવાની મારી યોજના છે. હું તમને વિનવું છું કે હું જ્યારે આવું ત્યારે તેવી જ નીડરતાનો ઉપયોગ તમારી સાથે કરવાની મારે જરૂર પડશે નહિ. ³અમે આ દુનિયામાં જીવીએ છીએ. પરંતુ જે રીતે દુનિયા ઝઘડે છે તે રીતે અમે ઝઘડતા નથી. ⁴દુનિયા વાપરે છે તેના કરતાં જુદા પ્રકારના શસ્રોથી અમે લડીએ છીએ. અમારા શસ્રમાં દેવનું સામર્થ્ય છે. દુશ્મનના મજબૂત સ્થાનનો આ શસ્ર નાશ કરી શકે છે. અમે લોકોના વાદવિવાદનો નાશ કરીએ છીએ. ⁵અને દરેક વસ્તુ જે દેવના જ્ઞાનની વિરુદ્ધ ઉદભવે છે તેનો અમે નાશ કરીએ છીએ. અમે દરેક વિચારને કબજે કરી, તેને ત્યજી ખ્રિસ્તની આધીનતામાં લાવીએ છીએ. ⁶જે આજ્ઞાંકિત નથી તેવી દરેક વ્યક્તિને શિક્ષા કરવા અમે તૈયાર છીએ. પણ પ્રથમ તમે સંપૂર્ણ આજ્ઞાંકિત બનો.

⁷તમારી સામેની હકીકતોને તમારે જોવી જોઈએ.જો વ્યક્તિ એમ વિચારતી હોય કે તે ખ્રિસ્તનો છે. તો તેણે એ પણ યાદ રાખવું જોઈએ કે તેની જેમ અમે પણ

ખ્રિસ્તમાં છીએ. ૮એ સાચું છે કે અમે મુક્ત રીતે પ્રભુએ
અમને આપેલ સામર્થ્ય વિષે બડાઈ મારીએ છીએ.
પરંતુ તેણે આ સામર્થ્ય તમને સુદૃઢ બનાવવા અમને
આપ્યુ છે, નહિ કે તમને ક્ષતિ પહોંચાડવા. તેથી તે
બડાઈ માટે હું શરમ નથી અનુભવતો. ૯હું એમ નથી
ઈચ્છતો કે તમે એમ ધારો કે મારા પત્રો વડે હું તમને
ડરાવવા માગું છું. ૧૦કેટલાએક લોકો કહે છે કે, "પાઉલના
પત્રો શકિતશાળી અને મહત્વના છે. પરંતુ જ્યારે તે
અમારી પાસે હોય છે, ત્યારે તે નિર્બળ હોય છે. અને
તેની વાણીમાં કશુંજ નથી." ૧૧તે લોકોએ આ જાણવું
જોઈએ: અમે અત્યારે તમારી સાથે નથી; તેથી પત્રો
દ્વારા આ વસ્તુ અમે કહીએ છીએ. પરંતુ જ્યારે અમે
ત્યાં તમારી સાથે હોઈશું ત્યારે અમે એજ પ્રભાવ દર્શાવીશું
જે અમે પત્રમાં દર્શાવ્યો છે.

૧૨જે લોકો એમ માને છે કે પોતે ખૂબ જ મહત્વના
છે, તેવા લોકોની ટોળીમાં દાખલ થવાની અમે હિંમત
નથી કરી શકતા. અમે તેઓની સાથે અમારી સરખામણી
પણ નથી કરતા. તેઓ પોતેજ પોતાનો માપદંડ બને છે,
અને તેઓ જે છે તેના થકી પોતે જ પોતાનું મૂલ્યાંકન
કરે છે. આ બતાવે છે કે તેઓ કશું જ જાણતા નથી.
૧૩પરંતુ અમને જે કામ કરવાનું સોંપ્યું છે, તેના પરિઘની
બહાર જઈને અમે બડાઈ નહિ મારીએ. અમે અમારી
બડાઈ, દેવે અમને સોંપેલા કાર્ય પૂરતી મર્યાદીત રાખીશું.
પરંતુ આ કાર્યમાં તમારી સાથેના અમારા કાર્યનો સમાવેશ
થાય છે. ૧૪અમે વધારે પડતી બડાઈ નથી મારતા.
કારણ કે અમે તમારા સુધી પહોંચ્યા ન હોઈએ. એમ
અમે પોતાને હદ બહાર લંબાવતા નથી. પરંતુ અમે
તમારી પાસે આવ્યા છીએ. અમે તમારી પાસે ખ્રિસ્તની
સુવાર્તા લઈને આવ્યા હતા. ૧૫જે કાર્ય અમારું છે તે
પૂરતી અમારી બડાઈને અમે મર્યાદીત રાખી છે. જે
કામ બીજા લોકોએ કર્યુ છે, તે વિષે અમે બડાઈ નથી
મારતા. અમને આશા છે કે તમારા વિશ્વાસમાં વૃદ્ધિ
થશે. અમને આશા છે કે અમારા કાર્યના ક્ષેત્રને વધુ ને
વધુ વિશાળ બનાવવામાં તમે મદદરૂપ નિવડશો.
૧૬તમારા શહેર ઉપરાંતના વિસ્તારોમાં પણ સુવાર્તા
કહેવાની અમારી ઈચ્છા છે. બીજી વ્યક્તિના વિસ્તારમાં
થઈ ચૂકેલા કાર્ય વિષે અમે બડાઈ મારવા નથી ઈચ્છતા.
૧૭પરંતુ, "જે વ્યકિત બડાઈ મારે છે તેણે પ્રભુમાં બડાઈ
મારવી જોઈએ."* ૧૮કેમ કે તે એ વ્યકિત નથી કે જે
કહે છે કે તે સારો છે. જેને પ્રભુ સારો કહે છે અને
સ્વીકારે છે તે એ વ્યકિત છે.

### પાઉલ અને જૂઠા પ્રેરિતો

**૧૧** હું આશા રાખું છું કે હું થોડી મૂર્ખતા દર્શાવું તો
પણ તમે મારી સાથે ધીરજ રાખશો. પરંતુ તમે
મારી સાથે ક્યારનીયે ધીરજ રાખી છે. ૨મને તમારી
ઈર્ષા આવે છે અને આ તે ઈર્ષા છે જે દેવ તરફથી
આવી છે. મેં તમને ખ્રિસ્તને સમર્પિત કરવાનું વચન
આપ્યું હતું. તમારો પતિ માત્ર ખ્રિસ્ત જ હોવો જોઈએ.
હું તમને ખ્રિસ્તને સમર્પિત કરવા માંગુ છું, તેની પવિત્ર
કુમારિકા તરીકે, ૩પરંતુ મને ભય છે કે તમારું મન
તમને તમારા ખ્રિસ્ત પ્રત્યેના સાચા અને શુદ્ધ
અનુસરણથી દૂર ઘસડી જશે જે રીતે સર્પે હવાની સાથે
દુષ્ટ રીતે કપટ કર્યુ હતું અને છેતરી હતી. ૪તમે જે કોઈ
તમારી પાસે આવે અને અમે આપ્યો છે તેના કરતા
જુદો ઉપદેશ તમને ખ્રિસ્ત વિષે આપે તેની સાથે તમે
ઘણા ધીરજવાન છો. એ આત્મા અને સુવાર્તાને સ્વીકારવા
તમે ઘણા તત્પર છો પણ એ આત્મા અને સુવાર્તા અમે
તમને આપ્યા છે તેનાથી ઘણા જુદા છે. તેથી તમારે
મારી સાથે ધીરજ રાખવી જોઈએ.

૫હું નથી માનતો કે તે "મહાન પ્રેરિતો" મારાથી વધુ
સારા છે. ૬તે સાચું છે કે હું એક કેળવાયેલો વકતા નથી.
પરંતુ મારી પાસે જ્ઞાન છે. અમે તમને દરેક રીતે આ
સ્પષ્ટ બતાવ્યું છે.

૭કોઈ પણ પ્રકારના વળતર વગર મેં તમને દેવની
સુવાર્તા પ્રગટ કરી. તમને મહત્વ આપવા હું નમ્ર બન્યો
છું. તમે માનો છો કે તે ખોટું હતું? ૮મેં બીજી મંડળીઓ
પાસેથી વળતર સ્વીકાર્યુ છે. મે તેમના નાણાં લીધા કે
જેથી હું તમારી સેવા કરી શકું. ૯જ્યારે હું તમારી સાથે
હતો ત્યારે મારે જે કોઈ વસ્તુ જોઈતી હતી, તો મેં તેનો
તમારા પર કોઈ બોજો નાખ્યો ન હતો. મકદોનિયાથી
આવેલા બંધુઓએ મારે જે જોઈતું હતું, તે બધું જ મને
આપ્યું. તમારા પર બોજારૂપ મેં મારી જાતને બનવા
દીધી નથી. અને હું કદી તમને બોજારૂપ બનીશ નહિ.
૧૦અખાયાની કોઈ પણ વ્યકિત આ વિષે બડાઈ મારતા
મને રોકી શકશે નહિ. મારામાંના ખ્રિસ્તના સત્ય વડે
આમ કહું છું. ૧૧અને હું શા માટે તમને બોજારૂપ ન
બન્યો? તમને પ્રેમ નથી કરતો એટલા માટે એમ તમે
માનો છો? ના. દેવ જાણે છે કે હું તમને પ્રેમ કરું છું.

૧૨અને અત્યારે હું જે કરું છું તે કરવાનું હું ચાલું
રાખીશ કારણ કે પેલા લોકોને બડાઈ મારવાનું કારણ
મારે નથી આપવું. તેઓને તેમ કહેવું ગમશે કે જે કાર્ય
માટે તેઓ બડાઈ મારે છે તે કાર્ય અમારા કાર્ય જેવું જ
છે. ૧૩આ લોકો સાચા પ્રેરિતો નથી. તેઓ અસત્ય

---

**"જે વ્યકિત બડાઈ ... મારવી જોઈએ"** યર્મિ. ૯:૨૪.

બોલનાર કાર્યકરો છે. અને તેઓ તેમના પોતામાં
પરિવર્તન લાવે છે, કે જેથી લોકો માને કે તેઓ ખ્રિસ્તના
પ્રેરિતો છે. ૧૪આનાથી અમને આશ્ચર્ય નથી થતું. શા
માટે? શેતાન પણ વેશ બદલે છે, જેથી લોકો વિચારે કે
તે પ્રકાશનો દૂત* છે. ૧૫જ્યારે શેતાનના સેવકો સાચા
સેવકો દેખાવાનો પ્રયત્ન કરે છે તેથી અમને આશ્ચર્ય
થતું નથી, પરંતુ અંતમાં તેઓના કરેલા કામ પ્રમાણે
તેઓને વળતર (શિક્ષા) મળે છે.

### પાઉલ તેની વ્યથા વિષે વાત કરે છે.

૧૬હું તમને ફરીથી કહું છું: કોઈ વ્યક્તિએ એમ
માનવું ન જોઈએ કે હું મૂર્ખ છું. પરંતુ જો તમે મને
મૂર્ખ ધારતા હો તો, તમે જે રીતે મૂર્ખને અપનાવો છો
એ રીતે તમે મને અપનાવો. જેથી હું પણ થોડી બડાઈ
મારી શકું. ૧૭હું બડાઈ મારું છું, કારણ કે મને મારા
વિષે ખાતરી છે. પરંતુ પ્રભુ જે રીતે વાત કરે તે રીતે હું
વાત કરતો નથી. હું મૂર્ખની જેમ બડાશ મારું છું.
૧૮દુનિયામાં ઘણા લોકો તેમના જીવન વિષે બડાશ મારે
છે. જેથી હું પણ બડાશ મારીશ. ૧૯તમે શાણા છો, તેથી
હર્ષસહિત મૂર્ખાઓ સાથે તમે ધીરજ ધરશો. ૨૦હું જાણું
છું કે, તમે ધીરજવાન છો, કારણ કે જે માણસ તમને
અમુક વસ્તુ કરવાની ફરજ પાડે છે અને તમારો લાભ
લે છે. તેની સાથે પણ તમે ધીરજ ધરો છો. જે વ્યક્તિ
તમને છેતરે, અથવા જે એમ માને કે તે તમારા કરતા
સારો છે અથવા તમને મોંઢાં પર મારે તેની સાથે પણ
તમે ધીરજવાન છો! ૨૧મારે માટે આમ કહેવું શરમજનક
છે, પરંતુ આવી વસ્તુ તમારી સાથે કરવા માટે અમે
ઘણા જ "નિર્બળ " છીએ. પરંતુ જો કોઈ વ્યક્તિ બડાઈ
મારવામાં બહાદુર હોઈ શકે, તો હું પણ બહાદુર બનીશ
અને બડાશ મારીશ. (હું મૂર્ખની જેમ બોલું છું.) ૨૨શું
પેલા લોકો યહૂદી છે? હું પણ છું. શું તેઓ ઈસ્રાએલી
છે? હું પણ છું. શું તેઓ ઈબ્રાહિમના કુટુંબના છે? હું
પણ છું. ૨૩શું તે લોકો ખ્રિસ્તની સેવા કરે છે? હું તેની
વધારે સેવા કરુ છું. (હું આમ બોલવામાં ઘેલો છું.) મેં
પેલા લોકો કરતાં વધારે સખત પરિશ્રમ કર્યો છે. ઘણીવાર
હું જેલમાં પૂરાયો છું. હું ઘણો માર ખાઈને ઘાયલ થયો
છું. હું ઘણીવાર લગભગ મૃત:પ્રાય બન્યો છું. ૨૪પાંચવાર
યહૂદી લોકોએ ૩૯ કોરડા મારવાની સજા મને કરી છે.
૨૫ત્રણ વખત મેં લોખંડના સળિયાથી માર ખાધો.
એકવાર પથ્થરોથી મને મારવામાં આવ્યો હતો. ત્રણ
વખત હું એવા વહાણોમાં હતો જે તૂટી પડ્યા, અને
એક વખત આખી રાત અને પછીનો દિવસ મેં દરિયામાં
ગાળ્યો હતો. ૨૬મેં ઘણીવાર મુસાફરી કરી છે. અને હું
નદીઓ, લૂંટારાઓ અને મારા પોતાના લોકો
(યહૂદીઓ)દ્વારા ભયમાં મૂકાયો છું. હું એવા લોકો દ્વારા
પણ ભયમાં મૂકાયો છું. જેઓ બિનયહૂદી છે. હું શહેરોમાં,
જ્યાં માનવ વસતો નથી ત્યાં, કે દરિયામાં પણ ભયમાં
મૂકાયો છું. અને જે લોકો એમ કહે કે તેઓ મારા ભાઈઓ
છે પણ ખરેખર ન હોય તેમના થકી પણ ભયમાં મૂકાયો
છું. ૨૭મેં સખત અને થકવી નાખનાર કામો કર્યા છે,
અને ઘણીવાર હું સૂતો પણ નથી. હું ઘણીવાર ભૂખ્યો
અને તરસ્યો રહ્યો છું. ઘણીવાર હું ઠંડીથી પીડાયો છું
અને વસ્રહીન રહ્યો છું. ૨૮અને બીજી ઘણી સમસ્યાઓ
છે. તેમાંની એક તે મારે બધી મંડળીઓની સંભાળ
રાખવાની તે છે. દરરોજ હું તેમના વિષે ચિંતીત રહું છું.
૨૯જ્યારે અન્ય વ્યક્તિ શીથિલ બને છે ત્યારે હું પણ
શીથિલ બનું છું. જ્યારે અન્ય વ્યક્તિ પાપ તરફ દોરાય
છે ત્યારે અંદરથી હું બળુ છું.
૩૦જો મારે બડાઈ મારવી જ હોય તો, હું એ વસ્તુની
બડાઈ મારીશ જે બતાવે છે કે હું નિર્બળ છું. ૩૧દેવ
જાણે છે કે હું ખોટું નથી બોલતો. તે પ્રભુ ઈસુ ખ્રિસ્તનો
દેવ અને પિતા છે, અને સદાકાળ તેને સ્તુત્ય છે. ૩૨જ્યારે
હું દમસ્કમાં હતો, ત્યારે અરિતાસ રાજાનો હાકેમ મને
કેદ કરવા માંગતો હતો. તેથી શહેરની આજુબાજુ તેણે
રક્ષકો ગોઠવ્યા. ૩૩પરંતુ કેટલાએક મિત્રોએ મને
ટોપલામાં મૂક્યો અને પછી તે ટોપલો તેમણે દિવાલના
બાકામાંથી મને નીચે ઉતાર્યો. અને તે રીતે હું હાકેમથી
બચી ગયો.

### પાઉલના જીવનમાં વિશિષ્ટ આશીર્વાદ

**૧૨** મારે બડાશ મારવાનું ચાલું રાખવું જોઈએ. તે
ખાસ મદદરૂપ નહિ થાય, પરંતુ હવે પ્રભુ
તરફથી ઉદભવતા દર્શન અને પ્રકટીકરણ* વિષે હું
વાત કરીશ. ૨હું ખ્રિસ્તમય બનેલી એવી વ્યક્તિને જાણું
છું, જેને ત્રીજા આકાશમાં લઈ જવામાં આવ્યો હતો.
આ ૧૪ વર્ષ પહેલા બન્યું હતું. મને ખબર નથી કે તે
માણસ તેના શરીરમાં હતો કે શરીરની બહાર હતો.
પરંતુ દેવ જાણે છે. ૩-૪અને મને ખબર છે કે આ

**પ્રકાશનો દૂત** દેવનો સંદેશવાહક. શેતાન લોકોને મૂર્ખ બનાવે છે તેથી તેઓ વિચારે કે તે દેવ તરફથી છે.

**પ્રકટીકરણ** છૂપાએલુ સત્ય ખૂલ્લુ કરવું (જાહેર કરવું) તે પ્રકટીકરણ છે.

વ્યક્તિને પારાદૈશમાં લઈ જવામાં આવ્યો. મને ખબર નથી કે તે તેના શરીરમાં હતો કે તેના શરીરથી દૂર હતો. પરંતુ તેણે એવી વસ્તુઓ સાંભળી હતી કે જે તે સમજાવી શક્યો નથી. તેણે એવી વાતો સાંભળેલી કે જે કહેવાની કોઈ વ્યક્તિને પરવાનગી નથી. ⁵હું આવી વ્યક્તિ વિષે બડાશ મારીશ. પરંતુ હું ફક્ત મારા પોતાના વિષે બડાશો મારીશ નહિ. હું માત્ર મારી નબળાઈઓ વિષે બડાશ મારીશ. ⁶પરંતુ જો મારે મારી જાત વિષે બડાઈ મારવી હોત તો, હું મૂર્ખ તો નહિ જ બનું. હું મૂર્ખ નહિ બનું કારણ કે હું સત્ય કહેતો હોઈશ. પરંતુ હું મારી જાત વિષે બડાઈ મારીશ નહિ. શા માટે? કારણ કે લોકો મને જે કરતા જુએ છે અને જે કહેતા સાંભળે છે, તેથી વિશેષ મારા માટે લોકો ધારે તેવી મારી ઈચ્છા નથી.

⁷પરંતુ જે અદભુત વાતો મને બતાવવામાં આવી છે. તેના માટે વધારે પડતો ગર્વ અનુભવવો ના જોઈએ. તેથી કષ્ટદાયક સમસ્યા* મને આપવામાં આવી હતી. તે સમસ્યા તે શેતાન તરફથી આવેલો દૂત છે. તેને મને મારવા માટે અને વધુ પડતો ગર્વશાળી બનતો અટકાવવા માટે મોકલવામાં આવ્યો હતો. ⁸મેં આ સમસ્યા મારાથી દૂર કરવા માટે પ્રભુને ત્રણ વાર પ્રાર્થના કરી. ⁹પરંતુ પ્રભુએ મને કહ્યુ કે, "મારી કૃપા તારે માટે પૂરતી છે. જ્યારે તું નિર્બળ બને છે, ત્યારે મારું સામર્થ્ય તારી નિર્બળતામાં સંપૂર્ણ થાય છે." તેથી મારી નબળાઈઓ વિષે બડાશ મારતા હું ઘણો પ્રસન્ન છું. પછી ખ્રિસ્તની શક્તિ મારામાં જીવશે. ¹⁰તેથી જ્યારે મારામાં નબળાઈ આવે છે, ત્યારે હું પ્રસન્ન થાઉં છું. મારા વિષે લોકો જ્યારે ખરાબ બોલે છે, ત્યારે હું રાજી થાઉં છું. જ્યારે મને મુશ્કેલી પડે છે ત્યારે પણ હું રાજી થાઉં છું. જ્યારે લોકો મારી સાથે ખરાબ વર્તન કરે છે ત્યારે હું રાજી થાઉં છું. અને જ્યારે મારી આગળ સમસ્યાઓ હોય છે ત્યારે હું રાજી થાઉં છું. આ બધું જ ખ્રિસ્ત માટે છે. અને હું આ બધાથી આનંદીત છું, કારણ કે જ્યારે હું નિર્બળ હોઉં છું, ત્યારે હું મજબૂત હોઉં છું.

### કરિંથીના ખ્રિસ્તીઓ પ્રત્યે પાઉલનો પ્રેમ

¹¹હું મૂર્ખની જેમ વાત કરી રહ્યો હતો. પરંતુ તમે મને એમ કરવા પ્રેર્યો. તમારે લોકોએ મારા વિષે સારું બોલવું જોઈએ. મારું કોઈ મૂલ્ય નથી, પરંતુ તે "મહાન પ્રેરિતો" નું મૂલ્ય મારા કરતા વધારે નથી! ¹²હું જ્યારે તમારી સાથે હતો ત્યારે મે એવા કામો કર્યા જે પૂરવાર કરે કે હું પ્રેરિત છું–મેં ચિહનો બતાવ્યા, અદભૂત કાર્યો અને પરાક્રમો કર્યા. મેં ઘણી ધીરજથી આ કામો કર્યા. ¹³તેથી બીજી મંડળીઓને જે પ્રાપ્ત થયું તે બધું જ તમને પ્રાપ્ત થયું. માત્ર એક બાબતમાં તફાવત હતો. હું તમને બોજારૂપ નહોતો. આ માટે મને માફ કરશો!

¹⁴હવે ત્રીજી વખત તમારી મુલાકાત લેવા માટે હું તૈયાર છું. અને હું તમને બોજારૂપ બનીશ નહિ. તમારું જે કાંઈ છે, તેમાંથી મારે કશું જ જોઈતું નથી. હું તમને ઈચ્છું છું. બાળકોએ માતા પિતાને આપવા માટે કોઈ બચાવવાની જરૂર નથી, માતા પિતાએ તેમના બાળકોને આપવા બચાવવું જોઈએ. ¹⁵મારી પાસે જે કાંઈ છે તે તમને આપતા મને આનંદ થાય છે. હું મારી જાત સુદ્ધા તમને આપીશ. જો હું તમને વધારે પ્રેમ કરું તો શું તમે મને ઓછો પ્રેમ કરશો?

¹⁶એ સ્પષ્ટ છે કે હું તમને બોજારૂપ નહોતો. હું ચાલાક હતો અને તમને પકડવા જૂઠનો ઉપયોગ કરતો હતો તેવું તમે વિચારો છો. ¹⁷તમારા પ્રતિ મોકલેલા કોઈ પણ માણસોનો ઉપયોગ કરીને શું તમને છેતર્યા છે? ના! તમે જાણો છો મેં એમ નથી કર્યુ. ¹⁸મેં તિતસને તમારી પાસે જવા કહ્યું અને અમારા બંધુને મેં તેની સાથે મોકલ્યો. તિતસે તમને નથી છેતર્યા, ખરું ને? ના! તમે જાણો છો કે મને અને તિતસને એક જ આત્માએ દોર્યા છે. અને અમે એ જ માર્ગને અનુસર્યા છે.

¹⁹તમે શું એમ માનો છો કે આ બધા સમય દરમ્યાન અમે અમારો બચાવ કરીએ છીએ? ના. અમે ખ્રિસ્ત થકી આ બધી વાતો કહીએ છીએ. અને દેવની સમક્ષ અમે આ બધી વસ્તુ કહીએ છીએ. તમે મારા પરમ મિત્રો છો. અને અમે જે કંઈ કરીએ છીએ તે તમને વધુ સામર્થ્યવાન બનાવવા કરીએ છીએ. ²⁰હું આમ કરું છું કારણ કે મને ભય છે કે હું તમને જેવા થવા ઈચ્છું છું તેવા તમે હશો નહિ. જ્યારે હું આવું છું અને તમે મને જેવો થવા ઈચ્છો છો તેવો હું હોઈશ નહિ. મને ભય છે કે તમારા સમૂહમાં વિવાદ, ઈર્ષા, ક્રોધ, સ્વાર્થ, ઝઘડા, દુષ્ટવાતો, ગપસપ, ઉધ્ધતાઈ અને મુંઝવણો હશે. ²¹મને ભય છે કે જ્યારે હું ફરીથી તમારી પાસે આવીશ ત્યારે મારો દેવ મને તમારી આગળ નમ્ર બનાવશે. તમારામાંના ઘણા દ્વારા મને વિષાદ થશે. જેઓએ અગાઉ પાપો કર્યા છે તે માટે હું દિલગીર થઈશ. કારણ કે તેઓએ પસ્તાવો કર્યો નથી. તથા તેઓએ તેઓના પાપી જીવન માટે પશ્ચાતાપ કર્યો નથી. તેઓના વ્યભિચાર અને શરમજનક કૃત્યો માટે પણ તેઓએ પશ્ચાતાપ નથી કર્યો.

---

**કષ્ટદાયક સમસ્યા** "દેહમાં કાંટો"

### આખરી ચેતવણી અને શુભકામના

**૧૩** હું ફરીથી તમારી પાસે આવીશ. આ ત્રીજી વખત હશે. અને યાદ રાખજો, "દરેક ફરિયાદ માટે બે કે ત્રણ વ્યક્તિ હોવી જોઈએ જે કહે કે તેઓ જાણે છે કે ફરિયાદ સાચી છે." [૨]હું જ્યારે બીજીવાર તમારી સાથે હતો, ત્યારે જે લોકોએ પાપકર્મો કરેલા તેમને ચેતવણી આપી હતી. અત્યારે હું તમારાથી દૂર છું, અને બીજા બધા લોકો જેમણે પાપ કર્યા છે તેમને ચેતવણી આપું છું: જ્યારે ફરીથી હું તમારી પાસે આવીશ, ત્યારે તમારા પાપીકર્મો માટે હું તમને શિક્ષા કરીશ. [૩]ખ્રિસ્ત મારા થકી બોલે છે તેની તમને સાબિતી જોઈએ છે. મારી સાબિતી એ છે કે તમને શિક્ષા કરવામાં ખ્રિસ્ત નિર્બળ નથી. પરંતુ તમારી વચ્ચે ખ્રિસ્ત સર્વશક્તિમાન છે. [૪]તે સાચું છે કે જ્યારે ખ્રિસ્તને વધસ્તંભ પર મારી નાંખ્યો ત્યારે તે નિર્બળ હતો. પરંતુ અત્યારે તે દેવના સામર્થ્ય વડે જીવિત છે. અને તે સાચું છે કે ખ્રિસ્તમય આપણે નિર્બળ છીએ. પરંતુ તમારા માટે, દેવના સામર્થ્ય વડે અમે ખ્રિસ્તમાં જીવિત હોઈશું.

[૫]તમે પોતાને ધ્યાનથી જુઓ. તમે વિશ્વાસમાં છો કે નહિ તેની પરીક્ષા કરો. તમે જાણો છો કે ઈસુ ખ્રિસ્ત તમારામાં જીવે છે. પરંતુ જો તમે પરીક્ષામાં નિષ્ફળ જશો, તો ખ્રિસ્ત તમારામાં સમાવિષ્ટ નથી. [૬]પરંતુ મને આશા છે કે તમે જોશો કે અમે પરીક્ષામાં નિષ્ફળ નથી ગયા.

[૭]અમે દેવને પ્રાર્થના કરીએ છીએ કે તમે કોઈ દુષ્કર્મો ન કરો. તે મહત્વનું નથી કે અમારી પરીક્ષણની સફળતા લોકો જુએ. પરંતુ એ મહત્વનું છે કે તમે જે યોગ્ય છે તે જ કરો, પછી ભલેને લોકો વિચારે કે અમે પરીક્ષણમાં નિષ્ફળ ગયા છીએ. [૮]અમે સત્યની વિરુધ્ધ કશું જ કરી શકીએ નહિ. અમે માત્ર એ જ કરી શકીએ જે સત્ય માટે છે. [૯]જો તમે શક્તિશાળી છો તો, નિર્બળ થવામાં અમને આનંદ છે. અને અમે પ્રાર્થના કરીએ છીએ કે તમે વધુ ને વધુ પ્રબળ બનો. [૧૦]હું જ્યારે તમારી સાથે નથી ત્યારે આ વાતો લખું છું. હું લખું છું જેથી જ્યારે હું આવું ત્યારે તમને શિક્ષા કરવા માટે મારા સામર્થ્યનો ઉપયોગ ના કરવો પડે. પ્રભુએ મને તે સામર્થ્ય તમને પ્રબળ કરવા આપ્યું છે નહિ કે તમારો ધ્વંશ કરવા.

[૧૧]હવે, ભાઈઓ અને બહેનો, હું વિદાય લઈશ. સંપૂર્ણ થવાનો પ્રયત્ન કરજો. મેં તમને જે કરવાનું કહ્યું છે તે કરજો. એકબીજા સાથે માનસિક રીતે સહમત થાઓ અને શાંતિમાં રહો. પછી પ્રેમ અને શાંતિનો દેવ તમારી સાથે રહેશે.

[૧૨]જ્યારે તમે એકબીજાને સલામ કહો ત્યારે એકબીજાને પવિત્ર ચુંબન આપો. [૧૩]દેવના બધા જ પવિત્ર લોકો તમને સલામ કહે છે.

[૧૪]પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા, દેવની પ્રીતિ, અને પવિત્ર આત્માની સંગત તમો સર્વની સાથે રહો.

# ગલાતીઓને પત્ર

૧ પ્રેરિત પાઉલ તરફથી સલામ. પ્રેરિત થવા માટે હું
માણસો તરફથી પસંદ નથી થયો. માણસોએ મને
નથી મોકલ્યો. ના! ઈસુ ખ્રિસ્તે તથા દેવ બાપે મને
પ્રેરિત બનાવ્યો છે. દેવ એક છે જેણે ઈસુને મૃત્યુમાંથી
ઊઠાડયો. ૨ખ્રિસ્તમાં જેઓ મારી સાથે છે તેઓ તરફથી
ગલાતિયામાંની* મંડળીઓને કુશળતા પાઠવું છું.
૩હું પ્રાર્થના કરું છું કે આપણા દેવ બાપ અને પ્રભુ
ઈસુ ખ્રિસ્ત તમારા પ્રતિ સૌમ્ય રહેશે અને તમને શાંતિ
પ્રદાન કરશે. ૪આપણાં પાપો માટે ઈસુએ પોતાનું સ્વાર્પણ
કર્યુ. આપણને આ અનિષ્ટ દુનિયા કે જેમાં આપણે
જીવીએ છીએ. તેમાંથી મુકિત અપાવવા ઈસુએ આમ
કર્યુ. આપણા દેવ બાપની આ ઈચ્છા હતી. ૫તેનો મહિમા
સદાસર્વકાળ હોજો. આમીન.

### માત્ર એક જ સાચી સુવાર્તા છે

૬થોડા સમય પહેલા તેને અનુસરવાનું દેવે તમને
આહવાન  આપેલું. ઈસુમાંથી પ્રગટ થતી તેની કૃપા
દ્વારા તેણે તમને આ આહવાન આપેલું પરંતુ હવે તમારા
લોકોથી હું નવાઈ પામું છું! તમે તેનાથી વિમુખ થઈ
રહ્યા છો. અને અન્ય પ્રકારની સુવાર્તાને અનુસરો છો.
૭વાસ્તવમાં બીજી કોઈ સાચી સુવાર્તા નથી. પરંતુ
કેટલાએક લોકો તમને ગુંચવે છે. તેઓ ખ્રિસ્તની
સુવાર્તામાં પરિવર્તન ઈચ્છે છે. ૮અમે તમને સાચી
સુવાર્તા કહી છે. જેથી અમે પોતે કે આકાશમાંના દૂત
પણ તમને ભિન્ન સુવાર્તા કહે તો તે શાપિત થાઓ! ૯મેં
અગાઉ પણ તમને આ કહેલું અને ફરીથી કહું છું: તમે
સાચી સુવાર્તાને કયારની અપનાવી લીધી છે. જો કોઈ
પણ વ્યકિત તમને ઉદ્ધાર માટેનો જુદો રસ્તો બતાવે તો
તે વ્યકિત શાપિત થાઓ.
૧૦હવે શું તમે એમ માનો છો કે લોકો મને અપનાવે
તેવો પ્રયત્ન હું કરું છું? ના! દેવ એક છે જેને પ્રસન્ન
કરવાનો હું પ્રયત્ન કરું છું. શું હું માણસોને રાજી કરવાનો
પ્રયત્ન કરું છું? જો હું માણસોને રાજી કરવા માંગતો
હોત, તો ઈસુ ખ્રિસ્તનો હું સેવક નથી.

### પાઉલની સત્તા દેવ તરફથી છે

૧૧પણ, ભાઈઓ, હું ઈચ્છું છું કે તમે જાણો કે જે
સુવાર્તા મેં તમને પ્રગટ કરી છે તે માનવ સર્જીત નથી.
૧૨માનવ તરફથી મને સુવાર્તા પ્રાપ્ત નથી થઈ. કોઈ
માનવીએ મને સુવાર્તા નથી શીખવી. ઈસુ ખ્રિસ્તે મને
એ પ્રદાન કરી છે. તેણે મને એ સુવાર્તાના દર્શન કરાવ્યા
કે જેથી તેનું કથન હું લોકોને કરું.
૧૩તમે મારા પાછલા જીવન વિષે સાંભળ્યું છે. હું
યહૂદી ધર્મ પાળતો હતો. મેં દેવની મંડળીને ખૂબ સતાવી
છે. મેં મંડળીનો નાશ કરવાનો પ્રયત્ન કર્યો છે. ૧૪મારી
ઉંમરના બીજા યહૂદીઓ કરતાં હું યહૂદી ધર્મની વધારે
પ્રગતિ કરી રહ્યો હતો. બીજા યહૂદીઓ કરતા તે પરંપરાને
અનુસરવા મેં વધારે પ્રયત્ન કર્યો છે.
૧૫પરંતુ મારા જન્મ પહેલા દેવની યોજના મારા
માટે કોઈ ખાસ હતી. તેથી તેની કૃપાથી દેવે મને આહ્વાન
આપ્યું. દેવ ઈચ્છતો હતો ૧૬કે તેના દીકરા (ઈસુ) વિષેની
સુવાર્તા હું બિનયહૂદી લોકોને કહું. તેથી દેવે મને તેના
દીકરા વિષે દર્શાવ્યું. જ્યારે દેવે મને બોલાવ્યો ત્યારે મેં
કોઈ પણ માણસની સલાહ કે મદદ લીધી નહોતી.
૧૭હું યરૂશાલેમમાં પ્રેરિતોને મળવા નહોતો ગયો. આ
લોકો મારા પહેલા પ્રેરિતો હતા. પરંતુ, રાહ જોયા વગર,
હું અરબસ્તાન ગયો. પાછળથી હું દમસ્ક શહેરમાં પાછો
ફર્યો.
૧૮ત્રણ વરસ પછી હું યરૂશાલેમ ગયો; મારે પિતરને
મળવું હતું. હું પિતર સાથે ૧૫ દિવસ રહ્યો. ૧૯હું પ્રભુના
ભાઈ યાકૂબ સિવાય, બીજા કોઈ પ્રેરિતોને મળ્યો નહિ.
૨૦દેવ જાણે છે કે આજે હું જે લખું છું, તે અસત્ય નથી.
૨૧પાછળથી હું સિરિયા અને કિલીકિયાના પ્રદેશોમાં
ચાલ્યો ગયો.
૨૨યહૂદિયામાંની ખ્રિસ્તની મંડળીઓ પહેલા કદી મને
મળી નહોતી. ૨૩તેઓએ માત્ર મારા વિષે આ સાંભળ્યું
હતું કે: "આ માણસ આપણને ખૂબ સતાવતો હતો.

---

**ગલાતિયા** પાઉલે તેની પ્રથમ મિશનરી મુસાફરી દરમ્યાન શરુ કરેલ મંડળીઓનો વિસ્તાર. જુઓ પ્રે. કૃ. ૧૩ અને ૧૪.

પરંતુ હવે તે લોકોને તે જ વિશ્વાસ વિષે વાત કહે છે કે જેનો એક વખત નાશ કરવાનો તેણે પ્રયત્ન કરેલો." ૨૪આ વિશ્વાસીઓએ મારા કારણે દેવની સ્તુતિ કરી.

### અન્ય પ્રેરિતો દ્વારા પાઉલનો અંગીકાર

**૨** ૧૪ વરસ પછી, હું ફરીથી યરૂશાલેમ ગયો. હું બાર્નાબાસ સાથે ગયો, અને તિતસને મેં જોડે લીધો. ૨હું ગયો કારણ કે દેવે મને બતાવ્યું કે મારે જવું જોઈએ. હું તે લોકો પાસે ગયો જેઓ વિશ્વાસીઓના અગ્રેસર હતા. જયારે અમે એકલા હતા ત્યારે, મેં આ લોકોને જે સુવાર્તાનો ઉપદેશ હું બિનયહૂદીઓને આપતો હતો તેના વિષે કહ્યું. આ લોકો મારું કાર્ય સમજે એવી મારી ઈચ્છા હતી, કે જેથી મારું ભૂતકાળનું કાર્ય અને અત્યારે જે કાર્ય હું કરું છું તે નિરર્થક ન જાય. ૩-૪તિતસ મારી સાથે હતો. તિતસ ગ્રીક છે. પરંતુ આ નેતાઓએ તિતસને પણ સુન્નત માટે દબાણ ન કર્યુ. અમારે આ સમસ્યાની ચર્ચા કરવાની જરૂર હતી, કારણ કે છૂપી રીતે કેટલાએક જૂઠા ભાઈઓ અમારા સમૂહમાં ઘૂસી ગયા હતા. ખ્રિસ્ત ઈસુ તરફથી અમારી જે સ્વતંત્રતા હતી તે વિષે શોધી કાઢવા જાસૂસની જેમ તેઓ ઘૂસી ગયા હતા. ૫પરંતુ તે જૂઠા ભાઈઓ જે માંગતા હતા, તેવી કોઈ પણ બાબત અંગે અમે સહમત થયા નહિ! તમારા માટે સુવાર્તાનું સત્ય સતત રહે તેવું અમે ઈચ્છતા હતા.

૬તે લોકો જે મહત્વના દેખાતા હતા, તેઓએ હું જે સુવાર્તાનો ઉપદેશ આપતો હતો તેને બદલ્યો નહોતો. (તેઓ "મહત્વના" હતા કે નહિ તે મારે માટે કોઈ બાબત ન હતી. દેવ સમક્ષ સર્વ સમાન છે.) ૭પરંતુ આ આગેવાનોએ જોયું કે પિતરની જેમ દેવે મને વિશિષ્ટ કાર્ય સોંપ્યું છે. યહૂદીઓને સુવાર્તા કહેવાનું કામ દેવે પિતરને આપ્યું હતું. પરંતુ બિનયહૂદીઓને સુવાર્તા કહેવાનું કામ દેવે મને સોંપ્યું હતું. ૮દેવે પિતરને પ્રેરિત તરીકે કામ કરવાની શકિત આપી હતી. પિતર યહૂદીઓ માટેના પ્રેરિત છે. દેવે મને પણ પ્રેરિત તરીકે કામ કરવાની શકિત આપી હતી. પરંતુ જે લોકો યહૂદી નથી તેમના માટે હું પ્રેરિત છું. ૯યાકૂબ, પિતર, અને યોહાનને આગેવાનો તરીકે ગણવામાં આવ્યા છે. તેઓએ જોયું કે દેવે મને આ વિશિષ્ટ કૃપા (દાન) આપી છે. તેથી તેઓએ મારો અને બાર્નાબાસનો સ્વીકાર કર્યો. પિતર, યાકૂબ, અને યોહાને કહ્યું કે, "પાઉલ અને બાર્નાબાસ, તમે જે લોકો યહૂદી નથી તેઓની પાસે જાઓ તેની સાથે અમે સહમત છીએ. અમે યહૂદીઓ પાસે જઈશું." ૧૦તેઓએ અમને માત્ર એક કામ કરવાનું કહ્યું કે દરિદ્રી લોકોને મદદ કરવાનું યાદ રાખો અને આ છે જે હું ખરેખર કરવા ઈચ્છું છું.

### પિતર ખોટો હતો તે પાઉલ બતાવે છે

૧૧પિતર અંત્યોખ આવ્યો. તેણે એવું કાંઈક કર્યુ જે યોગ્ય નહોતું. હું પિતરની વિરુદ્ધ ગયો કારણ કે તે ખોટો હતો. ૧૨તે આમ બન્યું: જ્યારે પિતર સૌ પ્રથમ અંત્યોખ આવ્યો, ત્યારે તે બિનયહૂદી લોકો સાથે જમ્યો અને બિનયહૂદીઓ સાથે સંલગ્ન થયો. પરંતુ પછી કેટલાએક યહૂદી માણસોને યાકૂબે મોકલ્યા. જ્યારે આ યહૂદી લોકો આવ્યા ત્યારે, પિતરે બિનયહૂદીઓ સાથે જમવાનું બંધ કર્યુ. પિતર બિનયહૂદીઓથી અલગ થઈ ગયો. તે યહૂદીઓથી ગભરાતો હતો જેઓ માનતા હતા કે બધા જ બિનયહૂદીઓની સુન્નત કરવી જોઈએ. ૧૩તેથી પિતર ઢોંગી હતો. અને અન્ય યહૂદી વિશ્વાસીઓ પિતર સાથે જોડાયા. તેઓ પણ ઢોંગી હતા. બાર્નાબાસ પણ આ યહૂદી વિશ્વાસીઓ જે કરતા હતા તેમના પ્રભાવ નીચે આવી તે પણ ઢોંગથી વર્તવા લાગ્યો. ૧૪મેં જોયું કે આ યહૂદીઓ શું કરતાં હતાં. તેઓ સુવાર્તાના સત્યને અનુસરતા નહોતા. તેથી બીજા બધા યહૂદીઓ હું જે બોલું છું તે સાંભળી શકે તે રીતે મેં પિતર જોડે વાત કરી. મેં આ કહ્યું, "પિતર, તું યહૂદી છે. પરંતુ યહૂદી જેવું જીવન જીવતો નથી. તું બિનયહૂદી જેવું જીવન જીવે છે. તો હવે તું શા માટે બિનયહૂદીઓને યહૂદીઓ જેવું જીવન જીવવા માટે દબાણ કરે છે?"

૧૫આપણે યહૂદીઓ બિનયહૂદીઓ અને પાપીઓ તરીકે નહોતા જન્મ્યા. આપણે યહૂદીઓ તરીકે જન્મ્યા હતા. ૧૬આપણે જાણીએ છીએ કે નિયમને અનુસરવાથી વ્યકિત દેવને યોગ્ય નથી બનતી. ના! ઈસુ ખ્રિસ્તમાં રહેલ વ્યકિતનો વિશ્વાસ વ્યકિતને દેવ સાથે ન્યાયી બનાવે છે. તેથી આપણે ઈસુ ખ્રિસ્તમાં આપણો વિશ્વાસ મૂક્યો, કારણ કે આપણે દેવ માટે ન્યાયી બનવા માંગતા હતા. અને આપણે દેવને યોગ્ય છીએ કારણ કે આપણે ઈસુ ખ્રિસ્તમાં વિશ્વાસ મૂક્યો અને નહિ કે આપણે નિયમને અનુસર્યા. આ સત્ય છે કારણ કે નિયમને અનુસરવાથી કોઈ વ્યકિત દેવ ને યોગ્ય ન બની શકે.

૧૭આપણે યહૂદીઓ દેવને યોગ્ય થવા માટે ખ્રિસ્ત પાસે આવ્યા. તેથી એ સ્પષ્ટ છે કે આપણે પણ પાપી હતા. શું એનો અર્થ એ કે ખ્રિસ્તે આપણને પાપી બનાવ્યા? ના! ૧૮પરંતુ જે મેં છોડી દીધું છે તેનું શિક્ષણ (નિયમનું)

આપવાની જો ફરીથી શરૂઆત કરીશ તો તે મારા માટે ખોટું થશે. [19]મેં નિયમ માટે જીવવાનું બંધ કર્યુ છે. નિયમે જ પોતે મને મારી નાખ્યો. હું નિયમ માટે મૃત્યુ પામ્યો અને તેથી જ હું દેવ માટે જીવી શક્યો. હું ખ્રિસ્ત સાથે વધસ્તંભ પર મૃત્યુ પામ્યો. [20]જેથી જે જીવન અત્યારે હું જીવું છું તે હું નથી–તે ખ્રિસ્ત મારામાં જીવન જીવે છે. ભૌતિક શરીરથી હું જીવું છું. પરંતુ દેવના દીકરા (ઈસુ)પરના વિશ્વાસ થકી હું જીવું છું. ઈસુ એ છે કે જેણે મને પ્રેમ કર્યો. તેણે મારા ઉદ્ધાર માટે પોતાને અર્પણ કર્યો. [21]આ દેવની કૃપા છે, અને મારા માટે તે ઘણી મહત્વની છે. શા માટે? કારણ કે જો નિયમ આપણને દેવને પાત્ર બનાવી શકતો હોત, તો ખ્રિસ્તને મરવું ના પડત.

## દેવનો આશીર્વાદ વિશ્વાસથી ઉદભવે છે

૩ તમને ગલાતીઓના લોકોને ઈસુ ખ્રિસ્તના વધસ્તંભ પરના મૃત્યુ વિષે સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે. પરંતુ તમે ઘણા મૂર્ખ હતા. તમે કોઈકનાથી છેતરાયા. [2]મને આ એક વાત કહો: તમે પવિત્ર આત્મા કેવી રીતે પ્રાપ્ત કર્યો? શું નિયમનું પાલન કરીને તમે આત્મા પામ્યા? ના! તમે આત્માને પામ્યા કારણ કે તમે સુવાર્તાને સાંભળી અને તેમાં વિશ્વાસ કર્યો. [3]તમેં આત્મા સાથેના તમારા ખ્રિસ્તમય જીવનની શરૂઆત કરી. હવે તમે તમારી શકિતથી તેનું સાતત્ય જાળવવાનો પ્રયત્ન કરો છો? તે નરી મૂર્ખતા છે. [4]તમને ઘણી બાબતોનો અનુભવ થયો છે. શું તે બધો અનુભવ નિરર્થક થયો? હું આશા રાખું છું કે તે નિરર્થક નથી ગયો! [5]દેવે તમને આત્માનું દાન એટલે કર્યુ કે તમે નિયમને અનુસર્યા હતા? ના! શું દેવે તમારી વચ્ચે ચમત્કારો એટલા માટે કર્યા કે તમે નિયમને અનુસર્યા હતા? ના! દેવે તમને તેનો આત્મા આપ્યો છે અને તમારી વચ્ચે ચમત્કારો કર્યા છે કારણ કે તમે સુવાર્તા સાંભળી છે અને તેમાં તમે વિશ્વાસ કર્યો.

[6]પવિત્રશાસ્ત્ર ઈબ્રાહિમ વિષે આજ કહે છે. "ઈબ્રાહિમે દેવમાં વિશ્વાસ રાખ્યો. અને દેવે ઈબ્રહિમના વિશ્વાસનો સ્વીકાર કર્યો આને કારણે ઈબ્રાહિમ દેવને યોગ્ય બન્યો." * [7]તેથી તમારે જાણવું જોઈએ કે ઈબ્રહિમના સાચા સંતાનો એ છે જેઓને વિશ્વાસ છે. [8]પવિત્રશાસ્ત્રએ જણાવ્યું છે કે ભવિષ્યમાં શું થશે. આ લખાણે જણાવ્યું કે દેવ બિનયહૂદી લોકોને તેઓના વિશ્વાસ થકી યોગ્યતા પ્રદાન કરશે આ સુવાર્તા ઈબ્રાહિમને પહેલા જણાવેલ હતી, પવિત્રશાસ્ત્ર આમ કહે છે કે: "ઈબ્રાહિમ, પૃથ્વીના બધા લોકોને ધન્ય કરવા માટે દેવ તારો ઉપયોગ કરશે."* [9]ઈબ્રાહિમે આ માન્યું. ઈબ્રાહિમ વિશ્વાસ કરતો હતો તેથી તે આશીર્વાદ પામ્યો. અને એ જ રીતે આજે પણ જે ઈબ્રાહિમની માફક વિશ્વાસીઓ છે તેઓ પણ આશીર્વાદ પામે છે બધા જ લોકો ઈબ્રાહિમની માફક જેમને વિશ્વાસ છે તેમને ઈબ્રાહિમની જેમ આશીર્વાદ મળે છે. [10]પરંતુ યોગ્યતા પ્રાપ્ત કરવા જે લોકો નિયમોનો આધાર લે છે તેઓ શાપિત છે. શા માટે? કારણ કે પવિત્ર શાસ્રો કહે છે કે, "જે દરેક વસ્તુ નિયમશાસ્રમાં લખેલ છે, તે બધી જ વસ્તુઓ વ્યક્તિએ કરવી જોઈએ. જો તે કાયમ આજ્ઞાનું પાલન નહિ કરે તો તે શાપિત થશે."* [11]તેથી એ સ્પષ્ટ છે કે નિયમ દ્વારા કોઈ પણ વ્યક્તિ દેવને યોગ્ય બની શકે નહિ. પવિત્ર શાસ્રો કહે છે કે, "જે વ્યક્તિ વિશ્વાસથી દેવને યોગ્ય છે તે વિશ્વાસથી જીવશે."* [12]નિયમ વિશ્વાસનો ઉપયોગ નથી કરતો; તે જુદો માર્ગ અપનાવે છે. નિયમ કહે છે, "જે વ્યકિતને આ વસ્તુઓ (નિયમ) ને અનુસરીને જીવવાની ઈચ્છા રાખે છે, જે નિયમ કહે છે તે તેણે કરવું જ જોઈએ."* [13]નિયમે આપણને અભિશાપિત કર્યા છે. પરંતુ ખ્રિસ્તે આપણને તે શાપમાંથી મુકત કર્યા. તેણે આપણા સ્થાન બદલી નાખ્યા. ખ્રિસ્ત પોતે શાપિત થયો. પવિત્રશાસ્રમાં લખ્યું છે કે, "જ્યારે વ્યકિતનું શરીર વૃક્ષ ઉપર મૂકવામાં આવે (લટકે), ત્યારે તે શાપિત છે."* [14]ખ્રિસ્તે આ કર્યુ જેથી દેવનો આશીર્વાદ બધા જ લોકોને પ્રદાન થાય. દેવે આ આશીર્વાદનું ઈબ્રાહિમને વચન આપ્યું હતું. ઈસુ ખ્રિસ્ત તરફથી આશીર્વાદ આવે છે. ઈસુ મૃત્યુ પામ્યો જેથી આપણને પવિત્ર આત્મા જેનું દેવે વચન આપ્યું હતું તે આપણને પ્રાપ્ત થાય. વિશ્વાસથી આપણને આ વચન પ્રાપ્ત થયું છે.

## નિયમ અને વચન

[15]ભાઈઓ અને બહેનો, મને એક ઉદાહરણ આપવા દો: એક વ્યકિત બીજી વ્યકિત સાથે માન્ય કરાર કરે તે

**"ઈબ્રાહિમે દેવમાં ... યોગ્ય બન્યો"** ઉત. ૧૫:૬

**"ઈબ્રાહિમ પૃથ્વી ... તારો ઉપયોગ કરશે"** ઉત. ૧૨:૭

**"જે આજ્ઞાઓ ... કરે તો તે શાપિત થશે"** પુન. ૨૭:૨૬

**"જે વ્યકિત વિશ્વાસથી દેવ ... જીવશે"** હબા. ૨:૪

**"જે વ્યકિત આ વસ્તુઓ ... તેણે કરવું જ જોઈએ"** લે. ૧૮:૫

**"જયારે વ્યકિતનું શરીર ... તે શાપિત છે"** પુન. ૨૧:૨૨–૨૩ કહે છે કે જયારે વ્યકિત ખરાબ કાર્ય કરવાથી માર્યો જતો ત્યારે તે શાપિત છે તેવું દર્શાવવા તેનું શરીર ઝાડ પર ટંગાયેલું રહેતું. પાઉલના મતે ઈસુનો વધસ્તંભ પણ તેના જેવો છે.

વિષે વિચારો. એક વાર તે માન્ય કરાર કાયદેસરનો બને
પછી, કોઈ પણ વ્યકિત તે માન્ય કરારને અટકાવી નથી
શકતી. અથવા તેમાં કશો ઉમેરો કરી શકતી નથી. ૧૬દેવે
ઈબ્રાહિમ અને તેના વંશજને વચનો આપ્યા. દેવે ન
હોતું કહ્યું કે, "તારા સંતાનોને." (એનો અર્થ ઘણા લોકો
થઈ શકે પરંતુ દેવે કહ્યું કે,"તારા સંતાનને." આનો અર્થ
માત્ર એક જ વ્યકિત; અને તે વ્યકિત ખ્રિસ્ત છે.) ૧૭હું
આમ કહેવા માંગુ છું: દેવે જે કરાર ઈબ્રાહિમને આપ્યો,
તે નિયમના આગમનના ઘણા પહેલા અધિકૃત બનાવાયો
હતો. ૪૩૦ વરસ પછી નિયમ ઉદભવ્યો. તેથી નિયમ
કરારને છીનવી શકે નહિ, અને દેવ ઈબ્રાહિમને આપેલા
વચનને બદલી શકે નહિ. ૧૮દેવે જે વચનો આપ્યાં હતાં
તે નિયમને અનુસરવાથી આપણે મેળવી શકીશું? ના!
જો આપણે તે વારસો નિયમને અનુસરવાથી મેળવી
શકીશું, તો પછી તે દેવના વચનનું પરિણામ નથી. પરંતુ
પોતાના વચનથી દેવે મુક્ત રીતે ઈબ્રાહિમને આશીર્વાદિત
કર્યો.

૧૯તો નિયમ શા માટે હતો? લોકો જે ખરાબ કૃત્યો
કરે છે તે બતાવવા નિયમ આપવામાં આવ્યો હતો, જ્યાં
સુધી ઈબ્રાહિમના વિશિષ્ટ વંશજ આવ્યો ત્યાં સુધી નિયમ
ચાલુ રહ્યો. દેવનું આ વચન આ વંશજ (ખ્રિસ્ત) માટેનું
હતું. દૂતો થકી નિયમનું પ્રદાન થયું હતું. દૂતોએ લોકોને
નિયમ આપવા મૂસાનો મધ્યસ્થ* તરીકે ઉપયોગ કર્યો
હતો. ૨૦પરંતુ જ્યારે એક જ પક્ષ છે, અને દેવ પણ એક
જ છે ત્યારે મધ્યસ્થની જરૂર પડતી નથી.

### મૂસાના નિયમનો હેતુ

૨૧શું આનો અર્થ એવો થાય કે નિયમ દેવનાં વચનોથી
વિરુદ્ધ છે? ના! જો એવો નિયમ હોત કે જે લોકોને
જીવન બક્ષી શકે, તો નિયમને અનુસરવાથી આપણે
યોગ્યતા પ્રાપ્ત કરી શકીએ. ૨૨પરંતુ આ સાચું નથી
કારણ કે નિયમશાસ્ત્ર કહે છે કે, બધા જ લોકો પાપના
બંધનથી બંધાયેલા છે. પવિત્રશાસ્ત્ર આમ શા માટે કહે
છે? તેથી કે જેથી વિશ્વાસ થકી લોકોને વચનનું પ્રદાન
થઈ શકે. જે લોકોને ખ્રિસ્ત ઈસુમાં વિશ્વાસ છે તેઓને
વચન આપવામાં આવ્યું છે.

૨૩આ વિશ્વાસ આવ્યો તે પહેલા, આપણે બધા
નિયમના કેદી હતા. જ્યાં સુધી દેવે આપણને વિશ્વાસનો
આવી રહેલો માર્ગ ના બતાવ્યો, ત્યાં સુધી આપણે બધા
મુક્ત ન હતા. ૨૪તેથી જ્યાં સુધી ખ્રિસ્ત ના આવ્યો,
નિયમ આપણો બાળશિક્ષક હતો. ખ્રિસ્તના આવ્યા પછી,
વિશ્વાસ દ્વારા આપણે દેવ સાથે ન્યાયી બની શકયા.
૨૫હવે વિશ્વાસનો માર્ગ આવ્યો છે. તેથી હવે આપણે
નિયમની નીચે જીવતા નથી.

૨૬-૨૭તમે બધા ખ્રિસ્તમાં બાપ્તિસ્મા પામ્યા છો.
તેથી તમે બધાએ ખ્રિસ્ત સાથે વસ્રો પરિધાન કર્યા છે
આ બતાવે છે કે ખ્રિસ્ત ઈસુમાં વિશ્વાસ દ્વારા તમે બધાં
દેવના બાળકો છો. ૨૮હવે યહૂદી અને બિનયહૂદી વચ્ચે
કોઈ તફાવત નથી. ગુલામ અને મુક્ત વ્યકિત વચ્ચે
કોઈ તફાવત નથી. પુરુષ અને સ્રી વચ્ચે કોઈ તફાવત
નથી. ખ્રિસ્ત ઈસુમાં બધાં એક સમાન છો. ૨૯તમે
ખ્રિસ્તનાં છો તેથી ઈબ્રાહિમના સંતાન છો. દેવે
ઈબ્રાહિમને આપેલા વચન થકી તમે બધા દેવના
આશીર્વાદ પ્રાપ્ત કરો છો.

૪ મારે તમને આ કહેવું છે: જ્યાં સુધી વારસદાર
બાળક છે, ત્યાં સુધી તેનામાં અને ગુલામમાં
કોઈ ફેર નથી. એનો કશો જ અર્થ નથી કે વારસદાર
બધી જ વસ્તુનો માલિક છે. શા માટે? ૨કારણ કે જ્યાં
સુધી તે બાળક છે, તેણે જે લોકોને તેની સંભાળ રાખવા
પસંદ કર્યા છે તેમની આજ્ઞાનું પાલન કરવું જ પડે છે.
પરંતુ બાળક જ્યારે તેના પિતાએ નક્કી કરેલી ઉંમરનો
થાય છે ત્યારે તે મુક્ત બને છે. ૩આપણે માટે પણ
આવું જ છે. આપણે એક સમયે બાળકો જેવા હતા.
આપણે આ દુનિયાના બિનઉપયોગી કાયદાઓના ગુલામ
હતા. ૪પરંતુ જ્યારે યોગ્ય સમય આવ્યો, દેવે તેના
દીકરાને મોકલ્યો. દેવના દીકરાનો જન્મ એક સ્રી થકી
થયો. દેવનો દીકરો નિયમની આધિનતા પ્રમાણે જીવ્યો.
૫દેવે આમ કર્યુ કે જેથી જે લોકો નિયમને આધિન હતા
તેમની સ્વતંત્રતા ખરીદી શકે. દેવનો હેતુ આપણને
તેના સંતાન બનાવવાનો હતો.

૬તમે દેવના સંતાન છો. તેથી દેવે આપણા હદયમાં
પોતાના પુત્રનો આત્મા મોકલ્યો છે, જે "અબ્બા, બાપ"
એમ કહીને હાંક મારે છે. ૭તેથી તમે હવે પહેલાની
જેમ ગુલામ નથી. તમે દેવનું બાળક છો. તમે દેવના
બાળકો છો તેથી તેણે જે વચન આપ્યું છે તે તમને
આપશે.

### ગલાતીઆના ખ્રિસ્તીઓ પ્રત્યે પાઉલનો પ્રેમ

૮ભૂતકાળમાં તમે દેવને જાણતા ન હતા. તમે જે
સાચા દેવો નથી તેના ગુલામ હતા. ૯પરંતુ હવે તમે
સાચા દેવને જાણો છો. ખરેખર, તે એ દેવ જે તમને
જાણે છે. તો તમે શા માટે તમે તે નિર્બળ અને

**મધ્યસ્થ** એક વ્યકિત બીજી વ્યકિતને બોલવા મદદ કરે છે
અથવા બીજી વ્યકિતને કંઈક આપે છે.

બિનઉપયોગી ઉપદેશના નિયમો કે જેનું તમે ભૂતકાળમાં પાલન કરતાં હતા તેના તરફ ફરીથી ઈચ્છા રાખીને તેઓની ભણી બીજી વાર શા માટે ફરો છો? તમે ફરીથી શું તે વસ્તુના ગુલામ થવા ઈચ્છો છો? [10]હજુ પણ તમે વિશિષ્ટ દિવસો, મહિનાઓ, ઋતુઓ અને વરસો વિષેના નિયમના શિક્ષણને અનુસરો છો. [11]મને તમારા માટે ભય લાગે છે. મને ભય લાગે છે કે તમારા માટે મેં કરેલું કાર્ય નિરર્થક ગયું છે.

[12]ભાઈઓ અને બહેનો, હું તમારા જેવો જ હતો; તેથી તમે મારા જેવા મહેરબાની કરીને બનો. પહેલા તમે મારી સાથે ઘણા સારા હતા. [13]તમે યાદ કરો સૌ પ્રથમ હું તમારી પાસે કેમ આવ્યો હતો. કારણ કે હું માંદો હતો. તે સમયે મેં તમને સુવાર્તા પ્રગટ કરી. [14]મારી માંદગી તમારા ઉપર બોજારૂપ બની હતી. પરંતુ તમે મને ધિક્કાર્યો નહોતો. તમે મારાથી દૂર નાસી ગયા નહોતા. તમે મને દેવના દૂતની જેમ આવકાર્યો હતો. જાણે કે હું પોતે જ દેવનો દૂત હોઉં તે રીતે તમે મને અપનાવ્યો હતો. અને હું પોતે જ ઈસુ ખ્રિસ્ત હોઉં તેમ તમે મને સ્વીકાર્યો! [15]તે સમયે તમે ઘણા આનંદીત હતા. હવે તે ઉલ્લાસ ક્યાં ગયો? મને યાદ છે કે તમે મારી મદદ માટે શક્ય કંઈ પણ કરવા ઈચ્છતા હતા. જો તે શક્ય હોત તો તમે તમારા ચક્ષુઓ ખેંચી કાઢીને મને આપી દીધા હોત. [16]હવે જ્યારે હું તમને સત્ય કહું છું ત્યારે શું હું તમારો દુશ્મન છું?

[17]તમને સમજાવવા તે લોકો ઘણો પરિશ્રમ કરે છે. પણ એ તમારા પોતાના ભલા માટે નથી. અમારી વિરુદ્ધ જવા તે લોકો તમને સમજાવે છે. તેઓ માત્ર તેમને જ અને બીજા કોઈને નહિ અનુસરો તેવું ઈચ્છે છે. [18]લોકો તમારામાં રસ દાખવે તે સારું છે, જો તેમનો હેતુ શુદ્ધ હોય તો. આ હંમેશા સાચું છે. આ હું તમારી સાથે હોઉં કે તમારાથી દૂર હોઉં, સાચું છે. [19]મારા નાનાં બાળકો, ફરીથી મને તમારા માટે પીડા થાય છે જે રીતે માતાને બાળકને જન્મ આપતી વખતે થાય તે રીતે. મને આવી લાગણી થશે જ્યાં સુધી તમે ખ્રિસ્ત જેવાં નહિ બનો. [20]મારી ઈચ્છા છે કે અત્યારે હું તમારી સાથે હોઉં તે યોગ્ય છે. તો કદાચ હું તમારી સાથે હોઉં, અને મારી બોલવાની ઢબ બદલી શકું. અત્યારે મને ખબર નથી મારે તમારું શું કરવું.

### હાગાર અને સારાનું દૃષ્ટાંત

[21]તમારામાંના ઘણા હજુ પણ મૂસાના નિયમ નીચે રહેવા માંગે છે. મને કહો, તમને ખબર છે કે નિયમ શું કહે છે? [22]પવિત્રશાસ્ત્ર કહે છે કે ઈબ્રાહિમને બે પુત્રો હતા. એક પુત્રની મા ગુલામ સ્ત્રી હતી. બીજા પુત્રની મા મુક્ત સ્ત્રી હતી. [23]ગુલામ સ્ત્રીથી ઈબ્રાહિમનો પુત્ર માનવ જન્મે તેવી કુદરતી રીતે જન્મેલો હતો. પરંતુ મુક્ત સ્ત્રીથી જન્મેલો પુત્ર દેવે ઈબ્રાહિમને વચન આપેલું તેના થકી જન્મેલો.

[24]આ સાચી વાર્તા આપણે માટે એક ચિત્ર ઊભું કરે છે. બે સ્ત્રી, દેવ અને માણસ વચ્ચેના બે કરાર જેવી છે. એક કરાર જે દેવે સિનાઈ પર્વત* પર સર્જ્યો. જે લોકો આ કરાર નીચે છે તેઓ ગુલામ જેવા છે. મા કે જેનું નામ હાગાર હતું તે આ કરાર જેવી છે. [25]તેથી હાગાર તે અરબસ્તાનમાંના સિનાઈ પર્વત જેવી છે. તે યહૂદીઓની દુન્યવી નગરી યરૂશાલેમનું ચિત્ર છે. આ નગરી ગુલામ છે અને તેના બધા લોકો નિયમના ગુલામ છે. [26]પરંતુ સ્વર્ગીય યરૂશાલેમ જે ઉપર છે તે મુક્ત સ્ત્રી જેવું છે. આ આપણી માતા છે. [27]પવિત્ર શાસ્ત્રમાં લખ્યું છે:

"સ્ત્રી કે જે બાળકોને જન્મ નથી આપી શકતી,
તે તું આનંદ કર. તેં કદી જન્મ આપ્યો નથી.
આનંદથી પોકાર અને હર્ષનાદ કર! પ્રસુતિની
પીડાનો તેં કદી અનુભવ કર્યો નથી. સ્ત્રી જે એકલી
મૂકાયેલી છે તેને વધુ બાળકો હશે જે સ્ત્રીને પતિ
છે તેના કરતાં પણ વધારે."

*યશાયા ૫૪:૧*

[28-29]ઈબ્રાહિમનો એક પુત્ર કુદરતી રીતે જન્મ્યો હતો. ઈબ્રાહિમનો બીજો પુત્ર (ઈસહાક) આત્માની શક્તિથી જન્મ્યો હતો. તે જન્મ્યો હતો દેવના વચનને કારણે. મારા ભાઈઓ અને બહેનો, તમે પણ તે વખતે જેમ ઈસહાક હતો તેમ વચન થકી જન્મેલા બાળકો છો. જે કુદરતી રીતે જન્મેલો તે પુત્રએ બીજા પુત્ર સાથે દુર્વ્યવહાર કર્યો. આજે પણ તેવું જ છે. [30]પરંતુ પવિત્રશાસ્ત્ર શું કહે છે? "ગુલામ સ્ત્રી અને તેના પુત્રને કાઢી મૂક! મુક્ત સ્ત્રીનો પુત્ર તેના પિતા પાસે છે તે બધું જ મેળવશે. પરંતુ ગુલામ સ્ત્રીના પુત્રને કશું જ મળશે નહિ.* [31]તો મારા ભાઈઓ અને બહેનો, આપણે ગુલામ સ્ત્રીના સંતાન નથી. આપણે મુક્ત સ્ત્રીના સંતાન છીએ.

---

**સિનાઈ પર્વત** અરબસ્તાનમાંનો પર્વત જ્યાં દેવે તેના નિયમો મૂસાને આપ્યાં (નિ. ૧૯ અને ૨૦).

**"ગુલામ સ્ત્રી અને ... કશું જ મળશે નહિ"** ઉત. ૨૧:૧૦.

### તમારી સ્વતંત્રતા જાળવી રાખો

૫ સ્વતંત્રતામાં જીવવા ખ્રિસ્તે આપણને મુક્ત બનાવ્યા. તેથી દઢ રહો, બદલાશો નહિ અને નિયમની ગુલામી તરફ પાછા ન વળશો. ૨સાંભળો! હું પાઉલ છું. હું તમને કહું છું કે સુન્નત કરાવીને તમે નિયમ તરફ પાછા ફરશો, તો પણ તમને ખ્રિસ્તનું કોઈ મહત્વ નથી. ૩ફરીથી હું દરેક માણસને ચેતવું છું: જો તમે સુન્નતને આવકારી, તો તમારે બધા જ નિયમો અનુસરવા જોઈએ. ૪નિયમશાસ્ત્ર થકી જો તમે દેવ સાથે ન્યાયી થવાનો પ્રયત્ન કરશો, તો ખ્રિસ્ત સાથેના તમારા જીવનનો અંત આવશે તમે દેવની કૃપાથી વિમુખ થયા છો. ૫પરંતુ અમે આશા રાખીએ છીએ. દેવની સાથે ન્યાયી બનીશું. અને અમે આ માટે આત્મા દ્વારા આશાની રાહ જોઈએ છે. ૬જ્યારે વ્યક્તિ ઈસુ ખ્રિસ્તમય બને છે, ત્યારે તેની સુન્નત થઈ છે કે નહિ તે મહત્વનું નથી. મહત્વનો તે વિશ્વાસ છે, એ પ્રકારનો વિશ્વાસ કે જે તેની જાતે પ્રેમ દ્વારા વ્યક્ત થાય છે.

૭તમે સારી રીતે દોડી રહ્યા હતા. તમે સત્યથી આજ્ઞાંકિત હતા. તમને કોણે હવે વધુ લાંબા સમય માટે સત્યનો માર્ગ નહિ અનુસરવા સમજાવ્યા? ૮એ એક (દેવ) જેણે તમને પસંદ કર્યા છે તેના તરફથી તો તે સમજાવટ નથી જ આવી. ૯સાવધ રહેજો! "માત્ર થોડું ખમીર આખા લોદાને ફુલાવે છે." ૧૦મને પ્રભુમાં વિશ્વાસ છે કે તમે તે જુદા વિચારોમાં માનશો નહિ. તે વિચારોથી કેટલાક લોકો તમને મૂંઝવણમાં મૂકે છે. તે વ્યક્તિ જે કોઈ હશે તેને શિક્ષા થશે.

૧૧મારા ભાઈઓ અને બહેનો, લોકોએ સુન્નત કરાવવી જ જોઈએ તેવો ઉપદેશ હું આપતો નથી. જો હું સુન્નતનો ઉપદેશ આપતો હોઉં તો મને શા માટે સતાવાય છે? જો હજુ પણ હું એવો ઉપદેશ આપતો હોઉં કે લોકોએ સુન્નત કરાવવી જ જોઈએ, તો વધસ્તંભ માટેના મારા ઉપદેશ માટે કોઈ સમસ્યા નથી. ૧૨હું ઈચ્છું છું કે જે લોકો તમારી કનડગત કરે છે તેઓ સુન્નતની સાથે ખમીરનો પણ સમાવેશ કરશે.

૧૩મારા ભાઈઓ અને બહેનો, દેવ તમને મુક્ત થવા બોલાવે છે. પરંતુ તમારી સ્વતંત્રતાના બહાના હેઠળ એવી વસ્તુ ના કરશો જે તમારા પાપી સ્વભાવને પ્રફૂલ્લિત કરે. પરંતુ પ્રેમથી એકબીજાની સેવા કરો. ૧૪સમગ્ર નિયમ આ એક જ આજ્ઞામાં સમાવેશ થયો છે: "તું જેમ પોતા પર પ્રેમ રાખે છે તેમ તારા પડોશી પર પ્રેમ રાખ."* ૧૫તમે એક બીજાને નુકસાન પહોંચાડવાનું અને એકબીજાને તોડી પાડવાનું ચાલુ રાખો છો; સાવધ રહો! તમે એકબીજાનો સંપૂર્ણ નાશ કરશો.

### આત્મા અને માનવી સ્વભાવ

૧૬તો હું તમને કહું છું: આત્માને અનુસરીને જીવો. તો તમારો પાપી દેહ ઈચ્છે છે તેવા પાપી કામો તમે નહિ કરો. ૧૭આપણો દેહ આત્માની વિરુદ્ધ ઈચ્છા કરે છે. અને આત્મા જે આપણા પાપી દેહની વિરુદ્ધ છે તે ઈચ્છે છે. આ બે ભિન્ન વસ્તુઓ એકબીજાની વિરુદ્ધ છે. તેથી તમે જે ખરેખર ઈચ્છો છો, તે વસ્તુ તમે કરતા નથી. ૧૮પરંતુ જો તમે આત્માથી દોરાશો, તો તમે નિયમને આધિન નથી.

૧૯આપણા દેહનાં કામ તો ખુલ્લાં છે એટલે: વ્યભિચાર, અપવિત્રતા, વિશ્વાસઘાત, ૨૦જૂઠા દેવની પૂજા, મેલીવિદ્યા, વૈરભાવ, મુશ્કેલીઓ ઊભી કરવી, ઈર્ષા, અતિક્રોધ, સ્વાર્થપણું, લોકોને એકબીજાની વિરુદ્ધ ઉશ્કેરવા, પક્ષાપક્ષી, ૨૧અદેખાઈ, છાકટાઈ, વિલાસ અને આ પ્રકારના એવા કામ. જેમ મેં તમને પહેલા જે રીતે ચેતવ્યા હતા, તેમ અત્યારે ચેતવું છું. જે લોકો આવા કામો કરે છે, તેઓનું દેવના રાજ્યમાં સ્થાન નથી. ૨૨પરંતુ પવિત્ર આત્માનું ફળ પ્રેમ, આનંદ, શાંતિ, સહનશીલતા, માયાળુપણું, ભલાઈ, વિશ્વાસુપણું, ૨૩નમ્રતા, તથા સંયમ છે એવાંની વિરુદ્ધ કોઈ નિયમ નથી જે કહી શકે કે આ વસ્તુઓ ખોટી છે. ૨૪જે લોકો ખ્રિસ્તના છે તેઓએ દેહને તેના વિષયો તથા ઈચ્છાઓ સુદ્ધાં વધસ્તંભે જડ્યો છે. તેઓએ તેઓની જૂની સ્વાર્થી લાગણીઓનો ત્યાગ કર્યો છે અને દુષ્ટ કામો જે તેઓ કરવા ઈચ્છતા હતા તેનો પણ ત્યાગ કર્યો છે. ૨૫આપણને આપણું નવજીવન આત્માથી પ્રાપ્ત થાય છે. તેથી આપણે આત્માને અનુસરવો જોઈએ. ૨૬આપણે ઘમંડી થઈને એકબીજાને ખીજવવા જોઈએ નહિ. આપણે એકબીજા માટે મુશ્કેલી ઊભી ન કરવી જોઈએ. અને આપણે એકબીજાની ઈર્ષા ન કરવી જોઈએ.

### એકબીજાને મદદરૂપ બનો

૬ ભાઈઓ અને બહેનો, તમારા સમૂહ માંની કોઈ એક વ્યક્તિ કંઈક અપરાધ કરે તો તમે લોકો આધ્યાત્મિક હોવાને નાતે જે વ્યક્તિ અપરાધ કરે છે તેની પાસે જાઓ. તેને ફરીથી સન્નિષ્ટ બનાવવામાં મદદરૂપ બનવું જોઈએ. તમારે આ વિનમ્રતાથી કરવું જોઈએ. પરંતુ સાવધ રહેજો! તમે પોતે પણ પાપ કરવા

---

**"તું જેમ પોતા પર ... પડોશી પર પ્રેમ રાખ"** લે. ૧૯:૧૮.

પરીક્ષણમાં પડો. ²તમારી મુશ્કેલીઓમાં એકબીજાને મદદરૂપ થાઓ. જ્યારે તમે આમ કરો ત્યારે વાસ્તવમાં ખ્રિસ્તના નિયમને અનુસરો છો. ³જ્યારે એક વ્યક્તિ વિચારે કે તે પોતે મહત્તમ છે પરંતુ તે ખરેખર ન હોય, ત્યારે તે વ્યક્તિ પોતાને જ મૂર્ખ બનાવે છે. ⁴કોઈ પણ વ્યક્તિએ પોતાની જાતને બીજા લોકો સાથે સરખામણી ના કરવી જોઈએ. દરેક વ્યક્તિએ પોતાના કૃત્યની પોતે તપાસ કરવી જોઈએ. ત્યાર પછી જ પોતે જે કંઈ કર્યુ છે તે વિષે તે ગર્વ લઈ શકે. ⁵દરેક વ્યક્તિએ પોતાની જવાબદારીનો સ્વીકાર કરવો જોઈએ.

⁶જે વ્યક્તિ દેવનો ઉપદેશ શીખી રહી છે તેણે પોતાની પાસે જે કંઈ સારાં વાનાં છે તેમાંથી તેના શીખવનારને હિસ્સો આપવો જોઈએ.

### જીવન ખેતરમાં કરેલી રોપણી જેવું છે

⁷ભૂલો મા; દેવની મશ્કરી કરાય નહિ. વ્યક્તિ જે વાવે છે તે જ તે લણે છે. ⁸જો કોઈ વ્યક્તિ પોતાની પાપી જાતને સંતોષવાના હેતુથી રોપણી કરશે, તો તેની તે પાપમય જાત તેનું મૃત્યુ લાવશે. પરંતુ આત્માને પ્રસન્ન કરવા જો કોઈ વ્યક્તિ રોપણી કરશે, તો તે વ્યક્તિ આત્માથી અનંતજીવન પ્રાપ્ત કરશે. ⁹સત્કર્મ કરતાં આપણે થાકવું નહિ. યોગ્ય સમયે આપણને અનંતજીવન દ્વારા પુરષ્કૃત કરવામાં આવશે. કારણ કે કાયર ન થઈએ, તો યોગ્ય સમયે લણીશું. આપણે સતત પ્રયત્નશીલ રહેવું જોઈએ. ¹⁰જ્યારે અન્યના લાભાર્થે કાંઈક કરવાની આપણને તક હોય, ત્યારે તેમ કરવું જોઈએ. પરંતુ વિશ્વાસીઓના પરિવાર માટે આપણે વધારે ખાસ ધ્યાન આપવું જોઈએ.

### પાઉલના પત્રની પૂર્ણાહૂતિ

¹¹હું પોતે આ લખી રહ્યો છું. મેં જે ઘણા મોટા શબ્દોનો ઉપયોગ કર્યો છે તેના પ્રત્યે ધ્યાન આપો. ¹²કેટલાએક લોકો તમને સુન્નત માટે દબાણ કરે છે. તેઓ આમ કરે છે કે જેથી અન્ય લોકો તેઓને અપનાવે તે માણસોને ભય છે કે જો તેઓ માત્ર ખ્રિસ્તના વધસ્તંભને જ અનુસરશે તો તેઓ ઉપર જૂલમ ગુજારવામાં આવશે. ¹³પરંતુ ખરેખર તો જેઓની સુન્નત કરાવે છે તે પોતે જાતે જ નિયમને અનુસરતા નથી. પરંતુ તમે સુન્નત કરાવો તેવો આગ્રહ તેઓ રાખે છે. જેથી પછી તેઓ તમને જે કરવાની ફરજ તેઓ પાડી શક્યા તે વિષે તેઓ બડાઈ મારી શકે. ¹⁴હું આશા રાખું છું કે આવી બાબત માટે હું પોતે કદી બડાઈખોર ના બનું. આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તનો વધસ્તંભ તે એક જ મારે માટે અભિમાનનું કારણ છે. ઈસુના વધસ્તંભ ઉપરના મૃત્યુના પરિણામે મારે માટે આ દુનિયા મરી ચૂકી છે; અને દુનિયા માટે હું મરી ચૂક્યો છું. ¹⁵એક વ્યક્તિએ સુન્નત કરાવી છે કે નથી કરાવી તે બિલકુલ મહત્વનું નથી. દેવે સર્જ્યા છે તેવા નૂતન લોકો થવું તે મહત્વનું છે. ¹⁶જેઓ આ નિયમનું પાલન કરે છે. તે સર્વને શાંતિ અને કૃપા હો. અને દેવના સર્વ લોકોને પણ.

¹⁷તેથી હવે મને વધુ તસ્દી ન પહોંચાડશો. મારા શરીર ઉપર ઘણા ઘાનાં ચિહનો છે. અને આ ઘાના ચિહનો બતાવે છે કે હું ઈસુ ખ્રિસ્તનો છું.

¹⁸મારા ભાઈઓ અને બહેનો, હું પ્રાર્થના કરું છું કે આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા તમારા આત્માની સાથે હો. આમીન.

# એફેસીઓને પત્ર

**૧** ઈસુ ખ્રિસ્તનો પ્રેરિત પાઉલ તરફથી કુશળતા હો. દેવની ઈચ્છાથી હું પ્રેરિત થયો છું. એફેસસમાં રહેલા, ઈસુ ખ્રિસ્તમાં વિશ્વાસ ધરાવતા, સર્વ દેવના સંતો પ્રતિ.

૨આપણા દેવ બાપ અને પ્રભુ ઈસુ ખ્રિસ્ત તરફથી તમને કૃપા અને શાંતિ થાઓ.

### ખ્રિસ્તમાં આત્મિક આશીર્વાદ

૩આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તનો દેવ તથા બાપ સ્તુત્ય હો. તેણે સ્વર્ગીય સ્થાનોમાં દરેક આત્મિક આશીર્વાદથી આપણને ખ્રિસ્તમાં આશીર્વાદિત કર્યા છે. ૪વિશ્વનું સર્જન થયું તે પહેલા ખ્રિસ્તમાં દેવે અમને પસંદ કર્યા છે. દેવે અમને તેની પાસે પવિત્ર અને નિર્દોષ થઈએ તે માટે પસંદ કર્યા. ૫અને ઈસુ ખ્રિસ્તમાં પ્રસ્થાપિત દેવે, વિશ્વનું સર્જન થયું તે પહેલા પણ આપણને તેના સંતાન બનાવવા નકકી કર્યું. દેવ આમ કરવા ઈચ્છતો હતો. અને તેમ કરવાથી તે પ્રસન્ન હતો. ૬તેની અદભુત કૃપાને કારણે દેવનો મહિમા થયો. દેવે તેની આ કૃપા આપણને મુકત રીતે અને ઊદારતાથી આપી. આપણને આ કૃપા તેણે ખ્રિસ્તમાં આપી, એ ખ્રિસ્ત કે જેને તે ચાહે છે. ૭ખ્રિસ્તમય આપણો તેના રકતથી ઉદ્ધાર થયો. દેવની સમૃદ્ધ કૃપાથી આપણને પાપોની માફી મળી છે. ૮દેવે તે કૃપા આપણને ઊદારતાથી અને મુકતપણે આપી. તેની રહસ્યપૂર્ણ યોજનાની માહિતી દેવે આપણને પૂરી સમજ અને જ્ઞાનથી આપી. ૯આપણે તેના ગૂઢ રહસ્યોને જાણીએ. આ બધી જ દેવની ઈચ્છા હતી. અને ખ્રિસ્ત થકી આમ કરવાનું તેનું આયોજન હતું. ૧૦દેવની યોજના યોગ્ય સમયે તેના આયોજનને પરિપૂર્ણ કરવાની હતી. દેવનું આયોજન હતું કે ઈસુ ખ્રિસ્તમાં સ્વર્ગમાંની અને પૃથ્વીની દરેક વસ્તુનું એકીકરણ થાય.

૧૧ખ્રિસ્તમાં આપણે દેવના લોકો તરીકે પસંદ કરાયા. દેવે આપણને તેના વારસો બનાવવાનું આયોજન ક્યારનું ય કર્યુ હતું, કારણ કે દેવ એ જ ઈચ્છતો હતો. અને દેવ એક છે જે ઈચ્છે છે અને માંગે છે તેને અનુરૂપ બધી વસ્તુઓને કરી શકે છે. ૧૨જેઓને ખ્રિસ્તમાં આશા હતી તેવા આપણે સૌથી પહેલા લોકો હતા. અને આપણે દેવના મહિમાની સ્તુતિ કરીએ તે માટે આપણે પસંદ કરાયા હતા. ૧૩તમારી સાથે પણ આવું જ છે. તમે સત્યનું વચન તમારા તારણની સુવાર્તા સાંભળી. જ્યારે તમે આ સુવાર્તા સાંભળી ત્યારે તમે ખ્રિસ્તમાં વિશ્વાસ કર્યો, અને ખ્રિસ્ત થકી દેવે પવિત્ર આત્મા રૂપે પોતાનું ચિહન તમારામાં પ્રસ્થાપિત કર્યુ. આમ કરવાનું દેવે વચન આપ્યું હતું. ૧૪દેવે તેના લોકોને જે વચન આપ્યું છે તે પરિપૂર્ણ થશે, તેની ખાતરી તે આ પવિત્ર આત્મા છે. જે લોકો દેવના છે તેઓને આના થકી સંપૂર્ણ મુક્તિ પ્રાપ્ત થશે. આ સર્વનો ધ્યેય દેવના મહિમાને માટે સ્તુતિ કરવાનો છે.

### પાઉલની પ્રાર્થના

૧૫-૧૬આ કારણે જ મારી પ્રાર્થનામાં હંમેશા હું તમને યાદ કરું છું. તમારા માટે દેવનો આભાર માનું છું. જ્યારથી મેં પ્રભુ ઈસુમાં તમારો વિશ્વાસ અને દેવના લોકો પ્રત્યેના તમારા પ્રેમ વિષે સાંભળ્યું છે ત્યારથી મેં હંમેશા આમ કર્યુ છે. ૧૭મેં હંમેશા આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના દેવ–મહિમાવાન પિતાને પ્રાર્થના કરી છે. મેં પ્રાર્થના કરી છે કે તેઓ તમને એવી આત્મિય સમજ આપશે જે તમને દેવનો સાચો પરિચય કરાવે–એ પરિચય કે જેનું દર્શન તેણે કરાવ્યું છે. ૧૮હું પ્રાર્થના કરું છું કે તમારા હૃદયમાં વિશિષ્ટ સમજણનો ઉદય થાય ત્યારે દેવે આપણને પ્રદાન કરવા જે આશા માટે બોલાવ્યા છે તેને તમે ઓળખી શકશો. તમે એ પણ જાણી શકશો કે દેવે તેના પવિત્ર લોકો માટે જે આશીર્વાદનું વચન આપ્યું છે તે સમૃદ્ધ અને મહિમાવંત છે. ૧૯અને તમે જાણશો કે વિશ્વાસી લોકો માટે દેવની શક્તિ મહાન છે. આ શકિત એ મહાન સામર્થ્ય છે. ૨૦જેનો ઉપયોગ દેવે ખ્રિસ્તને મૂએલાંમાંથી ઉઠાડવા માટે કર્યો હતો. દેવે ખ્રિસ્તને સ્વર્ગમાં પોતાની જમણી બાજુ સ્થાન આપ્યું છે. ૨૧બધા જ રાજયસત્તા, અધિકારીઓ, પરાક્રમ, અને રાજાઓ કરતા પણ વધારે મહત્વનું સ્થાન આપ્યું છે. આ વિશ્વ કે આના પછીના વિશ્વમાં કોઈનાં પણ સામર્થ્ય કરતાં ખ્રિસ્તનું સામર્થ્ય

વધુ મહિમા ધરાવે છે. ૨૨દેવે બધી જ વસ્તુઓને ખ્રિસ્તના
સામર્થ્ય નીચે મૂકી, અને દેવે સર્વ પર તેને મંડળીના
શિર તરીકે (અધિપતિ) નિર્માણ કર્યો. ૨૩મંડળી ખ્રિસ્તનું
શરીર છે. ખ્રિસ્ત થકી મંડળી ભરપૂર છે. તે સઘળાંને
સર્વ પ્રકારે પરિપૂર્ણ કરે છે.

### મૃત્યુથી જીવન તરફ

૨ ભૂતકાળમાં તમારા પાપો અને દેવ વિરુદ્ધના
અનુચિત વ્યવહારને કારણે તમારું આત્મીક જીવન
મરી ગયું હતું. ૨હા, ભૂતકાળમાં તમે જગત જે રીતે
જીવે છે તે રીતે જીવ્યા અને તે અપરાધોમાં તમે દુષ્ટ
વાયુની સત્તાના અધિકારીને અનુસર્યા. અને જે લોકો
દેવના આજ્ઞાંકિત નથી તેમને તે જ આત્મા અત્યારે
પ્રભાવિત કરી રહ્યો છે. ૩ભૂતકાળમાં આપણી પાપી
જાતને પ્રસન્ન કરવાના પ્રયત્નો કરીને તે લોકોની જેમ
જ આપણે જીવતા હતા. આપણા શરીર અને મનની
બધી જ લાલસા સંતોષવા આપણે બધું જ કરતા હતા.
આપણે દુષ્ટ લોકો હતા અને તે માટે આપણે દેવના
ક્રોધને યોગ્ય હતા કારણ કે બીજા બધા લોકોના જેવા જ
આપણે હતા.

૪પરંતુ દેવની દયા મહાન છે, અને આપણા પ્રત્યેનો
તેનો પ્રેમ ગાઢ છે. ૫આપણે દેવની વિરુદ્ધ જે અનુચિત
વ્યવહાર કરેલો તે કારણે આત્મિક રીતે આપણે મરી
ચૂક્યા હતા. પરંતુ દેવે આપણને ખ્રિસ્તની સાથે નવું
જીવન આપ્યું, તેની કૃપાથી તમારો ઉદ્ધાર થયો છે.
૬દેવે આપણું ખ્રિસ્ત સાથે ઉત્થાન કર્યુ અને તેની સાથે
સ્વર્ગીય સ્થાનોમાં આપણને સ્થાન આપ્યું. જે
ખ્રિસ્તમય છે તેવા આપણા માટે દેવે આમ કર્યુ. ૭દેવે
આમ કર્યુ કે જેથી બધી ભાવિ પેઢીને તેની કૃપાની
મહાન સમૃદ્ધિના દર્શન કરાવી શકે. આપણને
ખ્રિસ્તમય બનાવવાની કૃપા કરીને દેવે તેની ભલાઈનાં
આપણને દર્શન કરાવ્યા. ૮હું એમ કહેવા માંગું છું કે
તમે કૃપાથી તારણ પામ્યા છો. અને તે કૃપા તમને
વિશ્વાસથી મળેલી છે. તમે તમારી જાતે તારણ પામ્યા
નથી. તે દેવનું દાન છે. ૯ના! તમારા કાર્યોથી તમારું
તારણ થયું નથી. અને તેથી કોઈ પણ વ્યક્તિ પોતાની
જાતે તારણ પામી છે તેવી બડાઈ ન મારી શકે. ૧૦દેવે
આપણને જેવા બનાવ્યા, તેવા આપણે છીએ. કારણ કે
આપણે તેની કૃતિ છીએ, અને સારી કરણીઓ કરવાને
ખ્રિસ્ત ઈસુમાં આપણને ઉત્પન્ન કરવામાં આવ્યા છે.
તે સારી કરણીઓ વિષે દેવે અગાઉથી એમ ઠરાવ્યું કે
આપણે તે પ્રમાણે ચાલીએ.

### ખ્રિસ્તમાં એક

૧૧તમે બિનયહૂદી તરીકે જન્મ્યા છો કે જેમને
યહૂદીઓ "સુન્નત વગરના" કહે છે. તે યહૂદીઓ કે જે
તમને "સુન્નત વગરના" કહે છે તે પોતાની જાતને
"સુન્નતવાળા" કહે છે. (તેમની સુન્નત તેઓ પોતે
પોતાના શરીર પર કરે છે.) ૧૨યાદ રાખજો કે ભૂતકાળમાં
તમે ખ્રિસ્ત વિહીન હતા. તમે ઈસ્રાએલના* નાગરિક
નહોતા. અને દેવે લોકોને જે વચન આપ્યું હતું, તેની
સાથે તમે કરારબદ્ધ નહોતા. તમે દેવને ઓળખતા નહોતા
અને તમારી પાસે કોઈ આશા નહોતી. ૧૩હા, કોઈ એક
સમયે તમે દેવથી ઘણા દૂર હતા પરંતુ હવે ખ્રિસ્ત ઈસુ
થકી તમે દેવની નજીક આવ્યા છો. ખ્રિસ્તના રક્તથી
તમે દેવની સાનિધ્યમાં આવ્યા. ૧૪ખ્રિસ્તને કારણે હવે
આપણને શાંતિ પ્રદાન થઈ છે. યહૂદી અને બિનયહૂદીઓ
અત્યાર સુધી એકબીજાથી વિમુખ હતા જાણે કે તેઓની
વચ્ચે એક દીવાલ ઊભી ના હોય! પરંતુ ખ્રિસ્તે આ
બંને લોકોને (યહૂદી અને બિનયહૂદી) એકતાનો અનુભવ
કરાવ્યો. ખ્રિસ્તે પોતાના શરીરનું બલિદાન આપી આ
બંને પ્રજા વચ્ચેની ધિક્કારની દીવાલનો નાશ કર્યો.
૧૫યહૂદી નિયમમાં ઘણી આજ્ઞાઓ અને નિયંત્રણો
હતાં.પરંતુ ખ્રિસ્તે આ નિયમનો જ અંત આણ્યો. ખ્રિસ્તનો
હેતુ બે ભિન્ન પ્રકારના જનસમૂહને (યહૂદી અને
બિનયહૂદી) એક નૂતન જનસમૂહના રૂપે તેનામાં
પ્રસ્થાપિત કરવાનો હતો. અને આમ કરીને ખ્રિસ્તે શાંતિ
સ્થાપી. ૧૬વધસ્તંભના બલિદાનથી ખ્રિસ્તે બે સમૂહ
વચ્ચેના ધિક્કારનો અંત આણ્યો. અને બે સમૂહને એક
અંગભૂત બનાવ્યા, તેથી તે તેઓને દેવ સમક્ષ લાવી
શકે. અને વધસ્તંભ ઉપરના પોતાના મૃત્યુથી ખ્રિસ્તે
આમ કર્યુ. ૧૭તમે લોકો જે દેવથી ઘણા જ વિમુખ હતા,
તેઓને ખ્રિસ્તે શાંતિની સુવાર્તા આપી, અને જે લોકો
દેવની નજીક હતા તેઓને પણ શાંતિની સુવાર્તા આપી.
૧૮હા, ખ્રિસ્ત થકી જ આપણ બંન્નેને એક આત્મા વડે
બાપના સાનિંધ્યમાં આવવાનો અધિકાર છે.

૧૯તો હવે તમે બિનયહૂદીઓ, દેવના પવિત્રો માટે
મહેમાન કે અજાણ્યા નથી. હવે તમે દેવના પવિત્રો
સાથે નાગરિક છો. દેવના કુટુંબના સભ્ય છો. ૨૦તમે
વિશ્વાસીઓ પ્રેરિતો અને પ્રબોધકોના પાયા પર કડારી
કાઢેલી આધારશીલા પર રચાયેલા દેવના આવાસ જેવા
છો. ખ્રિસ્ત પોતે ખૂણાનો મુખ્ય પથ્થર છે. ૨૧આ આખો
આવાસ ખ્રિસ્તમાં એકબીજાની સાથે સંયોજિત છે. અને
ખ્રિસ્તના પ્રયત્નોથી તેનો વિકાસ થાય છે અને પ્રભુમાં

---

**ઈઝરાએલ** યહૂદી પ્રજા (લોકો)

વધતાં વધતાં પવિત્ર મંદિર બને છે. ૨૨અને ખ્રિસ્તમાં
તમે લોકો અન્ય બીજા (યહૂદી) સાથે જોડાઈ ગયા છો.
તમને તે જગ્યાએ સ્થાન પ્રાપ્ત થયું છે. જ્યાં આત્મા
ધ્વારા દેવનો વાસ છે.

### વિદેશીઓ પ્રતિ પાઉલની સેવા

૩ હું પાઉલ તમારા માટે ખ્રિસ્ત ઈસુનો બંદીવાન
છું. તમે લોકો કે જે યહૂદી નથી તેમનો પણ હું
બંદીવાન છું. ૨તમને ખરેખર ખબર છે કે દેવે કૃપા
કરીને મને આ કામ તમને મદદરૂપ થવા સોંપ્યું છે.
૩દેવે તેની ગૂઢ યોજના મને જાણવા દીધી. મને તેના
દર્શન કરાવ્યા જે વિષે મેં પહેલા પણ થોડું લખ્યું છે.
૪અને મેં પહેલા જે લખ્યું હતું, તે જો તમે વાંચશો તો
તમને સમજાશે કે દેવના ગૂઢ સત્યને હું ખરેખર જાણું
છું. ૫લોકો જે અગાઉના સમયમાં જીવતા હતા, તેઓને
આ ગૂઢ સત્યનું જ્ઞાન કહ્યું નહોતું. પરંતુ હવે, આત્મા
દ્વારા, દેવે તેના પવિત્ર પ્રેરિતો અને પ્રબોધકોને આ ગૂઢ
સત્યનાં દર્શન કરાવ્યાં. ૬ગૂઢ સત્ય આ છે કે: દેવના
પોતાના લોકો માટે જે કાંઈ લભ્ય છે તે બધું જ
યહૂદીઓની જેમ, બિનયહૂદીઓને પણ લભ્ય બનશે.
બિનયહૂદીઓ યહૂદીઓ સાથે તેના શરીરના અવયવોમાં
સહભાગી છે અને ખ્રિસ્ત ઈસુ દ્વારા દેવે આપેલાં વચનના
તેઓ પણ સહભાગીદાર છે. સુવાર્તાથી બિનયહૂદીઓને
આ સર્વ સુલભ થયું છે.

૭દેવના કૃપાદાનથી, આ સુવાર્તાને કહેવા હું સેવક
બન્યો હતો. દેવનું સામર્થ્ય જે મારામાં કામ કરે છે
તેનાથી મને આ કૃપા પ્રાપ્ત થઈ છે. ૮દેવના સર્વ લોકોમાં
હું બિલકુલ બિનમહત્વનો છું. પરંતુ બિનયહૂદીઓને
ખ્રિસ્તની અખૂટ સંપત્તિની સુવાર્તા આપવાનું દાન દેવે
મને આપ્યું છે. એ સંપત્તિની સંપૂર્ણ સમજણ આપણી
સમજશકિતની બહાર છે. ૯જ્યારથી સમયનો આરંભ
થયો, ત્યારથી જે ગૂઢ સત્ય દેવમાં ગુપ્ત હતું, તે દેવના
ગૂઢ સત્યને લોકો આગળ પ્રગટ કરવાનું કાર્ય પણ દેવે
મને સોંપ્યું છે. દેવ જ સર્વ વસ્તુઓનો સરજનહાર છે.
૧૦જે જુદી જુદી પદ્ધતિથી દેવ તેની પ્રજ્ઞાના દર્શન કરાવે
છે તે સ્વર્ગના દરેક શાસક અને શકિતઓને બતાવવા
ઈચ્છતો હતો. મંડળી* ને લીધે તેઓ આ જ્ઞાન જાણશે.
૧૧અને સમયની શરૂઆતથી દેવની જે યોજના હતી
તેને આ અનુકુળ છે. દેવે ખ્રિસ્ત ઈસુ આપણા પ્રભુ થકી
પોતાની યોજના પ્રમાણે આ કામ કર્યું. ૧૨આપણે
ખ્રિસ્તમય બનીને અને ખ્રિસ્તમાં વિશ્વાસ રાખીને, ભય
વિના મુક્ત રીતે દેવ સમક્ષ ઉપસ્થિત થઈ શકીએ છીએ.
૧૩તેથી તમને હું કહું છું કે તમારા માટે જે વેદના થાય
તેનાથી નાહિંમત કે નિરાશ ન થશો. મારી વેદના તમારા
માટે મહિમા લાવે છે.

### ખ્રિસ્તનો પ્રેમ

૧૪તેથી પ્રાર્થનામાં હું બાપની આગળ ઘૂંટણે પડુ છું.
૧૫આકાશમાં તેમ જ પૃથ્વી પરના દરેક કુટુંબ પોતે પોતાનાં
નામ તેની પાસેથી પ્રાપ્ત કરે છે. ૧૬તેની મહિમાની
સંપતિ પ્રમાણે પિતાને હું પ્રાર્થના કરું છું કે તે તમને
તેના આત્મા દ્વારા આંતરિક મનુષ્યત્વમાં બળવાન
બનવાની શકિત આપે. તેના આત્મા દ્વારા તે તમને
સામર્થ્ય આપશે. ૧૭હું પ્રાર્થના કરું છું કે વિશ્વાસથી
તમારાં હૃદયમાં ખ્રિસ્તનો વાસ હો, અને તમારું જીવન
પ્રીતિનાં મજબૂત મૂળિયાં પર પાયો નાખીને પ્રીતિમય
બનાવો. ૧૮અને હું પ્રાર્થના કરું છું કે તમે બધા સંતો
ખ્રિસ્તની પ્રીતિની મહાનતાને સમજી શકવાનું સામર્થ્ય
પ્રાપ્ત કરો. હું પ્રાર્થના કરું છું કે તે પ્રીતિની પહોળાઈ,
લંબાઈ, ઊંચાઈ તથા ઊંડાઈ કેટલી છે તે સમજી શકો.
૧૯ખ્રિસ્તની પ્રીતિની મહાનતાને સમજવી કોઈ પણ
વ્યક્તિની જ્ઞાન મર્યાદાની બહાર છે પરંતુ હું પ્રાર્થું છું કે
તમે તે પ્રેમને સમજી શકો. પછી તમે દેવની સર્વ સંપૂર્ણતા
પ્રમાણે સંપૂર્ણ થાઓ.

૨૦દેવનું સામર્થ્ય જ્યારે આપણામાં સક્રિય બને, ત્યારે
તેના થકી આપણે માંગીએ કે ધારીએ તેના કરતાં અનેક
ઘણું વધારે દેવ સિદ્ધ કરી શકશે. ૨૧મંડળીમાં અને ખ્રિસ્ત
ઈસુમાં તેનો મહિમા સર્વકાળ સુધી સ્થાપિત રહો.
આમીન.

### શરીરની ઐકયતા

૪ હું પ્રભુમાં આધિન છું તેથી હું બંદી ગૃહમાં છું
અને દેવે તમને તેના લોકો તરીકે પસંદ કર્યા છે.
હું તમને કહું છું દેવના લોકો જેવું જીવન જીવો. ૨હંમેશા
વિનમ્ર અને દીન બનો. ધીરજવાન બનો અને પ્રેમથી
એકબીજાનું સહન કરો. ૩આત્મા દ્વારા તમે શાંતિમાં
એક થયા છો. સંગઠીત રહેવાનો પ્રયત્ન ચાલુ રાખો.
શાંતિ તમને એકસૂત્રમાં રાખે. ૪જે રીતે એક શરીર અને
એક આત્મા છે તે જ રીતે દેવે તમને એક આશા રાખવા
બોલાવ્યા છે. ૫એક પ્રભુ, એક વિશ્વાસ અને એક
બાપ્તિસ્મા છે. ૬દેવ ફક્ત એક જ છે અને તે સર્વનો
પિતા છે. તે બધું જ ચલાવે છે. તે સર્વત્ર અને બધામાં
સ્થિત છે.

---

**મંડળી** દેવનું મંદિર–ખ્રિસ્તમાં તેના લોકો.

૭ખ્રિસ્તે આપણને બધાને એક વિશિષ્ટ કૃપાદાન આપ્યું છે. ખ્રિસ્તની ઈચ્છા અનુસાર દરેક વ્યક્તિ પુરસ્કૃત છે. ૮તેથી ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે કે,

"તે ઊંચે આકાશમાં બંદીવાનો સાથે ગયો, અને
લોકોને દાન આપ્યાં."

*ગીતશાસ્ત્ર ૬૮:૧૮*

૯"તે ઊંચે ચઢયો," તેનો અર્થ શું? એનો અર્થ એ કે પહેલા તે પૃથ્વી પર નીચે આવ્યો. ૧૦તેથી ખ્રિસ્ત પૃથ્વી પર નીચે આવેલો, તેનું જ ઉર્ધ્વગમન થયું. ખ્રિસ્ત બધી વસ્તુઓને તેનાથી ભરપૂર કરવાને સર્વ આકાશો પર ઊંચે ચઢયો. ૧૧અને તે જ ખ્રિસ્તે જુદી જુદી વ્યક્તિઓને ભિન્ન ભિન્ન દાન આપ્યાં. તેણે કેટલીએક વ્યક્તિઓને પ્રેરિતો અને કેટલાએકને પ્રબોધકો, કેટલાએક લોકોને જઈને સુવાર્તા કહેવાનું કામ સોંપ્યું, જ્યારે કેટલાએકનું કામ સંતોની સંભાળ રાખવાનું અને તેઓને ઉપદેશ આપવો તે હતું. ૧૨દેવે આ દાન આપ્યાં કે જેથી સેવા માટે સંતો તૈયાર થઈ શકે. તેણે ખ્રિસ્તના શરીરને વધુ શક્તિશાળી બનાવવા આ દાનો આપ્યાં. ૧૩આ કાર્ય ચાલુ રહે જ્યાં સુધી આપણે એજ વિશ્વાસમાં અને દેવપુત્રના એક જ જ્ઞાન વિષે એકસૂત્રી ન બનીએ. આપણે પરિપકવ માણસ (સંપૂર્ણ) જેવું બનવું જ જોઈએ–એટલે કે આપણો એટલો વિકાસ થવો જોઈએ કે જેથી ખ્રિસ્ત જેવા સર્વ સંપૂર્ણ બનીએ.

૧૪પછી આપણે બાળક જેવા અથવા મોંજાની અસરથી દિશાશૂન્ય અથડાતા વહાણ જેવા નહિ હોઈએ. આપણે આપણને ઠગવાનો પ્રયત્ન કરતાં અને ભિન્ન પ્રકારનો ઉપદેશ આપતા માણસોથી પ્રભાવિત નહિ થઈએ. આ લોકો છેતરપીંડી કરીને લોકોને ખોટે માર્ગે અનુસરવા માટે યુક્તિનું આયોજન કરે છે. ૧૫ના! આપણે પ્રેમથી સત્ય બોલીશું. અને દરેક રીતે ખ્રિસ્ત જેવા બનવા આપણો વિકાસ કરીશું. ખ્રિસ્ત શિર છે અને આપણે શરીર છીએ. ૧૬આખું શરીર ખ્રિસ્ત ઉપર આધારિત છે. અને શરીરના પ્રત્યેક અવયવો એકબીજા સાથે સંગઠીત અને સંલગ્ન છે. દરેક અંગ પોતાનું કાર્ય કરે છે જેને કારણે આખા શરીરનો વિકાસ થાય છે અને તે પ્રેમ સાથે વધુ શક્તિશાળી બને છે.

### તમારી જીવનપદ્ધતિ કેવી હોવી જોઈએ

૧૭પ્રભુનાં નામે હું તમને આ કહું છું. અને ચેતવું છું: જેઓ અવિશ્વાસુ છે તેમના જેવું જીવન જીવવાનું ચાલુ ન રાખો. ૧૮તેઓના વિચારોનું મૂલ્ય કશું જ નથી. તે લોકો કશું સમજતા નથી, તેઓએ કશું ય સાંભળવાની ના પાડી. અને તેથી તેઓ અજ્ઞાની છે, અને તેથી દેવ અર્પિત જીવન પણ તેમને મળ્યું નથી. ૧૯તેઓએ શરમની લાગણી વિના સર્વ પ્રકારના દુષ્કર્મ કરવાને આતુરતાથી પોતાને સોંપી દીધા છે. ૨૦પણ તમે ખ્રિસ્ત પાસેથી એ પ્રમાણે શીખ્યાં નથી. ૨૧મને ખબર છે કે તમે એના વિષે સાંભળ્યું છે, તમે તેનામાં એકરૂપ થયા છો, અને તમને સત્યનું શિક્ષણ મળ્યું છે, હા! ઈસુમાં સત્ય છે. ૨૨તમને પહેલાનું જીવન જીવતા અટકી જવાની, અને તમારું જૂનું માણસપણું ફેંકી દેવાનું શિક્ષણ આપવામાં આવ્યું છે. તે જૂનું માણસપણું વધુ ને વધુ અનિષ્ટ બનતું જાય છે. કારણ કે દુષ્કર્મો કરવાની ઈચ્છાથી લોકોને છેતરે છે. ૨૩અને તમારી મનોવૃત્તિઓમાં નવા થાઓ. ૨૪અને નવું માણસપણું જે દેવની ઈચ્છા પ્રમાણે ન્યાયીપણામાં તથા સત્યની પવિત્રતામાં સર્જાયેલું છે. તે ધારણ કરો.

૨૫તેથી અસત્ય બોલતા તમારે અટકવું જ જોઈએ તમારે એકબીજા સાથે સત્યભાષી બનવું જોઈએ, કારણ કે આપણે બધા એ જ શરીરના અવયવો છીએ. ૨૬જયારે તમે ક્રોધિત થાઓ ત્યારે પાપ કરવા ન પ્રેરાશો. અને આખો દિવસ ક્રોધિત પણ ન રહેશો. ૨૭શેતાનને રસ્તો ન આપો. જેથી તેનાથી તમે હારી જાઓ. ૨૮ચોરી કરનારે ચોરી ન કરવી જોઈએ. અને પરિશ્રમ કરવો જોઈએ. અને પોતાના હાથનો ઉપયોગ સત્કર્મ માટે કરવો જોઈએ. તે પછી તે ગરીબ લોકોને કશુંક આપવા શક્તિમાન થઈ શકશે.

૨૯જ્યારે તમે બોલો, ત્યારે કટુવચન ના બોલો, એવું બોલો કે જેની લોકોને જરૂર છે, જે લોકોને શક્તિશાળી બનાવવામાં મદદરૂપ નીવડે. આમ કરવાથી તમારું સાંભળનારને તમે મદદરૂપ થઈ શકશો. ૩૦અને પવિત્ર આત્મા જેને તમે આધિન છો તે દેવે આપેલી સાક્ષી છે, તેથી પવિત્ર આત્માને દુ:ખી ન કરશો. દેવે તમને એ આત્મા દર્શાવવા આપ્યો છે કે, દેવ યોગ્ય સમયે તમારો ઉદ્ધાર કરશે. ૩૧કડવા વચન બોલો નહિ, જે બીજા લોકોને નુકસાન કરે. કઈ પણ દુષ્કર્મ કરશો નહિ ૩૨એકબીજા સાથે ભલા થાઓ અને પૂર્ણ પ્રેમાળ બનો. જે રીતે ખ્રિસ્તમાં દેવે તમને ક્ષમા આપી છે તેમ તમે એકબીજાને ક્ષમા કરો.

**૫** તમે દેવના સંતાનો છો જેને દેવ ચાહે છે. તેથી દેવ જેવા થવાનો પ્રયત્ન કરો. ૨પ્રેમાળ જીવન જીવો અને જે રીતે ખ્રિસ્ત આપણને ચાહે છે, તે રીતે

અન્ય લોકોને તમે ચાહો. ખ્રિસ્ત આપણે માટે સમર્પિત થયો–દેવને અર્પિત તે એક સુમધુર બલિદાન* હતું.

૩પરંતુ તમારાંમાં વ્યભિચારનું પાપ, અને કોઈ પણ પ્રકારનાં અયોગ્ય કાર્યો ન હોવાં જોઈએ. અને વધુ ને વધુ મેળવવાની સ્વાર્થી ઈચ્છા પણ તમારામાં ન હોવી જોઈએ. શા માટે? કારણ કે આવી વસ્તુઓ સંતો માટે યોગ્ય નથી. ૪હાસ્યાસ્પદ નિર્લજજ મજાક પણ ન કરવી જોઈએ. આ બધી અયોગ્ય વસ્તુઓ કરવાને બદલે તમારે દેવની આભારસ્તુતિ કરવી જોઈએ. ૫તમારે એ વાતની ખાતરી રાખવી જોઈએ કે જે વ્યક્તિ વ્યભિચારનું પાપ કરે છે તેનું ખ્રિસ્તના રાજ્યમાં કોઈ સ્થાન નથી. જે વ્યક્તિ પોતાની જાત માટે વધુ ને વધુ લાલચો રાખે છે અને દુષ્ટ કાર્યો કરે છે અને વધારે ને વધારે ઈચ્છા રાખે છે તે જૂઠા દેવને ભજવા જેવું છે.

૬તમને નિરર્થક વાતો કહીને કોઈ પણ વ્યક્તિ તમને મૂર્ખ ન બનાવે તેનું ધ્યાન રાખો. આવી અનિષ્ટ વસ્તુઓ દેવને એવા લોકો પ્રતિ ક્રોધિત બનાવે છે જેઓ આજ્ઞાંકિત નથી. ૭તેથી તેવા લોકો સાથે આ પ્રકારનું વર્તન ન કરો. ૮ભૂતકાળમાં તમે અંધકારમય (પાપ) હતા. પરંતુ હવે તમે પ્રભુની જ્યોતથી પ્રકાશિત છો. તેથી પ્રકાશિત બાળકોની જેમ જીવો. ૯પ્રકાશ દરેક પ્રકારની ભલાઈ, યોગ્ય જીવન અને સત્ય પ્રદાન કરે છે. ૧૦પ્રભુને જે પસંદ છે તેવું ન્યાયીપણું શીખો. ૧૧અંધકારમાં જીવતા લોકો જેવાં કામો ના કરો. કારણ કે આવા કામોથી કશું જ ઉચ્ચતમ ઉદભવતું નથી. અંધારાનાં નિષ્ફળ કામોના સાથી ન બનો. પરંતુ તેઓને વખોડો. ૧૨કેમ કે તેઓ ખાનગીમાં એવાં કામ કરે છે કે જે કહેતાં પણ શરમ લાગે છે. ૧૩પરંતુ જ્યારે આપણે જોઈએ છીએ કે તે વસ્તુઓ ખરાબ છે ત્યારે પ્રકાશ તેની અનિષ્ટતાને વધુ સ્પષ્ટ રીતે ખૂલ્લી પાડે છે. ૧૪અને બધી જ વસ્તુઓ જે આંખો વડે દશ્યમાન બનાવાય છે તે પ્રકાશિત બને છે." તેથી જ અમે કહીએ છીએ:

"ઓ નિંદ્રાધીન વ્યક્તિ, તું જાગ! મૃત્યુમાંથી ઊભો
થા, ખ્રિસ્ત તારા પર પ્રકાશિત થશે."

૧૫તેથી તમે કેવી રીતે જીવો છો તે વિષે ખૂબ જ ચોક્કસ બનો, અને નિર્બુદ્ધ લોકો જેવું જીવન ના જીવો પરંતુ તે લોકોના જેવું જીવન જીવો જે ડાહ્યા છે. ૧૬મારું કહેવું છે કે સુશીલ જીવન જીવવા દરેક સમયનો સદુપયોગ કરો કારણ કે આ અનિષ્ટ સમય છે. ૧૭તેથી તમારા જીવન પ્રત્યે મૂર્ખ વ્યવહાર ન કરો. પણ તેને બદલે પ્રભુ તમારી પાસે શું કાર્ય કરાવવા ઈચ્છે છે તે શીખો. ૧૮મધપાન કરી મસ્ત ન બનો. તે તમારી આત્મિકતાનો નાશ કરશે. પરંતુ આત્માથી ભરપૂર થાઓ. ૧૯ગીતોથી, સ્તોત્રોથી તથા આત્મિક ગાનોથી એકબીજાની સાથે વાતો કરો. તમારાં હૃદયોમાં પ્રભુનાં ગીતો અને ભજનો ગાઓ. ૨૦હંમેશા આપણા દેવ પિતા પ્રત્યે આભારી થાઓ, આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના નામે તેનો દરેક વસ્તુ માટે આભાર પ્રદર્શિત કરો.

**પત્નીઓ અને પતિઓ**

૨૧તમે ખ્રિસ્તને માન આપો છો તેથી એકબીજાને સ્વૈચ્છિક રીતે આધિન થાઓ.

૨૨પત્નીઓ, જે રીતે પ્રભુની સત્તાને આધિન રહો છો તે રીતે તમારા પતિઓની સત્તાને આધિન રહો. ૨૩જે રીતે ખ્રિસ્ત મંડળીનો અધ્યક્ષ છે, તે રીતે પતિ પત્નીનો અધ્યક્ષ છે. મંડળી ખ્રિસ્તનું અંગ છે. અને ખ્રિસ્ત શરીરનો ત્રાતા છે. ૨૪મંડળી ખ્રિસ્તની અધ્યક્ષતા નીચે છે. અને તે જ રીતે બધી પત્નીઓ દરેક બાબતમાં તેમના પતિના અધ્યક્ષપણા નીચે હોવી જોઈએ.

૨૫જે રીતે ખ્રિસ્ત મંડળીને ચાહે છે તે રીતે પતિએ પોતાની પત્નીને ચાહવી જોઈએ. ૨૬ખ્રિસ્ત મંડળી માટે અને મંડળીને પવિત્ર કરવા મૃત્યુ પામ્યો. ખ્રિસ્તે સુવાર્તાનો ઉપયોગ કર્યો કે જેથી પાણીથી ધોયા જેવી નિર્મળ મંડળી તેની જાતને ભેટ કરી શકે. ૨૭ખ્રિસ્ત મૃત્યુ પામ્યો કે જેથી તે પોતાની જાતને પૂર્ણ મહિમાવંત નવવધૂની જેમ મંડળીને અર્પણ કરી શકે. તે મૃત્યુ પામ્યો કે જેથી મંડળી કોઈ પણ ઉણપ, પાપ વગરની શુદ્ધ બને કે જેમાં બીજું કોઈ પણ ખોટું તેની સાથે હોય નહિ કે અનાચારી વસ્તુ ન હોય. ૨૮દરેક પતિએ પણ પોતે પોતાના શરીરને જે રીતે ચાહે છે તે રીતે તેની પત્નીને ચાહવી જોઈએ. જે પુરુષ તેની પત્નીને ચાહે છે તે પોતાની જાતને ચાહે છે. ૨૯શા માટે? કારણ કે કોઈપણ વ્યક્તિ પોતાના શરીરને ધિક્કારતી નથી. દરેક વ્યક્તિ પોતાના શરીરનુ પાલનપોષણ કરે છે અને તેની કાળજી રાખે છે અને ખ્રિસ્ત મંડળી માટે પણ આમ જ કરે છે. ૩૦કારણ કે આપણે તેના શરીરના અવયવો છીએ. ૩૧પવિત્ર શાસ્ત્ર તેથી જ આમ કહે છ કે, "માણસ પોતાના માતાપિતાને છોડશે અને તેની પત્ની સાથે જોડાશે. અને તેઓ બન્ને એક દેહ થશે."* ૩૨હું ખ્રિસ્ત અને મંડળી વિષેના ગૂઢ સત્યની વાત કરું છું જે ખૂબ

**બલિદાન** દેવને અર્પણ કે ભેટ.

**"માણસ પોતાના … એક દેહ થશે"** ઉત. ૨:૨૪.

જ મહત્વનું છે. [33]પરંતુ તમારામાંના પ્રત્યેકે તેની પત્નીને પોતાની જાતની જેમ પ્રેમ કરવો જોઈએ. અને દરેક પત્નીએ પોતાના પતિને માન આપવું જોઈએ.

### માતાપિતા અને સંતાન

૬ જે રીતે પ્રભુની ઈચ્છા છે તે રીતે બાળકો, તમારા માતાપિતાના આજ્ઞાંકિત બનો, જે કરવું યોગ્ય છે. [2]"તમારે તમારા માતા અને પિતાને માન આપવું જોઈએ."* આ પહેલી આજ્ઞા છે જેની સાથે વચન સંલગ્ન છે. [3]તે વચન આ છે: "પછી તમારું બધું જ સારું થશે અને પૃથ્વી ઉપર તમને લાંબુ આયુષ્ય મળશે."*

[4]પિતાઓ, તમારા બાળકો સાથે એવી રીતે ના વર્તો કે તેઓ ગુસ્સે થાય, તેને બદલે તેઓને સારી તાલીમ અને પ્રભુના શિક્ષણથી ઉછેરો.

### દાસો અને માલિક

[5]દાસો, આ પૃથ્વી ઉપર તમારા માલિકને માન અને ભય સાથે અનુસરો. અને આમ સાચા હૃદયથી કરો; જે રીતે તમે ખ્રિસ્તને અનુસરો છો. [6]જ્યારે તમારો માલિક દેખરેખ રાખતો હોય ત્યારે જ ફક્ત તેને પ્રસન્ન કરવા તેની આજ્ઞાનું પાલન ના કરો. પણ તેથી વિશેષ કઈ કરવાની જરૂર છે. તમે જેમ ખ્રિસ્તની આજ્ઞાનું પાલન કરો છો તેમ તેની આજ્ઞાનું પાલન કરો. દેવ જે ઈચ્છે છે તે તમારે સંપૂર્ણ હૃદયથી કરવું જોઈએ: [7]તમારું કામ પ્રસન્નતાથી કરો, જે રીતે તમે પ્રભુની સેવા કરો છો, માત્ર લોકોની સેવા કરો છો તે રીતે નહિ. [8]યાદ રાખો કે પ્રભુ પ્રત્યેકને, પછી તે દાસ હોય કે મુક્ત હોય તેમને જેવા શુભકામ કર્યા હોય, તેવો બદલો આપશે.

[9]માલિકો, એ જ રીતે તમે તમારા દાસો પ્રત્યે ભલું વર્તન રાખો. ધમકીનો ઉપયોગ બંધ કરો. યાદ રાખો તે એક જે તમારો અને તેઓનો પણ ધણી છે તે આકાશમાં છે. અને ધણી (દેવ) દરેક વ્યક્તિનો એક સરખો ન્યાય કરે છે.

### દેવનાં સર્વ હથિયારો સજો

[10]મારા પત્રને પૂરો કરતાં હું તમને પ્રભુમાં અને તેના સામર્થ્યના બળમાં શક્તિમાન થવા કહું છું. [11]દેવનું સંપૂર્ણ બખ્તર (રક્ષણ) પહેરો કે જેથી તમે શેતાનની દુષ્ટ ચાલબાજી સામે લડી શકો. [12]આપણું આ યુદ્ધ આ પૃથ્વીના લોકો સામે નથી. પરંતુ આપણે તો અંધકારના અધિપતિઓની, અધિકારીઓ અને તેઓની સત્તાઓ સામે આકાશી સ્થાનોમાં દુષ્ટતાનાં આત્મિક લશ્કરો સામે આપણે લડી રહ્યા છીએ. [13]અને તેથી તમે દેવનાં સર્વ હથિયારો સજી લો કે, જેથી ભૂંડા દિવસે તમે દઢ ઊભા રહી શકો અને તમે યુદ્ધ પૂરું કર્યા પછી પણ શક્તિવર્ધક હશો. [14]તેથી સત્યથી તમારી કમર બાંધો; અને પ્રામાણિક જીવન જીવીને તમારી છાતીનું રક્ષણ કરો. [15]અને તમારા પગે શાંતિની સુવાર્તાની તૈયારીરૂપી જોડાં ધારણ કરો કે જેથી તમે શક્તિપૂર્વક ઊભા રહી શકો. [16]અને વિશ્વાસની ઢાલનો પણ ઉપયોગ કરો કે જેથી તમે દુષ્ટના બળતા ભાલાઓ હોલવી શકશો. [17]દેવના તારણને તમારા ટોપ તરીકે અપનાવો. અને આત્માની તલવાર, જે દેવનું વચન છે તે લો. [18]હંમેશા આત્મામાં પ્રાર્થના કરો. હરવખત પ્રાર્થના તથા વિનંતી કરો અને તમારે જરૂરી બધી જ વસ્તુની યાચના કરો. આમ કરવા માટે હંમેશા તૈયાર રહો. નિરુંત્સાહી થઈ છોડી ના દો અને પ્રભુના બધા સંતો માટે પ્રાર્થના કરો.

[19]અને મારા માટે પણ પ્રાર્થના કરો કે જ્યારે હું બોલું ત્યારે મને દેવ તરફથી શબ્દો પ્રદાન થાય કે જેથી ભય વિના સુવાર્તાના ગૂઢ સત્યને હું કહી શકુ. [20]મારું કામ સુવાર્તા કહેવાનું છે અને તે હું અહીં બંદીખાનામાંથી કરી રહ્યો છું. પ્રાર્થના કરો કે જ્યારે હું સુવાર્તાનો ઉપદેશ આપું ત્યારે ભય વિના મારે જે રીતે આપવો જોઈએ તે રીતે આપું.

### આખરી અભિવાદન

[21]હું તમારી પાસે અમારા ભાઈ તુખિકસને મોકલું છું, જેને અમે ચાહીએ છીએ. તે પ્રભુના કાર્ય પ્રત્યે વિશ્વાસુ સેવક છે. મારા પ્રત્યે જે કઈ બની રહ્યું છે તે બધું તે તમને કહેશે જેથી તમને ખબર પડશે કે હું કેમ છું અને શું કરી રહ્યો છું. [22]મારી ઈચ્છા છે કે તમે જાણો કે અમે કેમ છીએ અને તમને હિંમત આપવા હું તેને મોકલી રહ્યો છું.

[23]દેવ બાપ અને પ્રભુ ઈસુ ખ્રિસ્ત તરફથી તમને શાંતિ તથા વિશ્વાસસહિત પ્રીતિ થાઓ. [24]તમે બધા કે જેઓ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત ઉપર નિષ્કપટ પ્રીતિ રાખો છો તેઓ પર દેવની કૃપા થાઓ. આમીન.

---

**"તમારે તમારા ... આપવું જોઈએ"** નિ ૨૦:૧૨; પુન. ૫:૧૬

**"પછી તમારું ... આયુષ્ય મળશે"** નિ. ૨૦:૧૨; પુન. ૫:૧૬

# ફિલિપ્પીઓને પત્ર

૧ ખ્રિસ્ત ઈસુના સેવકો પાઉલ અને તિમોથી તરફથી
કુશળતા હો.
દરેક સંતો જેઓ ખ્રિસ્ત ઈસુમાં છે. અને ફિલિપ્પીમાં
રહે છે. અને તમારા સર્વ વડીલો અને વિશિષ્ટ
મદદગારોને.
૨દેવ આપણા બાપ અને પ્રભુ ઈસુ ખ્રિસ્ત તરફથી
તમને કૃપા તથા શાંતિ હો.

### પાઉલની પ્રાર્થના

૩હું જ્યારે પણ તમને યાદ કરું છું, ત્યારે મારા
દેવનો આભાર માનું છું. ૪અને તમારા બધા માટે હું
હંમેશા આનંદથી પ્રાર્થના કરું છું. ૫મેં જ્યારે લોકોને
સુવાર્તા આપી ત્યારે તમે મારી જે મદદ કરી તે માટે હું
પ્રભુનો આભારી છું. તમે જે દિવસથી વિશ્વાસી બન્યા
તે દિવસથી તમે મને મદદ કરી. ૬દેવે તમારામાં શુભ
કામની શરૂઆત કરી અને તે તમારા પ્રતિ હજુ પણ
ચાલુ છે. મને ખાતરી છે કે ઈસુ ખ્રિસ્તનું પુનરાગમન
થશે, ત્યારે દેવ તે કામ પૂરું કરશે. ૭મને ખબર છે કે
તમારા વિષે આમ વિચારવામાં હું સાચો છું. તમે મારા
અંતરમાં છો, તેથી હું નિશ્ચિંત છું, હું મારી જાતને
તમારી ઘણી નજીક અનુભવું છું. હું તમારી સાથે
આત્મીયતા અનુભવું છું કારણ કે મારી સાથે દેવની
કૃપામાં તમે ભાગીદાર છો. જ્યારે હું જેલમાં હોઉં છું,
અને જ્યારે હું સુવાર્તાના સત્યમાં બચાવ કરું છું અને
મક્કમતા દાખવું છું ત્યારે મારી સાથે તમે દેવ કૃપાના
સહભાગી છો. ૮દેવ જાણે છે કે તમને મળવાને હું
ઘણો આતુર છું. હું તમને બધાને ખ્રિસ્ત ઈસુના પ્રેમ
સાથે ચાહું છુ.
૯તમારા માટે મારી આ પ્રાર્થના છે કે:
તમારો પ્રેમ ઉત્તરોત્તર વૃદ્ધિ પામે; કે તમને જ્ઞાન
શાણપણ પ્રેમ સાથે પ્રાપ્ત થાય;
૧૦ તમે સારા અને નરસાનો તફાવત સમજી શકો
અને સારાની પસંદગી કરો જેથી ખ્રિસ્તના
પુન:આગમન માટે તમે નિમર્ળ અને નિષ્કલંક
થાઓ.
૧૧ તમે ઈસુ ખ્રિસ્તની મદદથી ઘણા સારાં કાર્યો
કરશો જે દેવનો મહિમા વધારશે અને દેવની
સ્તુતિ કરશે.

### પાઉલની મુશ્કેલી પ્રભુના કાર્યને મદદરૂપ

૧૨ભાઈઓ અને બહેનો, હું તમને જણાવવા માગું
છું કે મારી સાથે જે દુ:ખદ બન્યું છે તે સુવાર્તાના ફેલાવામાં
મદદરૂપ બન્યું છે. ૧૩હું ખ્રિસ્તમાં વિશ્વાસ ધરાવું છું
તેથી હું જેલમાં છું તે વાત સ્પષ્ટ બની છે. બધાં જ
રાજય દરબારનાં રક્ષકો અને બધા લોકો આ વાતથી
જ્ઞાત છે. ૧૪હું હજુ જેલમાં છું પરંતુ તે વિષે હવે મોટા
ભાગના વિશ્વાસીઓને કાંઈક સારું લાગે છે અને તેઓ
ખ્રિસ્તની સુવાર્તા લોકોને કહેવા માટે વધુ હિંમતવાન
બન્યા છે.
૧૫કેટલાક લોકો અદેખાઈ તથા વિરોધથી ખ્રિસ્તની
સુવાર્તા પ્રગટ કરે છે. જ્યારે બીજા લોકો મદદ કરવાનું
ઈચ્છે છે તેથી ખ્રિસ્તની સુવાર્તા પ્રગટ કરે છે. ૧૬આ
લોકોમાં પ્રેમની લાગણી છે અને તેઓ જાણે છે કે દેવે
મને સુવાર્તાનો બચાવ કરવાનું કામ સોંપ્યું છે. તેથી
તેઓ ઉપદેશ આપે છે. ૧૭પરંતુ પેલા બીજા લોકો સ્વાર્થી
છે તેથી ઉપદેશ આપે છે. અને ઉપદેશ આપવા માટેનું
તેમનું કારણ ખોટું છે. તેઓ મારા માટે કેદખાનામાં
મુશ્કેલીઓ ઊભી કરવા માંગે છે.
૧૮મારે માટે તેઓ મુશ્કેલી ઊભી કરે તેની હું દરકાર
કરતો નથી. પરંતુ મહત્વનું એ છે કે તેઓ લોકોને ખ્રિસ્ત
વિષે કહે છે. અને મારી એ ઈચ્છા છે કે તેઓ આમ કરે,
પરંતુ તેઓએ યોગ્ય કારણથી આમ કરવું જોઈએ. જો કે
તેઓ ખોટા અને ખરાબ કારણથી પણ આ કરે તેમા હું
ખુશ છું. હું પ્રસન્ન છું અને રહીશ કારણ કે તેઓ
લોકોને ખ્રિસ્ત વિષે કહે છે. ૧૯તમે મારા માટે પ્રાર્થના
કરો છો, અને ઈસુ ખ્રિસ્તનો આત્મા મને મદદ કરે છે.
તેથી હું જાણું છું કે આ મુશ્કેલી જ મારું તારણ લાવશે.
૨૦હું જેની આશા રાખું છું અને ઈચ્છું છું તે એ છે કે
હંમેશની જેમ મારામાં, ખ્રિસ્તની મહાનતાનું મારી આ
જીંદગીમાં જે મહત્વ છે તે હું દર્શાવી શકુ અને ખ્રિસ્તને

મારા કાર્યો થકી નિરાશ ન કરું. હું જીવું કે મરું મારે આ
કાર્ય કરવું છે. ૨૧હું કહેવા માગું છું કે ખ્રિસ્ત માત્ર એક
જ મારા જીવનમાં મહત્વનો છે. અને મને તો મરણથી
પણ લાભ થવાનો છે.* ૨૨જો હું દેહમાં જીવતો હોઈશ
તો હુ પ્રભુનાં કાર્યો કરી શકીશ પરંતુ હું નથી જાણતો કે
હું શું પસંદ કરું છું, મરવાનું કે જીવવાનું? ૨૩જીવન
અને મરણ વચ્ચેની પસંદગી ઘણી મુશ્કેલ છે. આ જીવન
જીવવાનું હું ઈચ્છું છું અને ખ્રિસ્ત સાથે થઈશ. કારણ
કે તે વધારે સારું છે. ૨૪તમારા લોકો માટે મને અહીં આ
શરીરરૂપે રહેવું વધુ જરૂરી છે. ૨૫મને ખબર છે કે તમને
મારી જરૂર છે અને તેથી હું જાણું છું કે હું તમારી સાથે
રહીશ. તમારા વિશ્વાસની વૃદ્ધિ તથા આનંદને સારું હું
તમને મદદ કરીશ. ૨૬જ્યારે ફરીથી હું તમારી સાથે
હોઈશ ત્યારે ખ્રિસ્ત ઈસુમાં થતો ઘણો જ આનંદ તમે
અનુભવશો.

૨૭એની ચોકસાઈ રાખો કે ખ્રિસ્તની સુવાર્તાને યોગ્ય
જીવન તમે જીવો. તેથી હું તમને આવીને મળું કે હું
તમારાથી દૂર હોઉં, હું તમારા વિષે સારી વાતો જ સાંભળું.
મારે સાંભળવું જોઈએ કે તમે બધા આત્મીય એકતા
રાખો છો અને એક ચિત્ત થઈને સાથે મળીને સુવાર્તામાંથી
જે વિશ્વાસ આવે છે તે માટે કામ કરો છો. ૨૮અને જે
લોકો તમારી વિરુદ્ધ છે તેઓનાથી તમે ગભરાતા નથી.
આ સર્વ વસ્તુઓ દેવની સાબિતી છે કે તમારો ઉદ્ધાર
થયો છે અને તમારા દુશ્મનોનો વિનાશ. ૨૯દેવે તમને
ખ્રિસ્તમાં વિશ્વાસ રાખવા સન્માનીત કર્યા છે એટલું જ
નહિ, પરંતુ ખ્રિસ્ત માટે દુ:ખ સહન કરવાનું માન પણ
તેણે તમને આપ્યું છે. આ બંને વસ્તુ ખ્રિસ્તનો મહિમા
વધારે છે. ૩૦જ્યારે હું તમારી સાથે હતો, ત્યારે જે લોકો
સુવાર્તાની વિરુદ્ધ હતા તેઓની સાથેનો મારો સંઘર્ષ તમે
જોયો હતો. અને અત્યારે મારી સાથે જે સંઘર્ષ ચાલી
રહ્યો છે તે વિષે તમે સાંભળો છો. તમે પોતે પણ તે
પ્રકારના સંઘર્ષમાંથી પસાર થઈ રહ્યા છો.

### એક થાઓ અને એકબીજાને મદદ કરો

૨ ખ્રિસ્તમાં એવી કોઈ રીત છે કે જે થકી હું તમારી
પાસે કંઈ માગી શકું? શું તમારો મારા પ્રત્યેનો
પ્રેમ મને દિલાસો આપવા તમને પ્રેરણા આપે છે? શું
આપણે એક જ આત્માના સહભાગી છીએ? શું તમારામાં
કૃપા અને મમતા છે? ૨જો તમારામાં આ સર્વ હોય, તો
હું તમને મારા માટે કંઈક કરવા વિનવું છું. જે મને
આનંદથી ભરી દેશે. હું તમારી પાસે માગું છું કે એક જ
અને એક સરખા વિશ્વાસમાં તમારા બધાના માનસ
એક અને સંગઠીત કરો, એકબીજા પ્રત્યેના પ્રેમ માટે,
એકબીજા સાથે સહમત થવાની બાબતમાં, અને સમાન
હેતુ સાધવા, સાથે રહીને એક અને સમાન વિચારના
બનો. ૩તમે જે કંઈ કાર્ય કરો તે સ્વાર્થ અને અહંકાર
પ્રેરિત ન કરશો. નમ્ર બનો અને બીજાને તમારા કરતા
વિશેષ ઉત્તમ ગણો. ૪તમે દરેક પોતાના હિત પર જ
નહિ, પણ બીજાઓના હિત પર પણ લક્ષ રાખો.

### ખ્રિસ્ત થકી નિસ્વાર્થ બનવાનું શીખો

૫તમારા જીવનમાં તમારા વિચાર અને વર્તન ખ્રિસ્ત
ઈસુ જેવાં હોવાં જોઈએ.

૬ખ્રિસ્ત પોતે દેવ જેવો હતો અને દેવ સમાન હતો.
પરંતુ ખ્રિસ્ત દેવને સમાન હોવા છતાં તે સમાનતાને તે
વળગી રહેવુ જરૂરી માનતો ન હતો.

૭પોતાનું દેવની સમકક્ષ હોવાનું સ્થાન તેણે છોડી
દીધું. અને દાસ જેવા બનવાનું કબૂલ્યું. તે માનવ તરીકે
જન્મ્યો અને દાસ જેવો બન્યો. ૮અને જયારે તે માનવ
તરીકે જીવતો હતો, ત્યારે તે દેવ પ્રત્યે આજ્ઞાંકિત રહ્યો
અને પોતાની જાતે વિનમ્ર બન્યો. તે વધસ્તંભ પર
મરવાની અણી પર હતો છતાં પણ આજ્ઞાંકિત રહ્યો.

૯ખ્રિસ્ત દેવની આશાનું પાલન કરતો રહ્યો, અને
દેવને અનુસર્યો તેથી દેવે તેને ઉચ્ચ સ્થાન ઊપર
બીરાજમાન કર્યો. તેના નામને બધા જ નામો કરતાં
દેવે શ્રેષ્ઠ જાહેર કર્યુ. ૧૦દેવે આ કર્યુ કારણ કે આકાશમાં,
પૃથ્વીમાં કે પાતાળમાં સ્થિત દરેક વ્યકિત ઈસુના નામે
ઘૂંટણે પડીને નમે તેવી દેવની ઈચ્છા હતી. ૧૧દરેક વ્યકિત
કબૂલ કરશે (કહેશે), "ઈસુ ખ્રિસ્ત પ્રભુ છે." જયારે
તેઓ આમ કહેશે ત્યારે, દેવ બાપનો મહિમા વધશે.

### દેવની ઈચ્છા પ્રમાણે બનો

૧૨મારા વહાલા મિત્રો, તમે હંમેશાં આજ્ઞાંકિત રહ્યા
છો. હું ત્યાં હતો, ત્યારે હમેશાં તમે દેવને અનુસર્યા છો.
જયારે હું તમારી સાથે નથી ત્યારે તમે આજ્ઞાંકિત બનો.
અને મારી મદદ વગર તમારું તારણ થાય તે વધુ મહત્વનું
છે. દેવ પ્રત્યે માન અને ભય જાળવી આમ કરો. ૧૩હા,
દેવ તમારામાં સક્રિય છે. અને દેવ તેની પ્રસન્નતા
પ્રમાણેનું કાર્ય કરવા તમને મદદ કરશે. અને આમ
કરવાની શકિત તે તમને પ્રદાન કરશે.

૧૪કોઈ પણ જાતની ફરિયાદ કે વાદવિવાદ વગર
બધું કરો. ૧૫ત્યારે તમે નિર્દોષ અને નિષ્કલંક બનશો.

---

**મરણથી ...લાભ થવાનો છે** પાઉલ કહે છે કે મરણ સારું છે, કારણ કે મરણ તેને ખ્રિસ્તની નજીક લાવશે.

તમે દેવના ક્ષતિહીન સંતાન બનશો. પરંતુ તમે તમારી આજુબાજુ ઘણા જ દુષ્ટ અને અનિષ્ટ લોકોની વચ્ચે રહો છો. આવા લોકોની વચ્ચે, તમે અંધકારની દુનિયામાં ઝળહળતા પ્રકાશ જેવા થાઓ. ૧૬તમે તેઓને જે જીવન આપે છે તેનો ઉપદેશ આપ્યો તેથી જયારે ખ્રિસ્ત ફરી પાછો આવશે ત્યારે મને ગૌરવ થશે. કારણ કે હું દોડવાની હરીફાઈમાં હતો અને હું જીત્યો. મારું કામ નિરર્થક ગયું નથી.

૧૭તમારો વિશ્વાસ દેવની સેવામાં તમારા જીવનનું અર્પણ આપવા તમને પ્રેરશે. તમારા અર્પણ (બલિદાન) સાથે કદાચ મારે મારા રક્તનું (મરણ) અર્પણ પણ આપવું પડે. પરંતુ જો તેમ થાય, તો મને આનંદ થશે અને તમ સર્વ સાથે હરખાઉં છું; અને તમારા બધાની સાથે તેમાં ભાગીદાર બનીશ. ૧૮તે રીતે તમે પણ આનંદ પામશો અને મારી સાથે હરખાશો.

### તિતસ અને એપાફ્રદિતસના સમાચાર

૧૯પ્રભુ ઈસુમાં તિમોથીને તમારી પાસે મોકલવાની હું આશા રાખું છું. તમારા વિષે જાણતા મને ઘણો આનંદ થશે. ૨૦મારી પાસે તિમોથી જેવો બીજો કોઈ માણસ નથી. તે ખરેખર તમારી કાળજી રાખે છે. ૨૧બીજા બધાને માત્ર પોતાની જાતમાં રસ છે. તેઓને ઈસુ ખ્રિસ્તના કાર્યમાં રસ નથી. ૨૨તમે જાણો છો કે તિમોથી કેવા પ્રકારનો માણસ છે. જે રીતે એક પુત્ર તેના પિતાની સેવા કરે તે રીતે સુવાર્તાના (પ્રસાર) કાર્યમાં તેણે મારી સાથે સેવા કરી છે. ૨૩જ્યારે મને ખબર પડશે કે મારું શું થવાનું છે, ત્યારે તરત જ તેને મોકલવાની મારી યોજના છે. ૨૪મને ખાતરી છે કે પ્રભુ મને મદદરૂપ થશે. ૨૫એપાફ્રદિતસ ખ્રિસ્તમાં મારો ભાઈ છે. ખ્રિસ્તની સેનામાં તે મારી સાથે સહયોદ્ધો અને મદદગાર છે. જ્યારે મારે મદદની જરૂર હતી ત્યારે તમે તેને મારી પાસે મોકલ્યો. ૨૬હવે મેં તેને તમારી પાસે મોકલવાનું નક્કી કર્યુ છે. હું તેને મોકલું છું કારણ કે તમને મળવાની તેની ખૂબ ઈચ્છા છે. તેની માંદગી વિષે સાંભળવાથી તમે લોકો ચિંતીત છો તેનાથી તે પોતે વ્યગ્ર છે. ૨૭તે માંદો હતો અને મરણની નજીક હતો. પરંતુ દેવે તેને અને મને મદદ કરી, કે જેથી મને વધુ શોકનું કારણ ન મળે. ૨૮તેથી તેને મોકલવાની મારી ઘણી ઈચ્છા છે. જ્યારે તમે તેને જોશો, ત્યારે તમે આનંદીત થશો. અને મને તમારી ચિંતા નહિ થાય. ૨૯પ્રભુના નામે તેને ખૂબ આનંદથી આવકારજો. અને તેના જેવા માણસનું બહુમાન કરજો. ૩૦તેનું બહુમાન થવું જ જોઈએ કારણ કે ખ્રિસ્તના કાર્યમાં તેણે લગભગ પોતાનો પ્રાણ અર્પણ કરી દીધો. મને મદદ કરવામાં તેણે તેનો જીવ જોખમમાં મૂક્યો. આ એવી મદદ હતી જે તમે મને આપી શક્યા નહોતા.

### બીજા બધા કરતાં ખ્રિસ્ત વધુ મહત્વનો છે

૩ અને હવે, મારા ભાઈઓ અને બહેનો, પ્રભુ દ્વારા તમને આનંદ પ્રાપ્ત થાઓ. તમને ફરીથી લખવામાં મને કોઈ તકલીફ નથી, અને આમ કરવાથી તમે વધુ જાગૃત બનશો. ૨જેઓ અનિષ્ટ કરે છે તેવા લોકોથી સાવધ રહેજો. તેઓ કૂતરા જેવા છે. તેઓ શરીરને કાપવા પર ભાર મૂકે છે. ૩આપણે સાચી રીતે સુન્નત પામેલા છીએ અને તેના આત્માથી આપણે દેવની સ્તુતિ (સેવા) કરીએ છીએ. આપણને ખ્રિસ્ત ઈસુમાં હોવા માટે ગૌરવ છે. અને આપણે આપણી જાતમાં કે અન્ય કોઈ આપણા કાર્યમાં વિશ્વાસ નથી મૂકતા. ૪હું મારી જાતમાં વિશ્વાસ મૂકવાને શક્તિમાન હોઉં, તો પણ હું મારામાં વિશ્વાસ નહિ મૂકું. જો કોઈ વ્યક્તિ એમ માને કે તેને પોતાની જાતમાં વિશ્વાસ મૂકવા માટે કારણ છે, તો તે વ્યક્તિ જાણી લે કે મને મારી જાતમાં વિશ્વાસ મૂકવા માટે સબળ કારણ છે. ૫હું આઠ દિવસનો હતો, ત્યારે મારી સુન્નત થયેલી, હું ઈસ્રાએલી છું અને બિન્યામીનના કુળનો છું. હું હિબ્રૂઓનો હિબ્રૂ છું અને મારા માતાપિતા હિબ્રૂ હતા, મૂસાનું નિયમશાસ્ર મારે માટે ઘણું જ મહત્વનું હતું અને તેથી જ હું ફરોશી બન્યો હતો. ૬હું મારા યહૂદી ધર્મથી એટલો બધો ઉત્તેજીત હતો કે મેં મંડળીને સતાવેલી. હું જે રીતે મૂસાના નિયમ શાસ્રને અનુસર્યો હતો તેમા કોઈ દોષ શોધી શકે તેમ નહોતો. ૭એક સમયે, આ બધી જ વસ્તુ મારા માટે ઘણી મહત્વની હતી. પરંતુ મેં નક્કી કર્યુ કે ખ્રિસ્ત આગળ આ બધી વસ્તુઓનું કશું જ મૂલ્ય નથી. ૮માત્ર તે જ વસ્તુઓ નહિ, પરંતુ હવે તો મને લાગે છે કે ખ્રિસ્ત ઈસુ મારા પ્રભુને પામવાની મહાનતાની સરખામણીમાં કોઈ પણ વસ્તુ મહત્વની નથી. ખ્રિસ્તને કારણે મેં એ બધી વસ્તુઓનો ત્યાગ કર્યો અને હવે હું જાણું છું કે ખ્રિસ્ત આગળ તે બધી વસ્તુઓ તુચ્છ કચરા જેવી છે. આ રીતે મને ખ્રિસ્ત મળ્યો. ૯આને કારણે હું ખ્રિસ્ત દ્વારા ન્યાયી છું. હું નિયમશાસ્રને અનુસર્યો એને કારણે આ બન્યું નથી. પરંતુ ખ્રિસ્તમાં મારા વિશ્વાસને કારણે શક્ય બન્યું હતું . દેવે મારા ખ્રિસ્તમાંના વિશ્વાસનો

ઉપયોગ મને તેને અનુરૂપ બનાવવામાં કર્યો. ૧૦હું માત્ર
ખ્રિસ્તને અને મૃત્યુમાંથી સજીવન થવાના સામર્થ્યને
જાણવા માંગું છું. હું ખ્રિસ્તની વ્યથામાં સહભાગી થવા
માંગું છું અને તેના મરણમાં તેના સમાન થવા માગું છું.
૧૧જો હું આમ કરી શકુ તો મારી જાતે મૃત્યુમાંથી ઊઠવાની
આશા હું રાખી શકુ.

### ધ્યેય સુધી પહોંચવાનો પ્રયત્ન

૧૨હું નથી કહેવા માંગતો કે દેવની જેવી ઈચ્છા હતી
તેવો જ હું છું. હજી હું તે સિદ્ધિને પામ્યો નથી. પરંતુ તે
ધ્યેયને પ્રાપ્ત કરવાના મારા પ્રયત્નો સતત ચાલું છે,
ખ્રિસ્ત મારી પાસે આમ કરાવવા માંગે છે. અને તેથી
તેણે જ મને તેનો બનાવ્યો છે. ૧૩ભાઈઓ અને બહેનો,
મને ખબર છે, હું એ સિદ્ધિને નથી પામ્યો પરંતુ હંમેશા
એક કામ હું કરું છું: કે હું ભૂતકાળની વસ્તુઓને ભૂલી
જાઉં છું. મારી સમક્ષ જે ધ્યેય હોય છે તેને પ્રાપ્ત કરવા
હંમેશા પ્રયત્નશીલ રહું છું. ૧૪તેથી હંમેશા ધ્યેય પ્રાપ્તિમાં
હું પ્રયત્નશીલ રહું છું તેથી પુરસ્કૃત થાઉં છું આ પુરસ્કાર
મારો છે કારણ કે ખ્રિસ્ત ઈસુ વડે દેવે મને સ્વર્ગીય
જીવન માટે બોલાવ્યો છે.

૧૫આપણે બધા જે આત્મીય રીતે પરિપકવ થયા
છીએ તેમણે આ રીતે વિચારવું જોઈએ. આમાંની કોઈ
વસ્તુ સાથે જો તમે સંમત નથી થતા તો, દેવ તમને એ
સ્પષ્ટ કરશે. ૧૬પરંતુ જે સત્ય આપણને લાધી ચૂક્યું છે
તેને અનુસરવાનું આપણે ચાલુ રાખવું જોઈએ.

૧૭ભાઈઓ અને બહેનો, તમારે બધાએ મારા જેવું
જીવન જીવવાનો પ્રયત્ન કરવો જોઈએ. અને એમ
તમને બતાવ્યા પ્રમાણેનું જીવન જે જીવતો હોય તેઓનું
અનુકરણ કરો. ૧૮ઘણા લોકો ખ્રિસ્તના વધસ્તંભના
દુશ્મન જેવું જીવન જીવે છે. મેં તમને ઘણી વાર આ
લોકો વિષે કહ્યું છે અને હમણાં પણ તેઓના વિષે રડતાં
રડતાં કહું છું. ૧૯જે રીતે આ લોકો જીવે છે તેથી તેઓ
તેઓનો વિનાશ નોંતરે છે અને દેવની સેવા નથી કરતા.
તેઓનો દેવ તેઓનું પેટ છે, શરમજનક કૃત્યો કરે છે
અને તેને માટે ગૌરવ અનુભવે છે. તેઓ માત્ર પાર્થિવ
વસ્તુનો જ વિચાર કરે છે. ૨૦આપણું પોતાનું સ્થાન
આકાશમાં છે અને આપણે આપણા તારનારની
આકાશમાંથી આવવા માટે રાહ જોઈએ છીએ. આપણો
તારનાર તે પ્રભુ ઈસુ ખ્રિસ્ત છે. ૨૧તે આપણા નિર્બળ
શરીરોને બદલી તેઓને તેના પોતાના જેવા મહિમાવાન
બનાવશે. ખ્રિસ્ત પોતાની શકિત કે જેના વડે તે બધી
વસ્તુ ઉપર શાસન કરે છે, તેનાથી આમ કરી શકશે.

### કેટલીક કરવાની વસ્તુઓ

૪ મારા પ્રિય ભાઈઓ અને બહેનો, હું તમને ચાહું
છું અને તમને મળવા ઈચ્છું છું. તમારા કારણે
મને આનંદ થાય છે અને મને તમારું ગૌરવ છે. મારા
કહ્યાં પ્રમાણે તમે પ્રભુને અનુસરવાનું ચાલુ રાખજો.

૨હું યુવદિયા અને સુન્તુખેને, પ્રભુમાં એક ચિત્તના
થવા કહું છું. ૩અને તમે મારા મિત્રો જેણે મારી સાથે
વફાદારીપૂર્વક સેવા કરી છે, તેથી આ સ્ત્રીઓને મદદ
કરવાનું હું તમને કહું છું. આ સ્ત્રીઓએ સુવાર્તાના
પ્રચારમાં મારી સાથે કામ કર્યુ છે. તેઓ કલેમેન્ત અને
બીજા લોકો જે મારી સાથે કામ કરતાં હતા તેઓની
સાથે કામ કર્યુ છે. જીવનના પુસ્તકમાં* તેઓનાં નામ
લખાઈ ચૂક્યાં છે.

૪પ્રભુમાં સદા આનંદ કરો; હું ફરીથી કહું છું કે
આનંદ કરો.

૫દરેક લોકોને જાણવા દો કે તમે નમ્ર અને માયાળુ
છો. પ્રભુ જલદી આવે છે. ૬કશાની ચિંતા ન કરશો.
પરંતુ તમારે જે કંઈ જોઈએ છે તે દેવ પાસે માંગો અને
પ્રાર્થના કરો. અને જ્યારે તમે પ્રાર્થના કરો ત્યારે હંમેશા
આભારસ્તુતિ સહિત તમારી અરજો દેવને જણાવો.
૭પ્રભુની શાંતિ ઈસુ ખ્રિસ્તમાં તમારા હૃદય અને મનનું
રક્ષણ કરશે. તે શાંતિ એટલી મહાન છે કે જેને પ્રભુએ
આપેલી છે જે આપણે સમજી શકીએ તેમ નથી.

૮ભાઈઓ અને બહેનો, જે વસ્તુ સારી છે અને
ધન્યવાદને પાત્ર છે તેના વિષે વિચારવાનું ચાલુ રાખો,
જે વસ્તુઓ સત્ય છે, સન્માનીય છે, યથાર્થ અને શુદ્ધ
છે, સુંદર અને આદરણીય છે તેનો જ વિચાર કરો. ૯તમે
મારા દ્વારા શીખેલાં અને મેળવેલાં કાર્ય કરો. મેં તમને
કહેલું અને તમે જે કરતાં મને જોયો તે સર્વ કરો. અને
શાંતિનો દેવ તમારી સાથે રહેશે.

### પાઉલ ફિલિપીના ખ્રિસ્તીઓનો આભાર માને છે

૧૦હું પ્રભુમાં ઘણો આનંદીત છું કે ફરીથી તમે મારી
સંભાળ લો છો. તમે હંમેશા મારી સંભાળ લીધી છે,
પરંતુ તે દર્શાવી શકાઈ નથી. ૧૧મારે કશાની જરૂર છે
તેથી હું તમને આમ નથી કહેતો, મારી પાસે જે કંઈ છે
અને જે કંઈ બની રહ્યું છે, તેનાથી સંતોષ મેળવવાનું હું
શીખ્યો છું. ૧૨દરિદ્રી અને સમૃદ્ધ બંને અવસ્થાઓમાં
કેવી રીતે જીવવું તે હું જાણું છું, કોઈ પણ વખતે અને

---

**જીવનનું પુસ્તક** દેવનું પુસ્તક કે જેમાં સર્વ દેવના પસંદ
કરાએલા લોકોના નામો છે. (પ્રક. ૩:૫; ૨૧:૨૭).

ગમે તેવા સંજોગોમાં આનંદી રહેવાનું શીખ્યો છું. મારી
પાસે ખાવાને પૂરતું હોય કે ન હોય, આનંદી રહેવાનું હું
શીખ્યો છું. મને જરૂરી બધી જ વસ્તુઓ મારી પાસે
હોય કે ના હોય, હું આનંદી રહેવાનું જાણું છું. ૧૩ખ્રિસ્તને
કારણે આ બધું હું કરી શકુ છું, કારણ કે તે મને આમ
કરવાનું સામર્થ્ય આપે છે. ૧૪પરંતુ જ્યારે મારે મુશ્કેલીઓ
હતી ત્યારે તમે મને મદદ કરી તે ઘણું સારું છે. ૧૫તમે
ફિલિપ્પીના લોકો યાદ કરો જ્યારે મેં ત્યાં સુવાર્તા
આપવાની શરૂઆત કરેલી. મેં જ્યારે મકદોનિયા છોડ્યું
ત્યારે તમારી એક જ મંડળી એવી હતી કે જેણે મને
મદદ કરી. ૧૬હું જ્યારે થેસ્સાલોનિકામાં હતો ત્યારે મારે
જરૂરી વસ્તુઓ તમે મને ઘણીવાર મોકલી. ૧૭મારે
ખરેખર તમારા તરફથી દાન નથી જોઈતું. પરંતુ
આપવાથી જે સારું થાય છે તે તમને મળો તેમ હું ઈચ્છું
છું. ૧૮મારી પાસે જરૂર કરતાં પણ વધારે છે. મારે જરૂરી
બધી વસ્તુઓ છે કારણ કે એપાફ્રદિતસ તમે આપેલ
દાન લાવ્યો હતો. તમારું દાન દેવને ધરેલું મધુર મહેકતા
અર્પણ જેવુ છે. દેવે તે અર્પણ સ્વીકાર્યુ અને પ્રસન્ન
થયો. ૧૯ખ્રિસ્ત ઈસુના મહિમાથી મારો દેવ ઘણો સમૃદ્ધ
થયો છે. પરંતુ ખ્રિસ્ત ઈસુમાં તેની સમૃદ્ધિનો ઉપયોગ
તમને જરૂરી બધી વસ્તુઓ આપવામાં કરશે. ૨૦આપણા
દેવ અને બાપને સર્વકાળ મહિમા હો. આમીન.

૨૧ખ્રિસ્ત ઈસુમાં દેવના બધા જ સંતોને સલામ કહેજો.
મારી સાથે જે ભાઈઓ છે તેઓ તમને ક્ષેમકુશળ કહે
છે. ૨૨દેવના બધા જ સંતો જે મારી સાથે છે તેઓ તમને
ક્ષેમકુશળ કહે છે. બધા સંતોને અને કૈસરના ઘરનાં
બધા વિશ્ર્વાસીઓ તમને ક્ષેમકુશળ કહે છે.

૨૩પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા (દયા) તમારી સાથે રહો.

# કલોસ્સીઓને પત્ર

૧ ખ્રિસ્ત ઈસુના પ્રેરિત પાઉલ તરફથી કુશળતા. હું
પ્રેરિત છું કારણ કે દેવ જ તેમ ઈચ્છતો હતો.
ખ્રિસ્તમાં આપણા ભાઈ તિમોથી તરફથી પણ સલામ.
૨કલોસ્સામાં રહેતા ખ્રિસ્તમાં આપણા પવિત્ર અને
વિશ્વાસુ ભાઈઓ અને બહેનોને આપણા દેવ બાપ
તરફથી કૃપા તથા શાંતિ પ્રાપ્ત થાઓ.
૩હંમેશા અમે અમારી પ્રાર્થનામાં તમારે સારું દેવનો
આભાર માનીએ છીએ. દેવ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તનો
બાપ છે. ૪અમે દેવનો આભાર માનીએ છીએ કારણ કે
તમે જે વિશ્વાસ ખ્રિસ્ત ઈસુમાં ધરાવો છો અને દેવના
સર્વ સંતો માટે તમને જે પ્રેમ છે તેના વિષે અમે સાંભળ્યું
છે. ૫તમને ખ્રિસ્તમાં વિશ્વાસ છે. તમારી આશાને કારણે
તમે દેવના સંતોને પ્રેમ કરો છો. તમે જાણો છો કે જે
વસ્તુની તમે આશા રાખો છો, તે આકાશમાં સલામત
છે. તમે તેની આશા જાણવા આવ્યા છો. જ્યારે તમે
સત્યના ઉપદેશને સાંભળ્યો, સત્ય સંદેશ એ જ સુવાર્તા
છે. ૬જ્યારે તમને સુવાર્તા આપવામાં આવી ત્યારે સુવાર્તા
આશીર્વાદ વરસાવી રહી છે. જ્યારે તમે તે સુવાર્તા પ્રથમ
સાંભળી અને દેવની કૃપાની (દયા) સત્યતા તમે સમજ્યા
તે સમયે પણ આમ જ બન્યું હતું. ૭એપાફ્રાસ પાસેથી
તમે દેવની કૃપા વિષે જાણ્યું. એપાફ્રાસ અમારી સાથે જ
કાર્ય કરે છે, અને અમે તેને ચાહીએ છીએ. તે અમારા
માટે ખ્રિસ્તનો વિશ્વાસુ સેવક છે. ૮પવિત્ર આત્મા તરફથી
તમને જે પ્રેમ પ્રાપ્ત થયો છે તે પણ એપાફ્રાસે અમને
જણાવ્યું છે.
૯જે દિવસથી અમે આ બાબતો તમારા વિષે સાંભળી
તે દિવસથી તમારે સારું પ્રાર્થના કરીએ છીએ. અમે આ
બાબતો માટે પ્રાર્થના કરીએ છીએ:

કે તમે સર્વ આત્મિક સમજણ તથા બુદ્ધિમાં દેવની
ઈચ્છાના જ્ઞાનથી ભરપૂર થાઓ;
૧૦ તમે આ બાબતોનો જીવનમાં એ રીતે ઉપયોગ
કરો કે જેથી પ્રભુ તેમના વડે સન્માનિત થાય,
અને સર્વ પ્રકારે તેનાથી તે પ્રસન્ન થાય; કે તમે
દરેક પ્રકારના સત્કાર્યો કરો અને દેવ અંગેના
જ્ઞાનમાં વિકસિત થાવ;
૧૧ કે દેવ તેના મહિમાના સામર્થ્ય પ્રમાણે તમને
શક્તિશાળી બનાવે, જેથી જ્યારે આપત્તિઓ આવે
ત્યારે તમે ડગી ન જાવ અને સહનશીલ બનો.

પછી તમને આનંદ પ્રાપ્ત થશે. ૧૨અને (દેવ) બાપની
આભારસ્તુતિ કરો. જે વસ્તુઓ તેણે તમારા માટે તૈયાર
કરી છે, તેને પામવા માટે તેણે જ તમને યોગ્ય બનાવ્યા
છે. તેણે આ વસ્તુઓ તેના બધા જ લોકો માટે બનાવી
છે, કે જે લોકો પ્રકાશમાં (સારું) જીવે છે. ૧૩દેવે આપણને
અંધકારની (શેતાન) સત્તામાંથી મુક્ત કર્યા છે. અને તે
જ આપણને તેના પ્રિય પુત્ર (ઈસુ) ના રાજ્યમાં લઈ
આવ્યો. ૧૪પુત્રએ આપણને છોડાવવા માટે કિંમત ચૂકવી
છે. તેનામાં જ આપણને આપણા પાપોની માફી પ્રાપ્ત
થઈ છે.

## જ્યારે આપણે ખ્રિસ્ત તરફ દષ્ટિ કરીએ છીએ, ત્યારે આપણે દેવને નિહાળીએ છીએ

૧૫કોઈ પણ વ્યકિત દેવને જોઈ શકતી નથી. પરંતુ
ઈસુ દેવની પ્રતિમા જ છે. ઈસુ જ, જે બધી વસ્તુઓનું
સર્જન કરવામાં આવ્યું છે તેનો શાસક છે. ૧૬તેના સામર્થ્ય
વડે દરેક વસ્તુનું સર્જન કરવામાં આવ્યું–આકાશની
વસ્તુઓ, પૃથ્વીની વસ્તુઓ, દશ્યમાન અને અદશ્ય
વસ્તુઓ, સમગ્ર આત્મીય સત્તા, અધિકારીઓ, દરેક
વસ્તુનું સર્જન ખ્રિસ્ત દ્વારા અને ખ્રિસ્ત માટે જ કરવામાં
આવ્યું. ૧૭ કોઈ પણ વસ્તુના સર્જન પહેલા ખ્રિસ્ત હતો.
અને તેના જ કારણે દરેક વસ્તુમાં સાતત્ય છે. ૧૮ખ્રિસ્ત
તો શરીરનું એટલે મંડળીનું શિર છે. તે આરંભ, એટલે
મૂએલાંઓમાંથી પ્રથમ ઊઠેલો છે; કે જેથી સઘળામાં તે
શ્રેષ્ઠ થાય. ૧૯કેમ કે તેનામાં સર્વ પ્રકારની સંપૂર્ણતા રહે
એમ બાપને પસંદ પડયું; તેનું પોતાનું જીવન પરિપૂર્ણ
ખ્રિસ્તમાં હતું તેથી દેવ પ્રસન્ન હતો. ૨૦દેવ પ્રત્યેક
વસ્તુને પોતાના માટે ખ્રિસ્ત દ્વારા પુન:પ્રાપ્ત કરીને પ્રસન્ન
થયો–પૃથ્વી પરની અને આકાશની વસ્તુઓ. દેવે
વધસ્તંભના ખ્રિસ્તના રક્ત (મરણ) દ્વારા શાંતિ કરાવી.

૨૧એક સમયે તમે દેવથી વિખૂટા પડી ગયેલા. મનમાં તો તમે દેવના શત્રુ હતા, કારણ કે જે દુષ્ટ આચરણ તમે કરેલું તે દેવ વિરુદ્ધ હતું. ૨૨પરંતુ હવે ખ્રિસ્તે તમને ફરીથી દેવના મિત્ર બનાવી દીધા છે. જ્યારે તે તેના શરીરમાં હતો, ત્યારે ખ્રિસ્તે તેના મરણ દ્વારા આમ કર્યુ. તે તમને દેવ સમક્ષ લઈ જઈ શકે તેથી ખ્રિસ્તે આમ કર્યુ. તે તમને દેવ સમક્ષ એવા લોકો તરીકે પ્રસ્તુત કરે છે કે જે પવિત્ર છે, જેનામાં કોઈ ક્ષતિ નથી, અને દેવ જેને પાપો ગણી તમને પાપી ન ઠેરવી શકે. ૨૩જો તમે સાંભળેલ સુવાર્તામાં વિશ્ર્વાસ ધરાવતા રહેશો, તો ખ્રિસ્ત આમ કરશે. તમારે તમારા વિશ્ર્વાસમાં સ્થાપિત અને દ્રઢ બનવાનું ચાલુ રાખવું જોઈએ. સુવાર્તાએ જે આશા તમને પ્રદાન કરી છે તેમાંથી તમારે કદાપિ ચલિત થવું જોઈએ નહિ. અને તે સુવાર્તા આખા વિશ્ર્વમાં પ્રગટ થઈ છે. હું, પાઉલ, તે સુવાર્તા પ્રગટ કરવામાં મદદ કરું છું.

### મંડળી માટે પાઉલનું કાર્ય

૨૪તમારા માટે મેં જે દુ:ખો સહન કર્યા છે તેનાથી હું હમણાં આનંદ અનુભવું છું. ખ્રિસ્તે હજુ પણ તેના શરીર, મંડળી, દ્વારા ઘણી યાતનાઓ ભોગવવી પડશે. જે પીડા ભોગવવાની છે તેને હું મારા શરીરમાં સ્વીકારું છું. હું તેના શરીર, મંડળી માટે યાતના સહું છું. ૨૫દેવે મને વિશિષ્ટ કાર્ય સોંપેલું તેથી હું મંડળીનો સેવક બન્યો. આ કાર્ય તમને મદદરૂપ થવાનું છે. મારું કાર્ય સંપૂર્ણપણે દેવની વાત જણાવવાનું છે. ૨૬પ્રારંભકાળથી જ જેને ગુપ્ત રાખવામાં આવ્યું છે તેવો ઉપદેશ ગૂઢ સત્ય છે. આ સત્યને સર્વ સંતોથી ગુપ્ત રાખવામાં આવેલું. પરંતુ હવે તે ગૂઢ સત્યને દેવના સંતો સમક્ષ જાહેર કરવામાં આવ્યું છે. ૨૭તેના લોકો આ સમૃદ્ધી અને મહિમાનું સત્ય જાણે તેવો નિર્ણય દેવે કર્યો. તે મહિમાની આશા તમામ લોકો માટે છે. તે સત્ય જે તમારામાં છે, તે ઈસુ ખ્રિસ્ત પોતે જ છે જે મહિમાની આશા છે. ૨૮દરેક માણસને ખ્રિસ્તમાં સંપૂર્ણ થયેલો રજૂ કરીએ એ માટે અમે તેની વાત પ્રગટ કરીએ છીએ. અને દરેક માણસને બોધ કરીએ છીએ તથા સર્વ પ્રકારના જ્ઞાનનો ઉપયોગ કરીએ છીએ. બધા જ લોકોને અમે દેવ સમક્ષ એવા પ્રસ્તુત કરવા માંગીએ છીએ કે જેઓ ખ્રિસ્તમાં આત્મિક રીતે સંપૂર્ણ થયેલા છે. ૨૯આમ કરવા માટે, ખ્રિસ્તે મને પ્રદાન કરી છે તે મહાન શક્તિનો હું કાર્ય અને સંઘર્ષ કરવામાં ઉપયોગ કરું છું. તે શક્તિ મારા જીવનમાં કાર્યાન્વિત બની છે.

૨ તમને મદદ કરવા માટે હું ઘણી જહેમત ઉઠાવી રહ્યો છું તે તમે જાણો એમ હું ઈચ્છું છું. અને લાવદિકિયાના લોકોને જેઓ મને કદાપિ મળ્યા નથી તેઓને પણ હું મદદ કરવા પ્રયાસ કરી રહ્યો છું. ૨તેઓ વિશ્ર્વાસમાં સમૃદ્ધ અને શક્તિશાળી બને જે સમજશક્તિ દ્વારા આવે છે અને પ્રેમ વડે એકબીજા સાથે જોડાય તેમ હું ઈચ્છું છું. સમજશક્તિ દ્વારા જે દ્રઢ વિશ્ર્વાસ ઉદભવે છે, તેમાં તેઓ સમૃદ્ધ બને તેમ હું ઈચ્છું છું. દેવે જેને જાહેર કર્યુ છે તે મર્મથી તેઓ સંપૂર્ણપણે વાકેફ થાય તેમ હું ઈચ્છું છું. તે સત્ય સ્વયં ખ્રિસ્ત જ છે. ૩ખ્રિસ્તમાં બધા જ જ્ઞાન તથા બુદ્ધિનો ખજાનો સુરક્ષિત રખાયેલો છે.

૪હું તમને આ બાબતો એટલા માટે જણાવું છું કે કોઈ પણ વ્યક્તિ તમને એવા ખ્યાલોથી મૂર્ખ ન બનાવે કે જે સારા લાગે ખરાં, પણ હોય ખોટા. ૫હું સદેહે તમારી સાથે નથી, પરંતુ મારું હૃદય તો તમારી સાથે જ છે. તમારું સારું જીવન અને ખ્રિસ્ત પ્રત્યેનો દ્રઢ વિશ્ર્વાસ જોઈને મને આનંદ થાય છે.

### ખ્રિસ્તમય જીવન જીવવાનું ચાલુ રાખો

૬તમે ખ્રિસ્ત ઈસુ પ્રભુને સ્વીકાર્યો છે. તેથી કોઈ પણ પરિવર્તન લાવ્યા વિના તેને અનુસરવાનું ચાલુ રાખો. ૭તમારે ફક્ત ખ્રિસ્ત પર જ આધારિત રહેવું. જીવન અને સામર્થ્ય તેના તરફથી આવે છે, તમને સત્ય શીખવવામાં આવ્યું છે. તમારે તે સત્ય ઉપદેશ અંગે દ્રઢ રહેવાનું ચાલું જ રાખવું જોઈએ. અને હંમેશા આભારસ્તુતિ કરવી જોઈએ.

૮જે અર્થહીન હોય તેવા વ્યર્થ ખ્યાલો કે શબ્દો વડે કોઈ વ્યક્તિ તમને દોરે નહિ તે અંગે સાવધ રહો. તેવા ખ્યાલો ખ્રિસ્ત તરફથી નહિ, પરંતુ લોકો તરફથી આવતા હોય છે. ૯દેવ સંપૂર્ણપણે ખ્રિસ્તમાં નિવાસ કરે છે. ૧૦અને ખ્રિસ્તમાં તમે સંપૂર્ણ છો. તમારે બીજા કશાની આવશ્યકતા જ નથી. બધા જ શાસકો અને સત્તાઓના ઈસુ જ શાસક છે.

૧૧ખ્રિસ્તમાં તમને વિવિધ પ્રકારની સુન્નત મળી હતી. જે સુન્નત કેટલાક માણસોના હાથથી કરવામાં આવી ન હતી. મારો મતલબ છે કે તમારી પાપી જાતના સામર્થ્યથી તમને મુક્ત કરવામાં આવેલા. ખ્રિસ્ત તો આ જ પ્રકારની સુન્નત કરે છે. ૧૨જ્યારે તમે બાપ્તિસ્મા પામ્યા, ત્યારે તમારી જીર્ણજાત મૃત્યુ પામી અને ખ્રિસ્તની સાથે તમે દટાયા. અને તે બાપ્તિસ્મામાં ખ્રિસ્તની સાથે તમને ઉઠાડવામાં આવ્યા, કારણ કે દેવના સામર્થ્યમાં

તમને વિશ્વાસ હતો. જ્યારે તેણે ખ્રિસ્તને મૂએલામાંથી ઉઠાડયો ત્યારે દેવના સામર્થ્યને દર્શાવ્યું. [13]તમે તમારા પાપી સ્વભાવ અને તમારી પાપી કાયાની તાકાતથી બંધાયેલા હતા, તેથી તમે આત્મિક રીતે મૂએલા હતા. પરંતુ ખ્રિસ્ત સાથે દેવે તમને જીવતા કર્યા અને દેવે આપણા પાપોની માફી આપી. [14]આપણે દેવના નિયમનો ભંગ કર્યો તેથી આપણે દેવાદાર બન્યા. જે નિયમોને અનુસરવામાં આપણે નિષ્ફળ રહ્યા, તેને કરજની યાદી દર્શાવે છે. પરંતુ દેવે આપણું બધું જ કરજ માફ કર્યું. દેવે આપણું કરજ લઈ લીધું અને તેને વધસ્તંભ પર ખીલાથી જડી દીધું. [15]આત્મિક શાસકો અને સત્તાઓને દેવે પરાજીત કર્યા. વધસ્તંભ વડે દેવે જય મેળવ્યો અને તે શાસકો અને સત્તાઓને પરાજીત કર્યા. દેવે જગતને બતાવ્યું કે તેઓ સામર્થ્યહીન હતા.

### માનવનિર્મિત નિયમોને ન અનુસરો

[16]તેથી કોઈ પણ વ્યક્તિને તમારા માટે ખાવાપીવા અંગેના કે યહૂદી રિવાજો, (ઉત્સવો, ચાંદરાત,* કે વિશ્રામવાર) વિષે કોઈ તમને દોષિત ન ઠરાવે. કોઈ પણ વ્યક્તિને આ વિષે તમારા માટે નિયમો ના ઘડવા દો. [17]ભૂતકાળમાં, આ બાબતો પડછાયારૂપ હતી કે જેનું આગમન થઈ રહ્યું છે તે દર્શાવતી હતી. પરંતુ નૂતન બાબતો કે જેનું આગમન થવાનું હતું તે ખ્રિસ્તમાં દેખાઈ છે. [18]કેટલાક લોકો નમ્રતા અને દૂતોની સેવા કરવા ઈચ્છતા હોય, એવું વર્તન કરે છે. તે લોકો હંમેશા જે દર્શનો તેઓએ જોયા હોય તેના વિષે કહેતા રહે છે. તે લોકોને ન કહેવા દો કે, "તમે આમ કરતા નથી, તેથી તમે ખોટા છો." તે લોકો મૂર્ખ અભિમાનથી ભરપૂર છે. કારણ કે તેઓ ફક્ત માનવ વિચારોને જ વિચારી શકે, દેવના વિચારોને નહિ. [19]તે લોકો તેમની જાતને શિરનાં (ખ્રિસ્ત) નિયંત્રણ હેઠળ રાખતા નથી. સમગ્ર શરીર શિર (ખ્રિસ્ત) પર આધારિત હોય છે. ખ્રિસ્તને (શિર) લીધે જ શરીરનાં બધા જ અવયવો એકબીજાની દરકાર રાખે છે અને એકબીજાને મદદ કરે છે. આ શરીરને મજબૂત બનાવે છે. અને તેને સંગઠિત કરે છે. અને તેથી દેવ જે રીતે ઈચ્છે છે તે રીતે શરીર વિકાસ પામે છે.

[20]તમે ખ્રિસ્ત સાથે મૂઆ અને દુન્યવી નિરર્થક નિયમોથી મુક્ત થયેલા છો. તેથી તમે હજુ પણ આ દુનિયા સાથે સંકળાયેલા હોય તેમ વર્તો છો? મારો આ મતલબ છે, કે શા માટે આવા નિયમો પાળો છો: [21]"આ ખાશો નહિ," "પેલું ચાખવું નહિ," "પેલી વસ્તુને અડકશો નહિ?" [22]આ નિયમો એવી દુન્યવી વસ્તુઓ વિષે વાતચીત કરી રહ્યાં છે કે જેનો ઉપયોગ કર્યા પછી જેનું કોઈ અસ્તિત્વ જ રહેતું નથી. આ નિયમો તો ફક્ત લોકોથી મળેલ આજ્ઞા તથા શિક્ષણ છે, દેવથી નહિ. [23]આ નિયમો સારા લાગે છે. પરંતુ આ નિયમો તો બસ માનવ–નિર્મિત ધર્મના ભાગરૂપ છે કે જે માણસોને નમ્રતાનો ઢોંગ રચવા પ્રેરે છે, અને તેઓના દેહદમન માટે પ્રેરે છે. પરંતુ આ નિયમો લોકોને તેઓનો પાપી સ્વભાવ જે દુષ્કર્મો ઈચ્છે તે કરાવે છે, તેને અટકાવવામાં મદદકર્તા નથી.

### ખ્રિસ્તમાં તમારું નવું જીવન

૩ ખ્રિસ્ત સાથે તમને મૂએલામાંથી ઉઠાડવામાં આવેલા. તેથી તે વસ્તુઓ જે આકાશમાં છે તે પ્રાપ્ત કરવા માટે ઈચ્છા કરો. મારો મતલબ છે કે એ વસ્તુઓ કે જ્યાં ખ્રિસ્ત દેવના જમણા હાથે બેઠેલો છે. [2]ફક્ત આકાશની વસ્તુઓ વિષે જ વિચાર કરો, પૃથ્વી પરની વસ્તુઓ વિષે નહિ.

[3]તમારી જૂની પાપી જાત મૃત્યુ પામી છે, અને ખ્રિસ્ત સાથે દેવમાં તમારું નવું જીવન ગુપ્ત રાખેલ છે. [4]ખ્રિસ્ત જ તમારું જીવન છે. જ્યારે તેનું પુનરાગમન થશે, ત્યારે તમે તેના મહિમાના સહભાગી બનશો. [5]એ માટે પૃથ્વી પરના તમામ અવયવો, એટલે વ્યભિચાર, અશુદ્ધતા, વિષયવાસના, ભૂંડી ઈચ્છા તથા દ્રવ્યલોભ જે મૂર્તિપૂજા છે, તેઓને મારી નાખો. [6]એ કામો દેવને ક્રોધિત કરે છે.* [7]ભૂતકાળના તમારા દુષ્ટ જીવનમાં પણ તમે આ જ બાબતો કરી છે.

[8]પરંતુ હવે તમારા જીવનમાં આ વસ્તુઓને જાકારો આપો: જેવી કે રીસ, બીજા લોકોની લાગણી દુભાવે તેવી વસ્તુઓ બોલવી કે કરવી, અને વાતચીત દરમ્યાન અપશબ્દોનો ઉપયોગ કરવો. [9]એકબીજા સાથે જૂઠું ન બોલો. શા માટે? કારણ કે તમે તમારું પાપી જીવન તથા તેવાં કાર્યો જે તમે અગાઉ કરેલાં તે તો ક્યારના ય છોડી દીધાં છે. [10]તમે નવું જીવન શરૂ કર્યુ છે. તમારા નવા જીવનમાં તમે નવા બનાવાયા છો. જેણે તમારું સર્જન કર્યુ છે તેના જેવા તમે બની રહ્યાં છો. આ નવું જીવન તમને દેવનું સત્ય જ્ઞાન આપે છે. [11]નવા જીવનમાં ગ્રીક અને યહૂદી લોકો વચ્ચે કોઈ ભિન્નતા નથી. જે

**ચાંદરાત** યહૂદી મહિનાનો પ્રથમ દિવસ. યહૂદી લોકો માટે આ પવિત્ર દિવસ ગણાતો.

**કલમ ૬** કેટલીક ગ્રીક નકલોમાં ઉમેર્યુ છે: "દેવને અનુસરતા નથી તેવા લોકો વિરુદ્ધ."

લોકોની સુન્નત કરવામાં આવી છે, અને જેની સુન્નત કરવામાં નથી આવતી તેવા લોકો વચ્ચે કોઈ ભિન્નતા નથી. અથવા તો તે લોકો કે જે વિદેશીઓ અથવા સિથિયનો છે તેમની વચ્ચે કોઈ ભિન્નતા નથી. સ્વતંત્ર લોકો અને દાસો વચ્ચે પણ કોઈ જ ભિન્નતા નથી. પરંતુ ખ્રિસ્ત તો બધા જ વિશ્વાસીઓમાં વસે છે. અને ખ્રિસ્ત સર્વ તથા સર્વમાં છે.

૧૨દેવે તમને પસંદ કર્યા છે અને તમને તેના પવિત્ર લોકો બનાવ્યા છે. તે તમને પ્રેમ કરે છે. તેથી હંમેશા આ વસ્તુઓ કરો: ધૈર્યવાન ને દયાવાન બનો, ભલાઈ કરો, દીન, નમ્ર, સહનશીલ બનો. ૧૩એકબીજાને સહન કરો, એકબીજાને માફ કરો. જો કોઈ વ્યક્તિ તમારી વિરુદ્ધ કોઈ અનુચિત આચરણ કરે, તો તેને તમે માફ કરો. બીજા લોકોને માફ કરો કારણ કે પ્રભુએ તમને માફ કર્યા છે. ૧૪આ બધી જ બાબતો કરો; પરંતુ તે બધાથી મહત્વપૂર્ણ એ છે કે, તમે એકબીજાને પ્રેમ કરો. તમને દરેકને સંપૂર્ણ એકતામાં સાંકળતું બંધન જ પ્રેમ છે. ૧૫ખ્રિસ્ત જે શાંતિ પ્રદાન કરે છે તેના વડે તમારા વિચારોને નિયંત્રિત થવા દો. શાંતિ પ્રાપ્તિ અર્થે તમે બધા એક જ શરીર* બનવા માટે તેડાયેલા છો. હંમેશા આભારસ્તુતિ કરો. ૧૬ખ્રિસ્તની વાતો સર્વ જ્ઞાનમાં પુષ્કળતાથી તમારામાં રહે. એકબીજાને શીખવવા માટે અને સક્ષમ બનાવવા તમારા સંપૂર્ણ જ્ઞાનનો ઉપયોગ કરો. ગીતો, સ્તોત્રો અને આત્મિક ગાયનોથી તમારા હૃદયમાં દેવની આભારસ્તુતિ કરો. ૧૭તમે જે કહો અને કરો તે સર્વ પ્રભુ ઈસુના નામે થવા દો. અને તમારા આ દરેક કાર્યોમાં, દેવ બાપની આભારસ્તુતિ ઈસુ દ્વારા વ્યક્ત કરો.

### અન્ય લોકો સાથે તમારું નવુ જીવન

૧૮પત્નીઓ, તમારા પતિની સત્તાને આધીન રહો. પ્રભુમાં આ કામ કરવાની સુયોગ્ય બાબત છે.

૧૯પતિઓ, તમે તમારી પત્નીઓ પર પ્રેમ કરો, અને તેમના પ્રત્યે કઠોર ન થાઓ.

૨૦બાળકો, તમારા માબાપોની દરેક આજ્ઞાને અનુસરો, આ પ્રભુને પ્રસન્ન કરે છે.

૨૧પિતાઓ, તમારા બાળકોને ચીડવો નહિ. જો તમે તેમના પ્રત્યે કઠોર બનશો, તો પછી તેઓ પ્રયત્નો કરવાનું જ છોડી દેશે.

૨૨દાસો, તમારા પૃથ્વી પરના માલિકોની દરેક આજ્ઞા પાળો. તમારો માલિક તમને જોઈ શકે તેમ ન હોય તેવા સમયે પણ તમારા માલિકની આજ્ઞાઓનું પાલન કરો. તમે તો ખરેખર લોકોને ખુશ કરવા પ્રયત્ન કરી રહ્યા નથી, તમે તો પ્રભુને પ્રસન્ન કરવા પ્રયત્ન કરી રહ્યા છો. તેથી પ્રામાણિકપણે આજ્ઞાપાલન કરો કારણ કે તમે પ્રભુનો આદર કરો છો. ૨૩તમે જે કરી રહ્યા છો તે દરેક કાર્યમાં, તમે જેટલું થઈ શકે તેટલું શ્રેષ્ઠ કામ કરો. એ રીતે કામ કરો, જાણે લોકો માટે નહિ, પરંતુ પ્રભુ માટે કાર્ય કરી રહ્યા છો. ૨૪યાદ રાખો કે પ્રભુ તરફથી તમને બદલો મળવાનો છે. તે તમને, તેણે જે તેના લોકોને વચન આપેલું તે પ્રદાન કરશે. તમે તો પ્રભુ ખ્રિસ્તની સેવા કરી રહ્યા છો. ૨૫યાદ રાખો કે કોઈ પણ વ્યક્તિ અનુચિત કાર્ય કરશે તે તેના અનુચિત કાર્યને કારણે સજાને પાત્ર બનશે. પ્રભુ ને ત્યાં પક્ષપાત નથી.

૪ ધણીઓ, જે બાબતો તમારા સેવકો માટે સુંદર અને ન્યાયી હોય તે તેમને આપો. યાદ રાખો કે આકાશમાં તમારો પણ ધણી છે.

### ખ્રિસ્તીઓને કેટલીક બાબતો કરવા પાઉલ જણાવે છે

૨પ્રાર્થનામાં ખંતથી મંડયા રહો. અને જ્યારે તમે પ્રાર્થના કરો, ત્યારે હંમેશા દેવની આભારસ્તુતિ કરો. ૩અમારા માટે પણ પ્રાર્થના કરો. પ્રાર્થના કરો કે દેવ અમને તેની સુવાર્તા ફેલાવવાની તક આપે. પ્રાર્થના કરો કે દેવે જે ખ્રિસ્ત વિષેનું મર્મ પ્રકાશિત કર્યું છે, તેનો અમે ઉપદેશ આપી શકીએ. હું કારાગૃહમાં છું કારણ કે હું આ સત્યનો ઉપદેશ આપું છું. ૪પ્રાર્થના કરો કે આ સત્યને હું લોકોને સ્પષ્ટ જાહેર કરી શકું. આ જ મારે કરવું જોઈએ.

૫જે લોકો વિશ્વાસુ નથી તેવા લોકો સાથે ડહાપણથી વર્તો. તમારા સમયનો સદુપયોગ કરો. ૬જ્યારે તમે વાતચીત કરો, ત્યારે તમે હંમેશા માયાળુ અને બુદ્ધિમાન રહો. પછી જ તમે પ્રત્યેક વ્યક્તિને તમારે જે રીતે ઉત્તર આપવો જોઈએ તે રીતે આપી શકશો.

### પાઉલ સાથેના લોકો વિષેના સમાચાર

૭તુખિકસ ખ્રિસ્તમા મારો વહાલો ભાઈ છે. પ્રભુમાં તે મારી સાથે વિશ્વાસુ સેવક તથા સાથી દાસ છે. તે તમને મારી સાથે બની રહેલી તમામ ઘટનાઓ જણાવશે. ૮તેથી જ હું એને મોકલી રહ્યો છું. અમે કેવી સ્થિતિમાં છીએ, તે તમે જાણો એમ હું ઈચ્છું છું. અને તમને પ્રોત્સાહિત કરવા માટે પણ હું એને મોકલી રહ્યો છું. ૯ઓનેસિમસની સાથે હું એને મોકલી રહ્યો છું.

**શરીર** ખ્રિસ્તનું આત્મિક શરીર, અર્થાત મંડળી કે તેના લોકો.

ઓનેસિમસ ખ્રિસ્તમાં વિશ્વાસુ અને વહાલો ભાઈ છે. તે તમારા સમૂહમાંથી આવે છે. તુખિકસ અને ઓનેસિમસ તમને અહીં જે કાંઈ બન્યું છે તે જણાવશે.

[10]અરિસ્તાર્ખસ તમને ક્ષેમકુશળ કહે છે. તે મારી સાથે અહીં કેદી છે. અને માર્ક, બાર્નાબાસનો પિત્રાઈ પણ તમને ક્ષેમકુશળ કહે છે. (માર્ક અંગે શું કરવું તે ક્યારનું મેં તમને જણાવી દીધું છે. જો તે ત્યાં આવે, તો તમે તેને આવકારજો.) [11]ઈસુ પણ (તે યુસ્તસના નામે પણ ઓળખાય છે) તમને ક્ષેમકુશળ કહે છે. આ જ ફકત યહૂદી વિશ્વાસુઓ છે કે જે મારી સાથે દેવના રાજ્ય માટે કાર્ય કરે છે. તેઓ મારા માટે દિલાસારૂપ બની રહ્યા છે.

[12]એપાફ્રાસ પણ તમને ક્ષેમકુશળ કહે છે. તે ઈસુ ખ્રિસ્તનો સેવક છે. અને તે તમારા સંઘનો છે. તે હંમેશા તમારા માટે આગ્રહથી પ્રાર્થના કરે છે. તે પ્રાર્થે છે કે તમે આત્મિક રીતે પરિપકવ બનવા માટે વિકાસ પામો અને દેવ તમારા માટે ઈચ્છે છે તે દરેક વસ્તુ તમને પ્રાપ્ત થાય. [13]હું જાણું છું કે તેણે તમારા માટે અને લાવદિકિયા અને હિયરાપુલિસના લોકો માટે કઠોર પરિશ્રમ કર્યો છે. [14]દેમાસ અને આપણા વહાલા મિત્ર લૂક વૈદ પણ ક્ષેમકુશળ કહે છે.

[15]લાવદિકિયાના ભાઈઓ અને બહેનોને ક્ષેમકુશળ કહેજો. અને નુમ્ફા અને મંડળી કે જે તેના ઘરમાં મળે છે, તેમને પણ ક્ષેમકુશળ કહેજો. [16]આ પત્ર તમારી આગળ વાંચ્યાં પછી, તે લાવદિકિયાની મંડળીમાં પણ વંચાવવા તેની કાળજી રાખજો. અને લાવદિકિયામાં જે પત્ર મેં લખ્યો છે તે પણ તમે વાંચજો. [17]આર્ખિપસને કહેજો કે, "તને પ્રભુએ જે કામ સોંપ્યું છે તે પૂર્ણ કરવા સાવધ રહેજે."

[18]હું પાઉલ મારા સ્વહસ્તે આ પત્ર લખી રહ્યો છું અને તમને ક્ષેમકુશળ પાઠવી રહ્યો છું, કારાગારમાં મને યાદ કરજો. દેવની કૃપા (દયા) તમારા પર થાઓ.

# થેસ્સલોનિકીઓને પહેલો પત્ર

૧ પાઉલ, સિલ્વાનુસ અને તિમોથી તરફથી
થેસ્સલોનિકામાં રહેતી મંડળી, તે મંડળી જોગ,
દેવ બાપમાં અને પ્રભુ ઈસુ ખ્રિસ્તમાં તમને કૃપા અને
શાંતિ થાઓ.

### થેસ્સલોનિકાના લોકોનો વિશ્ર્વાસ અને જીવન

૨જયારે અમે પ્રાર્થના કરીએ છીએ ત્યારે અમે હંમેશા
તમારા બધાંનું સ્મરણ કરીએ છીએ અને તમારા બધા
માટે અમે દેવની આભારસ્તુતિ કરીએ છીએ. ૩જયારે
અમે દેવ બાપને પ્રાર્થીએ છીએ ત્યારે તમારા વિશ્ર્વાસને
કારણે તમે જે કાર્યો કર્યાં છે તેના માટે અમે સતત
દેવનો આભાર માનીએ છીએ. અને તમારા પ્રેમને લીધે
તમે જે કાર્યો કર્યાં છે તેના માટે પણ અમે દેવનો આભાર
માનીએ છીએ. અને તમે આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તમાં
તમારી આશામાં દઢ બની રહો તે માટે અમે તેનો આભાર
માનીએ છીએ. ૪ભાઈઓ અને બહેનો, દેવ તમને પ્રેમ
કરે છે. અને અમે જાણીએ છીએ કે તમને તેના બનવા
માટે તેણે પસંદ કર્યા છે. ૫અમે તમને સુવાર્તા પહોંચાડી
પરંતુ અમે ફકત શબ્દોનો જ ઉપયોગ ન કર્યો, અમે
સુવાર્તાને સામર્થ્યસહિત લઈ આવ્યા. અમે તેને પવિત્ર
આત્મા અને પૂર્ણ જ્ઞાન સહિત લઈ આવ્યા જે સત્ય છે.
તમારી સાથે અમે ઉપસ્થિત હતા ત્યારે અમે કેવું જીવન
જીવતા હતા તે પણ તમે જાણો છો. અમે તમને મદદકર્તા
થઈએ એ રીતે જીવ્યા હતા. ૬અને તમે અમારા જેવા
અને પ્રભુ જેવા બન્યા. તમે ઘણું સહન કર્યુ, પરંતુ તમે
આનંદપૂર્વક પ્રભુની વાત સ્વીકારી. પવિત્ર આત્માએ
તમને તે આનંદ આપ્યો. ૭તમે મકદોનિયા અને
અખાયામાં તમામ વિશ્ર્વાસીઓ માટે નમૂનારૂપ બન્યા.
૮તમારા ધ્વારા મકદોનિયા અને અખાયામાં પ્રભુની વાત
ફેલાઈ અને દેવ પ્રતિ તમારો વિશ્ર્વાસ સર્વત્ર પ્રગટ
થયો છે. તેથી તમારા વિશ્ર્વાસ વિષે અમારે કાંઈ કહેવાની
જરુર નથી. ૯અમે જયારે તમારી સાથે હતા ત્યારે જે
સદભાવપૂર્વક તમે અમને સ્વીકાર્યા તે વિષે લોકો સર્વત્ર
વાત કરે છે. તમે કેવી રીતે મૂર્તિપૂજા બંધ કરી જીવતા
અને સાચા દેવની સેવા કરવા તરફ વળ્યા તે વિષે લોકો
વાત કરે છે. ૧૦તમે મૂર્તિપૂજા બંધ કરી અને હવે તમે
આકાશમાંથી દેવનો દીકરો આવે તેની પ્રતીક્ષા કરો છો.
દેવે તે દીકરાને મૂએલામાંથી ઉઠાડયો તે ઈસુ છે, કે જે
આપણને દેવના આવનારા ન્યાયમાંથી બચાવે છે.

### થેસ્સાલોનિકામાં પાઉલનું કામ

૨ ભાઈઓ અને બહેનો, તમે જાણો છો કે અમારી
તમારી સાથેની મુલાકાત નિષ્ફળ નહોતી નીવડી.
૨અમે તમારી પાસે આવ્યા તે પહેલા, ફિલિપ્પીમાં અમારે
ઘણું સહન કરવું પડયું હતું, ત્યાંના લોકો અમારા વિષે
ઘણા કટુવચનો બોલ્યા. તમે આ બધા વિષે જાણો છો.
અને અમે જયારે તમારી પાસે આવ્યા ત્યારે, ઘણા લોકો
અમારી વિરુદ્ધ હતા. પરંતુ આપણા દેવે અમને હિંમતવાન
બનાવ્યા અને દેવ તેની સુવાર્તા તમને કહેવામાં અમને
મદદરૂપ થયો. ૩અમે લોકોને બોધ આપીએ છીએ.
કોઈએ પણ અમને મૂર્ખ બનાવ્યા નથી. અમે દુષ્ટ નથી.
અમે લોકોને છેતરવાનો પ્રયત્ન કરતાં નથી. અમે જે
કરીએ છીએ તે માટે અમારા કારણો નથી. ૪ના. અમે
સુવાર્તા આપીએ છીએ કારણ કે સુવાર્તા આપવા માટે
દેવે અમારી પરીક્ષા કરી છે અને અમારા પર વિશ્ર્વાસ
મૂકયો છે. તેથી જયારે અમે બોલીએ છીએ, ત્યારે દેવને
પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરીએ છીએ, નહિ કે માણસોને.
દેવ એ એક છે જે અમારાં હૃદયોનો પારખનાર છે.
૫તમે જાણો છો કે તમારા વિષે સારું સારું બોલીને તમને
ખુશામત કરવાનો અમે કદી પ્રયત્ન કર્યો નથી. અમારે
તમારા પૈસા નથી જોઈતા કે તમારા થકી અમારે અમારો
કોઈ સ્વાર્થ છુપાવાનો નથી. દેવ જાણે છે કે આ સત્ય
છે. ૬અમે લોકો તરફથી, તમારા તરફથી, કે બીજા કોઈ
તરફથી પ્રસંશાની અપેક્ષા નથી રાખતા.

૭અમે ખ્રિસ્તના પ્રેરિતો છીએ. અને તેથી અમે જયારે
તમારી પાસે હતા ત્યારે, તમારી પાસે અમુક કામ કરાવવા
માટે અમે અમારી સત્તાનો ઉપયોગ કરી શકયા હોત.
પરંતુ જે રીતે એક મા પોતાના બાળકનું જતન કરે છે, તે
રીતે અમે તમારા પ્રત્યે વિનમ્ર વર્તાવ કરેલો. ૮અમે
તમને બહુ પ્રેમ કર્યો. તેથી અમે દેવની સુવાર્તામાં તમારી

સાથે સહભાગી થતા હતા તે એક આનંદ હતો એટલું
જ નહિ; અમે અમારા જીવનની સાથે તમારા જીવનમાં
સહભાગી થતાં પ્રસન્ન થયા હતા. ૯ભાઈઓ અને
બહેનો, તમને યાદ છે કે રાત અને દિવસ અમે કેટલો
કઠોર પરિશ્રમ કર્યો હતો. જયારે અમે દેવની સુવાર્તા
તમને આપતા હતા ત્યારે તમારી પાસેથી વળતર લઈને
તમને અમે બોજારૂપ બનવા નહોતા ઈચ્છતા.

૧૦જયારે તમો વિશ્વાસીઓની સાથે અમે હતા ત્યારે,
અમે પવિત્ર અને સત્યનિષ્ઠ જીવન નિષ્કલંક રીતે
જીવ્યા હતા, તમે જાણો છો કે આ સત્ય છે અને દેવ
જાણે છે કે આ સત્ય છે. ૧૧તમે જાણો છો કે જેમ બાપ
પોતાનાં બાળકો સાથે જેવું વર્તન કરે, તેવું વર્તન અમે
તમારી સાથે કર્યુ હતું. ૧૨અમે તમને પ્રોત્સાહિત કર્યા,
અમે તમને રાહત પહોંચાડી, અને અમે તમને દેવ
માટે સારું જીવન જીવવા માટે કહ્યું. દેવ તેના રાજય
અને મહિમા માટે તમને તેડે છે.

૧૩જે રીતે, તમે દેવનો સંદેશો સ્વીકાર્યો તે માટે અમે
દેવની સતત આભારસ્તુતિ કરીએ છીએ. તમે અમારી
પાસેથી તે વચન સાંભળ્યુ, અને તમે તેને માણસોનું
નહિ પરંતુ દેવના વચનોની જેમ સ્વીકાર્યુ અને તે ખરેખર
દેવનું વચન જ છે. અને જે લોકો તેનામાં વિશ્વાસ રાખે
છે તેનામાં તે કાર્યશીલ બને છે. ૧૪ભાઈઓ અને બહેનો,
તમે યહૂદિયામાં ખ્રિસ્ત ઈસુમાં બનેલી દેવની મંડળીઓ
જેવા છો. યહૂદિયામાં દેવના લોકોએ ત્યાંના બીજા
યહૂદીઓ દ્વારા ઘણી અનિષ્ટ બાબતો સહન કરી હતી.
અને તમે પણ તે જ અનિષ્ટ બાબતો તમારા પોતાના
દેશવાસીઓ દ્વારા સહન કરી રહયાં છો. ૧૫તે યહૂદીઓએ
પ્રભુ ઈસુને મારી નાખ્યો. અને તેઓએ પ્રબોધકોને
પણ મારી નાખ્યા. અને તે યહૂદીઓએ આપણને તે
પ્રદેશ યહૂદિયા છોડી જવા દબાણ કર્યુ, દેવ તેઓનાથી
પ્રસન્ન નથી. તેઓ તો બધા જ લોકોની વિરુદ્ધ છે.
૧૬હા, તેઓ આપણને બિનયહૂદીઓને શિક્ષણ આપતા
રોકવા માગે છે. અમે બિનયહૂદીઓને શિક્ષણ આપીએ
છીએ, જેથી તેઓનું તારણ થઈ શકે. પરંતુ પેલા યહૂદીઓ
તો તેઓનાં કરેલાં જ પાપમાં એક પછી એક પાપ ઉમેરતાં
જાય છે. દેવનો કોપ હવે તેઓના પર છવાઈ ચૂકયો છે.

### તેઓની ફરીથી મુલાકાત લેવાની પાઉલની ઈચ્છા

૧૭ભાઈઓ અને બહેનો, અલ્પ સમય માટે અમે
તમારાથી વિખૂટા પડયા. (અમે ત્યાં તમારી સાથે ન
હતા, પરંતુ વિચારોથી તો અમે તમારી સાથે જ હતા.)
તમને મળવાની અમારી ઉત્કટ ઈચ્છા હતી, અને તમને
મળવા ખૂબ પ્રયત્નો પણ કર્યા. ૧૮હા, અમે તમારી
પાસે આવવા માંગતા હતા. ખરેખર મેં, પાઉલે ત્યાં
આવવા ઘણા પ્રયાસો કર્યા, પણ શેતાને અમને અટકાવ્યા.
૧૯તમે જ અમારી આશા, અમારો આનંદ, અને મુગટ
છો જેના માટે ઈસુ ખ્રિસ્તના આવવાના સમયે તેની
સમક્ષ અમને અભિમાન થશે. ૨૦ખરેખર તમે જ અમારો
મહિમા અને આનંદ છો.

૩ ૧-૨અમે તમારા સુધી આવી શકયા નહિ, પરંતુ
થોડી વધારે પ્રતીક્ષા કરવી અમારાં માટે ખૂબ કઠિન
હતું. તેથી અમે તિમોથીને તમારી પાસે મોકલવાનો
નિર્ણય કર્યો. અને અમે આથેન્સમાં એકલા રહેવાનું
નક્કી કર્યુ, તિમોથી આપણો ભાઈ છે. તે દેવ સાથે
ખ્રિસ્ત વિષેની સુવાર્તા લોકોને કહેવાનું કાર્ય કરે છે.
અમે તિમોથીને તમારી પાસે તમારા વિશ્વાસમાં તમને
દઢ કરવાને અને તમને ઉત્તેજન આપવાને મોકલ્યો.
૩અમે તિમોથીને મોકલ્યો જેથી તમારામાંનો કોઈ અત્યારે
જે આપત્તિઓ છે, તેનાથી વિચલિત ન થાય. તમે પોતે
પણ જાણો જ છો કે આપણા પર તો આવી મુશ્કેલીઓ
આવશે જ. ૪જ્યારે અમે તમારી સાથે હતા, ત્યારે અમે
તમને જણાવ્યું હતું કે, આપણે સહન કરવાનું થશે.
અને તમે જાણો છો કે જે રીતે અમે કહ્યું હતું તે જ
પ્રમાણે તે થયું. ૫તેથી જ તિમોથીને મેં તમારી પાસે
મોકલ્યો, જેથી કરીને તમારા વિશ્વાસ વિષે હું જાણી
શકુ. હું વધારે પ્રતીક્ષા કરી શકુ તેમ ન હતો તેથી મેં તેને
મોકલ્યો. મને ભય હતો કે તે એક (શેતાન) કે જે
લોકોનું પરીક્ષણ કરે છે તેણે તમારું પણ પરીક્ષણ કર્યુ
હોય, અને તમારો પરાજય કર્યો હોય. તેથી અમારો
કઠોર પરિશ્રમ વેડફાઈ ગયો હોત.

૬પરંતુ તિમોથી તમારી પાસેથી અમારી પાસે પાછો
આવ્યો. તેણે તમારા વિશ્વાસ અને પ્રેમના ખુશકારક
સમાચાર અમને જણાવ્યા. તિમોથીએ અમને જણાવ્યું
કે તમે હંમેશા સારી ભાવનાથી અમારું સ્મરણ કરો છો.
તેણે અમને જણાવ્યું કે તમે અમને મળવા અત્યંત
આતુર છો. અને અમારી સાથે પણ તેમ જ છે, અમે
પણ તમને મળવા અત્યંત ઈચ્છીએ છીએ. ૭તેથી
ભાઈઓ અને બહેનો, તમારા વિષે જાણીને તમારા
વિશ્વાસને કારણે અમને પ્રોત્સાહન મળ્યું છે. અમારે
ઘણી મુશ્કેલીઓ અને પીડાઓ છે, છતાં પણ અમને
સાંત્વન છે. ૮જો તમે પ્રભુમાં દઢ છો તો આપણું જીવન
ખરેખર ભરપૂર છે. ૯તમારે કારણે અમારા દેવ આગળ
અમે અત્યંત હર્ષ અનુભવીએ છે! તેથી તમારા માટે
અમે દેવની આભારસ્તુતિ કરીએ છીએ. પરંતુ જે પરમ

આનંદનો અનુભવ અમે કરીએ છીએ તેના માટે અમે
દેવનો પૂરતો આભાર માની શકતા નથી. ૧૦દિવસ અને
રાત્રે તમારા માટે અતિશય પ્રાર્થના કરી રહ્યા છીએ.
અમે પ્રાર્થી રહ્યા છીએ કે તમારા વિશ્વાસમાં જે કંઈ
ન્યૂનતા હોય તે સંપૂર્ણ કરવા અમે ત્યાં આવી શકીએ,
તમને પુન: મળી શકીએ અને તમને આવશ્યક બધી
જ વસ્તુઓ તમને પૂરી પાડી શકીએ.
૧૧અમે પ્રાર્થીએ છીએ કે દેવ આપણા બાપ અને
આપણા પ્રભુ ઈસુ તમારા સુધી પહોંચવા માટેનો અમારો
માર્ગ સરળ બનાવે. ૧૨અમે પ્રાર્થીએ છીએ કે પ્રભુ
તમારામાં પ્રેમને વિકસિત કરે. અમે પ્રાર્થીએ છીએ કે તે
તમારામાં એકબીજા અને અન્ય લોકો માટે ઉત્તરોત્તર
પ્રેમ વધારો. અમે પ્રાર્થીએ છીએ કે જેમ અમે તમને
પ્રેમ કરીએ છીએ તેમ તમે બધા જ લોકોને પ્રેમ કરો.
૧૩તમારા હૃદય સુદૃઢ બને તેથી અમે આમ પ્રાર્થીએ
છીએ. તેથી જ્યારે આપણા પ્રભુ ઈસુ તેના સર્વ સંતો
સહિત પધારે, ત્યારે દેવ આપણા બાપની હજૂરમાં તમે
પવિત્ર અને નિર્દોષ બની શકો.

### દેવને પ્રસન્ન કરતું જીવન

૪ ભાઈઓ અને બહેનો, હવે મારે તમને બીજી
કેટલીક વાતો કહેવાની છે. દેવને પ્રસન્ન કરે તે
રીતે કેમ જીવવું તે વિષે અમે તમને દર્શાવ્યુ છે. અને
તમે તે જ રીતે જીવી રહ્યા છો. હવે અમે તમને પ્રભુ
ઈસુમાં જીવવા માટે વધુ ને વધુ આગ્રહ અને પ્રોત્સાહન
આપીએ છીએ. ૨તમારે શું કરવું તે બાબતો જે અમે
તમને કહેલી તે તમે જાણો છો, અમે તમને તે બાબતો
પ્રભુ ઈસુના અધિકાર વડે જણાવેલી છે. ૩દેવ ઈચ્છે છે
કે, તમે પવિત્ર થાઓ. તમે વ્યભિચારથી દૂર રહો તેમ તે
ઈચ્છે છે. ૪તમારામાંની દરેક વ્યક્તિ શરીર પર નિયંત્રણ
રાખવાનું શીખે તેમ દેવ ઈચ્છે છે. તમારા શરીરનો
પવિત્રતામાં ઉપયોગ કરો કે જે દેવને સન્માનિત કરે
છે.* ૫તમારા શરીરનો ભોગ વિલાસ માટે ઉપયોગ ન
કરો. જે લોકો દેવને જાણતા નથી તે તેમના શરીરનો
તેવો ઉપયોગ કરે છે. ૬તમારામાંના કોઈએ તમારા ભાઈ
સાથે અનુચિત વ્યવહાર ન કરવો જોઈએ કે તેને છેતરવો
પણ ન જોઈએ. જે લોકો આમ કરે છે તેમને પ્રભુ શિક્ષા
કરશે. અમે ક્યારનું ય તમને એ બાબત વિષે જણાવ્યું
છે અને ચેતવ્યા છે. ૭દેવે આપણને પવિત્ર થવા તેડયા
છે. તે આપણે અશુદ્ધ જીવન જીવીએ તેમ ઈચ્છતો
નથી. ૮એ માટે જે વ્યક્તિ દેવના ઉપદેશનો અસ્વીકાર
કરે છે તે માણસનો અસ્વીકાર કરતો નથી, તે દેવનો
અસ્વીકાર કરે છે. અને દેવ એ એક છે જે તમને તેનો
પવિત્ર આત્મા પ્રદાન કરી રહ્યો છે.
૯ખ્રિસ્તમાં તમારા ભાઈઓ અને બહેનો માટે પરસ્પર
પ્રેમ રાખવા અંગે તમને કંઈ લખવાની અમારે જરૂર
નથી. દેવે તમને એકબીજાને પ્રેમ કરવા માટે બોધ
આપ્યો જ છે. ૧૦સાચી રીતે સમગ્ર મકદોનિયાના બધા
જ ભાઈઓ અને બહેનોને તમે પ્રેમ કરો છો. ભાઈઓ
અને બહેનો, હવે તેઓને તમે વધુ પ્રેમ કરો માટે અમે
તમને પ્રોત્સાહિત કરીએ છીએ.
૧૧શાંતિપૂર્ણ જીવન માટે તમે જે કંઈ કરી શકો તે
કરો. તમારું પોતાનું કામકાજ સંભાળો. તમારું પોતાનું
જ કામ કરો. તમને આમ કરવાનું અમે ક્યારનું ય
જણાવેલ છે. ૧૨જો તમે આ બાબતો કરશો, તો જે લોકો
વિશ્વાસીઓ નથી તે પણ તમારી જીવનપદ્ધતિને માનની
દૃષ્ટિથી જોશે. અને તમારે તમારી આવશ્યકતાઓ માટે
બીજા પર આધારિત નહિ બનવું પડે.

### પ્રભુનું આગમન

૧૩ભાઈઓ અને બહેનો, જે લોકો મૃત્યુ પામ્યા છે
તેઓ વિષે તમે જાણો તેમ અમે ઈચ્છીએ છીએ. જેથી
બીજા માણસો જેઓને આશા નથી અને ખેદ કરે છે
તેમ તમે તેઓની જેમ ખેદ કરો એવું અમે ઈચ્છતા
નથી. ૧૪અમે વિશ્વાસ કરીએ છીએ કે ઈસુ મરણ પામ્યો.
પરંતુ અમે એમ પણ વિશ્વાસ કરીએ છીએ કે તે પાછો
ઊઠયો. જેઓ ઈસુમાં મરણ પામ્યા છે તેઓને દેવ ફરી
ઈસુ સાથે લાવશે. ૧૫અત્યારે અમે જે તમને જણાવી
રહ્યા છીએ તે પ્રભુનો પોતાનો જ સંદેશ છે. અમે કે જે
અત્યારે જીવિત છીએ તે પ્રભુનું પુનરાગમન થાય ત્યારે
પણ જીવિત હોઈએ. અમે કે જે ત્યારે જીવિત હોઈશું
તે પ્રભુની સાથે હોઈશું, પરંતુ જે લોકો ક્યારનાય મરણ
પામ્યા છે તેઓના કરતાં પહેલાં નહિ હોઈએ. ૧૬પ્રભુ
પોતે ગર્જનાસહિત આકાશમાંથી ઊતરશે. પ્રમુખ
દૂતની* વાણી અને દેવના રણશિંગડાના અવાજ સાથે
આદેશ આપવામાં આવશે. અને ખ્રિસ્તમાં જેઓ મૂએલાં
છે તેઓ પ્રથમ ઊઠશે. ૧૭ત્યાર પછી, આપણામાંના
જેઓ જીવતાં રહેનારાં છીએ તેઓ જેઓ મરણ પામ્યા
હતા તેઓની સાથે ગગનમાં પ્રભુને મળવા સારુ આપણને

---

**તમારામાંની દરેક … સન્માનિત કરે છે** અથવા, દેવ તમારામાંના પ્રત્યેકને શીખવવા માંગે છે કે તમે તમારી પત્ની સાથે પવિત્રતામાં જીવો અને તેથી દેવને સન્માન મળે છે.

**પ્રમુખ દૂત** દેવના દૂતો મધ્યેનો આગેવાન.

ગગનમાં ઊંચે ઊઠાવાશે.અને આપણે હંમેશ માટે પ્રભુની
સાથે રહીશું. ૧૮તેથી આ વચનો વડે તમે એકબીજાને
ઉત્તેજન આપો.

### પ્રભુના આગમન માટે તૈયાર રહો

૫ હવે, ભાઈઓ અને બહેનો, અમારે તમને સમય
અને તારીખો વિષે લખવાની જરૂર નથી. ૨તમે
સારી રીતે જાણો છો કે એ દિવસ કે જ્યારે પ્રભુ આવશે
ત્યારે એક ચોર રાતે આવે છે તે રીતે તે આવશે. ૩લોકો
કહેશે કે, "અમને શાંતિ છે અને અમે સલામત છીએ."
તે સમયે પ્રસૂતાની પીડાની જેમ એકાએક તેઓનો
વિનાશ આવી જશે. અને તે લોકો બચી શકશે નહિ.
૪પરંતુ તમે, ભાઈઓ અને બહેનો, તમારે અંધકારમાં
(પાપ) જીવન જીવવું ના જોઈએ. અને તે દિવસ
ચોરની જેમ તમારા પર આવી પડે તો તમે આશ્ચર્ય
પામશો નહિ. ૫તમે બધા અજવાળાના (સારાં) સંતાન
છો. તમે દહાડાના સંતાન છો. આપણે રાતના કે
અંધકારના (શેતાન) સંતાન નથી. ૬તેથી આપણે અન્ય
લોકો જેવા ન બનવું જોઈએ. આપણે ઊંઘી ન રહેવું
જોઈએ. આપણે જાગ્રત અને સ્વ-નિયંત્રણમાં રહેવું
જોઈએ. ૭જે લોકો ઊંઘે છે, તે રાતે ઊંઘે છે. જે લોકો
મદ્યપાનથી ચકચૂર બને છે, તે રાત્રે મદ્યપાનથી ચકચૂર
બને છે. ૮પરંતુ આપણે તો દિવસ (સારાપણું) સાથે
જોડાયેલા છીએ, તેથી આપણે આપણી જાતને
નિયંત્રણમાં રાખવી જોઈએ. આપણે આપણી જાતનું
રક્ષણ કરવા વિશ્વાસ, અને પ્રેમનું બખતર પહેરવું
જોઈએ. અને તારણની આશાનો ટોપ પહેરીને સાવધ
રહીએ. ૯દેવે તેના ક્રોધનો અભિશાપ બનવા આપણને
પસંદ કર્યા નથી. દેવે તો આપણને આપણા પ્રભુ ઈસુ
ખ્રિસ્ત દ્વારા તારણની પ્રાપ્તિને માટે પસંદ કર્યા છે.
૧૦આપણે તેની સંઘાતે જીવી શકીએ તેથી ઈસુ ખ્રિસ્ત
આપણા માટે મરણ પામ્યો. જ્યારે ઈસુનું આગમન
થાય ત્યારે આપણે જીવીત હોઈએ કે મૃત તેનું કોઈ
મહત્વ નથી. ૧૧તેથી એકબીજાને હિંમત આપીએ. અને
દઢ બનવા માટે એકબીજાને મદદ કરીએ.

### અંતિમ સૂચનાઓ અને શુભેચ્છાઓ

૧૨હવે ભાઈઓ અને બહેનો, અમે તમને જે લોકો
તમારામાં પરિશ્રમ કરે છે અને પ્રભુમાં તમારા આગેવાનો
છે અને તમને સૂચનો કરે છે તેઓનો તમે આદર કરો
એમ અમે ઈચ્છીએ છીએ. ૧૩તેઓ જે કાર્ય કરી રહ્યા
છે તેને ખાતર તેઓના તરફ પ્રેમ સાથે વધારે ને વધારે
આદર દર્શાવો. ૧૪ભાઈઓ અને બહેનો, અમે તમને જે
કહીએ છીએ તે જે કાર્ય કરતાં નથી તેઓને ચેતવણી
આપો. જે લોકો બીકણો છે તેઓને ઉત્તેજન આપો. જે
લોકો નિર્બળ છે તેઓને મદદ કરો. દરેક વ્યક્તિ સાથે
ધીરજપૂર્વક વર્તો. ૧૫એ બાબતે નિશ્ચિત બનો કે કોઈ
પણ વ્યક્તિ ભૂંડાઈનો બદલો ભૂંડાઈથી ન વાળે. પરંતુ
તમારા એકબીજાને માટે જે સારું છે તે કરવા હંમેશા
પ્રયત્ન કરો.

૧૬સદા આનંદ કરો. ૧૭પ્રાર્થના કરવાનું કદી પડતું
મૂકશો નહિ. ૧૮દરેક સમયે દેવની આભારસ્તુતિ કરો
કેમ કે તમારા વિષે ખ્રિસ્ત ઈસુમાં દેવની મરજી એવી
છે.

૧૯પવિત્ર આત્માનું કાર્ય કદાપિ અટકાવશો નહિ.
૨૦પ્રબોધને કદાપિ બિનમહત્વપૂર્ણ ન ગણશો. ૨૧પરંતુ
દરેક વસ્તુની પારખ કરો. જે સારું છે તેને ગ્રહણ કરો.
૨૨અને સર્વ પ્રકારની દુષ્ટતાથી દૂર રહો.

૨૩અમે પ્રાર્થીએ છીએ કે દેવ પોતે જ, શાંતિદાતા
તમને પૂરા પવિત્ર કરો; અને તેને જ પૂર્ણ આધિન બનાવે.
અમે પ્રાર્થીએ છીએ કે તમારી સંપૂર્ણ જાત-આત્મા, પ્રાણ
અને શરીર-સુરક્ષિત અને નિર્દોષ બની રહે જ્યારે પ્રભુ
ઈસુ ખ્રિસ્તનું આગમન થાય. ૨૪તે એક (દેવ) કે જે
તમને બોલાવે છે અને તે જ તમારે માટે એમ કરશે.
તમે તેના પર વિશ્વાસ કરો.

૨૫ભાઈઓ અને બહેનો, કૃપા કરીને અમારા માટે
પ્રાર્થના કરો. ૨૬જ્યારે તમે મળો ત્યારે સર્વ ભાઈઓ
અને બહેનોને પવિત્ર ચુંબન કરજો. ૨૭પ્રભુના અધિકાર
વડે હું તમને કહું છું કે આ પત્ર દરેક ભાઈઓ અને
બહેનોને વાંચી સંભળાવજો. ૨૮આપણા પ્રભુ ઈસુ
ખ્રિસ્તની કૃપા તમારા પર થાઓ.

# થેસ્સલોનિકીઓને બીજો પત્ર

૧ પાઉલ, સિલ્વાનુસ અને તિમોથી તરફથી
થેસ્સલોનિકામાં રહેતી મંડળીને કુશળતા હો. તમે
લોકો આપણા દેવ બાપ અને પ્રભુ ઈસુ ખ્રિસ્તને આધિન
છો.
૨દેવ બાપ તથા પ્રભુ ઈસુ ખ્રિસ્ત તરફથી તમારા પર
કૃપા તથા શાંતિ થાઓ.
૩અમે તમારા માટે હંમેશા દેવની આભારસ્તુતિ કરીએ
છીએ. અને અમારે તેમ કરવું જોઈએ કારણ કે તેમ
કરવું યથાર્થ છે. તે યથાર્થ છે કારણ કે તમારા બધાનો
વિશ્વાસ અને એકબીજા માટેનો પ્રેમ દિનપ્રતિદિન વધી
રહ્યો છે. ૪તેથી બીજી દેવની મંડળીઓ આગળ અમે
તમારાં વખાણ કરીએ છીએ. અમે કહીએ છીએ કે કઈ
રીતે તમે તમારા વિશ્વાસમાં દઢ બનવાનું ટકાવી રાખ્યું
છે. તમારી ઘણી રીતે સતાવણી કરવામાં આવી છે, અને
ઘણી મુશ્કેલીઓ તમે સહન કરી છે પરંતુ નિષ્ઠા પ્રતિ
તમે અચળ રહ્યા છો.

### દેવના ન્યાય વિષે પાઉલ કહે છે

૫એ સાબિત થઈ ચૂક્યું છે કે દેવ તેના ન્યાયમાં
યથાર્થ છે. દેવ તેના રાજ્ય માટે તમે યોગ્ય ગણાઓ
તેવા બનાવવા માગે છે. તમારે ભોગવવી પડતી વેદના
તે રાજ્ય માટે છે. ૬દેવ જે વાજબી છે તે કરશે. જેઓ
તમને કષ્ટ આપે છે, તેઓને તે કષ્ટ આપશે. ૭અને તમે
કે જે હેરાન થયા છો તેમને દેવ વિસામો આપશે. દેવ
અમને પણ વિસામો આપશે. જ્યારે પ્રભુ ઈસુ પ્રગટ
થશે. ઈસુ સ્વર્ગમાંથી તેના પરાક્રમી દૂતો સાથે આવશે.
૮તે આકાશમાંથી જવાળામય અગ્નિ સહિત જેઓ દેવને
જાણતા નથી તેવા લોકોને શિક્ષા કરવા આવશે. જે લોકો
આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની સુવાર્તા માનતા નથી તેઓને
દેવ શિક્ષા કરશે. ૯તે લોકો અનંતકાળ સુધી ચાલતા
વિનાશથી દંડાશે અને પ્રભુનું સાનિધ્ય તેઓને માટે
અલભ્ય બનશે. તેઓ તેના મહિમાવાન સામર્થ્યથી દૂર
રખાશે. ૧૦જે દિવસે પ્રભુ ઈસુ આવશે ત્યારે આમ બનશે.
ઈસુ તેના સંતો* સાથે મહિમાને સ્વીકારવા આવશે.
અને દરેક વિશ્વાસીઓ ઈસુ દર્શનથી મુગ્ધ બની જશે.
અમે તમને જે કહ્યું તેમાં તમે વિશ્વાસ રાખ્યો છે તેથી
તમે એ વિશ્વાસુઓના સમૂહમાં સામેલ થશો.
૧૧તેથી અમે હંમેશા તમારા માટે પ્રાર્થના કરીએ છીએ
કે તમને જીવવા મળેલ તેડાને યોગ્ય થઈ ચાલો માટે
દેવ તમને સહાય કરે. તમારામાં રહેલું સૌજન્ય તમને
સારું કાર્ય કરવા પ્રેરે છે અને તમારો વિશ્વાસ તમને
કર્તવ્યનિષ્ઠ બનાવે છે. અને અમે પ્રાર્થના કરીએ છીએ
કે દેવનું સામર્થ્ય તમને આમ વધુ ને વધુ કરવા માટે
મદદરૂપ બનો. ૧૨અમે આ બધા માટે પ્રાર્થના કરીએ
છીએ કે જેથી આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તનું નામ તમારામાં
મહિમાવાન થાય. અને તેના થકી તમે મહિમાવાન
બનો. આ મહિમા આપણા દેવ અને પ્રભુ ઈસુ ખ્રિસ્તની
કૃપાથી પ્રાપ્ત થાય છે.

### અનિષ્ટ ઘટનાઓ ઘટશે

૨ ભાઈઓ અને બહેનો, આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના
આવવા વિષે અમારે કંઈક કહેવાનું છે. જ્યારે
આપણે તેની (ઈસુની) સાથે ભેગા થઈશું તે સમય વિષે
અમારે તમને કહેવું છે. ૨તમારા વિચારોમાં તમે જલ્દી
બેચેન ના બની જતા કે ગભરાઈ ન જતા જ્યારે તમે
એમ સાંભળો કે પ્રભુના દિવસનું આગમન તો ક્યારનું
થઈ ચૂક્યું છે. કેટલીએક વ્યક્તિઓ પ્રબોધ કરતી વખતે
કે સંદેશ આપતી વખતે આમ કહેશે. અથવા પત્રમાં
તમે એમ પણ વાંચો કે કેટલાએક લોકો એમ દાવો કરે
કે તમે કોઈ આત્મા, વચનથી કે, જાણે અમારા તરફથી
આવ્યા છો. ૩કોઈ વ્યક્તિ કોઈ પણ રીતે તમને ભમાવે
નહિ. પ્રભુનો દિવસ જ્યાં સુધી ધર્મત્યાગ ન થાય ત્યાં
સુધી આવશે નહિ. અને તે દિવસ જ્યાં સુધી વિનાશનો
પુત્ર એટલે પાપનો માણસ પ્રગટ થશે નહિ. ત્યાં સુધી
આવશે નહિ. ૪જે દેવ ગણાય છે અથવા જે પૂજય
મનાય છે. તે બધાની વિરુદ્ધમાં પાપનો માણસ છે અને
તે દુષ્ટ માણસ પોતાની જાતને દેવ તરીકે અને લોકો

**સંતો** દેવના લોકોને સંતો કહેવાય છે કેમ કે તેઓ ખ્રિસ્ત દ્વારા શુદ્ધ થએલા છે અને કેવળ દેવનાં જ છે.

જેની ઉપાસના કરે છે તેની ઉપર તે પોતાની જાતને
ઓળખાવે છે. અને તે દુષ્ટ માણસ તો દેવના મંદિરમાં
જાય છે અને ત્યાં બેસે છે. અને પછી તે કહે છે કે તે
દેવ છે.

૫મેં તમને અગાઉ જણાવેલું કે આવી ઘટનાઓ ઘટશે.
યાદ છે? ૬અને તમે જાણો છો કે હવે તે દુષ્ટ માણસને શું
અટકાવી રહ્યું છે. અત્યારે તેને અટકાવવામાં આવ્યો છે
જેથી કરીને યોગ્ય સમયે તે પ્રગટ (આવશે) થઈ શકશે.
૭દુષ્ટતાની છૂપી તાકાત જગતમાં ક્યારની પ્રવર્તી રહી
છે. પરંતુ એવી એક વ્યક્તિ છે કે જે દુષ્ટતાની છૂપી
તાકાતને અટકાવી રહી છે. અને જ્યાં સુધી દુષ્ટ માણસને
માર્ગમાંથી દૂર કરવામાં નહિ આવે ત્યાં સુધી તેને
અટકાવવા સતત પ્રયત્નશીલ રહેશે. ૮પછી તે દુષ્ટ માણસ
પ્રગટ થશે (આવશે). અને પ્રભુ ઈસુ તે દુષ્ટ માણસનો
તેની ફૂંકથી સંહાર કરશે. પ્રભુ ઈસુ પોતાના આગમનના
પ્રભાવથી તે દુષ્ટ માણસનો નાશ કરશે. ૯દુષ્ટ માણસ
શેતાનની તાકાત વડે આવશે. તેની પાસે ઘણી તાકાત
હશે, અને તે સર્વ પ્રકારનાં ખોટાં પરાક્રમો, ચિહ્નો,
તથા ચમત્કારો કરશે. ૧૦દુષ્ટ માણસ દરેક પ્રકારના પાપરૂપ
કપટ સાથે પ્રયુક્તિઓમાં જે લોકો ભટકી ગયેલા છે
તેમને મૂર્ખ બનાવવા માટે ઉપયોગ કરશે. તે લોકો
ભટકી ગયા છે કારણ કે તેઓએ સત્યને ચાહવાનો
ઈન્કાર કરી દીધો. (જો તેઓએ સત્યને ચાહ્યું હોત, તો
તેઓનું તારણ થઈ શક્યું હોત.) ૧૧પરંતુ તે લોકોએ તો
સત્યને ચાહવાનો અસ્વીકાર કર્યો, તેથી દેવ તેઓની
તરફ તેઓને સત્યથી વેગળા દોરી જાય તેવું કંઈક
શક્તિશાળી મોકલ્યું છે. દેવ તેઓની તરફ તે તાકાત
મોકલે છે જેથી કરીને જે સત્ય નથી તેનો જ તેઓ
વિશ્વાસ કરે. ૧૨તેથી બધા લોકો કે જે સત્યમાં વિશ્વાસ
ધરાવતા નથી તેઓ ગુનેગાર ગણાશે. તેઓએ સત્યમાં
વિશ્વાસ કર્યો નહિ, અને દુષ્ટ કાર્યો કરવામાં તેઓએ
આનંદ માણ્યો.

### તારણ માટે તમારી પસંદગી થઈ છે

૧૩ભાઈઓ અને બહેનો, પ્રભુ તમને પ્રેમ કરે છે.
પ્રારંભથી જ દેવે તારણ કરવા માટે તમારી પસંદગી
કરેલ છે. તેથી અમે હંમેશા તમારા માટે દેવની સ્તુતિ
કરીએ છીએ. આત્મા દ્વારા તમને પવિત્ર કરવાથી અને
સત્ય વિશ્વાસ વડે તમારુ તારણ થયું છે. ૧૪તારણ પ્રાપ્ત
કરવા માટે દેવે તમને તેડયા છે. અમે જે સુવાર્તાનો
ઉપદેશ આપ્યો, તેના ઉપયોગથી તેણે (દેવે) તમને તેડયા
છે. દેવે તમને તેડયા જેથી કરીને આપણા પ્રભુ ઈસુ
ખ્રિસ્તના મહિમામાં તમે સહભાગી બની શકો. ૧૫તેથી,
ભાઈઓ અને બહેનો, દઢ ઊભા રહો અને જે શિક્ષણ
અમે તમને આપ્યું છે તેમાં વિશ્વાસ કરવાનું ચાલુ રાખો.
અમારી વાણી અને તમારા પરના અમારા પત્રો દ્વારા
અમે તમને તે બાબતો શીખવી છે.

૧૬-૧૭અમે પ્રાર્થીએ છીએ કે પ્રભુ ઈસુ ખ્રિસ્ત પોતે
અને દેવ આપણો બાપ તમને દિલાસો આપે અને તમારા
દરેક કાર્ય અને વાણીને પ્રોત્સાહિત કરી સક્ષમ બનાવે.
દેવે આપણા પર પ્રેમ કર્યો છે. તેની કૃપા (દયા) દ્વારા
નિરંતર જળવાઈ રહે તેવી એક આશા અને પ્રોત્સાહન
તેણે આપણને પ્રદાન કર્યા છે.

### અમારા માટે પ્રાર્થના કરો

૩ ભાઈઓ અને બહેનો, હવે અમારા માટે પ્રાર્થના
કરો. પ્રાર્થના કરો કે પ્રભુની વાતનો ઝડપી ફેલાવો
થાય અને પ્રાર્થના કરો કે જેમ તમે તે વાતને સન્માનેલ,
તેમ અન્ય લોકો પણ તેને સન્માને. ૨અને પ્રાર્થના કરો
કે અનિષ્ટ અને દુષ્ટ મનુષ્યોથી અમારું રક્ષણ થાય. (બધા
જ લોકો પ્રભુમાં વિશ્વાસ ધરાવતા નથી.)

૩પરંતુ પ્રભુ વિશ્વસનીય છે. તે તમને સામર્થ્ય પ્રદાન
કરશે અને દુષ્ટ (શેતાન) થી તમારું રક્ષણ કરશે. ૪અમે
તમને જે કહેલું તે જ પ્રમાણે તમે કરી રહ્યા છો, તેવી
પ્રભુ અમને નિશ્ચિતપણે ખાતરી કરાવશે. અને અમે
જાણીએ છીએ કે તમે તેમ કરવાનું ચાલુ જ રાખશો.
૫અમે પ્રાર્થના કરીએ છીએ કે પ્રભુ તમારા હૃદયોને
દેવના પ્રેમ તરફ અને ખ્રિસ્તના ધૈર્ય તરફ દોરો.

### કાર્યપરાયણતા

૬ભાઈઓ અને બહેનો, આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના
સામર્થ્ય (અધિકાર) વડે અમે તમને આજ્ઞા કરીએ છીએ
કે જે કોઈ વિશ્વાસુ કામ કરવાનો ઈન્કાર કરે છે તેનાથી
તમે દૂર રહો. જે લોકો કામ કરવા ઈન્કાર કરે છે, તેઓ
અમે જે શિક્ષણ આપ્યું છે તેને અનુસરતા નથી. ૭તમે
પોતે જાણો છો કે તમારે એ રીતે જીવવું જોઈએ જે રીતે
અમે જીવીએ છીએ. તમારી સાથે જ્યારે અમે હતા,
ત્યારે અમે આળસુ ન હતા. ૮અને જ્યારે અમે અન્ય
લોકોનું અન્ન આરોગ્યું હતું ત્યારે અમે હંમેશા તેનું
મૂલ્ય ચૂકવ્યું હતું. તમારા કોઈ માટે અમે બોજારૂપ ન
બનીએ તેથી અમે ઘણું કામ કર્યુ હતું. અમે રાત દિવસ
કામ કર્યુ હતું. ૯અમને મદદ કરવાનું તમને કહી શકવાનો
અમને અધિકાર હતો. પરંતુ અમારી જાતની કાળજી
લેવા પૂરતી તો અમે મહેનત કરી જ હતી, જેથી કરીને

તમારા માટે અમે એક અનુસરવા યોગ્ય નમૂનો બની શકીએ. [૧૦]જ્યારે અમે તમારી સાથે હતા, અમે તમને આ નિયમ આપ્યો હતો: "જો વ્યકિત કામ ન કરે તો, તેણે ખાવું નહિ."

[૧૧]અમે એવું સાંભળીએ છીએ કે તમારા સમૂહમાં કેટલાએક લોકો ઉદ્યોગ કરતા નથી. તેઓ કશું જ કરતા નથી. અને તે લોકો બીજા લોકોના જીવનવ્યહારમાં ઘાલમેલ કરે છે. [૧૨]અમે આવા લોકોને આજ્ઞા કરીએ છીએ કે તેઓ બીજા લોકોને હેરાન ન કરે. અમે તેઓને આજ્ઞા કરીએ છીએ કે ઉદ્યોગ કરીને પોતાની આજીવિકા પોતે જ કમાય. પ્રભુ ઈસુ ખ્રિસ્તના નામે અમે તેમને આમ કરવા વિનવીએ છીએ. [૧૩]ભાઈઓ અને બહેનો, ભલું કરતાં થાકશો મા.

[૧૪]જો કોઈ પણ વ્યકિત અમે આ પત્રમાં જે કહીએ છીએ તે માને નહિ, તો તે વ્યકિતને ધ્યાનમાં રાખજો તેની સાથે સંકળાશો નહિ પરિણામે કદાચ તે પોતે જ શરમિંદો બને. [૧૫]તો પણ તેને શત્રુ ન ગણો, ભાઈ જાણીને તેને શિખામણ આપો.

### અંતિમ શબ્દો

[૧૬]અમે પ્રાર્થના કરીએ છીએ કે શાંતિનો પ્રભુ તમને શાંતિ બક્ષો. અમે પ્રાર્થના કરીએ છીએ કે તે તમને પ્રત્યેક સમયે અને પ્રત્યેક પ્રકારે શાંતિ આપો. પ્રભુ તમારા બધાની સાથે હો.

[૧૭]હું પાઉલ છું, અને મારા પોતાના હસ્તાક્ષરથી આ પત્રને વિરમવું છું. મારા બધા જ પત્રોમાં એ નિશાની છે એવી રીતે હું આ લખું છું. [૧૮]આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા તમ સર્વ પર હો.

# તિમોથીને પહેલો પત્ર

૧ ખ્રિસ્ત ઈસુનો પ્રેરિત પાઉલ તરફથી કુશળતા હો. દેવ આપણા તારનાર તથા ખ્રિસ્ત ઈસુ જેનામાં આપણી આશા છે તેની આજ્ઞાથી હું પ્રેરિત છું.

૨હવે તિમોથીને કહું છું. તું વિશ્વાસી છે, તેથી તું મારા ખરા દીકરા સમાન છે. દેવ આપણા બાપ તથા ખ્રિસ્ત ઈસુ આપણા પ્રભુ તરફથી તને તેની કૃપા, દયા અને શાંતિ પ્રાપ્ત થાઓ.

### ખોટા ઉપદેશ સામે ચેતવણી

૩મારી ઈચ્છા છે કે તું એફેસસમાં રહે. જ્યારે હું મકદોનિયામાં ગયો ત્યારે મેં તને તે આજ્ઞા આપી હતી. ત્યાં એફેસસમાં કેટલાએક લોકો ખોટું શિક્ષણ આપી રહ્યા છે. તે લોકો ત્યાં ખોટી બાબતોનું શિક્ષણ ન આપે એવો તેઓને હુકમ કરવા તું ત્યાં જ રહેજે. ૪જે વાર્તાઓ સાચી નથી અને વંશાવળીઓમાં આવતાં નામોની લાંબી યાદીઓમાં તેઓ તેઓનો સમય ન બગાડે એવું તું તેઓને કહેજે કેમ કે તે બાબતો માત્ર દલીલબાજીને જ ઉત્તેજે છે. દેવના કાર્યમાં તે બાબતો જરાય ઉપયોગી હોતી નથી. વિશ્વાસથી જ દેવનું કાર્ય સિદ્ધ થાય છે. ૫આ આજ્ઞાનો હેતુ એ છે કે લોકો પ્રેમનો માર્ગ સ્વીકારે. આ પ્રેમની પ્રાપ્તિ માટે લોકોનું હૃદય શુદ્ધ અને પવિત્ર હોવું જોઈએ. જે યોગ્ય અને સાચું લાગતું હોય તે જ તેઓએ કરવું જોઈએ. અને તેઓમાં સાચો વિશ્વાસ હોવો જોઈએ. ૬કેટલાએક લોકોએ આ બધું તો કર્યુ જ નથી. તેઓ ખોટા રસ્તે ભૂલા પડી ગયા છે, અને જે બાબતોની કશી કિંમત નથી તેના વિષે તેઓ વાતો કર્યા કરે છે. ૭તે લોકોને તો મૂસાના નિયમશાસ્ત્રના ઉપદેશકો થવું છે. પરંતુ તેઓ શાના વિષે બોલી રહ્યા છે, તેનું તેઓને ભાન નથી. જે બાબતો વિષે તેઓ ખાતરીપૂર્વક બોલી રહ્યા છે તે તેઓ પોતે પણ સમજી શકતા નથી.

૮જો કોઈને નિયમશાસ્ત્રનો યોગ્ય ઉપયોગ કરતાં આવડે તો તે સારું જ છે તે આપણે સારી રીતે જાણીએ છીએ. ૯આપણે તે પણ જાણીએ છીએ કે ન્યાયી માણસો માટે નિયમની રચના કરવામાં આવી નથી. નિયમ તો તેઓના માટે છે કે જે લોકો નિયમની વિરુદ્ધમાં છે અને જેઓ નિયમના પાલનનો ઈન્કાર કરે છે. જે લોકો દેવથી વિમુખ હોય, જે પાપી હોય, જેઓ પવિત્ર ન હોય, અને જેને કોઈ ધર્મ ન હોય, જે લોકો પિતૃહત્યારા તથા માતૃહત્યારા હોય, ખૂની હોય, એવા લોકો માટે નિયમ હોય છે. ૧૦જે લોકો વ્યભિચારનું પાપ કરતા હોય, જેઓ પુંમૈથુનીઓ હોય, જેઓ ગુલામોને વેચતા હોય, જેઓ જૂઠું બોલતા હોય, જેઓ ખોટા સોગંદ લેતા હોય છે અને દેવના શુદ્ધ ઉપદેશની વિરુદ્ધમાં કંઈ પણ કરતા લોકો માટે નિયમ છે. ૧૧દેવે મને જે સુવાર્તા કહેવા મોકલ્યો છે, તેના એક ભાગરૂપે હું આ ઉપદેશ આપી રહ્યો છું. તે મહિમાની સુવાર્તા સ્તુત્ય દેવ તરફથી પ્રાપ્ત થઈ છે.

### દેવની દયા માટે આભાર

૧૨આપણા ખ્રિસ્ત ઈસુનો હું આભાર માનું છું કેમ કે તેણે મારામાં વિશ્વાસ મૂકીને તેની સેવા કરવાનું આ કામ મને આપ્યું. તેણે જ મને આ સેવા માટે સામર્થ્ય આપ્યું. ૧૩ભૂતકાળમાં તો હું ખ્રિસ્તની વિરુદ્ધમાં બોલતો હતો, અને બધા પર જુલમ ગુજારતો હતો મેં તેને આઘાત આપે તેવા ઘણાં કામો કર્યા. પરંતુ દેવે મને ક્ષમા બક્ષી, કેમ કે હું શું કરતો હતો તેનું મને ભાન નહોતું. જ્યાં સુધી હું વિશ્વાસુ ન થયો, ત્યાં સુધી એવું કર્યા કર્યુ. ૧૪પરંતુ મને આપણા પ્રભુની સંપૂર્ણ કૃપા પ્રાપ્ત થઈ. અને તે કૃપામાંથી મારામાં ખ્રિસ્ત ઈસુ માટે વિશ્વાસ અને પ્રેમ પ્રગટ થયાં.

૧૫હું જે કહું છું તે સત્ય છે, અને તારે એનો સંપૂર્ણ સ્વીકાર કરવો જોઈએ: અને પાપીઓને તારવા માટે ખ્રિસ્ત ઈસુ દુનિયામાં આવ્યો. અને એવા પાપીઓમાં હું સૌથી મુખ્ય છું. ૧૬પરંતુ મારા પર દયા કરવામાં આવી. મારા પર દયા કરીને ખ્રિસ્ત ઈસુ દર્શાવવા માગતો હતો કે તે પૂરી સહનશીલતા દાખવી શકે છે. ખ્રિસ્તે મારા માટે ધીરજ રાખી બતાવી, જે લોકો અનંતજીવનને સારું ઈસુ ખ્રિસ્ત પર વિશ્વાસ કરે છે તેઓને માટે હું નમૂનારૂપ થાઉં તેમ ખ્રિસ્તે મારા દ્વારા એક દાખલો બેસાડ્યો. ૧૭જે સનાતન યુગોનો રાજા રાજ કરે છે તેને

માન તથા મહિમા હો. તે અવિનાશી, અદ્રશ્ય તથા એકાકી દેવ છે. તેને સદાસર્વકાળ માન તથા મહિમા હો. આમીન.

[18]તિમોથી, તું તો મારા દીકરા સમાન છે. હું તને આજ્ઞા આપું છું. ભૂતકાળમાં તારા વિષે જે ભવિષ્યકથનો થયેલા તેના અનુસંધાનમાં આ આજ્ઞા છે. એ ભવિષ્યકથનને અનુસરીને સારી રીતે સંઘર્ષ સામે લડી શકે, તે માટે હું તને આ બધું કહું છું. [19]તારો વિશ્વાસ ટકાવી રાખજે અને તને જે ન્યાયી લાગે તે કરજે. કેટલાએક લોકો આ કરી શક્યા નથી. તેઓનો વિશ્વાસ ડગી ગયો છે. [20]હુમનાયસ અને આલેકસાંદરે એવું કર્યું છે. મેં એ લોકોને શેતાનને સોંપી દીધા છે, જેથી તેઓ શીખે કે દેવની વિરુદ્ધ બોલાય નહિ.

### પુરુષો તથા સ્રીઓ માટે કેટલાએક નિયમો

૨ સહુથી પ્રથમ તો સર્વ લોકો માટે પ્રાર્થના કરવાનું હું તમને કહું છું. સર્વ લોકો માટે તમે દેવ સાથે વાત કરો. લોકોને જે વસ્તુઓની જરૂર છે તે દેવ પાસે માગો અને તેનો આભાર માનો. [2]રાજાઓ તેમજ સત્તા ભોગવતા બધા લોકો માટે તમારે પ્રાર્થના કરવી જોઈએ. દેવ માટે ભક્તિભાવ અને માનથી છલકાતું તથા પરમ શાંતિ-પ્રદ જીવન આપણને પ્રાપ્ત થાય તે માટે એવા અધિકારીઓ સારુ પ્રાર્થના કરો. [3]આ સારી વાત છે અને એનાથી આપણા તારનાર દેવ પ્રસન્ન થાય છે. [4]દેવ ઈચ્છે છે કે દરેક જણનું તારણ થાય. અને તેની ઈચ્છા છે કે સર્વ લોકો આ સત્ય જાણે. [5]દેવ તો માત્ર એક જ છે. અને લોકો દેવ સુધી પહોંચે એ માટે પણ એક જ મધ્યસ્થ છે. તે મધ્યસ્થ ઈસુ ખ્રિસ્ત છે જે એક માનવ પણ છે. [6]બધા જ લોકોના પાપ માટે ઈસુએ પોતાની જાતનું સ્વાર્પણ કર્યું. ઈસુ એ વાતની સાબિતી છે કે દેવ સર્વ લોકોને બચાવી લેવા માગે છે. અને યોગ્ય સમયે જ તે (ઈસુ) આવ્યો. [7]તેથી જ તો સુવાર્તા કહેવા સારું મારી પસંદગી કરવામાં આવી હતી. તેથી જ તો પ્રેરિત તરીકે મને પસંદ કરવામાં આવ્યો હતો. (હું તમને સત્ય જ કહું છું. હું કંઈ જૂઠું બોલતો નથી.) બિનયહૂદી લોકોને શીખવનાર થવા માટે મારી પસંદગી કરવામાં આવી હતી. તેઓ વિશ્વાસ કરી શકે અને સત્યને જાણે એવું હું તેઓને શિક્ષણ આપું છું.

[8]દરેક જગ્યાએ રહેતા માણસો પ્રાર્થના કરે એમ હું ઈચ્છું છું. પ્રાર્થનામાં જેઓ હાથ ઊંચા કરતા હોય તેઓ પવિત્ર હોવા જોઈએ. તે માણસો એવા ન હોવા જોઈએ કે જે ગુસ્સે થતા હોય અને દલીલબાજી કરતા હોય.

[9]હું એ પણ ઈચ્છું છું કે સ્રીઓ એવાં કપડાં પહેરે કે જે એમના માટે યોગ્ય હોય. સન્માનનીય અને ઉચ્ચ વિચારો જળવાય એ રીતે સ્રીઓએ કપડાં ધારણ કરવાં જોઈએ. તેમણે પોતાના વાળ કલાત્મક અને આકર્ષક રીતે ગૂંથેલા હોવા ન જોઈએ. તેમજ પોતાને સૌંદર્યવાન બનાવવા માણેક-મોતી કે સોનાનાં આભૂષણો કે કિંમતી પોષાકોનો ઉપયોગ નહિ કરવો જોઈએ. [10]પરંતુ સારાં કાર્યો કરીને તેમણે સુંદર બનવું જોઈએ. જે સ્રીઓ એમ કહેતી હોય કે તેઓ દેવને ભજે છે તેમણે એ રીતે પોતાને સુંદર બનાવવી જોઈએ.

[11]સ્રીએ કોઈ પણ વાત શાંતિથી સાંભળીને અને આજ્ઞાનું પાલન કરવા સંપૂર્ણ રીતે તૈયાર રહીને શીખવાનો પ્રયાસ કરવો જોઈએ. [12]સ્રી પુરુષને ભણાવે એ માટે હું મંજૂરી આપતો નથી. અને પુરુષ પર સ્રીની સત્તા ચાલે એની પણ હું છૂટ આપતો નથી. સ્રીએ શાંતિથી પોતાનું કામકાજ કરતા રહેવું. આવું શા માટે? [13]કારણ કે પ્રથમ આદમની ઉત્પત્તિ થઈ. ત્યારબાદ હવાનું સર્જન થયું. [14]શેતાને આદમની છેતરપીંડી કરી નહિ, તેણે હવાને છેતરી અને તેથી તે પાપી બની. [15]પરંતુ સ્રીઓને બાળકો હોવાને કારણે બચાવવામાં આવશે. જો તેઓ યોગ્ય રીતે આત્મસંયમ રાખી પવિત્ર જીવન જીવશે તથા વિશ્વાસ અને પ્રેમ ચાલુ રાખશે તો તેઓ તારણ પામશે.

### ખ્રિસ્તી મંડળીના અધ્યક્ષો

૩ હું જે કહું છું તે સાચું છે: જો કોઈ વ્યક્તિ મંડળીનો અધ્યક્ષ બનવાનો સખત પ્રયત્ન કરતી હોય, તો તેની ઈચ્છા કંઈક સારુ કામ કરી બતાવવાની છે. [2]મંડળીનો અધ્યક્ષ ઘણો સજ્જન હોવો જોઈએ જેથી લોકો તેની ટીકા કરી ન શકે. તેને એક જ પત્ની હોવી જોઈએ. તે માણસ આત્મ-સંયમી અને ડાહ્યો હોવો જોઈએ. બીજા લોકોની નજરમાં તે માનનીય, આદરણીય હોવો જોઈએ. લોકોને પોતાના ઘરમાં આવકારીને તેઓને મદદ કરવા તે તત્પર રહેવો જોઈએ. તે એક સારો શિક્ષક હોવો જોઈએ. [3]તે અતિશય મદ્યપાન કરતો હોવો ન જોઈએ, અને તે એવી વ્યક્તિ ન જ હોવી જોઈએ કે જેને ઝઘડવાનું ગમતું હોય. તે વિનમ્ર અને સહનશીલ, શાંતિપ્રિય હોવો જોઈએ. એ માણસ એવો ન હોવો જોઈએ કે જે દ્રવ્યલોભી હોય. [4]તે તેના પોતાના કુટુંબનો પણ એક સારો વડીલ હોવો જોઈએ. આનો અર્થ એ છે કે તેનાં બાળકો પૂરા આદરભાવથી તેની આજ્ઞા પાળતા હોવા જોઈએ. [5](જો કોઈ માણસને તેના પોતાના જ કુટુંબનો સારો વડીલ બનતાં ન આવડે, તો તે દેવની

મંડળીની સંભાળ લઈ શકશે નહિ.) ⁶પરંતુ કોઈ નવો વિશ્વાસુ અધ્યક્ષ થઈ ન શકે. જો કોઈ નવા વિશ્વાસીને મંડળીનો અધ્યક્ષ બનાવવામાં આવે, તો શક્ય છે કે તે પોતે અભિમાનથી છકી જાય. એમ થાય તો, જે રીતે શેતાન ધિક્કારને પાત્ર થયો હતો, તેમ એના અભિમાની વર્તન માટે એનો પણ એ રીતે ન્યાય કરવામાં આવશે. તેનું અભિમાન શેતાન જેવું જ થશે. ⁷મંડળીના સભ્ય ન હોય એવા બહારના લોકોનો પણ આદર તેના પ્રત્યે હોવો જોઈએ. તો પછી બીજા લોકો તેની ટીકા કરી શકશે નહિ, અને તે શેતાનની જાળમાં ફસાઈ નહિ જાય.

### મંડળીના સેવકો

⁸એ જ પ્રમાણે, જે માણસો સેવકો તરીકે સેવા આપતા હોય તેઓ એવા હોવા જોઈએ કે જેમને લોકો માન આપી શકે. જે ખરેખર તેઓને સમજાતી ના હોય તેવી વાતો આ માણસોએ કહેવી ન જોઈએ, તેઓએ સમજી-વિચારીને વાણી ઉચ્ચારવી જોઈએ. અને અતિશય મધપાન કરવા પાછળ તેઓએ પોતાનો સમય બરબાદ ન કરવો જોઈએ. તેઓ એવા માણસો હોવા ન જોઈએ કે જે હંમેશા બીજા લોકોને છેતરીને પૈસાદાર થવાનો પ્રયત્ન કરતા હોય. ⁹દેવે જે સત્યનું આપણને દર્શન કરાવ્યું છે, તેના તેઓ શિષ્યો હોવા જોઈએ. અને તેમણે હંમેશા જે કંઈ ન્યાયી લાગે તે જ કરવું જોઈએ. ¹⁰પાઉલ તિમોથીને કહે છે એ લોકોની પહેલેથી જ તારે પારખ કરી લેવી જોઈએ. જો એમનામાં તને કોઈ અપરાધ ન જણાય તો તેઓ મંડળીના સેવકો તરીકે સેવા આપી શકે. ¹¹એ જ રીતે, જે સ્ત્રી સેવામાં છે તે બીજા લોકોની નજરે આદરણીય હોવી જોઈએ. તે સ્ત્રીઓ એવી હોવી ન જોઈએ કે જે બીજા લોકો વિષે ખરાબ નિંદા કરતી હોય. તેઓનામાં આત્મ-સંયમ હોવો જોઈએ અને તેઓ એવી હોવી જોઈએ કે દરેક વાતે એમનામાં વિશ્વાસ મૂકી શકાય. ¹²સેવકો તરીકે સેવા આપનાર પુરુષોને એક જ પત્ની હોવી જોઈએ. તેઓનાં પોતાનાં બાળકો અને કુટુંબોના તેઓ સારા વડીલ તરીકે નીવડેલા હોવા જોઈએ. ¹³સારી રીતે સેવા કરતા માણસો પોતાના માટે માન-સન્માનભર્યુ સ્થાન બનાવે છે. તે લોકોને ખ્રિસ્ત ઈસુમાં પોતાના વિશ્વાસ વિષે પાકી ખાતરીનો અનુભવ થશે.

### આપણા જીવનનું રહસ્ય

¹⁴મને આશા છે કે હું તારી પાસે જલદી આવી શકીશ. પરંતુ આ બધી વાતો હું તને અત્યારે લખી જણાવું છું. ¹⁵પછી, જો કદાચ હું જલદી આવી ન શકું, તો દેવના કુટુંબના સભ્યોએ જે ફરજો બજાવવી જોઈએ તે તું જાણી લે તે કુટુંબ તો જીવતા દેવની મંડળી છે. અને દેવની મંડળી તો સત્યનો આધાર અને મૂળભૂત સ્તંભ અને પાયો છે. ¹⁶બેશક, સ્તુતિનું આપણા જીવનનું રહસ્ય મહાન છે:

> તે (ખ્રિસ્ત) માનવ શરીરમાં આપણી આગળ પ્રગટ
> થયો; તે ન્યાયી હતો એમ પવિત્ર આત્માએ ઠેરવ્યું;
> દૂતોએ તેને દીઠો; બિનયહૂદી રાષ્ટ્રોમાં તેના વિષેની
> સુવાર્તાનો ઉપદેશ થયો; આખી દુનિયાના લોકો
> તેના પર વિશ્વાસ કરવા લાગ્યા. તેને મહિમામાં
> આકાશમાં ઉપર લેવામાં આવ્યો.

### જૂઠા ઉપદેશકો વિષે ચેતવણી

૪ પવિત્ર આત્મા સ્પષ્ટ રીતે કહે છે કે પાછલા સમયમાં કેટલાએક લોકો સાચા વિશ્વાસમાંથી દૂર જશે. તે લોકો ખોટું બોલનારા આત્માઓની આજ્ઞાનું પાલન કરશે. વળી તે લોકો ભૂતોના ઉપદેશને અનુસરશે. ²જે લોકો જૂઠું બોલીને લોકોને છેતરતા હોય તેઓના દ્વારા ખોટો ઉપદેશ પ્રચાર પામે છે. તે લોકો સારા-નરસાનો ભેદભાવ પારખી શકતા નથી. ગરમ લોખંડ વડે એમની સમજ-શક્તિને ડામ દઈને બાળી નાખી હોય એવી આ વાત છે. ³એવા માણસો લોકોને કહેતા ફરે છે કે તેઓ લગ્ન કરી શકે નહિ. અને તેઓ લોકોને કહે છે કે અમુક અમુક જાતનો ખોરાક ખાવો ન જ જોઈએ. પરંતુ તે ખોરાક પણ દેવે જ બનાવ્યો છે. અને દેવને માનનારા તથા સત્યને જાણનારા લોકો આભારસ્તુતિ કરીને એ ખોરાક ખાઈ શકે છે. ⁴દેવે સર્જેલી દરેક વસ્તુ સારી છે. દેવની આભારસ્તુતિ કરીને સ્વીકારેલી કોઈ પણ વસ્તુનો ઈન્કાર કે અનાદર કરવો ન જોઈએ. ⁵દેવે જે કહ્યું હોય તે કારણે પ્રાર્થના વડે દેવે બનાવેલી દરેક વસ્તુ પવિત્ર બનાવાય છે.

### ખ્રિસ્ત ઈસુના એક સારા સેવક બનો

⁶આ બધી વાતો તું ત્યાં ભાઈઓ તથા બહેનોને કહેજે. જો તું આ કરીશ તો સાબિત થશે કે ખ્રિસ્ત ઈસુનો તું એક સારો સેવક છે. વિશ્વાસથી શબ્દો દ્વારા તથા સારા ઉપદેશના તારા અનુસરણને લીધે તું મક્કમ અને દૃઢ બન્યો છે તે તું બતાવી શકીશ. ⁷દેવના સત્યની સાથે સુસંગત ન હોય એવી મૂર્ખાઈભરી વાતો લોકોને

કહેતા ફરે છે. એવી વાતોનું શિક્ષણ તું ગ્રહણ કરતો નહિ. પરંતુ દેવની સાચી રીતે સેવા કરવા તારી જાતને તાલીમ આપ. ૮શરીરને તાલીમ આપવાના કેટલાએક ફાયદા છે. પરંતુ દેવની સેવાથી તો દરેક વાતે ફાયદો જ છે. દેવની સેવાથી આ જીવનમાં તેમજ ભવિષ્યના જીવનમાં પણ એના આશીર્વાદ પ્રાપ્ત થાય છે. ૯હું જે કહું છું તે સાચું છે, અને તારે સંપૂર્ણ રીતે એનો સ્વીકાર કરવો જોઈએ. ૧૦એ કારણે જ આપણે સખત મહેનત તથા પરિશ્રમ કરી રહ્યા છીએ. આપણે જીવતા દેવમાં આશા રાખીએ છીએ. સર્વ લોકોનો તે તારનાર છે. વિશેષ કરીને જેઓ તેનામાં વિશ્વાસ કરે છે તે સર્વ લોકોનો તારનાર છે.

૧૧આ બધી બાબતોની તું આજ્ઞા આપજે તથા શીખવજે. ૧૨તને જુવાન જાણીને તારું કંઈ મહત્વ ન હોય એ રીતે કોઈ પણ વ્યક્તિને તારી સાથે વર્તવા ન દઈશ. વિશ્વાસીઓએ કેવી રીતે જીવવું જોઈએ તે બતાવવા તારી વાણી વડે, તારી જીવન-શૈલી વડે, તારા પ્રેમ વડે, તારા વિશ્વાસ વડે, અને તારા સ્વચ્છ જીવન વડે જીવવાને લીધે તું લોકોને નમૂનારૂપ થજે. ૧૩લોકોની આગળ પવિત્રશાસ્ત્ર વાંચવાનું તું ચાલુ રાખ, તેઓને વિશ્વાસમાં દઢ કર, અને તેઓને ઉપદેશ આપ. હું ત્યાં આવી પહોંચું ત્યાં સુધી તું એ કાર્યો કરતો રહેજે. ૧૪તારી પાસે જે કૃપાદાન છે તેનો ઉપયોગ કરતા રહેવાનું યાદ રાખજે. જ્યારે વડીલોએ તારા પર તેઓના હાથ મૂક્યા* તે વખતે થયેલ પ્રબોધ દ્વારા એ કૃપાદાન તને આપવામાં આવ્યુ હતુ. ૧૫એ બધી પ્રવૃત્તિઓ તું ચાલુ રાખજે. તે પ્રવૃત્તિઓ કરવા તું તારું જીવન આપી દે. પછી બધા લોકો જોઈ શકશે કે તારું કાર્ય પ્રગતિ સાધી રહ્યું છે. ૧૬તારા જીવનમાં અને તારા ઉપદેશમાં સાવધ રહેજે. યોગ્ય રીતે જીવતો રહેજે અને ઉપદેશ આપતો રહેજે. આમ, તારો ઉપદેશ સાંભળનારા લોકોને તથા તારી જાતને તું તારીશ.

### અન્ય લોકો સાથે રહેવા માટે કેટલાક નિયમો

**૫** વૃદ્ધને ઠપકો ન આપ, પરંતુ એ તારો પિતા હોય એ રીતે તેની સાથે વાત કરજે. જુવાનો તારા ભાઈઓ હોય એ રીતે વર્તજે. ૨વૃદ્ધ સ્ત્રીઓને મા સમાન ગણજે અને જુવાન સ્ત્રીઓને બહેનો જેવી ગણજે. તેઓની સાથે હંમેશા સારું વર્તન કરજે.

૩જે વિધવા ખરેખર નિરાધાર હોય તેઓનું માન-સન્માન જાળવજે અને તેઓની સંભાળ લેજે. ૪પરંતુ જો કોઈ વિધવાને બાળકો હોય અથવા પૌત્ર-પૌત્રીઓ હોય તો પ્રથમ તો તેમણે આ શીખવાની જરૂર છે: એ બાળકો અથવા પૌત્રોએ પોતાના જ કુટુંબ પ્રત્યેની વફાદારી તેઓને મદદરૂપ થઈને બતાવવી જોઈએ. જ્યારે તેઓ આમ કરે છે ત્યારે તેઓ પોતાનાં મા-બાપનું ઋણ અદા કરે છે. એનાથી દેવ પ્રસન્ન થાય છે. ૫જો કોઈ વિધવા ખરેખર નિરાધાર હોય તો તેની સંભાળ માટે તે દેવની જ આશા રાખે છે. તે સ્ત્રી રાત-દિવસ હંમેશા પ્રાર્થના કરતી હોય છે. તે દેવ પાસે મદદ માગે છે. ૬પરંતુ જે વિધવા પોતાને રાજી રાખવા મોજ-મઝામાં જીવન વેડફે છે, તે જીવતી હોવા છતાં ખરેખર મરણ પામેલી જ છે. ૭ત્યાંના વિશ્વાસીઓને તું આ બધી વાત કહેજે (પોતાના ઘરની સંભાળ લેવાનું) જેથી, બીજી કોઈ વ્યક્તિ એમ કહી ન શકે કે તેઓ ખોટું કરી રહ્યા છે. ૮વ્યક્તિએ પોતાના બધા માણસોની સંભાળ લેવી જોઈએ. પણ, તેમાંય સૌથી અગત્યની વાત એ છે કે તેણે તેના પોતાનાં કુટુંબની સંભાળ લેવી જોઈએ. જે વ્યક્તિ આમ કરતી નથી, તો તે સાચા વિશ્વાસને (ઉપદેશ) સ્વીકારતી નથી. તે વ્યક્તિ તો અવિશ્વાસી કરતાં પણ ભૂંડો છે.

૯વિધવાઓની તારી યાદીમાં એવી સ્ત્રીનું નામ ઉમેરજે કે જે ૬૦ વર્ષ કે તેથી વધારે ઉંમરની હોય. તે તેના પતિને વફાદાર રહી ચૂકી હોય. અને પુર્નલગ્ન ના કર્યુ હોય. ૧૦સત્કર્મ દ્વારા કીર્તિ પ્રાપ્ત કરેલી હોય, પોતાનાં છોકરાંઓને ઉછેર્યા હોય, મહેમાનોનું સ્વાગત કરનારી હોય, સંતોના પગ ધોયા હોય. દુ:ખીઓને મદદ કરી હોય, અનેક પ્રકારના સત્કર્મોમાં ખંત રાખતી હોય, એવી વિધવાનું નામ તારી યાદીમાં ઉમેરવું.

૧૧પરંતુ એ યાદીમાં જુવાન વિધવાઓનો સમાવેશ ન કરીશ. જ્યારે તેઓ ખ્રિસ્તને સમર્પિત થઈ જાય છે, ત્યાર બાદ તેઓના તીવ્ર શારીરિક આવેગોને લીધે તેઓ ઘણીવાર ખ્રિસ્તથી દૂર ખેંચાઈ જાય છે. પછી તેઓ ફરીથી પરણવા ચાહે છે. ૧૨અને એવું કરનાર જુવાન વિધવાઓનો ન્યાય તોળાશે. તેઓએ પહેલા જે કરવાનું વચન આપ્યું હતું, તે ન કરવાના કારણે તેઓનો ન્યાય તોળવામાં આવશે. ૧૩વળી, તે જુવાન વિધવાઓ ઘેરઘેર ભટકવાનું શરૂ કરે છે અને પોતાનો સમય વેડફે છે. તેઓ નિંદા અને કૂથલી કરવાનું શરૂ કરી દે છે અને બીજા લોકોના જીવનમાં રસ લેતી થઈ જાય છે. જે ન બોલવું જોઈએ તે તેઓ બોલવા લાગે છે. ૧૪તેથી હું

---

**તેઓના હાથ મૂક્યા** તિમોથીને દેવનું ખાસ કાર્ય સોંપવામાં આવ્યું છે તે દર્શાવવા માટેનું ચિન્હ.

ઈચ્છું છું કે જુવાન વિધવાઓ ફરીથી લગ્ન કરે, બાળકોને જન્મ આપે, અને પોતાનાં ઘરોની સંભાળ લે. જો તેઓ આમ કરશે, તો તેઓની ટીકા કરવા દુશ્મનો પાસે કોઈ યોગ્ય કારણ નહિ હોય. [15]પરંતુ કેટલીએક જુવાન વિધવાઓ અવળે માર્ગે દોરવાઈ જઈને શેતાનને અનુસરે છે.

[16]જો કોઈ વિશ્વાસી સ્ત્રીના કુટુંબમાં વિધવાઓ હોય તો, તેણે પોતે તેઓની સંભાળ લેવી જોઈએ. તેઓની સંભાળ માટે મંડળીએ ભાર ઉઠાવવો જોઈએ નહિ. જેથી કુટુંબ વિહોણી નિરાધાર વિધવાઓની સંભાળ લેવાનું કામ મંડળી કરી શકશે.

[17]મંડળીનો સારી રીતે અધિકાર ચલાવનાર વડીલોને માન પાત્ર ગણવા જોઈએ. ખાસ કરીને આ સાચું છે કે વડીલોને માન મળવું જોઈએ. જેઓ ઉપદેશ કરવામાં તથા શિક્ષણ આપવામાં શ્રમ લે છે. [18]એવું શા માટે? કારણ કે શાસ્ત્ર કહે છે કે, "જ્યારે કામમાં જોતરેલો બળદ અનાજ છૂટું પાડવાનું કામ કરતો હોય ત્યારે, એનું મોઢું બાંધીને તેને અનાજ ખાતો રોકવો નહિ."* અને વળી શાસ્ત્ર એ પણ કહે છે કે, "મજૂરને તેની મજૂરી આપવી જોઈએ."*

[19]મંડળીના વડીલ પર આક્ષેપ મૂકનાર વ્યક્તિની વાત સાંભળતો નહિ. એ વડીલે કંઈક ખોટું કર્યુ છે એવું કહેનાર બીજા બે–ત્રણ માણસો નીકળે તો જ પેલા માણસની વાત સાંભળવી. [20]પાપ કરનારાઓને કહે જે કે તેઓ ખોટા છે. આખી મંડળીની સમક્ષ આ કર. જેથી બીજા લોકોને પણ ચેતવણી મળી જશે.

[21]દેવ તથા ઈસુ ખ્રિસ્ત અને ખાસ પસંદગી પામેલા દૂતોની સમક્ષ હું તને આ બધું કરવાની આજ્ઞા આપું છું. પરંતુ સત્ય હકીકતો જાણ્યા વિના તું લોકોનો ન્યાય તોળવા બેસી ના જતો. અને દરેક વ્યક્તિ સાથે એક સરખો વ્યવહાર રાખજે.

[22]કોઈ પણ વ્યક્તિને મંડળીના વડીલ તરીકે નિયુક્ત કરવા તું તેના પર હાથ મૂકે તે પહેલા કાળજીપૂર્વક વિચાર કરજે. બીજા લોકોના પાપમાં ભાગીદાર થતો નહિ. તું તારી જાતને શુદ્ધ રાખજે.

[23]તિમોથી, આજ સુધી તેં ફક્ત પાણી જ પીધા કર્યુ છે. હવે પાણી પીવાનું બંધ કરીને થોડો દ્રાક્ષારસ પીજે. તેનાથી તારું પેટ સારું થશે, અને તું વારંવાર બિમાર નહિ થાય.

[24]કેટલાએક લોકોનાં પાપ સહેલાઈથી જણાઈ આવે છે. તેઓનાં પાપ જણાવે છે કે તેઓનો ન્યાય તોળાશે. પરંતુ બીજા કેટલાએક લોકોનાં પાપ પાછળથી ખબર પડે છે. [25]સારાં કામો કે જે લોકો કરે છે તે બાબતમાં પણ આવું જ છે. લોકોનાં સારાં કામો સહેલાઈથી દેખાય આવે છે. પરંતુ જ્યારે એ સારાં કામો સહેલાઈથી ન દેખાય, તો પણ તે છુપાવી શકતાં નથી.

૬ સર્વ દાસોએ પોતાના શેઠ પ્રત્યે સંપૂર્ણ માન દર્શાવવું જોઈએ. જો તેઓ આમ કરશે તો, દેવનું નામ અને આપણો ઉપદેશ ટીકાને પાત્ર થશે નહિ. [2]કેટલાએક દાસોના શેઠો વિશ્વાસીઓ હોય છે. તેથી એ દાસો તથા એ શેઠો ભાઈઓ છે. પરંતુ એનો અર્થ એવો નથી કે એ દાસો પોતાના શેઠોને ઓછું માન આપે તો ચાલે. ના! તેઓએ તો વધારે કામ કરવું જોઈએ કારણ કે તેઓ કે જેને તેની સેવાઓ દ્વારા લાભ થયો છે તેઓ વિશ્વાસીઓ છે. જેને તેઓ પ્રેમ કરે.

### ખોટો ઉપદેશ અને સાચું ધન

તેઓને આ વાતો શીખવ અને સલાહ આપ. [3]કેટલાએક લોકો એવી બાબતોનો ઉપદેશ આપશે કે જે ખોટા જ હોય. આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તનાં સત્ય વચનો સાથે એ લોકો સંમત નહિ થાય. અને દેવની સેવાનો સાચો માર્ગ દર્શાવતા ઉપદેશનો તેઓ સ્વીકાર નહિ કરે. [4]ખોટી રીતે ઉપદેશ આપતી વ્યક્તિ અભિમાનથી છલકાય છે અને કશું જાણતી હોતી નથી. તે વ્યક્તિમાં દલીલબાજીની બિમારી હોય છે. અને એ શબ્દો વિષે દલીલબાજી કરે છે. એના પરિણામે ઈર્ષ્યા, મુશ્કેલીઓ, અપમાનો અને ખોટા વહેમ ઉત્પન્ન થાય છે. [5]પણ ભ્રષ્ટ મતિના લોકોથી પરિણામે સતત દલીલબાજી થાય છે. એ લોકોએ સત્ય ખોઈ નાખ્યું છે. તેઓ એવું માનતા હોય છે કે દેવની સેવા તો કમાઈનું સાધન છે.

[6]એ સાચું છે કે દેવની સેવા–ભક્તિ માણસને ખૂબ ધનવાન બનાવે છે, જો તેને પોતાની ચીજ–વસ્તુઓથી સંતોષ હોય તો. [7]આ દુનિયામાં આપણે જ્યારે આવ્યા ત્યારે, આપણે કશુંય લીધા વગર ખાલી હાથે આવ્યા હતા. અને આપણે જ્યારે મરી જઈશું ત્યારે, આપણે કશુંય લઈ જઈ શકવાના નથી. [8]તેથી, આપણને જો પૂરતો ખોરાક અને કપડાં મળી રહે, તો તેનાથી આપણે સંતોષ માનવો જોઈએ. [9]ધનવાન થવાની ઈચ્છા રાખતા લોકો પોતે જ પ્રલોભનોની જાળમાં પકડાય છે. તેઓને ઘણી બધી ચિત્ર–વિચિત્ર વસ્તુઓ મેળવી લેવાની ઈચ્છા

---

**"જ્યારે કામમાં જોતરેલો ... રોકવો નહિ"** પુન. ૨૫:૪.

**"મજૂરને તેની મજૂરી આપવી જોઈએ"** લૂ.૧૦:૭,

થાય છે, કે જે ચીજો તેઓને નુક્સાન કે આઘાત આપનારી નીવડે છે. એ વસ્તુઓ લોકોને પાયમાલ કરીને તેઓનો સર્વનાશ આણે છે. ૧૦પૈસા માટેનો લોભ દરેક જાતનાં પાપોને જન્મ આપે છે. કેટલાએક લોકોએ સાચો વિશ્વાસ (ઉપદેશ) છોડી દીધો છે કેમ કે તેઓ વધુ ને વધુ ધન મેળવવા માગે છે. પરંતુ આમ કરતાં તેઓ પોતાની જાતે ઘણી ત્રાસદાયક મુશ્કેલીઓ ઊભી કરી સહન કરે છે.

### તારે યાદ રાખવા જેવી કેટલીક બાબતો

૧૧પરંતુ તું તો ઈશ્વરભક્ત છે. તેથી એ બધી બાબતોથી તારે દૂર રહેવું જોઈએ. ન્યાયી માર્ગે જીવવાનો પ્રયત્ન કર, ભકિતભાવ, વિશ્વાસ, પ્રેમ, ધીરજ તથા નમ્રતાના સદગુણ કેળવ. ૧૨વિશ્વાસ ટકાવી રાખવો એ સ્પર્ધાની હરીફાઈમાં ઉતરવા જેવું છે.એ સ્પર્ધા જીતવા તારાથી જેમ બને તેમ સખત પ્રયત્ન કરજે. અનંતજીવન તને પ્રાપ્ત થાય એની ખાતરી કરજે. એવું જીવન તને મળે એ માટે તને તેડવામાં આવ્યો છે. અને ખ્રિસ્ત વિષેના મહાન સત્યની તેં એવી રીતે કબૂલાત કરી છે કે જેના ઘણા લોકો સાક્ષી છે. ૧૩દેવ અને ઈસુ ખ્રિસ્ત આગળ હું તને આજ્ઞા આપું છું. જ્યારે ખ્રિસ્ત ઈસુ પોંતિયુસ પિલાત આગળ ઊભો રહ્યો ત્યારે તેણે પણ આજ મહાન સત્ય કબૂલ કર્યુ હતું. અને પ્રત્યેકને જીવન આપનાર એક માત્ર એવો દેવ જ છે. હવે જે હું તને કહું છું: ૧૪તને જે જે કાર્યો કરવાની આજ્ઞા કરવામાં આવી હતી તે કર. આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તનું પુનરાગમન ન થાય ત્યાં સુધી તું એ કાર્યો કોઈ પણ દોષ કે ભૂલ કર્યા વગર કરતો રહે. ૧૫યોગ્ય સમયે એ ઘટના ઘટે એવું દેવ કરાવશે. જે ધન્ય તથા એકલો સ્વામી છે. જે રાજાઓનો રાજા અને પ્રભુઓનો પ્રભુ છે. ૧૬દેવ એકલાને અમરપણું છે. દેવ તો એવા ઝળહળતા પ્રકાશમાં રહે છે કે માનવો એની નજીક જઈ શકતા નથી. કોઈ પણ વ્યકિતએ કદી દેવને જોયો નથી. દેવને જોવા માટે કોઈ પણ વ્યકિત શકિતમાન નથી. તેને સદાકાળ ગૌરવ તથા સામર્થ્ય હો. આમીન.

૧૭દુન્યવી ચીજ-વસ્તુઓ વડે ધનિક થયેલા લોકોને તું કહેજે કે તેઓ અભિમાની ન બને. એ ધનવાન લોકોને તું કહે કે તેઓ તેઓના ધનમાં નહિ, પરંતુ દેવમાં આશા રાખે. પૈસાનો વિશ્વાસ કરી ન શકાય. પરંતુ દેવ ખૂબ સારી રીતે આપણી સંભાળ લે છે. તે આપણને દરેક વસ્તુ આનંદથી માણવા આપે છે. ૧૮તું પૈસાદાર લોકોને સારાં કાર્યો કરવાનું કહે. સારાં કાર્યો કરીને સમૃદ્ધ થાય. તેઓ ભલું કરે. ઉત્તમ કાર્યો રૂપી સમૃદ્ધિ પ્રાપ્ત કરે અને ઉદાર તથા પરોપકારી થાય. ૧૯એવું કરીને તેઓ પોતાના માટે આકાશમાં એક ખજાનો સંગ્રહ કરશે. તે ખજાનો મજબૂત સ્થંભ બનશે-તે ખજાના ઉપર તેઓ તે ભવિષ્યનું નિર્માણ કરી શકશે. જેથી તેઓ જે ખરેખરું જીવન છે તે પ્રાપ્ત કરી શકે.

૨૦તિમોથી, દેવે તારામાં વિશ્વાસ મૂકીને તને ઘણી વસ્તુઓ સોંપી છે. તે વસ્તુઓને તું સહી-સલામત રાખજે. દેવ તરફથી આવતી ન હોય એવી મૂર્ખાઈ ભરી વાતો કરતાં લોકોથી તું દૂર રહેજે. સત્યની વિરુદ્ધમાં દલીલો કરતાં લોકોથી તું દૂર રહેજે. તેઓ જેને "જ્ઞાન"તરીકે ઓળખાવે છે, તેનો તે લોકો ઉપયોગ કરે છે-પરંતુ ખરેખર તો તે જ્ઞાન નથી. ૨૧કેટલાએક લોકો એવું કહેતા હોય છે કે તેઓની પાસે એ "જ્ઞાન" છે. એ લોકોએ સત્ય વિશ્વાસ તજયો છે.

તમ સર્વ પર દેવની કૃપા થાઓ.

# તિમોથીને બીજો પત્ર

૧ ઈસુ ખ્રિસ્તના પ્રેરિત પાઉલ તરફથી કુશળતા હો.
દેવની ઈચ્છાથી હું પ્રેરિત બન્યો છું. ખ્રિસ્ત ઈસુમાં
જીવન વિષે જે વચન છે તે વિષે લોકોને જણાવવા દેવે
મને મોકલ્યો છે.

૨હવે તિમોથીને સંબોધન કરું છું. તું તો મારા પ્રિય
પુત્ર સમાન છે. દેવ–બાપ તથા આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત
તરફથી તને કૃપા, દયા અને શાંતિ પ્રાપ્ત થાઓ.

### આભારસ્તુતિ અને પ્રોત્સાહન

૩રાત–દિવસ હંમેશા મારી પ્રાર્થનાઓમાં હું તને યાદ
કરું છું. એ પ્રાર્થનાઓમાં તારા માટે હું દેવની આભારસ્તુતિ
કરું છું. મારા પૂર્વજો જેની સેવા કરતા હતા તે એ જ દેવ
છે. હું જે જાણું છું તે સાચું છે એમ સમજી, મેં હંમેશા
એ દેવની સેવા કરી છે. ૪તારાં આંસુઓ સંભારતાં તને
મળવાનું મને ઘણું મન થાય છે જેથી મારું હૈયું આનંદથી
છલકાઈ જાય. ૫તારો સાચો વિશ્વાસ પણ મને યાદ
આવે છે. તારી દાદી લોઈસ અને તારી માતા યુનિકા સૌ
પ્રથમ એવો જ વિશ્વાસ ધરાવતાં હતાં. હું જાણું છું કે
એ જ વિશ્વાસ હવે તું ધરાવે છે. ૬માટે હું તને યાદ
દેવડાવા ઈચ્છું છું કે, જયારે મેં મારા હાથો તારા માથા
પર મૂકયા, દેવે તને તે કૃપાદાન આપ્યુ. જેમ એક નાની
સરખી જયોત ધીરે ધીરે મોટા અગ્નિમાં પરિવર્તન પામે
છે, તેમ દેવે તને આપેલ તે ખાસ કૃપાદાન વધુ ને વધુ
ખીલે અને તું એનો ઉપયોગ કરે એમ હું ઈચ્છું છું.
૭કેમ કે દેવે આપણને ભયનો આત્મા નહિ, પણ
સામર્થ્યનો તથા પ્રેમનો તથા સાવધ બુધ્ધિનો આત્મા
આપ્યો છે.

૮તેથી આપણા પ્રભુ ઈસુ વિષે લોકોને કહેતાં તું
શરમ કે સંકોચ ન રાખીશ. અને મારા માટે પણ તારે
શરમિંદા બનવાની જરૂર નથી કેમ કે હું પ્રભુને ખાતર
જ કેદમાં છું. પરંતુ એ સુવાર્તાને લીધે તું પણ મારી સાથે
દુ:ખ સહન કર એ સહન કરવા દેવ આપણને સામર્થ્ય
આપે જ છે. ૯દેવે આપણને તાર્યા છે અને આપણને
તેના સંતો બનાવ્યા છે. આપણા પોતાના પ્રયત્નોને કારણે
એ થયું નથી. ના! તેની કૃપાને કારણે દેવે આપણને
બચાવ્યા અને આપણને તેના સંતો બનાવ્યા કારણે કે
એવી દેવની ઈચ્છા હતી. સમયનો પ્રારંભ થયો તે પહેલા
ખ્રિસ્ત ઈસુ ધ્વારા દેવે એ કૃપા આપણને આપેલી હતી.
૧૦અત્યાર સુધી એ કૃપા આપણને પ્રગટ થઈ ન હતી.
જયારે આપણો તારનાર ખ્રિસ્ત ઈસુ આવ્યો ત્યારે
આપણને તેની કૃપા પ્રગટ થઈ. ઈસુએ મરણને નાબૂદ
કર્યુ અને આપણને જીવન મેળવવાનો માર્ગ બતાવ્યો.
હા! સુવાર્તા દ્વારા ઈસુએ આપણને અવિનાશી જીવન
પ્રાપ્ત કરવાનો માર્ગ દેખાડયો. ૧૧તે સુવાર્તાના પ્રચાર
માટે, સુવાર્તાના પ્રેરિત તથા ઉપદેશક થવા માટે મારી
પસંદગી કરવામાં આવી હતી. ૧૨અને અત્યારે હું દુ:ખ
સહન કરી રહયો છું કેમ કે હું સુવાર્તા બધે કહેતો ફરું
છું. પણ તેથી કંઈ હું શરમાતો નથી. જેને મેં સ્વીકાર્યો
છે તે એક (ઈસુ) ને જાણું છું. તે દિવસ આવે ત્યાં સુધી
મને સોંપેલી વસ્તુઓનું રક્ષણ કરવા તે સમર્થ છે, એની
મને ખાતરી છે. ૧૩મારી પાસેથી તેં જે સત્ય વચનો
સાંભળ્યાં છે તેને તું અનુસર. ખ્રિસ્ત ઈસુમાં આપણને
જે વિશ્વાસ અને પ્રેમ છે તેના ધ્વારા એ ઉપદેશને તું
અનુસર. એ ઉપદેશ નમૂનારૂપ છે, કે જે દર્શાવે છે કે
તારે કેવો ઉપદેશ આપવો જોઈએ. ૧૪તને જે સત્ય મળેલ
છે તેનું તું રક્ષણ કર. પવિત્ર આત્માની સહાય વડે એ
વસ્તુઓને તું સંભાળી રાખ. એ પવિત્ર આત્મા આપણા
અંત:કરણમાં જ વસે છે.

૧૫તું તો જાણે જ છે કે આસિયાના પ્રાંતના પશ્ચિમની
દરેક વ્યકિતએ મને ત્યજી દીધો છે. ફુગિલસ અને
હર્મોગનેસ પણ મને છોડીને ચાલ્યા ગયા છે.
૧૬ઓનેસિફરસના કુટુંબ પર પ્રભુ દયા કરે એવી મારી
પ્રાર્થના છે. ઓનેસિફરસે ઘણી વાર મને મદદ કરી છે.
મારી કેદની સજાને કારણે તે શરમિંદો થયો ન હતો.
૧૭ના, તે શરમાયો ન હતો. જયારે તે રોમ આવ્યો ત્યારે
જયાં સુંધી હું તેને મળ્યો નહિ ત્યાં સુધી તેણે મારી
ખંતપૂર્વક શોધ કરી. ૧૮મારી પ્રાર્થના છે કે તે દિવસે
પ્રભુ ઓનેસિફરસને દયા બતાવશે. તું તો જાણે છે જ
એફેસસમાં ઓનેસિફરસે મને કઈ કઈ રીતે મદદ કરી
હતી.

### ખ્રિસ્ત ઈસુનો વફાદાર સૈનિક

૨ તિમોથી, મારા માટે તો તું દીકરા સમાન છે. ખ્રિસ્ત
ઈસુમાં આપણને જે કૃપા છે તેમાં બળવાન થા.
૨મેં જે જે બાબતોનો ઉપદેશ આપ્યો છે તે તેં સાંભળ્યો
છે. બીજા અનેક લોકોએ પણ એ બધું સાંભળ્યું છે. તારે
એ જ બાબતો લોકોને શીખવવી જોઈએ. જે કેટલાએક
લોકો પર તું વિશ્વાસ મૂકી શકે તેઓને તું એ ઉપદેશ
આપ. પછી તેઓ બીજા લોકોને એ બાબતો શીખવી
શકશે. ૩આપણને જે મુશ્કેલીઓ પડે છે તેમાં તું સહભાગી
થા. ખ્રિસ્ત ઈસુના એક સારા સૈનિકની જેમ એ
મુશ્કેલીઓ તું સ્વીકારી લે. ૪જે માણસ સૈનિક હોય તે
પોતાના ઉપરી અધિકારીને ખુશ રાખવાની ઈચ્છા ધરાવે
છે. તે પોતાની રોજીંદી જીંદગીમાં પોતાનો સમય બરબાદ
કરતો નથી. ૫જો કોઈ અખાડામાં હરીફાઈમાં ઊતરે તો,
નિયમોના પાલન વિના તેને ઈનામ મળતું નથી. ૬સખત
પરિશ્રમ કરનાર ખેડૂતને તેના ઉગાડેલા અનાજમાંથી
કેટલોક ભાગ મેળવવાનો પહેલો હક્ક છે. ૭હું જે બાબતો
કહું છું તેના પર તું વિચાર કરજે. આ બધી વાતો સમજવા
માટે પ્રભુ તને શક્તિ આપશે.

૮ઈસુ ખ્રિસ્તને યાદ રાખ. તે દાઉદના સંતાનનો છે.
ઈસુ મૃત્યુ પામ્યો પછી તેને મૂએલાંમાંથી ઉઠાડવામાં
આવ્યો હતો. આજ સુવાર્તા હું લોકોને કહું છું. ૯કારણ
કે એ સુવાર્તા હું કહેતો ફરું છું. તેથી હું ગુનેગારની જેમ
દુ:ખ સહન કરું એમ મને ગુનેગાર વ્યક્તિની જેમ
સાંકળોથી પણ બાંધી રાખ્યો છે. પરંતુ દેવનો ઉપદેશ
કંઈ બંધનમાં નથી. ૧૦તેથી આ બધી મુશ્કેલીઓ હું
ધીરજપૂર્વક સ્વીકારું છું. દેવે પસંદ કરેલા બધા લોકોને
મદદ કરવા ખાતર હું આ કરું છું. હું આ યાતનાઓ
એટલા માટે સ્વીકારું છું. જેથી એ લોકોનું ખ્રિસ્ત ઈસુમાં
તારણ થાય. એ તારણથી જે મહિમા પ્રાપ્ત થાય છે તે
અનંત છે.

૧૧આ ઉપદેશ સાચો છે:

જો આપણે તેની (ઈસુ) સાથે મર્યા હોઈશું, તો
તેની સાથે આપણે જીવીશું પણ ખરા.
૧૨ જો આપણે યાતનાઓ સ્વીકારીએ, તો આપણે
પણ ઈસુની સાથે રાજ કરીશું. જો આપણે ઈસુને
સ્વીકારવાનો નકાર કરીએ, તો તે આપણને
અપનાવવાનો નકાર કરશે.

૧૩આપણે જો વિશ્વાસુ નહિ હોઈએ, તો પણ તે તો
વિશ્વાસુ જ રહેશે, કારણ કે તે પોતાની જાતને કદી
બદલી શકતો નથી.

### પસંદગી પામેલ કાર્યકર

૧૪લોકોને આ બધી વાતો કહેવાનું તું ચાલુ રાખજે.
અને દેવ આગળ એ લોકોને તું ચેતવજે કે તેઓ શબ્દો
વિષે દલીલબાજી ન કરે. શબ્દો વિષે દલીલબાજી કરનાર
કંઈજ ઉપયોગી કરી શકતો નથી. અને તે સાંભળનાર
લોકોનો તો સર્વનાશ થાય છે. ૧૫દેવ તને પસંદ કરે
એવી પાત્રતા મેળવવા તું સર્વોત્તમ કાર્યો કર, અને તું
દેવને પૂર્ણ સમર્પિત થઈ જા. પોતાના કામની બાબતમાં
જે શરમ અનુભવતો નથી એવો કાર્યકર તું થા-કે જે
કાર્યકર સાચા ઉપદેશનો યોગ્ય રીતે ઉપયોગ કરે છે.
૧૬દેવ તરફથી જે બાબતો કદી આવી જ નથી એવી
વ્યર્થ વાતો કરનારા લોકોથી તું દૂર રહેજે. એવી વાતો
માણસને દેવથી વધુ ને વધુ વિરુદ્ધ કરનારી હોય છે.
૧૭તેઓની વાતો શરીરમાં જેમ રોગ ફેલાય છે તેમ અનિષ્ટ
ફેલાવે છે. હુમનાયસ અને ફિલેતસ એવા માણસો છે.
૧૮તેઓએ સાચો ઉપદેશ ત્યજી દીધો છે. તેઓ તો એમ
કહે છે કે મૃત્યુમાંથી લોકોનું પુનુરુત્થાન તો ક્યારનું થઈ
ગયું છે. અને તેઓ બંન્ને કેટલાએક લોકોનો વિશ્વાસ
નષ્ટ કરી રહ્યા છે. ૧૯પરંતુ દેવનાં અસ્તિત્વનો પાયો
સદાને માટે મજબૂત છે, એ પાયા પર આ શબ્દો લખેલા
છેઃ "જે લોકો તેના છે તેઓને પ્રભુ ઓળખે છે."*
દેવની ઈમારતના પાયા પર આ શબ્દો લખેલા છેઃ "જે
જે માણસ એમ કહેતો હોય કે તે પ્રભુમાં વિશ્વાસ
ધરાવે છે, તેણે ખોટાં કામ કરવાનું છોડવું જ પડશે."

૨૦મોટા ઘરોમાં સોના-ચાંદીની વસ્તુઓ હોય છે
પરંતુ લાકડાની અને માટીની વસ્તુઓ પણ ત્યાં હોય
છે. કેટલીક વસ્તુઓ વિશિષ્ટ હેતુ માટે વપરાય છે. બીજી
અમુક વસ્તુઓ સાફસૂફી કે સ્વચ્છતા કરવા બનાવેલી
હોય છે. ૨૧જો કોઈ વ્યક્તિ આ બધા જ દુષ્ટ કર્મોથી
સ્વચ્છ બનશે તો ખાસ હેતુસર એ વ્યક્તિનો ઉપયોગ
કરવામાં આવશે. એ વ્યક્તિને પવિત્ર બનાવવામાં
આવશે, અને સ્વામી તેનો ઉપયોગ કરી શકશે. કોઈ
પણ સારું કામ કરવા એ વ્યક્તિ તૈયાર થશે.

૨૨જુવાન માણસને જે ખરાબ કામો કરવાનું મન
થતું હોય છે તેવી બાબતોથી તું દૂર રહેજે. યોગ્ય રીતે જ
જીવન જીવવાનો અને વિશ્વાસ, પ્રેમ, અને શાંતિ પ્રાપ્ત
કરવાનો તું ખૂબ પ્રયત્ન કરજે. શુદ્ધ હૃદયથી પ્રભુમાં
વિશ્વાસ ધરાવતા લોકોની સાથે રહીને તું આ બધું કરજે.
૨૩અક્કલ વગરની અને મૂર્ખાઈભરી દલીલબાજીથી તું
દૂર રહેજે. તું જાણે છે કે આવી દલીલોમાંથી મોટી
દલીલબાજી જન્મે છે. ૨૪પ્રભુના સેવકે તો ઝઘડવું ન

---

**"જે લોકો ... પ્રભુને ઓળખે છે"** ગણ. ૧૬:૫

જોઈએ! તેણે તો દરેક વ્યક્તિ પ્રત્યે માયાળુ થવું જોઈએ.
પ્રભુના સેવકે તો એક સારા શિક્ષક થવું જોઈએ. તે
સહનશીલ હોવો જોઈએ. [૨૫]પ્રભુના સેવકે તો તેની
સાથે અસંમત થતા વિરોધીઓને નમ્રતાથી ઉપદેશ કરવો
જોઈએ. શક્ય છે કે દેવ એવા લોકોને પસ્તાવો કરવા દે,
જેથી તેઓ સત્ય સ્વીકારી શકે. [૨૬]શેતાને એવા લોકોને
પોતાની જાળમાં ફસાવ્યા છે અને તેઓની પાસે પોતાનું
ધાર્યું કરાવે છે. પરંતુ શક્ય છે કે તેઓ જાગી જાય અને
સમજે કે શેતાન તેઓનો દુરુપયોગ કરી રહ્યો છે, અને
અંતે શેતાનની માયાજાળમાંથી પોતાને મુક્ત કરાવે.

### છેલ્લા દિવસો

૩ આ યાદ રાખજે! છેલ્લા દિવસોમાં ઘણી બધી
મુશ્કેલીઓ આવશે. [૨]એવો સમય આવશે કે જ્યારે
લોકો પોતાની જાતને જ તથા પૈસાને પ્રેમ કરશે. તેઓ
બડાશખોર અને અભિમાની બનશે. લોકો બીજાની
નિંદા-કૂથલી કરતા થઈ જશે. લોકો પોતાનાં મા-બાપની
આજ્ઞા નહિ પાળે. લોકોમાં આભારની ભાવના મરી
પરવારશે. દેવને જેવા લોકો ગમે છે તેવા તેઓ નહિ
હોય. [૩]લોકોને એક બીજા માટે પ્રેમ નહિ હોય. તેઓ
બીજા લોકોને માફ કરી શકશે નહિ. અને તેઓ ખરાબ
વાતો કરશે. લોકો પોતાની જાત પરનો કાબૂ ગુમાવશે.
તેઓ ક્રોધી અને હલકી વૃત્તિવાળા અને જે વસ્તુઓ
સારી હશે તેને ધિક્કારશે. [૪]આવનારા છેલ્લા દિવસોમાં
લોકો પોતાના મિત્રોના વિશ્વાસઘાતી બની જશે. તેઓ
જરા પણ વિચાર કર્યા વગર મૂર્ખતાભર્યા કામો કરશે.
લોકો દેવ પર પ્રીતિ રાખવાને બદલે વિલાસ પર પ્રીતિ
રાખનારા થશે. [૫]એ લોકો દેવની સેવા કરવાનો ડોળ
ચાલુ રાખશે, પરંતુ તેઓની જીવન જીવવાની રીત પરથી
ખ્યાલ આવશે કે તેઓ દેવની સેવા ખરેખર કરતાં જ
નથી. તિમોથી, એવા લોકોથી તું દૂર રહેજે. [૬]તેઓમાંના
કેટલાએક લોકો તો પારકાના ઘરમાં ઘૂસી જઈને અબળા
સ્ત્રીઓને ફસાવવાનો પ્રયત્ન કરતા હોય છે. એ સ્ત્રીઓમાં
પણ પુષ્કળ પાપ હોય છે. અનેક અનિષ્ટ કુકર્મો કરવાની
ઈચ્છા ધરાવતી એ સ્ત્રીઓ પાપોથી ભરપૂર હોય છે.
[૭]એ સ્ત્રીઓ હંમેશા નવું નવું શિક્ષણ શીખવાનો પ્રયત્ન
કરે છે, પરંતુ તેઓ સત્યના જ્ઞાન સુધી પહોંચી શકવા
શક્તિમાન થતી નથી. [૮]યાન્નેસ અને યાંબ્રેસને યાદ
કર. તેઓ મૂસાના વિરોધીઓ હતા. આ લોકોની બાબતમાં
પણ એવું જ છે. તેઓ સત્યનો વિરોધ કરે છે. એ એવા
લોકો છે જેમની વિચાર-શક્તિ ગૂંચવાઈ ગઈ છે. તેઓ
વિશ્વાસનો માર્ગ અનુસરવામાં નિષ્ફળ ગયા છે. [૯]પરંતુ
તેઓ જે કાર્યો કરી રહ્યા છે તેમાં સફળ થવાનાં નથી.
બધા લોકોને ખબર પડશે કે તેઓ કેવા મૂર્ખ છે. યાન્નેસ
અને યાંબ્રેસનું આવું જ થયું હતું.

### છેલ્લી સૂચનાઓ

[૧૦]પરંતુ મારા વિષે તો તું બધું જાણે છે. હું જે શીખવું
છું અને જે રીતે હું રહું છું તે તને ખબર છે. મારા
જીવનનો હેતુ તું જાણે છે. મારો વિશ્વાસ, મારો પ્રેમ
અને મારી ધીરજથી તું પરિચિત છે. હું મારો પ્રયત્ન
કદીય છોડતો નથી, એ તું જાણે છે. [૧૧]મેં જે સતાવણી
અને યાતનાઓ સહન કરી છે તે વિષે તને ખબર છે.
અંત્યોખ, ઈકોનિયામાં, અને લુસ્ત્રામાં મારી સાથે જે
બન્યું હતું તે તું જાણે છે. એ સ્થળોએ મેં કેવી કેવી
સતાવણી સહન કરી હતી, એ તને ખબર છે. પરંતુ એ
બધી મુશ્કેલીઓમાં પ્રભુએ જ મારો છુટકારો કર્યો છે.
[૧૨]દરેક વ્યક્તિ દેવની ઈચ્છા મુજબ ખ્રિસ્ત ઈસુમાં જીવન
સમર્પિત કરી જીવવાનો પ્રયત્ન કરશે તે દરેક વ્યક્તિની
સતાવણી કરવામાં આવશે. [૧૩]જે દુષ્ટ લોકો બીજાને છેતરે
છે તે લોકો વધુ ને વધુ ખરાબ થતા જશે. તેઓ બીજા
લોકોને મૂર્ખ બનાવશે, પરંતુ તેઓ પોતે પણ મૂર્ખ બનશે.
[૧૪]પરંતુ જે વાતો તું શીખ્યો છે તેને અનુસરવાનું
તારે ચાલુ રાખવું જોઈએ. તું જાણે છે કે એ બધી વાતો
સાચી છે. તું એ બાબતો શીખવનારાઓ પર પૂરો વિશ્વાસ
રાખી શકે છે એની તને ખબર છે. [૧૫]તું બાળક હતો
ત્યારનો પવિત્ર શાસ્ત્રથી પરિચિત છે. એ પવિત્રશાસ્ત્ર*
તને વિવેકબુદ્ધિવાળો બનાવવાની ક્ષમતા ધરાવે છે અને
ખ્રિસ્ત ઈસુમાં વિશ્વાસ દ્વારા તારણના માર્ગે જવા એ
વિવેકબુદ્ધિ તને ઉપયોગી નીવડશે. [૧૬]દરેક શાસ્ત્ર
ઈશ્વરપ્રેરિત છે. લોકોના જીવનમાં ક્યાં ખોટું થાય છે
તે બતાવવા અને બોધ આપવા દરેક શાસ્ત્ર ઉપયોગી છે.
ભૂલો સુધારવા અને ન્યાયી જીવન જીવવાના શિક્ષણમાં
ભૂલો સુધારવા દરેક શાસ્ત્ર ઉપયોગી છે. [૧૭]શાસ્ત્રોનો
ઉપયોગ કરીને જે વ્યક્તિ દેવની સેવા કરશે, તે બધા જ
સારા કાર્યો કરવા માટે પૂરેપૂરો સુસજ્જ થશે.

૪ દેવ તથા ઈસુ ખ્રિસ્ત સમક્ષ હું તને આદેશ આપું
છું કે મરણ પામેલા તેમજ જીવતા લોકોનો એક
માત્ર એવો ખ્રિસ્ત ઈસુ ન્યાય કરશે. ઈસુનું રાજ્ય છે,
અને તે ફરીથી આવી રહ્યો છે. તેથી હું તને આ આદેશ
આપું છું: [૨]લોકોને તું સુવાર્તા પ્રગટ કર. તે સંદેશ એ છે
કે, લોકોનાં પાપ માફ થઈ શકે અને તેઓ દેવના
સાન્નિધ્યમાં રહી શકે, એવો માર્ગ દેવે હવે સર્વ માટે

**પવિત્ર શાસ્ત્ર** પવિત્ર લખાણો-જૂનો કરાર.

ખૂલ્લો કરી દીધો છે. દરેક સમયે તું તૈયાર રહેજે. લોકોએ શું શું કરવાની જરૂર છે તે તું તેઓને કહે, તેઓની ભૂલ થાય ત્યારે તું તેઓને ધમકાવ અને તેઓને પ્રોત્સાહિત કર. આ બધું તું ખૂબ જ ધીરજપૂર્વક તથા કાળજીપૂર્વકના ઉપદેશ વડે કર. ૩એવો સમય આવશે કે જ્યારે લોકો સાચો ઉપદેશ નહિ સાંભળે. પણ કાનમાં ખંજવાળ આવવાથી તેઓ પોતાને મનગમતા ઉપદેશકો પોતાના માટે ભેગા કરશે. ૪લોકો સત્ય તરફ આડા કાન કરશે. કાલ્પનિક વાતોના શિક્ષણને અનુસરવાનું શરૂ કરશે. ૫પરંતુ હર ઘડીએ તું સર્વ બાબતોમાં સાવધ રહેજે. જ્યારે મુસીબતો આવે ત્યારે તેઓને તું સ્વીકારી લેજે. સુવાર્તા પ્રચારનું કામ કરતો રહેજે. દેવના સેવકની બધી જ ફરજો તું અદા કરી બતાવજે.

૬કેમ કે હું અત્યારે પેયાર્પણ તરીકે રેડાઉં છું. અને મારો પ્રયાણકાળ પાસે આવી ગયો છે. ૭હું સારી લડાઈ લડયો છું. મેં દોડ પૂરી કરી છે. મેં વિશ્વાસ રાખ્યો છે. ૮હવે મારે સારું ન્યાયીપણાનો મુગટ રાખી મૂકેલો છે, તેથી એ મુગટ મને મળશે કારણ કે હું દેવ સાથે ન્યાયી છું. પ્રભુ તો એવો ન્યાયાધીશ છે કે જે યોગ્ય જ ન્યાય કરે છે. તે દિવસે પ્રભુ મને તે મુગટ આપશે. હા! તે મને તે મુગટ આપશે. પ્રભુના પ્રગટ થવાની ઈચ્છા રાખનારા અને તેની પ્રતિક્ષા કરનારા સર્વ લોકોને પ્રભુ તે મુગટ આપશે.

### અંગત વાતો

૯જેમ બને એમ જલદી મારી પાસે આવવાનો તું પ્રયત્ન કરજે. ૧૦દેમાસે વર્તમાન દુનિયાને પુષ્કળ પ્રેમ કર્યો હતો. તેથી જ તો તે મને છોડીને ચાલ્યો ગયો છે. તે થેસ્સલોનિકા જતો રહ્યો છે અને ક્રેસ્કેન્સ ગલાતિયા ગયો છે. અને તિતસ દલ્મતિયા ગયો છે. ૧૧હવે મારી સાથે ફક્ત લૂક જ રહ્યો છે. માર્કને શોધી કાઢજે અને તું આવે ત્યારે એને તારી સાથે લેતો આવજે. અહીંના મારા કાર્યમાં તે મને મદદ કરી શકે એવો છે. ૧૨મેં તુખિકસને એફેસસમાં મોકલ્યો છે.

૧૩હું જ્યારે ત્રોઆસમાં હતો ત્યારે કાર્પસ પાસે મારો કોટ મૂકી આવ્યો છું. તો તું જ્યારે આવે ત્યારે મારો એ કોટ લેતો આવજે. અને મારાં પુસ્તકો પણ લાવજે. જે પુસ્તકો વિશિષ્ટ રીતે ચર્મપત્રો પર લખેલા છે તેની મારે ખાસ જરૂર છે.

૧૪આલેકસાંદર કંસારાએ મારું ઘણું નુકસાન કર્યુ છે. આલેકસાંદરના કુકર્મો બદલ પ્રભુ તેને શિક્ષા કરશે. ૧૫તુ તે માણસથી ચેતતો રહેજે જેથી તે તને પણ આઘાત ન આપે. તેણે આપણા ઉપદેશની સામે ઘણો વિરોધ દર્શાવ્યો છે.

૧૬પહેલી વાર જ્યારે મેં મારો બચાવ કર્યો, ત્યારે મને કોઈએ મદદ ન કરી. દરેક જણ મને છોડીને ચાલ્યા ગયા હતા. મારી પ્રાર્થના છે કે દેવ તેઓને માફ કરે. ૧૭પરંતુ પ્રભુ મારાં પક્ષમાં ઊભો રહ્યો. બિનયહૂદીઓને હું સુવાર્તા સંપૂર્ણ રીતે જણાવી શકું એ માટે પ્રભુએ મને પૂરતી શક્તિ આપી. સૌ બિનયહૂદીઓ તે સુવાર્તા સાંભળે એવી પ્રભુની ઈચ્છા હતી. સિંહ (દુશ્મન) નાં મોઢાંમાથી મને બચાવી લેવામાં આવ્યો. ૧૮જ્યારે કોઈ પણ વ્યક્તિ મને ઈજા કરવાનો પ્રયત્ન કરશે ત્યારે પ્રભુ મારો બચાવ કરશે. પ્રભુ મને તેના સ્વર્ગીય રાજ્યમાં સહીસલામત રીતે લઈ જશે. પ્રભુનો મહિમા સર્વકાળ હો.

### અંતિમ શુભેચ્છા

૧૯પ્રિસ્કા અને અકુલાસ તથા ઓનેસિફરસના કુટુંબને મારા તરફથી ક્ષેમકુશળ કહેજે. ૨૦એરાસ્તસ કરિંથમાં રહ્યો અને મેં ત્રોફિમસને બિમાર હતો તેથી મિલેતસમાં રાખ્યો છે. ૨૧શિયાળા પહેલાં તું મારી પાસે આવી પહોંચે એવો પ્રયત્ન કરજે.

યુબૂલસ તને ક્ષેમકુશળ કહે છે. વળી પુદેન્સ, લિનસ, કલોદિયા, અને ખ્રિસ્તમાં સર્વ ભાઈઓ તને ક્ષેમકુશળ કહે છે.

૨૨પ્રભુ તારા આત્માની સાથે થાઓ. તારા પર કૃપા થાઓ.

# તિતસનો પત્ર

૧ દેવના દાસ તથા ઈસુ ખ્રિસ્તના પ્રેરિત પાઉલ તરફથી કુશળતા હો. દેવની પસંદગી પામેલા લોકોના વિશ્વાસને મદદરૂપ થઈ શકાય તે માટે અને એ લોકો સત્યને જાણી શકે તે માટે સહાય કરવા મને મોકલ્યો છે. અને તે સત્ય લોકોને બતાવે છે કે કેવી રીતે દેવની સેવા કરવી. ૨અનંતજીવનની આપણી આશામાંથી જ એ વિશ્વાસ અને જ્ઞાન જન્મે છે. સમયનો પ્રારંભ થયો તે પહેલાં દેવે એ જીવનનું વચન આપ્યું હતું અને દેવ કદી જૂઠું બોલી શકતો નથી. ૩યોગ્ય સમયે દેવે એવા જીવન વિષે જગતને જાણવા દીધું. દેવે સુવાર્તા દ્વારા દુનિયાને એ વાત જણાવી. એ કાર્ય માટે દેવે મારામાં વિશ્વાસ મૂક્યો. આપણા તારનાર દેવે મને આજ્ઞા આપી તેથી એ બધી બાબતોનો મેં ઉપદેશ કર્યો છે.

૪હવે હું તિતસને આ લખું છું કે જે વિશ્વાસના આપણે સહભાગી છીએ, તેમાં તું મારા સગા પુત્ર સમાન છે. દેવ જે બાપ તથા આપણા તારનાર ખ્રિસ્ત ઈસુ તરફથી તને કૃપા અને શાંતિ પ્રાપ્ત થાઓ.

### ક્રીત ટાપુમાં તિતસનું કાર્ય

૫મેં તને ક્રીત ટાપુ પર એટલા માટે રાખ્યો છે કે ત્યાં જે કાર્યો કરવાની જરૂર છે, તે તું પરિપૂર્ણ કરી શકે અને મેં તને ત્યાં એટલા માટે પણ રાખ્યો છે કે જેથી કરીને દરેક નગરમાં માણસોની વડીલો તરીકે તું પસંદગી કરી શકે. ૬વડીલ થવા માટે એ વ્યક્તિ કોઈ પણ ખરાબ કામ માટે અપરાધી ઠરેલી ન હોવી જોઈએ. એ માણસને એક જ પત્ની હોવી જોઈએ. તેનાં બાળકો વિશ્વાસી હોવાં જોઈએ. તેનાં બાળકો ઉદ્ધત અને આજ્ઞાનું ઉલ્લંઘન કરનારાં હોવાં ન જોઈએ. ૭દેવના કાર્યની સંભાળ રાખવાનું કામ એ અધ્યક્ષનું છે. તેથી કોઈ પણ ખરાબ કાર્યનો તે ગુનેગાર હોવો ન જોઈએ. તે વ્યક્તિ એવી ન હોવી જોઈએ કે જે અભિમાની અને સ્વાર્થી હોય, અથવા તો જે વારંવાર ગુસ્સે થઈ જતી હોય. તેણે અતિશય મદ્યપાન ન કરવું જોઈએ. તે વ્યક્તિ એવી ન હોવી જોઈએ જેને ઝઘડા પસંદ હોય. અને તે વ્યક્તિ એવી તો ન જ હોવી જોઈએ કે જે હંમેશાં લોકોને છેતરીને ધનવાન થવાનો પ્રયત્ન કરતી હોય. ૮વડીલ તો એવો હોવો જોઈએ કે જે લોકોને પોતાના ઘરમાં આવકારવા અને તેઓને મદદ કરવા હંમેશાં આતુર હોય. જે કંઈ સત્કર્મ હોય તેનો તે ચાહક હોવો જોઈએ. તે વિવેકબુદ્ધિ ધરાવતો હોવો જોઈએ. તેણે ન્યાયી જીવન જીવવું જોઈએ. તે પવિત્ર જ હોવો જોઈએ. તે પોતાની જાત પર અંકુશ રાખી શકતો હોવો જોઈએ. ૯આપણે જે સત્યનો ઉપદેશ આપીએ છીએ તેનું તે પોતે પણ વફાદારીપૂર્વક પાલન કરતો હોવો જોઈએ. તે વડીલમાં સારા કે શુદ્ધ ઉપદેશ દ્વારા લોકોને સહાય કરવાની ક્ષમતા હોવી જોઈએ. જે લોકો સાચા શિક્ષણથી વિમુખ હોય તેઓ ખોટા છે, એવું તેઓને સ્પષ્ટ કહેવા શક્તિમાન હોવો જોઈએ.

૧૦એવા અનેક લોકો છે કે જે આજ્ઞાનું પાલન કરતા નથી—એવા લોકો કે જે નકામી બાબતો વિષે ચર્ચા કર્યા કરતા હોય અને બીજા લોકોને ખોટા માર્ગે દોરતા હોય છે. હું ખાસ તો એવા લોકો વિષે ઉલ્લેખ કરવા માગું છું કે જેઓ એમ કહેતા ફરે છે કે સૌ બિનયહૂદી લોકોની સુન્નત કરવી જ જોઈએ. ૧૧વડીલ એવો હોવો જોઈએ કે જે એવા લોકોને સ્પષ્ટ બતાવી શકે કે તેઓની માન્યતા ખોટી છે, અને તેઓને નકામી બાબતો વિષે બોલતા બંધ કરી દે. જેનો ઉપદેશ તેઓએ આપવા જેવો નથી એવી બાબતનો ઉપદેશ આપીને તે લોકો આખાં કુટુંબનો નાશ કરી રહ્યા છે. તેઓ લોકોને માત્ર છેતરવા અને પૈસા બનાવવા એવું બધું શીખવી રહ્યા છે. ૧૨એમના જ ક્રીત ટાપુના તેઓના પોતાના પ્રબોધકોમાંના એકે આમ કહ્યું પણ છે કે, "ક્રીતના લોકો તો હંમેશા જૂઠું બોલનારા હોય છે. તેઓ જંગલી પશુઓ જેવા અને આળસુ છે કે જેઓ ખાવા સિવાય બીજું કંઈ કરતા નથી." ૧૩એ પ્રબોધકે કહેલા શબ્દો સાચા છે. તેથી તું એ લોકોને કહે કે તેઓ ખોટા છે. તારે એમની સાથે કડક થવું જ પડશે. તો જ એમનો વિશ્વાસ દઢ થશે. ૧૪ત્યારબાદ તેઓ યહૂદી વાર્તાઓને માની લેવાનું બંધ કરશે. અને જે લોકો સત્યને સ્વીકારતા નથી તેઓ

આદેશોને અનુસરવાનું પણ તેઓ બંધ કરશે. ૧૫જે લોકો પોતે શુદ્ધ છે, તેઓના માટે તો બધી વસ્તુઓ શુદ્ધ હોય છે. પરંતુ પાપથી ભરેલા અને અવિશ્વાસીઓને માટે કંઈ પણ શુદ્ધ હોતું નથી. ખરેખર, એ લોકોના વિચારો દુષ્ટ બન્યા છે અને સત્ય શું છે તે જાણવા તેઓનું જ્ઞાન નષ્ટ થઈ ગયુ છે. ૧૬એ લોકો તો એમ કહેતા હોય છે કે તેઓ દેવને જાણે છે, ઓળખે છે. પરંતુ એ લોકો જે ખરાબ કાર્યો કરે છે તે બતાવે છે કે તેઓ દેવનો નકાર કરે છે. તેઓ તો ભયંકર લોકો છે, તેઓ દેવની આજ્ઞાનો ભંગ કરે છે, અને તેઓ કોઈ પણ સારાં કામને માટે નકામા છે.

### શુદ્ધ ઉપદેશનું પાલન

૨ શુદ્ધ ઉપદેશનું પાલન કરવા લોકોએ શું શું કરવું જોઈએ એ વિષે તારે એમને કહેવું જ જોઈએ. ૨વૃદ્ધોને તું આત્મ-સંયમ રાખવાનું, ગંભીર, તથા શાણા થવાનું શીખવ. તેઓએ દ્રઢ વિશ્વાસ, ઉત્કટ પ્રેમ તથા ધીરજમાં દ્રઢ થવું જોઈએ.

૩વળી તું વૃદ્ધ સ્રીઓને પવિત્ર જીવન ગાળવાનું શીખવ. તું એમને શીખવ કે બીજા લોકોની વિરુદ્ધમાં કૂથલી કરનારી નહિ, કે ઘણો દ્રાક્ષારસ પીનારી નહિ પણ સ્રીઓએ જે સારુ છે તે શીખવવું જોઈએ. ૪એ રીતે તેઓ જુવાન સ્રીઓને તેમના પતિ અને બાળકોને પ્રેમ રાખવાનું શીખવવું જોઈએ. ૫જુવાન સ્રીઓને સમજુ અને શુદ્ધ બનવાનું, પોતાનાં ઘરોની સંભાળ રાખવાનું, દયાળુ થવાનું અને પોતાના પતિની આજ્ઞા પાળવાનું, તેઓએ શીખવવું જોઈએ. તે પછી, પ્રભુએ આપણને આપેલા વાતની કોઈ પણ વ્યક્તિ ટીકા કરી શકશે નહિ.

૬એ જ રીતે, જુવાન માણસોને પણ તું શાણા થવાનું કહે. ૭જુવાન માણસો માટે દરેક બાબતમાં નમૂનારૂપ થવા તારે સારાં કામો કરવાં જોઈએ. જયારે તું ઉપદેશ આપે, ત્યારે પ્રામાણિક અને ગંભીર બન. ૮અને જ્યારે તું બોલે, ત્યારે સત્ય જ ઉચ્ચારજે જેથી કરીને તારી ટીકા ન થાય. તે પછી તો તારો દુશ્મન શરમાઈ જશે કેમ કે આપણી વિરુદ્ધ ખરાબ કહેવાનું એની પાસે કંઈ પણ હશે નહિ.

૯અને જે લોકો દાસો તરીકે સેવા આપે છે તેઓને તું આ બધું કહેજે: તેઓએ હંમેશા પોતાના ધણીની આજ્ઞા પાળવી જોઈએ, તેઓએ પોતાના ધણીઓને ખુશ રાખવાનો પ્રયત્ન કરવો જોઈએ; તેઓએ પોતાના ધણીઓ સાથે દલીલબાજીમાં ઉતરવું ન જોઈએ; ૧૦તેઓએ પોતાના ધણીઓને ત્યાંથી ચોરી ન કરવી જોઈએ; અને તેઓએ તેમના ધણીઓને એવું દેખાડવું જોઈએ કે તેઓ ભરોશાપાત્ર છે. દાસોએ આ રીતે વર્તવું જોઈએ, જેથી તેઓ જે કંઈ કરે તેમાં એવું દેખાય કે આપણા તારનાર દેવનો સુબોધ સારો છે.

૧૧આપણે આ રીતે જ જીવવું જોઈએ, કારણ કે દેવની કૃપાનું આગમન થયું છે. જે કૃપા દરેક વ્યક્તિનું તારણ કરે છે. અને તે કૃપા હવે આપણને આપવામાં આવી છે. ૧૨તે કૃપા આપણને શીખવે છે કે દેવથી વિમુખ જીવન જીવવું ન જોઈએ અને દુનિયા આપણી પાસે ખોટાં કામો કરાવવા માગતી હોય તે ન કરવાં જોઈએ. તે કૃપા આપણને હવે શાણપણથી અને સાચા માર્ગે પૃથ્વી પર રહેવાનો ઉપદેશ આપે છે-જીવવાની એવી રીત કે જે બતાવે કે આપણે દેવની સેવા કરીએ છીએ. ૧૩આપણા મહાન દેવ તથા તારનાર ઈસુ ખ્રિસ્તના આવવાની રાહ જોતાં આપણે એ રીતે જીવવું જોઈએ. તે જ તો આપણી મહાન આશા છે, અને તેનું આગમન મહિમાવંત હશે. ૧૪તેણે આપણા માટે પોતાની જાતનું સ્વાર્પણ કરી દીધું. તે બધા અન્યાયથી આપણને છોડાવવા મરણ પામ્યો. તે મરણ આપણને પવિત્ર કરીને પોતાને સારુ ખાસ પ્રજા તથા સર્વ સારાં કામ કરવાને આતુર એવા લોક તૈયાર કરે.

૧૫આ બધી વાતો તું લોકોને કહે. એ માટે તને સંપૂર્ણ સત્તા છે. તેથી લોકોના વિશ્વાસને દઢ કરવા માટે તેઓએ શું શું કરવું જોઈએ તે કહેવા તું તારા અધિકારનો ઉપયોગ કર. તેઓને પ્રોત્સાહિત કર અને તેઓ કંઈ પણ ખોટું કરતા હોય ત્યારે તેઓને સુધાર. અને તારું કોઈ મહત્વ ન હોય એમ માનનાર કોઈ પણ વ્યક્તિને તારી સાથે એ રીતે વર્તવા ન દઈશ.

### જીવન જીવવાનો સાચો માર્ગ

૩ તું લોકોને કહે કે તેઓ હંમેશા આ બાબતો યાદ રાખે: રાજસત્તાને અને અધિકારીઓની સત્તા હેઠળ રહેવું; એ અધિકારીઓની આજ્ઞા પાળવી અને દરેક સારી વસ્તુ કરવા તત્પર રહેવું; ૨કોઈ પણ વ્યક્તિના વિષે ખરાબ ન બોલવું; બીજા લોકો સાથે શાંતિથી રહેવું; બીજા લોકો સાથે વિનમ્ર થવું; અને તેઓની સાથે માયાળુ થવું. બીજા લોકો સાથે દયાળુ બનવું. બધા લોકોની સાથે આવો વ્યવહાર કરવાનું તું વિશ્વાસીઓને કહે.

૩ભૂતકાળમાં તો આપણે પણ મૂર્ખ લોકો હતા. આપણે આજ્ઞાઓનું ઉલ્લંઘન કરતા હતા, આપણે ખોટા હતા, અને આપણાં શરીરની ઈચ્છાને આધીન થઈ આપણે અનેક પ્રકારનો ભોગ વિલાસ ભોગવતા હતા, અને

આપણે તે ઈચ્છાઓ અને વિલાસના ગુલામ હતા. આપણે દુષ્ટ કાર્યોવાળું અને ઈર્ષ્યાળુ જીવન જીવતા હતા. લોકો આપણને ધિક્કારતા હતા અને આપણે એકબીજાને ધિક્કારતા હતા. [4]પરંતુ ત્યારબાદ દેવ આપણા તારનારની દયા અને પ્રેમ સૌને પ્રગટ થયાં. [5]તેની સાથે ન્યાયી થવા માટે આપણે કરેલા કૃત્યોને કારણે તેણે આપણને તાર્યા નથી. પરંતુ તેની દયાથી તેણે આપણને પુનર્જન્મના સ્નાનથી તેના પવિત્ર આત્મા દ્વારા આપણું નવીનીકરણ કરીને દેવે આપણને તાર્યા છે. [6]આપણા તારનાર ઈસુ ખ્રિસ્ત દ્વારા દેવે એ પવિત્ર આત્મા આપણા ઉપર પુષ્કળ રેડયો છે. [7]આમ, દેવની કૃપા વડે જ આપણે ન્યાયી થયા. અને દેવે આપણને આત્મા આપ્યો જેથી આપણને અનંતજીવન મળે. આપણે એની જ તો આશા રાખીએ છીએ. [8]આ વાત સાચી છે.

આ બધી બાબતો લોકો સમજે એની તું ખાતરી કર એમ હું ઈચ્છું છું. તો જ દેવમાં વિશ્વાસ કરનારા લોકો સારા કાર્યો કરવા માટે પોતાના જીવનને સમર્પિત કરશે. આ બધી વાતો સારી છે, અને સૌ લોકોને મદદરૂપ થશે.

[9]એવા લોકોથી દૂર રહેજે જે મૂર્ખાઈભરી દલીલો કરતા હોય, જે લોકો નકામી વંશાવળીઓની વાતો કર્યા કરતા હોય, જે લોકો મૂસાના નિયમશાસ્રના ઉપદેશ વિષે મુશ્કેલીઓ ઊભી કરીને ઝઘડતા હોય. આ બાબતો નકામી છે અને તે લોકોને સહાયરૂપ નહિ થાય. [10]જો કોઈ વ્યક્તિ દલીલબાજી કરવાનું કારણ માગતી હોય, તો તું એને ચેતવણી આપ. જો એ વ્યક્તિ દલીલબાજી કરવાનું કારણ ચાલુ રાખે, તો ફરી એક વાર એને ચેતવજે. તેમ છતાં જો તે દલીલબાજી કરવાનું કારણ ચાલુ જ રાખે, તો તે માણસ સાથે કોઈ સંબંધ રાખતો નહિ. [11]તું જાણે છે કે એવી વ્યક્તિ દુષ્ટ અને પાપી હોય છે. તેનાં પાપ જ સાબિત કરે છે કે તે ખોટો છે.

### યાદ રાખવા જેવી કેટલીક બાબતો

[12]હું આર્તિમાસ અને તુખિકસને તારી પાસે મોકલીશ. જ્યારે તેઓને હું ત્યાં મોકલું ત્યારે, તું નિકોપુલિસમાં મારી પાસે આવવાનો પ્રયત્ન કરજે. આ શિયાળા દરમિયાન ત્યાં રહેવાનું મેં નક્કી કર્યુ છે. [13]ત્યાંથી ઝેનાસ શાસ્રી (વકીલ) અને અપોલોસ પ્રવાસ કરવાના છે. તારાથી થઈ શકે એટલી બધી જ મદદ તું એમના પ્રવાસ માટે કરજે. જરૂર હોય એવી દરેક વસ્તુ એમને મળી રહે એની તું ખાતરી કરજે. [14]આપણા લોકોએ સારા કામો કરવા માટે તેમના જીવનનો ઉપયોગ કરવાનું શીખવું જ પડશે. જે લોકોને જરૂર હોય એવાનું તેઓએ ભલું કરવું જોઈએ. તે પછી તે લોકોના જીવન નકામા નહિ રહે.

[15]અહીં મારી સાથેના બધા લોકો તને ક્ષેમકુશળ કહે છે. વિશ્વાસમાંના જેઓ આપણા પર પ્રેમ રાખે છે તેમને તું ક્ષેમકુશળ કહેજે.

તમ સર્વ પર કૃપા થાઓ.

# ફિલેમોનને પત્ર

અમારા પ્રિય મિત્ર અને અમારા સહ-કાર્યકર
ફિલેમોનને ઉદ્દેશીને આ પત્ર છે. આપણી બહેન આફિયા,
અમારા એક સહ-કાર્યકર આર્ખિપસ, અને તારા ઘરમાંની
એકત્રીત મંડળી એ સર્વનાં નામ જોગ લખિતંગ. ૧ખ્રિસ્ત
ઈસુનો બંદીવાન પાઉલ તથા આપણો ભાઈ તિમોથી.
૩દેવ આપણા બાપ અને પ્રભુ ઈસુ ખ્રિસ્ત તરફથી
તમને કૃપા તથા શાંતિ પ્રાપ્ત થાઓ.

### ફિલેમોનનો પ્રેમ અને વિશ્વાસ

૪મારી પ્રાર્થનાઓમાં હું તને યાદ કરું છું. અને તારા
માટે હું હંમેશા મારા દેવની આભારસ્તુતિ કરું છું. ૫દેવ
અને સર્વ સંતો માટે તને જે પ્રેમ છે અને પ્રભુ ઈસુમાં
તને વિશ્વાસ છે, તે વિષે મેં સાંભળ્યું છે. અને તારા એ
વિશ્વાસ અને પ્રેમ બદલ હું દેવની આભારસ્તુતિ કરું
છું. ૬મારી પ્રાર્થના છે કે જે વિશ્વાસમાં તું સહભાગી
થયો છે તેને લીધે ખ્રિસ્તની દરેક સારી બાબત આપણામાં
છે તે આપણને ખ્રિસ્ત તરફ દોરી જાય છે તે સારી બાબત
તું સમજી શકીશ. ૭મારા ભાઈ, તેં દેવના લોકો પ્રત્યે
પુષ્કળ પ્રેમ દર્શાવ્યો છે. તેં તેઓને સુખી કર્યા છે. આથી
મારા મનને ખૂબ જ આનંદ તથા દિલાસો મળ્યો છે.

### એક ભાઈની જેમ ઓનેસિમસનો સ્વીકાર કરજે

૮એક બાબત છે કે જે તારે કરવાની છે અને ખ્રિસ્તમાં
તારા પ્રેમને કારણે તને તે કરવાની આજ્ઞા આપવાની
મને છૂટ છે. ૯પણ હું તને આજ્ઞા કરતો નથી; હું તો તને
તે કામ કરવા જણાવું છું. હું પાઉલ છું, હવે હું વૃદ્ધ થયો
છું, અને ખ્રિસ્ત ઈસુના કારણે હું કેદી થયો છું. ૧૦મારા
પુત્ર સમાન ઓનેસિમસ વિષે હું તને કહું છું. હું જ્યારે
કેદમાં હતો ત્યારે તે મારો ધર્મપુત્ર થયો છે. ૧૧ભૂતકાળમાં
તો તે તારાં માટે નકામો જ હતો. પરંતુ તે હવે આપણા
બંને માટે ઉપયોગી બન્યો છે.

૧૨હું તારી પાસે તેને પાછો મોકલું છું. મારું પોતાનું
હૈયું હું તેની સાથે મોકલું છું. ૧૩સુવાર્તાને કારણે હું
જ્યારે જેલમાં છું એવા સમયે તે મને મદદરૂપ થાય, એ
માટે હું તેને મારી પાસે જ અહીં રાખવા ઈચ્છતો હતો.
મને મદદ કરતાં કરતાં એ તારી જ સેવા કરે. ૧૪પરંતુ એ
માટે તને અગાઉથી પૂછયા વિના કંઈ પણ કરવું મને ન
ગમે. તારી પર દબાણ કરીને કામ સોંપું છું એમ નહિ
પરંતુ મારા ખાતર તું જે કંઈ સારું કરે તે તારી સ્વેચ્છાથી
થાય એમ હું ઈચ્છું છું.

૧૫ઓનેસિમસ થોડા સમય માટે તારાથી છૂટો પડી
ગયો હતો, એવું કદાચ એટલા માટે બન્યું કે તે જ્યારે
પાછો આવે ત્યારે હંમેશને માટે તારો થઈને રહે. ૧૬દાસ
તરીકે નહિ, પરંતુ દાસ કરતાં કંઈક વધારે સારો, વહાલા
ભાઈ તરીકે હું તેને ખૂબ પ્રેમ કરું છું. પરંતુ તું એને
વધારે પ્રેમ કરીશ. કેવળ એક મનુષ્યનારૂપે અને પ્રભુમાં
સ્થિર એક ખ્રિસ્તી ભાઈ તરીકે પ્રેમ કરજે. ૧૭જો તારા
મિત્ર તરીકે તું મને સ્વીકારતો હોય, તો તું ઓનેસિમસને
ફરી પાછો અપનાવી લેજે. મારું સ્વાગત કરે તેમ તું
એને આવકારજે. ૧૮ઓનેસિમસે જો તારા માટે કઈક
ખોટું કર્યુ હોય અથવા જો તેણે તારું દેવું કર્યુ હોય, તો તે
મારા ખાતે ઉધારજે. ૧૯હું પાઉલ છું, અને મારા પોતાના
હાથે હું આ લખી રહ્યો છું. ઓનેસિમસનું જે કાંઈ દેવું
હોય તે હું ભરપાઈ કરી આપીશ. અને જો કે તારા
પોતાના જીવન માટે તું મારો કેટલો ઋણી છું, તે વિષે
હું કશું જ નથી કહેતો. ૨૦તેથી, મારા ભાઈ, પ્રભુમાં તું
મારી ખાતર કંઈક કરી બતાવ. ખ્રિસ્તમાં મારા હૃદયને
તું શાંત કર. ૨૧હું તને આ પત્ર લખું છું કારણ મને
ખાતરી છે કે હું જે ઈચ્છું છું તે કામ તું કરીશ જ. હું
જાણું છું કે હું જે કહું છું તે કરતાં પણ તું કંઈક વધારે
કરીશ.

૨૨વળી, મારે રહેવા માટે પણ એક ઓરડો તું તૈયાર
કરાવી રાખજે. મને આશા છે કે દેવ તારી પ્રાર્થનાઓનો
પ્રત્યુતર આપશે અને હું તારી પાસે આવી શકીશ.

### અંતિમ શુભેચ્છાઓ

૨૩ખ્રિસ્ત ઈસુ માટે કેદી બનેલો એપાફ્રાસ પણ મારી
સાથે છે. તે તને ક્ષેમકુશળ કહે છે. ૨૪વળી માર્ક,
અરિસ્તાર્ખસ, દેમાસ અને લૂક પણ તને ક્ષેમકુશળ કહે
છે. તેઓ મારી સાથેના કાર્યકરો છે.

૨૫આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા તમારા આત્મા
પર થાઓ.

# હિબ્રૂઓને પત્ર

### દેવનું પુત્ર દ્વારા બોલવું

**૧** ભૂતકાળમાં દેવ આપણા પૂર્વજો સાથે પ્રબોધકો
દ્વારા અનેકવાર અનેક પ્રકારે બોલ્યો હતો. ૨અને
હવે આ છેલ્લા દિવસોમાં દેવ જે કંઈ બોલ્યો તે તેના
પુત્ર દ્વારા આપણી સાથે બોલ્યો છે. દેવે આખી દુનિયા
તેના પુત્ર દ્વારા બનાવી અને તેમાંનું બધું જ દેવે પોતાના
પુત્ર દ્વારા ઉત્પન્ન કર્યુ છે. અને પુત્રને સર્વસ્વમાં વારસ,
અને માલિક ઠરાવ્યો છે. ૩તે તેના ગૌરવનું તેજ તથા
દેવની પ્રકૃતિની આબેહૂબ પ્રતિમા છે. તે પ્રત્યેક
વસ્તુઓને પોતાના પરાક્રમી શબ્દો સાથે નિભાવી રાખે
છે. પુત્રએ લોકોના પાપોનું શુદ્ધિકરણ કર્યુ પછી તે મહાન
પિતા (દેવ) ની જમણી બાજુએ આકાશમાં ઉચ્ચસ્થાને
બિરાજમાન છે. ૪તેને દૂતો કરતાં જેટલે દરજજે તે વધારે
ચઢિયાતું નામ વારસામાં દેવ દ્વારા મળ્યું છે, તેટલે દરજજે
તે દૂતો કરતાં ચઢિયાતો બન્યો છે.

૫દેવે કદી કોઈ દૂતોને કહ્યું નથી કે:

"તું મારો પુત્ર છે; અને આજથી હું તારો પિતા
બનું છું."

*ગીતશાસ્ત્ર ૨:૭*

દેવે કોઈ દૂતને એવું કદી કહ્યું નથી કે,

"હું તેનો પિતા હોઈશ, અને તે મારો પુત્ર હશે."

*૨ શમુએલ ૭:૧૪*

૬જ્યારે પ્રથમજનિત*ને જગતમાં દેવ રજૂ કરે છે, તે
કહે છે,

"દેવના બધા જ દૂતો દેવના પુત્રનું ભજન કરો."

*પુનર્નિયમ ૩૨:૪૩*

૭વળી દૂતો સંબંધી દેવ કહે છે કે:

"દેવ પોતાના દૂતોને વાયુ* જેવા બનાવે છે,
અને દેવ તેના સેવકોને અગ્નિની જવાળા જેવા
બનાવે છે."

*ગીતશાસ્ત્ર ૧૦૪:૪*

૮પણ દેવ તેના પુત્ર વિષે કહે છે કે:

"ઓ દેવ, તારું રાજ્યાસન, સનાતન સદાય રહેશે.
તું જગત પર ન્યાયી રાજ્યશાસન કરશે.
૯ તું સત્યને ચાહે છે, અને ખોટાનો દ્વેષ કરે છે.
તેથી, દેવે, તારા દેવે તને મહા મોટો આનંદ આપ્યો
છે. અને બીજા કોઈ સાથીઓ કરતાં તને વધારે
મહત્વનું સ્થાન આપ્યું છે."

*ગીતશાસ્ત્ર ૪૫:૬-૭*

૧૦દેવ એમ પણ કહે છે કે,

"હે પ્રભુ, શરૂઆતમાં તેં પૃથ્વીનું સર્જન કર્યુ.
અને આકાશ તારા હાથની કૃતિ છે.
૧૧ આ બધી જ વસ્તુઓ નષ્ટ થઈ જશે, બધી જ
વસ્તુઓ ફાટેલા જૂનાં વસ્રો જેવી જીર્ણ થઈ જશે.
પણ તું કાયમ રહે છે.
૧૨ તું તેઓને એક વસ્રની માફક વાળી લેશે. અને
તેઓ વસ્રની માફક બદલાઈ પણ જશે. પરંતુ તું
બદલાશે નહિ, તું સદાકાળ એવોને એવો જ
રહેશે."

*ગીતશાસ્ત્ર ૧૦૨:૨૫-૨૭*

૧૩દેવે પોતાના દૂતને આ કદી નથી કહ્યું કે:

"જ્યાં સુધી હું તારા દુશ્મનોને તારા પગ તળે
કચડી ના નાખું ત્યાં સુધી તું મારી જમણી બાજુ
બિરાજમાન થા." *ગીતશાસ્ત્ર ૧૧૦:૧*

---

**પ્રથમજનિત** દેવનાં બધાં બાળકોમાં ખ્રિસ્ત પ્રથમ અને સૌથી વધુ મહત્ત્વશીલ હતો.

**વાયુ** આનો અર્થ આત્માઓ પણ કરી શકાય.

[૧૪]બધા જ દૂતો તો દેવની સેવા કરનાર આત્માઓ છે અને તારણ પામનાર મનુષ્યોની સેવા કરવા માટે તેઓને મોકલવામાં આવે છે.

### આપણું તારણ નિયમ કરતાં મહાન છે

૨ આથી આપણને જે કંઈ સત્ય શીખવવામાં આવ્યું
છે તેના તરફ ખુબ જ કાળજીપૂર્વક ધ્યાન આપવું
જોઈએ જેથી આપણે સત્યના માર્ગથી દૂર ફંટાઈ ન
જઈએ. [૨]દેવે દૂતો દ્વારા જે શિક્ષણ (નિયમ) આપ્યું તે
સત્ય કરી બતાવ્યું હતું. અને દરેક વખતે જયારે યહૂદી
લોકો આ શિક્ષણની વિરુદ્ધમા કંઈક કરતા તો તેમને
આજ્ઞાભંગ માટે શિક્ષા કરવામાં આવતી હતી. [૩]જે તારણ
આપણને આપવામાં આવેલું છે તે અતિ મહાન છે.
તેથી ખાતરી પૂર્વકની વાત છે કે જો આપણે પણ તારણની
ઉપેક્ષા કરીશું તો આપણને પણ શિક્ષા થશે. પ્રભુ (ઈસુ)
એ પોતે લોકોને પ્રથમ તારણની વાત કરી. અને જેમણે
તેનું સાંભળ્યું તેમણે એ સાક્ષી પૂરી કે આ તારણ તે સાચું
તારણ છે. [૪]દેવે પોતે પણ આ સત્યતાને, ચિહ્નો, અદભૂત
કૃત્યો, જુદા જુદા ચમત્કારો અને ભેટો વડે પ્રમાણિત
કરી છે, અને તેની ઈચ્છા પ્રમાણે પવિત્ર આત્મા તરફથી
દાન મેળવીને સાક્ષી આપતો રહ્યો છે.

### તેઓને તારવા ખ્રિસ્તે માનવદેહ ધારણ કર્યો

[૫]નવી દુનિયા જે આવી રહી હતી તેના ઉપર શાસન
કરવા દેવે દૂતોને પસંદ કર્યા નહિ. આપણે જે ભવિષ્યની
દુનિયાની વાત કરીએ છીએ તે આ દુનિયા છે. [૬]તેમાં
કોઈક જગાએ શાસ્રોમાં લખ્યું છે કે,

"હે દેવ તું માણસો (લોકો) ની શા માટે દરકાર
કરે છે? મનુષ્ય પુત્રની પણ શા માટે દરકાર કરે
છે? શું તે એટલો બધો અગત્યનો છે?
૭ થોડા સમય માટે તેં તેને દૂતો કરતાં ઊતરતો
ગણ્યો છે. તેં તેને ગૌરવ તથા માનનો મુગટ
આપ્યો છે. અને તારા હાથનાં કામ પર તેને
અધિકાર આપ્યો છે.
૮ સમગ્ર સૃષ્ટિ તેં તેના પગ તળે મૂકી છે."

*ગીતશાસ્ર ૮:૪–૬*

તેં તેના પગ તળે સઘળું મૂકયું છે. તો સઘળું તેને સ્વાધીન
કરવાથી તેને સ્વાધીન ન કર્યુ હોય તેવું તેણે કશું ય
રહેવા દીધું નથી. પણ સઘળું તેને સ્વાધીન કર્યુ, એમ
હજુ સુધી આપણી દૃષ્ટિએ દેખાતું નથી. [૯]થોડા સમય
માટે ઈસુને દૂતો કરતાં ઊતરતો બનાવ્યો હતો, પણ હવે
આપણે તેને મહિમા અને માનનો મુગટ પહેરેલો જોઈએ
છીએ કારણ કે તેણે મરણનું દુ:ખ સહન કર્યુ અને દેવની
દયાથી મરણનો અનુભવ સમગ્ર માનવજાત માટે કર્યો
હતો.
[૧૦]દેવે સર્વસ્વ બનાવ્યું છે. અને તે પોતાના મહિમાને
અર્થે બનાવ્યું છે. આ મહિમામાં ઘણા લોકો ભાગ લે
તેવું દેવ ઈચ્છતો હતો. તેથી દેવને એક (ઈસુ) પરિપૂર્ણ
તારનાર બનાવવો પડ્યો જે ઘણા લોકોને તેમના તારણ
તરફ દોરી જાય છે. અને તે ઘણાને તે મુક્તિમાર્ગે દોરી
ગયો. દેવે તે કર્યુ.
[૧૧]જે એક (ઈસુ) લોકોને પવિત્ર બનાવે છે અને જે
લોકો પવિત્ર બનાવાયા છે તે એક જ પરિવારના છે.
એટલે તે (ઈસુ) તેઓને પોતાના ભાઈઓ અને બહેનો
કહેતાં જરાપણ શરમ અનુભવતો નથી.
[૧૨]ઈસુ કહે છે.

"હે દેવ, હું મારા ભાઈઓ અને બહેનોને તારા
વિષે કહીશ. તારા સર્વ લોકો આગળ હું તારાં
સ્તોત્રો ગાઈશ."

*ગીતશાસ્ર ૨૨:૨૨*

[૧૩]તે એમ પણ કહે છે,
"હું દેવ પર ભરોસો રાખીશ."

*યશાયા ૮:૧૭*

અને તે કહે છે,

"દેવે મને આપેલાં બાળકો અને હું અહીંયા
છીએ."

*યશાયા ૮:૧૮*

[૧૪]તે બાળકો માંસ અને લોહીનાં બનેલાં માનવ દેહ
ધરાવે છે. તેથી ઈસુએ પણ માનવદેહમાં જન્મ લીધો,
તેથી કરીને તે મરણ સહન કરીને, દુ:ખો સહીને તે
શેતાનનો નાશ કરી શકે. [૧૫]ઈસુ લોકો જેવો થયો અને
મરણ પામ્યો અને જીવનપર્યંત મરણના ભયને લીધે
દાસ જેવી દશામાં જીવતા મનુષ્યોને છુટકારો અપાવી
શકે. [૧૬]એ સ્પષ્ટ છે કે ઈસુ દૂતોને નહિ, પરંતુ મનુષ્યો
જે ઈબ્રાહિમનાં* સંતાનો છે તેમને મદદ કરે છે. [૧૭]આ
કારણે ઈસુ ખ્રિસ્ત પોતાના ભાઈઓ અને બહેનોમાં
બધી બાબતોમાં સમાન બને એ જરૂરી હતું, એ માટે તે

**ઈબ્રાહિમ** યહૂદીઓનો સૌથી વધુ માનનિય પૂર્વજ.

આપણા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે એવો દયાળુ અને આપણા લોકોના પાપનું પ્રાયશ્ચિત કરીને દેવ સમક્ષ સજા ભોગવે એવો વિશ્વાસુ પ્રમુખ યાજક થાય.
[૧૮]ઈસુ જે લોકો પરીક્ષણમાંથી પસાર થઈ રહ્યા છે, તેઓને મદદ કરવા શક્તિમાન છે કારણ કે તે પોતે જાતે યાતનાઓમાંથી પસાર થયો હતો અને તેનું પરીક્ષણ થયું હતું.

### ઈસુ મૂસા કરતાં મહાન

૩ તેથી તમારે બધાએ ઈસુ વિષે વિચાર કરવો જોઈએ. દેવે ઈસુને આપણી પાસે મોકલ્યો અને તે આપણા વિશ્વાસનો પ્રમુખ યાજક છે. હું તમને આ કહું છું, મારા પવિત્ર ભાઈઓ અને બહેનો, તમને સર્વને દેવે તેડયા છે.
[૨]દેવે ઈસુને આપણી પાસે મોકલ્યો છે અને તેને આપણો મુખ્ય યાજક બનાવ્યો છે. મૂસાની માફક ઈસુ પણ દેવને વફાદાર હતો. દેવના ઘરમાં દેવ તેની પાસે જે કરાવવા ઈચ્છતો હતો તે બધું તેણે કર્યું.
[૩]જ્યારે મનુષ્ય મકાન બાંધે છે, ત્યારે લોકો મકાન બાંધનારને ખુબ માન આપે છે. તેમ ઈસુ મૂસા કરતાં માન આપવાને વધુ યોગ્ય ઠર્યો.
[૪]દરેક મકાન કોઈ એક મનુષ્ય બાંધે છે, પરંતુ દેવે તો આખી દુનિયાનું સર્જન કર્યુ છે.
[૫]મૂસા સેવકની માફક ખૂબ જ વફાદાર હતો. દેવ જે ભવિષ્યમાં કહેવાનો છે તે (મૂસાએ) તેણે કહ્યું.
[૬]પણ ખ્રિસ્ત તો પુત્ર તરીકે દેવના ઘર પર વિશ્વાસુ હતો. આપણે વિશ્વાસીઓ દેવનું ઘર (કુટુંબ) છીએ. જો આપણે અંત સુધી હિંમત તથા આશાનું અભિમાન ચાલુ રાખીએ, તો આપણે દેવનું ઘર છીએ.

### આપણે દેવને અનુસરવાનું ચાલુ રાખવું જોઈએ

[૭]એ માટે જેમ પવિત્ર આત્મા કહે છે તેમ:

"જો તમે આજે દેવની વાણી સાંભળો તો,
૮ ઈઝરાએલ પ્રજાએ અરણ્યમાં કર્યુ તેમ તમે તમારા હૃદયો કઠોર કરશો નહિ, અરણ્યમાં પ્રવાસ કરતી વખતે કસોટીના સમયમાં તેઓએ દેવ વિરુદ્ધ બળવો કર્યો.
૯ મેં જે કંઈ કર્યુ તે તમારા લોકોએ ૪૦ વરસ સુધી અરણ્યમાં જોયું. છતાં તેઓએ મારી ધીરજની કસોટી કરી.
૧૦ તેથી હું તે લોકો પર રોષે ભરાયો. અને મેં કહ્યું, 'તેઓ તેમના હૃદયમાં જે વિચારે છે તે હંમેશા ખોટું જ છે. તેઓને મારા માર્ગોની કદી પણ સમજણ પડી નથી.'
૧૧ તેથી ગુસ્સે થઈ મેં પ્રતિજ્ઞા કરી: 'તેઓ મારા વિસામામાં કદી પ્રવેશ કરી શકશે નહિ.'"

*ગીતશાસ્ત્ર ૯૫:૭–૧૧*

[૧૨]માટે હે ભાઈઓ અને બહેનો, તમે સાવધ રહો. રખેને તમારામાંના કોઈનું હૃદય અવિશ્વાસના કારણથી ભૂંડું થાય, અને તેમ તે જીવતા દેવથી દૂર જાય.
[૧૩]પણ જ્યાં સુધી 'આજ' કહેવાય છે, ત્યાં સુધી તમે દિનપ્રતિદિન એકબીજાને ઉત્તેજન આપો કે પાપના કપટથી તમારામાંનો કોઈ કઠણ હૃદયનો ન થાય. અને દેવ વિરુદ્ધનો બને નહિ.
[૧૪]કેમ કે પ્રથમ જે વિશ્વાસ કર્યો હતો તેમાં ટકી રહીને જો આપણે અંત સુધી વિશ્વાસ રાખીશું તો ખ્રિસ્તની સાથે સર્વસ્વના ભાગીદાર બનીશું.
[૧૫]શાસ્ત્રમાં કહેલું છે કે:

"જો આજે તમે દેવની વાણી સાંભળો, તો અરણ્યમાં જેમ ઈઝરાએલ પ્રજાએ જે રીતે દેવ વિરુદ્ધ બળવો કર્યો, તેમ તમે તમારા હૃદય દેવ વિરુદ્ધ કઠોર કરશો નહિ."

*ગીતશાસ્ત્ર ૯૫:૭–૮*

[૧૬]દેવની વાણી સાંભળ્યા છતાં જેમણે (દેવની) તેની વિરુદ્ધ બંડ પોકાર્યુ. એ કયા લોકો હતા? મૂસાની આગેવાની હેઠળ ઈજિપ્તમાંથી નીકળી આવનાર તે લોકો હતા.
[૧૭]અને ૪૦ વરસ સુધી દેવ કોના ઉપર ક્રોધાયમાન થયો? એ જ ઈઝરાએલી લોકો કે જેઓ પોતાના પાપને કારણે અરણ્યમાં જ મરણ પામ્યા.
[૧૮]દેવની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર એ લોકો વિષે દેવે પ્રતિજ્ઞા કરી કહ્યું કે, એ લોકો વિશ્રામમાં પ્રવેશ મેળવી શકશે નહિ.
[૧૯]અને આપણે જોઈએ છીએ કે એ લોકો પ્રવેશ કરી શકયા નહિ. અને દેવનો વિશ્રામ મેળવવા તેઓ શક્તિમાન નહોતા. શા માટે? કારણ કે તેઓએ દેવ પર વિશ્વાસ કર્યો નહિ.

### સંતોને માટે વિશ્રાંતિ

૪ દેવે તૈયાર કરેલ વિશ્રાંતિનું વચન હજી મોજૂદ રહ્યું છતાં આપણામાંથી કોઈક ત્યાં પ્રવેશ મેળવવા નિષ્ફળ ન જાય માટે આપણે સાવચેત રહેવું જોઈએ.
[૨]કેમ કે દેવ આપણું તારણ કરવા ઈચ્છે છે એ સુવાર્તા

જેમ આપણને આપવામાં આવી છે, તેમ તે સમયના
ઈઝરાએલના લોકોને પણ આપવામાં આવી હતી તેમ
છતાં તે સુવાર્તા તેમને કોઈ પણ રીતે લાભકર્તા નીવડી
નહિ કારણ કે તેઓએ તે સુવાર્તા સાંભળ્યા છતાં
વિશ્વાસથી તેનો સ્વીકાર કર્યો નહિ. ૩અમે જેઓએ
તેનો સ્વીકાર કર્યો તે દેવના વિશ્રામમાં પ્રવેશ પામ્યા.
દેવે જેમ કહ્યું છે,

"મેં મારા ક્રોધમાં સમ ખાધા કે: તેઓ મારા
વિશ્રામમાં પ્રવેશ પામશે નહિ.'"

*ગીતશાસ્ર ૯૫:૧૧*

દેવે આ કહ્યું. પણ સંસારની ઉત્પત્તિ કર્યા બાદ દેવનું
કામ પૂરૂ થઈ ગયું હતું. ૪શાસ્રમાં કોઈક જગ્યાએ
અઠવાડિયાના સાતમા દિવસ વિષે લખ્યું છે: "તેથી
સાતમા દિવસે દેવે બધા જ કામ છોડી આરામ કર્યો."*
૫ઉપર જણાવેલ સંબંધમાં પણ તેણે કહ્યું છે, "તેઓ કદી
પણ મારા વિશ્રામમાં પ્રવેશ પામશે નહિ.

૬તે હજુ પણ સત્ય છે કે કેટલાએક દેવના વિશ્રામમાં
પ્રવેશ પામશે. અને તેઓ કે જેઓને સુવાર્તા સાંભળવાની
પ્રથમ તક મળી. પરંતુ તેઓએ આજ્ઞાનો ભંગ કર્યો,
તેથી તેઓ પ્રવેશ કરી શક્યા નહિ. ૭પરંતુ દેવે આ માટે
બીજો દિવસ નક્કી કર્યો. અને તે "આજનો દિવસ"
કહેવાય છે. દેવે આ દિવસની આગાહી ઘણા વર્ષો બાદ
દાઉદ રાજા મારફતે કરી હતી. તેવું પવિત્રશાસ્રમાં બતાવ્યું
છે જેનો અમે હમણાં ઉલ્લેખ કર્યો:

"આજે જો તમે દેવની વાણી સાંભળો, તો જેમ
ભૂતકાળમાં કર્યુ તેમ તમારું હૃદય તેની વિરુદ્ધ
કઠણ કરશો નહિ."

*ગીતશાસ્ર ૯૫:૭–૮*

૮આપણે જાણીએ છીએ કે યહોશુઆ લોકોને વિસામા
તરફ દોરી ગયો હોત તો દેવે બીજા એક દિવસની વાત
કરી ન હોત. ૯આ બતાવે છે કે જે દેવના લોકો માટેના
વિશ્રામનો સાતમો દિવસ હજુ ય બાકી રહે છે. ૧૦દેવે
પોતાનાં કામો કર્યા પછી વિશ્રાંતિ પ્રાપ્ત કરી. તે પ્રમાણે
જો કોઈ દેવના વિશ્રામમાં પ્રવેશ મેળવે છે તે એનાં
પોતાનાં કામો દ્વારા વિશ્રામ મેળવી શકે છે. ૧૧તેથી
આવો આપણે પણ એ વિશ્રામમાં પ્રવેશ મેળવવા પ્રયત્ન
કરીએ. આપણે સખત પ્રયત્ન કરવો જોઈએ. જેથી જે
લોકો આજ્ઞા ભંગ કરી વિશ્રામમાં સ્થાન મેળવવા નિષ્ફળ
ગયા તેમ આપણા માટે ન થાય, તેની કાળજી રાખીએ.

૧૨કેમ કે દેવનો શબ્દ (સંદેશ) જીવંત છે અને
ક્રિયાશીલ છે. બેધારી તરવાર કરતાં પણ તે વધુ તીક્ષ્ણ
છે. તે જીવ અને આત્માને જુદા પાડે છે. સાંધા અને
મજજાના બે ભાગ કરે છે. અને આપણાં હૃદયના ઊંડા
વિચારોનો ન્યાય કરે છે અને હૃદયના વિચારો અને
ભાવનાઓને પારખનાર છે. ૧૩આ દુનિયામાં દેવથી
કશું જ છુપાવી શકાતું નથી. તે સઘળું સ્પષ્ટ જોઈ શકે
છે. તેની સમક્ષ બધું જ ઉઘાડું છે. અને તેથી આપણે
આપણાં બધા જ કૃત્યોનો હિસાબ તેની સમક્ષ આપવો
પડશે.

### ઈસુ આપણને દેવની સમક્ષ જવામાં મદદ કરે છે

૧૪દેવનો પુત્ર ઈસુ ખ્રિસ્ત આપણો પ્રમુખ યાજક
છે. જે આપણને મદદ કરવા અર્થે તે આકાશમાં ગયેલો
છે. તેમનો વિશ્વાસ કરવામાં આપણે જે વિશ્વાસનો
પૂરેપૂરો સ્વીકાર કરીએ છીએ તેને દઢ પણે ચાલુ રાખવો
જોઈએ. આપણે કદી પાછા ન પડીએ. ૧૫ઈસુ, પ્રમુખ
યાજક આપણી નિર્બળતાઓ સંપૂર્ણ રીતે સમજે છે,
કારણ કે તે પૃથ્વી પર જીવ્યો છે, અને આપણા પર
આવે છે તેવા સર્વ પરીક્ષણોમાંથી પસાર થયો છે, તેણે
કદી પાપ કર્યુ નથી. ૧૬તેથી હિંમતપૂર્વક આપણે દેવના
કૃપાસન સુધી પહોંચીએ જ્યાં કૃપા (માફી) પ્રાપ્ત થઈ
શકે તેમ છે. ત્યાં આપણને દયા અને કૃપાની જ્યારે
જરૂર હોય છે ત્યારે મદદમાં મળે છે.

૫ પ્રત્યેક પ્રમુખયાજકની પસંદગી મનુષ્યોમાંથી
થાય છે. યહૂદી પ્રમુખ એક સાધારણ માણસ છે
જે દેવ સંબંધીની બાબતોમાં લોકો વતી દેવ સમક્ષ આવવા
લોકોનું પ્રતિનિધિત્વ કરવા માટે નિયુક્ત થાય છે. તેથી
લોકોએ અર્પણ કરેલ ભેટો દેવ સમક્ષ ધરે છે અને
તેઓના પાપને માટે તે દેવને બલિદાનો અર્પણ કરે છે.
૨પ્રમુખયાજકમાં પણ લોકો જેવી જ નિર્બળતાઓ છે.
તેથી બીજાની નિર્બળતાઓ સમજે છે અને અણસમજુ
અને ભૂલ કરનાર લોકો સાથે તે માયાળુપણે વર્તે છે.
૩તેથી પ્રમુખયાજકને પોતાની નિર્બળતાઓ છે. તેથી તે
લોકોનાં પાપો માટે તથા પોતાનાં પાપો માટે બલિદાન
અર્પણ કરે છે.

૪કોઈ પણ મનુષ્ય પોતાની ઈચ્છાથી પ્રમુખયાજક
બનવાનું માન પોતાની જાતે મેળવી શકતો નથી. જેમ
દેવે હારુનની પસંદગી કરી તેમ દરેક પ્રમુખયાજકની
પસંદગી દેવથી જ થાય છે. ૫ઈસુ ખ્રિસ્તે પણ પોતાની
જાત માટે પ્રમુખયાજક થવાની અને મહિમા પ્રાપ્ત

---

**"તેથી સાતમા … આરામ કર્યો."** ઉત. ૨:૨.

કરવા માટે પસંદગી કરી નહોતી. પરંતુ દેવે તેને પસંદ કર્યો. દેવે ખ્રિસ્તને કહ્યું,

"તું મારો પુત્ર છે; આજે હું તારો પિતા બન્યો છું."

*ગીતશાસ્ત્ર ૨:૭*

[૬]અને શાસ્ત્રમાં દેવે એક જગ્યાએ એમ પણ કહ્યું હતું કે,

"તું મલ્ખીસદેક* ની માફક સનાતન યાજક રહીશ."

*ગીતશાસ્ત્ર ૧૧૦:૪*

[૭]ખ્રિસ્ત જ્યારે પૃથ્વી પર હતો ત્યારે તેણે દેવને તેની મદદ માટે મોટે ઘાંટે પ્રાર્થના કરી, અને આંસુ સહિત મરણમાંથી તેને છોડાવનાર દેવની પ્રાર્થના કરી. તે દરેક સમયે દેવની ઈચ્છા પ્રમાણે જ કરતો તેથી દેવે તેની પ્રાર્થના સાંભળી. [૮]ઈસુ દેવનો પુત્ર હતો. છતાં દુ:ખસહનના અનુભવથી આજ્ઞાનું પાલન કરવાનું શીખ્યો. [૯]આ રીતે પરિપૂર્ણ થઈને, તે પોતાની આજ્ઞા પાળનારા સર્વને સારું અનંત તારણનું કારણ થયો. [૧૦]અને દેવે ઈસુને મલ્ખીસદેકના ધારા પ્રમાણે પ્રમુખયાજકનું નામ આપ્યું.

### પતનની વિરુદ્ધ ચેતવણી

[૧૧]આ વિષે અમારે તમને ઘણું જ કહેવાનું છે. પરંતુ તે સમજાવવું ઘણું અઘરું છે કારણ કે તમે સમજવાની કોઈ જ ઈચ્છા દર્શાવી નથી. [૧૨]જો કે આ સમયે તો તમારે ઉપદેશક થવું જોઈતું હતું. પરંતુ આ સમયે એવું દેખાય છે કે બીજા લોકો તમને ફરીથી દેવના વચનનાં મૂળતત્વો શીખવે. તમારે ભારે ખોરાક નહિ પરંતુ દૂધની જરૂરિયાત છે એવા તમે થયા છો.

[૧૩]જે વ્યક્તિ હજી દૂધ પર જીવે છે તે ન્યાયીપણા સંબંધી તે બિનઅનુભવી છે, કેમ કે તે બાળક જ છે. [૧૪]પણ જેઓ પુખ્ત ઉંમરના છે. એટલે જેઓની ઈન્દ્રિયો ખરું ખોટું પારખવામાં કેળવાયેલી છે, તેઓને સારું ભારે ખોરાક છે. તેથી આત્મિક જીવનમાં વૃદ્ધિ પામ્યા સિવાય તમે ભારે ખોરાક એટલે કે જ્ઞાન પચાવી શકશો નહિ.

**૬** હવે આપણે ખ્રિસ્તના સિદ્ધાંતના પ્રાથમિક શિક્ષણની ચર્ચા બંધ કરવી જ જોઈએ. જ્યાંથી શરૂઆત કરી, ત્યાં આપણે પાછા ન ફરીએ જેમ કે મૃત્યુ તરફ લઈ જતાં સારાં કર્મોથી દેવમાં વિશ્વાસ મૂકો. [૨]વળી બાપ્તિસ્મા * વિષે તે વખતે આપણને શીખવવામાં આવ્યું હતું, અને લોકો ઉપર હાથ મૂકવાથી અને મૃત્યુ પછી ફરી સજીવન થવું અને અનંતકાળના ન્યાયકરણ વિષે આપણને શીખવવામાં આવ્યું હતું, પણ આપણને વધુ ઉચ્ચ કક્ષાના શિક્ષણની જરૂર છે. [૩]અને જો દેવની ઈચ્છા હશે તો અમે એ પણ કરીશું.

[૪-૬]જે લોકો એક વખત સત્ય જાણવા આવ્યા, જેમને સ્વર્ગીય દાનોનો અનુભવ થયો, પવિત્ર આત્માના દાનની ભાગીદારી અને દેવના સંદેશના સૌંદર્યનો અનુભવ કરાવ્યો. અને દેવની નવી દુનિયાની મહાન સત્તાને જોઈ. પછી આ બધું હોવા છતાં તેઓનું પતન થયું. તેમના જીવનનું તેમના માટે પરિવર્તન ફરીથી કરવું અશક્ય છે, શા માટે? કારણ કે આ લોકો ખરેખર દેવના પુત્રને ફરીથી વધસ્તંભે જડાવે છે. લોકો સમક્ષ તેનું અપમાન કરે છે.

[૭]આ લોકો તે ભૂમિ જેવા છે જે તેના પર વારંવાર પડતા વરસાદનું તે શોષણ કરે છે. જેઓ તેને ખેડે છે અને તેની કાળજી રાખે છે તેઓ ઉપયોગી પાકની પ્રાપ્તિ માટે આશા રાખે છે. જો તે ભૂમિ આવો પાક પેદા કરશે તો દેવનો આશીર્વાદ તેના પર ઉતરશે. [૮]પણ જો એ જમીન કાંટા અને ઝાંખરા ઉગાડ્યા કરે તો છેવટે બિનઉપયોગી અને શાપિત થઈ બળી જશે.

[૯]પ્રિય મિત્રો, ભલે હું આમ કહું છું. પરંતુ તમારી બાબતમાં તમારી પાસે સારી અપેક્ષા રાખું છું અને અમને ખાતરી છે કે તમે એવું કૃત્ય કરશો કે જે તારણનો એક ભાગ હશે. [૧૦]પ્રભુ ન્યાયી છે. કારણ કે દેવના લોકો માટે તમે જે કંઈ કાર્યો કર્યા છે, તે દેવ ભૂલી શકે નહિ. તમે સંતો પર દર્શાવેલ પ્રેમ અને હાલ જેમની સેવા કરો છો તે બધું દેવ ભૂલી શકે નહિ. [૧૧]અમે ઈચ્છા રાખીએ છીએ કે તમે દરેક જણ છેવટ સુધી આ પ્રમાણે ઉત્સાહ બતાવવાનું ચાલુ રાખશો જ્યાં સુધી આશા પૂર્ણ થાય. તમે જે કંઈ ઈચ્છો છો તે મેળવી શકો. [૧૨]અમે એ નથી ઈચ્છતા કે તમે આળસુ બનો. અમે ઈચ્છીએ છીએ કે જે લોકો દેવે આપેલા વચન મુજબનાં વાનાં મેળવે છે તેમના જેવા તમે બનો. તે લોકો દેવનાં વચનો પ્રાપ્ત કરે છે કારણ કે તેઓમાં વિશ્વાસ અને ધીરજ છે.

**મલ્ખીસદેક** ઈબ્રાહિમનાં સમયમાં થઈ ગયેલ એક યાજક અને રાજા. (વાંચો ઉત. ૧૪:૧૭-૨૪)

**બાપ્તિસ્મા** બાપ્તિસ્માનો અર્થ અહીં ખ્રિસ્તી બાપ્તિસ્મા (ક્ષણિક પાણીમાં દટાવું) થઈ શકે અથવા યહૂદી રીત પ્રમાણે પાણીમાં ડૂબાડીને અપાતું બાપ્તિસ્મા.

૧૩દેવે ઈબ્રાહિમને વચન આપ્યું, ત્યારે પોતાના (દેવના) કરતાં કોઈ મહાન નહિ હોવાને લીધે તેણે પોતાનાં જ નામે શપથ લીધા. ૧૪દેવે કહ્યું, "હું તને નક્કી ઘણા જ આશીર્વાદો અને ઘણા જ સંતાનો આપીશ."* ૧૫એ વચન પરિપૂર્ણ થાય, ત્યાં સુધી ઈબ્રાહિમે ઘણી જ ધીરજ રાખી. અને દેવે જે વચન આપ્યું હતું, તે ઈબ્રાહિમે મેળવ્યું.

૧૬માણસ પોતાના કરતાં મહાન વ્યક્તિના નામે શપથ લે છે. અને શપથથી સઘળી તકરારોનો અંત આવે છે. ૧૭દેવને એ ખાતરી કરાવવી હતી કે તેણે આપેલ વચન સત્ય હતું. તેને એ સાબિત કરવું હતું કે તેણે જેને જે વચન આપ્યાં છે તે તેઓ પ્રાપ્ત કરશે કારણ તેનો નિર્ણય (યોજના) બદલી શકાય તેમ નથી. તેથી વચનના પાલન સંબધી સંપૂર્ણ ખાતરી માટે દેવ પોતે પણ શપથથી બંધાયો છે. ૧૮પેલી બે વસ્તુ કદી બદલાતી નથી. એક તો દેવ કંઈક કહે છે ત્યારે તે કદી અસત્ય હોતું નથી અને જ્યારે તે સોગંદ લે છે ત્યારે તે જૂઠા હોઈ શકે નહિ. આ બે બાબતો આપણને દિલાસો આપે છે કે આશાને વળગી રહેવા દેવ પાસે આશ્રય માટે આવનારને સલામતી આશ્રય અને સામર્થ્ય મળે છે. ૧૯આ આશા આપણાં આત્માઓના એક મજબૂત અને વિશ્વાસ યોગ્ય લંગર સમાન છે. વળી તે આપણને સૌથી પવિત્ર સ્થાનના પડદા પાછળ રહેલાં સ્વર્ગીય મંદિરમાં દેવ સાથે બાંધે છે. ૨૦ઈસુ ખ્રિસ્તે સ્વર્ગીય સ્થાનમાં આપણી અગાઉ પ્રવેશ કર્યો છે. અને આપણા માટે રસ્તો ખુલ્લો કર્યો છે અને મલ્ખીસદેકના ધારા પ્રમાણે તે હંમેશને માટે આપણો પ્રમુખયાજક થયો છે.

### યાજક મલ્ખીસદેક

૭ આ મલ્ખીસદેક શાલેમનો રાજા હતો તથા તે પરાત્પર દેવનો યાજક હતો. ઘણા રાજાઓને હરાવીને ઈબ્રાહિમ પાછો આવી રહ્યો હતો, ત્યારે મલ્ખીસદેક તેને મળ્યો. અને મલ્ખીસદેકે ઈબ્રાહિમને આશીર્વાદ આપ્યો. ૨ઈબ્રાહિમ પાસે લડાઈમાં જે કંઈ હતું તે બધામાંથી તેનો દશમો ભાગ તેણે મલ્ખીસદેકને આપ્યો, (મલ્ખીસદેક શાલેમ નગરનો રાજા છે, તેના બે અર્થ થાય છે પહેલો અર્થ, મલ્ખીસદેક એટલે "ભલાઈનો રાજા." અને "શાલેમનો રાજા," એટલે "શાંતિનો રાજા" પણ છે.) ૩મલ્ખીસદેકના માતાપિતા વિષે કોઈને જ ખબર નથી અને તેના પૂર્વજો વિષે પણ કોઈ જ માહિતી નથી, તે ક્યારે જન્મ્યો અને ક્યારે મરણ પામ્યો તે પણ કોઈ જાણતું નથી, પણ તે દેવના પુત્ર જેવો છે અને સદા યાજક તરીકે રહે છે.

૪આ મલ્ખીસદેકની મહાનતાનો વિચાર કરો! ઈબ્રાહિમે યુદ્ધમાં જીતીને મેળવેલી તમામ મિલકતમાંથી દશમો ભાગ આપી દીધો. ૫નિયમશાસ્ત્ર કહે છે કે લોકો લેવી પુત્રમાંથી એટલે પોતાના ભાઈઓમાંથી બનેલા યાજકોને દશાંશ આપે. યાજકો અને લોકો પછી ભલે તે ઈબ્રાહિમના પરિવારના હોય તો પણ તેમની પાસેથી દશાંશ એકઠા કરે. ૬મલ્ખીસદેક લેવી કુટુંબનો નહોતો. છતાં તેને ઈબ્રાહિમ પાસેથી દશમો ભાગ મળ્યો. ઈબ્રાહિમે દેવ પાસેથી આશીર્વાદ મેળવ્યા છતાં મલ્ખીસદેકે તેને આશીર્વાદ આપ્યો. ૭આશીર્વાદ આપનાર વ્યક્તિ આશીર્વાદ પામનાર કરતાં વધુ મહાન હોય છે તે સર્વ કોઈ જાણે છે. ૮અહીં મર્ત્ય માણસો દશમો ભાગ લે છે, પણ ત્યાં જેના સંબંધી તે જીવતો છે એવી સાક્ષી આપેલી છે, તે લે છે. ૯વળી એમ પણ કહી શકાય કે, જે લેવીનો દશમો ભાગ લે છે, તેણે પણ ઈબ્રાહિમની મારફતે દશમો ભાગ આપ્યો. ૧૦કેમ કે જ્યારે મલ્ખીસદેક તેના પિતાને મળ્યો, ત્યારે લેવી હજી પોતાના પિતાની કમરમાં હતો.

૧૧હવે જો લેવીના યાજક પદથી પરિપૂર્ણતા થઈ હોત. (જેના મારફત લોકોને નિયમશાસ્ત્ર મળ્યું હતું) તો હારુનના ધારા પ્રમાણે ગણાયેલો નહિ એવો બીજો યાજક મલ્ખીસદેકના ધારા પ્રમાણે ઉત્પન્ન થવાની શી અગત્ય હતી? ૧૨કારણ કે યાજકપદ બદલાયાથી નિયમ પણ બદલવાની અગત્ય છે. દેવ જ્યારે યાજકપદ બદલે છે ત્યારે તેને સંકળાયેલા નિયમો પણ બદલે છે. ૧૩જેના વિષે વાત કરવામાં આવી છે તે કોઈ બીજા કુળના છે. આ કુળની કોઈ પણ વ્યક્તિ વેદીનો સેવક નહોતી. સિવાય કે લેવી કુળની વ્યક્તિ હોય. ૧૪કેમ કે તે સ્પષ્ટ છે કે આપણો પ્રભુ (ખ્રિસ્ત) યહૂદાના કુળમાં જન્મ્યો હતો. અને મૂસાના નિયમ પ્રમાણે યાજકપદની સેવા તેના કુટુંબને સોંપાયેલી નહોતી.

### ઈસુ મલ્ખીસદેક સમાન યાજક

૧૫મેં જે કંઈ કહ્યું છે તેથી પણ વધારે સ્પષ્ટ થાય છે. કે મલ્ખીસદેક જેવો બીજો યાજક (ઈસુ) પ્રગટ થઈ રહ્યો છે. ૧૬એ પોતે માનવ નિયમ કે કાયદાની તાકાતથી યાજક બન્યો ન હતો, પણ અવિનાશી જીવનના સામર્થ્ય પ્રમાણે યાજક બન્યો છે. ૧૭શાસ્ત્રોમાં એના વિષે કહેવામાં

---

**હું તને ... સંતાનો આપીશ** ઉત.૨૨:૧૭.

આવ્યું છે કે: "તું મલ્ખીસદેક હતો તેના જેવો જ સનાતન યાજક છે."*

[18]પહેલાનો નિયમ એટલા માટે રદ કરવામાં આવ્યો કે તે નિર્બળ અને વ્યર્થ હતો. [19]મૂસાના નિયમશાસ્ત્રથી કશું પૂર્ણ થઈ શકયુ નથી. અને હવે આપણને વધારે સારી આશા છે. અને તે આશા દ્વારા આપણે દેવની નજીક આવી શકીએ છીએ.

[20]એ વાત પણ એટલી જ અગત્યની છે કે દેવે વચન (સમ) દ્વારા ઈસુને પ્રમુખ યાજક બનાવ્યો. જ્યારે બીજા માણસો યાજક બન્યા, ત્યારે દેવે આવા કોઈ સમ લીધા નહોતા. [21]પણ ઈસુ તો દેવના વચન સાથે યાજક બન્યો. દેવે તેને કહ્યું:

"પ્રભુએ સમ ખાધા છે, તે તેનો વિચાર કદી
બદલશે નહિ: તું સનાતન યાજક છે."
*ગીતશાસ્ત્ર ૧૧૦:૪*

[22]તેથી દેવના સમ દર્શાવે છે કે તેના લોકો માટે દેવ તરફથી ઈસુ ઉત્તમ ખાતરીબદ્ધ કરાર છે.

[23]અને જ્યારે આવા ઘણા યાજકો હતા ખરા, કારણ કે યાજક વર્ગમાં તેમને ચાલુ રહેતા મૃત્યુએ અટકાવી દીધા હતા. [24]પણ ઈસુ સદાકાળ રહે છે તે માટે એનું યાજકપદ અવિકારી છે. [25]આથી જે લોકો ઈસુ મારફતે દેવની નજીક આવશે તેઓને સંપૂર્ણ રીતે તારવાને સમર્થ છે અનંત અને અમર હોવાથી આ તે (ખ્રિસ્ત) કરી શકશે. તેઓ માટે તેમના તરફથી ઈસુ દેવ સમક્ષ મધ્યસ્થતા કરશે.

[26]ઈસુ એ પ્રમુખયાજક છે કે જેની આપણને જરૂર છે. તે પવિત્ર છે તેનામાં પાપ નથી. તે શુદ્ધ છે અને કોઈ પણ પાપીઓના પ્રભાવથી દૂર છે અને તેને આકાશથી પણ ઉંચું સ્થાન આપવામાં આવ્યું છે. [27]તે બીજા પ્રમુખયાજકો જેવો ન હતો. તેને પોતાનાં અને લોકોનાં પાપો માટે દરરોજ બલિદાન અર્પણ કરવાની અગત્ય રહેતી નથી. કારણ કે તેણે આ બધા માટે આ કામ એક જ વખત કર્યુ. જ્યારે તેણે પોતાની જાતનું સ્વાર્પણ કર્યુ. [28]જૂના નિયમો પ્રમાણે પસંદ કરવામાં આવતા પ્રમુખ યાજકો નિર્બળ અને અધૂરા હતા. પરંતુ દેવના સમનું વચન નિયમશાસ્ત્ર પછી આપવામાં આવ્યું હતુ. તેણે પોતાના પુત્રને સદાકાળ માટે સંપૂર્ણ પ્રમુખયાજક તરીકે નીમ્યો છે.

### ઈસુ આપણો પ્રમુખયાજક

૮ આપણને જે કંઈ મુખ્ય મુદ્દા કહેવામાં આવ્યા છે તે આ પ્રમાણે છે. ઈસુ ખ્રિસ્ત આપણો પ્રમુખયાજક છે અને તે આકાશમાં દેવ પિતાના રાજયાસનની જમણી બાજુએ સર્વશ્રેષ્ઠ સ્થાને બિરાજેલો છે. [2]આપણા પ્રમુખયાજક પવિત્રસ્થાનમાં ખરા મંડપમાં સેવા કરી રહ્યા છે. જે પવિત્રસ્થાનને દેવે સ્થાપિત કર્યુ છે, નહિ કે લોકોએ.

[3]દરેક પ્રમુખયાજક દેવ સમક્ષ અર્પણો અને બલિદાનો લાવવા માટે નિમાયેલા છે કે જે આપણા પ્રમુખયાજકે પણ કંઈક સમર્પણ કરવાનું છે. [4]જો આપણા પ્રમુખયાજક આજે પૃથ્વી પર જીવતા હોત તો તે યાજક બન્યા ન હોત, કારણ કે અહીં તો હજુયે નિયમશાસ્ત્ર પ્રમાણે દેવને દાનાર્પણ કરનારા યહૂદી યાજકો છે. [5]પ્રમુખ યાજક તરીકે તેઓ જે સેવા કાર્ય કરે છે તે તો માત્ર આકાશમાંની વસ્તુઓની પ્રતિછાયા છે, મૂસાએ જ્યારે મંડપ બનાવવાની તૈયારી બતાવી ત્યારે દેવે તેને જણાવ્યું: "પર્વત પર તેં જે મંડપ જોયો છે તે પ્રમાણે જ તું પૃથ્વી પર મંડપની રચના કર." [6]પણ ખ્રિસ્તને આકાશમાં સોંપાયેલી સેવા જૂના નિયમ પ્રમાણે સેવા કરનાર યાજકો કરતાં ઘણી જ ચઢિયાતી છે અને વધુ ચઢિયાતા વચન પર આધારીત દેવ અને મનુષ્યો વચ્ચે તેમણે સ્થાપેલો નવો કરાર જૂના કરાર કરતાં વધુ ચઢિયાતા વચનો પર આધારીત (રચાયેલ) છે.

[7]જો પ્રથમ કરાર દોષ વગરનો હોત તો, બીજા કરાર (નવા કરાર) ની કોઈ જ જરૂરિયાત ન રહેત. [8]દેવની દૃષ્ટિમાં લોકો દોષિત ઠરતા હતા તેથી તેણે કહ્યું:

"પ્રભુ કહે છે, એવો દિવસ આવશે કે, જ્યારે હું ઈઝરાએલ અને યહૂદિયાના લોકોને નવો કરાર આપીશ.

૯ જ્યારે તેઓના પૂર્વજોને હાથ પકડીને ઈજિપ્ત દેશમાંથી બહાર લઈ આવ્યો ત્યારે જે કરાર મેં તેઓની સાથે કર્યો હતો તેનાં કરતાં આ કરાર જુદો હશે.

૧૦ દેવ કહે છે: ઈઝરાએલના લોકોને હું નવો કરાર આપીશ. ભવિષ્યમાં આ કરાર હું આપીશ. હું મારા આ કાયદાઓ તેમના મનમાં મૂકીશ. ને તેઓના હૃદયપટ પર લખીશ. હું તેઓનો દેવ થઈશ, અને તેઓ મારા લોકો થશે.

૧૧ હવે પછી કોઈને પોતાના પ્રજાબંધુ અથવા તેના ભાઈને કહેવાની આવશ્યકતા નહિ રહે કે, પ્રભુને

**"તું મલ્ખીસદેક ... યાજક છે"** ગી.શા. ૧૧૦:૪.

ઓળખ કારણ કે નાનાથી માંડીને મોટા સુધી
બધા જ લોકો ઓળખશે.
૧૨ તેઓએ જે કાંઈ અપરાધો મારા વિરુદ્ધ કર્યા હશે
તેને હું માફ કરીશ, અને તેઓનાં પાપોને કદી
યાદ નહિ કરું."

*યર્મિયા ૩૧:૩૧-૩૪*

૧૩દેવ આને નવો કરાર કહે છે, તેથી દેવે પહેલા
કરારને જૂનો ઠરાવ્યો. અને જે કંઈ જૂનું છે તે થોડા
સમયમાં વિનાશ પામશે.

### જૂના કરાર પ્રમાણે આરાધના

૯ જુઓ પહેલા કરારમાં પણ ભજનસેવાના
નિયમો હતા. અને મનુષ્યના હાથે બનાવેલ
પવિત્રસ્થાનની જગ્યા પણ હતી. ૨મંડપનો પ્રથમ ભાગ
પવિત્રસ્થાન તરીકે ઓળખાતો હતો. ત્યાં દીવી, મેજ
અને તે પર દેવને અર્પિત રોટલી હતી. ૩બીજા પડદાની
પાછળ અંદરનો ભાગ પરમપવિત્રસ્થાન તરીકે
ઓળખાતો હતો. ૪તેમાં સૌથી વધુ પવિત્ર સુગંધિત
સોનાની ધૂપવેદી અને ચારે તરફ સોનાની મઢેલી પેટી
હતી અને તેમાં જૂનો કરાર હતો. તે પેટીમાં સોનાની
બરણી માન્નાથી* ભરેલી હતી. હારુનની કળી ફૂટેલી
લાકડી તથા શિલાપટ પર જૂના કરારની દસ આજ્ઞાઓ
લખેલી હતી. ૫અને તેના પર મહિમાદર્શક કરૂબો હતા,
જેઓની છાયા દયાસન પર પડતી હતી. હમણાં તેઓ
સંબંધી અમારાથી સવિસ્તાર કહેવાય એમ નથી.

૬મંડપમાં મેં સમજાવ્યું તે પ્રમાણે દરેક વસ્તુ
વ્યવસ્થિત ગોઠવી દેવામાં આવી. પછી યાજકો હંમેશા
પહેલા ઓરડામાં સેવા કરવાનું કામ કરવા જતા. ૭પણ
બીજા ઓરડામાં ફક્ત પ્રમુખયાજક જ જઈ શકતો, તે
પણ વર્ષમાં એક જ વખત જતો, તે પોતાની સાથે લોહી
(રક્ત) લીધા વગર કદી તે ઓરડામાં પ્રવેશતો નહિ.
પ્રમુખયાજક તે રક્ત લઈને પોતાના અને લોકો દ્વારા
અજાણથી પણ પાપકર્મ થયું હોય તેના માટે અર્પણ
કરતો. ૮આ બધી બાબતો દ્વારા પવિત્ર આત્મા બતાવે
છે કે જ્યાં સુધી પ્રથમ ભાગ ત્યાં હતો, ત્યાં સુધી
પરમપવિત્રસ્થાનમાં પ્રવેશવાનો માર્ગ ખુલ્લો ન હતો.
૯આ બાબત પરથી આજના માટે આપણે દાખલો લઈ
શકીએ, જે મુજબનાં બલિદાનો અને અર્પણો આપવામાં
આવ્યાં હતાં, તેઓ ભજન કરનારનું અંત:કરણ સંપૂર્ણ
શુદ્ધ કરવા માટે દાવો કરતાં ન હતાં અને પૂર્ણ પણ
બનાવી શકતા નહોતાં. ૧૦આ રીવાજો ફક્ત, ભોજન,
પાણી અને વિવિધ પ્રકારની સ્નાનક્રિયાનો શિષ્ટાચાર,
બાહ્ય વિધિઓ હતી અને જ્યાં સુધી નવો માર્ગ આવે
ત્યાં સુધી તેનું પાલન કરવાનો હેતુ હતો.

### નવા કરાર મુજબ આરાધના

૧૧હાલમાં અસ્તિત્વ ધરાવતી ઉત્તમ વ્યવસ્થાના
પ્રમુખયાજક સારી વસ્તુઓનો પ્રમુખયાજક હતો.
પ્રમુખયાજક તરીકે ખ્રિસ્ત આવ્યો. ત્યારે તેણે ખૂબ જ
ઉત્તમ એવા મંડપમાંથી પ્રવેશ કર્યો. અને તે સંપૂર્ણ
એવા સ્વર્ગીય મંડપમાં પ્રવેશ્યો જે વધારે મોટો અને
વધારે પરિપૂર્ણ હતો. તે માનવો દ્વારા બનાવેલો ન હતો
અને તે આ દુનિયામાં બનાવેલો ન હતો. ૧૨હંમેશને
માટે એક જ વાર રક્ત લઈને ખ્રિસ્ત પરમપવિત્રસ્થાનમાં
પ્રવેશ્યો. બકરાના તથા વાછરડાના રકત વડે નહિ, પરંતુ
પોતાના જ રક્ત વડે આપણે માટે સર્વકાલિન આપણા
ઉદ્ધારની પ્રાપ્તિ માટે તે પ્રવેશ્યો. ૧૩જે લોકો
પરમપવિત્રસ્થાનમાં પ્રવેશવા માટે શુદ્ધ ન હતા તેઓ
પર બકરાઓનું તથા ગોધાઓનું રક્ત તથા વાછરડાંની
રાખ છાંટીને તેઓના ફક્ત શરીરને શુદ્ધ કર્યા. ૧૪ખ્રિસ્તનું
લોહી આપણે જે દુષ્ટ કાર્યો કર્યા છે, તેમાંથી આપણા
હૃદયોને વિશેષ શુદ્ધ કરશે જેથી આપણે જીવંત દેવની
(ભજન) સેવા કરી શકીએ. તેથી ખ્રિસ્તે સનાતન
આત્માની સહાય વડે દોષ વગરનું બલિદાન દેવને આપ્યું
અને નિષ્કલંક બન્યો.

૧૫તેથી દેવ પાસેથી ઈસુ નવો કરાર* લોકો પાસે
લાવ્યો. ખ્રિસ્ત નવો કરાર એવા લોકો માટે લાવ્યો કે
જેઓને તેડવામાં આવ્યા છે અને જે ઉત્તરાધિકારીનો
આશીર્વાદ મેળવે. દેવે આપેલાં વચન પ્રમાણે
અનંતકાળનો વારસો પામે. કારણ કે પ્રથમ કરાર* પ્રમાણે
લોકોથી થયેલ પાપમાંથી લોકોને ઉદ્ધાર અપાવવા ખ્રિસ્ત
મરણ પામ્યો.

૧૬જ્યારે મનુષ્ય મરણ પામે છે ત્યારે તે પોતાની
પાછળ વસિયતનામું મૂકતો જાય છે. પરંતુ લોકોએ એ
સાબિત કરવું પડે છે કે વસિયતનામું લખનાર વ્યક્તિનું
મરણ થયું છે કે કેમ? ૧૭વસિયતનામું કરનાર વ્યક્તિ
મરણ પામે પછી જ વસિયતનામાંનો અમલ થઈ શકે.
જ્યાં સુધી તે વ્યક્તિ જીવે છે, ત્યાં સુધી તેનો અમલ
થઈ શકે નહિ (વ્યક્તિના મરણ પછી જ તેનો અમલ

---

**માન્ના** દેવે યહૂદી લોકોને રણમાં ખાવા આપેલ ખોરાક.

**નવો કરાર** આ "વધુ સારો કરાર" જે દેવે તેના લોકોને ઈસુ દ્વારા આપ્યો છે.

**પ્રથમ કરાર** જયારે તેઓને મૂસાનું નિયમશાસ્ત્ર આપ્યું ત્યારે દેવે યહૂદી લોકોને કરાર આપ્યો.

થઈ શકે). ૧૮પહેલા કરાર માટે દેવ અને લોકો વચ્ચે
આવું જ કંઈક છે. તેનાં રકત દ્વારા પહેલાં કરારની
પ્રતિષ્ઠા થાય એ જરૂરી હતું. ૧૯લોકોને બધી જ આજ્ઞાઓ
કહી સંભળાવ્યા પછી મૂસાએ વાછરડા અને બકરાનાં
રકત સાથે પાણી મેળવ્યું. તે રકત લઈને તેણે ઝૂફાની
ડાળી અને કિરમજી ઊન વડે નિયમના પુસ્તક પર
તથા બધા લોકો પર નિશાની માટે લોહી છાંટયું. ૨૦પછી
મૂસાએ કહ્યું, "આ લોહી એવા કરારનું છે જેને અનુસરવા
દેવે તમને આદેશ આપ્યો છે." ૨૧એ જ રીતે મૂસાએ
પવિત્ર મંડપ પર રકત છાંટ્યું અને જે કોઈ વસ્તુઓનો
સેવામાં ઉપયોગ કરવામાં આવે છે તે બધા પર રકત
છાંટયું. ૨૨નિયમશાસ્ત્ર કહે છે કે દરેક વસ્તુ રકતના
છંટકાવથી પવિત્ર થાય છે. રકત વહેવડાવ્યા વગર
પાપની માફી મળતી નથી.

### ઈસુ ખ્રિસ્તનું બલિદાન પાપ નિવારણ માટે

૨૩આ બધી વસ્તુઓ આકાશમાં છે તે જ સાચી
વસ્તુઓની નકલ હતી. અને તે બધાને પશુઓના રકત
વડે શુદ્ધ કરવામાં આવતી હતી. પરંતુ આકાશની
વસ્તુઓને વધારે સારા બલિદાન વડે શુદ્ધ કરવાની જરૂર
હતી. ૨૪વળી ખરેખર નમૂના પ્રમાણે માનવે બનાવેલ
પવિત્રસ્થાનમાં ખ્રિસ્ત પ્રવેશ્યો નહિ, પરંતુ ખ્રિસ્ત
આકાશમાં દેવની હજૂરમાં ગયો જેથી આપણને મદદ
કરી શકે. ૨૫આ સૌથી વધુ પવિત્રસ્થાનમાં પ્રમુખયાજક
વર્ષમાં એક જ વાર પ્રવેશે છે. તે પોતાની સાથે દેવને
અર્પણ કરવા રકત લાવે છે. પરંતુ ખ્રિસ્તની માફક તે
પોતાનું રકત અર્પણ કરતો નથી. ખ્રિસ્ત તો આકાશમાં
સીધાવ્યો પણ તેને બીજા પ્રમુખ યાજકની માફક વારંવાર
રકત અર્પણ કરવાની જરૂર રહી નહિ. ૨૬જો એમ હોત
તો ખ્રિસ્તને જગતની શરૂઆતથી વારંવાર મરણ સહન
કરવું પડ્યું હોત. પરંતુ સદાને માટે પાપનું સામર્થ્ય નષ્ટ
કરવા તેણે એક જ વાર પોતાનું બલિદાન આપ્યું. ૨૭જેમ
માણસ એક જ વાર મરણ પામે છે અને પછી તેનો
ન્યાય થાય તેવું નિર્માણ થયેલું છે. ૨૮તેમ ખ્રિસ્તે પણ
ઘણા લોકોના પાપ પોતાને માથે લેવા એક જ વખત
બલિદાન આપ્યું અને હવે તે લોકોના પાપ માટે નહિ
પરંતુ જેઓ આતુરતાથી તેની રાહ જોઈ રહ્યા છે તેમનો
ઉદ્ધાર કરવા ખ્રિસ્ત બીજી વખત આવનાર છે.

### ખ્રિસ્તનું બલિદાન આપણને સંપૂર્ણ બનાવે છે

**૧૦** નિયમશાસ્ત્ર ભવિષ્યમાં આવનારા શુભ
કાર્યોની પ્રતિછાયારૂપ છે અને તે વસ્તુઓની
ખરી પ્રતિમાઓ તેમાં નથી. દર વર્ષે એના એ જ બલિદાનો
સતત અર્પણ કરવામાં આવતાં હતાં, છતાં નિયમશાસ્ત્ર
પ્રમાણે કોઈ વ્યક્તિ પરિપૂર્ણ થઈ શકી નથી. ૨જો જૂના
નિયમે લોકોને પરિપૂર્ણ બનાવ્યો હોત તો પછી તેઓએ
બલિદાનો આપવાનું બંધ કર્યુ હોત. તેઓ સદાને માટે
શુદ્ધ થઈ ગયા હોત અને તેઓને તેમના પાપો માટે
દોષિત થવું પડ્યું ના હોત. પરંતુ નિયમશાસ્ત્ર તે કરી
શક્યું નહિ. ૩પરંતુ એ વાર્ષિક બલિદાનો તો તેમના
મનમાં દર વર્ષે પાપોની યાદ તાજી કરાવે છે.૪કારણ કે
ગોધાઓનું તથા બકરાઓનું લોહી પાપ દૂર કરવા સમર્થ
નથી.

૫આથી જયારે ખ્રિસ્ત આ દુનિયામાં આવ્યો, ત્યારે
તેણે કહ્યું:

"હે દેવ પશુઓનું રકત તને પ્રસન્ન કરી શકે તેમ
નથી. પણ તેં મારા માટે શરીર બનાવ્યું છે.
૬ પાપોની માફીને અર્થે અપાતું દહનાર્પણ તથા
પાપાર્થાર્પણથી તું કંઈ પ્રસન્ન થતો નહોતો.
૭ તેથી તેમણે કહ્યું; 'હે દેવ, હું અહીં શાસ્ત્રમાં મારા
સંબંધી લખ્યા પ્રમાણે તારી ઈચ્છા પૂર્ણ કરવા હું
અહીં છું.'"

*ગીતશાસ્ત્ર ૪૦:૬–૮*

૮પ્રથમ ખ્રિસ્તે કહ્યું છે, "શાસ્ત્રમાં અપાતાં પાપમુકિત
માટેનાં અર્પણો તથા દહનાર્પણોથી અપાતાં બલિદાનો
દ્વારા તું પ્રસન્ન થઈ શકે તેમ નથી." (આ બધા
બલિદાનોની આજ્ઞા નિયમ કરે છે.) ૯પછી તેણે
(ખ્રિસ્તે) કહ્યું, 'હે દેવ! હું આ રહ્યો, તારી ઈચ્છા પૂર્ણ
કરવા હું આવ્યો છું." આ પ્રમાણે તેણે જૂની વ્યવસ્થા
રદ કરી અને નવી વ્યવસ્થા સ્થાપી. ૧૦દેવની ઈચ્છા
મુજબ ઈસુ ખ્રિસ્તનાં કાર્યો પ્રમાણે એક જ વાર ખ્રિસ્તનું
શરીર અર્પણ થયાથી આપણને પવિત્ર કરવામાં આવ્યા
છે.

૧૧તેમ જ દરેક યાજક નિત્ય સેવા કરતાં તથા એ ને
એ જ બલિદાનો ઘણીવાર અર્પણ કરતા. પરંતુ તે
બલિદાનોથી પાપોને કદી દૂર કરી શક્યા નહિ. ૧૨પણ
આપણાં પાપોને માટે ખ્રિસ્તે એક જ વાર બલિદાન
આપ્યું અને ખ્રિસ્ત દેવની જમણી બાજુએ બિરાજ્યો.
૧૩અને તેના દુશ્મનોને તેની સત્તા નીચે મૂકવામાં આવે
તેથી ખ્રિસ્ત હવે ત્યાં રાહ જોઈ રહ્યો છે. ૧૪જેઓને
પવિત્ર કરવામાં આવે છે તેઓને ખ્રિસ્તે પોતાના એક જ
બલિદાનથી બધા જ સમય માટે પરિપૂર્ણ કર્યા.

૧૫આ વિષે પવિત્ર આત્મા પણ સાક્ષી આપે છે. તે
પહેલા કહે છે:

[16] "આ કરાર છે જે ભવિષ્યમાં હું મારા લોકો સાથે કરીશ એમ પ્રભુ કહે છે. હું મારા નિયમો તેઓના હૃદય પર લખીશ. હું મારા નિયમો તેઓના મનમાં સ્થાપીશ."

*યર્મિયા ૩૧:૩૩*

[17]પછી તે કહે છે:

"તેઓના પાપકર્મો અને દુષ્કર્મોને હું માફ કરીશ અને ભવિષ્યમાં તે હું કદી યાદ કરીશ નહિ."

*યર્મિયા ૩૧:૩૪*

[18]અને હવે સદાને માટે પાપ માફ થયાં છે ત્યારે પાપ મુક્તિ માટે અન્ય કોઈ અર્પણની જરૂર રહેતી નથી.

### દેવની નજીક આવો

[19]ભાઈઓ, તેણે આપણા માટે પડદામાં થઈને, એટલે પોતાના શરીરમાં થઈને, એક નવો તથા જીવતો માર્ગ ઉઘાડ્યો છે, આપણે કોઈ પણ જાતના ભય વિના દાખલ થઈ શકીશું. [20]ઈસુએ જે નવો માર્ગ બતાવ્યો તે દ્વારા આપણે અંદર જઈ શકીશું. [21]દેવના ઘરમાં રાજ કરવા માટે આપણી પાસે એક મોટો યાજક નિમાયેલો છે. [22]આપણને શુદ્ધ કરવામાં આવ્યા છે. અને આપણું અંત:કરણ દોષિત લાગણીઓથી મુક્ત છે. આપણા શરીરનું શુદ્ધ પાણીથી સ્નાન કરાવવામાં આવ્યું છે તેથી શુદ્ધ હૃદયથી અને ખાતરી જે વિશ્વાસ દ્વારા પ્રાપ્ત થયેલ છે માટે આપણે દેવની નજીક આવી શકીએ છીએ. [23]જે આશાઓમાં આપણે સંમત છીએ તેને આપણે મક્કમતાથી વળગી રહીએ, કારણ કે જેણે આપણને વચન આપ્યું છે તેનો સંપૂર્ણ ભરોસો આપણે કરી શકીએ છીએ.

### એકબીજાને મદદરૂપ બનો

[24]આપણે એકબીજાનો વિચાર કરવો જોઈએ અને સારા કામ કરી અને પ્રેમ દર્શાવી એકબીજાને એ પ્રમાણે કરવા માટે ઉત્તેજન આપીએ. [25]જેમ કેટલાક લોકો કરે છે તેમ આપણે સમૂહમાં મળવાનું પડતું ન મૂકીએ, પણ આપણે સમૂહમાં મળીએ અને એકબીજાને બળ આપીએ, આ પ્રમાણે આપણે કરવાનું વધુ અને વધુ પ્રયત્ન કરીએ કારણ દહાડો* નજીકને નજીક આવી રહ્યો છે.

**દહાડો** ખ્રિસ્તનો ફરી પ્રગટ થવાનો સમય

### ખ્રિસ્ત તરફથી મોં ના ફેરવો

[26]સત્યનું જ્ઞાન થયા પછી જો આપણે પાપમાં જીવવાનું ચાલુ રાખીએ, તો પાપના નિવારણ માટે બીજુ બલિદાન છે જ નહિ. [27]જો આપણે પાપ કરવાનું ચાલુ જ રાખીશું તો ન્યાયની ભયંકર અપેક્ષા અને દેવના વિરોધીઓને ભસ્મ કરી નાખે એવા અગ્નિના તેઓ ભોગ બનશે. [28]જો કોઈ મૂસાના નિયમશાસ્ત્રનો ભંગ કરે અને તે બે કે ત્રણ સાક્ષીઓ દ્વારા પૂરવાર થાય તો તેને માફી નહિ આપતા કોઈ પણ દયા વગર મોતની સજા થતી હતી. [29]તો પછી દેવપુત્રને પગ તળે કચડી નાખનાર, કરારના જે રક્તથી પવિત્ર થયો હતો તેને અશુદ્ધ ગણનાર કૃપાનું ભાન કરાવનાર પવિત્ર આત્માનું અપમાન કરનાર વ્યક્તિ કેટલી ભયંકર સજાને પાત્ર ઠરશે તેનો વિચાર કરો. [30]આપણે જાણીએ છીએ કે દેવે કહ્યું છે, "દુષ્ટ કૃત્યો કરનારને હું શિક્ષા કરીશ, હું તેને ભરપાઈ કરીશ."* દેવે એ પણ કહ્યું છે કે, "પ્રભુ તેના લોકોનો ન્યાય કરશે."* [31]કોઈના પણ માટે જીવતા દેવના હાથમાં પડવું તે કેટલું ભયંકર છે!

### તમારો આનંદ અને હિંમત ગુમાવશો નહિ

[32]યાદ રાખો. ભૂતકાળના તે દિવસોમાં જ્યારે તમે સત્યનું જ્ઞાન પ્રાપ્ત કર્યુ ત્યારે તમે ઘણી યાતનાઓ સહન કરી સંઘર્ષ કર્યો, પરંતુ તમે બળવાન બનવાનું ચાલુ રાખ્યું. [33]ઘણીવાર તમે ઠપકો અને સતાવણી થઈ તે સહન કરી. વળી કેટલીક વાર બીજાંઓને એવાં દુ:ખોમાંથી પસાર થતા જોઈને તમે તેઓની પડખે ઊભા રહ્યા. [34]હા, જ્યારે કેટલાક લોકો જેલમાં હતા, ત્યારે તેવા લોકોને તમે મદદ કરી તેમના દુ:ખના ભાગીદાર બન્યા. તમારું સર્વસ્વ પડાવી લેવામાં આવ્યું ત્યારે પણ તમે આનંદિત રહ્યા કારણ કે તમે જાણતા હતા કે તમારી પાસે એના કરતાં વધુ સારી અને સદા ને માટે ટકી રહે તેવી સંપત્તિ છે.

[35]માટે ભૂતકાળમાં હતી તે હિંમત ગુમાવશો નહિ કારણ કે તમને એનો મહાન બદલો મળવાનો છે. [36]તમારે ધીરજ રાખવાની જરૂર છે. દેવની ઈચ્છા પૂરી કરવાનું કાર્ય ચાલુ રાખો. અને તેથી જ તમને જે વચનો આપ્યા છે તે પ્રાપ્ત કરશો. [37]થોડા સમયમાં,

"પ્રભુ જે ફરીથી આવનાર છે તે વિલંબ કરશે નહિ.

**"દુષ્ટ કૃત્યો … ભરપાઈ કરીશ"** પુન. ૩૨:૩૫.
**"પ્રભુ …ન્યાય કરશે"** ગી.શા. ૧૩૫:૧૪.

[38]ન્યાયી માણસ મારામાં (દેવ) વિશ્વાસ રાખીને
જીવશે. જો તે ભયનો માર્યો પાછો હટી જશે તો
પછી તેનામાં મને આનંદ થશે નહિ."

*હબાક્કુક ૨:૩-૪*

[39]પણ આપણે એ પ્રકારના માણસો નથી, જે પીછે
હઠ કરે અને ખોવાઈ જાય. ના. આપણે એવા લોકો
છીએ કે દેવમાં આપણને દઢ વિશ્વાસ છે અને તેનામાં
આપણે ઉદ્ધાર પામેલાં છીએ.

### વિશ્વાસ

**૧૧** વિશ્વાસ એટલે આપણે જે વસ્તુની આશા
રાખીએ છીએ તેની ખાતરી છે. જે વસ્તુઓ
આપણે જોઈ શકતા નથી છતાં આપણે જાણીએ છીએ
કે તે સત્ય છે, તેનો જ અર્થ વિશ્વાસ. [2]પુરાતન સમયમાં
જીવતા લોકો પર દેવ ખૂબ જ ખુશ હતો કારણ તેઓને
દેવમાં વિશ્વાસ હતો.

[3]વિશ્વાસના આધારથી જ આપણે જાણીએ છીએ કે
સમગ્ર જગતની રચના દેવની આજ્ઞા પ્રમાણે થઈ છે
એનો અર્થ એ થયો કે આપણે જે કાંઈ જાણીએ છીએ તે
કોઈ અદશ્ય શક્તિ દ્વારા બનાવવામાં આવેલું છે.

[4]કાઈન અને હાબેલે દેવને અર્પણ ચઢાવ્યું પણ
હાબેલને વિશ્વાસ હતો તેથી વિશ્વાસથી તે કાઈનના
અર્પણ કરતાં વધુ સારું એટલે દેવને પસંદ પડે તેવું
અર્પણ લાવ્યો. દેવે હાબેલના અર્પણનો સ્વીકાર કર્યો
અને હાબેલને ન્યાયી ઠરાવતી સાક્ષી આપી. હાબેલ
મરણ પામ્યો, પણ આજે પણ તે પોતાના વિશ્વાસ દ્વારા
આપણને કહી રહ્યો છે.

[5]હનોખે પણ દેવ પર વિશ્વાસ રાખ્યો, તેથી તે
મરણનો અનુભવ કરે તે પહેલા દેવે તેને પૃથ્વી પરથી
લઈ લીધો. તેથી તે મરણનો અનુભવ કરી શકયો નહિ.
શાસ્ત્રમાં લખ્યું છે કે હનોખ મનુષ્ય હતો, ત્યારે તેણે
ખરેખર દેવને પ્રસન્ન કર્યો હતો. તે એકાએક અદશ્ય
થઈ ગયો કેમ કે દેવે તેને ઉપર લઈ લીધો હતો. [6]વિશ્વાસ
રાખ્યા વગર તમે તેને પ્રસન્ન કરી શકો નહિ. દેવ પાસે
આવનાર વ્યક્તિએ વિશ્વાસ રાખવો જોઈએ કે તેનું
અસ્તિત્વ છે, અને સાચા હૃદયથી શોધનારને તે મળે છે
દેવ તેનો બદલો આપશે.

[7]નૂહે પણ દેવમાં વિશ્વાસ રાખ્યો અને જે વસ્તુ
તેણે જોઈ નહોતી એવી બાબતોની ચેતવણી તેને
આપવામાં આવી, ત્યારે તેણે પોતાના પરિવારને બચાવવા
માટે દેવનો ડર રાખીને વિશ્વાસથી પોતાના પરિવારના
તારણ માટે વહાણ તૈયાર કર્યુ. તેથી તેણે જગતને દોષિત
ઠરાવ્યું અને વિશ્વાસથી જે ન્યાયીપણું મળે છે તેનો તે
વારસ થયો. [8]વિશ્વાસથી ઈબ્રાહિમ જે સ્થળ વારસામાં
પોતાને મળવાનું હતું ત્યાં જવાનું તેડું મળ્યાથી
આજ્ઞાધીન થયો; એટલે પોતે ક્યાં જાય છે, એનાથી
અજ્ઞાત હોવા છતાં તે પોતાનું વતન છોડી ચાલી નીકળ્યો.
[9]દેવે જે દેશમાં જવાનું વચન આપ્યું હતું ત્યાં જઈને
રહ્યો. ઈબ્રાહિમ ત્યાં એક મુસાફરની માફક રહ્યો. કારણ
કે તેને વિશ્વાસ હતો. ઈસહાક અને યાકૂબને પણ તે જ
વચન મળ્યું હતું. તેઓ પણ તંબુમાં રહ્યા હતા.
[10]ઈબ્રાહિમ તે શહેરની રાહ જોતો હતો. જેનો પાયો
દઢ હોય, એવું શહેર કે જેનો શિલ્પી અને બાંધનાર દેવ
હોય.

[11]ઈબ્રાહિમ ખૂબ ઘરડો હોવાથી બાળકોને પેદા કરવા
અસમર્થ હતો. અને સારા માતા બની શકે તેમ નહતી
પરંતુ દેવે ઈબ્રાહિમને વચન આપ્યું હતું તેમાં તેને પૂર્ણ
વિશ્વાસ હતો. છેવટે સારા ગર્ભવતી થઈ અને ઈબ્રાહિમ
પિતા બન્યો. [12]આ માણસ એટલો બધો વૃદ્ધ હતો કે તે
મૃત અવસ્થામાં હતો. પણ એ એક જ વ્યક્તિમાંથી
અનેક પ્રજા ઉત્પન્ન થઈ. તેનાં સંતાન આકાશના તારા
અને સમુદ્રકિનારાની રેતીના કણ જેટલા અસંખ્ય હતા.
[13]આ બધા જ માણસો મરણ પામ્યા ત્યાં સુધી દેવે
વચનો આપ્યાં તેમાંથી કાંઈજ મેળવી શક્યા નહિ છતાં
વિશ્વાસથી જીવ્યા, તેઓએ પેલાં વચનો દૂરથી જોયા.
અને તેમનું સ્વાગત કર્યુ અને તેઓએ એ પણ જાણ્યું કે
આ પૃથ્વી અમારું કાયમી ઘર નથી, અહીં તો અમે માત્ર
મુસાફરો જ છીએ. [14]આ પરથી સ્પષ્ટ થાય છે કે તેઓ
એક દેશની શોધમાં છે જે તેમનો પોતાનો દેશ છે. [15]જો
તેઓ એવા દેશ વિષે વિચારતા હોય કે જેને તેમણે
છોડી દીધો છે, તો તે એ દેશમાં ફરી પાછા આવી શક્યા
હોત. [16]પણ એ માણસો એક વધુ સારા દેશની કે જે
સ્વર્ગીય દેશ હશે તેની રાહ જોઈને બેઠા હતા. એટલે
દેવને તેમનો દેવ કહેવામાં કોઈ સંકોચ ન હતો. તેણે એ
લોકો માટે એક શહેર તૈયાર કરી રાખ્યું છે.

[17-18]દેવે ઈબ્રાહિમના વિશ્વાસની કસોટી કરી. જ્યારે
તેની કસોટી થઈ ત્યારે, ઈબ્રાહિમે વિશ્વાસથી ઈસહાકનું
બલિદાન આપ્યું. એટલે જેને વચનો આપવામાં આવ્યાં
હતાં ને જેને કહેવામાં આવ્યું હતું કે, ઈસહાકથી તારો
વંશ ગણાશે, તેણે પોતાના એકના એક પુત્રનું બલિદાન
આપ્યું. [19]ઈબ્રાહિમ માનતો હતો કે દેવ મૂએલાંઓને
પાછા ઉઠાડી શકે છે, અને ખરેખર દેવે જ્યારે ઈબ્રાહિમને
ઈસહાકનું બલિદાન આપતા રોક્યો, ત્યારે તે તેને
મૂએલામાંથી પાછા બોલાવવા જેવું હતું.

૨૦વિશ્વાસના કારણે જ ઈસહાકે તેના દીકરા યાકૂબ અને એસાવને ભવિષ્ય સબંધી આશીર્વાદ આપ્યો. ૨૧વિશ્વાસના કારણે જ મરણની ઘડીએ યાકૂબે લાકડીના ટેકે ઊભા થઈને યૂસફના બંને પુત્રોને આશીર્વાદ આપ્યો અને તેણે આરાધના કરી.

૨૨વિશ્વાસના કારણે જ યૂસફે પોતાના અંતકાળે ઈજિપ્તના ઈઝરાએલના લોકોના છૂટા પડવાની વાત કરી, અને તેના શબ વિષે સૂચનો કર્યા.

૨૩વિશ્વાસના કારણે મૂસાના મા બાપે તેના જનમ્યા પછી તેને ત્રણ મહિના સુધી સંતાડી રાખ્યો, કેમ કે તેઓએ જોયું કે તે બાળક સુંદર છે અને તેઓ રાજાની આજ્ઞાથી ડર્યા નહિ.

૨૪વિશ્વાસથી મૂસા મોટો થયો અને મોટા થયા પછી પોતાને ફારૂન રાજાની દીકરીનો પુત્ર ગણાવવાની ના પાડી. ૨૫ મૂસાએ પાપનું ક્ષણિક સુખ ભોગવવાને બદલે તેણે વિશ્વાસથી દેવના લોકોની સાથે મુશ્કેલીઓ વેઠવાનું આનંદથી પસંદ કર્યુ, ૨૬ઈજિપ્ત દેશની સંપતિના માલિક બનવા કરતાં તેણે ખ્રિસ્તનું અપમાન સહન કરવાનું વધારે પસંદ કર્યુ, કેમ કે ભવિષ્યમાં દેવના તરફથી તેને જે મહાન ખજાનો મળવાનો હતો તેના તરફ તેણે લક્ષ રાખ્યું. ૨૭વિશ્વાસના કારણે મૂસાએ રાજાના ક્રોધની બીક રાખ્યા વગર ઈજિપ્ત દેશનો ત્યાગ કર્યો. તેણે દ્રઢ વિશ્વાસ ચાલુ રાખ્યો; જેમ કે અદશ્ય દેવને તે જોતો હોય. ૨૮મૂસાએ પાસ્ખા તૈયાર કર્યુ અને દરવાજાની બારસાખ ઉપર રક્ત છાંટયું. દરવાજા પર રક્ત એટલા માટે છાંટયું જેથી મરણનો દૂત* ઈઝરાએલ લોકોના પ્રથમ જન્મેલ બાળકોને મારી ના નાખે. આમ કરવાનું કારણ મૂસાને (દેવમાં) વિશ્વાસ હતો.

૨૯વિશ્વાસથી ઈઝરાએલી લોકો મૂસાની પાછળ કોરી જમીન પર ચાલતા હોય તેમ લાલ સમુદ્ર પસાર કરી ગયા તેમની પાછળ પડેલા ઈજિપ્તના લોકો તેમ કરવા જતાં ડૂબી (સમુદ્રમાં) ગયા.

૩૦લોકો વિશ્વાસથી દેવની આજ્ઞા મુજબ યરીખોના કોટની આગળ પાછળ સાત દિવસ ફર્યા અને અંતે તે કોટ તૂટી પડ્યો.

૩૧રાહાબ વેશ્યાએ ઈઝરાએલી જાસૂસ લોકોને આવકાર્યા અને મિત્રની માફક મદદ કરી. કારણ કે તેને વિશ્વાસ હતો એટલે તે અવજ્ઞા કરનાર લોકો સાથે મરણ પામી નહોતી.

૩૨આથી વિશેષ હું શું કહું? ગિદિયોન, બારાક, સામસૂન, યફતા, દાઉદ, શમુએલ તથા પ્રબોધકોના વિશ્વાસની વાત કરવા બેસું તો મને એટલો સમય પણ નથી. ૩૩આ બધા લોકોને ઘણો જ વિશ્વાસ હતો અને તે વિશ્વાસને કારણે તેમણે રાજ્યોને હરાવ્યા. અને જે કાર્યો ન્યાયયુક્ત હતા તે તેમણે કર્યા અને દેવના વચનોનાં ફળ પ્રાપ્ત કર્યા, વળી તેઓએ વિશ્વાસ સાથે સિંહના જડબા બંધ કરી દીધા. ૩૪આ રીતે કેટલાક લોકોએ શકિતશાળી અગ્નિને રોક્યો. કેટલાક તલવારની ધારથી બચ્યા, તો કેટલાકને નિર્બળતાઓ હતી જે તાકાતમાં પરિવર્તિત થઈ. કેટલાકે લડાઈમાં શૂરવીરતા દાખવી અને દુશ્મનોના સૈન્યને ભગાડી મૂક્યા. ૩૫સ્રીઓના વિશ્વાસને કારણે કેટલાક પુરુષો મૃત્યુ પામેલા સજીવન થયા અને તેઓને પાછા મળ્યા. કેટલાક રિબાઈને માર્યા ગયા, મુક્ત થવાને બદલે તેઓએ મરવાનું પસંદ કર્યુ તેમને વિશ્વાસ હતો કે પુનરુત્થાન દ્વારા તેઓ વધુ સારું જીવન પ્રાપ્ત કરશે. ૩૬કેટલાકની મશ્કરી કરવામાં આવી અને તેમને અસહ્ય માર મારવામાં આવ્યો. બીજા (કેટલાએક) ને બેડીઓ બાંધીને જેલમાં પૂરવામાં આવ્યા. ૩૭તેઓને પત્થરોથી મારી નાખવામાં આવ્યા અને બે ટુકડા કરી નાખવામાં આવ્યા. તેઓને તલવારથી મારી નાખવામાં આવ્યા, કેટલાએક ઘેટાં બકરાના ચામડાં પહેરી રખડ્યા. જે ગરીબો હતા તેમને ખુબ જ દુ:ખ આપવામાં આવ્યું અને તેમની સાથે અઘટિત વ્યવહાર કર્યો. ૩૮આ દુનિયા આવા માણસો માટે યોગ્ય નહોતી, આ માણસો રણમાં, પર્વતો પર, ગુફાઓમાં અને જમીનના ભોયરાઓમાં ભટકતા રહ્યા.

૩૯આ બધા જ લોકો વિશ્વાસ રાખનાર હતા. છતાં કોઈને પણ દેવનું મહાન વચન મળ્યું નહિ. ૪૦કેમ કે દેવે આપણને કંઈક વધારે સારું આપવા નક્કી કર્યુ છે જેથી તેઓ ફક્ત આપણી સાથે જ પરિપૂર્ણ થઈ શકે.

### આપણે પણ ઈસુના નમૂનાને અનુસરવું જોઈએ

**૧૨** તો આપણી ચારે બાજુ વિશ્વાસના લોકોનો મોટો સમુદાય વિંટળાયેલો છે. લોકોના મોટા સમુદાયનો વિશ્વાસ શું છે તે તેમનું જીવન આપણને ઉદાહરણ પૂરૂં પાડે છે. માટે આપણે તેમના જેવા થવું જોઈએ. જેથી જે કોઈ બાબતો આપણને મંદ બનાવે કે પાછા પાડી દે તેનો આપણે ત્યાગ કરીએ. આપણને પાડી નાખનાર પાપથી આપણે અલગ થઈ જઈએ અને દેવે આપણા માટે નક્કી કરેલી દોડમાં ધીરજથી દોડીએ

---

**મરણનો દૂત** અક્ષરસ: "નાશ કરનાર." ઈજિપ્તવાસીઓને શિક્ષા કરવા, દેવે દરેક ઘરમાંથી જયેષ્ઠ પુત્રને મારી નાખવા દૂતને મોકલ્યો. (પુન. ૧૨:૨૯–૩૨).

(આગળ વધીએ). [2]આપણે હંમેશા ઈસુનો દાખલો લઈ તેને અનુસરીએ. ઈસુ આપણા વિશ્વાસનો અગ્રેસર છે. અને તે આપણો વિશ્વાસ પૂર્ણ કરે છે. આપણે ઈસુ તરફ દષ્ટિ રાખીએ. તેણે પછીથી મળનાર આનંદને નજર સમક્ષ રાખીને વધસ્તંભ પર શરમજનક મરણ સહન કર્યુ અને હાલ તે દેવના રાજયાસનની જમણી બાજુ બિરાજમાન છે. [3]ઈસુ વિષે વિચાર કરો. પાપીઓ તરફથી તેણે આવો મોટો વિરોધ સહન કર્યો. તેઓએ તેની સાથે ક્રૂર વર્તાવ કર્યો હતો, છતાં તેણે ધીરજ રાખી હતી. તેમ તમે પણ પ્રયત્ન છોડીના દો અને ધીરજ રાખો.

### દેવ પિતા તૂલ્ય

[4]પાપની વિરુદ્ધ તમારે એટલું બધું ઝઝૂમવું પડ્યું નથી, અને એવી કોઈ આવશ્યકતા ન હતી કે તમારે તમારું લોહી વહાવવું પડે. [5]વળી દેવે તમને તેના બાળકો ગણીને કહેલાં ઉત્તેજનાદાયક વચનો ભૂલી ના જાઓ અને તેનો તિરસ્કાર પણ ના કરો:

"મારા દીકરા, દેવ તને શિક્ષા કરે ત્યારે ગુસ્સે ના થા, અને જયારે દેવ તને ભૂલ બતાવે ત્યારે પ્રયત્ન કરવાનો બંધ ના કર.
[6] દેવ જેને ચાહે છે તે દરેકને શિક્ષા કરે છે, અને જેને તે પુત્ર તરીકે સ્વીકારે છે તે દરેક માણસને તે શિક્ષા કરે છે."

*નીતિવચનો ૩:૧૧–૧૨*

[7]દેવ પિતાની શિક્ષા સમજી દરેક પીડાઓ સહન કરો. દરેક પુત્રોને તેમના પિતા શિક્ષા કરે છે એ રીતે દેવ તમને પિતાની માફક શિક્ષા કરે છે. [8] જો તમને શિક્ષા થએલ નથી ( દરેક પુત્રને શિક્ષા થશે), તો તમે દાસીપુત્રો છો અને ખરા પુત્રો નથી. [9]આપણા સંસારી પિતા આપણને શિક્ષા કરે છે છતાં આપણે તેનું માન જાળવીએ છીએ. તો પછી સાચું જીવન જીવવા માટે આપણા આત્માઓના પિતાને આપણે વધારે આધિન થવું જ જોઈએ. તે વધારે મહત્વનું છે. જે કાંઈ શિક્ષા કરે તે આપણે સ્વીકારવી જ જોઈએ. [10]પૃથ્વી પરના આપણા પિતાએ જે સૌથી ઉત્તમ વિચાર્યુ અને આપણને આપણા સારા માટે થોડા સમય માટે શિક્ષા કરી. પરંતુ દેવ આપણને આપણા ભલા માટે શિક્ષા કરે છે. જેથી આપણે તેના જેવા પવિત્ર બનીએ. [11]જ્યારે આપણને શિક્ષા કરવામાં આવે છે ત્યારે તે આનંદકારક લાગતી નથી. તેના બદલે આપણે પીડા ભોગવીએ છીએ. પણ પાછળથી તે શાંતિમય અને પ્રામાણિક જીવનનો રસ્તો આપણને આપે છે. આપણને શિક્ષા દ્વારા તાલીમ અપાય છે.

### કેવી રીતે જીવવું તે વિષે સાવધ રહો

[12]તમે અશક્ત બની ગયા છો માટે તમારી જાતને ફરીથી વધુ બળવાન બનાવો. [13]સત્યના માર્ગે ચાલો તો તમે બચી જશો તેમાં તમારે કાંઈજ ગુમાવવાનું નથી.

[14]બધા જ લોકો સાથે શાંતિથી જીવવા પ્રયત્ન કરો અને પાપથી મુક્ત જીવન જીવવા પ્રયત્ન કરો. જેનું જીવન પવિત્ર ન હોય તો તેને દેવના દર્શન કદી થશે નહિ. [15]સાવધ રહો, તમારામાંથી કોઈ દેવની કૃપા મેળવવામાં નિષ્ફળ ન જાય, કોઈ તમારામાં કડવાશના બી ના ઉગાડે. કારણ કે તેવા માણસો ઘણા લોકોના જીવન બરબાદ કરી શકે છે. [16]તમારામાંથી કોઈ વ્યભિચારમાં ન પડી જાય એ માટે સાવધ રહો. એક ભોજનના બદલામાં મોટો પુત્ર હોવાને લીધે જયેષ્ઠ હકનો સોદો કરનાર એસાવની જેમ તમારામાંથી તમે કોઈ સાંસારિક મનવાળો ન બને. [17]યાદ રાખો, પાછળથી એસાવે આશીર્વાદ મેળવવા ભારે રુદન સહિત પસ્તાવો કર્યો પણ ત્યારે ઘણું જ મોડું થઈ ગયું હતું અને પિતાએ આશીર્વાદ આપવાની સ્પષ્ટ ના પાડી દીધી કારણ એસાવે જે કંઈ કર્યુ છે તેમાંથી તે પાછો ફરી શકે તેમ નહોતો.

[18]તમે કોઈક નવી જગ્યા પર આવ્યા છો. ઈઝરાએલના લોકો પર્વતો પાસે આવ્યા હોય તેવી આ જગ્યા નથી. તમે એવા પર્વત પર નથી આવ્યા કે જે અગ્નિની જવાળાથી સળગતો છે જેને તમે અડકી ન શકો. તમે ઘમઘોર અંધકાર, આકાશ અને તોફાન હોય તેવી જગ્યાએ નથી આવ્યા. [19]તે સમયે રણશિંગડાના ભયંકર અવાજ સાથે દેવની વાણી સાંભળવામાં આવી પછી તે વિષે તેમણે ફરી કાંઈજ સાંભળ્યું નહિ. તે માટે લોકોએ પ્રાર્થના કરી. [20]તેઓ ફરી આજ્ઞા સાંભળવાનું સહન કરી શકે તેમ નહોતું: કારણ કે, "જો કોઈ જાનવર પહાડને અડકે તો તે પથ્થરથી માર્યુ જાય."* એવી આજ્ઞાથી તેઓ ધ્રુજી ઉઠ્યા. [21]લોકોએ જે દશ્ય જોયું તે ખૂબ જ ભયાનક હતું કે મૂસાએ પોતે પણ કહ્યું, "હું ભયથી ધ્રૂજું છું."*

[22]પરંતુ તમે તો સિયોન પર્વત પર એટલે કે જીવંત દેવના નગર સ્વર્ગીય યરૂશાલેમ અને હજારોહજાર દૂતોની પાસે, [23]પ્રથમ જન્મેલા જેઓનાં નામ આકાશમાં લખેલાં છે તેઓની સાર્વજનિક સભા તથા મંડળીની

---

**"જો કોઈ જાનવર ... માર્યુ જાય"** નિર્ગ. ૧૯:૧૨–૧૩.

**"હું ભયથી ધ્રૂજું છું"** પુન. ૯:૧૯.

પાસે, અને સહુનો ન્યાય કરનાર દેવની પાસે અને સંપૂર્ણ થયેલા ન્યાયીઓના આત્માઓની પાસે, [૨૪]અને નવા કરારના મધ્યસ્થ ઈસુની પાસે અને જે છંટકાવનું રકત હાબેલના કરતાં સારું બોલે છે તેની પાસે આવ્યા છો. એ રકત હાબેલના રકતની જેમ વેર લેવાનું કહેતું નથી. તેના કરતાં કાંઈક વિશેષ કહેવા માગે છે.

[૨૫]સાવધાન રહો અને જયારે તમારી સાથે દેવ બોલે ત્યારે સાંભળવાની ના પાડશો નહિ. યહૂદીઓ ચેતવણી સાંભળવાની ના પાડે છે જે તેઓને પૃથ્વી પર અપાઈ હતી. અને તેઓ તેમાંથી બચ્યા નથી. હવે દેવ આકાશમાંથી આપણને કહે છે. જો આપણે તેને સાંભળવાનો અનાદર કરીએ તો આપણે તેમાંથી કેવી રીતે બચી શકીશું? [૨૬]સિનાઈ પર્વત પરથી દેવ જ્યારે બોલ્યો, તે સમયે તેની વાણીએ પૃથ્વીને પણ ધ્રૂજાવી નાખી હતી, હવે તેણે વચન આપ્યું છે. "ફરી એક વાર પૃથ્વીની સાથે આકાશને પણ હું ધ્રૂજાવીશ." [૨૭]આ શબ્દો "ફરીથી એકવાર" સ્પષ્ટ દર્શાવે છે કે કંપાયમાન થયેલી વસ્તુઓની સાથે જે કાંઈ બનાવેલ છે તેનો નાશ થશે. અને જે કાંઈ સ્થિર છે અને જે ધ્રૂજાવી શકાશે નહિ તે રહેશે.

[૨૮]આપણે દેવનો આભાર માનવો જોઈએ કે આપણને એવું અવિચળ રાજય આપે છે જેને ધ્રુજાવી શકાતું નથી. તેથી આપણે દેવની સેવા ભય અને આદરભાવથી કરવી જોઈએ જેથી તે પ્રસન્ન થાય. [૨૯]કેમ કે આપણો દેવ ભસ્મ કરી નાખનાર અગ્નિ છે.

**૧૩** તમે ખ્રિસ્તમાં ભાઈઓ અને બહેનો છો આથી એકબીજા પર પ્રીતિ કરવાનું ચાલુ રાખો. [૨]મહેમાનોનો સત્કાર કરવાનું ના ભૂલશો. એમ કરવાથી કેટલાક લોકોએ અજાણતા પણ આકાશના દૂતોનું સ્વાગત કર્યુ છે. [૩]જેઓ જેલમાં છે તેઓને ભૂલો નહિ, જાણે તમે તેઓની સાથે જેલમાં હોય એમ તેઓની યાતનાઓના સહભાગી બનો. અત્યાચાર સહન કરે છે તેઓની સ્થિતિમાં તમે પણ છો એમ માની તેઓના દુ:ખમાં સહભાગી બનો.

[૪]સર્વમાં લગ્ન માન યોગ્ય માનો. લગ્નમાં બે જણ વચ્ચેના સંબંધો શુદ્ધ હોવા જોઈએ. જેથી બિછાનું નિર્મળ રહે; કેમ કે દેવ લંપટોનો તથા વ્યભિચારીઓનો ન્યાય કરશે. [૫]નાણાનાં લોભથી દૂર રહો તમારી પાસે જેટલું હોય તેટલામાં સંતોષ માનો. દેવે કહ્યું છે:

"હું તને કદી મૂકી દઈશ નહિ; અને તને તજીશ પણ નહિ." પુનર્નિયમ ૩૧:૬

[૬]તેથી જરા પણ સંકોચ રાખ્યા વગર આપણે કહી શકીએ કે,

"પ્રભુ મને સહાય કરનાર છે; હું બીહિશ નહિ.
માણસ મને શું કરનાર છે?"

*ગીતશાસ્ર ૧૧૮:૬*

[૭]તમને દેવના વચનો શીખવનાર તમારા આગેવાનોને યાદ કરો. તેઓ જે રીતે જીવ્યા અને તેમનું જીવન પૂર્ણ કર્યુ તેનો વિચાર કરો અને તેઓની માફક દેવમાં વિશ્વાસ રાખો. [૮]ઈસુ ખ્રિસ્ત ગઈકાલે આજે અને સદાને માટે એવો ને એવો જ છે.

[૯]તમે દરેક જાતના વિચિત્ર ઉપદેશથી ભરમાઈ જશો નહિ. જે તમને અવળા માર્ગે દોરી જાય, સાચી વસ્તુ એ છે કે દેવની કૃપાથી જ તમારા હૃદયને બળવાન બનાવવું. ખોરાક વિષેના નિયમો પાળવાથી એ મળતું નથી. આ નિયમો પાળનારને કશો જ ફાયદો થતો નથી.

[૧૦]અમારી પાસે બલિદાન છે. પરંતુ યાજકો જેઓ પવિત્ર મંડપોમાં સેવા કરે છે તેઓ તે બલિદાનમાંથી ખાઈ શકતા નથી. [૧૧]યહૂદી નિયમ પ્રમાણે પ્રમુખયાજક વધ કરેલાં પશુઓનું રકત પવિત્ર સ્થાનમાં લઈ તો જતાં હતા, પરંતુ પાપો માટે તે પશુઓના શરીર શહેર બહાર બાળી નાખવામાં આવતા. [૧૨]આ કારણને લીધે અને તેના લોકોને તેની પોતાના લોહી સાથે પવિત્ર બનાવવાના હેતુથી ઈસુ દુ:ખ ભોગવીને શહેરની બહાર મરણ પામ્યો. [૧૩]આપણે પણ શહેરની બહાર એટલે કે છાવણીની બહાર તેની પાસે જવું જોઈએ. અને તેની સાથે તેણે જે દુ:ખ તથા અપમાન સહન કર્યા છે તે આપણે સ્વીકારીએ. [૧૪]આ પૃથ્વી પર જે શહેર છે તે આપણું કાયમી ઘર નથી. આપણે સદાકાળ થનાર ભવિષ્યમાં જે મળવાનું છે તે શહેરની રાહ જોઈ રહ્યા છીએ. [૧૫]તેથી ઈસુ દ્વારા આપણા અર્પણો દેવને આપવાનું સતત ચાલુ રાખવાનું છે. તેનું નામ કબૂલ કરનારા હોઠોના ફળનું અર્પણ એ આપણી સ્તુતિ છે. [૧૬]બીજાના માટે ભલું કરવાનું ભૂલશો નહિ. તમારી પાસે જે કાંઈ છે તે બીજા સાથે વહેંચો. કારણ કે દેવ આવાં અર્પણોથી પ્રસન્ન થાય છે. [૧૭]તમારા આગેવાનોની આજ્ઞા માનો અને તેમની સત્તાને આધીન થાઓ. તેઓ હિસાબ રાખનારાઓની જેમ તમારા આત્માઓની ચોકી કરે છે. એ માટે કે તેઓ આનંદથી તે કરે. પણ શોકથી નહિ, કારણ કે એથી તમને ગેરલાભ થશે.

[૧૮]અમારા માટે પ્રાર્થના કરો, કેમ કે અમે જે કરીએ છીએ, તે અમને ન્યાયી લાગે છે. કારણ કે અમારો ધ્યેય

હંમેશા જે સૌથી ઉત્તમ છે તે કરવાનો છે. [19]હું તમને વિનંતી કરું છું, આના માટે ખાસ પ્રાર્થના કરો અને તમે મારા માટે પ્રાર્થના કરો જેથી હું તમારી પાસે જલદી પાછો આવી શકુ. બીજી કોઈ વસ્તુ નહિ પણ મારે આજ જોઈએ છે. [20-21]હવે આપણા પ્રભુ ઈસુ ઘેંટાઓના મહાન ભરવાડ છે. તેણે પોતાના રકતથી સર્વકાળના કરાર પર મહોર લગાવી અને દેવે તેને મરણમાંથી સજીવન કર્યો. તે શાંતિનો દેવ છે. તમને પ્રત્યેક સારી વસ્તુઓમાં પરિપૂર્ણ બનાવો તેથી તમે તેની ઈચ્છાઓ પૂર્ણ કરી શકો. વળી આપણામાં ઈસુ ખ્રિસ્ત દ્વારા જે વસ્તુઓ તેને પ્રસન્ન કરે છે તે કરવા દો. ઈસુનો ગૌરવ સદાસર્વકાળ હો. આમીન. [22]મારા ભાઈઓ અને બહેનો, મેં જે તમને કહ્યું છે તે તમને ધ્યાનથી સાંભળવા વિનંતી કરું છું. તમને મજબૂત કરવા મેં કહ્યુ છે અને ટૂંકમાં લખ્યું છે. [23]ભાઈઓ મારે તમને એ જણાવવું છે કે તિમોથી હવે જેલમાંથી છૂટયો છે, જો તે અહીં વહેલો આવશે તો, હું તેની સાથે તમારી પાસે આવીને તમને મળીશ.

[24]તમારા બધા જ આગેવાનોને તથા દેવના સંતોને મારા તરફથી સલામ પાઠવશો. ઈટાલીમાંના સંતો તમને સલામ કહે છે.

[25]તમ સર્વના પર દેવની કૃપા (દયા) હો.

# યાકૂબનો પત્ર

**૧** દેવના તથા પ્રભુ ઈસુ ખ્રિસ્તના સેવક યાકૂબની વિશ્વમાં ચારેબાજુએ વિખેરાઈ ગયેલાં પ્રભુના લોકોને શુભેચ્છા.

### વિશ્વાસ અને ડહાપણ

૨મારા ભાઈઓ અને બહેનો, તમને વિવિધ જાતનાં પરીક્ષણો થશે. પરંતુ તમારે ઘણા આનંદથી રહેવું. ૩શા માટે? કારણ કે તમે એ જાણો છો કે તમારો વિશ્વાસ પરીક્ષણમાંથી સફળ થાય છે ત્યારે તમારી ધીરજ વધે છે. ૪અને અંત સુધી તમારી ધીરજને ચાલુ રહેવા દો. જેથી તમે પૂર્ણ બનો. તમારે જેની જરૂરિયાત છે તેની ઉણપ ન રહે. ૫પણ જો તમારામાંથી કોઈને પણ ડહાપણની જરૂર હશે, અને તમે દેવ પાસે તે માટે માગણી કરશો, તો તે તમને આપશે. દેવ સર્વને ઉદારતાથી ઠપકો આપ્યા વિના ડહાપણ આપે છે. ૬પરંતુ દેવ પાસે તમે જે કંઈ પણ માગો ત્યારે તમારે ખૂબ જ વિશ્વાસથી અને તમારા મનમાં શંકા રાખ્યા વિના માગવું જોઈએ. દેવ વિષે જે કોઈ વ્યકિત શંકા કરે છે તે પવનના ઊછળતા તથા સમુદ્રનાં ઊછળતા, અફળાતા મોંજા જેવો છે. ૭-૮જે વ્યકિત શંકા કરે છે તે એક સાથે બે જુદી જુદી વસ્તુઓનો વિચાર કરે છે, એ શું કરે છે તે વિષે તે કંઈ જ નક્કી કરી શકતો નથી. એવા માણસો પ્રભુ પાસેથી કઈંક મેળવશે તેવો વિચાર પણ ના કરવો જોઈએ.

### સાચી-સંપતિ

૯જો વિશ્વાસ રાખનાર ગરીબ હોય તો, તેણે ગર્વ લેવો જોઈએ કેમ કે દેવે તેને આત્મીક સમૃદ્ધિ આપી છે. ૧૦જો કોઈ વિશ્વાસુ માણસ શ્રીમંત હોય તો તેણે ગર્વ લેવો જોઈએ કે દેવે તેને બતાવ્યું છે કે તે આત્માથી ગરીબ છે. અને જંગલનાં ફૂલની માફક તે મૃત્યુ પામશે. ૧૧સૂર્ય ઊગે છે અને ગરમી વધતી જાય છે. તેની ગરમીથી છોડ સુકાઈ જાય છે. ફૂલો ખરી પડે છે. ફૂલ સુંદર હતું પણ તે કરમાઈ ગયું તેવું જ શ્રીમંત માણસ માટે છે. જયારે તે પોતાના ધંધા માટે યોજનાઓ કરતો હશે તે અરસામાં તો તે મૃત્યુ પામશે.

### પરીક્ષણ દેવ તરફથી આવતું નથી

૧૨જે વ્યકિત પરીક્ષણમાં પાર ઊતરે છે તે સુખી થાય છે. કારણ પરીક્ષણમાંથી પાર ઊતરનાર વ્યકિત દેવમાં વિશ્વાસ વ્યકત કરે છે. તેથી દેવ તેને બદલામાં અનંતજીવન આપશે. બધા લોકો જે દેવને ચાહે છે તે દરેકને દેવે આ વચન આપ્યું છે. ૧૩જો કોઈ ખરાબ કરવા લલચાય, તો તેણે એમ ન કહેવું જોઈએ કે, "દેવે મારુ પરીક્ષણ કર્યુ છે." કારણ કે દુષ્ટતાથી દેવનું કદાપિ પરીક્ષણ થતું નથી કારણ કે દેવ ખરાબ કરવા કોઈને પરીક્ષણમાં નાખતો નથી. ૧૪દુષ્ટ વાસનાઓ માણસને લલચાવે છે અને તેની પોતાની દુષ્ટ ઈચ્છાઓ તેને પરીક્ષણ તરફ ખેંચી જાય છે. ૧૫દુષ્ટ ઈચ્છાઓ પાપ કરાવે છે. અને પાપ વધી જાય છે અને તે મોત નિપજાવે છે.

૧૬તેથી મારા વહાલા ભાઈઓ અને બહેનો, આ વિષે છેતરાશો નહિ. ૧૭દરેક ઉત્તમ વસ્તુ દેવ પાસેથી જ આવે છે અને બધી જ પરિપૂર્ણ ભેટો પ્રભુ તરફથી આવે છે. સર્વ પ્રકાશોના પિતા પાસેથી આ બધી જ શુભ વસ્તુઓ (સૂરજ, ચંદ્ર, તારા) આવે છે. દેવ કદી બદલાતો નથી. તે સદાય એ જ રહે છે. ૧૮દેવે સત્યના વચન દ્વારા આપણને જીવન આપવા નિશ્ચય કર્યો છે. જગતમાં જે તેણે બનાવ્યું છે તેમાં આપણને એ બધામાં ખૂબ જ મહત્વના બનાવ્યા છે.

### સાંભળવું અને અનુસરવું

૧૯મારા વહાલા ભાઈઓ અને બહેનો, હંમેશા બોલવામાં ધીમા રહો. કાળજીપૂર્વક ધ્યાનથી સાંભળવા આતુર રહો. સહેલાઈથી ગુસ્સે ના થાઓ. ૨૦દેવની ઈચ્છા પ્રમાણે સાચું જીવન જીવવામાં વ્યકિતનો ગુસ્સો મદદ કરતો નથી. ૨૧માટે તમારા જીવનમાં રહેલી બધાં જ પ્રકારની દુષ્ટતાઓ અને બધા જ પ્રકારના દુષ્કૃત્યોથી દૂર રહો. નમ્ર બનો અને તમારા હૃદયમાં રોપેલું દેવનું વચન ગ્રહણ કરો. તે જ દેવનું શિક્ષણ તમારા આત્માઓને તારવાને શકિતમાન છે.

૨૨દેવના શિક્ષણ પ્રમાણે જ વર્તો; સંદેશો ફકત

સાંભળવા માટે નથી પરંતુ અમલમાં મૂકવા માટે છે, તેથી તમે તમારી જાતને છેતરશો નહિ. ૨૩જે વ્યકિત ફકત સાંભળે છે પણ અમલમાં મૂકતો નથી, તે પોતાનું મુખ આરસીમાં જોનારના જેવો છે. ૨૪તે પોતાને જુએ છે, પછી ત્યાંથી ખસી જાય છે, એટલે તે પોતે કેવો હતો, એ તે તરત જ ભૂલી જાય છે. ૨૫પરંતુ ખરેખર સુખી માણસ તો એ વ્યકિત છે જે ધ્યાનપૂર્વક સંપૂર્ણ નિયમનો અભ્યાસ કરે છે કે જે લોકોને મુકત કરે છે. અને તે તેનો અભ્યાસ ચાલુ રાખે છે. તેણે જે સાંભળેલું છે તે ભૂલતો નથી. તે દેવનાં વચનોને સાંભળે છે. પછી તે દેવ જે શિક્ષણ આપે છે તેને અનુસરે છે. અને આમ કરવાથી તે તેની જાતને સુખી બનાવે છે.

### દેવની ભકિતનો સાચો રસ્તો

૨૬જે વ્યકિત પોતાને ધાર્મિક (સારો) માને છે પણ જો પોતાની જીભ પર કાબુ રાખતો નથી તો તે પોતાને છેતરે છે. અને તેની ધાર્મિકતાને નિરર્થક બનાવે છે. ૨૭દેવની દૃષ્ટિમાં ધાર્મિક એ છે કે જે અનાથ અને વિધવાઓની તેમના દુ:ખના સમયે મુલાકાત લે છે તથા જગતની દુષ્ટતાથી દૂર રહી પોતાની જાતને નિષ્કલંક રાખી, દેવની ઈચ્છાને આધીન રહે છે.

### બધા લોકોને પ્રેમ કરો

૨ મારા વહાલા ભાઈઓ અને બહેનો, તમે આપણા મહિમાવાન પ્રભુ ઈસુ ખ્રિસ્તમાં વિશ્વાસ ધરાવો છો. તો એવું ના માનશો કે કેટલાએક લોકો બીજા લોકો કરતાં અગત્યના છે. ૨ધારો કે કોઈ વ્યકિત તમારી સભામાં સુંદર કપડાં અને સોનાની વિંટી પહેરીને આવે, જયારે બીજો ગરીબ માણસ ફાટેલા જૂનાં વસ્ત્રો પહેરીને આવે. ૩જો તમે સારાં કપડાં પહેરેલાં માણસ તરફ ખાસ ધ્યાન આપો છો. અને તમે તેને કહો છો કે, "આ સારા આસને બેસ;" જ્યારે ગરીબ માણસને તમે કહેશો કે, "તું ત્યાં ઊભો રહે," અથવા, "મારા પગના આસન પાસે બેસ!" ૪આ તમે શું કરો છો? આ રીતે ખરાબ વિચારોથી તમારામાં બીજાઓ કરતાં કયા માણસો અગત્યના છે તે તમે નકકી કરો છો.

૫મારા વહાલા ભાઈઓ અને બહેનો! ધ્યાનથી સાંભળો, આ દુનિયાના ગરીબ લોકો વિશ્વાસમાં ધનવાન બને અને દેવે પોતાના પ્રેમ રાખનારાઓને જે રાજય આપવાનું વચન આપ્યું છે તે પ્રાપ્ત કરે માટે દેવે તેઓને પસંદ કર્યા છે. ૬પણ તમે ગરીબ લોકોને બિલકુલ માન આપતા નથી. અને તમે જાણો છો કે શ્રીમંત લોકો જ તમારું શોષણ કરે છે. અને તમને ન્યાયાસન આગળ ઘસડી જાય છે. ૭એ તે લોકો છે, જેઓ ઉત્તમ નામથી ઓળખાય છે, તેઓની નિંદા કરે છે.

૮જો તમે પવિત્રલેખમાં આપેલા જે રાજમાન્ય નિયમ છે તેને અનુસરશો, એટલે કે, "તું પોતાના જેવો પોતાના પડોશી પર પ્રેમ રાખ."* એનું જો તમે પુરેપુરુ પાલન કરો છો તો તમે ઘણું સારું કરો છો. ૯પણ જો તમે એક વ્યકિતને બીજા કરતાં વધુ મહત્વ આપશો, તો તમે પાપ કરો છો, એ રીતે તમે દેવના નિયમનો ભંગ કરો છો તેમ સાબિત થાય છે. ૧૦કોઈ વ્યકિત આખા નિયમશાસ્ત્રનું પાલન કરે, પણ જો એક આજ્ઞાનો ભંગ કરે, તો તે નિયમની બધી જ આજ્ઞાઓનો ભંગ કરનાર જેટલો જ ગુનેગાર ઠરે છે. ૧૧દેવે કહ્યું છે કે, "તું વ્યભિચારનું પાપ ન કર."* તે જ દેવે એમ પણ કહ્યું છે કે, "હત્યા ન કર."* માટે જો તમે વ્યભિચારનું પાપ ન કરો અને કોઈકની હત્યા કરો તો તમે દેવના બધા જ નિયમોનો ભંગ કરો છો". ૧૨તમે જે કંઈ કરો કે કહો ત્યારે યાદ રાખો કે સ્વતંત્રતા આપનાર તેના આધારે જ નિયમ દ્વારા તમારો ન્યાય કરશે. ૧૩હા, તમારે બીજા લોકો પર દયા બતાવવી જ જોઈએ. જો કોઈ વ્યકિત બીજા લોકો તરફ દયા નહિ રાખે તો, દેવ તેને દયા રાખ્યા વગર ન્યાય આપશે કારણ ન્યાય પર દયાનો વિજય હોય છે.

### વિશ્વાસ અને સારા કાર્યો

૧૪મારા વહાલા ભાઈઓ અને બહેનો, કોઈ કહે કે તેને વિશ્વાસ છે, પણ તે પ્રમાણે વર્તનમાં ન મૂકે, તો શો ફાયદો? શું એવો વિશ્વાસ તેનો ઉદ્ધાર કરી શકે? ના! ૧૫ખ્રિસ્તમાં કેટલાએક ભાઈઓ અને બહેનોને દિવસ દરમિયાન કપડાં પહેરવા ન મળે અને રોજનો પૂરતો ખોરાક ન હોય. ૧૬અને તમારામાંનો કોઈ તેઓને કહે કે, "દેવ તમારી સાથે રહો, શાંતિથી જાઓ, તાપો અને તૃપ્ત થાઓ;" છતાં શરીરને જે જોઈએ તે ખોરાક કે કપડાં ન આપો તો તમારા શબ્દો નકામાં છે. ૧૭એવું જ વિશ્વાસ માટે છે, વિશ્વાસમાં જો કરણી ન હોય, તો તે તેની જાતે મૃતપ્રાય છે, વિશ્વાસ એકલો પૂરતો નથી, કારણ કે કરણીઓ વિનાનો વિશ્વાસ એ વિશ્વાસ નથી.

૧૮કોઈ વ્યકિત કહેશે કે, "તને વિશ્વાસ છે, પણ મારી પાસે કરણીઓ છે." હું તેને જવાબ આપીશ કે, "તારી પાસે જે વિશ્વાસ છે તે તારી કરણીઓ વિના મને

---

**"તું પોતાના … પ્રેમ રાખ"** લે. ૧૯:૧૮.

**"તું વ્યભિચાર … ન કર"** લે. ૧૯:૧૮.

**"હત્યા ન કર"** નિ. ૨૦:૧૩; પુન. ૫:૧૭.

બતાવ અને હું મારો વિશ્વાસ મારી કરણીઓથી તને
બતાવીશ." ૧૯દેવ એક જ છે એવું તમારુ માનવું તે સારું
છે! ભૂતો પણ એવો જ વિશ્વાસ કરે છે! અને તેઓ
બીકથી ધ્રુજે છે.

૨૦ઓ મૂર્ખ માણસ! શું તારે જાણવું છે? વિશ્વાસ
વગરનું કામ વ્યર્થ છે તેની આજ્ઞા પ્રમાણે કામ ન કરવું
તે પણ નકામું છે. ૨૧આપણા પૂર્વજ ઈબ્રાહિમે જયારે
પોતાના પુત્ર ઈસહાકને યજ્ઞવેદી પર બલિદાન માટે
આપ્યો. તેના એ કાર્યને લીધે તેને ન્યાયી ઠરાવવામાં
આવ્યો. ૨૨તું જુએ છે કે, ઈબ્રાહિમ વિશ્વાસને લીધે
બધું જ કરવા તૈયાર હતો. તેનાં સારા કાર્યોથી તેનો
વિશ્વાસ સંપૂર્ણ કરાયો. ૨૩આ શાસ્ત્રનો પૂર્ણ અર્થ સમજાવે
છે કે: "ઈબ્રાહિમે દેવ પર વિશ્વાસ કર્યો. અને દેવે
ઈબ્રાહિમના વિશ્વાસને સ્વીકાર્યો, તે વિશ્વાસે
ઈબ્રાહિમને દેવની નજરમાં ન્યાયી ઠરાવ્યો."*
ઈબ્રાહિમને "દેવનો મિત્ર"* કહેવામાં આવ્યો. ૨૪તેથી
તમે જુઓ માણસ તેના વિશ્વાસ એકલાથી નહિ પરંતુ
સારી કરણીઓથી માણસને ન્યાયી ઠરાવવામાં આવે
છે.

૨૫તે જ પ્રમાણે રાહાબ વેશ્યાનું ઉદાહરણ છે.
જાસૂસોનો સત્કાર કર્યો અને બીજે માર્ગેથી સહીસલામત
બહાર મોકલી દીધા. આમ તેણે જે કાંઈ કર્યું છે તેથી
તેને ન્યાયી ઠરાવવામાં આવી.

૨૬કારણ કે જે રીતે શરીર આત્મા વિના નિર્જીવ છે,
તે જ રીતે વિશ્વાસ પણ કરણીઓ વગર નિર્જીવ છે!

## વાણી પર સંયમ

૩ વહાલા ભાઈઓ અને બહેનો, તમારામાંના ઘણા
ઉપદેશકો બનવાનું પસંદ ન કરે. કેમ કે ઉપદેશકો
થઈને તો બીજાઓ કરતાં કડક શિક્ષાને પાત્ર ઠરીએ
છીએ. ૨આપણે બધા ઘણીજ ભૂલો કરીએ છીએ. જો
કોઈ એવો માણસ હોય કે બોલવામાં કોઈ પણ ભૂલ ન
કરે, ખરાબ ન બોલે, તો એ એક સંપૂર્ણ વ્યકિત છે અને
તે તેની જીભ ઉપર અંકુશ રાખવા શકિતમાન છે, તે
સાબિત થાય છે. ૩ઘોડા જેવા પ્રાણીના મોમાં એક નાની
લગામ રાખીને આપણે આપણી ઈચ્છા પ્રમાણે તેના
આખા શરીરને ફેરવીએ છીએ. ૪એજ પ્રમાણે એક સુકાની
ગમે તેટલા મોટા વહાણને એક નાના સુકાન વડે પોતે
ધારે તે નિશ્ચિત માર્ગે, ધારે તે દિશામાં ચલાવી શકે છે.
પછી ભલેને ભારે પવન ફુંકાતો હોય. ૫એજ પ્રમાણે
જીભ પણ એક નાનો અવયવ છે, છતાં તે મોટી વાતો
કરવા બડાશ મારે છે.

અગ્નિની નાની ચીનગારી મોટા જંગલને સળગાવી
શકે છે. ૬જીભ એક અગ્નિની જવાળા જેવી છે. તે આપણા
શરીરના અવયવોમાં દુષ્ટતાના જગત જેવી છે. અને
આપણા અસ્તિત્વને અસર કરે છે તથા આપણા આખા
શરીરને પ્રદુષિત કરે છે, તે નરકમાંથી અગ્નિ પ્રાપ્ત કરીને
આગની શરૂઆત કરે છે, જે આપણા સમગ્ર જીવનચક્રને
અસર કરે છે. ૭માણસ પ્રત્યેક પ્રકારના પશુઓ, પક્ષીઓ,
પેટે ચાલનારાં અને જળચર પ્રાણીઓને વશ કરી શકે છે
અને વશ કર્યા છે પણ ખરાં. ૮પણ કોઈ પણ માણસ
એવો નથી કે જેણે જીભને કાબુમાં રાખી હોય. તે અંકુશ
વિનાની ફેલાતી મરકી છે. જીભ પ્રાણઘાતક ઝેરથી
ભરપૂર છે જે મારી શકે છે. ૯એનાથી આપણે પ્રભુની
અને આપણા પિતાની (દેવ) સ્તુતિ કરીએ છીએ, અને
એજ જીભ વડે દેવની પ્રતિમા પ્રમાણે ઉત્પન્ન થયેલાં
માણસોને શાપ પણ આપીએ છીએ. ૧૦એક જ મુખમાંથી
સ્તુતિ તથા શાપ બંન્ને નીકળે છે. ભાઈઓ અને બહેનો,
આવું ન જ થવું જોઈએ. ૧૧શું ઝરણ એક જ મુખમાંથી
મીઠું તથા ખારું પાણી આપી શકે? ના! ૧૨મારા ભાઈઓ
અને બહેનો, શું અંજીરી પરથી જૈતફળો અને દ્રાક્ષાવેલા
પરથી અંજીરી મેળવી શકાય છે! ના! અને એ રીતે તમે
ખારા પાણીના કૂવામાંથી મીઠું પાણી કદી મેળવી શકો
નહિ.

## સાચું જ્ઞાન

૧૩તમારામાંથી કોઈ ખરેખર જ્ઞાની અને સમજુક
માણસ છે? જો એમ હોય તો, તેણે ન્યાયી જીવન જીવીને
તેનું સાચું જ્ઞાન બતાવવું જોઈએ. જ્ઞાની માણસ
અભિમાન કરતો નથી. ૧૪તમે સ્વાર્થ અને હૃદયમાં
કડવી અદેખાઈ કરવાનું રાખશો તો તમારે અભિમાનનું
કોઈ જ કારણ નથી. તમારુ અભિમાન જૂઠાણું છે જે
સત્યને ઢાંકી દે છે. ૧૫આ એવી જાતનું "જ્ઞાન" નથી કે
જે દેવ પાસેથી પ્રાપ્ત થતું હોય, તેને બદલે તે જ્ઞાન
જગતમાંથી પ્રાપ્ત થાય છે. તે ઐહિક, વિષયી, શેતાન
પ્રેરિત છે. ૧૬જ્યાં અદેખાઈ તથા સ્વાર્થી મહત્વાકાંક્ષા
છે, ત્યાં અવ્યવસ્થા તથા સર્વ પ્રકારની ભૂંડાઈ પ્રવર્તતી
રહેશે. ૧૭પણ દેવ તરફથી આવતું જ્ઞાન નિર્મળ,
શાંતિપ્રિય, નમ્ર અને ખુલ્લા મનનું, દયા અને ભલાઈથી
ભરપૂર છે. સારાં ફળોથી ભરપૂર નિષ્પક્ષપાત તથા
દંભરહિત છે. ૧૮જે લોકો શાંતિ માટે કાર્ય કરે છે તેઓ
ન્યાયી જીવનમાંથી આવતાં સારાં વાનાં પ્રાપ્ત કરે છે.

---

**"ઈબ્રાહિમે દેવ ... નજરમાં ન્યાયી ઠરાવ્યો"** ઉત. ૧૫:૬.

**"દેવનો મિત્ર"** ૨ કાળ. ૨૦:૭; યશા. ૪૧:૮.

### દેવને તમારી જાત સોંપો

૪ તમે જાણો છો તમારામાં ઝઘડા અને વાદવિવાદ
કયાંથી આવે છે? તમારામાં રહેલી સ્વાર્થીવૃત્તિને
લીધે થાય છે. ૨તમારી પાસે જે નથી તે પ્રાપ્ત કરવા
તમે સ્વાર્થી ઈચ્છા રાખો છો અને તે મેળવવા અદેખાઈ
કરો છો અને તેથી તમે હત્યા કરો છો પરંતુ કશું મેળવી
શકતા નથી. વળી તે માટે તમે વિવાદ અને ઝઘડા કરો
છો. તમારે જે જોઈએ છે તે તમને મળતું નથી કારણ
તમે દેવ પાસે માગતા નથી. ૩જયારે તમે માગો છો,
છતાં તમને મળતું નથી કેમ કે તમારો ઈરાદો સાચો
નથી. તમે જે માગો છો તે મોજશોખ માટે માગો છો
તેથી તે તમને મળતું નથી. ૪તમે લોકો દેવને વફાદાર
નથી! તમારે જાણવું જોઈએ કે જગતને ચાહવું તે દેવને
ધિક્કારવા બરાબર છે. તેથી વ્યક્તિ જ્યારે દુનિયાનો
એક ભાગ* બનવા ઈચ્છે છે, ત્યારે તે પોતાની જાતને
દેવનો દુશ્મન બનાવે છે. ૫તમે શું એમ માનો છો કે
શાસ્ત્રનો કશો જ અર્થ નથી? શાસ્ત્ર કહે છે કે; "દેવે જે
આપણામાં આત્મા મૂક્યો છે તેથી તે આત્મા તેની જાત
માટે જ ઈચ્છે છે." ૬પરંતુ તે તો વધુ ને વધુ કૃપા આપે
છે. અને શાસ્ત્ર કહે છે કે; "જે લોકો અભિમાની છે,
તેઓની વિરુદ્ધ દેવ છે. પરંતુ જેઓ વિનમ્ર છે તેઓના
પર દેવની કૃપા છે."* ૭તેથી તમારી જાત દેવને સોંપી
દો. શેતાનની સામા થાઓ, અને શેતાન તમારી પાસેથી
નાસી જશે. ૮દેવની નજીક આવો અને દેવ તમારી
પાસે આવશે. તમે પાપી છો. તેથી તમારા જીવનમાંથી
પાપ દૂર કરો. તમે દુનિયા અને દેવ બંનેને એક સાથે
અનુસરવા માગો છો. તમારી વિચારધારાને નિર્મળ
બનાવો. ૯તમે ઉદાસ થાઓ, શોક કરો, અને રડો! તમારા
હાસ્યને શોકમાં ફેરવો. તમારા આનંદને વિષાદમય
બનાવો. ૧૦પ્રભુ આગળ દીન બનો, અને તે તમને
મહાન બનાવશે.

### તમે ન્યાયાધીશ નથા

૧૧ભાઈઓ અને બહેનો, એકબીજાની વિરુધ્ધ કશું
જ બોલશો નહિ. જો તમે ખ્રિસ્તમાં તમારા ભાઈની
ટીકા કરો કે તેનો ન્યાય કરો તો તમે જે નિયમશાસ્ત્રને
અનુસરી રહ્યા છો તેની ટીકા કરો છો. જયારે ખ્રિસ્તમાં
ભાઈઓનો તમે ન્યાય કરો છો ત્યારે હકીકતમાં તે જે
નિયમશાસ્ત્રને અનુસરે છે, તેનો તમે ન્યાય કરો છો
અને જયારે તમે નીતિશાસ્ત્રની મૂલવણી કરવા જાઓ
ત્યારે તમે તેના શિષ્યો નથી. તમે પોતે જ તેના ન્યાયાધીશ
બની જાઓ છો. ૧૨દેવ તે એક જ છે કે જે નિયમશાસ્ત્રની
રચના કરે છે. અને તે માત્ર એક જ ન્યાયાધીશ છે. એક
દેવ માત્ર તારી શકે છે અને નાશ કરી શકે છે. તેથી
અન્ય વ્યકિતનો ન્યાય કરનાર તું કોણ છે?

### દેવને તમારા જીવનનું આયોજન કરવા દો

૧૩તમારામાંના કેટલાએક કહે છે કે, "આજે અથવા
કાલે આપણે કોઈ એક શહેર તરફ જઈશું. આપણે ત્યાં
એક વર્ષ રહીશું, વેપાર કરીશું અને પૈસા બનાવીશું,"
સાંભળો! આ વિષે વિચારો: ૧૪કાલે શું થવાનું છે તેની
તમને ખબર નથી! તમારુ જીવન શાના જેવું છે? તે તો
ફકત એક ધૂમર જેવુ છે. અલ્પ સમય માટે જુઓ છો,
અને પછી તે અદ્રશ્ય થઈ જાય છે. ૧૫તેથી તમારે કહેવું
જોઈએ કે, "પ્રભુની ઈચ્છા હશે, તો અમે જીવીશું અને
આમ કે તેમ કરીશું." ૧૬પરંતુ અત્યારે તમે અભિમાની
અને અહંકારી છો. આ બધો જ અહંકાર ખોટો છે.
૧૭અને જે વ્યકિત ભલું કરી જાણે છે અને છતાં તે ન
કરે તો તે પાપ કરે છે.

### સ્વાર્થી શ્રીમંતો શિક્ષાને પાત્ર

૫ તમે શ્રીમંતો, સાંભળો! રુદન કરો અને ખૂબ જ
વ્યથિત થાવ. કારણ કે ઘણા સંકટો તમારા પર
આવવાનાં છે. ૨વળી તમારી સમૃદ્ધિ સડી ગઈ છે, અને
તેનું મૂલ્ય કશું જ રહ્યું નથી, તમારા વસ્ત્રો જીવજંતુ
ખાઈ જશે. ૩તમારું સોનું અને ચાંદી કટાઈ જશે, અને
તેનો કાટ તમારા ખોટાપણાની સાબિતી બનશે તે કાટ
અગ્નિની પેઠે તમારાં શરીરને ભરખી જશે. અંતકાળ
સુધી તમે તમારો ખજાનો સંઘરી રાખ્યો છે. ૪લોકોએ
તમારાં ખેતરોમાં કામ કર્યું, પરંતુ તમે તેમને વળતર
ચૂકવ્યું નહીં તે લોકો તમારી વિરુદ્ધ રુદન કરી રહ્યાં છે તે
લોકોએ તમારા પાકની લણણી કરી. હવે આકાશના
લશ્કરોના પ્રભુએ તેઓની બૂમો સાંભળી છે. ૫તમે પૃથ્વી
પર મોજશોખ અને વિલાસી જીવન જીવો છો. તમે
કાપાકાપીના દિવસ માટે તૈયાર પ્રાણીની જેમ તમારી
જાતને સ્થૂળ બનાવી દીધી છે. ૬ન્યાયી પ્રત્યે તમે કોઈ
દયા બતાવી નથી. તેઓ તમારી વિરુદ્ધ નહોતા, છતાં
તમે તેઓને મારી નાખ્યાં છે.

### ધીરજવાન બનો

૭ભાઈઓ અને બહેનો, ધીરજ રાખો, પ્રભુ ઈસુ

---

**ભાગ** મિત્ર

**"જે લોકો અભિમાની ... દેવની કૃપા છે"** નીતિ. ૩:૩૪.

આવશે; તેથી તે સમય સુધી ધીરજ રાખો. ખેડૂતો ધીરજવાન છે. ખેડૂત પોતાનો મૂલ્યવાન પાક જમીનમાંથી ઊગે ત્યાં સુધી રાહ જુએ છે. ખેડૂત ધીરજથી પોતાના પાકને મળનાર પ્રથમ વરસાદ અને અંતિમ વરસાદની રાહ જુએ છે. [૮]તમારે પણ ધીરજવાન થવું જોઈએ, આશા ન છોડશો. પ્રભુ ઈસુ ઘણો જલ્દી આવી રહ્યો છે. [૯]ભાઈઓ અને બહેનો, એકબીજાની વિરુદ્ધ ફરિયાદ ન કરો. જો તમે ફરિયાદ કરતા નહિ અટકશો, તો તમે દોષિત થશો. ન્યાયાધીશને આવવાની તૈયારી છે! [૧૦]ભાઈઓ અને બહેનો, જે પ્રબોધકો એ પ્રભુ વિશે વાત કરેલી તેના ઉદાહરણને અનુસરો. તેઓએ ઘણી ખરાબ વસ્તુઓ સહન કરી, પણ તેઓએ ધીરજ રાખી. [૧૧]જેઓએ ધીરજ રાખી છે તે લોકોને ધન્ય છે. તેઓ અત્યારે સુખી છે. અયૂબની ધીરજ વિષે તમે સાંભળ્યું છે અને પ્રભુથી જે પરિણામ આવ્યું તે ઉપરથી તમે જોયું છે કે, પ્રભુ ઘણો દયાળુ તથા કૃપાળુ છે.

### તમારી વાણી અંગે સાવધ રહો

[૧૨]મારા ભાઈઓ અને બહેનો, જયારે તમે વચન આપો ત્યારે સમ ન ખાઓ. તે ખૂબ જ મહત્વનું છે કે તમે જે કહો છો તેને સાબિત કરવામાં આકાશ, ધરતી અથવા બીજી કોઈ પણ વસ્તુના નામના સમ ન ખાઓ. જયારે તમે હકારાત્મક છો ત્યારે માત્ર "હા" કહો અને નકારાત્મક છો, ત્યારે માત્ર "ના" કહો. આમ કરો કે જેથી તમે ગુનેગાર ન ઠરો.

### પ્રાર્થનાનું સામર્થ્ય

[૧૩]જો તમારામાં કોઈ દુઃખી હોય, તો તેણે પ્રાર્થના કરવી જોઈએ. અને જો કોઈ આનંદિત બને તો, તેણે સ્તોત્ર ગાવું જોઈએ. [૧૪]જો તમારામાંનું કોઈ માંદુ પડે તો, તેણે મંડળીના વડીલોને બોલાવવા જોઈએ. વડીલોએ પ્રભુના નામે તેને તેલ ચોળીને તેને માટે પ્રાર્થના કરવી જોઈએ. [૧૫]અને વિશ્વાસથી કરેલી પ્રાર્થના માંદા માણસને સાજો કરે છે. પ્રભુ તેને સાજો કરશે. અને આ માણસે જો પાપ કર્યા હશે તો દેવ તેને માફ કરશે. [૧૬]તમે જે ખરાબ કામ કર્યા હોય તે એકબીજાને કહો. અને પછી એકબીજા માટે પ્રાર્થના કરો. આમ કરો કે જેથી દેવ તમને સાજા કરી શકે. જો સારો માણસ આગ્રહથી પ્રાર્થના કરે તો મહાન કાર્યો થાય છે. [૧૭]એલિયા સ્વભાવે આપણા જેવી જ વ્યકિત હતી. તેણે પ્રાર્થના કરી કે વરસાદ ન પડે. અને સાડા ત્રણ વરસ સુધી પૃથ્વી પર વરસાદ ન પડયો! [૧૮]પછી એલિયાએ પ્રાર્થના કરી કે વરસાદ પડે. અને આકાશમાંથી વરસાદ પડયો, અને ધરતીમાંથી પાક ઊગી નીકળ્યો.

### આત્માનો ઉધ્ધાર

[૧૯]મારા ભાઈઓ અને બહેનો, જો તમારામાંનો કોઈ સત્યમાંથી ભૂલો પડે તો બીજી વ્યકિત તેને સત્ય તરફ પાછા વળવા મદદરૂપ બને. [૨૦]યાદ રાખો: જે વ્યકિત પાપીને ખોટા માર્ગથી પાછી વાળે છે, તે વ્યકિત તે વ્યકિતના પ્રાણને મોતમાંથી બચાવે છે. આમ તે પાપોની ક્ષમા માટે નિમિત્ત બને છે.

# પિતરનો પહેલો પત્ર

૧ ઈસુ ખ્રિસ્તનો પ્રેરિત પિતર, તરફથી કુશળતા હો.
દેવની પસંદગી પામેલા લોકો જોગ જેઓ તેઓના
ઘરથી દૂર પોન્તસ, ગલાતિયા, કપ્પદોકિયા, આસિયા
અને બિથૂનિયાના વિવિધ વિસ્તારોમાં પથરાયેલા છે.
૨દેવ બાપે ઘણા સમય પહેલા તેના પવિત્ર લોકો બનાવવા
તમને પસંદ કર્યા હતા. તમને પવિત્ર કરવાનું કામ
આત્માનું છે. દેવ ઈચ્છતો હતો કે તમે તેને આજ્ઞાંકિત
બનો. અને ઈસુ ખ્રિસ્તના રક્ત (મરણ) દ્વારા તમે શુદ્ધ
બનો. તમારા પર કૃપા (દયા) અને શાંતિ પુષ્કળ થાઓ.

### જીવંત આશા

૩આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના દેવ તથા બાપને
ધન્યવાદ હો. દેવ ઘણો કૃપાળુ છે, અને તેની દયાથી
આપણને નવજીવન પ્રાપ્ત થયું છે. અને ઈસુ ખ્રિસ્તના
મૂએલાંમાંથી પુનરુત્થાન દ્વારા આ નવજીવન આપણામાં
જીવંત આશા અંકુરિત કરે છે. ૪હવે દેવનાં બાળકો
પ્રત્યેના તેના આશીર્વાદોની આપણને આશા છે. તમારા
માટે આ આશીર્વાદો આકાશમાં સ્થાપિત કરાયા છે. આ
આશીર્વાદો અવિનાશી છે. તેને નષ્ટ ન કરી શકાય. તે
તેમની સુંદરતા ગુમાવતા નથી. ૫તમારા વિશ્વાસ થકી
દેવનું સામર્થ્ય તમારું રક્ષણ કરે છે, અને તમારું તારણ
થાય ત્યાં સુધી તે તમને સલામત રાખે છે. અંતિમ
સમયે તમને એ તારણ પ્રાપ્ત થવાની તૈયારીમાં છે.
૬આ તમને આનંદિત બનાવે છે. પરંતુ હમણા થોડા
સમય પૂરતા વિવિધ પ્રકારના પરીક્ષણ તમને કદાચ
દુ:ખી બનાવશે. ૭આ મુશ્કેલીઓ શાથી ઉદભવશે? એ
સાબિત કરવા કે તમારો વિશ્વાસ શુદ્ધ (સાચો) છે.
વિશ્વાસની આ શુદ્ધતા સોના કરતાં પણ વધુ મૂલ્યવાન
છે. દેવ અગ્નિથી સોનું પારખી શકે છે, પરંતુ આમ
કરવાથી સોનાનો નાશ થશે. તમારા વિશ્વાસની શુદ્ધતા
જ્યારે ઈસુ ખ્રિસ્ત ફરીથી આવશે ત્યારે તમારે માટે સ્તુતિ,
માન તથા મહિમા યોગ્ય થાય. ૮તમે ખ્રિસ્તને જોયો
નથી, છતાં તમે તેના પર પ્રીતિ રાખો છો. તમે તેને
અત્યારે જોઈ શકતા નથી, છતાં તમે તેના પર વિશ્વાસ
રાખો છો. ન સમજાવી શકાય તેવા અવર્ણનીય આનંદમાં
તમે તરબોળ છો. અને આ આનંદ મહિમાથી ભરપૂર
છે. ૯તમારા વિશ્વાસનું ફળ તે તમારા આત્માનું તારણ
છે. અને તમે તે ફળ દ્વારા તમારું તારણ મેળવી રહ્યા
છો. ૧૦પ્રબોધકોએ ખંતથી અભ્યાસ કરીને આ તારણ
વિષે સમજવાનો પ્રયત્ન કર્યો. પ્રબોધકોએ તમારા પર
થવાની કૃપા (દયા) વિષે વાત કરી છે. ૧૧ખ્રિસ્તનો આત્મા
તે પ્રબોધકોમાં હતો. અને તે આત્મા ખ્રિસ્તને સહન
કરવાની વ્યથા વિષે તેમજ તે વ્યથા પછી આવનાર
મહિમા વિષે વાત કરતો હતો. આ આત્મા જે દર્શાવતો
હતો તે વિષે સમજવાનો તે પ્રબોધકોએ પ્રયત્ન કર્યો
હતો. તેઓ આ ઘટના ક્યારે ઘટશે અને તે વખતે દુનિયા
કેવી હશે તે સમજવાનો પ્રયત્ન કર્યો હતો. ૧૨તે
પ્રબોધકોને સમજાવવામાં આવ્યું હતું કે તેઓ જે સેવા
કરે છે તે તેઓના પોતાના માટે નહિ, પરંતુ તમારા માટે
કરે છે. તેઓએ જે કહ્યું તે તમે જ્યારે સાંભળ્યું ત્યારે
તેઓ તમારી સેવા જ કરી રહ્યા હતા. જે માણસોએ
તમને સુવાર્તા આપી તેઓએ તમને આ બધી બાબતો
કહી છે. તેઓએ આકાશમાંથી મોકલેલા પવિત્ર
આત્માની મદદથી તમને આ કહ્યું હતું. તમને જે વાત
કહેવામાં આવી હતી તે વિષે દૂતો પણ જાણવા ઉત્સુક
છે.

### પવિત્ર જીવન માટે આહવાન

૧૩તેથી સેવા માટે તમારા મન તૈયાર કરો, અને
તમારી જાતને નિયંત્રણમાં રાખો. ઈસુ ખ્રિસ્તના પ્રગટ
થવાની વેળાએ તમને પ્રાપ્ત થનાર કૃપા પર તમારી
પૂર્ણ આશા રાખો. ૧૪ભૂતકાળમાં તમે આ બધું સમજયા
નહિ, તેથી તમે ઈચ્છતા હતા તેવા દુષ્ટ કાર્યો તમે કર્યા,
પરંતુ હવે તમે દેવના આજ્ઞાંકિત છોકરાં છો. તેથી
ભૂતકાળમાં જીવતા હતા તેવું હવે ન જીવશો. ૧૫પરંતુ
જે કંઈ કરો તેમાં દેવ જેવા પવિત્ર બનો. દેવ એક જ છે
કે જેણે તમને તેડયા છે. ૧૬પવિત્ર શાસ્ત્રમાં લખેલું છે કે,
"તમે પવિત્ર થાઓ, કારણ કે હું (દેવ) પવિત્ર છું."*

---

**"તમે પવિત્ર ... પવિત્ર છું"** લે. ૧૧:૪૪,૪૫; ૧૯:૨; ૨૦:૭

૧૭તમે દેવની પ્રાર્થના કરો અને તેને બાપ તરીકે સંબોધો. દેવ દરેક વ્યક્તિના કાર્યનો સમાન ન્યાય કરે છે. તેથી જ્યારે તમે અહીં પૃથ્વી પરના પ્રવાસમાં છો, ત્યારે દેવનો ભય (માન) રાખીને જીવો. ૧૮તમે જાણો છો કે ભૂતકાળમાં તમે નિરર્થક જીવન જીવતા હતા. તમારા પહેલા જીવી ગયેલા લોકો પાસેથી તમને આવું જીવન વારસામાં મળ્યું હતું. પરંતુ તે પ્રકારની જીવન પદ્ધતિમાંથી તમને બચાવી લેવામાં આવ્યા છે, તમને ખરીદવામાં આવ્યા છે. પરંતુ સોના કે ચાંદી જેવી નાશવંત વસ્તુઓથી નહિ. ૧૯તમે તો ખ્રિસ્તના અમૂલ્ય રક્ત (મૃત્યુ) થી ખરીદાયા છો કે જે નિષ્કલંક તથા નિર્દોષ હલવાન છે. ૨૦આ જગતની રચના પહેલા ખ્રિસ્તની પસંદગી થઈ હતી. પરંતુ આ અંતિમ સમયમાં તમારી ખાતર જગતમાં ખ્રિસ્ત પ્રગટ થયો. ૨૧ખ્રિસ્ત થકી તમે દેવમાં વિશ્વાસ કરો છો. દેવે ખ્રિસ્તને મૂએલાંમાંથી ઉઠાડયો અને તેને મહિમા બક્ષ્યો. તેથી તમારો વિશ્વાસ અને તમારી આશા દેવમાં છે. ૨૨હવે સત્યને અનુસરીને તમે તમારી જાતને નિર્મળ બનાવી છે. હવે તમે તમારા ભાઈઓ અને બહેનો માટે સંપૂર્ણ હ્રદયથી તથા બળથી પ્રીતિ કરો. ૨૩તમે પુનર્જન્મ પામ્યા છો. આ નવજીવન વિનાશી બીજમાંથી આવ્યું નથી. પરંતુ અવિનાશીથી તમને આ નવજીવન પ્રાપ્ત થયું છે. દેવના જીવંત તથા સદાકાળ રહેનાર વચન વડે તમને પુનર્જન્મ આપવામાં આવ્યો છે. ૨૪પવિત્રશાસ્ત્ર કહે છે કે,

"લોકો અમર નથી, તેઓ તો ઘાસ જેવા છે. અને
તેઓનું સઘળું ગૌરવ ઘાસના ફૂલ જેવું છે. ઘાસ
સુકાઈ જાય છે. અને ફૂલ ખરી પડે છે.
૨૫ પરંતુ પ્રભુનું વચન સદાકાળ રહે છે."

*યશાયા ૪૦:૬–૮*

અને જે સુવાર્તાનું વચન તમને પ્રગટ કરવામાં આવ્યું હતું તે એ જ છે.

## જીવંત પથ્થર અને પવિત્ર પ્રજા

૨ તેથી બીજા લોકોને નુકસાન પહોંચે કે તેમને માનસિક દુ:ખ થાય તેવું કશું જ ન કરો. અસત્ય ન બોલશો, લોકોને મૂર્ખ બનાવવા માટે કોઈ કાર્ય ન કરો. ઈર્ષાળુ ન થાઓ, અદેખાઈ ન કરો. આ બધી જ વસ્તુઓ તમારા જીવનમાંથી દૂર કરો. ૨નવાં જન્મેલાં બાળકોની પેઠે નિષ્કપટ આત્મિક દૂધ (શિક્ષણ) માટે ભૂખ્યા રહી આતુર બનો. આનું પાન કરવાથી તમારો વિકાસ અને તારણ થશે. ૩પ્રભુની દયાનો અનુભવ તમે ક્યારનો ય કર્યો છે. તેથી તેના વડે તારણ મેળવવા આગળ વધો.

૪પ્રભુ ઈસુ તે જીવંત "પથ્થર" છે. દુનિયાના લોકોએ નિર્ણય કર્યો કે તેઓને આ પથ્થર (ઈસુ) ની જરૂર નથી. પરંતુ તે તો દેવ દ્વારા પસંદગી પામેલ પથ્થર હતો. અને દેવ આગળ તેનું ઘણું મૂલ્ય હતું. તેથી તેની નજીક આવો. ૫તમે પણ જીવંત પથ્થર જેવા છો. આત્મિક ઘર ચણવા દેવ તમારો ઉપયોગ કરે છે. તે મંદિરમાં દેવની સેવા કરવા પવિત્ર યાજકો થયા છો. તમે ઈસુ ખ્રિસ્ત થકી દેવને પ્રસન્ન છે એ આત્મિક યજ્ઞો આપો. ૬પવિત્રશાસ્ત્ર કહે છેકે:

"જુઓ, મેં મૂલ્યવાન એવો ખૂણાનો મુખ્ય પથ્થર
પસંદ કર્યો છે, અને તે પથ્થરને (ઈસુ) હું
સિયોનમાં મૂકું છું; જે વ્યક્તિ તેના પર વિશ્વાસ
કરશે તે કદી પણ શરમાશે નહિ."

*યશાયા ૨૮:૧૬*

૭તેથી તમે વિશ્વાસ કરનારાઓના માટે તે પથ્થર (ઈસુ) મૂલ્યવાન છે પણ અવિશ્વાસીઓ માટે તે પથ્થર–તે એક એવો પથ્થર છે:

"જેને સ્થપતિઓએ અવગણ્યો છે. તે પથ્થર ઘણો
જ મહત્વનો પથ્થર બન્યો."

*ગીતશાસ્ત્ર ૧૧૮:૨૨*

૮અવિશ્વાસીઓ માટે, તે છે:

"તે એક એવો પથ્થર છે કે જે લોકોને ઠોકર
ખવડાવે છે, એ પથ્થર જે લોકોને ઠોકર
ખવડાવનાર ખડક થયો છે."

*યશાયા ૮:૧૪*

લોકો ઠોકર ખાય છે કારણ કે તેઓ દેવ જે કહે છે તે વચનોનું પાલન કરતા નથી. તેઓને માટે દેવે આવું જ આયોજન કર્યુ હતું.

૯પરંતુ તમે પસંદ કરાયેલી જાતિ, રાજમાન્ય યાજકવર્ગ, પવિત્ર પ્રજા, તથા પ્રભુના ખાસ લોક છો, તમે પવિત્ર રાષ્ટ્રના લોક છો. દેવે તમને અદભૂત પરાક્રમો કહેવા માટે પસંદ કર્યા છે. દેવે તમને અંધકારમાંથી તેના આશ્ચર્યકારક પ્રકાશમાં બોલાવ્યા છે. ૧૦કોઈ એક સમયે તમે પ્રજા જ ન હતા. પરંતુ હવે તમે દેવની પ્રજા

છો. ભૂતકાળમાં તમને દયા પ્રાપ્ત થઈ નહોતી. પરંતુ હવે તમને દયા પ્રાપ્ત થઈ છે.

### દેવ માટે જીવો

૧૧પ્રિય મિત્રો, આ દુનિયામાં તમે અજાણ્યા પરદેશી અને પ્રવાસી જેવા છો. તેથી હું તમને વિનંતી કરું છું કે તમારું શરીર જે કઈં ઈચ્છે છે તે વિષયોથી દૂર રહો. તે વસ્તુઓ તમારા આત્માની વિરુદ્ધ લડે છે. ૧૨તમારી સાથે આજુબાજુ અવિશ્વાસીઓ રહે છે. તેઓ કહેશે કે તમે ખોટું કરી રહ્યા છો. તેથી સારું જીવન જીવો. પછી તમે જે સત્કર્મો કરો છો તેને તેઓ જોશે, અને પુનરાગમનના દિવસે દેવનો મહિમા વધારશે.

### દરેક માનવીય સત્તાને આધિન રહો

૧૩આ દુનિયામાં જેઓની પાસે સત્તા છે તે લોકોને આજ્ઞાંકિત બનો. પ્રભુ માટે આમ કરો. રાજા કે જે સર્વોપરી છે તેને આજ્ઞાંકિત બનો. ૧૪રાજા દ્વારા મોકલવામાં આવેલા અધિકારીઓને આજ્ઞાંકિત બનો. જે લોકો ખોટું કરે છે તેઓને શિક્ષા કરવા અને જે લોકો સારું કરે છે, તેઓના વખાણ કરવા આ લોકોને દેવે મોકલ્યા છે. ૧૫તેથી જ્યારે તમે સારું કરો ત્યારે તમારા વિષે મૂર્ખાઈ ભરેલી વાતો કરતા મૂર્ખ લોકોને તમે બંધ કરી દો. દેવ જે ઈચ્છે છે તે આ છે. ૧૬સ્વતંત્ર લોકોની જેમ જીવો. પરંતુ દુષ્ટ કાર્ય કરવા માટે સ્વતંત્રતાને બહાનું ન બનવા દેવની સેવામાં જીવન વીતાવો. ૧૭દરેક લોકોનો આદર કરો. દેવના કુટુંબના દરેક ભાઈઓ અને બહેનોને પ્રેમ કરો. રાજાનું સન્માન કરો અને દેવથી ડરો, અને રાજાને માન આપો.

### ખ્રિસ્તની વેદનાનું દૃષ્ટાંત

૧૮ચાકરો, તમારા માલિકોની સત્તાનો સ્વીકાર કરો. અને તે પણ સંપૂર્ણ સન્માનસહિત કરો. તમારે ભલા અને દયાળુ માલિકની આજ્ઞાનું પાલન કરવું જોઈએ. તેમજ ખરાબ માલિકની આજ્ઞાનું પણ પાલન કરવું જોઈએ. ૧૯પોતે કશું જ ખરાબ ન કર્યુ હોય છતાં કોઈ વ્યક્તિને દુ:ખ સહન કરવું પડે. તો તે વ્યક્તિ દેવનો વિચાર કરીને દુ:ખ સહન કરે તો તેનાથી દેવને આનંદ થાય છે. ૨૦પરંતુ કશું દુષ્ટ કાર્ય કરવા જો તમને શિક્ષા કરવામાં આવે, તો એ શિક્ષા સહન કરવા બદલ તમને કોઈ ધન્યવાદ ન મળવા જોઈએ. પરંતુ સારું કરવા છતાં, તમને દુ:ખ પડે અને તમે તે દુ:ખ સહન કરો છો, તો તે દેવની નજરમાં પ્રસંશાપાત્ર છે. ૨૧પણ તમને આહ્વાન આપવામાં આવ્યું છે. ખ્રિસ્તે તમને એક નમૂનો આપ્યો. તેણે જે કર્યુ તેને અનુસરો. જ્યારે તમે દુ:ખી થાઓ, ત્યારે ધીરજ રાખો કારણ કે ખ્રિસ્ત તમારા માટે દુ:ખી થયો હતો.

૨૨ "તેણે (ખ્રિસ્ત) કોઈ પાપ નહોતું કર્યુ, અને તેના
મુખેથી કોઈ અસત્ય ઉચ્ચારયું નહોતું."

*યશાયા ૫૩:૯*

૨૩ખ્રિસ્ત વિષે લોકો ખરાબ બોલ્યા, પરંતુ ખ્રિસ્ત તેઓના માટે કશું જ ખરાબ ન બોલ્યો. ખ્રિસ્તે સહન કર્યુ પરંતુ લોકોને તેણે ધમકાવ્યા નહિ. અદલ ન્યાય કરનારને પોતાને સોંપી દીધો. ખ્રિસ્તે દેવને તેની કાળજી લેવા દીધી. દેવ તે યોગ્ય ન્યાય કરે છે. ૨૪વધસ્તંભ પર ખ્રિસ્તે તેના શરીરમાં આપણાં પાપ લીધા. તેણે આમ કર્યુ કે જેથી આપણે પાપી જીવન જીવવાનું છોડી જે યથાર્થ છે તેને માટે જીવીએ. તેના (ખ્રિસ્તના) ઘાઓથી તમે સાજા થયાં. ૨૫તમે ખોટા રસ્તે દોરવાઈ ગયેલા ઘેટાં જેવાં હતાં. પરંતુ હવે તમે તમારા જીવોના પાળક અને તમારા આત્માના રક્ષક પાસે પાછા આવ્યા છો.

### પત્નીઓ અને પતિઓ

૩ તે જ રીતે પત્નીઓએ પતિઓની સત્તાને સ્વીકારવી જોઈએ. તેથી જો તમારામાંના કેટલાએક પતિઓ દેવની સુવાર્તાને અનુસરવા ના પાડે, તો તેઓને અનુસરવા સમજાવી શકાય. તમારે કઈં જ કહેવાની જરૂર નથી. તેઓ પોતાની સ્રીઓના આચરણથી સમજી શકશે. ૨દેવ પ્રત્યેના સન્માન સાથે તમે જે જીવન જીવો છો તે તમારા પતિઓ જોશે. ૩તમારો બાહ્ય શણગાર કલાત્મક રીતે ગુંથેલા કેશ, સોનાના ઘરેણાંનો કે સુંદર વસ્રોનો એવો ના હોય. ૪ના! તમારી સુંદરતા તો એવી હોવી જોઈએ જે તમારા અંત:કરણમાંથી આવતી હોય. નમ્ર અને શાંત આત્માની આ સુંદરતા કદી અદશ્ય નહિ થાય. તે દેવ માટે ઘણી જ મૂલ્યવાન છે. ૫ઘણા વખત પહેલા દેવને અનુસરનારી પવિત્ર નારીઓ સાથે પણ આમ જ હતું. એ જ રીતે તેમણે તેઓની જાતને સુંદર બનાવી હતી અને તેમના પતિઓની સત્તાને તેમણે સ્વીકારી હતી. ૬હું સારા જેવી સ્રીની વાત કરું છું. તે પોતાના પતિ ઈબ્રાહિમને આજ્ઞાંકિત રહી અને તેને પોતાનો સ્વામી ગણ્યો. અને જો તમે હંમેશા યોગ્ય વર્તન કરો અને ભયભીત ન બનો તો તમે પણ સારાનાં સાચાં સંતાન છો.

૭તે જ રીતે તમારે પતિઓએ પણ તમારી પત્નીઓ
સાથે સમજણપૂર્વક રહેવું જોઈએ. તમારી પત્નીઓ પ્રત્યે
તમારે માન દર્શાવવું જોઈએ. તેઓ તમારા કરતાં નબળું
પાત્ર છે. પરંતુ જે દેવના આશીર્વાદ તમને લભ્ય છે તે
તેઓને પણ લભ્ય છે, અને એ કરુણા પણ જે તમને
સાચું જીવન બક્ષે છે. આમ કરો કે જેથી તમારી પ્રાર્થનામાં
કોઈ મુશ્કેલી ઊભી નહિ થાય.

### સત્કર્મ કરવાને કારણે પડતું દુ:ખ

૮તેથી તમારે બધાએ ઐક્ય ભાવથી રહેવું જોઈએ.
અને એકબીજાને સમજવાનો અને ભાઈની જેમ
એકબીજાને પ્રેમ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. દયાળુ
અને વિનમ્ર બનો. ૯એક વ્યક્તિ કે જેણે તમારું ભૂંડું
કર્યુ હોય તો તેનો બદલો વાળવા તમે ભૂંડું ન કરો.
તમારા માટે નિંદા કરનારની સામે બદલો વાળવા તમે
નિંદા ન કરો. પરંતુ દેવ પાસે તેને માટે આશીર્વાદ માગો.
આમ કરો કારણ કે તમને જ આવું કરવા દેવે બોલાવ્યા
છે. તેથી જ તમે દેવના આશીર્વાદને પાત્ર બન્યા છો.
૧૦પવિત્રશાસ્ત્ર કહે છે કે;

"જે વ્યક્તિ જીવનને પ્રેમ કરવા માગે છે અને
સારા દિવસોનો આનંદ માણવા માગે છે તો તેણે
દુષ્ટ બોલવા માટે પોતાની જીભ બંધ કરી દેવી
જોઈએ, અને જૂઠું બોલવાથી પોતાના હોઠ બંધ
કરી દેવા જોઈએ.
૧૧ તે વ્યક્તિએ દુષ્ટ કાર્ય કરવાં ન જોઈએ અને
સત્કર્મ કરવાં જોઈએ; તેણે શાંતિની શોધ કરવી
જોઈએ અને તે પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઈએ.
૧૨ પ્રભુની નજર સારા લોકો પર હોય છે, અને દેવ
તેઓની પ્રાર્થનાઓ સાંભળે છે; પરંતુ દેવ દુષ્ટતા
કરનારની વિરુદ્ધ છે."

*ગીતશાસ્ત્ર ૩૪:૧૨–૧૬*

૧૩જો તમે હંમેશા સત્કર્મને સમર્પિત હો તો કોઈ
પણ વ્યક્તિ તમને નુકસાન પહોંચાડી શકશે નહિ.
૧૪પરંતુ સત્કર્મ કરવા છતાં પણ તમારે દુ:ખ સહન
કરવું પડે. જો આમ થાય તો તમને ધન્ય છે. તમને
દુ:ખી કરનાર લોકોથી ગભરાશો નહિ કે મુશ્કેલી
અનુભવશો નહિ. ૧૫પરંતુ ખ્રિસ્તને તમારા પ્રભુ તરીકે
તમારાં હ્રદયમાં પવિત્ર માનો. તમારી આશા માટે સંદેહ
કરે તેને પ્રત્યુત્તર આપવા હંમેશા તૈયાર રહો. ૧૬પરંતુ
તમારો પ્રત્યુત્તર વિનમ્ર અને માનસહિત હોવો જોઈએ.
તમે હંમેશા સારું કરો છો તેવી લાગણી અનુભવવા માટે
સામર્થ્યવાન બનો. તમે જયારે આમ કરશો ત્યારે, તમારા
માટે ખરાબ બોલનાર લોકો શરમાશે. ખ્રિસ્તમાંની તમારી
સારી ચાલની તેઓ નિંદા કરે છે અને તેથી તમારા વિષે
ખરાબ બોલવા માટે તેઓ શરમાશે. ૧૭ખરાબ કામ કરી
અને સહન કરવું એના કરતાં સારું કામ કરી અને સહન
કરવું તે વધારે સારું છે. હા, જો દેવ તેમ ઈચ્છતો હોય
તો તે વધારે સારું છે.

૧૮ખ્રિસ્ત પોતે તમારા માટે મરણ પામ્યો. અને મરણ
તે તમારા પાપની એક ચૂકવણી હતી. તે ગુનેગાર નહોતો.
પણ ગુનેગાર લોકો માટે તે મરણ પામ્યો. તમને બધાને
દેવની નજીક લાવવા તેણે આમ કર્યુ તેનું શરીર મરણ
પામ્યું, પરંતુ આત્મા દ્વારા તે સજીવન થયો. ૧૯તે
બંદીખાનામાં ગયો અને આત્માઓને આત્મામાં ઉપદેશ
કર્યો. ૨૦તે એ આત્માઓ હતા કે જેમણે ઘણો વખત
પહેલા એટલે કે નૂહના સમયમાં દેવની અવજ્ઞા કરનારા
હતા. જયારે નૂહ વહાણ બાંધી રહ્યો હતો ત્યારે દેવ
ધીરજપૂર્વક રાહ જોઈ રહ્યો હતો. તે વહાણમાં માત્ર
થોડાક જ લોકોને બચાવવામાં આવ્યા હતા. તેઓ આઠ
જણ હતા. તે લોકો પાણીથી બચાવી લેવાયા. ૨૧એ દષ્ટાંત
પ્રમાણે તે પાણી બાપ્તિસ્મા સમાન છે જે તમને અત્યારે
બચાવે છે. બાપ્તિસ્મા એ શરીરનો મેલ દૂર કરવાની
પ્રક્રિયા નથી. બાપ્તિસ્મા તો ઈશ્વર પાસે શુદ્ધ હ્રદય
માટેની એક યાચના છે. તે તમને બચાવે છે કારણ કે
ઈસુ ખ્રિસ્ત મૂએલામાંથી પુનરુત્થાન પામ્યો હતો. ૨૨હવે,
ઈસુ આકાશમાં ગયો છે. તે દેવની જમણી બાજુએ છે.
તે દૂતો, અધિકારીઓ, અને પરાક્રમીઓ પર રાજ કરે છે.

### જીવન પરિવર્તન

૪ જયારે ખ્રિસ્ત તેના શરીરમાં હતો ત્યારે તેણે
વેદનાઓ સહન કરી તેથી જે રીતે ખ્રિસ્ત વિચારતો
હતો તેવા વિચારોમાં તમારે સુદઢ થવું જોઈએ. જે
વ્યક્તિએ શરીરમાં દુ:ખો સહ્યાં છે તે પાપથી મુકત થયો
છે. ૨તમારી જાતને સુદઢ બનાવો કે જેથી આ પૃથ્વી પર
દેવ જેવું ઈચ્છે છે તેવું બાકીનું જીવન તમે જીવો અને
નહિ કે લોકો ઈચ્છે છે તેવાં દુષ્ટ કાર્યો કરો. ૩ભૂતકાળમાં
અવિશ્વાસીઓ જે પસંદ કરે છે તેવા કાર્યો કરીને તમે
તમારો ઘણો જ સમય વેડફી નાખ્યો. તમે વ્યભિચાર
અને તમારી ઈચ્છા મુજબનાં દુષ્ટ કાર્યો કર્યાં હતાં. તમે
મધપાન કરીને છકી ગયા હતા અને મોજશોખમાં અને
મૂર્તિઓની પૂજા કરીને ખોટું કામ કર્યું હતું. ૪તે
અવિશ્વાસીઓને આશ્ચર્ય થાય છે કે તેઓ કરે છે તેવું

જંગલી અને નિરર્થક કૃત્ય તમે કેમ નથી કરતા! અને
તેથી તેઓ તમારી નિંદા કરે છે. ૫પરંતુ તે લોકોએ જે
કર્યુ છે તેનું તેઓએ સ્પષ્ટીકરણ કરવું પડશે. તેઓએ આ
સ્પષ્ટીકરણ તે એક (ખ્રિસ્ત) જીવતાંઓનો તથા
મૂએલાઓનો ન્યાય કરવાને તૈયાર છે તેની આગળ
કરવું પડશે. ૬જેઓ હાલ મૂએલાં છે તેઓને સુવાર્તા
પ્રગટ કરવામાં આવી હતી, કારણ કે બધાની જેમ તે
લોકોનો પણ ન્યાય કરવામાં આવશે. તેઓ જ્યારે જીવંત
હતા ત્યારે તેઓએ જે બાબતો કરી હતી તેનો ન્યાય
તોળવાનો હતો. પરંતુ તેઓને સુવાર્તા પ્રગટ કરવામાં
આવી કે જેથી તેઓ દેવના જેવા આત્મામાં જીવે.

## દેવના કૃપાદાનોના સારા કારભારી બનો

૭એ સમય નજીક છે કે જ્યારે બધી જ વસ્તુઓનો
અંત થશે. તેથી તમારા મન શુદ્ધ રાખો, અને તમારી
જાત ઉપર નિયંત્રણ રાખો. તમને પ્રાર્થના કરવામાં આ
મદદરૂપ બનશે. ૮વધુ મહત્વનું એ છે કે, એકબીજા પર
આગ્રહથી પ્રીતિ કરો. પ્રીતિ બધા પાપોને ઢાંકે છે. ૯કોઈ
પણ જાતની ફરિયાદ વગર એકબીજાને પરોણા રાખો.
૧૦તમારામાંના દરેકને દેવ તરફથી આત્મિક કૃપાદાન
પ્રાપ્ત થયું છે. દેવે તેની કૃપા (દયા) વિવિધ રીતે તમને
દર્શાવી છે. અને તમે એવા સેવક છો કે જે દેવના
કૃપાદાનના ઉપયોગ માટે જવાબદાર છો. તેથી સારા
સેવકો બનો. અને એકબીજાની સેવા કરવા કૃપાદાનનો
ઉપયોગ કરો. ૧૧જો કોઈ વ્યક્તિ બોધ કરે તો તેણે દેવના
વચન પ્રમાણે બોધ કરવો જોઈએ. અને જે સેવા કરે છે
તેણે દેવ થકી પ્રાપ્ત થયેલ સામર્થ્ય વડે સેવા કરવી
જોઈએ. તમારે એવાં જ કાર્યો કરવાં જોઈએ કે જેથી
બધી બાબતોમાં ઈસુ ખ્રિસ્ત દ્વારા દેવ મહિમાવાન થાય
તેને સદાસર્વકાળ મહિમા તથા સત્તા છે. આમીન.

## એક ખ્રિસ્તી જેવી યાતનાઓ

૧૨મારા મિત્રો, જે વેદનાઓ અત્યારે તમે સહી રહ્યા
છો તેનાથી આશ્ચર્ય ન પામશો. તે તો તમારા વિશ્વાસની
કસોટી છે. એવું ના વિચારશો કે તમારા પ્રત્યે કશુંક નવું
થઈ રહ્યું છે. ૧૩પરંતુ તમે ખ્રિસ્તની યાતનાના સહભાગી
છો તે માટે તમારે આનંદ અનુભવવો જોઈએ. જ્યારે
ખ્રિસ્ત તેનો મહિમા પ્રગટ કરશે ત્યારે તમે બહુ
ઉલ્લાસથી ખૂબ જ આનંદિત બનશો. ૧૪જ્યારે ખ્રિસ્તને
અનુસરવાને કારણે લોકો તમારા વિષે ખરાબ બોલે છે,
તો તમને ધન્ય છે, કારણ કે મહિમાનો આત્મા તમારી
સાથે છે. તે આત્મા દેવનો છે. ૧૫ખૂની, દુષ્કર્મી, ચોર
અથવા બીજા લોકોના કામમાં દખલ કરનારના જેવા
ન થશો, આમ કરનાર વ્યક્તિ દુ:ખી થશે પરંતુ
તમારામાંથી કોઈ દુ:ખી નહિ થાય. ૧૬પરંતુ ખ્રિસ્તી
હોવાને લીધે તમે જો સહન કરો, તો તેનાથી શરમાશો
નહિ. પરંતુ તે નામ (ખ્રિસ્તી) માટે તમારે દેવની સ્તુતિ
(આભાર) કરવી જોઈએ. ૧૭કેમ કે ન્યાય માટેનો સમય
આવી ગયો છે. તે ન્યાયની શરૂઆત દેવના કુટુંબ
(મંડળી) થી થશે. ન્યાયની શરૂઆત આપણાથી થાય
તો જેઓ દેવની સુવાર્તાના આજ્ઞાંકિત નથી તેઓનું શું
થશે? ૧૮"જો સારા માણસનો ઉદ્ધાર મુશ્કેલીથી થાય છે
તો પછી જે માણસ દેવની વિરુદ્ધ છે અને જે પાપી છે
તેનું શું થશે?"* ૧૯માટે જે લોકો દેવની ઈચ્છા પ્રમાણે
દુ:ખો સહન કરે છે તેઓ સારું કરીને પોતાના આત્માઓને
વિશ્વાસ ઉત્પન્ન કરનારને સુપ્રત કરે. દેવ એક છે જેણે
તેઓને ઉત્પન્ન કર્યા છે, અને તેઓ તેનામાં વિશ્વાસ
કરી શકે છે. તેથી તેઓએ સારા કામો કરવાનું ચાલુ
રાખવું જોઈએ.

## દેવનું ટોળું

૫ હવે તમારા સમૂહના વડીલોને મારે કંઈક કહેવું
છે. હું પણ વડીલ છું. મેં પોતે ખ્રિસ્તની યાતનાઓ
જોઈ છે. અને જે મહિમા આપણને પ્રગટ થનાર છે
તેનો હું પણ ભાગીદાર છું, તેથી તેઓને વિનંતી કરું છું
કે, ૨દેવનું જે ટોળું તમારામાં છે તેનું પ્રતિપાલન કરો.
અધ્યક્ષનું કામ ફરજ પડયાથી નહિ પણ ખુશીથી કરો.
નીચ લોભને માટે નહિ, પણ હોંસથી કરો, દેવની આવી
ઈચ્છા છે. તમે સેવા કરવાથી પ્રસન્ન થાઓ છો તેથી
આમ કરજો. પૈસાને માટે ન કરતા. ૩જે લોકો પ્રત્યે તમે
જવાબદાર છો, તેઓના સત્તાધીશ ન બનશો. પરંતુ તે
લોકોને આદર્શરૂપ થાઓ. ૪પછી જ્યારે મુખ્ય ઘેટાંપાળક
(ખ્રિસ્ત) આવશે ત્યારે, તમને મુગટ મળશે. તે મુગટ
ઘણો જ મહિમાવંત હશે અને તેની સુંદરતા કદી પણ
નાશ પામશે નહિ.
૫જુવાનો, મારે તમને પણ કંઈક કહેવું છે. તમારે
વડીલોની સત્તાને સ્વીકારવી જોઈએ અને એકબીજા
પ્રત્યે તમારે બધાએ વિનમ્ર બનવું જોઈએ.

"દેવ અભિમાની લોકોની વિરુદ્ધ છે. પરંતુ વિનમ્ર
લોકો પ્રતિ તે કૃપા (દયા) રાખે છે."

*નીતિવચનો ૩:૩૪*

---

**"જો સારા માણસનો ... પાપી છે તેનું શું થશે"** નીતિ. ૧૧:૩૧

[6]તેથી દેવના સમર્થ હાથો નીચે પોતાને વિનમ્ર બનાવો પછી યોગ્ય સમયે તે તમને ઉચ્ચપદે મૂકશે. [7]તમારી બધી જ ચિંતાઓ તેને સોંપી દો, કારણ કે તે તમારી સંભાળ રાખે છે.

[8]તમારી જાતને નિયંત્રિત કરો અને સાવધાન રહો! શેતાન તમારો દુશ્મન છે, અને તે ગાજનાર સિંહની પેઠે કોઈ મળે તેને ખાઈ જવા માટે શોધતો ફરે છે. [9]શેતાનનો વિરોધ કરો. અને તમારા વિશ્વાસમાં સુદઢ બનો. તમે જાણો છો કે તમારા જેવી જ યાતના દુનિયાભરમાં તમારા ભાઈઓ અને બહેનો ભોગવી રહ્યા છે.

[10]હા, થોડા સમય માટે તમારે સહન કરવું પડશે. પરંતુ તે પછી, દેવ બધું જ સારું કરશે. તે તમને શક્તિશાળી બનાવશે. તમારું પતન ન થાય તે માટે તમારો આધાર બની રહેશે. તે જ સર્વ કૃપાનો દેવ છે. તેણે તમને ખ્રિસ્તમાં પોતાના મહિમામાં સહભાગી થવા બોલાવ્યા છે. આ મહિમા સદાસર્વકાળ પર્યંત રહેશે. [11]તેને સદાસર્વકાળ સત્તા હોજો. આમીન.

### અંતિમ શુભેચ્છાઓ

[12]સિલ્વાનુસ, મને ખબર છે કે તે ખ્રિસ્તમાં વિશ્વાસુ ભાઈ છે. તમને આદર સાથે હિંમત અને પ્રોત્સાહન આપવા તેની હસ્તક મેં ટૂંકમાં આ લખ્યું છે. મારે તમને કહેવું હતું કે આ તો દેવની ખરી કૃપા છે. અને તે કૃપામાં સ્થિર ઊભા રહો.

[13]બાબિલોનની મંડળી તમને સલામ કહે છે. તમારી જેમ તે લોકો પણ પસંદ કરાયેલા છે. ખ્રિસ્તમાં મારો પુત્ર માર્ક પણ તમને સલામ કહે છે.

[14]જ્યારે તમે મળો ત્યારે પ્રીતિના ચુંબનથી એકબીજાને સલામ કરજો.

ખ્રિસ્ત ઈસુમાં તમ સર્વને શાંતિ થાઓ.

# પિતરનો બીજો પત્ર

૧ ઈસુ ખ્રિસ્તના સેવક અને પ્રેરિત સિમોન પિતર
તરફથી તમને કુશળતા હો. અમારામાં છે તેવો
મૂલ્યવાન વિશ્વાસ જે બધા લોકોમાં છે, તે સર્વને આપણા
દેવ અને તારનાર ઈસુ ખ્રિસ્તના ન્યાયીપણાથી અમારા
જેવો મૂલ્યવાન વિશ્વાસ જેઓ પામ્યા છે, તેઓ જોગ.
૨કૃપા અને શાંતિ વધુ ને વધુ પ્રમાણમાં તમને પ્રદાન
થાઓ. તમને કૃપા અને શાંતિ પ્રાપ્ત થશે કારણ કે તમે
ખરેખર દેવ અને આપણા પ્રભુ ઈસુને ઓળખો છો.

### જેની આપણને આવશ્યકતા હોય તે બધું જ દેવે આપણને આપ્યું છે

૩ઈસુ ઈશ્વરી સામર્થ્ય ધરાવે છે. તેના સામર્થ્યે
આપણને એ દરેક વાનાં આપ્યાં છે જેની આપણને
જીવવા અને ઈશ્વરની સેવા માટે આવશ્યકતા છે.
આપણે તેને જાણીએ છીએ તેથી આપણી પાસે આ
વાનાં છે. ઈસુએ તેના મહિમા અને સાત્વિકતાથી
આપણને બોલાવ્યા. ૪તેના મહિમા અને સાત્વિકતાથી,
ઈસુએ આપણને આપેલાં તે ઘણા મહાન અને સમૃદ્ધ
દાનો પ્રદાન કર્યા અને તેથી મૂલ્યવાન તથા અતિશય
મોટાં વચનો આપ્યાં છે જેથી તે દ્વારા જગતમાંની જે
દુર્વાસનાથી દુષ્ટતા થાય છે, તેથી છૂટીને ઈશ્વરી
સ્વભાવના ભાગીદાર તમે થાઓ. ૫કારણ કે તમને આ
આર્શીવાદો પ્રાપ્ત થયા છે, તેથી તમારે શકય હોય તેટલા
તમામ પ્રયત્નો દ્વારા આ બાબતોને તમારા જીવનમાં
ઉમેરવી જોઈએ: તમારા વિશ્વાસમાં ચારિત્ર ઉમેરો; ૬અને
તમારા ચારિત્રમાં જ્ઞાન અને તમારા જ્ઞાનમાં સ્વ–
નિયંત્રણ; અને તમારા સ્વ–નિયંત્રણમાં ધીરજ ઉમેરો
અને તમારી ધીરજમાં ઈશ્વરની સેવા; ૭અને દેવ પ્રત્યેની
તમારી સેવામાં તમારા ખ્રિસ્તમય ભાઈઓ–બહેનો માટે
કરૂણા; અને ભાઈ–બહેનો માટેની કરૂણામાં પ્રેમ ઉમેરો.
૮જો આ બધી બાબતો તમારામાં હોય અને તે વિકાસ
પામતી રહે, તો આ બાબતો તમને કયારેય નિરુપયોગી
બનવા દેશે નહિ. આ બાબતો આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના
જ્ઞાનમાં કદાપિ અયોગ્ય ઠરવા દેશે નહિ. ૯પરંતુ જો
વ્યકિત પાસે આ બાબતો ન હોય, તો તે સ્પષ્ટપણે જોઈ
શકતી નથી. તે વ્યકિત અંધ છે. તે ભુલી ગઈ છે કે તે
તેના ભૂતકાળના પાપોથી શુદ્ધ (માફ) થયો હતો.
૧૦મારા ભાઈઓ અને બહેનો, પ્રભુએ તમને તેડયાં છે
અને તેના બનવા માટે તમને પસંદ કર્યા છે. એવું
દર્શાવવા વિશેષ પ્રયત્ન કરો કે જેથી સાબિત થાય કે
ખરેખર તમે જ પ્રભુના પસંદ કરાયેલ અને તેડાયેલ
લોકો છો. જો તમે આ બધી બાબતો કરશો તો તમે કદી
ઠોકર ખાશો નહિ. ૧૧અને આપણા પ્રભુ અને તારનાર
ઈસુ ખ્રિસ્તના રાજયમાં તમારું ઉષ્માભર્યું સ્વાગત
કરવામાં આવશે. તે રાજય સર્વકાળ છે.
૧૨તમે આ બાબતો જાણો છો. તમને જે સત્ય પ્રગટ
થયું છે તેમાં તમે ઘણા સ્થિર છો. પરંતુ આ બાબતોનું
સ્મરણ કરાવવામાં હું હંમેશ તમને મદદ કરીશ. ૧૩જયાં
સુધી હું અહીં આ પૃથ્વી પર જીવિત હોઉ ત્યાં સુધી હું
માનું છું કે મારા માટે તમને આ બાબતોનું સ્મરણ
કરાવવું તે યોગ્ય જ છે. ૧૪હું જાણું છું કે મારે ખૂબ
ઝડપથી આ શરીરનો ત્યાગ કરવાનો છે. આપણા પ્રભુ
ઈસુ ખ્રિસ્તે મને તે દર્શાવ્યું છે. ૧૫હંમેશા તમને મદદરૂપ
બનવા આ બાબતોનું સ્મરણ કરાવવા શકય તેટલા શ્રેષ્ઠ
પ્રયત્નો હું કરતો રહીશ. મારા ચાલ્યા ગયા પછી તમે
આ બાબતોને હંમેશા યાદ રાખવા શકિતમાન બનો
એમ હું ઈચ્છું છું.

### અમે ખ્રિસ્તનો મહિમા નિહાળ્યો

૧૬આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તનું સામર્થ્ય અને આગમન
વિષે અમે તમને જણાવ્યું છે. તેના આગમન વિષે અમે
તમને જણાવ્યું હતું. જે બાબત વિષે અમે તમને જણાવેલ
તે લોકો ધ્વારા ઘડી કાઢવામાં આવેલી ચતુરાઈથી કલ્પેલી
કહાણીઓ ન હતી. ના! અમારી પોતાની આંખો ધ્વારા
અમે ઈસુની મહાનતા જોઈ. ૧૭ઈસુએ સૌથી મોટા
ભવ્ય મહિમા (દેવ) ની વાણી સાંભળી હતી. દેવ બાપ
તરફથી જયારે ઈસુએ માન અને મહિમા પ્રાપ્ત કર્યો
ત્યારે તેમ બન્યું. તે વાણીએ કહ્યુ કે, "આ મારો વહાલો
પુત્ર છે, અને હું તેને ચાહું છું. તેનાથી હું ખૂબ પ્રસન્ન
છું." ૧૮અને અમે તે વાણી સાંભળી હતી. જયારે અમે

પવિત્ર પર્વત પર ઈસુની સાથે હતા ત્યારે તે આકાશવાણી
સાંભળી હતી.
૧૯પ્રબોધકોએ જે બાબતો જણાવી છે તે આપણને
વધારે ખાતરી આપે છે, જે બાબતો તેઓએ કહી તે
અંધકારના કોઈક સ્થળે પ્રકાશ આપનાર દીવા સમાન
હતી. જયાં સુધી દિવસ ન થાય અને પરોઢનો તારો
તમારા અંત:કરણોમાં ન ઊગે ત્યાં સુધી તે દીવો તમારી
પાસે રહેશે. ૨૦સૌથી મહત્વપૂર્ણ, તમારે સમજવું જ
પડે કે: પવિત્ર લેખમાંનું કોઈ પણ ભવિષ્યવચન કોઈ
એક વ્યકિતએ કરેલું પોતાનું અર્થઘટન નથી. ૨૧ના!
કોઈ પણ ભવિષ્યવચન કદાપિ કોઈ પણ વ્યકિતની
સ્વેચ્છાથી પ્રગટ થયેલ નથી. પરંતુ લોકો પવિત્ર
આત્માની પ્રેરણાથી દેવનાં વચન બોલ્યાં.

### જૂઠાં ઉપદેશકો

૨ ભૂતકાળમાં દેવના લોકો વચ્ચે ખોટા પ્રબોધકો
ઊભા થયા હતા. અત્યારે પણ એવું જ છે. તમારા
સમૂહમાં કેટલાએક જૂઠાં ઉપદેશકો છે. તેઓ જે વસ્તુ
ખોટી છે તેનો ઉપદેશ આપશે કે જેનાથી લોકો ખોવાઈ
જાય. આ ખોટા ઉપદેશકો એ રીતે ઉપદેશ આપશે કે
જેથી તેઓ ખોટા છે તે શોધવું તમારા માટે મુશ્કેલ બની
જશે. તેઓ સ્વામી (ઈસુ) કે જેના દ્વારા તેઓને સ્વતંત્રતા
મળી છે. તેનો પણ સ્વીકાર કરવાનો નકાર કરશે. અને
આથી તેઓ પોતાની જાતે ઉતાવળે નાશ વહોરી લેશે.
૨ઘણા લોકો અનિષ્ટ વસ્તુઓમાં તેઓને અનુસરશે. ઘણા
લોકો આ ખોટા ઉપદેશકોને કારણે સત્યના માર્ગ વિષે
નિંદા કરશે. ૩આ ખોટા ઉપદેશકો માત્ર નાણાની ઈચ્છા
રાખે છે. તેથી તેઓ જે વસ્તુ સાચી નથી તે તમને
કહીને તેનો દુરૂપયોગ કરશે. પરંતુ ઘણા સમયથી આ
ખોટા ઉપદેશકોનો ન્યાય તોળાઈ ચૂકયો છે. અને તેઓ
તે જે એક (દેવ) થી છટકી શકશે નહિ અને તે તેઓનો
નાશ કરશે.
૪જયારે દૂતોએ પાપ કર્યુ ત્યારે, દેવે તેઓને પણ
શિક્ષા કર્યા વગર છોડ્યા નહિ. ના! દેવે તેઓને નરકમાં
ફેંકી દીધા. અને દેવે તે દૂતોને અંધકારના ખાડાઓમાં
ન્યાયકરણનો દિવસ આવે ત્યાં સુધી ત્યાં રાખ્યા. ૫જે
અનિષ્ટ લોકો બહુ વખત પહેલા જીવતા હતા, દેવે તેઓને
પણ શિક્ષા કરી. અધર્મી દુનિયાને પણ દેવે છોડી નહિ.
દેવ જગત પર જળપ્રલય લાવ્યો. પરંતુ દેવે નૂહ અને
તેની સાથેનાં સાત માણસોને બચાવી લીધા. નૂહ એ
વ્યકિત હતો કે જેણે લોકોને ન્યાયી જીવન જીવવા કહ્યું
હતું. ૬દેવે સદોમ અને ગમોરા જેવાં દુષ્ટ શહેરોને પણ
શિક્ષા કરી. ભસ્મ ન થઈ જાય ત્યાં સુધી આ શહેરોને
દેવે બળવા દીધા અને જે લોકો દેવની વિરુદ્ધ છે તેઓનું
ભવિષ્યમાં શું થશે તે માટેનું ઉદાહરણ દેવે આ શહેરો
દ્વારા પૂરુ પાડ્યું. ૭પરંતુ દેવે તે શહેરોમાંથી લોતને બચાવી
લીધો. લોત ન્યાયી માણસ હતો. તે દુષ્ટ લોકોના
દુરાચારથી ત્રાસ પામતો હતો. ૮(લોત ન્યાયી માણસ
હતો, પરંતુ દુષ્ટ લોકો સાથે પ્રતિદિન રહેવાને કારણે તે
જે દુષ્કર્મો જોતો તેને કારણે તેના ન્યાયી આત્મામાં તે
ખિન્ન થતો હતો.) ૯હા, દેવે આ બધું જ કર્યુ. અને પ્રભુ
દેવની સેવા કરનાર બધા જ લોકોને જ્યારે પરીક્ષણ
આવશે ત્યારે પ્રભુ દેવ દ્વારા તેઓને હંમેશા બચાવાશે.
જ્યારે પ્રભુ અનિષ્ટ કાર્યો કરનારાં લોકોને ધ્યાનમાં રાખશે
અને ન્યાયના દિવસે તેઓને શિક્ષા કરશે. ૧૦આ શિક્ષા
ખાસ કરીને એ લોકોને આપવામાં આવશે જે લોકો
પોતાની પાપી જાતને સંતોષ આપવા ખરાબ કાર્યો કરે
છે, અને જેઓ પ્રભુના અધિકારનો અનાદર કરે છે.
અને જેઓ પ્રભુની સત્તાને ધિક્કારે છે.
આ ખોટા ઉપદેશકો પોતાની ઈચ્છા મુજબ ગમે
તેમ કરશે, અને તેઓ પોતાના વિષે બડાશો મારશે.
તેઓ મહિમાવાન દૂતોની વિરુદ્ધ બોલતા પણ ગભરાશે
નહિ. ૧૧ખોટા ઉપદેશકો કરતાં દૂતો ઘણા બળવાન અને
શકિતશાળી છે. છતાં દૂતો પણ ખોટા ઉપદેશકો પ્રતિ
આક્ષેપ નથી કરતાં કે તેઓની વિરુદ્ધ પ્રભુની આગળ
ખરાબ નથી બોલતા. ૧૨પરંતુ આ ખોટા ઉપદેશકો તો જે
નથી સમજી શકતાં તેના માટે પણ નિંદા કરે છે. આ
ઉપદેશકો પશુઓ સમાન છે કે જે વિચાર્યા વગર કાર્ય
કરે છે. જંગલી પશુઓની જેમ તેઓ તો ઝડપાવા તથા
નાશ પામવા જ જન્મેલા છે. અને જંગલી જાનવરોની
જેમ, આ ખોટા ઉપદેશકોનો વિનાશ થશે. ૧૩આ ખોટા
ઉપદેશકોએ ઘણા માણસોને હેરાનગતિ પહોંચાડી છે.
તેથી તેઓ પોતે જ યાતનાગ્રસ્ત થવાના છે. તેઓએ જે
દુષ્કૃત્યો કર્યા છે તેનો તે જ બદલો તેઓને મળ્યો છે.
આ ખોટા ઉપદેશકો માને છે કે જાહેરમાં દુષ્કૃત્યો કરવામાં
મઝા છે જ્યાં બધા જ લોકો તેમને નિહાળી શકે. તેઓને
આનંદ આપે તેવા દુષ્કર્મો કરવામાં તેઓ આનંદ અનુભવે
છે. તેથી તેઓ તમારામાં ગંદા ડાઘા અને ધાબા જેવા
છે–તેઓ તમારી સાથે ભોજન કરીને તમને શરમાવે છે.
૧૪તેઓની આંખો વ્યભિચારથી ભરેલી છે. આ ખોટા
ઉપદેશકો હંમેશા આ જ રીતે પાપકર્મો કર્યા કરે છે.
તેઓ નિર્બળ માણસોને પાપ કરવા લલચાવે છે. તેઓએ
તો તેમના પોતાના હૃદયને સ્વાર્થી બનવાનું શીખવ્યું
છે. તેથી તેઓ શાપિત છે. ૧૫આ લોકોએ સત્યનો પંથ

ત્યાગી દીધો છે અને તેઓએ ખરાબ માર્ગ પસંદ કર્યો
છે. બલામ ગયો હતો તે જ રસ્તાને તેઓ અનુસર્યા છે.
બલામ બયોરનો પુત્ર હતો. ખોટા કામ કરવા માટે જે
વળતર ચૂકવાતું હતું તેના પર તે મોહિત થયો. ૧૬પરંતુ
મૂંગા ગધેડાએ બલામને કહ્યું કે તે ખોટું કરી રહ્યો હતો.
અને ગધેડુ એક એવું પ્રાણી છે કે જે બોલી શકતું નથી.
પરંતુ તે ગધેડાએ મનુષ્યની વાણીમાં કહ્યું અને
પ્રબોધકની (બલામની) ઘેલછાને અટકાવી.

૧૭તે ખોટા પ્રબોધકો એવી નદીઓ સમાન છે જેમાં
પાણી નથી. તેઓ વાદળા જેવા છે જે વંટોળિયામાં ફૂંકાઈ
જાય છે, તેઓના માટે ઘોર અંધકારવાળું સ્થાન રાખવામાં
આવ્યું છે. ૧૮તે ખોટા ઉપદેશકો અર્થહીન શબ્દોની
બડાશો મારે છે. તેઓ લોકોને પાપના છટકામાં દોરી
જાય છે. તેઓ ખોટા રસ્તે જીવતા લોકોથી દૂર થવાની
શરૂઆત કરતાં હોય તેઓને દોરે છે. તે ખોટા ઉપદેશકો
લોકોને પાપ કરવા ઈચ્છતા હોય તેવા દૈહિક વિષયોથી
તથા ભ્રષ્ટાચારથી મોહ પમાડે છે. ૧૯આ ખોટા ઉપદેશકો
તેઓને સ્વતંત્રતાનું વચન આપે છે. પરંતુ પોતે જ પાપનાં
દાસ છે. કારણ કે માણસને જે કંઈ જીતે છે, તે જ તેને
પોતાનો દાસ કરી લે છે. તેઓ જે વસ્તુઓનો વિનાશ
થવાનો છે, તેના જ દાસ છે, વ્યક્તિ તેને નિયંત્રિત કરી
શકે તેવી વસ્તુનો તે દાસ છે. ૨૦તે લોકોને જગતની
અનિષ્ટ બાબતોથી મુક્ત રાખવામાં આવ્યા હતા. તેઓને
આપણા પ્રભુ અને તારનાર ઈસુ ખ્રિસ્તના જ્ઞાન વડે
મુક્ત રાખવામાં આવ્યા હતા. પરંતુ જો તે લોકો ફરી
પાછા તે દુષ્કર્મો તરફ વળે, અને તેઓ તેનાં અધિપત્ય
નીચે આવી જાય, તો પહેલા હતાં તે કરતાં પણ તેઓની
દશા બૂરી છે. ૨૧હા, તેઓના માટે તો કદાપિ સત્યપંથ
મળ્યો જ ન હોત તો તે વધારે સારુ હોત. સત્યપંથ
જાણવો અને જે પવિત્ર ઉપદેશ તેઓને સોંપવામાં
(આપવામાં) આવ્યો છે તેનાથી વિમુખ થઈ જવું તેના
કરતાં તો તે જ સારું છે કે સત્યપંથ જાણ્યો જ ન હોત.
૨૨તે લોકોએ જે કર્યુ તે આ સત્ય ઉકિત જેવું જ છે:
"જ્યારે કૂતરું ઓકે છે, ત્યારે તે પોતાની ઓક તરફ પાછો
ફરે છે,"* અને "જ્યારે ભૂંડ સ્વચ્છ બને છે, ત્યારે તે
પાછું કાદવમાં જાય છે અને આળોટે છે."

### ઈસુનું આગમન થશે

૩ મારા મિત્રો, તમને લખેલ મારો આ બીજો પત્ર
છે. તમારા પ્રામાણિક માનસને કંઈક સ્મરણ
કરાવવા મેં બંને પત્રો તમને લખ્યા છે. ૨પવિત્ર
પ્રબોધકોએ ભૂતકાળમાં જે વાણી ઉચ્ચારેલી તેનું હું તમને
સ્મરણ કરાવવા ઈચ્છું છું. અને આપણા પ્રભુ અને
તારનારે આપણને જે આજ્ઞા આપેલી તેનું પણ સ્મરણ
કરાવવા ઈચ્છું છું. તમારા પ્રેરિતો દ્વારા તે અમને આપી
હતી. ૩અંતિમ દિવસોમાં શું થશે તે સમજવું તમારા
માટે મહત્વનું છે. લોકો તમારી સામે હસશે. તેઓ
પોતાને ગમતી દુર્વાસના પ્રમાણે ચાલશે જેનો તેઓ
આનંદ માણશે. ૪એ લોકો કહેશે કે, "તેણે (ઈસુએ)
આગમનનું વચન આપ્યું હતું. તે ક્યાં છે? આપણા
પૂર્વજો અવસાન પામ્યા. પરંતુ દુનિયા તો જે રીતે તેનું
સર્જન કરવામાં આવ્યું ત્યારે હતી તે જ રીતે ચાલુ છે."
૫પરંતુ ઘણા લાંબા સમય પહેલા જે બન્યું હતું તેને તે
લોકો યાદ રાખવા માંગતા નથી. આકાશ ત્યાં હતું, અને
દેવે પાણી વડે પાણીમાંથી પૃથ્વીનું સર્જન કર્યુ. આ બધું
જ દેવના વચન દ્વારા બન્યું. ૬પછી તે જગત પાણીમાં
ડૂબીને નાશ પામ્યું. ૭અને અત્યારે દેવનું તે જ વચન
આકાશ અને પૃથ્વીને ટકાવી રાખે છે કે જે આપણી
પાસે છે. આ પૃથ્વી અને આકાશ અગ્નિથી નાશ કરવા
માટે ટકાવી રાખવામાં આવ્યા છે. પૃથ્વી અને આકાશ
ન્યાયના દિવસ સુધી ટકાવી રખાશે અને પછી તેનો
અને જેઓ દેવની વિરુદ્ધ છે તે બધા જ લોકોનો નાશ
થશે.

૮પરંતુ મારા પ્રિય મિત્રો, આ એક વાત ન ભૂલશો કે
પ્રભુની નજરમાં એક દિવસ એક હજાર વરસો બરાબર
છે, અને એક હજાર વરસો એક દિવસ બરાબર છે.
૯પ્રભુએ જે વચન આપ્યું છે તે કરવામાં તે વિલંબ
કરતો નથી-જે રીતે કેટલાએક લોકો વિલંબને સમજે છે
તે રીતે. પરંતુ પ્રભુ તમારા માટે ધીરજ રાખે છે. અને તે
કોઈ પણ વ્યક્તિ ભટકી જાય તેમ ઈચ્છતો નથી. દેવની
ઈચ્છા છે કે દરેક વ્યક્તિ પશ્ચાત્તાપ કરે અને તે પાપ
કરતા અટકે.

૧૦પરંતુ જ્યારે પ્રભુનો એ દિવસ આવશે ત્યારે તે
ચોરના જેવો આશ્ચર્યજનક હશે. મોટી ગર્જનાસહિત
આકાશ અદશ્ય થઈ જશે. આકાશમાંથી બધી વસ્તુઓ
અગ્નિમાં નાશ પામશે. પૃથ્વી અને તેમાંની બધી વસ્તુઓ
બાળી નાંખવામાં આવશે. ૧૧અને મેં કહ્યું તે પ્રમાણે
બધી વસ્તુઓનો વિનાશ થશે. તેથી તમારે કેવા પ્રકારના
લોકો બનવું જોઈએ? તમારે પવિત્ર જીવન જીવવું
જોઈએ અને દેવની સેવા કરવી જોઈએ. ૧૨તમારે દેવના
દિવસ માટે આતુરતાથી રાહ જોવી જોઈએ. અને તેને
માટે ખૂબ જ ઈચ્છા રાખવી જોઈએ. જ્યારે એ દિવસ
આવશે, ત્યારે આકાશ અગ્નિથી નાશ પામશે, અને

---

**"જયારે કૂતરું ... પાછો ફરે છે"** નીતિ. ૨૬:૧૧.

આકાશમાંની બધી વસ્તુ ગરમીથી પીગળી જશે. [13]પરંતુ દેવે આપણને એક વચન આપ્યું છે. અને તે વચન પ્રમાણે નવાં આકાશ તથા નવી પૃથ્વી જેમાં ન્યાયીપણું વસે છે, તેની આપણે રાહ જોઈએ છીએ.

[14]પ્રિય મિત્રો, આમ બનવાની આપણે રાહ જોઈ રહ્યા છે. તેથી પાપહિન અને ક્ષતિહિન બનવા માટે શક્ય તેટલા વધારે પ્રયત્નશીલ રહો. દેવ સાથે શાંતિમાં રહેવાને યત્ન કરો. [15]યાદ રાખો કે આપણો પ્રભુ ધીરજવાન હોવાથી આપણું તારણ થયું છે. આપણા વહાલા ભાઈ પાઉલે પણ દેવે તેને આપેલી બુદ્ધિથી તમને આ જ બાબત લખી હતી. [16]પાઉલ તેના બધા જ પત્રોમાં આ જ રીતે આ બધી વાતો લખે છે. પાઉલના પત્રોમાં કેટલીક એવી વાતો છે કે જે સમજવામાં અઘરી છે. અને કેટલાએક લોકો તેને ખોટી રીતે સમજાવે છે. તે લોકો અજ્ઞાત છે, અને વિશ્વાસમાં નિર્બળ છે. તે જ લોકો બીજા શાસ્રો* ને પણ ખોટી રીતે સમજાવે છે. પરંતુ આમ કરીને તેઓ પોતાનો જ વિનાશ નોતરે છે.

[17]પ્રિય મિત્રો, તમે આ બધી જ વાતો અગાઉથી જાણો છો. તેથી સાવધ રહો. તે અનિષ્ટ લોકોને તમને દુરાચારના માર્ગે દોરી ન જવા દો. સાવચેત રહો કે જેથી તમે તમારા સુદઢ વિશ્વાસમાંથી ચલિત ન થાવ. [18]પરંતુ આપણા પ્રભુ અને તારનાર ઈસુ ખ્રિસ્તના જ્ઞાન અને કૃપા (દયા) માં તમે વધતા જાઓ. તેને હમણાં તથા સદાસર્વકાળ મહિમા હો! આમીન.

---

**બીજા શાસ્રો** પવિત્ર લખાણો–જૂનો કરાર.

# યોહાનનો પહેલો પત્ર

૧ હવે અમે તમને જગતના આરંભકાળ પહેલા જે
કોઈ વસ્તુઓનું અસ્તિત્વ હતું તે વિષે કહીએ
છીએ:

આ અમે સાંભળ્યું છે,
અમે પોતાની આંખો વડે જોયું છે,
અમે નિહાળ્યું છે,
અમે અમારા હાથે સ્પર્શ કર્યો છે.

અમે તમને તે શબ્દ (ખ્રિસ્ત) જે જીવન આપે છે તે
વિષે લખીએ છીએ. ૨તે જીવન અમને બતાવ્યું છે.
અમે તે જોયું છે. અમે તે વિષે સાક્ષી આપી શકીએ
છીએ. હવે અમે તમને તે જીવન વિષે કહીએ છીએ.
તે જીવન જે અનંતકાળનું છે. આ તે જીવન છે જે દેવ
બાપ સાથે હતું. દેવે આપણને આ જીવન બતાવ્યું છે.
૩હવે અમે તમને જે કંઈ જોયું છે અને સાંભળ્યું છે તે
કહીએ છીએ. શા માટે? કારણ કે અમે તમને અમારી
સાથે ભાગીદાર બનાવવા ઈચ્છીએ છીએ. જેથી દેવ
બાપ અને તેના પુત્ર ઈસુ ખ્રિસ્ત સાથે અમને જે આનંદ
અને સંગત મળ્યાં છે તેના તમે પણ ભાગીદાર બનો.
૪અમે તમને આ બાબત લખીએ છીએ તેથી તમારો
પણ આનંદ અમારી સાથે સંપૂર્ણ થાય.

### દેવ આપણા પાપો માફ કરે છે

૫અમે દેવ પાસેથી સાચો સંદેશો સાંભળ્યો છે. હવે
અમે તે તમને કહીએ છીએ: દેવ પ્રકાશ છે. દેવમાં
અંધકાર નથી. ૬તેથી જો આપણે કહીએ કે આપણને
દેવ સાથે સંગત છે અને આપણે અંધકારમાં (પાપ)
જીવીએ તો પછી આપણે જૂઠાં છીએ. આપણે સત્યને
અનુસરતા નથી. ૭દેવ પ્રકાશમાં છે. આપણે પણ
પ્રકાશમાં જીવવું જોઈએ, જો આપણે પ્રકાશમાં જીવીએ
તો, પછી આપણે એકબીજાની સાથે સંગતમાં છીએ.
અને જ્યારે આપણે પ્રકાશમાં જીવીએ છીએ, તો તેના
પુત્ર ઈસુનું રકત આપણને સઘળાં પાપમાંથી શુદ્ધ કરે
છે. (ઈસુ દેવનો દીકરો છે.)

૮જો આપણે કહીએ કે આપણામાં પાપ નથી તો,
આપણે આપણી જાતને મૂર્ખ બનાવીએ છીએ, અને
સત્ય આપણી અંદર નથી. ૯પણ જો આપણે આપણાં
પાપો કબૂલ કરીએ છીએ, તો દેવ આપણાં પાપ માફ
કરશે. આપણે દેવ પર વિશ્વાસ કરી શકીએ છીએ. દેવ
જે સત્ય છે તે જ કરે છે. આપણે કરેલા બધાં ખોટાં
કામોમાંથી દેવ આપણને શુદ્ધ કરે છે. ૧૦જો આપણે
કહીએ કે આપણે પાપ કર્યુ નથી, તો આપણે દેવને જૂઠાં
ઠરાવીએ છીએ આપણે દેવનાં સાચા વચનનો સ્વીકાર
કરતાં નથી.

### ઈસુ આપણો મદદગાર છે

૨ મારાં વહાલાં બાળકો, હું આ પત્ર તમને લખું છું
જેથી તમે પાપ કરશો નહિ. પણ જો કોઈ વ્યકિત
પાપ કરે છે, તો આપણી પાસે આપણી મદદમાં ઈસુ
ખ્રિસ્ત જે ન્યાયી છે તે ઈસુ દેવ બાપ આગળ આપણો
બચાવ કરે છે. ૨ઈસુના દ્વારા આપણા પાપો દૂર કરવામાં
આવે છે. અને કેવળ આપણાં જ નહિ, સમગ્ર જગતનાં
પાપો દૂર કરનાર તે જ છે.
૩જો આપણે દેવે જે આપણને કહ્યું છે તેનું પાલન
કરીશું, તો પછી આપણને ખાતરી છે કે આપણે ખરેખર
દેવને ઓળખીએ છીએ. ૪એક વ્યકિત કહે છે કે, "હું
દેવને જાણું છું!" પણ જો તે વ્યકિત દેવની આજ્ઞાઓનું
પાલન કરતો નથી, તો પછી તે વ્યકિત જૂઠો છે. તેનામાં
સત્ય નથી. ૫પણ જ્યારે એક વ્યકિત દેવના વચનનું
પાલન કરે છે, તો તેનામાં દેવ પરનો પ્રેમ તેના લક્ષ્યાંક
સુધી પહોંચ્યો છે. આ રીતે આપણે જાણીએ છીએ કે
આપણે દેવને અનુસરીએ છીએ. ૬જો કોઈ વ્યકિત કહે
કે તે દેવમાં જીવે છે, તો પછી તેણે ઈસુ જેવું જીવન
જીવ્યો તેવું જીવન જીવવું જોઈએ.

### દેવે બીજા લોકોને પ્રેમ કરવા આપણને આજ્ઞા કરી છે

૭મારા વહાલા મિત્રો, હું તમને નવી આજ્ઞા લખતો
નથી. જે તમને શરૂઆતથી આપવામાં આવી છે તે એ
જ આજ્ઞા છે. જે વચન તમે સાંભળ્યું છે તેની તે જ આ

આજ્ઞા છે. ૮પણ હું આ નવી આજ્ઞા તરીકે તમને લખું
છું. આ આજ્ઞા સત્ય છે. તમે તેનું સાચાપણું ઈસુમાં
અને તમારી જાતમાં જોઈ શકશો. અંધકાર (પાપ) દૂર
જઈ રહ્યો છે અને ખરો પ્રકાશ આ સમયે હમણા પ્રકાશી
રહ્યો છે.

૯કોઈ વ્યક્તિ કહે છે કે, "હું પ્રકાશમાં છું, પણ જો તે
વ્યક્તિ તેના ભાઈને ધિક્કારે છે, તો પછી તે હજુ
અંધકારમાં (પાપ) જ છે. ૧૦જે વ્યક્તિ તેના ભાઈને
પ્રેમ કરે છે તો તે પ્રકાશમાં જીવે છે, અને તે વ્યક્તિમાં
એવું કશું નથી જેથી તે ખોટું કરી શકે. ૧૧પરંતુ જે વ્યક્તિ
તેના ભાઈને ધિક્કારે છે તે અંધકારમાં છે. તે અંધકારમાં
જીવે છે. તે વ્યક્તિ જાણતો નથી કે તે ક્યાં જાય છે. શા
માટે? કારણ કે અંધકારે તેને આંધળો બનાવી દીધો છે.

૧૨ વહાલા બાળકો, હું તમને લખું છું, કારણ કે તમારાં
પાપો ખ્રિસ્ત દ્વારા માફ કરવામાં આવ્યાં છે.
૧૩ પિતાઓ, હું તમને લખું છું, કારણ કે આરંભથી
તમે તે કોણ છે તે જાણો છો, જુવાનો, હું તમને
લખું છું, કારણ કે તમે દુષ્ટ વ્યક્તિ (શેતાન) પર
વિજય મેળવ્યો છે.
૧૪ બાળકો, હું તમને લખું છું, કારણ કે તમે પિતાને
ઓળખો છો. પિતાઓ, મેં તમને લખ્યું છે, કારણ
કે જે આરંભથી ત્યાં હતો તેને તમે ઓળખો છો.
જુવાનો, મેં તમને લખ્યું છે, કારણ કે તમે બળવાન
છો; દેવનું વચન તમારામાં છે, અને તમે દુષ્ટ
વ્યક્તિ પર વિજય મેળવ્યો છે.

૧૫જગત પર અથવા જગતમાંના વાનાં પર પ્રેમ ના
રાખો. જો કોઈ જગત પર પ્રેમ રાખે છે, તો તેનામાં
બાપ પરનો પ્રેમ નથી. ૧૬જગતમાં આ દુષ્ટ વસ્તુઓ છે:

આપણા પાપી સ્વભાવને પ્રસન્ન કરવા માટેની
ઈચ્છા, આંખોની લાલસા માટેની ઈચ્છા, આપણી
સંપત્તિનું ખૂબ અભિમાન હોવું,

આ બધું બાપ (દેવ) પાસેથી આવતું નથી, આ સર્વ
જગતમાંથી આવે છે. ૧૭જગત અને દુનિયાની જે બધી
વસ્તુઓ લોકો ઈચ્છે છે તેનો પણ લય થશે જ. પરંતુ જે
વ્યક્તિ દેવની ઈચ્છા પ્રમાણે કરે છે તે અનંતકાળ જીવે
છે.

### ખ્રિસ્તવિરોધીઓને અનુસરો નહિ

૧૮મારાં વહાલાં બાળકો, અંત નજીક છે! તમે સાંભળ્યું
છે કે ખ્રિસ્તવિરોધી આવે છે. અને હવે ખ્રિસ્તવિરોધીઓ
ઘણા અહીં છે. તેથી અમે જાણીએ છીએ કે હવે અંત
નજીક છે. ૧૯ખ્રિસ્તના તે વિરોધીઓ આપણા સમૂહમાં
હતા. પણ તેઓ આપણામાંથી નીકળી ગયા. તેઓ ખરેખર
આપણી સાથે ન હતા. જો તે ખરેખર આપણા સમૂહના
હોત, તો તેઓ આપણી સાથે રહ્યા હોત. પણ તેઓ
નીકળી ગયા. આ તે બતાવે છે કે તેમાંનો કોઈ પણ
ખરેખર આપણામાંનો હતો નહિ.

૨૦તમે જે પવિત્ર છે (દેવ કે ખ્રિસ્ત) તેના દ્વારા
અભિષિકત થયા છો. તેથી તમે બધા સત્યને જાણો છો.
૨૧મારે તમને શા માટે લખવું? તમે સત્યને જાણતા
નથી તેથી મારે લખવું? ના! હું આ પત્ર લખું છું કારણ
કે તમે સત્યને જાણો છો. અને તમે જાણો છો કે કોઈ
પણ જૂઠાણું સત્યમાંથી આવતું નથી.

૨૨તેથી જૂઠો કોણ છે? તે એ વ્યક્તિ છે જે કહે છે કે
ઈસુ, ખ્રિસ્ત નથી. જે વ્યક્તિ કહે છે કે ઈસુ, ખ્રિસ્ત
નથી, તે તો ખ્રિસ્તવિરોધી છે. તે વ્યક્તિ પિતામાં (દેવ)
વિશ્વાસ કરતો નથી. અથવા તેના પુત્રમાં (ખ્રિસ્ત)
વિશ્વાસ કરતો નથી. ૨૩જો કોઈ વ્યક્તિ પુત્રમાં વિશ્વાસ
કરતો નથી, તો તેને બાપ હોતો નથી, પરંતુ જે વ્યક્તિ
પુત્રને સ્વીકારે છે તો તેને બાપ પણ છે.

૨૪તમે આરંભથી જે સાંભળ્યું છે તે તમારામાં રહો,
આરંભથી જે તમે સાંભળ્યું છે તે જો તમારામાં રહે તો
તમે પણ પુત્ર (ખ્રિસ્ત) માં તથા પિતા (દેવ) માં રહેશો.
તેની ખાતરી રાખજો. ૨૫પુત્રએ આપણને અનંતકાળનું
જીવન આપવાનું વચન આપ્યું છે.

૨૬જે લોકો તમને ખોટા રસ્તે દોરવાનો પ્રયત્ન કરે
છે તે લોકો વિષે હું આ પત્ર લખું છું. ૨૭ખ્રિસ્તે તમારો
અભિષેક કર્યો છે તે હજુ તમારી સાથે રહે છે. તેથી
તમને ઉપદેશ આપવા માટે કોઈ વ્યક્તિની તમને જરૂર
નથી. તમને ખ્રિસ્તે આપેલ ભેટ બધી બાબતો વિષે
શીખવે છે. આ અભિષેક ખરો છે. તે ખોટો નથી. તેથી
તેના અભિષેકે જે શીખવ્યું છે તે પ્રમાણે ખ્રિસ્તમાં
જીવવાનું ચાલુ રાખો.

૨૮હા, મારાં બાળકો, તેનામાં જીવો. જો આપણે આ
કરીશું, તો આપણે ખ્રિસ્ત ઈસુ જ્યારે પાછો આવવાનો
છે તે દિવસે નિર્ભય બનીશું જયારે તે આવે ત્યારે આપણે
છુપાઈ જવાની કે શરમાઈ જવાની જરૂર નથી. ૨૯તમે
જાણો છો કે ઈસુ ન્યાયી છે. તેથી તમે એ બધા લોકોને
જાણો છો જે સાચું હોય તે જ તે કરે છે. તે દેવનાં છોકરાં
છે.

### આપણે દેવનાં છોકરાં છીએ

૩ પિતાએ (દેવ) આપણા પર કેટલો બધો પ્રેમ કર્યો છે! એ જ બતાવે છે કે તેણે આપણને કેટલો પ્રેમ કર્યો છે! આપણે દેવનાં છોકરાં કહેવાઈએ છીએ અને ખરેખર આપણે તેનાં છોકરાં છીએ. પરંતુ જગતના લોકો સમજતા નથી કે આપણે દેવનાં છોકરાં છીએ, કારણ કે તેઓએ તેને (દેવ) ઓળખ્યો નથી. ²વહાલા મિત્રો, હવે આપણે દેવનાં છોકરાં છીએ. અને ભવિષ્યમાં આપણે કેવા થઈશું તે હજી સુધી પ્રગટ થયું નથી. પણ આપણે જાણીએ છીએ કે જ્યારે ઈસુ ફરીથી આવશે ત્યારે આપણે ખ્રિસ્ત જેવા થઈશું. તે જેવો છે તેવો આપણે તેને જોઈશું. ³ખ્રિસ્ત પવિત્ર છે. અને પ્રત્યેક વ્યક્તિ જેને ખ્રિસ્તમાં આશા છે તે પોતાની જાતને ખ્રિસ્ત જેવી પવિત્ર રાખે છે.

⁴જ્યારે કોઈ વ્યક્તિ પાપ કરે છે, ત્યારે તે દેવના નિયમને તોડે છે. હા, પાપ કરવું તે દેવના નિયમ વિરુદ્ધ જીવવા જેવું છે. ⁵તમે જાણો છો કે ખ્રિસ્ત લોકોનાં પાપોને દૂર કરવા આવ્યો હતો. ખ્રિસ્તમાં કોઈ પાપ નથી. ⁶તેથી જે વ્યક્તિ ખ્રિસ્તમાં જીવે છે તે પાપ કરતો નથી. જે કોઈ વ્યક્તિ પાપ કરે છે, તે ખરેખર ખ્રિસ્તને સમજ્યો નથી અને કદી તેણે ખ્રિસ્તને ઓળખ્યો નથી.

⁷વહાલાં બાળકો, કોઈ તમને ખોટા રસ્તે દોરે નહિ. ખ્રિસ્ત ન્યાયી છે. ખ્રિસ્તની જેમ સારા થવા માટે, વ્યક્તિએ જે ન્યાયી છે તે કરવું જોઈએ. ⁸શેતાન આરંભકાળથી જ પાપ કરે છે. જે વ્યક્તિ પાપ કરવાનું ચાલુ રાખે છે તે શેતાનનો છે. દેવનો પુત્ર (ખ્રિસ્ત) શેતાનનાં કામોનો નાશ કરવા માટે આવ્યો.

⁹જ્યારે દેવ એક વ્યક્તિને તેનો બાળક બનાવે છે, ત્યારે તે વ્યક્તિ પાપ કરવાનું ચાલુ રાખતો નથી. શા માટે? કારણ કે દેવે તેનામાં જે બીજ રોપ્યું છે તે તેની અંદર રહે છે અને તે પાપ કરી શકતો નથી. કારણ કે તે દેવથી જન્મેલો છે. ¹⁰તેથી આપણે જોઈ શકીએ છીએ કે દેવનાં છોકરાં કોણ છે. વળી, આપણે જાણી શકીએ છીએ કે શેતાનનાં છોકરાં કોણ છે. જે લોકો સાચું જે છે તે કરતાં નથી તે દેવનાં છોકરાં નથી. અને જે વ્યક્તિ તેના ભાઈને પ્રેમ કરતો નથી. તે પણ દેવનું બાળક નથી.

### આપણે એકબીજા પર પ્રેમ કરવો જોઈએ

¹¹આરંભથી જે ઉપદેશ તમે સાંભળ્યો છે તે આ જ છે: આપણે એકબીજા પર પ્રેમ કરવો જોઈએ. ¹²કાઈન* જેવા ન થાઓ. કાઈન દુષ્ટનો હતો. કાઈને તેના ભાઈ હાબેલને* મારી નાખ્યો. પણ શા માટે કાઈને તેના ભાઈને મારી નાખ્યો? કારણ કે કાઈનનાં કામો ભૂંડાં હતાં, અને તેના ભાઈ હાબેલનાં કામો સારાં હતાં.

¹³ભાઈઓ અને બહેનો, આ જગતના લોકો જ્યારે તમને ધિક્કારે ત્યારે નવાઈ પામશો નહિ. ¹⁴આપણે જાણીએ છીએ કે આપણે મરણમાંથી (પાપ) નીકળીને જીવનમાં આવ્યા છીએ. આપણે આ જાણીએ છીએ કારણ કે આપણે આપણા ભાઈઓ અને બહેનોને પ્રેમ કરીએ છીએ. જે વ્યક્તિ પ્રેમ કરતો નથી તે હજુ મરણમાં છે. ¹⁵પ્રત્યેક વ્યક્તિ જે તેના ભાઈનો દ્વેષ કરે છે તે ખૂની છે. અને તમે જાણો છો કે કોઈ ખૂનીમાં અનંતજીવન રહેતું નથી. ¹⁶એથી આપણે જાણીએ છીએ કે સાચો પ્રેમ શું છે: ઈસુએ પોતાનો પ્રાણ આપણા માટે આપ્યો. તેથી આપણે ખ્રિસ્તમાં આપણા ભાઈઓ અને બહેનો માટે આપણું જીવન સમર્પણ કરવું જોઈએ. ¹⁷ધારો કે એક વિશ્વાસી કે જે ખૂબ ધનવાન હોવાથી તેની પાસે જરૂરી બધી જ વસ્તુઓ હોય છે. તે ખ્રિસ્તમાં તેના ભાઈને જુએ છે જે ગરીબ છે અને તેની જરૂરી વસ્તુઓ તેની પાસે નથી. તો પછી જો વિશ્વાસી પાસે વસ્તુઓ હોય અને ગરીબને મદદ ન કરે તો શું? પછી જે વિશ્વાસી પાસે જરૂરી વસ્તુઓ છે પરંતુ તેના હૃદયમાં દેવની પ્રીતિ હોતી નથી. ¹⁸મારાં બાળકો, આપણો પ્રેમ ફક્ત શબ્દોમાં અને વાતોમાં હોવો જોઈએ નહિ. ના! આપણો પ્રેમ સાચો પ્રેમ હોવો જોઈએ. આપણે આપણો પ્રેમ આપણાં કાર્યો દ્વારા દર્શાવવો જોઈએ.

¹⁹⁻²⁰તેથી આ એ જ રસ્તો છે જે આપણે જાણીએ છીએ કે આપણે સત્ય માર્ગના છીએ. અને જ્યારે આપણને આપણું હૃદય દોષિત ઠરાવે છે, છતાં દેવ આગળ આપણને શાંતિ મળી શકે છે. શા માટે? કારણ કે દેવ આપણા હૃદય કરતાં મહાન છે. તે દેવ બધું જ જાણે છે.

²¹મારા વહાલા મિત્રો, જો આપણું અંતઃકરણ આપણને દોષિત ન ઠરાવે તો જ્યારે આપણે દેવ પાસે આવીએ છીએ ત્યારે આપણે નિર્ભય થઈ શકીએ છીએ. ²²અને દેવ આપણને આપણે જે માગીએ તે આપે છે. આપણે આ વાનાં પ્રાપ્ત કરીએ છીએ કેમ કે આપણે દેવની આજ્ઞાઓનું પાલન કરીએ છીએ અને આપણે દેવ પ્રસન્ન થાય તેવાં કામો કરીએ છીએ. ²³દેવે આપણને જે આજ્ઞા કરી છે તે આ છે કે, "આપણે તેના પુત્ર ઈસુ ખ્રિસ્તમાં વિશ્વાસ કરીએ અને આપણે એકબીજાને પ્રેમ કરીએ."

---

**કાઈન, હાબેલ** આદમ અને હવાના પુત્રો. કાઈન હાબેલની ઈર્ષા કરતો હતો અને તેને મારી નાખ્યો. (ઉત. ૪:૧–૧૬)

તેણે જે આજ્ઞા કરી છે તે આ છે. ૨૪તે વ્યક્તિ જે દેવની આજ્ઞાઓનું પાલન કરે છે તે દેવમાં રહે છે. અને દેવ તે વ્યક્તિમાં રહે છે. આપણે કેવી રીતે જાણીએ કે દેવ આપણામાં રહે છે? દેવે આપણને જે આત્મા આપ્યો છે તેના કારણે આપણે જાણીએ છીએ.

### યોહાન જૂઠાં પ્રબોધકોથી ચેતવે છે

૪ મારા વહાલા મિત્રો, હમણા જગતમાં ઘણા જૂઠા પ્રબોધકો છે. તેથી પ્રત્યેક આત્માઓ પર વિશ્વાસ કરવો નહિ પરંતુ તે આત્માઓ દેવ પાસેથી છે કે નહિ તે પારખી જુઓ. ૨એથી તમે દેવનો આત્મા ઓળખી શકો છો. આત્મા કહે છે, "હું માનું છું કે ઈસુ તે ખ્રિસ્ત છે જે પૃથ્વી પર આવ્યો અને માનવ બન્યો." તે આત્મા દેવ તરફથી છે. ૩બીજા આત્માએ ઈસુ વિષે આ કહેવાની ના પાડી. તે આત્મા દેવ તરફથી નથી. આ આત્મા ખ્રિસ્તવિરોધીનો છે. તમે સાંભળ્યું છે કે ખ્રિસ્તવિરોધી આવે છે. અને હવે તે ખ્રિસ્તવિરોધી જગતમાં છે.

૪મારાં વહાલાં બાળકો, તમે દેવના છો. તેથી તમે તેઓને (જૂઠા પ્રબોધકો) હરાવ્યા છે. શા માટે? કારણ કે (દેવ) જે તમારામાં છે તે (શેતાન) જે જગતના લોકોમાં છે તેના કરતાં વધારે મોટો છે. ૫અને પેલા લોકો (જૂઠા પ્રબોધકો) જગતના છે. તેથી જે વાતો તેઓ કહે છે તે જગતની છે. અને જગત તેઓ જે કહે છે તે ધ્યાનથી સાંભળે છે. ૬પણ આપણે દેવના છીએ. તેથી જે લોકો દેવને જાણે છે તેઓ આપણને ધ્યાનથી સાંભળે છે. પરંતુ જે લોકો દેવના નથી તેઓ આપણને સાંભળતા નથી. આ રીતે આપણે સત્યના આત્માઓને ભ્રાંતિના આત્માઓથી જુદા તારવી શકીએ છીએ.

### પ્રેમ દેવ પાસેથી આવે છે

૭વહાલા મિત્રો, આપણે એકબીજાને પ્રેમ કરવો જોઈએ, કારણ કે પ્રેમ દેવ પાસેથી આવે છે. જે વ્યકિત પ્રેમ કરે છે તે દેવનું બાળક બને છે અને દેવને ઓળખે છે. ૮જે વ્યકિત પ્રેમ કરતો નથી તે દેવને ઓળખતો નથી કેમ કે દેવ પ્રેમ છે. ૯આ રીતે દેવે તેનો પ્રેમ આપણને બતાવ્યો છે: દેવે તેના એક માત્ર પુત્રને તેના મારફત આપણને જીવન આપવા માટે આ દુનિયામાં મોકલ્યો છે. ૧૦સાચો પ્રેમ એ દેવનો આપણા પ્રત્યેનો પ્રેમ છે, આપણે દેવ પર પ્રેમ રાખ્યો એમ નહિ. પણ તેણે આપણા પર પ્રેમ રાખ્યો અને પોતાના પુત્રને આપણાં પાપનું પ્રાયશ્ચિત થવા માટે મોકલ્યો એમાં પ્રેમ છે.

૧૧જો દેવે આપણને આટલો બધો પ્રેમ આપ્યો તો, વહાલા મિત્રો! તેથી આપણે પણ એકબીજાને પ્રેમ કરવો જોઈએ. ૧૨કોઈ વ્યકિતએ હજુ સુધી દેવને જોયો નથી. પણ જો આપણે એકબીજાને પ્રેમ કરીશું, તો દેવ આપણામાં રહે છે. જો આપણે એકબીજાને પ્રેમ કરીએ, તો દેવનો પ્રેમ આપણામાં સંપૂર્ણ થયેલો છે. ૧૩આપણે જાણીએ છીએ કે આપણે દેવમાં રહીએ છીએ અને દેવ આપણામાં રહે છે. આપણે આ જાણીએ છીએ કેમ કે દેવે આપણને તેનો આત્મા આપ્યો છે. ૧૪અમે જોયું છે કે પિતાએ તેના પુત્રને જગતનો તારનાર થવા મોકલ્યો છે. હવે આપણે લોકોને જે કહીએ છીએ તે આ છે. ૧૫જો કોઈ વ્યકિત કહે છે કે, "મને વિશ્વાસ છે કે ઈસુ દેવનો પુત્ર છે." તો દેવ તે વ્યકિતમાં રહે છે. અને તે વ્યકિત દેવમાં રહે છે. ૧૬અને તેથી આપણે જાણીએ છીએ કે દેવે આપણને કેટલો બધો પ્રેમ આપ્યો છે. અને આપણે તે પ્રેમ પર વિશ્વાસ કર્યો છે.

દેવ પ્રેમ છે. જે વ્યકિત પ્રેમમાં રહે છે તે દેવમાં રહે છે, અને દેવ તે વ્યકિતમાં રહે છે. ૧૭જો દેવનો પ્રેમ આપણામાં સપૂર્ણ થાય તો, પછી જયારે દેવ આપણો ન્યાય કરશે તે દિવસે આપણે ભયરહિત રહી શકીશું. આપણે નિર્ભય રહીશું, કારણ કે આ જગતમાં આપણે તેના (ખ્રિસ્ત કે દેવ) જેવા છીએ. ૧૮જયાં દેવનો પ્રેમ છે, ત્યાં ભય નથી. શા માટે? કારણ કે દેવનો સંપૂર્ણ પ્રેમ ભય દૂર કરે છે. દેવની શિક્ષા વ્યકિતને ભયભીત બનાવે છે. તેથી જે વ્યકિતમાં ભય છે તેનામાં દેવનો પ્રેમ સંપૂર્ણ થતો નથી.

૧૯આપણે પ્રેમ કરીએ છીએ કારણ કે પહેલા દેવે આપણા પર પ્રેમ કર્યો. ૨૦જો કોઈ વ્યકિત કહે કે: "હું દેવને પ્રેમ કરું છું." પરંતુ તે વ્યકિત ખ્રિસ્તમાં તેના ભાઈ કે બહેનનો દ્વેષ કરે છે. તો તે વ્યકિત જૂઠો છે. તે વ્યકિત તેના ભાઈને જોઈ શકે છે, છતાં તે તેનો દ્વેષ કરે છે. તેથી તે વ્યકિત દેવને પ્રેમ કરી શકતો નથી, કારણ કે તેણે દેવને કદી જોયો નથી. ૨૧અને તેણે (દેવ) આપણને આ આજ્ઞા કરી છે: જે વ્યકિત દેવને પ્રેમ કરે છે તેણે ખ્રિસ્તમાં તેના ભાઈઓ અને બહેનોને પણ પ્રેમ કરવો જોઈએ.

### દેવનાં છોકરાં જગત પર વિજય મેળવે છે

૫ ઈસુ એ જ ખ્રિસ્ત છે એવો જે કોઈ વિશ્વાસ કરે છે તેઓ દેવનાં છોકરાં છે. જે વ્યકિત પિતાને (દેવ) પ્રેમ કરે છે તે પિતાનાં છોકરાંઓને પણ પ્રેમ કરે છે. ૨આપણે કેવી રીતે જાણી શકીએ કે આપણે દેવનાં

છોકરાંઓને પણ પ્રેમ કરીએ છીએ? આપણે જાણીએ
છીએ કેમ કે આપણે દેવને પ્રેમ કરીએ છીએ અને
આપણે તેની આજ્ઞાઓનું પાલન કરીએ છીએ. ૩દેવને
પ્રેમ કરવો તેનો અર્થ તેની આજ્ઞાઓનું પાલન કરવું.
અને દેવની આજ્ઞાઓ આપણા માટે એટલી બધી કઠિન
નથી. ૪શા માટે? કારણ કે પ્રત્યેક વ્યક્તિ જે દેવનું
બાળક છે તે જગતમાં વિજય મેળવવા શક્તિમાન છે.
૫તે આપણો વિશ્વાસ છે કે જેણે જગત સામે વિજય
મેળવ્યો છે. ફક્ત તે વ્યક્તિ જે વિશ્વાસ કરે છે કે ઈસુ
દેવનો દીકરો છે તેના વિના બીજો કોણ જગતને જીતે
છે?

### દેવ આપણને તેના પુત્ર વિષે કહે છે

૬જે આવ્યો તે ઈસુ ખ્રિસ્ત છે. ઈસુ પાણી* સાથે
અને રક્ત* સાથે આવ્યો. ઈસુ માત્ર પાણીથી આવ્યો
નથી. ના, ઈસુ પાણી અને રક્ત બંનેથી આવ્યો અને
આત્મા આપણને કહે છે કે આ સાચુ છે. આત્મા સત્ય
છે. ૭તેથી ત્યાં ઈસુ વિષે આપણને કહેનારા ત્રણ સાક્ષીઓ
છે: ૮કેમ કે સાક્ષી પૂરનાર ત્રણ છે, એટલે આત્મા, પાણી
અને લોહી. આ ત્રણ સાક્ષીઓ છે. ૯તેઓ જે કહે છે તે
કંઈક સાચું હોય એવો વિશ્વાસ આપણે લોકો પર કરીએ
છીએ. પરંતુ દેવ જે કહે છે તે વધારે મહત્વનું છે. અને
દેવે આપણને તેના પોતાના પુત્ર વિષે સાચું કહ્યું છે.
૧૦જે વ્યક્તિ દેવના પુત્ર પર વિશ્વાસ રાખે છે તેની
પાસે તે સત્ય છે જે દેવે આપણને કહ્યું છે. જે વ્યક્તિ
દેવમાં વિશ્વાસ કરતી નથી તે દેવને જૂઠો પાડે છે. શા
માટે? કારણ કે દેવે આપણને તેના પુત્ર વિષે જે કહ્યું
તેમાં તે વ્યક્તિ વિશ્વાસ કરતી નથી. ૧૧દેવે આપણને
કહ્યું છે: દેવે આપણને અનંતજીવન આપ્યું છે. અને
આ અનંતજીવન તેના પુત્ર (ઈસુ) માં છે. ૧૨જે વ્યક્તિ
પાસે પુત્ર છે તેની પાસે સાચું જીવન છે. પરંતુ જે
વ્યક્તિની પાસે દેવનો પુત્ર નથી, તેની પાસે જીવન
નથી.

### હવે આપણી પાસે અનંતજીવન છે

૧૩હું આ પત્ર, જે દેવના પુત્રમાં વિશ્વાસ કરે છે
એવા તમને લોકોને લખું છું. હું લખું છું જેથી તમે
જાણશો કે હવે તમારી પાસે અનંતજીવન છે. ૧૪આપણે
દેવ પાસે શંકા વગર આવી શકીએ છીએ. એનો અર્થ
એ છે કે આપણે દેવ પાસે તેની ઈચ્છાનુસાર કંઈ પણ
માગીએ તો દેવ આપણને સાંભળે છે. ૧૫દરેક વખતે
આપણે તેની પાસે જે માગીએ છીએ ત્યારે દેવ આપણને
ધ્યાનથી સાંભળે છે. તેથી આપણે જાણીએ છીએ કે
તેની પાસે આપણે જે માગીએ તે વસ્તુઓ તે આપણને
આપે છે.

૧૬ધારો કે કોઈ વ્યક્તિ ખ્રિસ્તમાં તેના ભાઈ અથવા
બહેનને પાપ કરતાં જુએ છે (પાપ કે જે મરણકારક
નથી) તો તે વ્યક્તિએ તેની બહેન અથવા ભાઈ જે
પાપ કરે છે તેઓના માટે પ્રાર્થના કરવી જોઈએ. પછી
ભાઈ કે બહેનને દેવ જીવન આપશે. જેમનું પાપ અનંત
મૃત્યુમાં દોરી જતું નથી એવા લોકો વિષે હું વાત કરુ છું.
એવું પણ પાપ છે જે મરણકારક છે. તે વિષે હું કહેતો
નથી કે પ્રાર્થના કરવી. ૧૭ખોટું કરવું તે હંમેશા પાપ છે.
પરંતુ એવું પણ પાપ છે જે અનંત મૃત્યુ તરફ દોરી જતું
નથી.

૧૮આપણે જાણીએ છીએ કે કોઈ પણ વ્યક્તિ જે
દેવનો બાળક બન્યો છે તે પાપ કર્યા કરતો નથી. દેવનો
પુત્ર દેવના બાળકને સલામત રાખે છે.* શેતાન પણ તે
વ્યક્તિને ઈજા કરી શકતો નથી. ૧૯આપણે જાણીએ
છીએ કે આપણે દેવનાં છીએ. પરંતુ શેતાન આખી
દુનિયાને કાબુમાં રાખે છે. ૨૦અને આપણે જાણીએ છીએ
કે દેવનો પુત્ર ઈસુ ખ્રિસ્ત આવ્યો છે. દેવના પુત્રએ
આપણને સમજ આપી છે. હવે આપણે દેવને ઓળખી
શકીએ છીએ. દેવ જે સાચો છે. અને આપણું જીવન તે
સાચા દેવ અને તેના પુત્રમાં છે, ઈસુ ખ્રિસ્ત તે જ ખરો
દેવ છે, અને તે અનંતજીવન છે. ૨૧તેથી, વહાલાં બાળકો,
તમારી જાતને જૂઠા દેવોથી દૂર રાખો.

---

**પાણી** મોટે ભાગે ઈસુના બાપ્તિસ્માના પાણીનો સંદર્ભ છે.

**રક્ત** ઈસુના મરણ વખતનું વહેવડાવેલું રક્ત.

**દેવનો પુત્ર ... સલામત રાખે છે** ગ્રીક શાબ્દીક અર્થ, "દેવથી જે જન્મેલો છે તે બચાવી રાખે છે અથવા "પોતાને બચાવી રાખે છે."

# યોહાનનો બીજો પત્ર

દેવની પસંદગી પામેલ બાઈ*
તથા તેનાં છોકરાં જોગ લખિતંગ વડીલ:

૧હું તમને બધાંને સત્યમાં પ્રેમ કરું છું. અને એ બધાં લોકો જે સત્યને જાણે છે તે બધા પણ તમને પ્રેમ કરે છે. ૨સત્યના કારણે અમે તમને પ્રેમ કરીએ છીએ–તે સત્ય જે આપણામાં રહે છે. આ સત્ય આપણી સાથે સદાકાળ રહેશે.

૩આપણા પર દેવ પિતા અને તેના પુત્ર ઈસુ ખ્રિસ્તની કૃપા, દયા અને શાંતિ રહેશે. આપણે આ આશીર્વાદો સત્ય અને પ્રેમ દ્વારા પ્રાપ્ત કરીશું.

૪તમારાં કેટલાંએક બાળકો વિષે જાણીને હું ઘણો ખુશ હતો. હું ખુશ છું કે પિતાએ આપણને આપેલી આજ્ઞાઓ પ્રમાણે તેઓ સત્યના માર્ગે ચાલે છે. ૫અને હવે, વહાલી બાઈ, હું તને કહું છું: આપણે બધાએ એકબીજાને પ્રેમ કરવો જોઈએ. આ નવી આજ્ઞા નથી. તે એ જ આજ્ઞા છે જે આરંભથી જ આપણને મળી છે. ૬અને પ્રેમનો અર્થ એ છે કે જે રીતે જીવન જીવવાની આપણને આજ્ઞા કરી છે તે પ્રમાણે જીવવું. અને આ દેવની આજ્ઞા છે: તમે પ્રેમનું જીવન જીવો. આ આજ્ઞા તમે આરંભથી સાંભળી છે.

૭હમણા જગતમાં ઘણા જૂઠા ઉપદેશકો છે. આ જૂઠા ઉપદેશકો ઈસુ ખ્રિસ્ત પૃથ્વી પર આવ્યો અને માણસ થયો તે સ્વીકારવા (કહેવા) ની ના પાડે છે. જે વ્યક્તિ આ સત્ય સ્વીકારવાની ના પાડે છે તે જૂઠો ઉપદેશક અને ખ્રિસ્તનો દુશ્મન છે. ૮સાવધ રહો! તમે જે કામ કર્યુ છે તે બધાનો બદલો ગુમાવશો નહિ. સાવધ રહો, જેથી તમે તમારા બધાં પ્રતિફળ પામશો.

૯પ્રત્યેક વ્યક્તિએ ફક્ત ખ્રિસ્તે આપેલા ઉપદેશને જ અનુસરવાનું ચાલુ રાખવું જોઈએ. જો કોઈ વ્યક્તિ ઈસુએ આપેલા બોધને બદલે છે, તો પછી તે વ્યક્તિ પાસે દેવ નથી. પણ જો કોઈ વ્યક્તિ ખ્રિસ્તના બોધને અનુસરવાનું ચાલુ રાખે છે, તો તે વ્યક્તિને પિતા (દેવ) અને પુત્ર (ખ્રિસ્ત) બંને મળે છે. ૧૦જો કોઈ વ્યક્તિ તમારી પાસે આવે છે, પરંતુ આ બોધ લાવતો નથી, તો તમારા ઘરમાં તેનો સ્વીકાર કરો નહિ. તેને આવકારો નહિ. ૧૧જો તમે તેને સ્વીકારો છો તો, તમે તેના દુષ્ટ કામોમાં મદદ કરો છો.

૧૨મારી પાસે તમને કહેવાનું ઘણું છે. પરંતુ મારી ઈચ્છા કાગળ અને શાહીનો ઉપયોગ કરવાની નથી. તેને બદલે, તમારી મુલાકાત કરવાની હું આશા રાખું છું. પછી આપણે ભેગા મળીને વાતો કરી શકીશું. જે આપણને વધારે આનંદિત બનાવશે. ૧૩તારી બહેનનાં બાળકો જે દેવની પસંદગી પામેલ છે તે તમને તેઓનો પ્રેમ મોકલે છે.

---

**બાઈ** સ્ત્રી માટેનો આદરસૂચક શબ્દ. અહીં 'મંડળી' અર્થ લઈ શકાય અને 'તેના બાળકો: તે મંડળીના સભ્યો.

# યોહાનનો ત્રીજો પત્ર

જેના પર હું સત્યમાં પ્રેમ રાખું છું,
તે પ્રિય ગાયસ જોગ લખિતંગ વડીલ તરફથી કુશળતા:

૨મારા પ્રિય મિત્ર, હું જાણું છું તારો આત્મા કુશળ છે. તેથી હું પ્રાર્થના કરું છું કે તું બધી રીતે કુશળ રહે. અને હું પ્રાર્થના કરું છું કે તું તંદુરસ્ત રહે. ૩કેટલાએક ખ્રિસ્તમાં ભાઈઓ આવ્યા અને તારા જીવનના સત્ય વિષે મને કહ્યું. તેઓએ મને કહ્યું કે તું સત્યના માર્ગને અનુસરી રહ્યો છે. તેથી હું ઘણો ખુશ થયો. ૪જ્યારે હું સાંભળું છું કે મારાં બાળકો સત્યના માર્ગને અનુસરે છે ત્યારે મને હંમેશા સૌથી વધુ આનંદ થાય છે.

૫મારા પ્રિય મિત્ર, તું ખ્રિસ્તમાં ભાઈઓને માટે હા, પારકા ભાઈઓને માટે પણ, તું જે કંઈ કરે છે તે તું વિશ્વાસ કરનારને યોગ્ય કામ કરે છે. તું જેને જાણતો નથી. એવા ભાઈઓને પણ તું મદદ કરે છે. ૬આ ભાઈઓએ મંડળીને તારા પ્રેમ વિષે વાત કરી છે. કૃપા કરીને તેઓનો પ્રવાસ ચાલુ રાખવામાં તેઓને મદદ કર. દેવ પ્રસન્ન થાય તે રીતે તેઓને મદદ કર. ૭આ ભાઈઓ ખ્રિસ્તની સેવા કરવા માટે આજુબાજુ પ્રવાસ કરી રહ્યા છે. તેઓ જે લોકો વિશ્વાસીઓ નથી તેઓની કોઈ પણ પ્રકારની મદદનો સ્વીકાર કરતા નથી. ૮તેથી આપણે આ ભાઈઓને મદદ કરવી જોઈએ. જ્યારે આપણે તેઓને મદદ કરીએ છીએ, ત્યારે આપણે તેઓના સત્ય માટેના કાર્યમાં સહભાગી થઈએ છીએ.

૯મેં મંડળીને પત્ર લખ્યો છે. પણ દિયોત્રફેસ અમે જે કહીએ છીએ તે ધ્યાનપૂર્વક સાંભળતો નથી. તે હંમેશા તેઓનો આગેવાન થવા ઈચ્છે છે. ૧૦જ્યારે હું આવીશ, ત્યારે હું દિયોત્રફેસ શું કરે છે તે વિષે કહીશ. તે જૂઠું બોલે છે અને અમારા વિષે ભૂંડું બોલે છે. પરંતુ તે જે બધું કરે છે તે એટલું જ નથી! તે જે ભાઈઓ ખ્રિસ્તની સેવાનાં કામો કરે છે તેઓને મદદ કરવાની પણ ના પાડે છે. દિયોત્રફેસ પેલા લોકો જે ભાઈઓને મદદ કરવા ઈચ્છે છે તેઓને પણ અટકાવે છે. અને તે લોકોને મંડળીમાંથી (વિશ્વાસીઓનો સમૂહ) બહિષ્કૃત કરે છે.

૧૧મારા પ્રિય મિત્ર, જે ખરાબ છે તેને અનુસરો નહિ; જે સારું છે તેને અનુસરો. જે વ્યક્તિ સારું છે તે કરે છે તે દેવથી છે. પણ જે વ્યક્તિ દુષ્ટ કાર્ય કરે છે તેણે કદી દેવને ઓળખ્યો નથી.

૧૨બધા લોકો દેમેત્રિયસ વિષે સારું બોલે છે. અને તેઓ જે કહે છે તે સાથે સત્ય સંમત થાય છે. આપણે પણ તેના માટે સારું કહીએ છીએ. અને તમે જાણો છો કે આપણે જે કહીએ છીએ તે સાચું છે.

૧૩મારી પાસે ઘણું છે જે મારે તમને કહેવું છે. પણ હું શાહી અને કલમનો ઉપયોગ કરવા ઈચ્છતો નથી. ૧૪હું જલદીથી તારી મુલાકાત લેવાની આશા રાખું છું. પછી આપણે સાથે મળીને વાતો કરી શકીશું. ૧૫તને શાંતિ થાઓ. જે મિત્રો અહીં મારી સાથે છે તેઓ તને ક્ષેમકુશળ કહે છે. મહેરબાની કરીને ત્યાંના દરેક મિત્રોને વ્યક્તિગત રીતે અમારો પ્રેમ અને ક્ષેમકુશળ કહેજે.

# યહૂદાનો પત્ર

દેવનું નિમંત્રણ પામેલા જે કોઈ ઈસુ ખ્રિસ્તની સુરક્ષા
માટે રાખવામાં આવ્યા હોય તે સર્વ વિશ્વાસીઓ અને
તેડવામાં આવેલાઓ જોગ લખિતંગ, ઈસુ ખ્રિસ્તનો
સેવક. યાકૂબનો ભાઈ યહૂદા.
૨તમારા પર દયા, શાંતિ તથા પ્રેમ પુષ્કળ થાઓ.

### ખોટું કરનારા લોકોને દેવ શિક્ષા કરશે

૩વહાલા મિત્રો, હું આપણા તારણ વિષે તમારા પર
લખવા માટે ઘણો આતુર હતો. પરંતુ બીજું કશુંક તમને
લખવાની મને જરૂર લાગી: દેવે તેના સંતોને વિશ્વાસ
આપ્યો છે તે માટે તથા તે વિશ્વાસ ચાલુ રાખવા સખત
સંઘર્ષ કરવા પ્રોત્સાહિત કરવાની મારી ઈચ્છા છે. દેવે
આ વિશ્વાસ એક વખત આપ્યો છે, તે બધા સમય
માટે સારો છે. ૪કેટલાએક લોકો ગુપ્ત રીતે તમારા
સમૂહમાં પ્રવેશ્યા છે. તેઓ જે કામ કરી રહ્યા છે તે માટે
તે લોકોનો ન્યાય હમણા જ થયો છે ને તેઓને દોષિત
ઠરાવેલ છે. ઘણા લાંબા સમય પહેલાં પ્રબોધકોએ આ
લોકો વિષે લખ્યું હતું. આ લોકો દેવની વિરુદ્ધ છે. તેઓએ
આપણા દેવની કૃપાનો ઉપયોગ ખોટી રીતે પાપ કરવા
માટે કર્યો છે. આ લોકો ઈસુ ખ્રિસ્તને, આપણો એકલો
સ્વામી અને પ્રભુ તરીકે સ્વીકારવા ના પાડે છે. ૫મારી
તમને મદદ કરવાની ઈચ્છા છે. કેટલીક બાબતો યાદ
રાખો જે તમે બધી જ રીતે જાણો છો: યાદ રાખો પ્રભુએ
તેના લોકોને ઈજિપ્તની (મિસરની) ભૂમિમાંથી બહાર
લાવીને તેઓનો બચાવ કર્યો. પરંતુ પાછળથી પ્રભુએ
જે લોકો અવિશ્વાસીઓ હતા, તે બધાનો નાશ કર્યો.
૬અને દૂતોને પણ યાદ રાખો જેઓની પાસે અધિકાર
હતો પણ તેઓએ તે રાખ્યો નહિ. તેઓએ તેઓનાં
પોતાનાં રહેવાનાં સ્થાન છોડ્યાં. તેથી પ્રભુએ આ દૂતોને
અંધકારમાં રાખ્યા છે. તેઓને સનાતન બંધનની સાંકળે
બાંધ્યા. તેણે તેઓને મોટા દિવસના ન્યાયીકરણ સુધી
રાખ્યા છે. ૭સદોમ અને ગમોરા અને તેઓની
આજુબાજુનાં બીજા શહેરોને પણ યાદ રાખો. તેઓ પણ
પેલા દૂતો જેવાં જ છે. આ શહેરો એ જ રીતે વ્યભિચારમાં
અને અનુચિત દુરાચારમાં ગરક થઈને નિરંતર
અગ્નિદંડની શિક્ષા સહન કરે છે. તેઓની શિક્ષા આપણા
માટે ઉદાહરણરૂપ છે. ૮એ લોકો સાથે બન્યું છે એ જ
રીતે તમારા સમૂહમાં પ્રવેશ્યા છે તેઓ સ્વપ્નોથી દોરાયા
છે. તેઓ પાપ વડે તેઓની જાતને ગંદી બનાવી રહ્યા
છે. તેઓ દેવના નિયમની અવગણના કરે છે. અધિકાર
અને દૂતોના ગૌરવની નિંદા કરે છે. ૯પ્રમુખ દૂત મિખાયેલે
જ્યારે શેતાનની સાથે મૂસાના શબ વિષે તકરાર કરીને
વિવાદ કર્યો, ત્યારે તેણે નિંદા કરીને તહોમત મૂકવાની
હિંમત કરી નહિ, પણ મિખાયેલે કહ્યું કે; "પ્રભુ તને
શિક્ષા કરે." ૧૦પરંતુ આ લોકો જે વિષે સમજતા નથી
તેની ટીકા કરે છે. તેઓ કેટલીક બાબતો સમજ્યા. પણ
તેઓ આ વિષે વિચાર કરીને સમજ્યા નહોતા, પરંતુ
લાગણીથી, જે રીતે મૂંગા પ્રાણીઓ વસ્તુઓ સમજે તેમ
સમજ્યા હતા. અને આ બાબતો જ તેઓને તેઓના
વિનાશ તરફ દોરી જાય છે. ૧૧તેઓને અફસોસ! આ
લોકો કાઈન જે માર્ગે ગયો તેને અનુસર્યા. પૈસા
બનાવવાની ઈચ્છાથી તેઓ પોતે બલામ જે ખોટા માર્ગે
ગયો તેની પાછળ ગયા. કોરાહની જેમ આ લોકો દેવની
વિરુદ્ધમાં લડ્યા છે. અને કોરાહની માફક જ, તેઓનો
નાશ થશે. ૧૨આ લોકો તમે જે વિશિષ્ટ ભોજનમાં સાથે
સહભાગી બનો છો તેમાં ગંદા ડાઘ જેવા છે. તેઓ ભય
વિના તમારી સાથે ખાય છે. તેઓ ફક્ત પોતાની જાતની
જ સંભાળ રાખે છે. તેઓ વરસાદ વિનાનાં વાદળાં છે.
પવન તેઓને આજુબાજુ ઘસડે છે. તેઓ ફળ વિનાનાં
વૃક્ષો જેવાં છે જ્યારે ફળનો સમય આવે ત્યારે તેઓને
ફળ આવતાં નથી તેથી જમીનમાંથી ઉખેડી કાઢવામાં
આવે છે. તેથી તેઓ બે વખત મરણ પામે છે. ૧૩તેઓ
સમુદ્રમાં આવતાં જંગલી મોજાં જેવા છે. મોજાઓ ફીણ
બનાવે છે. આ લોકો, મોજાંઓ જેમ ફીણ બનાવે છે
તેમ આ લોકો શરમજનક કાર્યો કરે છે. આ લોકો તારાઓ
જેવા છે જે ભટકનારા છે. આવા લોકો માટે ઘોર અંધકાર
સર્વકાળ માટે રાખવામાં આવેલો છે. ૧૪આદમથી સાતમા
પુરુષ હનોખે આ લોકો વિષે ભવિષ્યકથન કર્યું છે કે:
"જુઓ, પ્રભુ હજારોની સંખ્યામાં તેના પવિત્ર દૂતો સાથે
આવે છે. ૧૫પ્રભુ પ્રત્યેક વ્યક્તિનો ન્યાય કરશે. પ્રભુ

બધા લોકોનો ન્યાય કરવા અને જે લોકો દેવની વિરુદ્ધ
છે તેઓને શિક્ષા કરવા આવે છે. તે આ લોકોને દેવની
વિરુદ્ધ તેઓએ કરેલાં દુષ્ટ કાર્યો માટે શિક્ષા કરશે. અને
દેવ આ પાપીઓ જે દેવની વિરુદ્ધ છે તેઓને શિક્ષા
કરશે. તે તેઓને તેમણે દેવની વિરુદ્ધ કહેલાં બધાં સખત
ટીકાત્મક વચનો માટે શિક્ષા કરશે." ૧૬આ લોકો હંમેશા
બીજા લોકોમાં ભૂલો શોધે છે અને ફરિયાદ કરે છે.
તેઓ હંમેશા તેઓની ઈચ્છા મુજબ દુષ્ટ કૃત્યો કરે છે.
તેઓ પોતાની જાત વિષે દંભ કરે છે. તેઓ ફક્ત પોતાની
ઈચ્છા પ્રમાણે પ્રાપ્ત કરવા, સ્વાર્થ સાધવા માટે બીજા
લોકો માટે સારું બોલે છે.

### ચેતવણી અને કરવાનાં કાર્યો

૧૭પ્રિય મિત્રો, પ્રભુ ઈસુ ખ્રિસ્તના પ્રેરિતોએ પહેલા
શું કહ્યું છે તે યાદ કરો. ૧૮પ્રેરિતોએ તમને કહ્યું છે, "અંત
સમયે દેવના વિષે મશ્કરી કરનારા લોકો ત્યાં હશે." આ
લોકો ફક્ત તેઓની ઈચ્છા મુજબ કરવાનાં કાર્યો જે
દેવની વિરુદ્ધ છે તે જ કરે છે. ૧૯આ લોકો જ તમારામાં
ભાગલા પાડે છે. આ લોકો પોતાની પાપી સ્વાર્થી અધર્મી
ઉત્કંઠા પ્રમાણે જ ફક્ત કાર્યો કરે છે. તે લોકોમાં આત્મા
નથી.

૨૦પણ પ્રિય મિત્રો, તમે તમારું જીવન પવિત્ર
વિશ્વાસના પાયા પર વધારે દઢ બનાવો અને પવિત્ર
આત્મા વડે પ્રાર્થના કરો. ૨૧તમારી જાતને દેવના પ્રેમમાં
રાખો. આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની દયા વડે તમને જે
અનંતજીવન પ્રાપ્ત થવાનું છે તેની રાહ જુઓ.

૨૨જેઓને શંકા છે તે લોકોને મદદ કરો. ૨૩તમારે
કેટલાએક લોકોને બચાવવાની જરૂર છે. તમે તેઓને
અગ્નિમાંથી ખેંચી કાઢીને બચાવશો. પણ જ્યારે તમે બીજા
લોકો જે પાપીઓ છે તેઓને મદદ કરવા ઈચ્છો છો
ત્યારે સાવધ રહો. તેમનાં વસ્ત્રો જે પાપથી ગંદા થયેલાં
છે તેને પણ ધિક્કારો.

### દેવની સ્તુતિ થાઓ

૨૪તમને ઠોકર ખાતાં બચાવીને ભરપૂર આનંદના
ગૌરવ સહિત પોતાના મહિમાવંત સાન્નિધ્યમાં નિર્દોષ
રજૂ કરવા તે (દેવ) સમર્થ છે. ૨૫તે જ ફક્ત દેવ છે. તે
જ એક જે આપણો ઉદ્ધાર કરે છે. તેને મહિમા, ગૌરવ,
પરાક્રમ તથા અધિકાર, અનાદિકાળથી હમણા તથા
સર્વકાળ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત દ્વારા હોજો.
આમીન.

# પ્રકટીકરણ

### યોહાન આ પુસ્તક વિષે કહે છે

**૧** આ ઈસુ ખ્રિસ્તનું પ્રકટીકરણ છે. હવે ટૂંક સમયમાં શું બનવાનું છે, તે તેના સેવકોને દર્શાવવા દેવે ઈસુને તે અંગેની માહિતી આપી. ખ્રિસ્તે પોતાના સેવક યોહાનને આ વાતો બતાવવા માટે પોતાના દૂતને મોકલ્યો. [૨]યોહાને જે કંઈ જોયું હતું તે વિષે જણાવ્યું. ઈસુ ખ્રિસ્તે યોહાન સમક્ષ જે પ્રગટ કર્યુ તે સત્ય છે. તે તો દેવ તરફનો સંદેશ છે. [૩]જે વ્યકિત દેવ તરફથી મળેલ આ સંદેશનાં વચનો વાંચે છે, તેઓને ધન્ય છે. અને જે લોકો આ સંદેશ સાંભળે છે અને તેમાં લખેલું છે તે પ્રમાણે કરે છે તેઓને પણ ધન્ય છે. હવે વધુ સમય બાકી રહ્યો નથી.

### યોહાન મંડળીઓ માટે ઈસુના સંદેશાઓ લખે છે

[૪]આસિયા* પ્રાંતમાંની સાત મંડળીઓ જોગ લખિતંગ યોહાન:

જે (દેવ) છે જે હતો અને જે આવી રહ્યો છે તેના તરફથી અને તેના રાજયાસનની આગળ જે સાત આત્મા છે, તેઓના તરફથી; [૫]અને ઈસુ ખ્રિસ્ત પાસેથી, તમને કૃપા અને શાંતિ થાઓ ઈસુ ખ્રિસ્ત વિશ્વાસુ સાક્ષી છે. મૂએલાંમાંથી સજીવન થનાર તે સર્વ પ્રથમ હતો. ઈસુ પૃથ્વીના રાજાઓનો અધિપતિ છે. ઈસુ એક જ છે જે આપણને પ્રેમ કરે છે. અને ઈસુ એ એક છે જેણે પોતાના રકત વડે આપણને આપણા પાપમાંથી મુકત કર્યા; [૬]ઈસુએ આપણને એક રાજય તથા તેના પિતા દેવની સેવાને અર્થે યાજકો બનાવ્યા. ઈસુનો મહિમા તથા અધિકાર સદાસર્વકાળ પર્યંત હોજો! આમીન.

[૭]જુઓ, ઈસુ વાદળાંસહિત આવે છે! પ્રત્યેક વ્યકિત અને જેઓએ તેને વીધ્યો* છે તેઓ પણ તેને જોશે. પૃથ્વી પરની બધી જ જાતિઓ તેને લીધે વિલાપ કરશે. હા, આ બનશે જ! આમીન.

**આસિયા** એસિયા માઈનોરનો એક પ્રાંત

**જેઓએ તેને વિંધ્યોં** જૂઓ યોહા. ૧૯:૩૪.

[૮]પ્રભુ દેવ કહે છે કે, "હું આલ્ફા તથા ઓમેગા* છું, હું તે એક છું જે છે, જે હંમેશા હતો અને જે આવનાર છે, હું સર્વ શકિતમાન છું,"

[૯]હું યોહાન છું, અને હું ખ્રિસ્તમાં તમારો ભાઈ છું. આપણે ઈસુમાં સાથે છીએ, રાજયમાં, વિપત્તિમાં તથા ધૈર્યમાં ભાગીદાર, દેવના વચનને લીધે તથા ઈસુની સાક્ષીને લીધે હું પાત્મસ* ટાપુ પર હતો કારણકે હું દેવના વચનમાં અને ઈસુના સત્યમાં વિશ્વાસ ધરાવતો હતો. [૧૦]પ્રભુને દહાડે આત્માએ મને કાબુમાં રાખ્યો. મેં મારી પાછળ મોટી વાણી સાંભળી, તે વાણી રણશિંગડાના અવાજ જેવી હતી. [૧૧]તે વાણીએ કહ્યું કે; "તેં જે બધુ જોયુ છે તે પુસ્તકમાં લખ. અને તેને એફેસસમાં, સ્મુર્નામાં, પર્ગામનમાં, થુવાતિરામાં, સાર્દિસમાં, ફિલાદેલ્ફિયામાં તથા લાવદિકિયામાં જે સાત મંડળીઓ છે તેઓને મોકલ."

[૧૨]મારી સાથે કોણ વાત કરે છે તે જોવા માટે હું પાછો વળ્યો. જયારે હું પાછો ફર્યો, ત્યારે મેં સોનાની સાત દીવીઓ જોઈ. [૧૩]મેં દીવીઓની વચમાં "મનુષ્યપુત્ર જેવા" કોઈ એકને જોયો. તેણે એક લાંબો ઝભ્ભો પહેર્યો હતો, તેની છાતી પર સોનાનો પટો બાંધેલો હતો. [૧૪]તેનું માથું અને તેના કેશ ધોળા ઊનના જેવાં, બરફ જેવા શ્વેત હતાં. તેની આંખો અગ્નિની જવાળાઓ જેવી હતી. [૧૫]તેના પગ ભઠ્ઠીમાં શુદ્ધ થયેલા ચળકતા પિત્તળના જેવા હતા. તેનો અવાજ ઘુઘવતા ભરતીનાં પાણીના અવાજ જેવો હતો. [૧૬]તેણે જમણા હાથમાં સાત તારાઓ પકડયા હતા. તેના મુખમાંથી બેધારી પાણીદાર તલવાર નીકળતી હતી જે સમયે સૂર્ય સૌથી વધારે તેજસ્વી હોય છે તેના જેવો પ્રકાશમાન દેખાંતો હતો.

[૧૭]જયારે મેં તેને જોયો, હું તેનાં ચરણોમાં મૃતપ્રાય માણસની જેમ પડી ગયો. તેણે પોતાનો જમણો હાથ

**આલ્ફા તથા ઓમેગા** ગ્રીક મૂળાક્ષરનો પહેલો અને છેલ્લો અક્ષર અર્થાત પ્રથમ તથા છેલ્લો.

**પાત્મસ** એસિયા માઈનોરના તટ પાસે આવેલ એજિયન સાગરનો એક નાનો ટાપુ (જે અત્યારનું તુર્કી કહેવાય છે).

મારા પર મૂકીને કહ્યુ કે; "ગભરાઈશ નહિ! હું પ્રથમ અને છેલ્લો છું. ૧૮હું એક જે જીવંત છું. હું મૃત્યુ પામ્યો હતો, પરંતુ જુઓ: હું અનંતકાળ જીવતો છું! અને મૃત્યુ તથા હાદેસ* ની ચાવીઓ હું રાખું છું. ૧૯તેથી તું જે ઘટનાઓ જુએ છે તે લખ. હમણા જે કંઈ ઘટનાઓ બને છે તે અને હવે પછી જે જે થશે તે સર્વ લખ. ૨૦મારા જમણા હાથમાં તેં જે સાત તારા અને સાત દીવાઓ જોયા, તેનું રહસ્ય આ છે: એ સાત તારા તે સાત મંડળીઓના દૂતો છે, અને સાત દીવાઓ તો સાત મંડળીઓ છે.

### એફેસસમાંની મંડળીને ઈસુનો પત્ર

૨ એફેસસમાંની મંડળીના દૂતને આ પત્ર લખ કે: "જે પોતાના જમણા હાથમાં સાત તારા રાખે છે, અને જે સોનાની સાત દીવીઓની વચમાં ચાલે છે તે તમને આ વાતો કહે છે. ૨તું શું કરે છે તે હું જાણું છું, તું સખત કામ કરે છે અને તું કદી છોડી દેતો નથી. હું જાણું છું કે દુષ્ટ લોકોને તું સ્વીકારતો નથી. અને જેઓ પ્રેરિતો હોવાનો દાવો કરે છે પણ તે ખરેખર એવા નથી. તેવા લોકોને તેં પારખી લીધા છે. તને ખબર પડી છે કે તેઓ જૂઠા છે. ૩તેં તારા પ્રયત્નો સતત ચાલુ રાખ્યા છે, મારા નામને ખાતર તેં મુશ્કેલીઓ સહન કરી છે. અને તું આ કામ કરવામાં થાકી ગયો નથી.

૪"પણ તારી વિરુદ્ધ મારે આટલું છે કે, તેં તારા શરૂઆતના પ્રેમનો ત્યાગ કર્યો છે." ૫એ માટે તું હમણા જયાંથી પડયો છે તે યાદ કર, પસ્તાવો કર, અને પ્રથમનાં જેવાં કામો કર. જો તું પસ્તાવો નહિ કરે તો હું તારી પાસે આવીશ અને તારી દીવીને તેની જગ્યાએથી લઈ જઈશ. ૬પણ તું જે કંઈક કરે છે તે બરાબર છે: નિકલાયતીઓ* જે કરે છે તેને તમે ધિક્કારો છો, તેઓ જે કરે છે તેને હું પણ ધિક્કારું છું.

૭"પ્રત્યેક વ્યકિત જે આ વાતો સાંભળે છે તેણે, આત્મા મંડળીઓને જે કહે છે તે સાંભળવું જોઈએ. જે વ્યકિત વિજય મેળવે છે તેને હું જીવનનાં વૃક્ષ પરનું ફળ ખાવાનો અધિકાર આપીશ. આ વૃક્ષ દેવના પારાદૈસમાં છે."

### સ્મુર્નામાંની મંડળીને ઈસુનો પત્ર

૮"સ્મુર્નામાંની મંડળીના દૂતને આ લખ કે:

"એક જે પ્રથમ અને છેલ્લો છે તે આ હકીકતો તમને કહે છે. તે એક છે જે મૃત્યુ પામ્યો અને ફરી જીવતો થયો છે. ૯તારી મુસીબતો હું જાણું છું, અને તું ગરીબ છે તે પણ જાણું છું પરંતુ ખરેખર તું ધનવાન છે! તારા વિષે કેટલાક લોકો ખરાબ વાતો કરે છે તે પણ હું જાણું છું. પેલા લોકો કહે છે કે તેઓ યહૂદીઓ છે. પણ તેઓ સાચા યહૂદીઓ નથી તેઓ શેતાનની સભા છે. ૧૦તારી સાથે જે કંઈ બનશે તેથી તું ડરતો નહિ. હું તમને કહું છું શેતાન તમારામાંના કેટલાકને બંદીવાન બનાવશે. તે તમારું પરીક્ષણ કરવા માટે આમ કરશે. તમારે દશ દિવસ સુધી સહન કરવું પડશે. જો તારે મૃત્યુ પામવું પડે તો પણ વિશ્વાસુ રહેજે. જો તું વિશ્વાસુ બની રહેશે તો પછી હું તને જીવનનો મુગટ આપીશ.

૧૧"પ્રત્યેક વ્યકિત જે આ વાતો સાંભળે છે, તે આત્મા, મંડળીઓને જે કહે છે તે સાંભળે. જે વ્યકિત વિજય પ્રાપ્ત કરે છે તેને બીજા મૃત્યુનું નુકશાન થશે નહિ.

### પર્ગામનમાંની મંડળીને ઈસુનો પત્ર

૧૨"પર્ગામનમાંની મંડળીના દૂતને આ લખ કે:

"જેની પાસે બેધારી પાણીદાર તલવાર છે, તે આ હકીકત તમને કહે છે. ૧૩તું કયાં વસે છે તે હું જાણું છું. તું જયાં શેતાનની પોતાની ગાદી છે ત્યાં રહે છે, પણ મને તો તું વિશ્વાસુ છે. અંતિપાસના સમય દરમિયાન પણ તેં મારામાં વિશ્વાસ હોવા વિષેની ના પાડી નહિ. અંતિપાસ મારો વિશ્વાસુ સાક્ષી હતો જેને તમારા શહેરમાં મારી નાખવામાં આવ્યો હતો. જયાં શેતાન રહે છે તે તમારું શહેર છે.

૧૪"છતાં પણ મારી પાસે તારી વિરુદ્ધ થોડી એક વાતો છે: તારી સાથે કેટલાક લોકો છે. જે બલામના બોધને અનુસરે છે. બલામે બાલાકને શીખવ્યું કે ઈઝરાએલના લોકોને પાપ કરતાં શીખવે, તે લોકોએ મૂર્તિઓના નૈવેદ ખાઈને અને વ્યભિચાર કરીને પાપ કર્યુ. ૧૫તમારા સમૂહમા પણ આવું જ છે. તમારી પાસે એવા લોકો છે, જે નિકલાયતીઓના બોધને અનુસરે છે. ૧૬તેથી પસ્તાવો કરો. જો તમે પસ્તાવો નહિ કરો તો, હું તમારી પાસે જલદી આવીશ અને તે લોકોની સામે મારા મુખમાંથી નીકળતી તલવાર વડે લડીશ.

૧૭"પ્રત્યેક વ્યકિત જે આ વાતો સાંભળે છે તેણે આત્મા મંડળીઓને જે કહે છે તે સાંભળવું જોઈએ!

"પ્રત્યેક વ્યકિત જે વિજય પ્રાપ્ત કરે છે તેને હું ગુપ્ત રાખેલ માન્ના આપીશ. વળી હું તેને શ્વેત પથ્થર આપીશ. આ પથ્થર પર એક નવું નામ લખેલું છે, જે નવા

---

**હાદેસ** મૃત્યુ પામ્યા પછી જયાં લોકો જાય છે તે જગ્યા.

**નિકલાયતીઓ** એશિયા માઈનોરનો એક ધાર્મિક જૂથ જે ખોટા મતોમાં માનતો હતો.

નામને કોઈ વ્યકિત જાણતી નથી. ફકત જે વ્યકિત તે
પથ્થર પ્રાપ્ત કરશે તે જ તે નવું નામ જાણશે.

### થુવાતિરામાંની મંડળીને ઈસુનો પત્ર

૧૮"થુવાતિરામાંની મંડળીના દૂતને આ લખ કે:
"દેવનો પુત્ર એક છે જેની આંખો અગ્નિની જવાળા
જેવી છે. અને જેના પગ ચળકતા પિત્તળના જેવા છે, તે
તમને જે કહે છે તે આ છે. ૧૯"તું જે કરે છે તે હું જાણું
છું. હું તારો પ્રેમ, તારો વિશ્વાસ, તારી સેવા અને તારી
ધીરજને જાણું છું. તેં પ્રથમ જે કર્યુ તેનાથી હમણાં તે
વધારે કર્યુ છે તે પણ હું જાણું છું. ૨૦છતાં પણ મારે તારી
વિરુદ્ધ આટલું છે કે; તું ઈઝબેલ નામની સ્ત્રીને તેની
ઈચ્છા મુજબ કરવા દે છે. તે કહે છે કે તે એક પ્રબોધિકા
છે. પણ તે મારા લોકોને તેના ઉપદેશ વડે ભમાવે છે.
ઈઝબેલ મારા લોકોને વ્યભિચારનું પાપ કરવાને તથા
મૂર્તિઓના નૈવેદ ખાવા માટે દોરે છે. ૨૧મેં તેને પસ્તાવો
કરવા તથા પોતાના પાપમાંથી પાછા ફરવાનો સમય
આપ્યો છે. પરંતુ તે પસ્તાવો કરવા ઈચ્છતી નથી. ૨૨અને
તેથી હું તેને પીડાની પથારીમાં પાડીશ. અને બધા લોકો
જેઓ તેની સાથે વ્યભિચાર કરે છે તેઓ ખૂબ સહન
કરશે. તે જે કંઈ કરે છે તેનાથી તેઓ અટકશે નહિ, તો
હવે હું આ કરીશ. ૨૩હું તેના છોકરાંને પણ મારી નાખીશ.
પછી બધી જ મંડળીઓ જાણશે કે મન તથા અંત:કરણનો
પારખનાર હું છું. અને હું તમારાંમાંના દરેકને તમે જે
કામ કર્યુ છે તેનો બદલો આપીશ.

૨૪"પણ તમે બીજા લોકો જેઓ થુવાતિરામાં તેનાં
બોધને અનુસર્યા નથી અને જેઓ શેતાનનાં ઉંડા મર્મોનો
જે દાવો કરે છે, તેને જેઓ શીખ્યા નથી તે તમોને હું
આ કહું છું કે: હું તમારા પર બીજો બોજો મૂકતો નથી.
૨૫ફકત હું આવું નહિ ત્યાં સુધી તમારી પાસે જે છે તેને
વળગી રહો.

૨૬"પ્રત્યેક વ્યકિત જે વિજય મેળવે છે અને હું ઈચ્છું
છું તે કામો અંત સુધી ચાલુ રાખે છે તેને હું અધિકાર
આપીશ. હું તે વ્યકિતને રાષ્ટ્રો પર અધિકાર આપીશ:

૨૭ 'લોખંડના દંડથી તે તેઓ પર શાસન કરશે.
માટીનાં વાસણની જેમ તેમના તે ટૂકડે ટૂકડા
કરશે.'

*ગીતશાસ્ત્ર. ૨:૯*

૨૮આ તે જ અધિકાર છે જે મેં મારા પિતા પાસેથી
પ્રાપ્ત કર્યો છે. હું તે વ્યકિતને પ્રભાતનો તારો પણ
આપીશ. ૨૯પ્રત્યેક વ્યકિત જે આ વાતો સાંભળે છે તેણે
આત્મા મંડળીઓને જે કહે છે તે સાંભળવું જોઈએ.

### સાર્દિસમાંની મંડળીને ઈસુનો પત્ર

૩ "સાર્દિસમાંની મંડળીના દૂતને આ લખ કે: "તે
એક કે જેની પાસે સાત આત્મા અને સાત તારા
છે તે તમને આ વાતો કહે છે. તું જે કામો કરે છે તે હું
જાણું છું. લોકો કહે છે કે તું જીવે છે. પણ તું ખરેખર
મૃત્યુ પામેલ છે. ૨જાગ્રૃત થા! હજુ જયારે તારે કંઈક
છોડવાનું હોય તો તારી જાતને વધારે મજબૂત બનાવ.
તે સંપૂર્ણ રીતે મૃત્યુ પામે તે પહેલા તારી જાતને વધુ
મજબૂત બનાવ. મેં શોધ્યું છે કે તું જે કામો કરે છે તે
મારા દેવ માટે સંપૂર્ણ થયેલાં નથી. ૩તેથી તને જે મળ્યું
છે અને તેં જે સાંભળ્યું છે, તેને યાદ કર અને તેને
અનુસર. ને પસ્તાવો કર. તારે જાગૃત થવું જોઈએ.
અથવા હું તારી પાસે આવીશ અને તને ચોરની જેમ
નવાઈ પમાડીશ. હું કયારે આવીશ તે તને માલૂમ પડશે
નહિ. ૪પણ તારા સમૂહમાં સાર્દિસમાં તારી પાસે થોડા
લોકો છે જેઓએ તેમની જાતને શુદ્ધ રાખી છે. તે લોકો
મારી સાથે ફરશે. તેઓ ઊજળાં વસ્રો પહેરશે કારણકે
તેઓ લાયક છે. ૫પ્રત્યેક વ્યકિત જે વિજય પ્રાપ્ત કરે છે
તેને આ લોકોની જેમ ઊજળાં વસ્રો પહેરાવવામાં આવશે.
હું તે વ્યકિતનું નામ જીવનના પુસ્તકમાંથી કાઢી નાખીશ
નહિ. હું મારા પિતા અને તેના દૂતોની આગળ કહીશ કે
તે વ્યકિત મારી છે. ૬પ્રત્યેક વ્યકિત જે આ વાતો સાંભળે
છે તેણે આત્મા મંડળીઓને જે કહે છે તે સાંભળવું
જોઈએ.

### ફિલાદેલ્ફિયામાંની મંડળીને ઈસુનો પત્ર

૭"ફિલાદેલ્ફિયામાંની મંડળીના દૂતને આ લખ કે:
"જે એક પવિત્ર અને સત્ય છે તે તમને આ શબ્દો
કહે છે. તેની પાસે દાઉદની ચાવી છે. જયારે તે કંઈક
ઉઘાડે છે, તે બંધ થઈ શકતું નથી. અને જયારે તે કંઈક
બંધ કરે છે, તે ઉઘાડી શકાતુ નથી. ૮તુ જે કામો કરે છે
તે હું જાણું છું. મેં તારી સમક્ષ બારણું ઉઘાડું મૂકયું છે.
કોઈ પણ વ્યકિત તેને બંધ કરી શકે તેમ નથી. હું જાણું
છું કે તું અશકત છે. પરંતુ તું મારા ઉપદેશને અનુસર્યો
છે. તું મારું નામ બોલતાં ડર્યો નથી. ૯ધ્યાનથી સાંભળ!
ત્યાં એક સભાસ્થાન છે જે શેતાનની માલિકીનું છે. તે
લોકો એમ કહે છે કે તેઓ યહૂદીઓ છે. પણ તેઓ જૂઠા
છે. તે લોકો સાચા યહૂદીઓ નથી. હું તેઓની પાસે
એમ કરાવીશ કે તેઓ તારી આગળ આવીને તારા પગે

પડશે. તેઓ જાણશે કે તમે એવા લોકો છો જેમને મેં ચાહ્યા છે. ૧૦તું ધીરજથી મારી આજ્ઞાને અનુસર્યો છે, તેથી આખી પૃથ્વી પર આવનારી વિપત્તિના સમયમાં હું તને બચાવીશ. આ વિપત્તિ જે લોકો પૃથ્વી પર રહે છે તેમનું પરીક્ષણ કરશે.

૧૧"હું જલ્દી આવી રહ્યો છું, હમણાં તું જે રીતે જીવે છે તેને વળગી રહે. પછી કોઈ વ્યક્તિ તારો મુગટ લઈ લેશે નહિ. ૧૨જે વિજય પ્રાપ્ત કરશે તે વ્યક્તિ મારા દેવના મંદિરમાં સ્તંભ બનશે. જે વ્યક્તિ વિજય મેળવે છે તેને માટે હું તે કરીશ. તે વ્યક્તિ ફરીથી કદાપિ દેવના મંદિરને છોડશે નહિ. હું મારા દેવનું નામ તે વ્યક્તિ પર લખીશ. અને મારા દેવના શહેરનું નામ તે વ્યક્તિ પર લખીશ. તે શહેર એ નવું યરૂશાલેમ છે. તે શહેર મારા દેવની પાસેથી આકાશમાંથી નીચે ઊતરે છે. હું તે વ્યક્તિ પર મારું નવું નામ પણ લખીશ. ૧૩પ્રત્યેક વ્યક્તિ જે આ વાતો સાંભળે છે તેણે, આત્મા મંડળીઓને જે કહે છે તે સાંભળવું જોઈએ.

### લાવદિકિયામાંની મંડળીને ઈસુનો પત્ર

૧૪"લાવદિકિયામાંની મંડળીના દૂતને લખ કે:

"જે આમીન* છે તે તમને આ વાતો કહે છે. તે વિશ્વાસુ તથા સાચો સાક્ષી છે. દેવે જે બધું બનાવ્યું છે તેનો તે શાસક છે. તે જે કહે છે તે આ છે: ૧૫તું શું કરે છે તે હું જાણું છું. તું ગરમ કે ઠંડો નથી; હું ઈચ્છું છું કે તું ગરમ કે ઠંડો થાય! ૧૬પણ તું માત્ર હૂંફાળો છે, નથી ગરમ કે નથી ઠંડો. તેથી હું મારા મુખમાંથી તને થૂંકી નાખીશ. ૧૭તું કહે છે કે તું શ્રીમંત છે. તું વિચારે છે કે તું ધનવાન બન્યો છે અને તને કશાની જરૂર નથી. પણ તને ખબર નથી કે તું ખરેખર કંગાલ, બેહાલ, દરિદ્રી, આંધળો, અને નગ્ન છે. ૧૮હું તને સલાહ આપું છું કે તું મારી પાસેથી અગ્નિમાં શુદ્ધ કરેલું સોનું વેચાતું લે. પછી તું સાચો શ્રીમંત થઈ શકીશ. હું તને આ કહું છું. ઊજળાં વસ્રો જે છે તે ખરીદ. પછી તું તારી શરમજનક નગ્નતાને ઢાંકી શકીશ. હું તને આંખોમાં આંજવાનું અંજન પણ ખરીદવાનું કહું છું. પછી તું ખરેખર જોઈ શકીશ.

૧૯"હું જે લોકોને ચાહું છું તે સર્વને હું સુધારું છું અને શિક્ષા કરું છું. માટે તું ઉત્સાહી થા, પસ્તાવો કર. ૨૦હું અહી છું! હું બારણાં આગળ ઊભો રહીને ખખડાવું છું. જો કોઈ વ્યક્તિ મારી વાણી સાંભળે છે અને બારણું ઉઘાડે છે તો હું અંદર આવીશ અને તે વ્યક્તિ સાથે જમીશ અને તે મારી સાથે જમશે.

૨૧"જે વ્યક્તિ વિજય પ્રાપ્ત કરે છે તેને હું મારી સાથે મારા રાજયાસન પર બેસવા દઈશ. મારી સાથે પણ એમ જ હતું. મેં વિજય મેળવ્યો અને મારા બાપ સાથે તેના રાજયાસન પર બેઠેલો છું. ૨૨પ્રત્યેક વ્યક્તિ જે આ વાતો સાંભળે છે. તેણે આત્મા મંડળીઓને જે કહે છે તે સાંભળવું જોઈએ."

### યોહાનને આકાશી દર્શન

૪ પછી મેં જોયું, ત્યાં મારી આગળ આકાશમાં એક દ્વાર ઉઘડેલું હતું. અને અગાઉ મને કહી હતી તે જ વાણી મેં સાભળી. તે વાણી રણશિંગડાના અવાજ જેવી હતી. તે વાણીએ કહ્યું, "અહી ઉપર આવ, અને હવે પછી જે જે થવું જ જોઈએ તે હું તને બતાવીશ." ૨પછી તે આત્માએ મારા પર કાબુ કરી લીધો. ત્યાં મારી આગળ આકાશમાં એક રાજયાસન હતું. રાજ્યાસન પર કોઈ એક માણસ બેઠેલો હતો. ૩તે રાજ્યાસન પર જે બેઠો હતો તે યાસપિસ અને લાલ કીમતી પથ્થર જેવો દેખાતો હતો. અને રાજ્યાસનની ચારે બાજુ લીલમ જેવું સ્વચ્છ રંગીન પ્રકાશનું એક મેઘધનુષ્ય હતું. ૪રાજ્યાસનની આસપાસ બીજાં ૨૪ રાજ્યાસનો હતા. તે ૨૪ રાજ્યાસનો પર ૨૪ વડીલો બેઠા હતા. તે વડીલોએ ઊજળાં વસ્રો પહેર્યા હતા. અને તેઓના માથા પર સોનાના મુગટ હતા. ૫રાજયાસનમાંથી વીજળીઓ અને ગર્જનાઓ અને વાણીઓ આવી. રાજયાસનની આગળ અગ્નિના સાત દીવાઓ સળગતા હતા. આ દીવાઓ દેવના સાત આત્મા છે. ૬ત્યાં રાજયાસનની આગળ કાચના સમુદ્ર જેવું કાંઈક હતું. તે સ્ફટીકના જેવું સ્વચ્છ હતું.

રાજ્યાસનની સામે અને તેની દરેક બાજુએ ત્યાં ચાર જીવતાં પ્રાણીઓ હતાં. આ જીવતાં પ્રાણીઓને તેમની બધી બાજુએ આગળ પાછળ આંખો હતી. ૭પહેલું જીવતું પ્રાણી સિંહ જેવું હતું. બીજું એક વાછરડાના જેવું હતું. ત્રીજાને મનુષ્ય જેવું મુખ હતું. ચોથું ઊડતા ગરુડના જેવું હતું. ૮આ ચાર જીવતાં પ્રાણીઓને છ છ પાંખો હતી. અને આ બધાં જીવતાં પ્રાણીઓ અંદર અને બહાર બધી બાજુએ આંખોથી ભરપૂર હતાં. આ જીવતાં ચાર પ્રાણીઓ દિવસ અને રાત કદી આ રીતે કહેતા વિસામો લેતાં નથી:

"પવિત્ર, પવિત્ર, પવિત્ર, પ્રભુ દેવ,
સર્વશક્તિમાન. જે હંમેશા હતો, જે છે, અને જે
આવનાર છે."

---

**આમીન** આમીન શબ્દનો અર્થ જે પરમ સત્ય છે તેને અનુરૂપ થવું તેમ થાય પરંતુ અહીં ઈસુના નામના રૂપે ઉલ્લેખ કર્યો છે.

૯જે રાજ્યાસન પર બેઠેલો છે તેને આ જીવતાં
પ્રાણીઓ મહિમા આપશે અને સ્તુતિ ગાશે. તે એક છે
જે સદાસર્વકાળ જીવંત છે. અને જ્યારે તે જીવતાં
પ્રાણીઓ આ કરે છે. ૧૦ત્યારે ૨૪ વડીલો* જે રાજ્યાસન
પર બેસે છે તેને પગે પડશે. જે સદાસર્વકાળ જીવંત છે
તેની વડીલો આરાધના કરે છે. તે વડીલો રાજ્યાસન
આગળ પોતાના મુગટો મૂકી દઈને કહેશે કે:

૧૧ "અમારા પ્રભુ અને દેવ! તું મહિમા, માન તથા
સામર્થ્ય પામવાને યોગ્ય છે. કારણ કે તેં સર્વને
ઉત્પન્ન કર્યાં, અને તારી ઈચ્છાથી તેઓ હતાં,
ને ઉત્પન્ન થયાં."

૫ પછી રાજ્યાસન પર જે બેઠા હતા તે એકના જમણા
હાથમાં મેં એક ઓળિયું* જોયું, ઓળિયાની બંને
બાજુએ લખાણ હતું. ઓળિયું સાત મુદ્રાઓથી મુદ્રિત
રાખવામાં આવ્યું હતું. ૨અને મેં એક શક્તિશાળી દૂતને
જોયો. તે દૂતે મોટા સાદે કહ્યું કે, "આ ઓળિયું ઉઘાડવાને
અને તેની મુદ્રાઓ તોડવાને કોણ સમર્થ છે?" ૩પરંતુ
આકાશમાં કે પૃથ્વી પર કે પૃથ્વી નીચે ત્યાં એવું કોઈ ન
મળ્યું કે જે તે ઓળિયું ઉઘાડવા કે તેની અંદરની બાજુએ
જોવા સમર્થ હોય. ૪હું ખૂબ ખૂબ રડ્યો કારણ કે તે
ઓળિયું ઉઘાડવાને કે તેમાં જોવાને કોઈ યોગ્ય હતું
નહિ. ૫પરંતુ વડીલોમાંના એકે મને કહ્યું કે, "રડીશ
નહિ! યહૂદાના કુટુંબના સમૂહમાંથી તે સિંહે (ખ્રિસ્તે)
વિજય પ્રાપ્ત કર્યો છે. તે દાઉદનો વંશજ છે. તે ઓળિયું
તથા તેની સાત મુદ્રાઓને ખોલવાને શક્તિમાન છે."

૬પછી રાજયાસનની સમક્ષ ચાર જીવતાં પ્રાણીઓની
વચમાં મેં એક હલવાનને ઊભું રહેલું જોયું. જેની
આજુબાજુ વડીલો પણ હતા. તે હલવાન મારી નંખાયેલા
જેવું હલવાન લાગતું હતું. તેને સાત શિંગડા તથા સાત
આંખો હતી. આ દેવના સાત આત્મા છે જેઓને આખી
પૃથ્વી પર મોકલવામાં આવ્યા છે. ૭તે હલવાન આવ્યું
અને રાજયાસન પર બેઠેલા એકના જમણા હાથમાંથી
તે ઓળિયું લીધું. ૮હલવાને ઓળિયું લીધા પછી તે ચાર
જીવતાં પ્રાણીઓ અને ૨૪ વડીલો હલવાનની આગળ
પગે પડ્યાં. તેમાંના દરેકની પાસે વીણા હતી. તેઓએ
ધૂપથી ભરેલા સોનાના પ્યાલા પણ પકડ્યા હતા. આ
ધૂપના પ્યાલા દેવના પવિત્ર લોકોની પ્રાર્થનાઓ છે.
૯અને તે બધાએ હલવાન પાસે એક નવું ગીત ગાયું:

"તું ઓળિયું લેવાને તથા તેની મુદ્રાને ખોલવાને
યોગ્ય છે, કારણ કે તને મારી નાખવામાં આવ્યો
હતો. અને તેં તારા લોહીથી દેવને માટે સર્વ
કૂળોના, ભાષાના, પ્રજાના તથા દેશોના લોકોને
ખરીધા છે.
૧૦ અમારા દેવ માટે તેં લોકોને રાજ્ય બનાવ્યા છે,
અને આ લોકોને અમારા દેવને સારુ યાજકો
બનાવ્યા છે. અને તેઓ પૃથ્વી પર રાજ કરશે."

૧૧પછી મેં જોયું અને મેં ઘણા દૂતોની વાણી સાંભળી.
તે દૂતો રાજ્યાસનની, તે જીવતાં ચાર પ્રાણીઓની, અને
વડીલોની આજુબાજુ હતા. ત્યાં હજારો દૂતો હતા–અને
તે લાખો લાખ અને હજારોહજારની સંખ્યામાં હતા.
૧૨તે દૂતોએ મોટા સાદે કહ્યું કે:

"જે હલવાનને મારી નાખવામાં આવ્યું હતું તે
પરાક્રમ, સંપત્તિ, શાણપણ અને શકિત, માન,
મહિમા મેળવવા તથા સ્તુતિને યોગ્ય છે!"

૧૩પછી મેં પ્રત્યેક જીવતાં પ્રાણી કે જે આકાશમાં,
અને પૃથ્વી પર અને પૃથ્વીની નીચે અને સમુદ્રમાં છે
તેમને સાંભળ્યાં. મેં આ બધી જગ્યાઓએ દરેક વાતો
સાંભળી. મેં તેમને બધાને કહેતાં સાંભળ્યા કે:

"જે રાજ્યાસન પર બેઠેલો છે તેને તથા હલવાનને
સ્તુતિ, માન અને મહિમા તથા સત્તા સદાસર્વકાળ
હો!"

૧૪તે ચારે જીવતા પ્રાણીઓએ કહ્યું; "આમીન!" અને
વડીલોએ પગે પડીને આરાધના કરી.

૬ જ્યારે હલવાને તે સાત મુદ્રામાંની પહેલી ઉઘાડી
ત્યારે મેં જોયું. મેં ચાર જીવંત પ્રાણીઓમાંના એકને
ગર્જના જેવા અવાજથી બોલતા સાંભળ્યું. તેણે કહ્યું કે,
"આવ!" ૨મેં જોયું તો ત્યાં મારી આગળ એક સફેદ ઘોડો
હતો. ઘોડા પરના સવાર પાસે એક ધનુષ્ય હતું; તે
સવારને એક મુગટ આપવામાં આવ્યો હતો. તે ફરીથી
વિજય મેળવવા જતો હોય તે રીતે સવાર થઈને નીકળ્યો.
૩હલવાને બીજી મુદ્રા ઉઘાડી. પછી મેં બીજા જીવતા
પ્રાણીને કહેતાં સાંભળ્યું કે. "આવ!" ૪પછી બીજો એક

---

**વડીલો** દેવના સંતોના મહાન આગેવાનો હતા. તેઓ કદાચ બાર યહૂદી કૂળોના આગેવાનો હતા, તથા ઈસુના બાર પ્રેરિતો હતા.

**ઓળિયું** લખવા માટે વપરાતું લાંબુ લપેટેલું પેપર કે ચામડું.

ઘોડો બહાર આવ્યો. આ એક લાલ ઘોડો હતો. તે ઘોડા પર જે સવાર હતો તેને પૃથ્વી પરથી શાંતિ લઈ લેવાની સત્તા આપવામાં આવી હતી. લોકો એકબીજાને મારી નાખે તેવી તેને સત્તા આપવામાં આવી હતી. આ સવારને એક મોટી તલવાર આપવામાં આવી હતી.

[૫]હલવાને ત્રીજી મુદ્રા ઉઘાડી. પછી મેં ત્રીજા જીવતા પ્રાણીને કહેતા સાંભળ્યું કે, "આવ!" મેં જોયું, અને ત્યાં મારી આગળ એક કાળો ઘોડો હતો. ઘોડા પર બેઠેલા સવાર પાસે તેના હાથમાં ત્રાજવાંની જોડ હતી. [૬]પછી મેં કઈંક વાણીના જેવો અવાજ સાંભળ્યો. જ્યાં ચાર જીવતાં પ્રાણીઓ હતાં ત્યાંથી તે વાણી આવી. તે વાણીએ કહ્યું કે, "એક દિવસના વેતનમાં અડધો કિલો ઘઉં, અને એક દિવસના વેતનમાં દોઢ કિલો જવ, પણ તેલ કે દ્રાક્ષારસને તું વેડફીશ નહિ!"

[૭]હલવાને ચોથી મુદ્રા ઉઘાડી. પછી મેં ચોથા જીવતાં પ્રાણીની વાણી સાંભળી કે, "આવ!" [૮]મેં જોયું તો ત્યાં મારી આગળ એક ફિક્કા રંગનો ઘોડો હતો. ઘોડા પરના સવારનુ નામ મરણ હતું. હાદેસ તેની પાછળ પાછળ આવતું હતું. તેઓને પૃથ્વીના ચોથા હિસ્સા પર અધિકાર આપવામાં આવ્યો હતો. તેઓને તલવારથી, દુકાળથી, રોગચાળાથી, અને પૃથ્વીના જંગલી પશુઓથી લોકોને મારી નાખવાનો અધિકાર આપવામાં આવ્યો હતો.

[૯]તે હલવાને પાંચમી મુદ્રા ઉઘાડી. પછી મેં કેટલાક આત્માઓને વેદી નીચે જોયા. તે એ લોકોના આત્માઓ હતા જેઓ દેવના સંદેશને વફાદાર હતા. તથા જે સત્ય તેઓને પ્રાપ્ત થયું હતું, તેમાં તેઓ વિશ્ર્વાસુ હતા તેથી તેઓને મારી નાખવામાં આવ્યા હતા. [૧૦]આ આત્માઓએ મોટા સાદે પોકાર કર્યો કે, "ઓ, પવિત્ર અને સત્ય પ્રભુ. તું ક્યાં સુધી ઈન્સાફ કરવાનું તથા પૃથ્વી પરનાં રહેનારાંઓની પાસેથી અમારા રક્તનો બદલો લેવાનું મુલત્વી રાખીશ?" [૧૧]તેઓમાંના દરેક આત્માને શ્ર્વેત ઝભ્ભો આપવામાં આવ્યો. તે આત્માઓને જ્યાં સુધી આ બધા લોકોને મારી નાખવાનું પૂરું ન થાય ત્યાં સુધી રાહ જોવા કહ્યું. તમારા સાથી સેવકો તથા તમારા ભાઈઓ, જેઓ તમારી પેઠે માર્યા જવાના છે. તેઓની સંખ્યા પૂરી ન થાય ત્યાં સુધી હજુ વિસામો લો.

[૧૨]જ્યારે તે હલવાને છઠ્ઠી મુદ્રા તોડી પછી મેં જોયું. તો ત્યાં મોટો ધરતીકંપ થયો હતો. વાળમાંથી બનાવેલા કાળા કામળા જેવો સૂર્ય કાળો બની ગયો. આખો ચંદ્ર લોહી જેવો લાલ થઈ ગયો. [૧૩]જેમ ભારે તોફાની પવનથી અંજીરના કોમળ ફળો તૂટી પડે છે, તેમ આકાશમાંના તારાઓ પૃથ્વી પર પડ્યા. [૧૪]આકાશના ભાગલા પડ્યા હતા. તે ઓળિયાની પેઠે વીંટાઈ ગયું. અને દરેક પહાડ, અને ટાપુને તેની જગ્યાએથી ખસેડવામાં આવ્યા.

[૧૫]પછી બધા લોકો ગુફાઓમાં અને ખડકોની પાછળ છુપાઈ ગયા. ત્યાં જગતના રાજાઓ, શાસકો, સેનાપતિઓ, ધનવાન લોકો તથા પરાક્રમી લોકો હતા. દરેક વ્યક્તિ ગુલામ કે સ્વતંત્ર સંતાઈ ગયા. [૧૬]તે લોકોએ પહાડો અને ખડકોને કહ્યું કે; "અમારા પર પડો, રાજ્યાસન પર બેઠેલાની નજર આગળથી તથા હલવાનના કોપથી અમને છુપાવી દો! [૧૭]કારણ કે તેઓના મહાન કોપનો દિવસ આવ્યો છે. તેની સામે કોઈ વ્યક્તિ ઊભો રહી શકશે નહિ. "

### ઈઝરાએલના ૧,૪૪,૦૦૦ લોકો મુદ્રિત

૭ આ બન્યા પછી મેં ચાર દૂતોને પૃથ્વીના ચાર ખૂણા પર ઊભા રહેલા જોયા. તે દૂતોએ પૃથ્વી પર કે સમુદ્ર પર કે કોઈ વૃક્ષ પર પવન ન વાય માટે ચાર વાયુઓને અટકાવી રાખ્યા હતા. [૨]પછી મેં બીજા એક દૂતને પૂર્વમાંથી આવતા જોયો. તે દૂત પાસે જીવતા દેવની મુદ્રા હતી. તે દૂતે મોટા સાદે બીજા ચાર દૂતોને બોલાવ્યા. આ તે ચાર દૂતો હતા જેમને દેવે પૃથ્વી અને સમુદ્રને ઉપદ્રવ કરવાની સત્તા આપી હતી. તે દૂતે ચાર દૂતોને કહ્યું કે, [૩]"જ્યાં સુધી આપણા દેવના સેવકોને અમે મુદ્રિત ન કરી રહીએ. ત્યાં સુધી તમે પૃથ્વીને અથવા સમુદ્રને અથવા વૃક્ષોને નુકસાન કરશો નહિ. આપણે તેઓના કપાળ પર મુદ્રા અંકિત કરવાની છે." [૪]કેટલા લોકોને મુદ્રિત કરવાના છે તેની સંખ્યા પછી મેં સાંભળી; ઈઝરાએલના પુત્રોનાં સર્વ કુળોમાંના ૧,૪૪,૦૦૦ મુદ્રિત થયા.

| | | |
|---|---|---|
| ૫ | યહૂદાના કુળમાંથી | ૧૨,૦૦૦ |
| | રૂબેનના કુળમાંથી | ૧૨,૦૦૦ |
| | ગાદના કુળમાંથી | ૧૨,૦૦૦ |
| ૬ | આશેરના કુળમાંથી | ૧૨,૦૦૦ |
| | નફતાલીના કુળમાંથી | ૧૨,૦૦૦ |
| | મનાશ્શાના કુળમાંથી | ૧૨,૦૦૦ |
| ૭ | શિમયોનના કુળમાંથી | ૧૨,૦૦૦ |
| | લેવીના કુળમાંથી | ૧૨,૦૦૦ |
| | ઈસ્સાખારના કુળમાંથી | ૧૨,૦૦૦ |
| ૮ | ઝબુલોનના કુળમાંથી | ૧૨,૦૦૦ |
| | યૂસફના કુળમાંથી | ૧૨,૦૦૦ |
| | અને બિન્યામીનના કુળમાંથી | ૧૨,૦૦૦ |

### મોટો સમૂદાય

૯પછી મેં જોયું, તો ત્યાં ઘણા, ઘણા લોકો હતા. ત્યાં
એટલા બધા લોકો હતા કે કોઈ વ્યક્તિ તે બધાને ગણી
શકે નહિ. તેઓ પૃથ્વી પરના સર્વ દેશોમાંથી લોકોની
જાતિમાંથી, અને ભાષાના હતા આ લોકો રાજ્યાસન
તથા હલવાન (ઈસુ) ની આગળ ઊભા હતા. તે બધાએ
શ્વેત ઝભ્ભા પહેર્યા હતા અને તેઓના હાથમાં ખજૂરીની
ડાળીઓ હતી. ૧૦તેઓએ મોટે સાદે પોકાર કર્યો કે,
"આપણો દેવ જે રાજ્યાસન પર બેસે છે તેનો અને
હલવાનનો વિજય થાઓ." ૧૧ત્યાં વડીલો અને ચાર
જીવતા પ્રાણીઓ હતા. બધા જ દૂતો તેમની આજુબાજુ
અને રાજ્યાસનની આજુબાજુ ઊભા હતા, તે દૂતોએ
રાજ્યાસન આગળ દંડવત પ્રણામ કર્યા અને દેવની
આરાધના કરી. ૧૨તેઓએ કહ્યું કે, "આમીન! અમારા
દેવને ધન્યવાદ તથા મહિમા તથા જ્ઞાન તથા
આભારસ્તુતિ તથા માન તથા પરાક્રમ તથા સામર્થ્ય
સદાસર્વકાળ હો. આમીન!"

૧૩પછી વડીલોમાંના એકે મને પૂછયું કે, "આ શ્વેત
ઝભ્ભાવાળા લોકો કોણ છે? તેઓ ક્યાંથી આવ્યા છે?"

૧૪મેં કહ્યું કે, "સાહેબ, તેઓ કોણ છે તે તમે જાણો
છો." અને તે વડીલે કહ્યું કે, "જેઓ મોટી આફતમાંથી
પસાર થયા તે આ લોકો છે. તેઓએ હલવાનના રક્તથી
તેમના ઝભ્ભા ધોયા છે. હવે તેઓ ઊજળાં અને સ્વચ્છ
છે. ૧૫તે માટે આ લોકો દેવના રાજ્યાસન આગળ છે.
તેઓ મંદિરમાં રાતદિવસ દેવની આરાધના કરે છે અને
તે એક જે રાજ્યાસન પર બેઠેલો છે તે તેઓનું રક્ષણ
કરશે. ૧૬તેઓને ફરીથી કદી ભૂખ લાગશે નહિ, તેઓને
ફરીથી કદી તરસ લાગશે નહિ. સૂર્ય તેમને ઈજા કરશે
નહિ, કોઈ પણ પ્રકારની ગરમી તેમને બાળશે નહિ.
૧૭રાજ્યાસનની મધ્યે જે હલવાન છે તે તેઓનો પાળક
થશે. તે તેઓને જીવનજળનાં ઝરણાંઓ પાસે દોરી લઈ
જશે. અને દેવ તેઓની આંખોમાંનાં બધા જ આંસુ
લૂછી નાખશે."

### સાતમી મુદ્રા

૮ જ્યારે હલવાને સાતમી મુદ્રા તોડી. ત્યારે ત્યાં
આકાશમાં લગભગ અડધા કલાક સુધી શાંતિ
હતી. ૨અને મેં દેવ આગળ ઊભા રહેનારા તે સાત
દૂતોને જોયા. તેઓને સાત રણશિંગડાં આપવામાં આવ્યા
હતાં.

૩ત્યાર પછી બીજો એક દૂત વેદી પાસે આવ્યો અને
ઊભો રહ્યો. આ દૂત પાસે સોનાની ધૂપદાની હતી. તે
દૂત પાસે દેવના સર્વ પવિત્ર લોકોની (વિશ્વાસુઓની)
પ્રાર્થનાઓ સાથે અર્પણ કરવા માટે પૂરતું ધૂપદ્રવ્ય હતું.
તે દૂતે રાજ્યાસનની આગળ સોનાની વેદી પર તે ધૂપદાની
અર્પણ કરી. ૪દૂતના હાથમાંથી ધૂપની ધૂણી દેવના
સંતોની પ્રાર્થનાઓ સાથે દેવની આગળ ઊંચે ચડી. ૫પછી
દૂતે ધૂપદાનીને વેદીના અગ્નિથી ભરી. તે દૂતે ધૂપદાની
જમીન પર ફેંકી દીધી. પછી ત્યાં વીજળીઓના ચમકારા,
ગર્જનાઓ અને વાણીઓ સાથે ધરતીકંપ થવા લાગ્યાં.

### તે સાત દૂતો તેમનાં રણશિંગડાં ફૂંકે છે

૬પછી જેમની પાસે સાત રણશિંગડાં હતાં. તે સાત
દૂતો તેમનાં રણશિંગડાં વગાડવા માટે તૈયાર થયા.

૭પ્રથમ દૂતે તેનું રણશિંગડું વગાડ્યું. પછી રક્તમિશ્રિત
કરા તથા અગ્નિ પૃથ્વી પર ફેંકવામાં આવ્યાં; અને પૃથ્વીનો
ત્રીજો ભાગ, વૃક્ષોનો ત્રીજો ભાગ અને બધું જ લીલું
ઘાસ બળી ગયું.

૮બીજા દૂતે તેનું રણશિંગડું વગાડ્યું પછી મોટી આગથી
સળગતા પહાડ જેવું કંઈક સમુદ્રમાં ફેંકવામાં આવ્યું.
અને સમુદ્રનો ત્રીજો ભાગ લોહી થઈ ગયો. ૯જેથી
સમુદ્રમાંનાં જીવતાં પ્રાણીઓનો ત્રીજો ભાગ મૃત્યુ પામ્યો;
અને વહાણોનો ત્રીજો ભાગ નાશ પામ્યો.

૧૦તે પછી ત્રીજા દૂતે તેનું રણશિંગડું વગાડ્યું. પછી
એક મોટો તારો સળગતા દીવાની જેમ આકાશમાંથી
પડ્યો. તે તારો ત્રીજા ભાગની નદીઓ પર અને પાણીનાં
ઝરણાંઓ પર પડ્યો. ૧૧તે તારાનું નામ કડવાદૌના * છે;
અને સમગ્ર પાણીનો ત્રીજો ભાગ કડવો બન્યો. ઘણા
લોકો તે કડવું પાણી પીવાથી મૃત્યુ પામ્યા.

૧૨તે ચોથા દૂતે તેનું રણશિંગડું વગાડ્યું. પછી સૂર્યનાં
ત્રીજા ભાગ પર અને ચંદ્રના ત્રીજા ભાગ પર તથા
તારાઓના ત્રીજા ભાગ પર પ્રહાર થયો, તેથી તેઓનો
ત્રીજો ભાગ અંધકારરૂપ થાય. દિવસ અને રાતનો ત્રીજો
ભાગ પ્રકાશરહિત થાય.

૧૩જ્યારે મેં જોયું તો અંતરિક્ષમાં ઊંચે ઊડતાં એક
ગરૂડને સાંભળ્યું, તે ગરૂડે મોટે સાદે કહ્યું કે, "અફસોસ!
અફસોસ! પૃથ્વી પર રહેનારા લોકોને માટે અફસોસ!
બીજા ત્રણ દૂતો વગાડશે અને તેઓનાં રણશિંગડાંના
અવાજ પછી આફતો આવશે."

૯ તે પાંચમા દૂતે તેનું રણશિંગડું વગાડયું. પછી
મેં આકાશમાંથી એક તારાને પૃથ્વી પર પડેલો
જોયો. તે તારાને અતિ ઊંડા ખાડાની કૂચી આપવામાં

---

**કડવાદૌના** બહુ જ કડવા છોડનું નામ, અહીં ગહેરા શોકના પ્રતિકરૂપે વાપર્યુ છે.

આવી હતી. જે નીચે અસીમ ઊંડાઈ તરફ દોરે છે.
૨પછી તે તારાએ અસીમ ઊંડાઈ તરફ દોરતા ખાડાને
ઉઘાડયો. તે ખાડામાંથી મોટી ભઠ્ઠીના ધુમાડા જેવો
ધુમાડો નીકળ્યો; ખાડામાંથી નીકળતા ધુમાડાને કારણે
સૂર્ય અને આકાશમાં અંધારાં થયાં. ૩પછી ધુમાડામાંથી
તીડો નીકળીને પૃથ્વી પર આવ્યાં. તેઓને વીંછુઓ જેવી
ડંખ મારવાની શકિત આપવામાં આવી હતી. ૪તીડોને
પૃથ્વી પરના ઘાસને કે કોઈ છોડને કે વૃક્ષને નુકસાન
નહિ કરવાનું કહેવામાં આવ્યું હતું. ફક્ત જે લોકોની
પાસે તેમના કપાળ પર દેવની મુદ્રા ન હોય એ લોકોને
જ ઈજા કરવાની હતી. ૫આ તીડોને લોકોને પાંચ મહીના
સુધી પીડા આપવાની શકિત આપવામાં આવી હતી.
પરંતુ તીડોને લોકોને મારી નાખવાની શકિત આપવામાં
આવી નહોતી. અને પીડા જે લોકોએ અનુભવી તે
વીછુ વ્યકિતને કરડે અને જે પીડા થાય તેવી હતી. ૬તે
દિવસો દરમિયાન લોકો મરવાનો રસ્તો શોધશે પણ
તેઓને તે જડશે નહિ, અને તેઓ મરવાની બહું ઈચ્છા
રાખશે, પણ મરણ તેઓની પાસેથી નાસી જશે.

૭તે તીડો યુધ્ધ માટે તૈયાર કરેલા ઘોડાઓનાજેવા
હતા. તેઓનાં માથાં પર તેઓએ સોનાના મુગટો જેવી
વસ્તુઓ પહેરી હતી. તેઓના મુખ માણસોના મુખ
જેવાં હતાં. ૮તેઓના કેશ સ્રીઓના કેશ જેવા દેખાતા
હતા. તેઓના દાંતો સિંહના દાંતો જેવા હતા. ૯તેઓની
છાતીઓ લોખંડના બખતર જેવી દેખાતી. તેઓની
પાંખોનો અવાજ લડાઈમાં દોડતા ઘણા ઘોડા અને રથોના
ગડગડાટ જેવો હતો. ૧૦તીડોને વીંછુઓના ડંખ જેવી,
ડંખવાળી પૂંછડીઓ હતી, તેઓની પૂંછડીઓમાં પાંચ
મહિના સુધી લોકોને પીડા આપવાની શકિત હતી.
૧૧તીડોને તેઓનો એક રાજા છે. તે રાજા અસીમ ઊંડાણની
ખાઈનો દૂત છે. હિબ્રૂ ભાષામાં તેનું નામ અબદ્દોન*
છે, ગ્રીક ભાષામાં તેનું નામ અપોલ્યોન (સંહારક) છે.

૧૨પ્રથમ મહાન મુસીબત પૂરી થઈ ગઈ છે. હજુ
પણ બે મહાન મુસીબતો છે જે આવનાર છે.

૧૩તે છઠ્ઠા દૂતે તેનું રણશિંગડું વગાડ્યું. પછી દેવની
આગળની સોનાની વેદીનાં રણશિંગડામાંથી મેં એક વાણી
સાંભળી. ૧૪તેણે જે છઠ્ઠા દૂતની પાસે રણશિંગડું હતું
તેને કહ્યું કે, "મહા નદી યુફ્રેટિસ પર જે ચાર દૂતોને
બાંધેલા છે તેઓને છોડી મૂક." ૧૫આ ચાર દૂતોને આ
વર્ષના આ મહિનાના આ દિવસના અને આ કલાક
માટે તૈયાર રાખેલા હતા. આ દૂતોને પૃથ્વી પરના ત્રીજા
ભાગના લોકોને મારી નાખવા મુકત કરવામાં આવ્યાં.
૧૬મેં સાંભળ્યું હતું તેઓના લશ્કરમાં ઘોડેસવારોની
કેટલીય ટુકડીઓ હતી. તેઓ ૨૦૦,૦૦૦,૦૦૦ (વીસ
કરોડ) હતા. ૧૭મેં મારા દર્શનમાં ઘોડાઓને તથા તેઓના
પર બેઠેલા સવારોને જોયા. તેઓ આવા દેખાતા હતા:
તેઓનાં બખતર અગ્નિ જેવાં રાતાં તથા જાંબુડા તથા
ગંધક જેવાં પીળાં હતાં. તે ઘોડાઓનાં માથાં સિંહોનાં
માથાંઓ જેવાં દેખાતાં હતાં. તે ઘોડાઓનાં મોંમાંથી
અગ્નિ, ધુમાડો તથા ગંધક નીકળતા હતા. ૧૮આ
ઘોડાઓના મુખમાંથી બહાર નીકળતી ત્રણ ખરાબ
વસ્તુઓ અગ્નિ, ધુમાડો તથા ગંધકથી પૃથ્વી પરના બધા
લોકોના ત્રીજા ભાગને મારી નાખવામાં આવ્યા હતા.
૧૯કારણ કે ઘોડાઓનું સામર્થ્ય તેના મોઢાંમાં અને
પૂંછડીઓમાં છે. લોકોને ઈજા કરવા અને કરડવા માટે
તેઓને સાપના જેવી પૂંછડીઓ અને પૂંછડીઓને માથાં
હોય છે.

૨૦પૃથ્વી પરના બીજા લોકોને આ ખરાબ વસ્તુઓથી
મારી નાખવામાં આવ્યા નહિ. છતાં આ લોકોએ હજુ
પણ પસ્તાવો કર્યો નથી. અને તેઓ પોતાના હાથની
બનાવેલી કૃતિઓ તરફથી પાછા ફર્યા નહિ. તેઓએ
ભૂતોની તથા સોનાચાંદી, પિત્તળ, પથ્થરની મૂર્તિઓ અને
લાકડાની વસ્તુઓ જે જોવા કે સાંભળવા કે ચાલવા
શકિતમાન નથી, તેઓની પૂજા કરવાનું બંધ કર્યુ નથી.
૨૧આ લોકોએ પસ્તાવો કર્યો નહિ. તેઓએ બીજા લોકોને
મારી નાખવાનું બંધ કર્યુ નથી. તેઓએ તેમની દુષ્ટ
જાદુક્રિયા, પોતાના વ્યભિચારનાં પાપો અને પોતાની
ચોરીઓ વિષે પસ્તાવો કર્યો નહિ.

## દૂત અને નાનું ઓળિયું

**૧૦** પછી મેં બીજા એક શકિતશાળી દૂતને
આકાશમાંથી નીચે ઊતરતો જોયો. તે
વાદળાથી વેષ્ટિત હતો. તેના માથા પર મેઘધનુષ્ય હતું.
તે દૂતનું મોં સૂર્યના જેવું હતું. અને તેના પગો અગ્નિના
સ્તંભો જેવા હતા. ૨દૂતે એક નાનું ઓળિયું રાખ્યું હતું.
તે ઓળિયું તેના હાથમાં ખુલ્લું હતું. તે દૂતે તેનો જમણો
પગ દરિયા પર અને તેનો ડાબો પગ ભૂમિ પર મૂકયો;
૩તે દૂતે મોટા સાદે સિંહની ગર્જનાની જેમ પોકાર કર્યો,
દૂતના પોકાર પછી સાત ગર્જના બોલી. ૪તે સાત ગર્જના
જે બોલી તે લખવાનું મેં શરૂ કર્યું, પણ પછી મેં
આકાશમાંથી વાણી સાંભળી. તે વાણીએ કહ્યું કે, "તે
સાત ગર્જનાએ જે કહ્યું તે લખીશ નહિ. તે વસ્તુઓ ને
ગુપ્ત રાખ."

---

**અબદ્દોન** જૂના કરારમાં વિનાશના સ્થળ માટે વપરાએલું
નામ (અયૂ. ૨૬:૬; ગી.શા. ૮૮:૧૧).

૫પછી મેં જે દૂતને જોયો તેણે સમુદ્ર પર અને જમીન
પર ઊભા રહીને તેનો જમણો હાથ આકાશ તરફ ઊંચો
કર્યો. ૬તે જે સર્વસદાકાળ જીવંત છે તેના અધિકારથી તે
દૂતે પ્રતિજ્ઞા કરી. તે દેવ એક છે જેણે પૃથ્વી અને પૃથ્વી
પર જે બધું છે તે અને આકાશ તથા તેમાં જે કંઈ છે તે,
સમુદ્રો, તથા તેમાં જે બધું છે તેનું સર્જન કર્યું. તે દૂતે
કહ્યું કે; "હવે વધારે વિલંબ થશે નહિ! ૭તે દિવસોમાં
જયારે તે સાતમો દૂત તેનું રણશિંગડુ વગાડવા માંડશે,
ત્યારે દેવની ગુપ્ત યોજના પૂર્ણ થશે. આ યોજના એક
તે સુવાર્તા છે જે દેવે તેના સેવકો એટલે પ્રબોધકોને કહી
હતી."
૮પછી મેં ફરીથી આકાશમાંથી તે જ વાણી સાંભળી.
તે વાણીએ મને કહ્યું કે, "જા અને દૂતના હાથમાંથી જે
ખુલ્લું ઓળિયું છે તે લે. આ તે દૂત છે જે સમુદ્ર પર
તથા જમીન પર ઊભેલો છે."
૯તેથી હું તે દૂત પાસે ગયો અને મને તે નાનું
ઓળિયું આપવા કહ્યું. તે દૂતે મને કહ્યું કે, "આ ઓળિયું
લે અને તેને ખા. તે તારા પેટમાં કડવું બનશે પણ તે
તારા મોંમાં મધ જેવું મીઠું લાગશે." ૧૦તેથી મેં તે નાનું
ઓળિયું દૂતના હાથમાંથી લીધું. મેં તે ઓળિયું ખાધું.
મુખમાં તેનો સ્વાદ મધ જેવો મીઠો લાગ્યો પણ મારા
ખાધા પછી તે મારા પેટમાં કડવું લાગ્યું. ૧૧પછી મને
કહેવામાં આવ્યું હતું કે, "તારે ફરીથી ઘણી જાતિના
લોકો, ઘણાં દેશો, ભાષાઓ અને રાજાઓ વિષે પ્રબોધ
કરવો જોઈએ."

### બે સાક્ષીઓ

**૧૧** પછી મને ચાલવા માટેની લાકડી જેટલો
લાંબો એક માપદંડ આપવામાં આવ્યો. મને
કહેવામાં આવ્યું કે, "જા અને દેવના મંદિરનું અને વેદીનું
માપ લે, અને ત્યાં ઉપાસના કરનારા લોકોની ગણતરી
કર. ૨પણ મંદિરની બહારના આંગણાનું માપ લઈશ
નહિ. તે એકલું છોડી દે. તે જે લોકો યહૂદી નથી તેઓને
આપવામાં આવેલ છે. તેઓ ૪૨ મહિના સુધી પવિત્ર
શહેરને ખૂંદી વળશે. ૩અને હું મારા બે સાક્ષીઓને
અધિકાર આપીશ અને તેઓ ૧,૨૬૦ દિવસ માટે પ્રબોધ
કરશે. તેઓ શણના કપડાં પહેરશે." ૪આ બે સાક્ષીઓ,
જૈતૂનનાં જે બે વૃક્ષ, તથા બે દીવીઓ જે પૃથ્વીના પ્રભુની
સમક્ષ ઊભા રહે છે તે છે. ૫જો કોઈ વ્યકિત સાક્ષીઓને
નુકશાન કરવાનો પ્રયત્ન કરે છે તો તેઓનાં મુખોમાંથી
અગ્નિ નીકળે છે અને તેઓના દુશ્મનોનો નાશ કરે છે.
જો કોઈ વ્યકિત તેઓને ઈજા કરવાનો પ્રયત્ન કરે છે તો
આ રીતે તે મૃત્યુ પામશે. ૬તેઓના પ્રબોધ કરવાના
સમય દરમિયાન આ સાક્ષીઓને વરસાદને આકાશમાંથી
વરસતો રોકવાની સત્તા છે. આ સાક્ષીઓને પાણીનું
લોહી કરવાની સત્તા છે. તેઓને પૃથ્વી પર દરેક પ્રકારની
વિપતિ મોકલવાની સત્તા છે. તેઓ જેટલી વખત ઈચ્છે
તેટલી વખત આ કરી શકે છે.
૭જયારે તે બે સાક્ષીઓ પોતાનો સંદેશ કહેવાનું પૂર્ણ
કરશે, ત્યારે શ્ર્વાપદ તેઓની વિરુદ્ધ લડશે. આ તે પ્રાણી
છે જે અસીમ ઊંડી ખાઈમાંથી બહાર આવે છે. તે
પ્રાણી તેઓને હરાવશે, અને તેઓને મારી નાખશે. ૮તે
બે સાક્ષીઓના મૃતદેહો મોટા શહેરની શેરીમાં પડયાં
રહેશે. આ શહેર સદોમ અને મિસર કહેવાય છે. તે
શહેરનાં આ નામો હોવાનો વિશિષ્ટ અર્થ છે. આ તે
શહેર છે જયાં તેઓના પ્રભુને મારી નાખવામાં આવ્યો
હતો. ૯દરેક જાતિઓ, કુળો, ભાષાઓ અને દેશોમાંથી
આવેલા લોકો બે સાક્ષીઓના મૃતદેહોને સાડા ત્રણ
દિવસો સુધી જોશે. લોકો તેઓને દફનાવવાની ના પાડશે.
૧૦જે લોકો પૃથ્વી પર રહે છે, તેઓ ખુશ થશે. કારણકે
આ બે મૃત્યુ પામેલ છે. તેઓ મિજબાનીઓ કરશે અને
એકબીજાને ભેટ મોકલશે. તેઓ આ બધું કરશે કારણકે
આ બે પ્રબોધકોએ જે લોકો પૃથ્વી પર રહે છે તેઓને
ખૂબ દુ:ખ દીધું છે.
૧૧પરંતુ સાડા ત્રણ દિવસ પછી આ બંને પ્રબોધકોના
શરીરમાં દેવ તરફથી જીવનનો શ્ર્વાસ આવ્યો. તેઓ
પોતાના પગો પર ઊભા થયા. જે બધા લોકોએ તેઓને
જોયા તેઓ ભયભીત થયા. ૧૨પછી તે બે પ્રબોધકોએ
આકાશમાંથી મોટા સાદે વાણીને પોતાને કહેતા સાંભળી
કે; "અહીં ઉપર આવ!" અને તે બે પ્રબોધકો આકાશમાં
ઊંચે એક વાદળમાં ગયા. તેઓનાં શત્રુઓએ તેઓને
ચઢતાં જોયા. ૧૩તે જ સમયે ત્યાં એક મોટો ધરતીકંપ
થયો. શહેરનો દશમો ભાગ નાશ પામ્યો. અને ૭,૦૦૦
લોકો ધરતીકંપમાં મૃત્યુ પામ્યા. જે લોકો મૃત્યુ પામ્યા
નહોતા તે ઘણા ગભરાયા હતા. તેઓએ આકાશના દેવને
મહિમા આપ્યો .
૧૪બીજી મોટી આપત્તિ પૂરી થઈ છે. હવે ત્રીજી
મોટી આપત્તિ જલદીથી આવી રહી છે.

### સાતમું રણશિંગડુ

૧૫સાતમા દૂતે તેનું રણશિંગડુ વગાડયું. પછી
આકાશમાં મોટા સાદે વાણીઓ થઈ. વાણીઓએ
કહ્યુ કે:

"આ જગતનું રાજય હવે આપણા પ્રભુ, અને
તેના ખ્રિસ્તનું છે; તે સદાસર્વકાળ રાજ કરશે."

૧૬પછી ૨૪ વડીલોએ દેવની સમક્ષ નીચે નમીને દેવની આરાધના કરી. આ તે વડીલો છે જે દેવ સમક્ષ તેનાં રાજયાસન પર બેઠા છે. ૧૭તે વડીલોએ કહ્યું કે:

"હે સર્વશકિતમાન પ્રભુ દેવ, અમે તારી સ્તુતિ
કરીએ છીએ. તું તે એક છે, જે છે અને જે હતો.
હવે તેં મહાસામર્થ્ય ધારણ કર્યું છે. હવે તારું
રાજય સ્થાપન થયું છે!
૧૮ જગતના લોકો ગુસ્સે થયા હતા; પરંતુ હવે તારા
ગુસ્સાનો સમય છે. હવે મૂએલાંનો ઈનસાફ
કરવાનો સમય છે. તારા સેવકોને, તે પ્રબોધકોને
તારા સંતો તથા નાના મોટા લોકોને જે તારા
નામથી ડરનારા છે, તેઓને પ્રતિફળ આપવાનો
સમય આવ્યો છે, જેઓ પૃથ્વીનો વિનાશ કરે છે
તે લોકોનો વિનાશ કરવાનો સમય આવી પહોંચ્યો
છે!"

૧૯ત્યાર પછી આકાશમાં દેવનું મંદિર ઉઘાડવામાં આવ્યું અને તેના મંદિરમાં તેના કરારનો કોશ જોવામાં આવ્યો, પછી ત્યાં વીજળીઓના ચમકારા, વાણીઓ, ગર્જનાઓ તથા ધરતીકંપ થયો, તથા પુષ્કળ કરા પડયા.

### સ્રી અને અજગર

**૧૨** અને પછી આકાશમાં એક મોટું આશ્ચર્ય દેખાયું. ત્યાં એક સ્રી હતી, જે સૂર્યથી વેષ્ટિત હતી. ચંદ્ર તેના પગ નીચે હતો. તેના માથા પર બાર તારાવાળો મુગટ હતો. ૨તે સ્રી ગર્ભવતી હતી. તેણે પીડા સાથે બૂમ પાડી. તે જન્મ આપવાની તૈયારીમાં હતી. ૩પછી આકાશમાં બીજું એક ચિહન દેખાયું: ત્યાં એક મોટો લાલ અજગર હતો. તે અજગરને સાત માથાં પર સાત મુગટ, દરેક માથાં પર એક મુગટ હતો. તે અજગરને દસ શિંગડાં પણ હતાં. ૪તે અજગરના પૂંછડાએ આકાશના તારાઓનો ત્રીજો ભાગ ખેંચીને પૃથ્વી પર નીચે ફેંકયો. તે અજગર તે સ્રીની સામે આવ્યો અને ઊભો રહ્યો જે બાળકને જન્મ આપવાની તૈયારીમાં હતી. તે અજગરની ઈચ્છા જયારે તે સ્રીનું બાળક જન્મે ત્યારે તેને ખાઈ જવાની હતી. ૫તે સ્રીએ એક પુત્રને જન્મ આપ્યો, તે તમામ દેશો પર લોઢાના દંડથી રાજ કરશે. અને તેના બાળકને દેવ પાસે અને તેના રાજયાસન પાસે લઈ જવામાં આવ્યો હતો. ૬તે સ્રી અરણ્યમાં એક જગ્યા જે દેવે તેના માટે તૈયાર કરી હતી, ત્યાં નાસી ગઈ. ત્યાં અરણ્યમાં ૧,૨૬૦ દિવસો સુધી તેની સંભાળ રાખવામાં આવશે.

૭પછી ત્યાં આકાશમાં યુદ્ધ થયું. મિખાયેલ તથા તેના દૂતો અજગરની સાથે લડયા. તે અજગર અને તેના દૂતો તેમની સામે લડયા. ૮પણ તે અજગર જોઈએ તેટલો બળવાન ન હતો. તે અજગર અને દૂતોએ આકાશમાં તેઓનું સ્થાન ગુમાવ્યું. ૯તે મોટા અજગરને આકાશની બહાર ફેંકી દેવામાં આવ્યો. (તે અજગર જે જૂનો સાપ છે જે દુષ્ટાત્મા તથા શેતાન કહેવાય છે. તે આખા જગતને ખોટા માર્ગે દોરે છે.) તે અજગરને તેના દૂતો સાથે પૃથ્વી પર ફેંકવામાં આવ્યો હતો.

૧૦પછી મેં આકાશમાં મોટા સાદે વાણીને કહેતા સાંભળી કે; "હવે તારણ અને પરાક્રમ અને અમારા દેવનું રાજય અને તેના ખ્રિસ્તની સત્તા આવ્યાં છે; આ વસ્તુઓ આવી છે કારણકે અમારા ભાઈઓ પર દોષ મૂકનાર, જે અમારા દેવની આગળ રાતદિવસ તેઓના પર દોષ મૂકે છે. તેને નીચે ફેંકી દેવામાં આવ્યો છે. ૧૧અમારા ભાઈઓએ તેને હલવાનના રકતથી અને સાક્ષીઓના વચનથી હરાવ્યો છે. તેઓ પોતાના જીવનને વધારે વહાલું ગણતા નહિ. તેઓ મૃત્યુથી ડરતા નહોતા. ૧૨તેથી તે બધા જે ત્યાં રહે છે તે સુખી થાઓ. પરંતુ પૃથ્વી અને સમુદ્ર માટે તે ખરાબ થશે કારણ કે શેતાન તમારી પાસે નીચે ઉતરી આવ્યો છે. તે શેતાન ક્રોધથી ભરેલો છે. તે જાણે છે તેની પાસે હવે વધારે સમય રહ્યો નથી."

૧૩તે અજગરે જોયું કે તેને પૃથ્વી પર ફેંકી દેવામાં આવ્યો છે. તેથી તે, સ્રીની પાછળ ગયો જેણે એક દીકરાને જન્મ આપ્યો હતો. ૧૪પરંતુ તે સ્રીને મોટા ગરૂડની બે પાંખો આપવામાં આવી હતી જેથી તે તે સ્થળેથી ઊડીને અરણ્યમાં જઈ શકે જયાં તેના માટે જગા તૈયાર કરવામાં આવી હતી. તે સ્થળેથી તેની સંભાળ સાડા ત્રણ વર્ષ સુધી રાખવામાં આવે છે. અજગર તેની પાસે પહોંચી શકે નહિ. ૧૫પછી તે અજગરે તેના મોંઢામાંથી નદીની જેમ પાણી બહાર કાઢયું તે અજગરે તે સ્રીના તરફ પાણી કાઢયું તેથી પૂર તેને દૂર તાણી જાય. ૧૬પરંતુ પૃથ્વીએ તે સ્રીને મદદ કરી. પૃથ્વીએ તેનું મોં ખોલ્યું અને નદીને ગળી ગઈ જે અજગરના મુખમાંથી નીકળતી હતી. ૧૭પછી અજગર તે સ્રી પર ઘણો ગુસ્સે થયો હતો. તે અજગર તેનાં બીજા બાળકો સામે યુદ્ધ કરવા માટે ચાલી નીકળ્યો. જે દેવની આજ્ઞાઓનું પાલન કરે છે

અને ઈસુએ જે ઉપદેશ આપ્યો છે તેના સત્યને વળગી રહે છે, તે લોકો તેનાં બાળકો છે.

૧૮તે મોટો અજગર સમુદ્રકિનારે ઊભો રહ્યો.

## બે પ્રાણીઓ

૧૩ પછી મેં એક શ્વાપદને સમુદ્રમાંથી નીકળતું જોયું. તેને દસ શિંગડાં અને સાત માથાં હતાં, તેના દરેક શિંગડા પર મુગટ હતો. તેના દરેક માથાં પર ઈશ્વરનિંદક નામ લખેલું હતું. ૨આ શ્વાપદ ચિત્તા જેવું દેખાતું હતું તેના પગ રીંછના પગ જેવા હતા. તેને સિંહના જેવું મોં હતું તે અજગરે તે શ્વાપદને તેની બધી જ સત્તા તેનું રાજયાસન અને મહાન અધિકાર આપ્યાં. ૩તે પ્રાણીનાં માથાંમાનું એક મરણતોલ ઘાયલ થયેલા જેવું દેખાયું. પણ આ પ્રાણઘાતક ઘા રૂઝાઈ ગયો હતો. દુનિયાના બધા લોકો નવાઈ પામ્યા હતા. અને તેઓ બધા તે પ્રાણી પાછળ ગયા. ૪લોકોએ તે અજગરની આરાધના કરી. કારણ કે તેણે તેનો અધિકાર પ્રાણીને આપ્યો હતો અને તે લોકોએ તે પ્રાણીની પણ આરાધના કરી. તેઓએ પૂછયું કે, "તે પ્રાણીના જેટલું પરાક્રમી કોણ છે? તેની સામે યુદ્ધ કોણ કરી શકે?"

૫તે પ્રાણીને ઘમંડી શબ્દો અને ઘણી દુષ્ટ વસ્તુઓ કહેવાની પરવાનગી આપવામાં આવી હતી. તે પ્રાણીને તેની શકિતનો ૪૨ મહિના માટે ઉપયોગ કરવાની પરવાનગી આપવામાં આવી હતી. ૬તે પ્રાણીએ દેવની નિંદા કરવા માટે તેનું મોં ઉઘાડયું. તે પ્રાણીએ દેવના નામની, દેવ જયાં રહે છે તે જગ્યાની અને આકાશમાં જે બધા લોકો રહે છે તેઓની નિંદા કરી. ૭તે પ્રાણીને સંતો (વિશ્વાસીઓ) સાથે યુદ્ધ કરે અને તેઓને પરાજિત કરે તેવું સામર્થ્ય આપવામાં આવ્યું. તે પ્રાણીને દરેક કુળ, જાતિના લોકો, ભાષા અને દેશ પર અધિકાર આપવામાં આવ્યો. ૮બધા જ લોકો જે પૃથ્વી પર રહે છે, તેઓ તે પ્રાણીની આરાધના કરશે. આ એ લોકો છે જેઓનાં નામો જગતનું સર્જન થયું ત્યારથી હલવાનના જીવનના પુસ્તકમાં લખેલાં નથી. તે હલવાન કે જેને મારી નાખવામાં આવ્યો હતો.

૯જો કોઈ વ્યકિત આ વાતો સાંભળે છે, તો પછી તેણે આ ધ્યાનથી સાંભળવું જોઈએ:

૧૦ જો કોઈ વ્યકિત બીજાને બંદીવાન કરવા જાય
છે, તો તે વ્યકિત પોતે જ બંદીવાન થશે. જો કોઈ
બીજાને તલવારથી મારી નાખવા માટે જાય છે
તો તેને પોતાને તલવારથી માર્યા જવું પડશે.

આનો અર્થ એ છે કે સંતો (વિશ્વાસીઓ) પાસે ધીરજ અને વિશ્વાસ હોવા જોઈએ.

૧૧પછી મેં બીજા એક પ્રાણીને પૃથ્વીમાંથી બહાર નીકળતું જોયું. તેને હલવાનની જેમ બે શિંગડાં હતાં પણ તે અજગરની જેમ બોલતું હતું. ૧૨આ પ્રાણી પ્રથમ પ્રાણી પાસે જે અધિકાર હતો તે જ અધિકારનો ઉપયોગ કરીને પ્રથમ પ્રાણીની સામે ઉભું રહે છે. તેને આ અધિકારનો ઉપયોગ પૃથ્વી પર રહેનારા બધા લોકોને પ્રથમ પ્રાણીની આરાધના કરાવવા માટે કર્યો. તે પ્રથમ પ્રાણી તે એક કે જેનો પ્રાણઘાતક ઘા રુઝાયો હતો. ૧૩આ બીજુ પ્રાણી મોટા ચમત્કારો કરે છે. તે લોકોની નજર આગળ તેઓના દેખતા આકાશમાંથી પૃથ્વી પર અગ્નિ વરસાવે છે. ૧૪આ બીજું પ્રાણી છે જે પૃથ્વી પર રહે છે તે લોકોને મૂર્ખ બનાવે છે. તે તેઓને ચમત્કારોનો ઉપયોગ કરીને મૂર્ખ બનાવે છે, કે જે કરવાનો અધિકાર તેને આપવામાં આવ્યો છે. તે આ ચમત્કારો પ્રથમ પ્રાણીની સેવા માટે કરે છે. તે બીજું પ્રાણી, પ્રથમ પ્રાણીને સન્માનવા લોકોને તેની મૂર્તિ બનાવવા હુકમ કરે છે આ તે પ્રાણી હતું જે તલવારથી ઘાયલ થયું હતું, છતાં પણ તે મૃત્યુ પામ્યું નથી. ૧૫તે બીજા પ્રાણીને પ્રથમ પ્રાણીની મૂર્તિમાં પ્રાણ મૂકવા માટેનું સામર્થ્ય આપવામાં આવ્યું હતું. પછી તે મૂર્તિ બોલી શકે અને જે બધા લોકો પૂજા કરતાં નથી. તેઓને હુકમ કરીને મારી નંખાવે. ૧૬તે બીજા પ્રાણીએ, નાના અને મોટા, ધનવાન અને ગરીબ, સ્વતંત્ર અને ગુલામ, બધા લોકોને તેઓના જમણા હાથ પર કે તેઓના કપાળ પર છાપ લેવા પણ દબાણ કર્યું. ૧૭આ છાપ વિના કોઈ વ્યકિત ખરીદી કે વેચાણ કરી શકે નહિ. આ છાપ પ્રાણીના નામની કે તેના નામની સંખ્યાની હોય છે. ૧૮જે વ્યકિત પાસે સમજશકિત હોય છે તે પ્રાણીની સંખ્યાનો અર્થ સમજી શકે છે આમાં ડહાપણની જરૂર પડે છે. આ સંખ્યા તે એક માણસની સંખ્યા છે; અને તેની સંખ્યા ૬૬૬ છે.

## ઉદ્ધાર પામેલાઓનું ગીત

૧૪ પછી મેં જોયું તો ત્યાં મારી આગળ હલવાન હતું. તે સિયોન પહાડ પર ઊભું હતું. ત્યાં તેની સાથે ૧,૪૪,૦૦૦ લોકો હતા. તેઓ બધાનાં કપાળ પર તેનું નામ અને તેના પિતાનું નામ લખેલું હતું. ૨અને મેં પાણીના પૂર જેવો ઘોંઘાટ અને મોટી ગર્જના જેવો અવાજ સાંભળ્યો. મેં જે અવાજ સાંભળ્યો તે લોકો પોતાની વીણા વગાડતા હોય તેવો હતો. ૩તે લોકોએ

રાજયાસનની આગળ અને ચાર પ્રાણીઓની અને વડીલોની આગળ એક નવું ગીત ગાયું. તે નવું ગીત ગાઈ શકે તેવા ફકત ૧,૪૪,૦૦૦ લોકો હતા. જેઓનો પૃથ્વી પરથી ઉદ્ધાર કરવામાં આવ્યો હતો. બીજું કોઈ તે ગીત ગાઈ શકયું નહિ. ૪આ ૧,૪૪,૦૦૦ એવા લોકો છે, જેઓએ સ્રીઓ સાથે કોઈ કુકર્મ કર્યુ નથી. તેઓએ પોતાની જાતને શુદ્ધ રાખી છે. તેઓ જયાં જતા ત્યાં હલવાનને અનુસરતા. પૃથ્વી પરના લોકોમાંથી આ ૧,૪૪,૦૦૦નો ઉદ્ધાર કરવામાં આવ્યો હતો. દેવને અને હલવાનને અર્પિત થનાર તેઓ પહેલા હતા. ૫આ લોકો અસત્ય બોલવાના દોષિત ન હતા. તેઓ નિર્દોષ છે.

### ત્રણ દૂતો

૬પછી મેં બીજા એક દૂતને આકાશમાં ઊંચે ઊડતો જોયો. તે દૂત પાસે સનાતન સુવાર્તા હતી. જે પૃથ્વી પર રહેતા હતા, તે લોકો, દરેક રાજય, જાતિ, ભાષા અને પ્રજાના લોકોને બોધ આપવા માટે હતી. ૭તે દૂતે મોટા સાદે વાણીમાં કહ્યુ કે, "દેવનો ડર રાખો અને તેની આરાધના કરો. તેના માટે દરેક લોકોનો ન્યાય કરવાનો સમય આવી પહોચ્યો છે. દેવની આરાધના કરો, તેણે આકાશો, પૃથ્વી, સમુદ્ર અને પાણીનાં ઝરાઓ ઉત્પન્ન કર્યા છે."

૮પછી તે બીજો દૂત પ્રથમ દૂતને અનુસર્યો અને કહ્યું કે, "તેનો વિનાશ થયો છે! તે મહાન બેબિલોનનો વિનાશ થયો છે. તેણે (બેબિલોને) પોતાનો વ્યભિચાર (ને લીધે રેડાયેલો) અને દેવનો કોપરૂપી દ્રાક્ષારસ સર્વ દેશોને પીતાં કર્યા છે."

૯એ ત્રીજો દૂત પહેલા બે દૂતોને અનુસર્યો, આ ત્રીજા દૂતે મોટા સાદે વાણીમાં કહ્યું કે, "જે તે પ્રાણી અને પ્રાણીની મૂર્તિને પૂજે છે અને તેના કપાળ પર કે તેના હાથ પર તે પ્રાણીની છાપ પ્રાપ્ત કરે છે તે વ્યકિતઓ માટે ખરાબ સમય હશે. ૧૦તે વ્યકિત દેવનો કોપરૂપી દ્રાક્ષારસ પીશે. આ દ્રાક્ષારસ દેવના કોપના પ્યાલામાં તેની પૂર્ણ શકિતથી તૈયાર થયો છે. તે વ્યકિત પવિત્ર દૂતો અને હલવાનની આગળ સળગતા ગંધકથી રિબાશે. ૧૧અને તેઓના ત્રાસમાંથી નીકળતો ધુમાડો સદા સર્વકાળ ઊંચે ચઢશે. જે લોકો પ્રાણીની તથા તેની મૂર્તિની પૂજા કરે છે તથા જે કોઈ તેના નામની છાપ લે છે, તેઓને રાતદિવસ આરામ નથી." ૧૨આનો અર્થ એ છે કે સંતો (વિશ્વાસીઓ) ધૈર્યવાન હોવા જોઈએ. તેઓએ દેવની આજ્ઞાઓનું પાલન કરવું જોઈએ અને ઈસુમાં તેઓએ વિશ્વાસ રાખવો જોઈએ.

૧૩પછી મેં આકાશમાંથી વાણી સાંભળી. તે વાણીએ કહ્યું કે "આ લખ, કે હવે પછી જે મૃત્યુ પામનારાઓ પ્રભુમાં મૃત્યુ પામે છે. તેઓને ધન્ય છે."

આત્મા કહે છે, "હા, તે સાચું છે. તે લોકો તેઓનાં સખત શ્રમથી આરામ કરશે. તેઓએ જે કંઈ કર્યું છે તે તેઓની સાથે રહે છે."

### પૃથ્વી પરની કાપણી

૧૪જયારે મેં નજર કરી ત્યારે મેં ત્યાં મારી આગળ એક ઊજળું વાદળ જોયું તે ઊજળા વાદળ પર બેઠેલો એક દૂત માણસના પુત્ર* જેવો દેખાતો હતો. તેના માથા પર સોનાનો મુગટ અને હાથમાં ધારદાર દાતરડું હતું. ૧૫પછી બીજો એક દૂત મંદિરમાંથી બહાર આવ્યો. આ દૂતે જે વાદળ પર બેઠો હતો તેને બોલાવ્યો અને કહ્યું કે, "તારું દાતરડું ચલાવ અને બધો પાક ભેગો કર, કાપણી કરવાનો સમય આવી પહોંચ્યો છે. પૃથ્વીનાં ફળ પાકયાં છે." ૧૬તેથી જે વાદળ પર બેઠો હતો તેણે પૃથ્વી પર દાતરડું ચલાવ્યું અને પૃથ્વીની ફસલ લણાઈ ગઈ.

૧૭પછી બીજો એક દૂત મંદિરની બહાર આવ્યો જે આ આકાશમાં હતું. આ દૂત પાસે પણ એક ધારદાર દાતરડું હતું. ૧૮પછી બીજો એક દૂત વેદીમાંથી આવ્યો. આ દૂતને અગ્નિ પર અધિકાર છે. આ દૂતે મોટા અવાજે તે દૂતને ધારદાર દાતરડાં સાથે બોલાવ્યો. તેણે કહ્યું કે, "તારું ધારદાર દાતરડું લે અને પૃથ્વીની દ્રાક્ષામાંથી દ્રાક્ષનાં ઝૂમખાંને ભેગાં કર. પૃથ્વીની દ્રાક્ષો પાકી ચૂકી છે." ૧૯તે દૂતે તેનું દાતરડું પૃથ્વી પર ચલાવ્યું. તે દૂતે પૃથ્વીની દ્રાક્ષોના ઝૂમખાં ભેગા કરીને દેવના કોપના મોટા દ્રાક્ષાકુંડમાં નાખ્યાં. ૨૦અને દ્રાક્ષાકુંડમાં જે હતું તે શહેરની બહાર ખૂંદવામાં આવ્યું, ૨૦૦ માઈલ સુધી ઘોડાઓના માથાં જેટલી ઊંચાઈએ પહોંચે એટલું લોહી દ્રાક્ષાકુંડમાંથી બહાર વહી નીકળ્યું.

### છેલ્લા અનર્થ સાથે દૂત

**૧૫** પછી મેં આકાશમાં બીજું એક આશ્ચર્યકારક ચિહન જોયું, તે મહાન અને આશ્ચર્યકારક હતું. ત્યાં સાત દૂતો સાત વિપત્તિઓ લાવ્યા હતા. આ

---

**માણસનો પુત્ર** આ નામ દાનિ. ૭:૧૩–૧૪માંથી છે. ઈસુ જયારે પોતાના સંબંધી કહે છે ત્યારે આ નામનો ઉપયોગ કરે છે.

છેલ્લી વિપત્તિઓ છે, કારણ કે આ વિપત્તિઓ પછી દેવનો કોપ પૂર્ણ થાય છે. ૨મેં જોયું, જે અગ્નિમિશ્રિત કાચના સમુદ્ર જેવું હતું. બધા લોકો જેઓએ પ્રાણી પર, અને તેની મૂર્તિ અને તેના નામની સંખ્યા પર વિજય મેળવ્યો. તેઓ તે સમૂદ્રની બાજુમાં ઊભા હતા. આ લોકો પાસે વીણા હતી જે દેવે તેઓને આપી હતી. ૩તેઓએ દેવના સેવક મૂસાનું અને હલવાનનું ગીત ગાયું:

"હે સર્વશકિતમાન પ્રભુ દેવ, તારાં કાર્યો મહાન
તથા અદભૂત છે. હે યુગોના રાજા તારા માર્ગો
ન્યાયી અને સત્ય છે.
૪ હે પ્રભુ, બધા લોકો તારાથી બીશે. બધા લોકો
તારા નામની સ્તુતિ ગાશે! કારણ કે માત્ર તું એકલો
જ પવિત્ર છે. બધા લોકો આવશે અને તારી
આગળ આરાધના કરશે, કારણ કે તે સ્પષ્ટ છે કે
તું જે કરે છે તે ન્યાયી છે."

૫આ પછી મેં આકાશમાં એક મંદિર (દેવની હાજરીની પવિત્ર જગ્યા) જોયું, તે મંદિર ઉઘાડું હતું. ૬અને સાત વિપત્તિઓ સાથે સાત દૂતો મંદિરમાંથી બહાર આવ્યા. તેઓએ સ્વચ્છ ચળકતાં શણનાં વસ્ત્રો પહેરેલાં હતાં. તેઓએ તેઓની છાતીની આજુબાજુ સોનાના પટ્ટા પહેર્યા હતા. ૭પછી ચાર જીવંત પ્રાણીઓમાંથી એક જીવંત પ્રાણીએ સાત દૂતોને સોનાનાં સાત પ્યાલા આપ્યા. તે પ્યાલાંઓ સદાસર્વકાળ જીવંત એવા દેવના કોપથી ભરેલાં હતા. ૮તે મંદિર દેવ મહિમાના તથા તેના પરાક્રમના ધુમાડાથી ભરાયેલું હતુ. જ્યાં સુધી સાત દૂતોની સાત વિપત્તીઓ પૂરી ન થઈ ત્યાં સુધી મંદિરમાં કોઈ પ્રવેશ કરી શક્યું નહિ.

### દેવના કોપથી સાત પ્યાલા ભરાયા

૧૬ પછી મેં મંદિરમાંથી મોટા સાદે વાણી સાંભળી. તે વાણીએ સાત દૂતોને કહ્યું; "જાઓ અને દેવના પૂર્ણ કોપથી ભરેલા સાત પ્યાલાં પૃથ્વી પર રેડી દો."

૨પ્રથમ દૂતે જગ્યા છોડી. તેણે તેનું પ્યાલું જમીન પર રેડી દીધું. પછી બધા લોકો જેઓના પર પ્રાણીની છાપ હતી અને જેઓએ તેની મૂર્તિની પૂજા કરી તેઓને પીડાકારક અને ત્રાસદાયક ગુમડાં થયાં.

૩બીજા દૂતે તેનું પ્યાલું સમુદ્ર પર રેડી દીધું. પછી તે સમુદ્ર મૃત્યુ પામેલા એક માણસના લોહીના જેવો થઈ ગયો. સમુદ્રમાંનાં દરેક જીવંત પ્રાણી મૃત્યુ પામ્યાં.

૪તે ત્રીજા દૂતે તેનું પ્યાલું નદીઓ તથા પાણીના ઝરાઓ પર રેડી દીધું. તે નદીઓ અને તે ઝરાઓ લોહી થઈ ગયા. ૫પછી મેં પાણીના દૂતને દેવને એમ કહેતા સાંભળ્યો કે:

"તું તે એક છે, જે છે, અને હંમેશા હતો. તું
પવિત્ર છે, તું જે ન્યાય કરે છે તે યોગ્ય છે.
૬ તે લોકોએ તારા સંતોનું (વિશ્વાસીઓનું), અને
તારા પ્રબોધકોનું, લોહી વહેવડાવ્યું છે. હવે તેં
પેલા લોકોને લોહી પીવા આપ્યું છે. તેઓ એ
માટે લાયક છે."

૭અને મેં વેદીને એમ કહેતાં સાંભળી કે:

"હા, પ્રભુ દેવ, સર્વશકિતમાન, તારા ન્યાયના
ચૂકાદા સત્ય તથા યથાર્થ છે."

૮તે ચોથા દૂતે તેનું પ્યાલું સૂર્ય પર રેડી દીધું. તે સૂર્ય ને અગ્નિથી લોકોને બાળી નાખવાની શકિત આપવામાં આવી. ૯તે લોકો અતિશય ગરમીથી દાઝી ગયા હતા. તે લોકોએ દેવના નામની નિંદા કરી. જે દેવનો આ વિપત્તિઓ પર કાબું છે. પરંતુ તે લોકોએ પસ્તાવો કર્યો નહિ તથા દેવને મહિમા આપ્યો નહિ.

૧૦તે પાંચમા દૂતે તેનું પ્યાલું પ્રાણીના રાજયાસન પર રેડી દીધું. અને પ્રાણીના રાજયમાં અંધકાર છવાઈ ગયો. લોકોએ વેદનાને કારણે તેઓની જીભ કરડી. ૧૧લોકોએ પોતાના દુ:ખોના અને પોતાને પડેલા ઘા ને કારણે આકાશના દેવની નિંદા કરી. પણ તે લોકોએ પસ્તાવો કરવાની તથા તેઓએ પોતે કરેલાં ખરાબ કામોમાંથી પાછા ફરવાની ના પાડી.

૧૨તે છઠ્ઠા દૂતે તેનું પ્યાલું મહાન નદી યુફ્રેટિસ પર રેડી દીધું. નદીમાં પાણી સુકાઈ ગયું. આથી પૂર્વના રાજાઓ માટે આવવાનો માર્ગ તૈયાર થયો. ૧૩પછી મેં ત્રણ અશુદ્ધ (શેતાન) આત્માઓ જે દેડકાઓ જેવા દેખાતા હતા તે જોયા. તેઓ અજગરના મુખમાંથી, તે પ્રાણીના મુખમાંથી, અને ખોટા પ્રબોધકના મુખમાંથી બહાર આવ્યા. ૧૪આ અશુદ્ધ આત્માઓ શેતાનના આત્માઓ તરફથી છે. તેઓ પાસે ચમત્કારો કરવાની શકિત છે. આ દુષ્ટ આત્માઓ આખી દુનિયાના રાજાઓ પાસે જવા નીકળ્યા. જેઓ સર્વશકિતમાન દેવના મહાન દિવસની લડાઈને માટે રાજાઓ ને ભેગા કરવા બહાર નીકળ્યા.

૧૫"ધ્યાનથી સાંભળ! અચાનક એક ચોર આવે છે, તેવી રીતે હું આવું છું. તે વ્યકિતને ધન્ય છે જે તેનાં

વસ્ત્રો તેની પાસે રાખે છે અને જાગૃત રહે છે. જેથી તેને વસ્ત્રો વિના બહાર જવું ન પડે. અને લોકો એવું તો નહિ જુએ કે જે જોવાથી તેમને શરમાવું પડે."

૧૬પછી તે અશુદ્ધ આત્માઓએ રાજાઓને એક જગ્યાએ ભેગા કર્યા. જે હિબ્રૂ ભાષામાં હર-મગિદોન કહેવાય છે.

૧૭પછી સાતમા દૂતે રાજગાદી પરથી મંદિરની બહાર તેનું પ્યાલું હવામાં રેડી દીધું. રાજયાસનમાંથી મંદિરની બહાર એક મોટા સાદે વાણી બહાર આવી. તે વાણીએ કહ્યું કે; "તે પૂર્ણ થયું છે!" ૧૮પછી ત્યાં વીજળીની જવાળાઓ, ગર્જનાઓ, ઘોંઘાટો સાથે એક મોટો ધરતીકંપ થયો. આવો મોટો ધરતીકંપ કદી પણ થયો ન હતો. પૃથ્વી પર જયારથી લોકો ઉત્પન્ન થયા, ત્યારથી આજ સુધી આવું બન્યું ન હતું. ૧૯તે મહાન શહેર ત્રણ ભાગમાં વહેંચાઈ ગયું. રાષ્ટ્રોનાં તે શહેરોનો નાશ થયો હતો. અને દેવ મહાન બાબિલોનને શિક્ષા કરવાનું ભૂલ્યા નહિ. તે શહેરને તેના ભયંકર કોપના દ્રાક્ષારસનું ભરેલું પ્યાલું આપ્યુ. ૨૦દરેક ટાપુ અદશ્ય થઈ ગયા. અને ત્યાં કોઈ પર્વત રહ્યો ન હતો. ૨૧રાક્ષસી કરા આકાશમાંથી લોકો પર પડયા. આ કરા લગભગ ૧૦૦ પૌંડના વજનના હતા. લોકોએ આ કરાની મુસીબતોને કારણે દેવની નિંદા કરી; કેમ કે આ મુસીબત ભયંકર હતી.

### પ્રાણી પરની સ્રી

**૧૭** સાત દૂતોમાંનો એક આવ્યો અને મારી સાથે વાત કરી. આ દૂતોમાંનો એક હતો જેની પાસે સાત પ્યાલા હતા. તે દૂતે કહ્યુ, "આવ, અને હું તમને વિખ્યાત વેશ્યાને જે શિક્ષા કરવામાં આવશે તે બતાવીશ. તે એક કે જે ઘણી નદીઓના પાણી પર બેસે છે. ૨પૃથ્વીના રાજાઓએ તેની સાથે વ્યભિચારનું પાપ કર્યુ છે. પૃથ્વી પરના લોકો તેના વ્યભિચારના પાપના દ્રાક્ષારસથી છાકટા થયા છે."

૩પછી તે દૂત મને આત્મામાં રણમાં લઈ ગયો. ત્યાં મેં એક સ્રીને લાલ પ્રાણી પર બેઠેલી જોઈ. તે પ્રાણી તેના પર લખાયેલા ઈશ્વરનિંદક નામોથી ઢંકાયેલુ હતું. તે પ્રાણીને સાત માથાં અને દસ શિંગડાં હતાં. ૪તે સ્રીએ જાંબલી અને લાલ રંગના વસ્રો પહેર્યા હતાં. તે સોનાનાં અલંકારો અને કિંમતી પથ્થરોથી શણગારેલી હતી. તેના હાથમાં સોનાનું પ્યાલું હતું. આ પ્યાલું ભયંકર વસ્તુઓ અને તેનાં અશુદ્ધ વ્યભિચારનાં પાપોથી ભરાયેલું હતું. ૫તેના કપાળ પર એક શીર્ષક (નામ) લખાયેલું હતું, આ શીર્ષકનો ગુપ્ત અર્થ છે. જેનું લખાણ આ પ્રમાણે હતું:

**હે મહાન બાબિલોન**
**વેશ્યાઓની માતા**
**અને પૃથ્વી પરની દુષ્ટ બાબતોની માતા**

૬મેં જોયું કે તે સ્રી પીધેલી હતી. તેણે સંતોનું લોહી પીધેલું હતું. જે લોકો ઈસુમાંના તેઓના વિશ્વાસ વિષે કહેતા હતા તે લોકોનું લોહી તેણે પીધું હતું.

જયારે મેં તે સ્રીને જોઈ ત્યારે હું અતિશય આશ્ચર્ય પામ્યો. ૭પછી તે દૂતે મને કહ્યું કે, "તું શા માટે આશ્ચર્ય પામે છે? હું તને આ સ્રીનો અને જે પ્રાણી પર તે સવારી કરે છે, તે સાત માથાં અને દસ શિંગડાંવાળા પ્રાણીનો મર્મ કહીશ. ૮તું જે પ્રાણી જુએ છે તે એક વખત જીવતું હતું પણ તે પ્રાણી હમણા જીવતું નથી. પણ તે પ્રાણી જીવતું થશે તે અસીમ ઊંડાણમાંથી બહાર નીકળશે અને વિનાશના માર્ગે જશે. પૃથ્વી પર જે લોકો રહે છે. તે આશ્ચર્ય પામશે. કારણ કે તે એક વખત જીવતું હતું, હમણા તે જીવતું નથી. પણ ફરીથી આવશે. પણ આ તે લોકો છે કે જેમનાં નામો દુનિયાના આરંભથી જીવનનાં પુસ્તકમાં લખેલા નથી.

૯"તને આ વાત સમજવા માટે જ્ઞાની મનની જરૂર છે, તે પ્રાણી પરનાં સાત માથાં તે સ્રી જયાં બેસે છે તે સાત ટેકરીઓ છે. તેઓ સાત રાજાઓ પણ છે. ૧૦રાજાઓમાંના પાંચ તો મરી ગયા છે. રાજાઓમાંનો એક હમણા જીવે છે. અને તે એક જે હજી સુધી આવ્યો નથી. જયારે તે આવશે, તે ફકત થોડો સમય જ રહેશે. ૧૧તે પ્રાણી જે એક વખત જીવતું હતું પણ તે હાલમાં જીવતું નથી. તે જ આઠમો રાજા છે. આ આઠમો રાજા પણ તે પહેલાના સાત રાજાઓમાંનો એક છે. અને તેનો વિનાશ થશે.

૧૨"તે દસ શિંગડાઓ જે તમે જોયાં તે આ દસ રાજાઓ છે. જેઓને હજુ તેઓનું રાજય મળ્યું નથી. પણ તેઓ એક કલાક માટે તે પ્રાણી સાથે શાસન કરવા અધિકાર મેળવશે. ૧૩આ રાજાઓમાંના બધા દસનો હેતુ એક જ છે અને તેઓ તેઓની સત્તા અને અધિકાર તે પ્રાણીને આપશે. ૧૪તેઓ હલવાનની સાથે યુદ્ધ કરશે. પરંતુ હલવાન તેઓને હરાવશે. કારણ કે તે પ્રભુઓનો પ્રભુ અને રાજાઓનો રાજા છે. તે તમને પોતે પસંદ કરેલા અને વિશ્વાસી જેઓને તેણે બોલાવ્યા છે તેઓના વડે તેને હરાવશે."

૧૫પછી તે દૂતે મને કહ્યું કે, " જે પ્રાણી તેં જોયું છે તેના પર તે વેશ્યા બેસે છે. આ પ્રાણી તે ઘણા લોકો, જુદી જુદી જાતિઓ, રાષ્ટ્રો અને દુનિયાની ભાષાઓ છે.

¹⁶તેં જે દસ શિંગડાઓ અને પ્રાણી જોયાં તેઓ તે વેશ્યાને ધિક્કારશે. તેઓ તેની પાસેથી બધું જ લઈ લેશે અને તેને નગ્ન છોડી દેશે. તેઓ તેના શરીરને ખાશે અને તેને અગ્નિ વડે બાળી નાખશે. ¹⁷દેવે તેનો હેતુ પૂરો કરવાની ઈચ્છાથી દસ શિંગડાંઓ બનાવ્યા: તેઓ તેની શાસન કરવાની સત્તા પ્રાણીને આપવા સંમત થયા. દેવે કહેલાં વચનો પૂર્ણ થશે ત્યાં સુધી તેઓ શાસન કરશે. ¹⁸તમે જે સ્ત્રીને જોઈ તે એક મોટું શહેર છે. જે પૃથ્વીના રાજાઓ પર શાસન કરે છે."

### બાબિલોનનો વિનાશ

૧૮ પછી મેં બીજા એક દૂતને આકાશમાંથી નીચે આવતા જોયો. આ દૂત પાસે વધારે સત્તા હતી. તે દૂતના મહિમાથી પૃથ્વી પ્રકાશિત થઈ. ²તે દૂતે મોટા શકિતશાળી અવાજ સાથે બૂમ પાડી કે:

"તેનો વિનાશ થયો છે! તે મોટાં શહેર બાબિલોનનો નાશ થયો છે! તે (બાબિલોન) ભૂતોનું ઘર બન્યું. તે શહેર દરેક અશુદ્ધ આત્માઓને રહેવા માટેનું સ્થળ બન્યું છે. તે બધી જાતના અશુદ્ધ પક્ષીઓથી ભરેલું શહેર બન્યું છે. તે બધા અશુદ્ધ તિરસ્કૃત પ્રાણીઓનું શહેર બન્યું છે.

³ પૃથ્વી પરના બધા લોકોએ તેના વ્યભિચારના પાપનો તથા દેવના કોપનો દ્રાક્ષારસ પીધો છે. પૃથ્વી પરના રાજાઓએ તેની સાથે વ્યભિચારનાં પાપ કર્યાં છે અને પૃથ્વી પરના વેપારીઓ તેની સમૃદ્ધ સંપતિ અને મોજશોખમાંથી શ્રીમંત થયા છે."

⁴પછી મેં બીજો એક અવાજ આકાશમાંથી કહેતા સાંભળ્યો કે:

"મારા લોકો, તે શહેરમાંથી બહાર આવો, જેથી તમે તેનાં પાપોના ભાગીદાર ના થાઓ. પછી તમે તેના પર આવનારી વિપત્તિઓને તમારે સહન કરવી પડશે નહિ.

⁵ તે શહેરનાં પાપો દૂર આકાશ સુધી પહોંચ્યા છે. તેણે જે ખરાબ કૃત્યો કર્યાં છે તે દેવ ભૂલ્યો નથી.

⁶ તે શહેરને એટલું ભરી આપો, જેટલું તેણે બીજાઓને ભરી આપ્યું છે. તેણે જેટલું કર્યુ છે તેનાથી બમણું આપો; તેને માટે દ્રાક્ષારસ જેટલો તેણે બીજાઓ માટે તૈયાર કર્યો હતો તેનાથી બમણો તેજ તૈયાર કરો.

⁷ તેણે (બાબિલોને) પોતાને મોટી કીર્તિ અને મોજશોખ જીવનમાં પ્રાપ્ત કર્યા, તેટલાં દુ:ખો અને વેદનાઓ પણ તેને આપો; તે તેની જાતને કહે છે, 'હું મારા રાજયાસન પર બેઠેલી એક રાણી છું. હું વિધવા નથી, હું કદી ઉદાસ થનાર નથી.'

⁸ તેથી એક દિવસમાં આ બધી ખરાબ બાબતો મૃત્યુ, શોક અને દુકાળ તેની પાસે આવશે. તેનો અગ્નિથી નાશ થશે, કારણ કે પ્રભુ દેવ જે તેનો ન્યાય કરે છે તે શકિતશાળી છે.

⁹"પૃથ્વીના રાજાઓ, જેમણે તેની સાથે વ્યભિચારનાં પાપ કર્યાં અને તેની સંપત્તિમાં ભાગ પડાવ્યો તેઓ તેની આગનો ધૂમાડો જોશે. પછી તે રાજાઓ તેના મૃત્યુને કારણે રડશે અને દુ:ખી થશે. ¹⁰તેની વેદનાના ભયથી તે રાજાઓ દૂર ઊભા રહેશે. તે રાજાઓ કહેશે કે:

'અરેરે! ભયંકર! કેવું ભયંકર, મહાન બાબિલોન નગર, બાબિલોનનું બળવાન નગર! તારી શિક્ષા એક કલાકમાં થઈ!'

¹¹"અને પૃથ્વી પરના વેપારીઓ તેના માટે શોક કરશે અને તેને માટે દુ:ખી થશે. તેઓ દિલગીર થશે કારણકે હવે તેઓ જે વેચે છે તેને ખરીદનારા ત્યાં કોઈ નથી. ¹²તેઓ સોનું, રૂપું, કિંમતી રત્નો, મોતીઓ, સુંદર બારીક શણના કપડા, જાંબુડી કાપડ, રેશમી તથા કિરમજી કાપડ સર્વ જાતના સુગંધીદાર કાષ્ટ, હાથીદાંતની મૂલ્યવાન કાષ્ટની, પિતળની, લોઢાની તથા સંગેમરમરની, સર્વ જાતની વસ્તુઓ વેચતાં. ¹³તે વેપારીઓ, તજ, તેજાનાં, ધૂપદ્રવ્યો, અત્તર, લોબાન, દ્રાક્ષારશ, તેલ, ઝીણો મેંદો, ઘઉં, તથા ઢોરઢાંકર, ઘેટાં, ઘોડા, રથો, ગુલામો તથા માણસોના પ્રાણ, પણ તેઓ વેચતા. તે વેપારી માણસો રડશે અને કહેશે કે:

¹⁴ 'ઓ બાબિલોન, તને જે સારી વસ્તુઓની ઈચ્છા છે તે તારી પાસેથી દૂર થઈ છે. તારી બધી કિમતી અને સુંદર વસ્તુઓ અદશ્ય થઈ ગઈ છે. તને ફરીથી તે વસ્તુઓ કદાપિ મળશે નહિ.'

¹⁵"તે વેપારી માણસો તેની વેદનાથી ભયભીત થશે અને તેનાથી દૂર ઊભા રહેશે. આ તે માણસો છે જે

વસ્તુઓ વેચીને તેમાંથી ધનવાન થયા. તે માણસો રડશે અને શોક કરશે. [૧૬]તેઓ કહેશે કે:

'અરેરે! ભયંકર! કેવું ભયંકર! બારીક શણનાં,
જાંબુડી તથા કિરમજી રંગનાં વસ્ત્રોથી વેષ્ટિત
અને સોનાથી, કિંમતી પથ્થરો અને મોતીઓથી
અલંકૃત મહાન નગરને હાય હાય!
[૧૭] આ બધી સંપતિ એક કલાકમાં નષ્ટ થઈ!'

"સર્વ નાખુદા, બધા લોકો જે વહાણોમાં સફર કરનારા છે, બધા જ ખલાસીઓ અને તે બધા લોકો જે સમુદ્ર માર્ગે પૈસા કમાનારા છે તેઓ બાબિલોનથી દૂર ઊભા રહ્યા. [૧૮]તેઓએ તેના બળવાનો ધુમાડો જોયો. તેઓએ મોટે સાદે કહ્યું કે: 'ત્યાં આના જેવું મહાન નગર કદાપિ હતું નહિ!' [૧૯]તેઓએ પોતાનાં માથાં પર ધૂળ ફેંકી. તેઓ રડયા અને વિલાપ કરવા લાગ્યા. તેઓએ મોટા સાદે કહ્યુ કે:

'અરેરે! ભયંકર! કેવું ભયંકર તે મહાન નગર! તે
બધા લોકો જેમની પાસે સમુદ્ર પર વહાણો છે,
તેઓ તથા તેની સંપતિને કારણે તેઓ ધનવાન
થયા. પરંતુ તેનો વિનાશ એક કલાકમાં થયો છે!
[૨૦] ઓ આકાશ! આના કારણે આનંદિત થાઓ. સંતો
(વિશ્વાસીઓ), પ્રેરિતો અને પ્રબોધકો, આનંદ કરો.
તેણે તમારી સાથે જે કાંઈ કર્યુ તેને કારણે દેવે
તેને શિક્ષા કરી છે.'"

[૨૧]પછી એક શકિતશાળી દૂતે એક મોટો પથ્થર ઉઠાવ્યો. આ પથ્થર ઘંટીના પડ જેવો મોટો હતો. તે દૂતે તે પથ્થરને દરિયામાં નાખી દીધો અને કહ્યું કે:

"તે મહાન નગર બાબિલોનને એટલી જ
નિર્દયતાપૂર્વક નીચે ફેંકી દેવામાં આવશે. તે
શહેર ફરીથી કદી જોવામાં નહિ આવે.
[૨૨] વીણા વગાડનારા, ગાનારા, બીજા વાંજીંત્રો
વાંસળી અને રણશિંગડું વગાડનારા લોકોનું
સંગીત તારામાં ફરી કદી સંભળાશે નહિ. પ્રત્યેક
કસબી જે કાંઈ કામ કરતો હોય. ફરીથી કદી
તારામાં જોવામાં આવશે નહિ. ઘંટીનો અવાજ
ફરી કદી તારામાં સંભળાશે નહિ.
[૨૩] તારામાં દીવાનો પ્રકાશ ફરી કદી પ્રકાશશે નહિ.
તારામાં વર કન્યાનો અને વરરાજાનો અવાજ
ફરી કદી સંભળાશે નહિ કારણ કે તારા વેપારીઓ
દુનિયાના મહાન માણસો હતા. તારી જાદુઈ
યુકિતઓથી બધા દેશો ભ્રમમાં પડયા.
[૨૪] બધા લોકો જેઓને પૃથ્વી પર મારી નાખવામાં
આવ્યા હતા, બધા પ્રબોધકો અને સંતોનું લોહી
વહાવવા માટે તે (બાબિલોન) દોષિત છે."

### આકાશમાં લોકો દેવની સ્તુતિ કરે છે

**૧૯** આ પછી મેં આકાશમાં ઘણા લોકોના સમૂહના જેવો મોટો અવાજ સાંભળ્યો. તે લોકો કહેતા હતા કે:

"હાલેલુયા; (પ્રભુની સ્તુતિ થાઓ)! આપણા દેવને
તારણ, મહિમા અને પરાક્રમ છે.
[૨] તેના ન્યાય ચૂકાદા સત્ય તથા બરાબર છે. આપણા
દેવે વેશ્યાને શિક્ષા કરી છે. તેણે દુનિયાને તેનાં
વ્યભિચારનાં પાપથી ભ્રષ્ટ કરી. આપણા દેવે
વેશ્યાને શિક્ષા કરી છે અને તેના સેવકોના લોહીનો
બદલો તેની પાસેથી લીધો છે."

[૩]આકાશમાં તે લોકોએ પણ કહ્યું કે:

"હાલેલુયા, (પ્રભુની સ્તુતિ થાઓ)! તે સળગે છે
અને તેનો ધુમાડો સદા-સર્વકાળ ઊંચે ચડે છે."

[૪]પછી ૨૪ વડીલો અને તે ચાર જીવતાં પ્રાણીઓ નીચા નમ્યા. તેઓએ દેવની આરાધના કરી. જે રાજયાસન પર બેસે છે. તેઓએ કહ્યું કે:

"આમીન, હાલેલુયા (પ્રભુની સ્તુતિ થાઓ)!"

[૫]પછી રાજયાસનમાંથી એક વાણી આવી, તે વાણીએ કહ્યું કે:

"બધા લોકો જે તેની સેવા કરે છે, આપણા દેવની
સ્તુતિ કરો. તમે બધા લોકો નાના અને મોટા જે
તેને માન આપો છો, દેવની સ્તુતિ કરો."

[૬]પછી મેં જનસમૂહના અવાજના જેવું કઈક સાંભળ્યું. તે પાણીના પૂરના જેવી અને ભારે ગર્જનાઓ જેવી વાણી હતી. લોકો કહેતાં હતા કે:

"હાલેલુયા (પ્રભુની સ્તુતિ થાઓ)! આપણો પ્રભુ
દેવ સર્વશકિતમાન રાજ કરે છે.
૭ આપણે આનંદ કરીએ અને ખુશ થઈએ અને
દેવનો મહિમા ગાઈએ! દેવને મહિમા આપીએ,
કારણ કે હલવાન (ઈસુ) ના લગ્નનો દિવસ
આવ્યો છે, હલવાનની કન્યા (મંડળી) તેની
જાતે તૈયાર થઈ છે.
૮ સુંદર શણનું વસ્ત્ર વધૂને તેણે પહેરવા માટે આપ્યું
છે. તે શણનું વસ્ત્ર તેજસ્વી અને સ્વચ્છ છે."

(તે સુંદર શણનું વસ્ત્ર સંતોના સત્કર્મો રૂપ છે. જે સારી વસ્તુઓ કરી છે તે.)

૯પછી તે દૂતે મને કહ્યું કે, "આ લખ: પેલા લોકો કે જેઓને હલવાનના લગ્નમાં ભોજન માટે નિમંત્રણ અપાયાં છે, તે લોકોને ધન્ય છે!" પછી તે દૂતે કહ્યું કે, "આ દેવના ખરાં વચનો છે."

૧૦પછી હું દૂતના ચરણોમાં તેની આરાધના કરવા તેને પગે પડયો. પણ તે દૂતે મને કહ્યું કે, "મારી આરાધના ન કર. હું તો તારા જેવો અને તારા ભાઈઓ, જેઓની પાસે ઈસુનું સત્ય છે તેમના જેવો સેવક છું. કારણ કે ઈસુનું સત્ય પ્રબોધનો આત્મા છે, તેથી દેવની આરાધના કર."

### શ્વેત ઘોડા પરનો સવાર

૧૧પછી મેં ઊઘડેલું આકાશ જોયું. ત્યાં મારી આગળ એક શ્વેત ઘોડો હતો. ઘોડા પરનો સવાર વિશ્વાસુ તથા સાચો કહેવાય છે. તે તેના ન્યાયમાં તથા લડાઈ કરવામાં ન્યાયી છે. ૧૨તેની આંખો અગ્નિની જવાળા જેવી છે. તેના માથા પર ઘણા મુગટ છે. તેના પર નામ લખેલું છે. પણ કેવળ તે જ એક છે જે નામ જાણે છે. ૧૩તેણે રકતથી છંટાયેલો ઝભ્ભો પહેરેલો છે. તેનું નામ દેવનો શબ્દ છે. ૧૪આકાશનાં સૈન્યો તેની પાછળ આવતાં હતાં. તેઓ શ્વેત ઘોડાઓ પર સવારી કરતા હતા. તેઓ સ્વચ્છ શ્વેત અને શણનાં વસ્રો પહેરેલા હતા. ૧૫એક અણીદાર બેધારી તલવાર સવારના મોંમાંથી બહાર આવી. તે આ તલવારનો ઉપયોગ રાષ્ટ્રોને હરાવવા માટે કરશે. તે લોઢાના દંડથી રાષ્ટ્રો પર શાસન કરશે. તે સર્વશકિતમાન દેવના ભયંકર કોપનો દ્રાક્ષકુંડ ખૂંદે છે. ૧૬તેના ઝભ્ભા પર તથા તેની જાંઘ પર આ નામ લખેલું હતું:

રાજાઓનો રાજા અને પ્રભુઓનો પ્રભુ

૧૭પછી મેં એક દૂતને સૂર્યમાં ઊભેલો જોયો. તે દૂતે આકાશમાં ઊંચે ઊડતાં બધાં પક્ષીઓને મોટા સાદે કહ્યું કે, "દેવના સાંજના મહાન જમણ માટે સાથે મળીને આવો. ૧૮જેથી તમે રાજાઓનું, સેનાપતિઓનું, શૂરવીરોનું, ઘોડાઓનું, અને સવારોનું, સર્વ સ્વતંત્ર તથા દાસોનું, નાના તથા મોટાનું માંસ ખાઓ."

૧૯પછી મે શ્વાપદ અને પૃથ્વીના રાજાઓને જોયા. તેઓના સૈન્યોના ઘોડેસવારો અને તેઓનાં લશ્કરો ભેગાં થયા હતાં અને લડવા તૈયાર હતા. તે જોયું. ૨૦પણ તે શ્વાપદ પકડાયું, અને તેની સમક્ષ જે જૂઠા પ્રબોધકો ચમત્કારો દેખાડીને શ્વાપદની છાપ લેનારાઓને તથા તેની મૂર્તિ પૂજનારાઓને ભમાવ્યા હતા, તે જૂઠા પ્રબોધક અને તે પ્રાણીને ગંધકથી બળનારા અગ્નિના સરોવરમાં જીવતા ફેંકી દેવામાં આવ્યાં. ૨૧તેમનાં સૈન્યોને ઘોડા પરના સવારના મોંઢામાંથી બહાર નીકળેલી તલવાર વડે મારી નંખાયા. બધાં પક્ષીઓએ તૃપ્ત થતાં સુધી આ મૃત શરીરોને ખાધાં.

### ૧૦૦૦ વર્ષો

૨૦ મેં એક દૂતને આકાશમાંથી નીચે આવતાં જોયો. તે દૂત પાસે અસીમ ઊંડાણની ચાવી હતી. તેમજ તેના હાથમાં એક મોટી સાંકળ પણ હતી. ૨તે દૂતે તે અજગર એટલે ઘરડા સાપને પકડયો. તે અજગર શેતાન છે. તે દૂતે ૧,૦૦૦ વર્ષ માટે તેને સાંકળથી બાંધ્યો. ૩તે દૂતે તે અજગરને અસીમ ઊંડાણમાં નાખ્યો અને તેને બંધ કર્યું. તે દૂતે તાળું મારી તેના પર મહોર મારી. તે દૂતે આ કર્યું, જેથી તે સાપ ૧,૦૦૦ વર્ષ પૂરાં થતાં સુધી પૃથ્વીના લોકોને ફરીથી ભ્રમિત કરી શકે નહિ. ૧,૦૦૦ વર્ષ પછી તે અજગરને થોડાક સમય માટે મુકત કરાશે.

૪પછી મેં કેટલાંક રાજયાસનો અને લોકોને તેઓના પર બેઠેલા જોયા. આ તે લોકો હતા, જેઓને ન્યાય કરવાનો અધિકાર અપાયો હતો અને મેં એ લોકોના આત્માઓ જોયા. જેઓનો શિરચ્છેદ કરવામાં આવ્યો હતો. કારણ કે તેઓ ઈસુના સત્યને અને દેવ તરફથી આવેલા સંદેશને વફાદાર હતા. એ લોકો તે પ્રાણીને કે તેની મૂર્તિને પૂજતા ન હતા. તેઓનાં કપાળ પર કે તઓનાં હાથો પર પ્રાણીની છાપ ન હતી. તે લોકો ફરીથી સજીવન થયા અને ખ્રિસ્ત સાથે તેઓએ ૧,૦૦૦ વર્ષ રાજય કર્યુ. ૫(બીજા મરેલા લોકો ૧,૦૦૦ વર્ષ પૂરાં થતાં સુધી ફરીથી સજીવન થયા નહિ.) આ પ્રથમ

પુનરુત્થાન છે. ૬એ લોકો જેનો પ્રથમ પુનરુત્થાનમાં ભાગ છે તે લોકો ધન્ય અને પવિત્ર છે. તે લોકો પર બીજા મૃત્યુનો અધિકાર નથી. તે લોકો દેવના તથા ખ્રિસ્તના યાજકો થશે. તેઓ ૧,૦૦૦ વર્ષ માટે તેની સાથે રાજ કરશે.

### શેતાનની હાર

૭જયારે ૧,૦૦૦ વર્ષ પૂરા થશે ત્યારે શેતાનને તેના અસીમ ઊંડાણમાંથી, બંદીખાનામાંથી મુકત કરવામાં આવશે. ૮પૃથ્વી પરના બધા રાષ્ટ્રોને ગોગ અને માગોગને ભ્રમિત કરવા તે બહાર જશે. શેતાન લોકોને લડાઈ માટે ભેગા કરશે ત્યાં એટલા બધા લોકો હશે, જેથી તેઓ સમુદ્ર કિનારા પરની રેતી જેવા હશે. ૯શેતાનના લશ્કરે પૃથ્વીની આખી સપાટી પર કૂચ કરીને દેવના લોકોની છાવણીની આજુબાજુ અને તે શહેર જેને દેવ ચાહે છે તેની આજુબાજુ ઘેરો ઘાલ્યો. પણ આકાશમાંથી અગ્નિ નીચે ઊતર્યો અને શેતાનના લશ્કરનો વિનાશ કર્યો.

૧૦અને શેતાન ગંધકના સળગતા સરોવરમાં પ્રાણી અને જૂઠા પ્રબોધક સાથે ફેંકાયો હતો. ત્યાં તેઓને દિવસ અને રાત સદાસર્વકાળ વેદના ભોગવવી પડશે.

### પૃથ્વીના લોકોનો ન્યાય

૧૧પછી મેં એક મોટું શ્વેત રાજયાસન જોયું. એક જે રાજયાસન પર બેઠો હતો તેને મેં જોયો. પૃથ્વી અને આકાશ તેનાથી દૂર જતાં રહ્યા; અને અદશ્ય થઈ ગયા. ૧૨અને મેં તે લોકોને જેઓ મૃત્યુ પામ્યા હતા એવા નાના મોટા સર્વને રાજયાસન આગળ ઊભેલા જોયા. કેટલાક પુસ્તકો ઉઘાડયાં હતાં તેની સાથે જીવનનું પુસ્તક પણ ઉઘાડયું હતું. આ મૃત્યુ પામેલા લોકોનો તેઓએ કરેલાં કૃત્યોનો ન્યાય કરવામાં આવ્યો. આ વસ્તુઓ તે પુસ્તકોમાં લખેલી છે. ૧૩સમુદ્રે તેનામાં જે મૃત્યુ પામેલા લોકો હતા. તેઓને પણ પાછા આપી દીધા અને મૃત્યુ તથા હાદેસે પણ પોતાનાંમાં રહેલા મૃત લોકોને પણ પાછા આપ્યાં. પ્રત્યેક વ્યકિતનો તેઓએ કરેલાં કૃત્યો પ્રમાણે ન્યાય કરવામાં આવ્યો. ૧૪અને મૃત્યુ અને હાદેસને અગ્નિના સરોવરમાં નાખવામાં આવ્યાં. આ અગ્નિનું સરોવર એ બીજું મરણ છે. ૧૫અને જે કોઈ વ્યકિત જીવનના પુસ્તકમાં નોંધાયેલો ન મળ્યો તે વ્યકિતને અગ્નિની ખાઈમાં ફેંકી દેવામાં આવ્યો.

### નવું યરૂશાલેમ

૨૧ પછી મેં એક નવું આકાશ અને એક નવી પૃથ્વી જોયાં. તે પ્રથમ આકાશ અને પ્રથમ પૃથ્વી અદશ્ય થયા હતા. હવે ત્યાં દરિયો ન હતો. ૨અને મેં દેવ પાસેથી આકાશમાંથી નીચે આવતા પવિત્ર શહેરને જોયું. આ પવિત્ર શહેર નવું યરૂશાલેમ હતું. તેને તેના પતિના માટે શણગારવામાં આવેલ કન્યા જેવું તૈયાર કરવામાં આવ્યું હતું ૩મેં એક મોટી વાણી રાજયાસનમાંથી સાંભળી, તે વાણીએ કહ્યું કે: "હવે દેવનું ઘર લોકો સાથે છે. તે તેઓની સાથે રહેશે. તેઓ તેના લોકો થશે. દેવ પોતે તેઓની સાથે રહેશે, તે તેઓનો દેવ થશે. ૪દેવ તેઓની આંખોમાંથી પ્રત્યેક આંસુ લૂછશે. ત્યાં હવે ફરીથી મૃત્યુ, ઉદાસીનતા, રૂદન કે દુ:ખ હશે નહિ. બધી જૂની વાતો જતી રહી છે."

૫તે જે રાજયાસન પર બેઠો હતો, તેણે કહ્યું કે; "જુઓ! હું બધી જ વસ્તુઓ નવી બનાવું છું!" પછી તેણે કહ્યું કે; "આ લખ, કારણ કે આ વાતો સત્ય છે અને વિશ્વાસપાત્ર છે."

૬રાજયાસન પરનાં તે એકે મને કહ્યું કે; "તે પૂરું થયું છે! હું આલ્ફા તથા ઓમેગા, આરંભ અને અંત છું. હું, જે વ્યકિત તરસી છે તેને જીવનના પાણીના ઝરણાંમાંથી મફત પાણી આપીશ. ૭તે વ્યકિત જે વિજય પ્રાપ્ત કરશે તે આ બધું પ્રાપ્ત કરશે અને હું તેનો દેવ થઈશ અને તે મારો પુત્ર થશે. ૮પણ તે લોકો જે કાયર છે, જેઓ માનવાની ના પાડે છે, જે ભયંકર કામો કરે છે. જે હત્યા કરે છે, જે વ્યભિચારનાં પાપો કરે છે, જે દુષ્ટ જાદુ કરે છે, જે મૂર્તિની પૂજા કરે છે, અને જે જૂઠું બોલે છે, તે બધા લોકોને સળગતાં ગંધકની ખાઈમાં જગ્યા મળશે. આ જ બીજું મરણ છે."

૯સાત દૂતોમાંથી એકે આવીને મને કહ્યું કે, "આ તે દૂતો હતા જેઓની પાસે છેલ્લાં સાત અનર્થોથી ભરેલાં સાત પ્યાલાં હતાં," તે દૂતે કહ્યું કે; "મારી સાથે આવ. હું તને તે કન્યા, હલવાનની વહુ બતાવીશ." ૧૦તે દૂત મને આત્મા દ્વારા ઘણા મોટા અને ઊંચા પહાડ પાસે લઈ ગયો. તે દૂતે મને પવિત્ર શહેર યરૂશાલેમ બતાવ્યું તે શહેર દેવ પાસેથી આકાશમાંથી બહાર નીચે આવી રહયું હતું. ૧૧તે શહેર દેવના મહિમા સાથે પ્રકાશતું હતું. તે અતિ મૂલ્યવાન કિંમતી પથ્થર યાસપિસ જેવું ચમકતું તેજ હતું. તે સ્ફટિકના જેવું નિર્મળ હતું. ૧૨તે શહેરને એક મોટી અને ઊંચી બાર દરવાજા વાળી દિવાલ હતી. દરેક દરવાજા પાસે બાર દૂતો હતા. દરેક દરવાજા પર ઈઝરાએલપુત્રોના બાર કુળોનાં નામ લખેલા હતા.

૧૩ત્યાં પૂર્વમાં ત્રણ દરવાજા, ઉત્તરમાં ત્રણ દરવાજા, દક્ષિણમાં ત્રણ દરવાજા, અને પશ્ચિમમાં ત્રણ દરવાજા હતા. ૧૪શહેરની દિવાલો બાર પાયાના પથ્થરો પર બંધાયેલી હતી. અને તે પથ્થરો પર હલવાનના બાર પ્રેરિતોનાં નામ હતાં.

૧૫તે દૂતે જેણે મારી સાથે વાત કરી. તેની પાસે માપ લેવા માટે સોનાની છડી હતી. તે દૂત પાસે તે શહેર, તેના દરવાજાઓ અને તેની દિવાલો માપવા આ છડી હતી. ૧૬તે શહેર ચોરસમાં બાંધવામાં આવ્યું હતું. તે દૂતે માપવાની છડી વડે શહેરને માપ્યું. તેની લંબાઈ તેની પહોળાઈ જેટલી હતી. તે શહેર ૧૨,૦૦૦ સ્ટેડીયા* લાંબુ, ૧૨,૦૦૦ સ્ટેડીયા પહોળું અને ૧૨,૦૦૦ સ્ટેડીયા ઊંચું હતું. ૧૭તે દૂતે તેની દિવાલ માપી. તે ૧૪૪ હાથ ઊંચી લોકોના માપ પ્રમાણે હતી. તે માપનો ઉપયોગ દૂત કરતો હતો. ૧૮તે દિવાલ યાસપિસની બનેલી હતી. તે શહેર નિર્મળ કાચના જેવું શુદ્ધ સોનાનું બનેલું હતું. ૧૯નગરની દિવાલમાં પાયાના પથ્થરોમાં દરેક જાતના કિંમતી પથ્થરો હતા. પ્રથમ પાયાનો પથ્થર યાસપિસ હતો, બીજો નીલમ હતો, ત્રીજો પાનું, ચોથો લીલમ હતો. ૨૦પાંચમો અકીક હતો, છઠો લાલ હતો. સાતમો પીળો તૃણમણિ હતો આઠમો પિરોજ હતો, નવમો પોખરાજ હતો. દશમો લસણિયો હતો. અગિયારમો શનિ હતો, બારમો યાકૂત હતો. ૨૧ત્યાં બાર દરવાજા અને બાર મોતી હતાં, દરેક દરવાજો એક એક મોતીમાંથી બનાવ્યો હતો. તે શહેરની શેરી શુદ્ધ સોનામાંથી બનાવાઈ હતી. સોનું નિર્મળ કાચના જેવું હતું.

૨૨મેં શહેરમાં મંદિર જોયું નહિ કારણ કે તે પ્રભુ દેવ સર્વશકિતમાન અને હલવાન (ઈસુ) એ જ મંદિર છે. ૨૩તે શહેર પર સૂર્યને કે ચંદ્રને પ્રકાશવાની જરૂર નથી. દેવનો મહિમા શહેરને પ્રકાશ આપે છે. તે હલવાન શહેરનો દીવો છે. ૨૪દુનિયાના લોકો તેના પ્રકાશમાં ચાલશે. પૃથ્વીના રાજાઓ પોતાનું ગૌરવ શહેરમાં લાવશે. ૨૫તે શહેરના દરવાજાઓ દિવસ દરમ્યાન કદાપિ બંધ રહેશે નહિ. કારણ કે ત્યાં રાત્રિ નથી. ૨૬સર્વ પ્રજાઓનું ગૌરવ અને સન્માન શહેરમાં લવાશે. ૨૭શહેરમાં કદાપિ અશુદ્ધ પ્રવેશ કરશે નહિ. જે વ્યકિત શરમજનક કાર્યો કરે છે અથવા જૂઠું બોલે છે તે આ શહેરમાં પ્રવેશ કરશે જ નહિ. ફક્ત તે જ લોકો જેઓનાં નામો હલવાનના જીવનના પુસ્તકમાં લખેલાં છે તેઓ જ પ્રવેશ કરશે.

૨૨ પછીથી તે દૂતે મને જીવનના પાણીની નદી બતાવી. તે નદી સ્ફટિકના જેવી ચમકતી હતી. તે નદી દેવના અને હલવાનના રાજયાસનમાંથી વહે છે. ૨તે શહેરની શેરીની મધ્યમાંથી વહે છે. જીવનનું વૃક્ષ નદીની બંન્ને બાજુ પર હતું. જીવનનું વૃક્ષ વર્ષમાં બાર વખત ફળ આપે છે. તે પ્રતિ માસ ફળ આપે છે. તે વૃક્ષનાં પાંદડાઓ બધા લોકોને સાજા કરવા માટે છે. ૩ત્યાં કોઈ પ્રકારનો શાપ થનાર નથી. દેવ જે ગુનાઓનો ન્યાય કરે છે એવું કંઈ ત્યાં તે શહેરમાં હશે નહિ. દેવનું અને હલવાનનું રાજયાસન તે શહેરમાં હશે. દેવના સેવકો તેની આરાધના કરશે. ૪તેઓ તેનો ચહેરો જોશે દેવનું નામ તેઓના કપાળો પર લખેલું હશે. ૫ત્યાં કદાપિ રાત થશે નહિ. લોકોને દીવાના પ્રકાશની કે સૂર્યના પ્રકાશની જરૂર રહેશે નહિ. પ્રભુ દેવ તેઓને પ્રકાશ આપશે. અને તેઓ રાજાઓની જેમ સદાસર્વકાળ રાજય કરશે.

૬તે દૂતે મને કહ્યું કે, "આ વાતો સત્ય છે અને વિશ્વાસપાત્ર છે. પ્રભુ જે પ્રબોધકોના આત્માઓનો દેવ છે. તેણે તેના દૂતને જે થોડી વારમાં થવાનું જ છે તે તેના સેવકોને બતાવવાં મોકલ્યો છે."

૭"ધ્યાનથી સાંભળો! હું જલદીથી આવું છું. જે વ્યકિત પ્રબોધના વચનોને પાળે છે તેને ધન્ય છે."

૮હું યોહાન છું. મેં આ સાંભળ્યું ને જોયું. ત્યારે જે દૂતે મને એ વાતો દેખાડી, તેને વંદન કરવા હું પગે પડયો. ૯પણ તે દૂતે મને કહ્યું કે, "મને વંદન કર નહિ, હું તો તારા જેવો છું અને તારો તથા જે પ્રબોધકો તારા ભાઈઓ છે તેઓનો તથા આ પુસ્તકની વાતોને પાળનારાઓનો સાથી સેવક છું. તું દેવની આરાધના કર!"

૧૦પછી તે દૂતે મને કહ્યું કે, "આ પુસ્તકના ભવિષ્ય કથનના વચનોને ગુપ્ત રાખીશ નહિ. આ વાતો થવાનો સમય નજીક છે. ૧૧જે વ્યકિત અન્યાયી છે તેને અન્યાય કરવાનું ચાલુ રાખવા દો. જે વ્યકિત મલિન છે તેને મલિન થવાનું ચાલુ રાખવા દો. જે વ્યકિત સાચું કામ કરે છે તે સાચું કામ કરવાનું ચાલુ રાખે. જે વ્યકિત પવિત્ર છે તે હજુ પવિત્ર થવાનું ચાલુ રાખે."

૧૨"ધ્યાનથી સાંભળો! હું જલદીથી આવું છું! હું મારી સાથે બદલો લાવીશ. હું દરેક વ્યકિતને તેઓના કરેલાં કાર્યોનો બદલો આપીશ. ૧૩હું આલ્ફા અને ઓમેગા છું. પ્રથમ અને છેલ્લો છું. હું આરંભ અને અંત છું.

---

**સ્ટેડીઆ** એક સ્ટેડીઆ તે લગભગ ૨૦૦ વારનું અંતર. ૧૨૦૦૦ સ્ટેડીઆ એટલે ૧૪૦૦ માઈલ અથવા ૨૨૦૦ કીલોમીટર.

૧૪"તે લોકો જેઓએ તેઓના ઝભ્ભા ધોયા છે તેઓને ધન્ય છે. તેઓને જીવનનાં વૃક્ષમાંથી ખોરાક ખાવા માટેનો હક્ક મળશે. તેઓ દરવાજાઓમાં થઈને નગરમાં જઈ શકશે. ૧૫શહેરની બહારની બાજુ કૂતરાંઓ (દુષ્ટ લોકો) છે, તે લોકો અશુદ્ધ જાદુ કરે છે, વ્યભિચારનાં પાપો કરે છે. બીજા લોકોનાં ખૂન કરે છે, મૂર્તિઓની પૂજા કરે છે, અને અસત્યને ચાહે છે અને જૂઠું બોલે છે.

૧૬"મેં, ઈસુએ મારા દૂતને આ વાતો મંડળીઓને (વિશ્વાસીઓના સમૂહ) કહેવા માટે મોકલ્યો છે. હું દાઉદના પરિવારનો વંશજ છું. હું પ્રભાતનો પ્રકાશિત તારો છું."

૧૭આત્મા અને કન્યા બન્ને કહે છે કે, "આવ!" પ્રત્યેક વ્યક્તિ જે આ સાંભળે છે તેણે પણ કહેવું જોઈએ, "આવ!" જો કોઈ વ્યક્તિ તરસ્યો હોય, તેને આવવા દો; જો તે ઈચ્છે તો તે વ્યક્તિ વિનામૂલ્યે જીવનનું પાણી લઈ શકે.

૧૮જે આ પ્રબોધનાં વચનો સાંભળે છે તે દરેક વ્યક્તિને હું ચેતવું છું. જો કોઈ વ્યક્તિ આ વચનોમાં કાંઈક ઉમેરો કરશે, તો દેવ તે વ્યક્તિને આ પુસ્તકમાં લખેલી મુસીબતો આપશે. ૧૯અને જો કોઈ વ્યક્તિ આ પુસ્તકના પ્રબોધનાં વચનોમાંથી કંઈ પણ કાઢી નાખશે, તો દેવ તેનો ભાગ જીવનનાં વૃક્ષમાંથી, અને પવિત્ર નગરમાંથી, એટલે જેના વિષે આ પુસ્તકમાં જે લખેલું છે, તેમાંથી કાઢી નાખશે.

૨૦ઈસુ કહે છે કે આ વાતો સત્ય છે. હવે તે કહે છે કે, "હા, હું જલદીથી આવું છું."

આમીન. હે પ્રભુ ઈસુ, આવ!

૨૧પ્રભુ ઈસુની કૃપા (દયા) સંતો પર હો! આમીન

# License Agreement for Bible Texts

***World Bible Translation Center***
***Last Updated: September 21, 2006***



**These Scriptures:**

- Are copyrighted by World Bible Translation Center.
- Are not public domain.
- May not be altered or modified in any form.
- May not be sold or offered for sale in any form.
- May not be used for commercial purposes (including, but not limited to, use in advertising or Web banners used for the purpose of selling online add space).
- May be distributed without modification in electronic form for non-commercial use. However, they may not be hosted on any kind of server (including a Web or ftp server) without written permission. A copy of this license (without modification) must also be included.
- May be quoted for any purpose, up to 1,000 verses, without written permission. However, the extent of quotation must not comprise a complete book nor should it amount to more than 50% of the work in which it is quoted. A copyright notice must appear on the title or copyright page using this pattern: "Taken from the HOLY BIBLE: EASY-TO-READ VERSION™ © 2006 by World Bible Translation Center, Inc. and used by permission." If the text quoted is from one of WBTC's non-English versions, the printed title of the actual text quoted will be substituted for "HOLY BIBLE: EASY-TO-READ VERSION™." The copyright notice must appear in English or be translated into another language. When quotations from WBTC's text are used in non-saleable media, such as church bulletins, orders of service, posters, transparencies or similar media, a complete copyright notice is not required, but the initials of the version (such as "ERV" for the Easy-to-Read Version™ in English) must appear at the end of each quotation.

Any use of these Scriptures other than those listed above is prohibited. For additional rights and permission for usage, such as the use of WBTC's text on a Web site, or for clarification of any of the above, please contact World Bible Translation Center in writing or by email at distribution@wbtc.com.

World Bible Translation Center
P.O. Box 820648
Fort Worth, Texas 76182, USA
Telephone: 1-817-595-1664
Toll-Free in US: 1-888-54-BIBLE
E-mail: info@wbtc.com

**WBTC's web site –** World Bible Translation Center's web site: http://www.wbtc.org

**Order online –** To order a copy of our texts online, go to: http://www.wbtc.org

**Current license agreement –** *This license is subject to change without notice. The current license can be found at:* http://www.wbtc.org/downloads/biblelicense.htm

**Trouble viewing this file –** If the text in this document does not display correctly, use Adobe Acrobat Reader 5.0 or higher. Download Adobe Acrobat Reader from:
http://www.adobe.com/products/acrobat/readstep2.html

**Viewing Chinese or Korean PDFs –** To view the Chinese or Korean PDFs, it may be necessary to download the Chinese Simplified or Korean font pack from Adobe. Download the font packs from:
http://www.adobe.com/products/acrobat/acrrasianfontpack.html